---

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. સપ્ટેમ્બર, ૧૯૨૦. અંક ૧ લો

## મુંબારક નવું સાલ ગેતીને થાય.

નવરંગના નવરોઝી અંક માટે ખાસ રચનાર—કવિ આદિલ.

સદી બારમી યઝદેઝરદી છે હાલ,
મુબારક નેવું જે ઊપર આજ સાલ.
નિવડજો ખુશાળી ભરેલું તમામ,
સદા રહો તનો મન મઘન ખાસો આમ
ફળે બસ્તેકુસ્તીયાંનોને. દરેક,
મળે શાદમાની રહે ઊંચ ટેક.
આવ્યો સુર્ય છે બુર્જમા મેષ આય,
મુબારક નવું સાલ ગેતીને થાય

૧.

ખેડમા વધારો, ને રોઝી વધે,
વેપારો વણજનીબી વૃદ્ધિ બધે.
તને રાખે સુખયાં મને રાખે પૂર,
ધરાયલાં ધને રાખે સઊને જરૂર.
મળે ઝન ને ફરઝનનું સુખ બેશુમાર,
મુરાદો ભરીની થજો નાવ પાર.
ગોગર સદા સર્વને રહે સહાય,
મુબારક નવુ સાલ ગેતીને થાય.

૨.

ફળીભૂત થાયે ઊમેદી શજર,
જેના ડાળી પાનો ફળો રહે અમર.
ઘરોઘરમા શાદી, ઘરોઘર ચમન,
ચમનમા સદા રહો હુમા અંજુમન.
શું અદના શું આલા ગની કે ગદા,
રહો પૂર ઝરથી ગોંહરથી સદા.
જુઓ સુખ ફરઝંદોનું બાપ માય,
મુંબારક નવું સાલ ગેતીને થાય.

૩

અવિચળ પિતાનુ ને માતાનુ સુખ,
સદા પામો ફરઝંદોણી હસ્તે સુખ.
રહો ભાઇ બેહેનોની જોડી અમર,
ખુશીમા રહો નારો નરના જીગર.
મદદગાર સર્વેનો રહો દાદગર,
ગમી ટાળે, ગેતીનો ગેલવાદગર
દોઆ નેંક આં દીલથી 'આદીલ' ગાય,
મુંબારક નવું સાલ ગેતીને થાય.

૪.

# આમદાદની બંદગી.

શામ કલ્યાણ.

(રાહ): "કાર્ય રૂડા એક કાજે રે."

સુંન સુંન ઓ જગવાની રે!
છુ હું ઉભો સવાલી—(ટેક)
એક શિવા તું, ખલકના ખુદાયા!
જગત બધી છે ખાલીરે—છું હું (૧)
એજ અરજ હું કરૂં આમદાદે,
દે જે બધાં દુઃખ ટાળીરે—છું હું૦ (૨)
પાલણહાર ખરો તું અમારો,
તેં કુલ દુનિયા પાલીરે—છું હું૦ (૩)
મદદ! કહે આય ભવ પાર ઉતારૂં.
કોણુ તણો હાથ ઝાલીરે—છુ હું (૪)
એક અને નેક છે તુંજ ગેબી!
તારી ખુબીઓ નિરાલીરે—છું હું (૫)
આપ મને નેક, ઓ નેક! નેકી,
શોભું મતથીજ ચાલી રે—છું હું૦ (૬)
"દિલજાન" કેરી ગમી સર્વ ટાલી.
નિશદીન દે જે ખુશાલીરે—છું હું૦ (૭)

(મરહુમ કવિ દા. એ. તારાપોર

# સાલ મુબારક!

શુક્ર તે ફિરસ્તાના હજારો હજાર કે 'નવરંગ' એક વધુ સાલ હૈયાતી ભોગવી તે પવિત્ર પાલનહારની અપૂર્વ મહેરથી નૂતન વર્ષની પ્રભાત નિરખવાને નશીબવંત નિવડયું છે. ગત વર્ષ વિશ્વ ઉપર ત્રાસ વર્તાવી રહેલા ભયંકર યુદ્ધની પૂર્ણાહુતી થઇ ગએલ હોવાથી અમોએ વકકી રાખી હતી કે ભારે મોંઘવારીનો દુષ્ટ સમય હવે થોડાંમાં ઇશ્વર ઇચ્છાથી સદાનો ટળી જશે અને તેના પ્રતાપે આ મિસ્કીન માસિક કંઇ ઓર રંગ બતાવવા ભાગ્યશાળી થશે પણ એ અમારી ઉમીદ ખોટી પુરવાર થઇ છે. મોંઘવારી ઉલટી વધી છે, અને આજે જ્યારે અમો આ લખ્યે છીએ ત્યારે તે લડાઇના કાળ કરતાએ જીયાદા છે. દરેક વસ્તુ અનહદ મોંઘી થઇ છે, કિંતુ છાપખાનાને લગતી જોઇતી સામગ્રીઓ અને વળી આવોસાથ માણસોની તાણ અને મોંઘવારી તો અવર્ણનિય છે. તથાપી અમોએ અમારો પ્રયાસ, અમોએ ઉમીદ બાંધી હતી તેટલો નહીં તો, જેવો તે ગત સાલો દરમ્યાન હતો તેવો તો જારીજ રાખ્યો છે અને ગુણગ્રાહક વાચક સજ્જનોના ઉદાર આશ્રયની બરકતથી ચાલતા વર્ષમાં પણ તેમજ ગાડું ગબડાવવાનું નિર્ધાર્યું છે.

આજનો અંક કદરદાન વાચકોના હાથમાં મેલતા અમને વિશ્વાસ છે કે તે તેઓની પસંદગીપાત્ર અવશ્ય પુરવાર થશે ગતાંકમાં અમોએ વિદીત કર્યું હતું તેમ એમાં કંઇ નજીસ મિત્રો કે 'જે આવ્યું તે છાપી માર્યું' એવી કુથા જેવી બાબતોથી ભરેલો નથી, પણ ગુજર સાહિત્યના અનેક વિદ્વાન સાક્ષર સજ્જનોએ એને દિપાવ્યો છે કે જે ગર્વનો આ તગડકે અનિ દિલોજાન આભાર માનવાની અમો રજા લઇએ છીએ સુભાગ્યે 'નવરંગ'ને લેખકોનો તોટો નથી, 'એકાદ' એકલદોકલ ધાન ખાનાંના લેખક ઉપર તેને વઇ ચલાવવું પડતુ નથી, કે નથી તેને વાર્તાના હપ્તાઓ બરાબર ન મળવાના કે લેખકોની કુચાલના બળાપાઓ કરવા પડતા 'નવરંગ' પરત્વેની લેખકોની કૃપા દૃષ્ટિ તેને માન અને મગરૂરી ઉપન્ન કરે એવી છે, અને તેઓ વળી 'નવરંગ'માં કલમ ચલાવવામાં માન અને મગરૂરી માને છે, એ 'નવરંગ' માટે અતિ હરખાનાર છે.

અમારા દિનશોઝ મિત્ર મી૦ એ.લજી હોરમસજી દેશાઇ આ માસિકના જન્મથીજ તેને પોતાનું સમજીને તેની ઘણી સેવા ઉઠાવતા આવ્યા છે, અને ગયા સાલમાં પણ તેને માટે એ ભાઇએ ઘણો શ્રમ લીધો છે જે માટે અમો આભારી છીએ.

આ અંકમાં સ્થળ સંકોચને લીધે મીસ સુના ઇરાનીની ચાલુ વારતા અને [illegible] પડિતનો નાટક પ્રગટ થવા પામ્યો નથી તે માટે અમો દીલગીર છીએ

ખતમ કરતા, અમારાં મેહેરબાન વાચકો, અમને જાહેર ખબરથી સહાય થનારા સદગૃહસ્થો, જરથોસ્તી આલમ અને અખીલ વિશ્વને આજથી બેસતું નવુ સાલ તેઓની દરેક ભલી મુરાદોમાં, આબાદીમાં, સુખશાતીમાં, વૃદ્ધીમાં મુબારક અને ભરપૂર વધારો કરનાર નિવડો ખરાં અંતઃકરણથી અમો ઇચ્છીએ છીએ. આમીન!

# બાપના શ્રાપ.

## (યુરોપ્યન સંસારની એક વારતા.)

### પ્રકરણ ૧ લું.

—:o:—

"લીનની લલના કહેવાવો છો તે આપજ કે?" તેણે હમીને પ્રશ્ન કર્યો, "મેં અત્રે આવ્યા પછી એ સિવાય બીજું કાંઈ ગોયા સમજ્યુંજ નથી. પેલી જુની નિશાળના બધા શિક્ષકો અને તેના અર્ધો અર્ધ શિષ્યો પણ એમજ કહે છે."

"તેઓ ઘણા મહેરબાન છે," તેણીએ લજવાઇને જવાબ કર્યો, "જોકે હું તેઓમાંના કોઇને પણ ઓળખતી નથી કે તેઓ માહરે માટે શું વિચાર ધરાવે છે યા બોલે છે તે જાણતી નથી."

"તેઓ તમને લીનની લલના કહી ઓળખાવે છે," તેણે કહ્યું, "એક ગામડેની લલના તરીકે ઓળખાવામાં તમો મોજ માનો છો કે?"

"લીન કાંઈ ગામડું નથી," તેણીએ ગંભીરાઇથી ઉત્તર કર્યો.

"ત્યારે શું છે?"

"લીન એક પ્રાન્તનુ શહેર છે, બહુજ પુરાણું, યાદગાર અને ઐતિહાસિક સ્મરણોથી ભરેલું. તે એક ગામડા કરતાં ઘણી અગત્યતા ધરાવતુ મથક છે!"

"ત્યારે તમે લીનની લલના તરીકે સંતોષી છો!" તે બોલ્યો

"હા! હુ સતોષી છું. હુ કશાથી બી સંતોષ પામુ એવી છું! આ સુન્દર દુનિયામા દમ ભરવાનુંજ હું સૌથી વધુ સુખી સમજું છું!" તેણીએ હસીને કહ્યુ,

તેણે પોતાની આજુબાજુ જોયું,—લીલાં ઝાડો, સુન્દર ચળકતાં પાણી, અને સ્વચ્છ આકાશ એ સર્વ ઉપર તેણે પોતાની ચસ્મો દોડાવી અને મનથી વમાસ્યું કે તેની સામે ઉભેલી લીનની લલનાનો મોહક મુખડો તે સર્વ કરતાં જાસ્તી આકર્ષક અને મોહ પમાડનારો હતો.

"મેં નહી ધાર્યું'તું. હું જ્યારે કસોવર ફાર્મમાં આવી વસ્યો ત્યારે મેં, સ્વપ્ને પણ ન ધાર્યું હતુ કે તમારી એટલી નજીક રહેવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થશે! એ માહરે મન અતિ નસીબવંત છે. તમે એમ ધારતા હશો કે હું અતિશયોક્તિ કરતો હોઇશ, પણ તેમ નથી, ખાત્રીથી માનજો કે માહરી નઝર જેની તમારા સુન્દર આકાર ઉપર પડે છે કે તતકાળ મને અખિલ અવની સૌંદર્યથી ભરેલી ભાસે છે! તમારા ચ્હેરા ઉપર માહરી નઝર પડે છે ત્યારે મને સૂર્યનો પ્રકાશ, તારાઓનુ તેજ, પક્ષિઓનું મધુર કલ્લોલ અને સુન્દર પુષ્પોના મધુરો સુવાસનો ખ્યાલ આવે છે!"

તેણી હસી. તેણીની નઝર નીચે નમી પડી.

"ત્યારે મારો ચ્હેરો કદાપિ અન્જમ જેવો વિચિત્ર હશે કે તમને એ સર્પનો ખ્યાલ આવે છે"

જો કે તેણી હસી તોપણ તે જોઇ શક્યો કે તેના શબ્દોથી તેણી રાજી થઇ હતી, અને તેણીની મોહક ચસમો જે તેણીએ નીચે નમાવી દીધી હતી તે ખુશાલીથી ચમકતી હતી.

"તમે ફાર્મમા રહેવાં કાં આવ્યા?" તેણીએ પૂછ્યું. તેનો જવાબ દેતા અગાઉ તેણે એક નિશ્વાસ નાખ્યો.

"નિશાળમાં બધુ ગમઘોર અને અણગમતુ હતું," તેણે કહ્યું, "તેની ઇમારત બહુ પુરાણા કાળની અને આજુબાજુથી ઉંચા ઝાડોથી તમામ ઘેરાયલી છે—એટલી બધી કે કોઇ કોઇ ઓરડામાં તો વાચી કે લખી શકાય એટલો પ્રકાશ પણ પ્રગટી શકતો નથી, અને મને તડકું, ઉજાસ અને ચોખી હવા બહુ પસંદ છે. મેં ત્યા રહેવાની તજવીઝ તો કીધી પણ મને મુદલ ગમ્યુંજ નહી."

તેણીએ તેના ચ્હેરામાં અજાયબીથી જોયું.

"તમે અંગ્રેજ નથી?"

"નહી! હું અંગ્રેજ નથી. હુ દુનિયાના સર્વથી ખુબસુરત, લીલી અને વાયોલેટના મુલક ફ્રાંસનો વતની છું."

"તમે ફ્રેંચમેન જેવા દિસતા નથી," તેણીએ કહ્યુ અને પોતાની ચસમો નીચે કરી દીધી—એવા ડરથી કે તેણીએ તેની મુખમુદ્રાનુ બારીકાઇથી નિરક્ષણ કર્યું હતુ એમ રખે તે તેમા વાચી લે "તમે દેખાવડા, ઉંચા ને કદાવર છો!" તેણીએ જારી રાખ્યું. "તમારી આંખો ભૂરી છે. તમે એક ફ્રેંચમેન કરતાં એક સૅક્ષન જેવા વધારે લાગો છો"

"હુ કેવો લાગુ છુ તેની મને દરકાર નથી. દરકાર મને એટલીજ છે કે હુ તમને પસંદ છું યા નહી," તેણે ઝડપમા કહ્યુ, અને ખચીત તે તેને પસંદ હતો; પણ કેટલો બધો તે તેણી, તેને કહેવા માગતી ન હતી.

"મેં "તમારૂં નામ સમજ્યું છે," તેણી બોલી, "મહરા ફાર્મ ઉપરના માણસો તે બોલતા હતા, જોકે તે તેઓ શુદ્ધ ઉચ્ચારે બોલી શકતાં નહી."

"મહરૂં નામ લીઑં ડ મૅાંટાના છે," તેણે નમીને કહ્યું.

"અને તમે——" તેણી અટકી ગઇ, પણ તે અધુરૂં વાક્ય તે ફ્રેંચમેને પુરૂં કર્યું.

"હુ મારા દેશથી ન્હાસી છુટેલો છું! ફ્રાન્સના જુનામા જુનાં કુટુમ્બનો હુ નમીરે છું. મહરા બાપદાદાઓ મોટી મિલ્કતોના ધણીઓ હતા. હુ ગરીબ, મિત્રો અને ઘરબાર વિનાનો છુ. હુ મારૂ ઉદરપોષણ મારી માતૃભાષા ભણાવીને કરૂં છું."

"તમારો ખેતાબ શું છે?"

"કૉંટ ડ મૅંટાના મહરો ઇલ્કાબ છે:" તેણે કહ્યું.

"નિશાળમાં તે જાહેર છે કે?"

'ફક્ત વડા શિક્ષક જાણે છે છોકરાઓ તે જાણે નો તો માહરી કમબખ્તીજ ! તો તો તેઓ મને રૂમ રૂમ પેકરાવે ફક્ત વડા શિક્ષક જાણે છે, અને બીજા તમે!" તેણે પોતાનો અવાજ નરમ કરતા કહ્યું "હું એ બધું વિસરી જવા યત્ન કરૂં છું માહરી સ્વદેશ ભૂમિ અને એ માનવંત ઇલ્કાબ માત્ર હું એટલુંજ યાદ રાખવા માગું છું કે હું લીઓ ડ સૉલ્ડાના સેંટ ઍડનડ ગ્રામર સ્કુલનો ફ્રેંચનો શિક્ષક છું"

"હું ઇચ્છું છું કે હું તમારે માટે મદદ કરી શકું," તેણી બોલી.

"તમે કરી શકશો ?' તે આતુરતાથી બોલ્યો, "તમે માહરી જીંદગી અંતકાળ સુધી સુખી ને ખુશાલ કરી શકશો. તમે મને ભેટતા રહેશો, માહરી સાથ બોલતા રહેશો તો મને અતિ આનંદ થશે. આપણે પાડોશીઓ થઇને રહીશું તમને મળવાનો-તમારી સાથ બે વાત કરવાનો સમય મને પ્રાપ્ત થશે તો મને ઘણું સુખ થશે, કેમકે મારી અદ્યાપિ પર્યન્તની જીંદગી એક પણ મિત્ર વિનાની અને રસ વગરની છે તમારૂં નામ શું છે ? લીનની લતના ઉપરાંત તમારૂં નામ તો કાંઇ હોવું જોઇએજ ?"

"માહરૂં નામ લીમા ડરવન્ટ છે.'

"લીમા!' તે બોલ્યો, "એ તો સ્પેનીશ શબ્દ છે"

'નહી એ નામ મને શા માટે આપવામા આવ્યું છે તે વિષેની સત્ય વાત કદાપિ તમે કલ્પી શકશો નહી તમો કોઇ દિવસ એવી ઓરતોને મળ્યા છો કે જેઓ દેખાવમા તમામ પ્રકૃતિની અને ભોળા જેવી લાગે છે પણ તેઓના આચાર વિચારો અશુદ્ધિ અને ... તત્વોથી ભરેલા રહે છે. માહરા માતાજી તેવી ઓરતો માહેલા છે તેણીને પોતાને તે ખબર નથી, તેણીએ કવિતાઓ વાંચી નથી, તેણીને બરાબર કેળવણી પણ મળી નથી ... બી તેણી એમ હમેશા કહે છે કે પક્ષિઓની વાતચીત તે સમજી શકે છે, દરિયાપારથી ...નો પવન પોતા સાથ શું સન્દેશો લાવ્યો છે તે તે જાણે છે, તેણી દરેક ફુલો અને ...ડાના ભેદભરમ પારખી શકે છે. પક્ષિઓએ કયા માળો બાંધવો તે તે કલ્પી શકે છે,—અને તમે શું ધારો છો ? તેણીને સૌથી વધુ પસંદ શું છે ?'

"હું કલ્પી શકતો નથી." તેણીના રતાશ પકડેલા મોહક મુખડા ભણી વખાણથી જોતા તે બોલ્યો

'લાઇમના ઝાડો," તેણી બોલી 'પેલા ખુબસુરત, ચળકતા સોનેરી પીળાશ ધરાવતા લાઇમના ઝાડો કે જે ઍનન વૉટરની આસપાસમા વિપુલ પ્રમાણમાં છે, માહરા માતુશ્રીને તે બહુ પસંદ છે માહરા પપા ડીઅર તો કહે છે કે તે તેણીને ધર્મ જેટલા વ્હાલા છે તેઓ તેણીને ઍનનવૉટરમા લાવ્યા હતા ત્યારથી તે કલાકોના કલાકો એ લાઇમના ઝાડોની ઘટાઓમા વ્યતિત ગુજારે છે માહરૂં નામ એ તેણીની માનીતી પસંદગી ઉપરથીજ આપેલું છે, ખરેખર તો હું લાઇમની લીમા છું, અને તમો જાણો છો માહરા મમા શું કહે છે ને ?' તે મીઠી મધુરીએ પોતાનો બડબડાટ જારી રાખ્યો, 'તેણી કહે છે કે મારા જન્મ પછીનો આ લાઇમના ઝાડોની ઘટાઓમા જે પવન ફુંકે છે તે અપશુકનના પડઘા પાડે છે ! તે કહે છે કે માહરે માટેની ભાવિ ધાસ્તીની એ નિશાની છે હું તે માનતી નથી!—તમે માની શકો છો ?" તેણીએ પોતાનો શરમાળ થયેલો મુખડો તેના ભણી ઉંચો કરી પુછ્યું.

"હુ તમારે માટે અપશુકન માનુ?—નહી, તે બનવા જોગજ નથી! તમારો ચ્હેરો જેટલો સુન્દર છે તેટલુંજ સુન્દર તમારૂં ભવિષ્ય હશે, મિસ ડરેન્ટ!"

"માહરા પપા હમેશ તેને ઠપકો આપે છે!" તેણીએ ગભીગભરથી કહ્યુ, "પણ તે મધણું છતા ભી જ્યારે પણ અમે તે ઘટાઓમા એકના ફરતા હોઇએ છીએ ત્યારે જો પવનનો સુસ્વાતો જોરમા આવે છે તો તેણી મને સમ્બોધીને કહે છે, સંભાળજે, લીમા! ઘણું સભાળજે. પવનનો પડઘો તાહરે માટે સંકટનો સદેશો આપે છે!"

"તમે તેથી બીહો છો?" લીઓએ પુછ્યુ.

"નહી! જરા બી નહી આ સુખી દુનિયામા દુખનું નામ વગીર માહરે માટે છે એમ હુ માનતી નથી!" તેણી બોલી

"હું ઇચ્છુ છું કે તમારી જીદગી આ ખુરાનુમા એવનવોટરના જેવી આનન્દી ને સુખી જાય!" તેણે એટલુ બોલી આજુબાજુ જોયું તે કવિ કે ચિનારો ન હતો છતા ત્યાની કુદરતના અલૌકિક દેખાવથી તે હયરત રહયો

"આખા ઇગ્લંડમા, એવન વૉટર નદીથી સુન્દર જગ્યા તરીકે મશહુર છે. કવિઓએ તેની ખુબસુરતીના વખાણ ગાયા છે, અને ચિતારાઓએ પોતાની પીછીઓથી તે કેન્વાસ ઉપર ઉતાર્યા છે! કોઇપણ ઋતુમા વખાણવા જોગ ખુબસુરતીનો આયનો તે જોનારની નજર સમક્ષ રજુ કરે છે. એવેનવોટરના ઉડા, પહોળા અને લાંબા ખુબસુરત ઝરાની એક કોરે લીનનુ પુરાણું શહેર અને જગલ આવ્યુ છે, બીજી કોર ઘરસોથી એલન વોટર મીલ નાને ઓળખાતી એક અનાજ દળવાની ગીરણી આવેલી છે કે જે તે ઝરાના ઝડપી વહેતા પાણીના બળથી ચાલે છે, એ સુન્દર ઝરાના કિનારાની એક દિશાએ મોટા સુશોભિત લાઇમના ઝાડો હારેકટાર આવેલા છે, અને પાણીને ચુમતા દરિયાઇ વેળાઓ તથા લીના ઘાસોની વચ્ચે ઉગી નીકળેલા 'ફરગેટ–મી–નોટ'ના ફુલો કોઇ અજબ મનહર દેખાવ જોનારની નજર આગળ ઉભો કરે છે!

તે એક સહવાર હતી આજથી અર્ધી સદી અગાઉની મે મહિનાની એક સહવાર તે મીલરની પરીસુરત છોકરી, ફરતી ફરતી એલનવોટર ઉપર એક જગ્યાએ નાખવામા આવેલા એક જૂની ઢબના પૂલ ઉપર તે બીગાનાને મળી હતી કે જે બીગાનાને તે ઘણી વાર તે તરફ ફરતો જોતી હતી, પણ તેની સાથ આજ અગાઉ તેણીને કદી બી વાતચીત થઇ ન હતી લીમા ડરવન્ટનો ફ્રોક ત્યા પડેલા કાંટાઓની વાડમા ભરાઇ ગયો અને તે તેણી છુટો કરી ન શકી તેટલા તે બીગાનાએ આવીને મદદ આપી તેણીનો ડ્રેસ છુટો કર્યો અને ત્યાર કેડે અમોએ ઉપર વર્ણવેલી વાતચીત તેઓ વચ્ચે થઇ કે જે પાછળથી ઘણા મહત્વના પરિણામો નિપજાવનાર હતી.

## પ્રકરણ ૨ જું.

—— * ——

એવન વોટરના પૂલ ઉપર ખુશ ગોફતગોમા ઉભેલી તે એક વિચિત્ર જોડી હતી કે જે ઉપર વર્ણવેલી ગોફતગો પછી થોડાજ વખતમા કમને છુટી પડી એક વિચિત્ર જોડી કારણ

તેણી પોતાની અનુપમ ખુબસુરતી, નાજુકતા અને ભુલબુલસમ સરોદ છતાં એક સાધારણ દળણું દળનારની પુત્રી હતી કે જ્યારે તે ઘરબાર કે મિત્રો વિનાનો લગભગ ભિક્ષુકની અવસ્થાનો પણ ફ્રાંસના આલી ખાન્દાનનો એક નબીરો હતો!

એક વિચિત્ર જોડી-કિન્તુ તેઓ એકમેક-તરફ પૂરતાં આકર્ષાયાં હતાં. લીઓં ડ સૉલ્ડાના તેણીથી છુટો પડી પાછો ફરતાં વારંવાર પીઠ ફેરવીને તેણીનો જતો આકાર કાંઇ અજબ લાગણીથી જોતો હતો, અને લીમા ડરવન્ટના વિચારો પણ તેનેજ લગતા હતા.

એક દલણું દળનારની દીકરી છતાં આજ સહવારે તેણીના સાદા બહુ ડ્રેસમાં તે સજ્જ થયલી સુન્દરીને કોઇ જોય તો કોઇ તેણીને એક શાહજાદીજ માને. તેણીનો બાપ એક વગવાળો આસામી હતો. તેણે પોતાની દીકરીને પોતાની પદ્ધિ કે હાજત કરતાં ઘણા ઉંચા દરજ્જાની કેળવણી આપી હતી. તે ગોટી મીલકત તેના બાપદાદાથી તેનાં કુટુમ્બની માલેકીની હતી અને તે માટે ડરવન્ટ ફૅમીલી ઘણી મગરૂર હતી. તે મીલ સાથ તેની આજુબાજુની વિશાળ જમીનો પણ તેઓનીજ હતી. તેનો હાલનો માલેક જૉન ડરવન્ટ બહુ ન્હાની ઉમરે તે સઘનો ધણી થયો હતો અને તે તે વખ્તની સર્વથી ખુબસુરત સુંદરીને વર્યો હતો. તેણી નરમ દીલની, દયાળુ, ઉદ્યોગી અને હદવિનાની ખૂબસુરત હતી, પણ તેણીની ખાસીયત તે મીલર સમજી શકતો ન હતો. તે તે માટે તેણીને બેવડો ચાહતો હતો. તેણીમાં કઇ વિચિત્ર પ્રકારની કવિતાઇ અને અલૌકિક વિચારશકિત હતી. તેણી હવામાં સંગીતના ભરોંદા સમજી શકતી હતી કે જે કોઇ બીજું સાંભળવા સમર્થ ન હતું! ઘણી ગુંચવણ ભરી બાબતો જે બીજાઓ ઉકેલી કે કળી શકતાં ન હતાં તે તે સહજમાં ઉકેલતી હતી. તેણી કુદરતી ખૂબસુરતીઓની મોટી વખાણનાર હતી, અને તેઓના આદેશો સમજવાનો દાવો કરતી હતી. તે મીલર પોતાની રૂપસુન્દર પરણેતરની તે શકિત જોઇ આશ્ચર્યચકિત થતો હતો. તેઓનાં એક થવા પછી ઘણે વરસે તેણીએ પોતાના ભરથારને એક દીકરીથી નવાજ્યો. તે દીકરી પાછળથી તે ઘરનો સૂર્યજ થઇ પડી. તે જન્મથીજ એટલી ખુબસુરત, એટલી નાજુક અને એટલી ચાલાક હતી કે જૉન ડરવન્ટ તેણીને દિલાના પ્યારથી ચાહતો હતો. તેણે તેણીને ઘણી જતન અને લાડથી ઉછારી હતીઃ તેણીની કેળવણી પાછળ પણ તેટલોજ શ્રમ ખેંચ્યો હતો. તે તેણીને એક લેડી બનાવવા માગતો હતો અને તેથી તેવીજ ઉંચી કેળવણી તેણીને અપાવી હતી. તેણીને બચપણથીજ તેવીજ રીતે તેણે ફેરવી હતીઃ કાંઈ જેવું તેવું વસ્ત્ર તે બાપે કદિ તે દીકરીને પહેરાવ્યું ન હતું. ખોરાક અને બીજી જણસો પણ સર્વોત્તમ પ્રકારની ખાસ કાળજીથી તે પ્યારઘેલા પિતાએ કરાવી હતી. લીનની સર્વથી ફૅશનેબલ સ્કુલ કે જ્યાં મોટા મોટીઆરાઓની દીકરીઓ કેળવણી લેતી હતી ત્યાં તેણીને શિક્ષણ સારૂ મોકલાવવામાં આવી હતી. મિસિસ સન્ડરલૅન્ડની તે નિશાળ ફક્ત ગૃહસ્થો ને ઉમરાવોનીજ દીકરીઓને કેળવણી આપવા માટે લીનમાં મશહૂર હતી; અને જ્યારે જૉન ડરવન્ટ પોતાની બેટીને ત્યાં શીખવા દેવાની માગણી કરતો મિસિસ સન્ડરલૅન્ડ આગળ ગયો ત્યારે પ્રથમમાં તો તેણીએ સાફ ના પાડી. "એક મીલરની દીકરી માહરે ત્યાં ન ચાલે!" તેણીએ તુમાખથી કહ્યું, અને ત્યારે જોન ડરવન્ટે સૌથી રામબાણ ઇલાજ અજમાવ્યો. તે ન્હાની લીમાને તેણી આગળ લઇ ગયો અને તેણીને જોતાંજ મિસિસ સન્ડરલેન્ડે કહ્યું કેઃ—"ઓહ! એ તો એક ન્હાની લેડી છે!" અને તેણીને દાખલ કરી.

એક લેડીને છાજતીજ કેળવણી તેણીને મિસિસ સન્ડરલેન્ડની સ્કુલમાં મળી. લીમા ડરવન્ટ જ્યારે ત્યાંથી પૂરતી તાલિમ પામી પછી ફરી ત્યારે તે કેળવણીથી ફુગરાઇ કે છતરાઇ ગઈ ન હતી. પોતાનાં અભણ માબાપો તરફ નફરત કે બેદરકારી બતાવતી ન હતી. તેણી જેટલી ખુબસુરત હતી તેટલીજ સાદી ને સમજૂ હતી

હવે કેળવણી પછી તેણીને પરણાવવાનો સવાલ ઉભો થયો. એક લેડીને છાજતી કેળવણી સંપાદન કરેલી હોવાથી તેણીએ એક ગ્રહસ્થનેજ પરણવું જોઇએ એમ જોન ડરવન્ટે મનથી નક્કી કર્યું. લીનનાં કોઇ આડોશી પાડોશીઓમાથી ચાલે એમ ન હતું. જોન ડરવન્ટ એ બાબતમાં મુંઝવાતો હતો.

"પણ ઉતાવળ શું છે? લીમા કંઇ મોટી નથી થઇ ગઇ; હજી તો એને સત્તર વર્ષ છે!" મિસિસ ડરવન્ટ કહેતી.

"ખચ્ચીતજ, પણ જ્યારે થી હોય ત્યારે તેણીએ એક ગૃહસ્થનેજ પરણવું જોઇશે!" જોન કહેતો.

"જોન! તમે ભુલી જતા જણાવો છો કે લગ્નનું જોડાણ તે દાદારને હાથ છે! લીમા માટે ધણી શોધવાનું આપણુ કાર્ય નથી. તેણી પોતાના પ્યાર અને બુદ્ધિબળની મદદથી તે મેળવી લેશે!"

"છટ! પ્યાર ને બુદ્ધિબળ સલામત જોમ્યા છે એમ હુ સ્વીકારતો નથી!" તે કહેતો અને પછી તે ઉપર ઘણો ઘણો વિચાર કરતો અને પોતાનાં મનને કહેતો કે બુદ્ધિબળ અને પ્યાર કરતાં ડહાપણની વિશેષ જરૂર છે.

જોન ડરવન્ટનું એ ધારવુ ખરૂં છે, પણ અફસોસ! ડહાપણ આજ સુધીમાં ફાવ્યું નથી અને કદિ ફાવનાર પણ નથી! એ રીતે લીમા ડરવન્ટની જીંદગી ૧૭ વર્ષો સુધી તમામ સુખ ને શાન્તિમાંજ પસાર થઇ પણ અઢારમે વર્ષે તેમાં ખલલ પડી અને તે પછી તે શાંતિ ને સુખ કદિ પાછું તેણીની બાકીની જીંદગીમા તેણીએ અનુભવ્યુંજ નહી.

---

## પ્રકરણ ૩ જું.

સેંટ એડવર્ડ ગ્રામર સ્કુલે લીન શહેરને પ્રખ્યાત કર્યું છે. સેંકડો વર્ષની વાત ઉપર એ નામના એક રાજાએ તે સ્થાપી હતી અને તેના નિભાવને માટે એક ધરખમ રકમ અલાહેદી કાઢી હતી. વર્ષો વહી ગયાં હતાં; દેશમાં અનેક ઉકલપાકનો થઇ ગેઇ હતી પણ તે નિશાળ આજ સુધી ચાલુ રહી હતી, અને વર્ષોના વહેવા સાથ તેની કીર્તિમાં તેના કરતા કારવતાઓની અથાગ મેહનતને પ્રતાપે વધારો થતો રહેલો હતો. જુદી જુદી ભાષાઓ શીખવવા માટે તે જમાનાના ઘણા અનુભવીઓને મોટા ખર્ચે છોકરાઓને શીખવવા રાખ્યા હતા. ફ્રેંચને વાસ્તે એક ફ્રેચ શિક્ષક, જર્મનને માટે જર્મન એવી નિશાળ પદ્ધતિથી ત્યાં કામ લેવાતું હતું, અને પરિણામમાં શિક્ષણ બહુ સોકકમ અને ઉંચા પ્રકારનું શિષ્યોને મળતું હતું. અને ફ્રેચ શિક્ષક તરીકે કામ કરવાને લીઓંડ સોરડાના ત્યાં જોડાયો હતો.

તેની અગાઉનો શિક્ષક એકાયક બિમાર પડી મૃત્યુવશ થયો અને સ્કુલના કરતાકારવતાઓને નવા શિક્ષક સારૂ જાહેરાત આપવી પડી. તે જાહેર ખબર સોલ્ડાનાના નામીચાં ફ્રેંચ ખાનદાનના છેલ્લા નબીરા લીઓના જોવામાં આવી અને તે તુરત તે માટે આવ્યો. તેણે પોતાની સર્વ વિટક વાત તે નામીચી નિશાળના વિદ્વાન વડા શિક્ષકને કહી સંભળાવી. તે એક પણ મિત્ર કે પેની વિનાનો છના ફ્રાંસનાં એક મોઅતેબર ખાન્દાનનો નબીરો હતો. તે વડા શિક્ષકે તે કાહાંણી સાંભળી. તેથી તેની ઉપર કાંઇક અસર થઇ.

"કુટુમ્બનો અહીં સવાલ્ નથી!" તેણે તે જુવાનના આતુર મુખડા ભણી જોઇ કહ્યું. "તમે શીખવી શકશો કે એજ માત્ર માહરે જોવાનું છે."

"મને અજમાવી જૂવો," તે જુવાને આતુરતાથી કહ્યું, અને તેની તે માગણી કબુલ રહી.

"તમે ખાન્દાન કે ખેતાબ માટે કંઇ બોલતા ના," તે વડા શિક્ષકે તે જુવાન કાઉન્ટને કહ્યું. "માહરા છોકરાઓ તમામ રગેરગ બ્રિટિશ છેઃ તેઓ દરેક ફ્રેંચમેનોને પોતાના દેશદુશ્મન ગણે છે અને તેઓ એક પેની વિનાના ફ્રેંચ કાઉન્ટને માટે શું કહેશે તે હું કઇ કહી શકતો નથી! તમે એ અખાડાજ કરજો."

અને તે મુજબ તે વિષે એક શબ્દ પણ કાઢવામાં આવ્યો નહી. કૌંટ ડ સોલ્ડાના એક બાહોશ જુવાન શિક્ષક ઝડપથી પૂરવર થયો. તે શરીરે કદાવર હતો તેથી છોકરાઓ તેની ધાકમાં રહેતા હતા.

પણ તે કામ તેને અણગમતું હતું. તેની રગોમાં તેના બાપદાદાઓના વખ્તનું લડાયક ખમીરથી ભરેલું લોહી વહેતું હતું એટલે તે શાન્ત જીંદગીએ જીવવાનું તેને માટે કઠણ હતું. તે નિશાળના એકાન્ત, અર્ધા અધારા ઓરડાઓ તેને કરડવા આવતા હતા. તેણે, તેથી નિશાળ બહાર રહેવાની પરવાનગી માંગી, અને તે કેટલીક મહેરબાનીથી તેને બક્ષવામાં આવી. તેનું નસીબ, પછી તેને તેનું નસીબ કહો, કુદ્રત કહો કે તેના દહાડાની ચાલ કહોઃ જે કહો તે— તેની બરકતથી એલન વોટર મીલની નજદીકનાં કલોવર ફાર્મમાં તે જઇ રહયો. તેણે લીનની લલના માટે બીજાઓ માફક સમજ્યું હતુંઃ તેની ખુબસુરતીના જા-બ-જા વખાણ થતા તેણે દરેકને મોઢે સાંભળ્યા હતાઃ દરેક જણ લીમા ડરવન્તના પરિસૂરત ચ્હેરા માટે બોલતું હતું, પણ તે પૂરતાં માન અને અંદાઝાથીજ બોલતું હતું એમ લીઓંને લાગ્યું હતું. અનેક જુવાન્યાઓ તેને મળવા, તેની સાથ સમ્બન્ધ રાખવા આતુર હતા, પણ તેણી તેઓથી દૂરને દૂર રહેતી હતી, અને તેથી તેઓ તે મધુરીને જ્યાદા ચાહતા હતા. દરેક શહેરમાં એવી લલનાઓ હોય છે, લીઓં પોતાનાં મનને કહેતો હતો. તેના જેવા એક નાશ પામેલાં ખાન્દાનના નબીરાને તેવી કોઇ ખુબસુરતી સાથ કામ શું હતુ?

પણ એક દિવસ તેણે લીમાને જોઈ અને બસ તે તે ઘડીથી તેણી તરફ બેદરકાર રહી શકયો નહી. તે તેણીને કંઇ, અજબ ખુશહાલીની લાગણીથી જોઇ રહયો તેણે પોતાની જીંદગી દરમ્યાનમાં એવો મોહક મુખડો નિહાળ્યો ન હતો. તે એક આકાશી દરીજ હતી, એમ તેને લાગ્યું, અને તેનું જુવાન હ્રદય પ્રેમ જ્વાળાનું ભડકું લઇ ઉઠ્યું. સોલ્ડાનાનું મશહૂર ખાન્દાન પોતાની ખુબસુરતી અને પ્યારને માટે વર્ષોથી વિખ્યાત હતું અને તે કુટુમ્બી ગુણ આ જુવાન ફ્રેંચ શિક્ષકમાં તેના તનની ખુબસુરતી ઉપ્રાંત આંધળા જોશથી ચાહવાનો મૌજુદ હતો.

તે તેણીને એકાએક મળવા ને ચોકાવા માગતો ન હતો. તે કંઇ તરફીગથી તેણી સાથ સમ્બન્ધ સાંધવાનો ધીરજથી લાગ જોવા લાગ્યો.

તે ઘરે પાછો ફર્યો ત્યારે કામદેવે તેનાં હ્રદયનો કબજો લીધો હતો અને તેની જ્વાળાઓ પૂર વેગમા સ્ફુરી નીકળી હતી. તેની જીંદગી એકાન્ત અને સુખ વિનાની અદ્યાપિ પર્યન્ત હતી. તેના બાપાવાને કયા રાજદ્વારી સબબસર ફ્રાંસથી દેશવટો લેવો પડયો હતો તેની સાથ આ કથાને કાંઈ સમ્બન્ધ નથી. પણ એટલું કહેવું ચાલશે કે કંઈ રાજ્યસબંધી ખટપટને લીધે તેની માલમિલકત, ખેતાગાદિ જપ્ત કરી લેવામાં આવ્યા અને પોતાની જીંદગી બચાવવા તે સ્વદેશભૂમિ ત્યાગી નાશી છૂટયો અને ઇંગ્લંડમાં આવી વસ્યો. તોને વેળા જુવાન હતો. તે પોતાની પરણેતર અને દીકરા સાથે ઇંગ્લંડમા આવ્યો હતો અને ત્યા તેણે પોતાનો નિર્વાહ કેવી સખ્તીથી કર્યો તે તેજ માત્ર કે તેનો પરમેશ્વર જાણતો હતો. કોઇવાર તેના જુના મિત્રો કે જેઓ પણ તેની મુવાફેકજ દેશવટો ભોગવતા હતા તેઓ મારફતે જુજવી મદદ મેળવતો હતો. તેણે પોતાના છૂટકારા માટે જીંદગી સુધી અરજીઓપર અરજીઓ પોતાના રાજાને લખી હતી કે જે તેના તરફથી કદિ વાચવામા પણ આવી ન હતી.

તે મૃત્યુવશ થયો અને તેનો પુત્ર તેની કગાલ્મનનો વારેસ થયો તેણે પણ પુષ્કળ આજેજીભરી અરજીઓ કરી અને પોતાની માફક દેશવટો ભોગવતા એક બીજા દેશવતનીની છોકરી સાથ તે પરણ્યો. પરણ્યા પછી તે માત્ર પાચજ વર્ષ જીવ્યો. ભૂખમરા અને દેશવટાનાં દુઃખથી પિડાઇ તે મરણ પામ્યો.

કૉટ ડ સૉલ્ડાના નૉર્મન્ડીમાંની મોટી મિલકતોનો ધણી, ફ્રાન્સ દેશનો એક મોટો સત્તાધારી ઉમરાવ પોતા પાછળ એક બાયડી અને છોકરાને તમામ નિરાધાર આ એકદર દુનિયા ઉપર છોડી સ્વર્ગે સિધાર્યો!

તેના કૈલાસવાસ બાદ વરસો સુધી માડામ ડ સૉલ્ડાનાએ ધીકે પાપે પોતાનું ગુજરાન ચલાવ્યુ ફ્રેંચ અને મ્યુઝીક શીખવી તેણી પોતાનો અને પોતાના બાળક બેટાનો નિર્વાહ મુશ્કેલીથી કરતી હતી પણ છેવટે તેણીની તબીઅત અને હિંમત લથડી ગઇ. તે વેળા એક દેશવટો ભોગવતો પુરાણો મિત્ર તેણીની વ્હારે ધાયો. તેણે લીઓને શીખવવાનું માથે લીધુ અને માડામ ડ સોલ્ડાનાને ફ્રાન્સ પાછી મોકલવાની સગવડ કરી આપી કે જ્યા એક કંગાળ મુસારા ઉપર તેણી વર્ષો સુધી રહી. તે બધો સમય દરમ્યાન તે મા–દીકરાનો મેળાપ થયો નહી જો કે તેઓ વચ્ચે પત્રવ્યવહાર ચાલુજ હતો અને એકમેક તરફ ઘણી લાગણી ધરાવતાં હતા. માડામ ડ સોલ્ડાના અતિ ગરીબ સ્થિતિ છતાં અતિ મગરૂર હતી. પાસે ખાવાનો રોટલીનો ટુકડો ન હોય તે વેળા પણ તેણી પોતાનો ટેક કે તુમાખ છોડતી ન હતી. તેણી પોતાના બેટાને માટે વાજબી રીતે મગરૂર હતી કેમકે છોકરાઓને શીખવી તે જે ટુંકે કમાઇ કરતો હતો તેમાનો પણ એક સારો જેવો ભાગ પોતાની માતા ઉપર તે કાળજીથી મોકલતો હતો.

તે દેશવટો સહેવતો ઉમરાવ ખાનદાનનો છેલ્લો નબીરો બહુ કંગાળ અને અસુખી જીંદગી એ રીતે ગાળતો હતો, પણ હવે તેમા સહેજ જાગૃતી આવી. લીનની લવના લીમા ક્યન્ટને જોયા પછી તેની જીંદગીમા સુખનું કિરણ પાછું ચમકતું થવા લાગ્યું. ઘરે પાછા ફરતાં તે એજ વિચાર વારંવાર કરતો હતો. તે જુવાન હતો અને તેની હમણા વેરની આખી

જીંદગી ગરીબાઇ અને દરિદ્રતા સામે લડવામાંજ પસાર થઈ હતી. દેશવટાનું દુઃખ તેને હજી સુધી લાગ્યુ ન હતું.

જોકે તે મોલ્ડાનાનો લોર્ડ હતોઃ પોતાનાં બાપીકાં ભવ્ય મકાન અને મિલ્કતોનો માલેક હતો કે જે કદિ જોવાની વકી પણ ધરાવતો ન હતો છતાં તેણે હાલમાં એમ વિચાર્યું કે તે આવી લાવણ્યમય લલના જીતવા સારૂ તે જો તેનું અત્યારે હતે તો કદાપિ નમીખરાર નિવડયો હતે. લોર્ડ ઓફ્ સોલ્ડાના—તેના હૃદયમાં કંઇ વિચિત્ર પ્રકારની લાગણી ઉત્પન્ન થઇ કે જેવી લાગણી તેના બાપદાદાઓએ લડાઇમાં નિમંત્રણ કરતું બ્યુગલ ફુંકાતાં અનુભવી હતી. લોર્ડ ઓફ્ સોલ્ડાના! ઢગના ઢગ પૈસાનો ધણી, સેંકડો માણસો પર સત્તા ચલાવતો ઉપરી અને એક જબરદસ્ત મિલ્કતનો માલેક—તે વિચારે તે એક દયાજનક હસવું હસ્યો. લોર્ડ ઓફ મોલ્ડાના! કે જ્યારે તેના અને ભૂખમરા વચ્ચે થોડી ગણત્રીની શિલિંગો બાકી હતી!

"ફ્રાંસની સુફેદ લીલીઓ સદા સલામત રહો!" તે પુકાર્યો. "માહરા બાપદાદાઓએ દેશનાં ભલાં અર્થે કંઇ કર્યું હશે તેથીજ તેઓને ત્યાંથી હાંકી મેલવામાં આવ્યા છે એ તો એક કાયદો છે કે જે માણસ પોતાના દેશનો દુશ્મન હોય છે તે મોજ મારે છે, અને તેનું ભલું ઈચ્છનારાઓ દેશદ્રોહીમાં ખપે છે."

તેટલા લીનનાં મોટાં ઘડયાળમાં ટકોરા પડયા અને તે પોતાના વિચારોમાંથી ચમકી ઉઠયો. તેણે હવે પોતાને કામે જવું જોઇએ. સોલ્ડાનાનું ઉમરાવપદ, 'ફ્રાંસનાં સુફેદ લીલી' હમણાં તેનાથી છુટી પડેલી છોકરીનો મધુર મુખડો–એ બધું હાલ તો તેણે વિસરી જવું, જોઇએ અને સ્કુલમાં જઇ છોકરાઓને તેની માતૃભાષાનું શિક્ષણ આપવુ જોઇએ.

સહવારનાં ખુશનુમા તડકામાં એલન વોટરના ઝરામાંનું પાણી ચમકી રહ્યુ હતું. લીમા ડરવન્ટ પોતાનાં ઘરની બારીએ ઉભી રહી તે કુદરતનો રળ્યામણો દેખાવ વિચારગ્રસ્ત સ્થિતિએ જોતી ઉભી હતી. તેણીના બાપ જોન ડરવન્ટનાં ફાંટાથી તે રૂમ તેણીના વપરાશ સારૂ ખાસ એવી રીતે બાંધવામાં આવ્યો હતો કે તેની બારી બરાબર ઝરાનાં પાણી ઉપર ઉઘડતી હતી અને તે ઝરામાંથી બોટમાં પસાર થતું કોઇપણ તે રૂમની બારીએ ઉભેલાં સાથ સહેલાઇથી વાત કરી શકે એમ હતુ.

તેણી તે બારીએ ઉભી રહી પોતાના પગ આગળથી નિચાણમાંથી દોડી જતા ચળકતાં આબને જોતી ઉભી હતી. તેણી વિચાર કરતી હતી કે તેણીએ તે જુવાન ખુબસુરત ફ્રેંચમેનને માટે પ્રથમમાં ક્યારે ને ક્યાં સાંભળ્યું હતું? થોડા દિવસની વાત ઉપર તેણીના પિતાને તેના મિત્રો મળવા આવ્યા હતા અને તેઓએ વાત છેડી હતી કે સેંટ એડવર્ડ ગ્રામર સ્કુલમાં નવો ફ્રેંચ શિક્ષક આવ્યો હતો અને તે ઘણો સ્વરૂપવાન હતો. તે મીલર–લીમાનો બાપ–ને સમજી ઘણા ગુસ્સા અને ધિક્કારથી બબાળી ઉઠ્યો હતો કે તે (શિક્ષક) જો એડોનિસ જેટલો પણ ખુબસુરત હોય તો તેની તેને ભાગ્યે પરવા હતી!

બીજી વેળા કલોવર ફાર્મની મિસિસ ગ્રે તેણીની માતાને મળવા આવી હતી અને તે શિક્ષકને પોતાને ત્યાં ભાડે રાખવો કે નહી તેની સલાહ તેને પૂછી હતી ત્યારે હતું.

"ખરૂં કહું તો, મિસિસ ડરવન્ટ," કલોવર ફાર્મની તે માલેકે કહ્યું, "માહરે ત્યાં જો જુવાન દેખાવડી છોકરીઓ હોત તો હું એને કદિ ન રાખું! એ અતિ ખુબસુરત ને માયાળુ

પ્રકૃતિનો ગૃહસ્થ છે. મેં એની જોડી આજસુધીમાં જોઇ નથી. એની રીતભાતમાં એ એક શાહજાદા જેવો છો એમ ના સમજતાં કે મેં એક શાહજાદાને કદિ જોયો નથી. તેથી બોલતી હોવશ, પણ શાહજાદાઓ એવાજ હશે એમ હું માનું છું!"—અને લીમાએ તે શબ્દો ઉપર લાખવાર વિચાર કર્યો હતો અને હાલમાં પણ તેજ શબ્દો ઉપર પુનઃ ગૌર કરતી હતી.

---

## પ્રકરણ ૪ થું.

---

મે મહિનાની તે એક ચંદરણી રાત હતી. ચંદ્રમા ખુબસુરત લીન ગામ ઉપર પોતાનો શાન્ત પ્રકાશ પાથરી રહયો હતે અને તે રળીઆમણા ગામડાનો દેખાવ તે શિતળ પ્રકાશમાં અજબ મનહર દીસતો હતો. એલન વોટરનાં પુલ ઉપર તે નૈસરગિક દેખાવોનું અવલોકન કરતો લીઓં ડ સોલ્ડાના ઉભો હતો. તેની નજર તે પુલ ઉપરથી સ્પષ્ટ દેખાતી લીમાનાં ઘરની બારી ઉપર હતી. તે જાણતો હતો કે તેણી તે રૂમમાંજ પોઢતી હતી. તેઓની પ્હેલી મુલાકાત પછીની આ દશમી રાત હતી. એ બધા દિવસો દરમ્યાન તે બન્ને જવાન છવો રોજ મળ્યા હતા. કલાકો ખુશ ગોફતેગુમાં ગુજાર્યા હતા. અજબ જેવું હતું—તેઓ ઘણાં અજબ થતાં હતાં કે તેઓની વાતચીત દરમ્યાન વખત કેમ ગબડી—ઉડી જતો હતો. લીમા—ખુબસુરત લીમા—દિન ઉગતે લીઓંની નજરમા વધારી ખુબસુરત લાગતી હતી; તેણીની વખાણમાં તે પુષ્કળ બોલતો હતોઃ તેણીને લગતી દરેક ચીઝ તેને અતિ સુન્દર ને પસંદ પડતી લાગતી હતી.

"હું ઇચ્છું છું કે ગામની દરેક બાનુઓ તમારો "કોસ્મેટીક" વાપરે!" તેણે એક સમયે હસીને લીમાને કહયું હતું, અને લીમાએ તેનો બેદરકારીથી ઉત્તર દીધો કે, "તેમ દરેક બાનુ કરી શકે."

લીમાની મા અતિ અજબ થતી હતી. પોતાની બેટીમાં કાંઇ અલૌકિક ફેરફાર થતો તેણીએ જોયો હતો. તેણી વધારે ખુશાલ, આનંદી ને વાતોડી બની હતી તે શાથી—એ માટે તેણી અચરત થતી હતી.

ત્યાર પછી તે ચાંદરણી રાત આવી કે જે રાત વિષે અમોએ આ પ્રકરણને મથાળે ઇશારો કર્યો છે. લીઓંને લીમાના વિચારોથી તેનું મગઝ ભરાયલું હોવાથી ઉંઘ ન આવી. તે ઘરમાંથી બહાર નીકળ્યો અને એલન વોટરના પુલ ઉપર આવી ઉભો રહી તે ઘરની ઉપર પોતાની દૃષ્ટિ ફેરવી કે જેમાં તેનાં અંગરતું રત્ન સમાયલું હતું. તેણીના રૂમની બારી ખુલ્લી હતી અને અંદરથી લાઇટનો ઉજાસ બહાર આવતો હતો. એકાએક તેને તેણીની વધારે નઝદીક જવાની મજબુત લાલસા થઇ આવી. એક હોડી નજદીકમાંજ એક ઝાડને બાંધેલી ત્યાં મોજુદ હતી. તેણે તે છુટી કરી અંદર સ્વાર થયો. અને હલેસાં ઉઠાવી તેણે તે બારી નઝદીક હેર્યું લીધું.

હલેસાંઓનો ઉપયોગ કરી જાણતો હતો—એ લીઓં ડ સોલ્ડાના કે જેના વડવાઓ આમાલ્ફિ કુઝેડો (ધાર્મીક યુધ્ધો)માં અસંખ્યવાર લડયા હતા. તે સપાટામાં બારી નીચે જઇ લાગ્યો પોતાની હોડી થોભાવી અને અંદરથી આવતો સંગીતનો સરોદ ધ્યાનથી સાંભળવા લાગ્યો. તેણી

ગાની હતી અને તેને માટે તે સંગીત કદિ ન સમજ્યું હોય એવું મધુર હતું. બારીએ પડદો હતો છતાં સંગીતનાં પ્રત્યક્ષ શબ્દો તે નીચે હોડીમાં બેઠો બેઠો સ્પષ્ટ સાંભળી શકતો હતો. તે એક બહુ પુરાણું બેલેડ હતું કે જે વરસો થયાં તેની પ્રશંસા જેવી ને તેવી અખંડ ધરાવતું હતું.

વસન્તના મોજા આવેછ ધસી,
સુશોભિત એલનના કિનારા પર,
માહતાબ સમ મુખડાની મોહક પરી,
મિલરની પુત્રી જ્યાં વસેછ સુન્દર.

તે નરમ મધુરો અવાજ પવનની લેહરી સાથ ઘસડાઈ આવી તેના કર્ણોને ખુશાલ કરી પુનઃ પવનભેગો થઇ જતો હતો, તે તેથી જ્હેજ અચેરત થયો. એ કોણ મિલરની રૂપસુન્દર છોકરી હતી? તેણે ઠરાવ કર્યો કે બીજે દિવસે લીસાને મળતાં તે તે વિષે તેને પૂછશે અને ખુલાસો મેળવશે તેટલા પાછો સંગીતનો સરોદ આવ્યોઃ—

સુશોભિત એલનના કિનારા પર,
આવીને ગુજરી તે મીલર સુન્દર!

તેણે મોટી ગંભીરાઇથી તે શબ્દોનું શ્રવણ કર્યું. પાણીનો ધીમો ખળખળાત અને પવનની લેહરીનો નાદ પણ તેને તે સમજતાં ન ખલલ કરે એમ તેણે ઇચ્છયું. તેણે ઇચ્છયું કે આવું શોકાતુર સંગીત તેણીએ ગાવું ન જોઇએઃ તેણી જેવી અપાર સુન્દરતા ધરાવતી મધુરીએ તો હરદમ પ્યાર, આશા અને સુખનાંજ ગીતો લલકારવાં જોઇએ.

તેણે બીજે દિવસે પોતાના તે વિચારો તેણીને જણાવવાનો કસદ કર્યો. તેણીના મધુરા હોઠોમાંથી શોકાતુર શબ્દોનો પ્રવાહ બીલકુલ વહેવોજ ન જોઇએ. તેટલાં બીજું ગાયણ શુરૂ થયું, અને તે દમ ગોયા થોભાવીનેજ તે સાંભળવા લાગ્યો. તે બધુ ભુલી ગયોઃ પોતાનો દેશ-વટો, જંગલ, મુસિબતો સર્વે તે તે ઘડીએ ભૂલી ગયો. તે ગીત તેની ઇચ્છાને પેશ પડતુંજ હતુઃ પ્યાર અને આશા કદિ મરતી નથી, યા મરવી ન જોઇએ, એવો તેનો ભાવાર્થ હતો, અને તેણે તેનું ઘણી ગંભીરાઇથીજ શ્રવણ કર્યું. તે ગીતનાં પૂર્ણ થવાની સાથ રૂમમાં બળતી બત્તી ગુલ થઇ ગઇ. જરા વારમાં બારીએ તેણી આવી પડદો ખસાડી ઉભી. તેણી ચાંદની ઘેરવા આવી ઉભી હશે એમ હરખથી ધબકતા હદયે લીઓંએ ખ્યાલ કર્યો; દિવાલ તરફ તે સંકોચાઇને બેઠો; તે નજરે પડવા ચાહતો ન હતો. બારી થોડા વખ્તમાં બંધ થઇ અને ત્યાં ચુપકીદી ફેલાઇ. તે પણ હવે પાછો ફર્યો અને પોતાને ઘરે જઇ તેણીનાજ વિચારો કરતો સિધાને ગયો.

બીજે દિને છેક સાંજે તેઓનો ભેટો થયો. તે તેણીને મળવા કલાકો ખોટી થતો હતો. અને છેક સૂર્યાસ્તને સમયે તેણે તે વ્હાલો આકાર દુરથી આવતો નિહાળ્યો. તે હરણ બેર તેને મળવા સામો ધસ્યો.

"મેં તમને ગઇ રાત્રે ગાતાં સમજ્યાં હતાં," તેણે તુરત શુરૂ કર્યું," તમારૂં એલન વોટરનું શોકાતુર બેલેડ મે સમજ્યું હતું! શું તે આજ એલન વોટર માટે છે?"

"નહી!" તેણી બોલી; "તે બેલેડનું નામ 'ઓન ધ બેન્કસ ઓફ એલન વોટર' છે અને તે બહુજ પુરાણું છે. આ ખુબસુરત ઝરાનું નામ તો સેંકડો વર્ષો પર અત્રે વસી ગયલા

એલન ફેમીલીનાં એલન્ઝો પરથી-આપવામા આવ્યું છે. મને એ ઘણું પસંદ છે, કારણ—" તેણી ચ્હેરામાં લાલ થતાં બોલી, "કારણ તેમાં એક મીલરની ખુબસુરત દિકરીનું ચારિત્ર્ય આલેખાયલું છે!"

"પણ એ ઘણું શોકાતૂર છે," તેણે કહ્યું: "તમે એ ગાવ તે હું પસંદ કરતો નથી."

"તે કલ્પિત નહી પણ ખરેખરી હસ્તી ભોગવતી હૈયાતીનું હોય એમ ભાસે છે." તેણી બોલી, "પ્રથમમાં તે ઘણી ખુબસુરત અને ઘણી સુખી હતી; પછી તેણી પ્યારમાં પડી. તેણીનો આશક બેવફા નિવડયો અને તેથી તેણી મરણ પામી!"

"તમે એમ તો નથી ધારતાંની કે પ્યારનો છેડો મોહતમાં આવે છે?" તેણે આતુરતાથી પૂછ્યું.

"મોહત સર્વ ચીઝની આખેરી છે!" તેણી બોલીઃ "એજ બેલેડની એક લાઇનમાં કહ્યું છે તેમ મોહત જન્જાળ અને મશ્કેલીઓમાંથી મુક્તિ આપે છે. શું દરેક ચીઝનો અંત મોહત નથી?"

"નહી!—એક હઝારવાર નહી! એમ કોણ માને કે તમે આટલાં ખુબસુરત—આટલાં જુવાન—આટલાં ખુશાળ આવા શોચનિય વિચારો ધરાવતાં હશો! અંગ્રેજ પ્રજાનાં હૃદયમાં શોકની એટલી સિમા પર્યન્ત છાપ છે એ, મને ઘણું અચરત કરે છે!" તે એટલું તો જુસ્સાથી બોલતો હતો કે તેનો ખરો ઉદેશ તેણી કલ્પી શકી નહીં.

"હું શોકગ્રસ્ત નથી!" તેણીએ પોતાની મનહર ચશ્મો ઉઠાવી કહ્યું. "પણ સચાઇ સામે હુ આંખમિચામણાં કરી શકતી નથી. એલન વૉટરની ઉપર પેલા બેલેડમાજ કહ્યું છે તેમ માહરા જેવું કોઇ ખુશાળ નથી."

"મને એ બેલેડ ગમે છે અને નથી પણ ગમતું. મને એક રીતે તેનાથી ધિક્કાર છુટે છે! માહરી આગળ ફરીથી- ગાશો?" તેણે અર્જ કરી.

તેણીએ ગાયું. ફરી એકવાર હવામાં તે પુરણાં પણ પ્યારાં બેલેડના શબ્દો ગણગણી રહ્યા.

"મને કંઇ વિચિત્ર પ્રકારની લાગણી એ સમજીને થાય છે," તે બોલ્યો. "લીમા! મને એ નામે તમને બોલાવવાની છુટ છે?—તમે એવાં દીલગીરી દર્શાવતાં બેલેડો ના ગાવો. તમારૂં કિસ્મત ઝલકતુ છેઃ તમારો પ્યાર, દૌલત અને જીંદગી એ બધુંજ ખુશાલીથી ભરપુર છે; હવેથી શોક કે મોહતનાં ગીતો તમો ગાશો મા. એ બેલેડમાં જણાવેલા જેવો કોઇ જુઠો આશક, માત્ર તરછોડી દેવાને માટે, તમારૂં જીગર જીતનાર નથી."

તે તેણીને એટલા તો ખરા પ્યારના જોશ ને દિલગીરીથી ચાહતાં શીખ્યો હતો કે તેણી શોકગ્રસ્ત રહે યા મોહતનો ખ્યાલ વધીક કરે એ તેને માટે ન સહેવાય એવું હતું. તેણીના પ્યારે તેને વશ કર્યો હતો; તેણીનાં પ્યારે તે દેશવટો ભોગવતો હતો તે દેશને સ્વર્ગમાં ફેરવ્યો હતો; તેણીના પ્યારે તેને માનતાં શીખવ્યો કે ગરીબાઇ જંગલ દેશવટો આદિ તેણી ખાતર મહાન દૌલત, પદ્વી, ઇત્યાદિ કરતાં લાખો ઘણાં સારાં હતાં. તે પોતાનાં મનને કહેતો હતો કે જો હમણાં તે પોતાના બાપદાદાના ઇલ્કાબો અને મિલ્કતોનો ધણી હતે તો તે બધું તેણીના પગ આગળ મુકી દેતે.—પણ તે ગરીબ અને દેશવટો ભોગવતો હતોઃ શું તે જુવાન ખુબસૂ-

રત નિર્દોષ છોકરીના હાથ માટે માગણી કરવી તેને માટે ઉચિત હતી?—અને જો કરે તો તેણી શું હા કહેશે? શું તે તેણીને જાને? તે ઇંગલીશ છોકરીને—કે જેણે તેની દુનિયા ખુશાલ ને આનંદી બનાવી હતી!

## પ્રકરણ ૫ મું.

પ્યારનાં સ્વપ્નાના મિઠાશ જેવો મિઠાશ જીંદગીની બીજી કોઇ પણ ચીજમાં અસ્તિત્વ ધરાવતો નથી. પૈસો કે પદ્વિ, મનની અભિલાષાઓનું પૂર્ણ સંપાદન કે દુનિયાં ભરનું માન તે લહેઝત આગળ કુચ્છ વિસાત ધરાવતું નથી. જ્યારે નભોમંડળમાં સૂર્યનો પ્રકાશ પુર તેજમાં ઝમકી રહે છે, જ્યારે પક્ષિઓ પોતાનાં મધુર કલોલથી આપણને આનંદી કરે છે, જ્યારે ફુલો ખુશનુમા ખીલી નીકળી આપણને સુખનો ભાસ આપે છે ત્યારે તે મહોબતના મહિમાનો સમય હોય છે. પ્યાર તે સ્વર્ગ છે અને સ્વર્ગ તે પ્યાર એમ તે વેળા લાગે છે. તેવી વેળા જીંદગીમાં એકજવાર આવે છેઃ એકજ વેળા તે સુખ—તે આનન્દ—તે વૈભવનો લ્હાવો મનુષ્યને પ્રાપ્ત થાય છે.

જુલઇ માસ શુરૂ થયો હતો. લીઓં ડ મોલ્ડાના થોડાંક અઠવાડયાંની વાનપર લીમાને મલ્યો હતો ત્યારથી તે દુનિયાંજ ભુલી બેઠો હતો. તેનું ચિત ને ચાતુરી ચોરી ગઇ હતીઃ કશા ઉપર તેનું ધ્યાન સ્થિર થતું ન હતું. તે ગોયા તેણીને રોજ મળવાજ જીવતો હતો. પ્રાતઃકાળમાં અને સૂર્યાસ્ત સમયે તેણીને મળવામાંજ તે પોતાની જીંદગીનું સાર્થક ને અહોભાગ્ય સમજતો હતો. તેણીની ખુબસુરત મુખમુદ્રાનું સૂક્ષ્મ રીતે અવલોકન કરવું, તેણીનો રૂપેરી ઘટ જેવો મીઠો અવાજ એકાગ્ર ચિત્તે સાંભળવો, તેણીના મરોડદાર સુફેદ કરો ચુમીઓથી ભરી મૂકવા—એ બસ તેની સર્વોત્તમ મોજ હતી. તે માનતો નહી હતો કે ધર્ત્તીનાં તળ ઉપર કોઈ પણ મર્દ એવા દિવાના પ્યારથી કોઇ અબળાને ચાહી હતી. તેને એક વેળા દેશવટો કષ્ટ દેતો હતો એ વિચારે તે હમણા હસતો હતો. દેશવટાએજ તેણીની મુલાકાત કરાવી હતીઃ ગરીબાઇએજ તેણી આગળ આણ્યો હતોઃ એટલે તે હવે તે બંનેને અભિનંદન આપતો હતો. તે પોતાનો ભેદ થોડો સમય છુપાવવા ઇચ્છતો હતો, પણ તેટલાં એક દિવસે તેનો સ્ફોટ તેનાથી થઇ ગયો.

તે એક ખુશનુમાં દિવસ હતો. તેણી એલનમીલને લગતા ફુલફલાદિથી લચી રહેલા બાગમાં લીલીઝો અને ગુલાબો વીણતી ફરતી હતી. થોડાક સુન્દર લીલીઝો અને ગુલાબો તોડયા પછી લીમા ઝરા તરફ ધીને કદમે ચાલી અને ત્યા લીઓં તેને આવી મળ્યો. તેઓ હમેશાં એમ મળતાં હતાં અને તેઓ અકસ્માતથીજ એમ ભેટતાં હતાં એવું બનાવવાના તરેહવાર ઢોંગ લીઓં આદરતો હતો.

"જુદા જુદા દેશોની ફુલોની નિશાનીઓ છે," તેણીના હાથમાંના લીલીઝ અને ગુલબો જોઇ તેણે કહ્યું: "ફ્રાંસનાં લીલીઝ, ઇંગ્લંડના ગુલાબો. આયર્લેન્ડનાં શેમરોક, સ્કોટલન્ડનાં થીસલ:-પણ એ બધાંમાં મને લીલીઝથી જાસ્તી કોઇ ગમતું નથી," તેણે એમ કહી તેણીના

હાથ માંથી એક લીલી લીધું. "ફાંસનાં લીલીઝ અને ઇંગ્લંડના ગુલાબો, તમને શું પસંદ છે, લીમા?"

"બેહુ," તેણીએ ઉત્તર દીધો.

"બેહુ!" તે બન્ને ફુલોને એક કરી તે ધીમેથી બોલ્યો; "તમે જાણો છો કે તેનો અર્થ શું થાય છે?"

"નહી!" તેણી ચ્હેરામાં રકતવર્ણની થતાં બોલી, "મને ખબર નથી!"

"લીલી ખુબસુરત છે," તે બોલ્યો, "જો કે તેનાં મધુર સુવાસ દેતાં પાંદડાંઓ નબળાં છે, પણ લીલી અને ગુલાબ બન્ને સાથે કંઇ અજબ જોશથી સુવાસ આપે છે! લીમા, માહરી તરફ નજર કર, એલન વોટર ઉપરથી નજર કાઢી નાખ. શું તું આપણા વચ્ચે એ સરખામણી વાજબી વિચારતી નથી?"

તેણીની ના કહેવાની હિંમત ચાલી નહીં.

"માહરી વ્હાલી! હું તને ચાહું છું," તે બોલ્યો; "મેં તને પહેલી જોઇ ત્યારનો હું તને ચાહુ છું! લીમા, માહરો પ્યાર કેટલો બધો છે તે હું તને માહરી ઘણી બી મરજી છતાં સમજાવી શકતો નથી. આ સર્વ ઝાડો ઉપરનું એકેએક પાંદડું કે આ ચોપાસ ઉગી રહેલાં ઘાસનું પ્રત્યક્ષ તણખલું યા એલન વોટરનાં વહેતાં પાણીનુ છુટું છુટું એક ટીપુ વટીક જો બોલવાની વાચા ધરાવતુ હોય તો તે બી લીમા! તે બધું બી-માહરો પ્યાર કેવો ને કેટલો જોરાવર ને અગાધ છે તે તને સમજાવી શકશે નહીં! હું તને ચાહુ છુ, અને માહરા પ્યાર! તને માહરી પરણેતર કરવા ઇંતેજાર છું!"

"તમારી પરણેતર?" તેણી બબડી. "મેં તે વિશે કદિ ખ્યાલ કર્યો નથી!"

"લગન દરેક સાચા પ્યારનું છેવટ છે, અને તું, વ્હાલી લીમા, જો સ્ત્રીઓની ચસ્મોમાં સચાઈ ખરીજ વાંચી શકાતી હોય તો મને ચાહે છે!"

તે ખુબસુરત ચસ્મો નમી પડી. તે મોહક મુંખડો તેની નજર આગળથી ફરી ગયો.

"માહરી દરેક રંજે ને ગરદીશો છતાં હું મને પોતાને નસીબદાર માનું છું. એક તાજ યા રાજ ખોહવાની ખોટનો અવેજ બી તાહરી સંગતમાં ને તાહરા પ્યારમા હું મળેલો સમજું છું! કહે, તું માહરી પરણેતર થશે?"

પણ તે મીઠા હોઠો માહેથી એક શબ્દ પણ નીકળ્યો નહીં. તેણી લજ્જાથી ખેંવાયા બની;

"લીમા! એક બોલ કહે!" તેણે પુનઃ અર્જ કરી, પણ લીમા પાસ કોઇ શબ્દ હતો નહીં. તેણે તે બન્ને ફુલો લીલી અને ગુલાબ તેણીના હાથોમા મૂકયાં.

"લીમા! બોલી દે—માહરું કિસ્મત નકકી કરી નાખ! એકેક ક્ષણનો વિલમ્બ માહરાથી સહેવાનો નથી. ને મને એકેક કલાક જેટલો દુઃખદ લાગે છે! જો તું મને ચાહતી હોય—મને પરણવા માગતી હોય તો મને ગુલાબ આપ અને ફ્રેંચ લીલી તાહરી પાસે રાખ! ને જો-પણ તે શબ્દો હું બોલવા માગતો નથી; મને તાહરામાં વિશ્વાસ છેઃ તું મને ચાહી શકશે?" અને થોડીક પળોમા ઇંગ્લીશ ગુલામ-તાંજે ખોવનો ઇગ્લીશ ગુલાબ તેના હાથમા મૂકવામાં આવ્યો.

તેણે તે પછી તેણીને ચૂમીઓથી કેવા જોશથી ભરી નાખી, ઉપકારના કેવા સાચા હેતના શબ્દો અને આશીશો બોલ્યો તે વર્ણવી શકાય એમ નથી. તે એક જુવાનીના સમયની ટુંકી, મીઠી, પ્યારની ઘેલચ્છા હતી–એક સમય કે જે તે બેમાંનું કોઇપણ કદિ વિસરનાર ન હતું. કદાપિ તેઓની આખી જીંદગીમાં સર્વથી સંપૂર્ણ સુખનો તે સમય હતો. લીમા ડરવન્ટે પોતાના મૃત્યુ તુલીક તે લીલી કરમાઇને મરી ગયુ તો બી પોતા પાસ જાળવી રાખ્યું હતું.

"હું માનીજ નહી શકતો કે એટલો બધો હું નસીબદાર હોઇશ!" તે બોલ્યો,–"એક દેશવટો સહેવતો, રખડતો, મિત્ર વિનાનો તને જીતે?–તને કે જે એક રાણી થવાને દરેક રીતે લાયક છે!"

"મને નહીં લાગતું કે રાજાઓ માહરી માગણી કરતા આવશે!" તેણી હસીને બોલી. પણ તે અધિરતાથી પૂકાર્યો: "તું કુદરતની રાણી છે! લીમા, તેં મને પસંદ કર્યો છે ને મને પરણવા કબુલ થઇ છે તો બોલ કે આપણે કયારે પરણશું?"

લીમા બીહી ગઇ. તે બે ડગલાં ધાસ્તીથી પાછી હટી.

"એક લાંબો વખ્ત સુધી તે બનશે નહી!" તેણી બોલી.

"હેં! લીમા, આપણે એકમેકને ચાહીએ છીએ તો આપણે જીંદગીનો સૌથી સરસ ને સુખી સમય વિયોગમા કાં કાઢયે? અને મેં સમજ્યું છે કે જુવાનીનાં લગ્ન સુખી નીવડે છે મને તાહરાં માતપિતા આગલ જઇ એ માટે બાહાલી મેલવવા દે!"

તે ખુબસુરત ચ્હેરો તે સમજી જાસ્તી બીહી ગયો અને ફીકકો પડયો.

"ઓ લીઓ!" તે બોલી: "હું ભૂલી ગઇ–"

"શું ભૂલી ગઈ, માહરી ડારલીંગ?"

"તેઓ કદિ મને તને આપનાર નથી! માહરા બાપની માહરે માટે જૂદીજ મરજી છે. તેને ફ્રેંચમેનો પસંદ નથી–" અને એટલું કહી તેણી આંખમાં આંસુઓ સાથ તેને વળગી પડી.

"ઓહ! કંઈ ફિકર નહી! તાહરાં માબાપને હું ઝટ જીતી લેવશ; તાહરે કાજે કાંઈ પણ હું કરશ."

"તેઓ તને પસંદ કરે એવું તાહરે કંઇ કરવું જોઇશે!"

"હું તેમ કરશ–હું ધીરજથી તે માટે પ્રયત્ન કરશ!" સોલ્કાનાનો તે છેલ્લો વારસ કે જેને મનથી ધીરજ એક નહી જણાયલો સદ્‌ગુણ હતો તે બોલ્યો "તેઓની પસંદગી પાત્ર થવા હું બધું કરશ! આજેજ સાંજે કંઈ બહાણે હું જવશ–કઇ સીન ચિતારવાને કે એવા કોઇ બહાણે! તે માટે તો મને પરવાનગી મલશે કે ની?"

"હા!" લીમા બોલી. "તે તાહરી તરફ અતિ માયાથી વર્તશે જ્યાં સુધી તે જાણશે કે તું મને માગે છે ત્યાં સુધી!–પછી કાંઇ જૂદીજ રીતે વર્તશે!"

"પણું કાંય જુદી રીતે, લીમા? માહરાં જીગરના સઘળા જોશ અને જુસ્સાથી હું તને ચાહું છું! હું તાહરે માટે મહેનત કરશ–તને સુખી કરશ!"

"તેમ નથી!" તે બોલી "માહરા પપાએ માહરો પતિ કેવો હોવો જોઇએ તે માટે નિશ્ચય કરી રાખ્યો છે. તે કહે છે તેમ માહરે એક ગૃહસ્થ ખેડુત સાથ પરણવાનું છે અને તેના તે વિચારમાંથી તેને મુક્ત કરવા સારૂ ઘણો વખ્ત જોઇશે!"

"ત્યારે લીમા, હું તને સર્વથી ડહાપણભર્યો માર્ગ સૂચવું છું," તેણીના જુવાન આશકે કહ્યું.—"આપણે તાહરાં મમા પપા મને પસંદ કરતા થાય ત્યાંસુધી આપણો ભેદ છુપાવશું."

તેને તે વિષે શંકાજ ન હતી. તે કામ નહી ગમે? તે વિષે તેને કંઇ ખ્યાલજ ન હતો. ફ્રાંસનાં પૂરાણાં આલી શુરવિર ખાન્દાનનો છેલ્લો નબીરો હંમેશ પોતાનોજ વિચાર કરતો હતો. તે એક પેની વિનાનો ફ્રેંચમેન હતો તેથી તે કશુય અણુગમતો હોય એમ પણ તે માનતો કે વિચારતો ન હતો. લીમાનાં માબાપ વાંધો લેશે એમ તો તેને એક ઘડીભર પણ લાગ્યુંજ નહી. કિંતુ તેથી ઉલ્ટું તેણે તો એમ વમાસણ કર્યું કે તે ગામડની છોકરી માટે તે ઘણું સારૂં સારૂં હતું. આખર કરેને તે કોંટ ડ સેલ્ડાના હતો! તે મીલર—લીમાનો બાપ—તેનાં ખાન્દાન, ખેતાબ અને જાત માટે ધિક્કાર દર્શાવે એ વિચારજ તે હસી કાઢતો હતો.

તેઓ છુટાં પડયાં તે અગાઉ તેઓ વચ્ચે બધી ગોઠવણ નકકી થઇ. લીઓને કંઇ બહાણે લીમાનાં માબાપ સાથ પીછાણ પાડવાની હતી અને ત્યારે કેડે નિત્ય ત્યાં કઇ કંઇ બહાણે આવવાનુ હતું, અને તેઓ વચ્ચે ત્યાં પરોટાય કે તેણે વાત છેડવાની હતી.

"એ બધો વખ્ત હું કેમ જીવી શકશ?" તે બોલ્યોઃ "લીમા, સોગંદ ખા કે એ બધો વખ્ત તું મને બહાદુરીથી વેળગી રહેશે. માહરાથી બદલાઇ જશે નહી, મને ત્યાગી દેશે નહી, મને બહાદુરીથી અને સાચવતથી ચાહવાનું વચન આપ!—મને કહે કે તુ મને અને મને એકલાનેજ આપણે જીવ્યે ત્યાં સુધી ચાહશે?"

અને તેણીએ આપ્યું. તેણીએ તે વચન પોતે કેટલું નિભાવ્યું તે આ વાર્તાના પાછલા સફાઓમા અતિ કરૂણારસિક કિમ્મે વર્ણવાયલું મહેરબાન વાચકો જોશે.

"યાદ રાખજે!" તે બોલ્યો, "કે વહેતા પાણી ઉપર લીવેલા સોગંદ બમણા બંધનકર્તા અને ગંભીર છે!"

"હુ યાદ રાખશ!" તેણી બોલી, અને તેણીએ પોતાની જીંદગી સુધી પુરૂં યાદ રાખ્યુ.

(સાંધણ છે.)

# અર્વાચીન હિંદુસ્તાન.

સવૈયાછંદ.

ઘસાઇ આસ્થા ધર્મતણી સૌ, કુતર્કના નિપજ્યા કલ્લોલ,
સ્વયં સમાજો સ્થાપી તેમાં, પરંપરાની ચલાવી પોલ;
જનરૂચી જોઇ કથાનક કલ્પી, જુઠાઇની ફેલાવી જાળ,
ચઢયુ વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૧
મરદ તણી મરજાદામાં જે, માનવિઓ ગણુતીતી માન,
પતિના સ્નેહીસંગ પાળી તે, ગાય સભામાં બેઠી ગાન,
છિનાળ ટપકીથી છત દાખે, હોળા શિર વાંકલડા વાળ,
ચઢયું વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ,—૨
વિદેશીઓના વલણે વહીને, સ્હાય ગમે ત્યાં જઈને ખાય,
શ્વાન શુકર સમ ભેદ ભુલે તે, મહિતળ મધ્યે માન્ય મનાય;
સ્વદેશ ઉદ્ધારકના શુર થઈ, કુદે લેઈ કાગળની ઢાલ,
ચઢયુ વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૩
નિજ કુળગુરૂનો સ્વાંગ ધરીને, નાટકીઆ નાચે નવરંગ,
શીરસાટાની સાધ્ય કરે ત્યા, અક્કલના એવા અડબંગ;
હિતચીંતક બ્રાહ્મણ હકસમનિજ, બરાબરીના બજવે ગાલ,
ચઢયું વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૪
અધુગીયા સમજણમાં ઉછર્યાં, નરનારીના યુગલ નિદાન,
બે બુનિયાદિ તણી બકબકથી, શાસ્ત્રતણાં તજીને સન્માન;
ભ્રાતૃભાવને ભડકે બળતાં, વહાવહાવા શીખ્યાં તે વ્હાલ,
ચઢયુ વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૫
એક બીજા આપસઆપસમાં, જપાવરાવી જયના જાપ,
થાપ ઇંદ જગને થઇ બેઠા, મહાતમાના મોટા બાપ;
ચોર નસાડી ધણીને જગાવી, સમાન જણાવે નિજ સભાળ,
ચઢયું વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૬
અપૂર્ણ જળથી જયમ ઉછળે છે, છચોક જળની છોળા છોળ્ય,
તેમ બિચારા તલપાપડીયા, શિષ્યને સાધ્ય કરી અંધોળ;
છપ્પન દોઢુ છાસી ભણાવી, જીવન ઉપર છાંટયો જંગાલ,
ચઢયું વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ—૭
એકા દશ પતિને આળંભે, નિયોગનુ લજવીને નામ,
પતિવછોહી પ્રમદાઓનાં, કરે દલાલી કેરાં કામ;
'ભાઈશિકર' એવા આર્યે કયમ, કહો દેશની ફળશે ડાળ,
ચઢયું વિશ્વ ચગડોળે 'બાબા' ખરો જુઓ આ તેનો ખ્યાલ.—૮

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

# મનંશની.

લખનાર—ચંદ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ.

———:o:———

બનામે ખુદા—નવાં વરસની શરૂઆતમાં આ શબ્દો દિલમાં ઉંડા ઉતારવા જોઇએ. એ શબ્દો કહે છે કે તમે ખુદાના નામમાં હમેશ યકીન રાખવાથીજ મુશ્કીલીમાંથી ઉગરી શકશો. એ શબ્દોના બોલવાથી કંઇ તમારી આફતો તો દુર નહિ થાય. આદમીનાં નશીબમાં આફતો તો છેજ; પણ એ શબ્દો જેના દિલમાં ઉતર્યા હશે, તેને આફતોની અસર નથી લાગતી, તેના દિલમાં એમજ લાગે છે કે ખુદાની દુનિયામાં કઇ ખરાબ હોઇ શકેજ નહિ. આદમીની બાંધેલી આશાઓ જમીનદોસ્ત થાય છે, તેમાંથી પણ ખુદાના બંદાઓ કંઇ કઈ આશીર્વાદ મેળવી શકે છે. આદમી આવતું એક પગલું પણ જોઇ શકતો નથી. ઉપલા શબ્દો દિલમાં ઉતર્યા પછી તેને જીંદગી સ્હેલી થઇ પડે છે, કારણ તેને ઇતબાર આવે છે કે અગર તે પોતે કઇ જોઇ શકતો નથી, પણ તેના રખેવાલ ખુદાની આંખથી કંઇ છાનુ નથી

જીંદગીના અંજામની ફિકર કરનાર ચાલુ જીંદગીના કાયદા ભુલી જાય છે. ચાલુ વખતમાં જે ફરજ આવી પડે તે બજાવવામાં ખુદાનો નેક ઇરાદો બરપા કરાય છે. જો જીંદગી આખી ખુદાની રાહબરીથી કહાડવી હોય તો આ ઘડીયે ખુદાએ જ્યાં મુકયા હોય ત્યાંની ફરજ બજાવવી જોઇયે.

પયગમ્બરો જયારે આ જહાંનને પોતાનાં પાક કદમથી શોભાવે છે, ત્યારે તેઓ પાપી દિલને આરામ આપવામાંજ તેઓ પોતાની ફરજ માની લે છે. દર્દીને હકીમની જરૂર છે પાપી દિલનાં દર્દ માટે પયગમ્બર હકીમો છે. આ પાપમાં ગરકાવ થયેલાં દિલો તેમને દીઠે છે ત્યારે તેઓના દિલમાં વધુ રહમ ઉભરાય છે. જેમ બુખારના જોશમાં બોલતા દર્દી પર હકીમ જોય છે તેમ આ નેક ખસલત હકીમો પાપી દિલના બબાળા તરફ જોય છે. જયારે તેમની આસપાસ ફિરસ્તાઓ ઉભરાઈ રહે છે, ત્યારે પણ આ રહમ દિલ બંદાઓની નજર તો દુર ઉભેલા કોઈ દિલના રોગી મુફલિસ ઉપરજ ઠરે છે, કે દુનિયાના કોઇ અંધારા ખુણામાં સબડતા રોગથી આજેજ થયેલા દિલવાળા આદમીની સોધમાં તેની નજર આમતેમ ફરતી રહે છે.

ના આ ન્હાનો શબ્દ વાપરતા ન આવડવાથીજ દુનિયા પાયમાલ થઇ રહી છે. લાલચના ઉછળતા મોજાઓ વચ્ચે મજબુત ખડક પેઠે આ શબ્દ જીંદગીમાં સબખ-

તમાં સખ્ખત હલ્લો મારી હઠાવી શકે છે. ફકત ના કહેવાના યકીનની ખામી હોય તો જીંદગી બરબાદ થઈ જાય છે.

બંદગી કરવાથી કંઇ ખુદા આપણી મરજી પ્રમાણે ચાલતો નથી. પણ ખુદાની મરજી પ્રમાણે ચાલતાં આપણને શીખાડે છે. તે આપણાં દિલમાં હિંમત મુકે છે જેથી આપણ ગમે તેવું દુ:ખ પણ સબરથી સહી શકીયે—તે કંઇ દુ:ખ કહાડી નાંખતો નથી. તે આપણા રાહમાંથી લડાઇને દુર કરતો નથી, પણ લડાઈમાંથી ફત્તેહમંદ પસાર થવાનુ તે આપણને બળ આપે છે.

**ખુદાના ફિરસ્તાઓ કોણ?** આ દુનિયાનો એકકે એંક આદમી ફિરસ્તો થવાને સરજાયો છે, જ્યારે આદમજાતની મુશ્કેલીઓ અને આફતો તમારી સામે ખડી થાય છે, ત્યારે ખુદા તમને ફિરસ્તો બનવાની તક આપે છે. અજ્ઞાનનાં અંધારામાં ગોથાં ખાતાં આદમીઓને તમારી નજર સામે લાવી મુકી ખુદા તમને પયગમ્બર થવાની તક આપે છે. આદમજાતની મુશ્કીલીઓ અને આફતો દુર કરવા બને તેટલી, થોડી પણ સાચા દિલની જહેમત ઉઠાવો, આદમજાતનું અજ્ઞાન દુર કરવા થોડી પણ પાક દિલથી કોશેશ કરો અને તમેજ ખુદાના ફિરસ્તા અને પયગમ્બર ઠરશો.

કોમનું ભલુ કરવાની રીત એકજ છે, કે આપણે પોતે ભલા થવું. દરેક માણસના શબ્દ, વિચાર અને કામની અસર દરેક બીજા માણસ ઉપર થયા વિના રેહતી નથી. તમારી જીંદગીનો એક દહાડો એવો નથી જતો જ્યારે કોઇ બીજી જીંદગી ઉપર તમે સારી કે માઠી અસર ન કરી હોય. તમે જ્યાં જ્યાં જાઓ છો ત્યાં ત્યાં તમારી સારી કે બુરી અસર તમે લઈ જાઓ છો પાક જીંદગી ગુજારવાથી તમે સેહંકડો જણને વગર બોલે પાક બનાવી શકશો.

મહજબ્ધ ધર્મ એ કંઇ કળા, આર્ટ નથી. એ કંઇ વિદ્યા, સાંયન્સ, નથી. એ જીંદગી છે. દિલમાં ખુદાનાં પવિત્ર રાજ્યની હકુમત થાંપવાથી મહજબ સમજાય છે. મહજબ સમજાય તો આદમી આદમીમાંથી ફિરસ્તો બની જાય છે. દરેક પુરૂષ પોતાની મર્દાનગી, દિલની હિમતથી નાપાક લાલચો સામે લડવામાં દેખાડે, અને જીંદગીભર ખુદાની બાજુએ લડવામાંજ લાયકાત માને, તો તે ખુદાનો સાચો યોદ્ધો છે. દરેક સ્ત્રી, પોતાના ઘરમાં અને ઘર બ્હાર મીઠાશનો અવતાર બની રહે, તેના હાથમાથી દુનિયાં ઉપર આશીર્વાદના વર્ષાદ વર્ષે, તેના દિલમાં દરેક નાઉમ્મીદ, નાતવાન કે આજેજ થયેલા ઉપર રહમનો ઝરો વહી રહે તો તે ખુદાનો ફિરસ્તોજ છે. મહજબ સહુને ફિરસ્તા બનતાં શીખાડે છે.

# દેવલાલી.

## શહેરે મુંબઈના જરથોશ્તી સહેલાણીઓનું માનીતું મથક.

### પારસી આરામગાહ, અગ્યારી, હોટલ, સ્કુલ, ક્ષય અને હવાખોરીનાં સેનેટરીઅમ.

લખનાર—માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.

આગળનાં અને હાલનાં દેવલાલીમા, પેલી કહેવત આધાર કહી શકાય કે, "આસમાન અને જમિન જેટલો તફાવત" પડી ગયો છે. ખાસ્સા વિસ વર્ષની વાત કરૂં છુ. તે પ્રસગે ગોરા સેપાહોની ગણત્રીની છાવણી અને થોડાંક ગરીબ શુગ્ગાઓનો દેવલાલીમાં પથારો હતો. બાદ ઉદય અસ્તના કુદરતી કાયદે દેવલાલીનો દહાડો. ફરી. સવળ. સુરજ ઉગ્યા.. દેવલાલીમા. જનસમાજનું ચોહલુચુખડી. એ ચાણ કરવાનું એકલું અટુલું માન પારસીઓને બેતકરાર ઘટે છે. બસ્તે કુસ્તીઆન જરથોશ્તી બેરાદરોનીજ ધમાલ ધધુખરથી દેવલાલીનો એકાંતવાસ અજવાળામા આવવા ઉપરાંત તેની આબાદીનો આફતાબ પુર બાહારમાં પ્રકાશવા માંડયો. આ વાતનો નામદાર સરકારે સુધાં સરોચશ્મ સ્વિકાર કર્યો છે એક ઇંગ્રેજી પત્રએ ઉચારેલો અપક્ષ અભિપ્રાય આ પ્રમાણે છે.—"Some of the Parsis of Bombay have by their early settlement in the charming village and later developments in some of its parts greatly aided the Government in raising it (Deolah) to its present standard of importance and influence." તેના પ્રત્યક્ષ પુરાવામાં રકમબધ રોનકદાર પારસી બંગલાઓ પોતાનું સર ઉચું ધરી દેવલાલીમાં ઓસ્તવાર ઉભા છે, અને રહો સદા તે તેમ! સદા? કેવો ગર્વિષ્ટ શબ્દ? બખ્ત ને વખ્ત ઇનસાનની એ યારીએ આવતા નથી તો, માલો મિલકતના શા ભરોસા ને આશરા?

ઉપર ઈસારો કરેલા અવસરે દેવલાલીમાં નિસંદેહ સસ્તો સુકાળ હતો. ખુદ ત્યાર પછીનો એક દાખલો લઈશું. તા૦ ૨૯ મી ડીસેમબર ૧૯૦૫ ને દિને કોટનાં મેદાનની મશહુર "ઈન્ડિપેનડંટ ક્રીકેટ કલબ"ના અમો દશ સભાસદો દેવલાલી મધે શેઠ કાવસજી કુપરને ત્યાં હવાખુરી અર્થે ઉતરી પડયા હતા. આઠમી દિઠ રોજના દોઢ ચાટવામા અમારાં ગળાંની ગટરને એવા તો ઉતમ તરનવાળાથી ભરચક કરવામાં આવતી હતી કે જેવું મજેહદાર મિષ્ટાંન દેવલાલીનો કોઈ ધંધાદારી વિકટ ચામડું ચેતરીનેખી અત્યારે પુરૂં પાડવાની દિલાવરી દેખાડે નહિ. વસ્તીના વધવા સાથ બ્રીટિશ લશ્કરી બેરેકસ દેવલાલીમા બેઅન્દાજ બંધાતી ગઈ, અને ખાધખોરાકીના બાબમાં દેવલાલીના મુફલેસોનો મજબુત મરો થયો. દરેક વસ્તુઓના ભાવ બાપડાઓને બેહદ બિચકાવી મારે છે. તેમ વળી બીજા હાથ પર કાળી ધોળી પલટનોએ તેમને પહેલાં કરતાં જરા જ્યાદા કમાતા કરી હાય સોસારા ઓછા કર્યા છે ગોરાં સૈન્યની ગમત તો ખરી! જુનાઓ જાય, અને નવાઓની જગ્યા કરવાની જબરી ધાંધલ ધરપચ ચાલે. ખનીવજો લેનાર પોતાની પોકેટનો ભાર ઉતારે, અને તેના પાસથી નવો પરોણો કુતરાં, પોપટ, વાનર વગેરે ખરીદી, ડહાપણની દાઢ કુટવાને હજી ગોયા વિલંબ હોય તેમ, સારો દિવસ તેમની સાથ રમે ને ચેકુસો સમ મન રીઝવે. પોતાના વતનમાં હોય તો સાથે બેળાવાની કીંચિત કાળજી ન કરે તેવા શુરા ગોરા અધિકારીઓ "નહિ મામાના કાણા મામા સારા"ની સુપ્રસિદ્ધ કહેતીએ, અર્થાત ગરજના મરજે, ભેદ ભાવને મોરગેજ મુકી, પારસીઓ જોડે છુટથી લટાર લેતા ને ગપા લગાવતા જોઇજ લેવા!

મુંબઈથી દેવલાલી માત્ર ૧૧૩ માઈલના અંતરે છે. જી. આઇ. પી. રેલ્વેનો પંજાબ મેલ કેવળ ચાર કલાકમાં આપણને ત્યાં આગળ પછાડે છે. કશી કડાકુટ નહિ માર્ગમા ત્રેન બદલવાની! દેવલાલીની રૂતુને "English Climate"ની દરોબસ્ત ઉપમા અપાઇ છે. તેને ખુશ આબોહવાવાળુ Military Station બનાવવાનું હિંદના સેનાધિપતિ અર્લ કિચનરને છેક અસુરેથી સુઝયું હતું. એપ્રિલ અને મે માસમાં લગાર બફારો લાગે છે. તોએ રાતે વ્યાપી રહેતી શિતળ થંડક તેનો ખંગ બ્યાજ સિકકે વાળે છે. બકેણુની બારણી, જેવા બની ગાલ પર લાલમલાલ લાલી લાંવવાના પછાડામાં પડેલાઓને ટાઢના દિવસોમાં દેવલાલી પડાવ નાખવાની સાબુત સુચના કરૂં છુ. પછી બેસી ગયલી છાતી ઉપર ગોદરીના ગળીફાક પહેરીને બુઢાપામાં જવાન બનવાના પ્રયોગો અજમાવવાની ઝાઝી જરૂર પડશે નહિ અલબત, કેશમિર દારજીલિગ જેવી ગુલેગુલાલ થંડી તો દેવલાલીમા નહિજ મળવાની! મગર ખુદ મુંબઈના મુકાબલામાં દેવલાલીનિ થંડ લકેકી હજાર હિસ્સે દિલશાદ!! તનને તાજગી બક્ષનારા અને મનને રાહત આપનારાં દેવલાલીના દિલપઝિર હવાપાણીથી હોજરામાં થાહોમ હોમાવેલી વાણીઓ, ખુદા ખબર કયો કાળો ચોર તફરગે કરી જાય છે! ફેબ્રુઆરી અને માર્ચ માસમાં બાગબગીચાઓ માહે ફુટી નિકળતા મનહર રંગ બેરંગી રોપાઓ, અને રકમરકમનાં તાજા પુષ્પોના ઝુમખા, આપણો જીવ અજબ બહેલાવે છે. બારાનમાં તો ઓર ઇચ્છિત આનંદી

બાહાર! બટુકડી છાંટિઓ વિશાળ લેનોને લીલી કુંજર બનાવી, આપણી આંખને બેહદ આરામ અપાવે છે. જેણી ક્યારા ફુવારા ને લેનો તરફ નજર નાખો ત્યાં લિલોતરી, તાજી તરકારી, ફ્રુટ મેવાની કવચો, ફળફુલાદિથી લચી પડતાં દરખ્તો સુગંધી ફુલો, અને ફુવારામાથી ઉડતાં પાણીની શેરોના ઝનઝન કોમળ અવાજ આપણને આવકાર આપતાં માલમ પડશે.

દેવલાલીનું બજાર? 'ખુદા ખ્બર કરે! ભગુરનાં બજારની બાંધણી કંગાળ, રસ્તો કંગાળ, વેચનાર કંગાળ, વેચવાની જગ્યા કંગાળ, બધુંજ કંગાળ! કયારે તેનું કિસ્મત ઉઘડશે? કયામતની સવારે? દર મંગળવારનાં ખાસ બજારમાં દેશીઓને બગની ભાતભાતની જીનસો મોઘે મુળે વેચાય છે. ત્યાં બડેખાંઓના બંગલા આવેલા ન હોવાના સબબે, બજારના સુધારા વધારાના હાલને કાજે ઝાઝા સંભવ જણાતા નથી. ઉતરે આવેલી બજારની સુસ્ત્યાણી સમજવી. એવાં સાંટકમાં દુકાનો સારી હોય તો, શહેરનાં નામને લાછન ન લાગે? સંતોષ લેવા જોગ બિના છે કે, આ બાબતની પહેલ પણ બોહલો વકરો કરતા પારસી વેપારીઓ મેસર્સ નશરવાનજી મન્ચે કીધી છે. આ મોટાં "મિલિટરી સ્ટેશન"ને પેસ પડતી કુશાદ દુકાન તેઓ ચલાવે છે. બીજા વેપારીઓ વરિક--તેઓને પગલે ચાલી, હાલના હિંગામને અને હાલની હાજતને બરની દુકાનો ઉભી કરે છે.

ભગુરમાં "એન. જે. કુપર કોનવેલેસંટ હોમ" આવેલું છે. શેઠ રતનજી જમશેદજી હુમાથે, શેઠ બાપુજી દોરાબજી દારૂવાળાએ, અને બાઈ આઈમાય શોહરાબજી સોડાવોટરવાળાએ, અકેક સેનેટરીઅમ પારસીઓ કાજે બંધાવ્યાં છે. ત્રણે ભગુર રોડપર છે. સોડાવોટરવાળાનું સેનેટરીઅમ છેલ્લું ઉઘાડું મુકાયું હતું; પણ તે દરેક રીતે પ્રથમ પદ લોગવે છે. તેનું દરશણ પશ્ચિમે, મોકલાસ મનોનુકુળ, વસ્તીના ખિચડાથી ખુલ્લુ, અને હવાપાણીમાં ન્યારૂં! પહેલું સુધાં એજ દિશાએ છે; લેકિન કાળચક્રની ક્રૂર ગતીથી ગિચ વસ્તીઓ ને કસાઇખાનાએ હાલે તેને ઘેરી લીધુ છે. સદરહુ લોકપ્રિય સેનેટરીઅમોનો લગભગ બારે માસ આભારી હુંડે લાભ લેવામા આવે છે. શેઠ દીનશાહ વાચ્છાનું "એડવર્ડ હોટલ" અતરાફમાંજ છે. સેનેટરીઅમવાસીઓની મરઅવસરે સ્વાર્થરહિત સેવા બજાવતા ને સુખસગવડ સાચવતા આ ભલા ભાઈને આપણા ધન્ય છે!

દેવલાલીનાં પાણીમા ચોકનું પ્રમાણ હોવાથી હજમિયત અર્થે તે ઘણાં અકસિર છે. ડારના (Darna) નદીમાંથી પાણી ખેચી રેઝર્વોયરમાં લઈ જવામાં આવે છે. બેરી હિલપર પાણીને ગાળવા પછી તેનાં ઉપ્યોગપણાંની અજમાયશ લઇને, લશ્કરને તથા બજારના રહિશોને તે પુરૂં પાડવામા આવે છે. કેટલાકો કુવા ખણાવીને અપોતી હાજત ટાળે છે. દેવલાલીની સુકી હવા છાતીના દર્દથી અહેશન થતા શખ્સો સારૂં અનુકુળ સિદ્ધ થઈ છે. ચોમાસામાં વર્ષાદની વૃષ્ટિ સદંતર કમતર હોવાથી, તેમની પ્રકૃતિમા સ્હેજે બગાડો થતો નથી. શિયાળામાં બેઠી ઠંડી પડે છે. અંગ અકડાવી નાંખનારી ઠઠડતી ઠંડી ઇહાં નિસ્તો નાબુદ! સને ૧૮૯૭ નાં સાલમા મુંબઇ નગરીમાં અજબ ગજબ કરી રહેલી મર્કી વખ્તે પોતાના જીવના જોખમે

કરવો છે. "ગાંધીજી" બોલ જરીઆણું વેચનાર અર્થે વપરાયો છે—નહિ કે સરકાર સાથના અસહકાર (Non Co-operation)થી ટર્ક શહેનશાહત ભેગા ભારતભુમિનું દળદર ફિટાડી નાખવા નિકળેલા "મહાત્મા" મોહનલાલ કરમચંદ ગાંધી સંબંધે! સાહસિકપણાંનો સાહયો ઓઢો, બેડો, ને ખાઓ!!

દેવલાલીથી આશરે આંઠ માઈલ દુર પહાડની શુશોભિત સકિલપર આવેલા બુદ્ધિસ્તોના "લિના કેવસ" પ્રાચિન કાળના નાદર કોતરકામનો ઉમદા ભાસ આપે છે. નામ તેનો નાશ નક્કી! નામદાર સરકારના "આર્કિઓલોજીકલ ડિપાર્ટમેંટ" તરફથી તેના થાંભાઓ છટકતા અટકાવવાની બનતી સંભાળ લેવામાં આવે છે, ફરસબંદીના ખાડાઓને ચુનાથી પુરવામાં આવે છે, કેટલેક ઠેકાણે નવા પિલર્સ ઊભા કરવામાં આવે છે, જોઈતી જગ્યાએ જરૂરી સમારકામ હાથ ધરવામાં આવે છે, છતાં વખતના મારાથી આ ગુફા આજેજ થતા જાય છે. મેઘમહારાજની સ્વારી ગોકળગાયની માફક લાડે હિંડતી હોય તે વખ્તે બધી બાજુની લિલોતરી લિલાલહેર દાખવે છે. તેવા ટાંકણે ગુફા જોવા જવામાં ઓછી અહેરાનગતી!

ઉદવાડે ગયલા હમદીનને ઇરાન શાહની યાદ બા જરૂર ધાંઈ આવે તેમ, દેવલાલીના કેઈજ સહેલાણીઓ એવા હશે કે જેઓ કુમેસ્તાના મરી મસાલા સાથ કેવસને અપોતી મુલાકાતનું માન આપતા ન હોય! ઝોરોઆસ્ત્રીઅન બોર્ડિંગ સ્કુલ ભગુરની નદી, શહેરને પાણી પુરૂં પાડનારૂં સ્ટેશન, ખડોબાનું દહેરૂં, અને મોહમેદન મસિદ, ગામના નામ પ્રમાણે જોવાજોગ છે. વાંદરાની પીટીટ ગર્લ્સ ઓર્ફનેજની છોકરીઓ ગરીબ છે તો, દેવલાલીની આ સ્કુલના છોકરાઓ કાંઈ ગભબર નથી. તથાપી સાદી સુતરી ન્યામત સાથ સ્વચ્છ તાજી હવામાં રહેવાના ફાયદા કેવા ન્યારા છે તે બંને ઠેકાણેના શિષયોનાં બળવંત બદન, આસુદા ઉધરભાવ, સુર્ખિદાર ચહેરા; ને પહોળી પેશાની બેશુમાન બતાવી આપે છે. શ્રીમંત જીંદગીનું સુખ ભોગવતા જરથોસ્તી ભુલકાંઓ રોમિષ્ટ મુંબઈમાં ઘણાંએ છે. અફસોસ એજ કે, તેઓ મધેનો મોટો ભાગ આ બેસુલ ઇશ્વરી બક્ષેશથી બદનસિબે બાકાત છે.

દેવલાલીના આલા જરથોસ્તી નરનારીઓને, જરના જોર ને વગવસિલાના દોર છતાં, પૈસા ને પદવીના પવનથી પુલાયા વગર, અદના હમદીનો ભેગા મળી ભેટીને 'હાંક સુલેમાન ગાહ્લાં" જેવી ખુશ તોલ્લોલોજી લગાવતા અને ગોફતેગુહ ચલાવતા જોઈને કોણને આનંદ ન ઉપજે? લાંબી માંસના મોહડાંને ધુમાડયાંમાં ફેરવનાર "આટા ટોળ, ઠિકરી જળતી હય" તેવા શોખિન સાહેબજાદાઓ છુટાછવાયા છે ખરા! મગર હલકાઈની હવાપર ઉછરીને ગુંજાસે ગરીબ પણ ખમિરે અમિર આદમીઓની ઘાટદી મશ્કરીમાં મોજ પેખનાર માથેરાન મહાબ્લેશ્વરી (?) મુજી "એરિસ્ટોક્રેટિકઉ" ઇચિમજીઓની દેવલાલીમાં શુભાગ્યે સર્યામ ઓટ હોવાથી બાપ કમાઇને બદલે આપ કમાઈ ઉપર મુસ્તાક રહેનારાઓ, દેવલાલીમાં બિનસુજાવે ખુશાળ જીગરે ફરી હરી, આજુબાજુની હરીયાળી ને કરામતે કુદરત નિહાળી, તે ઋરામત ઉપરથી કુળ કુદરતનાં ખાવિંદના સદહજાર સેપાસ કરી, લોહીપાણી અર્થાત આસુદગી મેળવે છે.

---:o:---

# "મોહતનો કેહેર."

## શું મોહત ખરેખર ભયંકર છે?

———:o:———

લખનાર:—Mr. J. M. Hormusji.

"It is impossible that anything so natural, so necessary, and so universal as death, should ever have been designed by Providence as an *evil* to mankind."

*Swift.*

પરમકૃપાળુ પરમાત્માના પ્રત્યેક કૃત્યો અને હરેક કાર્યોનો બારિકબિન નિરિક્ષણ અને અગાધ અભ્યાસ ઉપરથી આપણ સહજ સમજી શકયે છીએ કે તે મહાનાગી જગતકર્તા જે પણ કાંઇ મનુષ્ય માત્રનાં સંબંધમાં અર્થાત્ પૃથ્વિના પ્રગટિકરણાર્થે ઉપાયો યોજે છે તે સર્વથા તે પરવરદેગારની ઉત્પન્ન કીધેલી સૃષ્ટિમાં જીવન વ્યતિત કરતી સજીવ કે નિર્જીવ સર્વ વસ્તુઓનાં અમૂક હિતને માટેજ હોય છે. માનુષિક સ્મરણ શક્તિમાં પણ ન આવી શકે એવા ઠેઠ અનાદિકાળથીજ આ ક્ષણભંગુર જગત તેના અનિવર્ણનિય ઉત્પાદકના ઉચ્ચ અને સ્તુતિપાત્ર ઉદ્દેશાનુસાર વૃદ્ધિને કાયદે આગળ અને વધુ આગળ વધનીજ રહેલી છે, અને વિનાશનો હસ્ત આ અત્યોત્તમ હેતુની સિદ્ધિને સંપૂર્ણતા પ્રાપ્ત કરી આપવામાં અતિશય સાહ્યભૂત થઈ પડયો છે. અગર જો વિનાશ સૃષ્ટિની સર્વ વસ્તુઓ—મનુષ્યો, પશુપક્ષિઓ, વૃક્ષાદિ, દરેક જડ તેમજ ચૈતન્યવાળી વસ્તુઓ—ઉપર પોતાનો સામાન્ય રીતે કહેવાતો 'ભયંકર' પરન્તુ વાસ્તવિક રીતે જોતાં હિતાવહ દસ્ત ન બેસાડે તો કોઇ પણ કહી શકે કે ઐહિક ઉત્કર્ષને તે અકલ્યાણકારી થઇ પડે. વિનાશ કિંવા લય 'ભયંકર' કેવી રીતે હોઇ શકે? તે માત્ર એટલુંજ કરે છે કે જે જુનું અને જર્જર થઇ ગયું હોય છે તેનું નિકંદન કરી તેને બદલે કંઇક નવું અને તાજું ઉત્પન્ન થવાનો માર્ગ મોકળો કરી આપે છે, અને આ તેનું કાર્ય જો નિર્વિવાદપણે દુનિયાના કંઇને કંઇ ફાયદાનેજ ઉત્પત્તિ પામવા માટે કારણભૂત થઈ પડે છે તો પછી "મોહત," "વિનાશ," આદિ પરમેશ્વરનાં નિર્માણે કરેલા કાયદાથી માણસોએ એટલુ બધુ ડરી જવુ અને હેબક ખાવી શા માટે જોઇએ? જ્યારે ગગનમંડળ, પૃથ્વિ, અને પતાળ એ તમામ ત્રિલોકની તમામ વસ્તુઓ એ આ ખુદાઇ કાનુનને આધિન દૃષ્ટિગોચર થાય છે, તો મનુષ્ય, જે કળા કૌશલ્ય અને બુદ્ધિ ચાતુર્યમાં સર્વથી અધિક અને શિરોમણી કહેવાય છે, તેણે મોહત અને

વિનાશથી ધાસ્તી ખાઇ પોતાની અક્કલ શા માટે ખોહવી જોઇએ? આ લેખમાં મૃત્યુ બિલ્કુલ. ભયરહિત છે એવું અનેક સાધનોથી પુરવાર કરવાનો આપણે આજે પ્રયત્ન આદરીશું.

* * *

## (૧) મોહત–એક સાર્વજનિક બનાવ.

"Hominis tota vita nihil aliud quam ad mortem iter est."
*Seneca.*

વિદ્વાન સૅનેકા કહે છે કેઃ માણસની આખી જીંદગી કંઇજ નહી પણ મોહત તરફ મુસાફરી છે!" અને આ સિદ્ધાંત આપણે સત્યતાથી કેટલું બધું ઓતપ્રોત જોઇએ છીએ! હવે "મરણ" શબ્દનું મૂળ તપાસતાં આપણને માલુમ પડે છે કે તે સંસ્કૃત "મર"=અવસ્તા "મર"= ફારસી "મોર્દન"=લૅટીન "*mori*"=ફ્રેચ "mourir" ઉપરથી નીકળ્યો છે જેનો મૂળાર્થ "મરી જવું" એવો થાય છે, અને જે ઉપરથી સામાન્ય નામ સં. "मरक्" (અથવા मृत्यु)=અ. "મહર્ક"=ફા. "મર્ગ" નીકળે છે. હવે પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય ઘણી ખરી ભાષાઓમાં "માણસ"નો મૂળાર્થ "મરવા લાયક" એવોજ થાય છે. જુઓ—અ૦ "મરેત"=પહેલવી="મર્ત"=સં. "मर्त"= ફા. "મર્દ"=લેટીન "*mortalis*" (જે ઉપરથી ઇંગ્રેજી "mortal" નીકળ્યો)—એ સઘળાનો અર્થ "મરી જાય તેવું" એવોજ કરવામાં આવે છે. આ ઉપરથી આપણે ધડો લેવો જોઇએ કે પૂર્વ તેમજ પશ્ચિમની ભાષાઓ અને વિદ્યાઓમાં માણસનો મૂળાર્થજ ગોયા "મૃત્યુ અર્થે સર્જન" એવોજ કરવામાં આવે છે, અને આ સિદ્ધાંતને જાણે પુષ્ટિ આપતી હોય એવી એક બયત "એન્શાએ હરકરન" નામની ફારસી કેતાબમાં મલે છે કેઃ

હર કે આમદ બજેહાન અહલે ફના ખાહદ બુદ,
આન્કે પાયદેહો બાકીસ્ત ખુદા ખાહદ બુદ!

રહસ્યાર્થ કે જે કોઇએ જગતમાં જન્મ ધારણ કીધો તે આખરે વિનાશ પામશે, પરન્તુ જે નિત્યસિદ્ધ અને અનાદ્યન્ત છે તે તો પરમેશ્વરજ છે. અને સકળ બ્રહ્માંડના ભિન્ન ભિન્ન પ્રદેશોના અને વિધવિધ પ્રજાઓના પ્રાચીન તેમજ આધુનિક ઇતિહાસ ઉપરથી શું સ્પષ્ટ થાય છે? જગતમાં સર્વત્ર હાહાકાર અને ત્રાસ વર્ત્તાવનાર ચક્રવર્તિ ગોરખો નેપોલ્યન ક્યાં છે? તમામ હફ્તકેસ્વર ઉપર કાબુ મેળવનાર અને બીજી દુનિયાઓને પણ હસ્તગત કરવાની આકાંક્ષા રાખનાર દિગ્વિજયી સિકંદરનું તો અત્યારે નામ કે નિશાન ક્યાંએ પણ દ્રષ્યમાન થતું નથી. રણજીત સિઝરનો કોણ પત્તો આપશે? ઇરાનના પેશદાદી વંશના પ્રૌઢ પ્રતાપી શહેનશાહ જમશીદના નામથી કોણ અજ્ઞ હશે? દાદાર અહુરમઝદનો ઘણોજ પસંદ કીધેલો મનુષ્ય, ખુદાએ પાકની સાથે પુરસેશો પાસોખ કરવાનું અદ્વિતિય અને અનુપમ માન મેળવનાર નૃપતિ, જેહાને ફાનીમાંથી આધિવ્યાધિ અને ઉપાધિ તેમજ વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો ક્ષય કરનાર એક ઇશ્વરી દુત, દુનિયાના માણસોને અધ્યાત્મિક અને સુજ્ઞાની બનાવનાર એક જગદ્ગુરુ:—તેના જેવો એક દૈવી મનુષ્ય જો નષ્ટ થયા વિના રહયો નથી, તો અય ખાકી આદમીઓ! આપણે તેમાંથી કેમજ બચી શકયે? ઝરતોસ્ત, ક્રાઇસ્ટ, મુસા, મહમદ, કન્ફ્યુશીઅસાદિ પયગમ્બરો; સૉક્રેટીસ, પિથાગોરાસ, શમ્સ તબ્રેઝી, લૉર્ડ બેકન, દસ્તુર આદર-

બાદ મારારપંદ જેવા બેનેઝીર તત્વજ્ઞાનીઓ; ફિરદોસી, શેકસ્પીઅર, શેખ સાદી, હોમર, મિલ્ટન, વર્જીલ, હાફેઝાદિ કવિશ્વરો, લુકમાન, થીત, ઍવિસેના, હરવિમ, વગેરે વૈદો;—એ સધળામાથીં કહેની કોણ મોતની સુંગાલમાથી છુટકારો પામ્યુ છે? કવિ શામળ કહે છે તેમ—

ગયા ઇંદ્ર કઇ કોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, મહાશૂરા પણ ડૂલ્યા?
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત,
ગયા દિલિપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપતઃ
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાન્હવી;
સ્થિર સ્થાવર કોઇ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી!

એટલુજ નહી પણ વૈજ્ઞાનિક બુદ્ધિબળથી જે મહા પંડિતોએ અનેકાનેક સર્વોત્તમ શોધો, કરી અર્વાચીન વિશ્વને આશ્ચર્યચકિત કર્યું છે, જેઓએ પોતાની અનેક તરાહની બનાવટોથી સૃષ્ટિને અવર્ણનિય અનુકૂલતા કરી આપી છે. તેઓ પણ આખરે મરણને શરણ થયા વિના રહ્યાજ નથી. ગુરૂત્વાકર્ષણના સિદ્ધાંતનો શોધક ન્યુટન, વરાળયંત્રના વિરલાઓ વૉટ અને સ્ટીવન્સને, ખગોળવિદ્યામા પ્રવિણ એવો હરશલ, પુતળા બનાવનારા માઇકલ ઍન્જેલો અને ઍન્ટોન્યો કેનોવા, યુરોપમાં સંગીતશાસ્ત્રના મહાન્ ઉત્પાદકો બૅક અને બીથોવન,-એ સધળામાથી કોઇ પણ આજ સુધી જીવતા રહ્યા નથી, તો આપણા જેવા પામર માનવીઓના શા ભાર? એવું જાણી આપણે મોહતને માટે નિરતર તૈયારજ રહેવું જોઇએ.

મુમા ડરપે કાળસું, કઠન કાળકા જોર;
સ્વર્ગ ભૂપાતાલમે, જહા જાવે તહાં ઘોર!

આલોકને વિષેની જાહોજલાલી તેમજ આડંબર માત્ર ક્ષણિક છે જ્યા સુધી આ તન રૂપી કફ્સમાં હંસરૂપી પક્ષી છે ત્યાં સુધીજ માયાવિ ઠાઠમાઠ મનને રિઝવે છે મરણ પછી કંઇપણ સાથે તો આવતું નથી. મોગલ બાદશાહ શાહજેહાને એહદ મોઘી કિમતે મયુરાસન બનાવરાવ્યુ હતું, પરંતુ મોત બાદ તેને તે શું કામ આવ્યુ? તે નાદિરશાહ ઇરાન લઇ ગયો જ્યા તે છિન્નભિન્ન થઇ ગયું. ઇરાનનો સાસાની વંશનો પાદશાહ ખુશરૂ પરવિઝ બહુજ આનંદી અને લહેરી જીવડો હતો અને તેણે પોતાની દરબારને બહુજ સુશોભિત રીતે આરાસ્તે કીધી હતી, પણ આયંદેહ તેના દીકરાનાજ હાથપર તે માર્યો ગયો હતો. એવી રીતે દુન્યવિ માલખજાના ઉપર મુસ્તાક રહેવાથી કઇ મોહત નિવારી શકાતું નથી. "ભોજ પ્રબંધ" ઉપરથી માલૂમ પડે છે કે એકવાર ભોજ રાજા મહેલની અગાસીપર શય્યા મૂકી સૂતો હતો ત્યારે એક ચોર શયનગૃહમા ખાતર પાડી પેઠો પડયો. રાજા પોતાની સુવર્ણમયી શય્યા ઉપર સૂઈ પોતાના દિવ્યકુંદન, વિવિધ માણેકકણોથી અલંકૃત મનહર પ્રમદાઓ, અને હાથી, ઘોડા, રથ, અને પ્યાદળ વગેરે મહાન સામગ્રીને ચિંતવતો ગર્વાનંદી બની બોલ્યો કે

चेतोहरा युवतयः सुहृदोनुकूला सद्बांधवाः प्रणयगर्भ
गिरश्चभृत्याः वल्गंति दंतिनिवहास्तरलास्तुरंगा."

ભાવાર્થ કેઃ "ચિત્તને હરનારી સ્ત્રીઓ છે, મિત્રો પણ અનુકૂળ છે, બંધવો શ્રેષ્ટ છે, નોકરો નમ્રવાણી બોલનારા આજ્ઞાપરાયણ છે, હસ્તીઓના સમૂહ ડોલી રહ્યા છે, અને અશ્વો નાચી રહ્યા છે——"

ઉપર પ્રમાણે ત્રણ પદ વારંવાર રાજા બોલતો હતો, પણ ચોથું પદ ન બોલતો સાંભળી ચોરે વિચાર્યું કે રાજાને ચોથું પદ યાદ નથી, અગર તેવું રચવામાં કંઈ વિચાર નહી ચાલતો હશે, એમ ધારીને તે વિદ્વાન ચોરે ચોથું ચરણ પૂરું કરી આપ્યું:—

"संमिलनेनयनयोर्नहिकिंचिदस्ति ॥"

યાને—"(પણ) જ્યારે આંખ મિંચાશે ત્યારે એ બધા વૈભવમાંનું કંઇ પણ તમારૂં નથી!" આ સાંભળી રાજા અતિશય ખૂશ થઇ ગયો, અને બ્રાહ્મણ ચોરને ક્ષમા બક્ષી પુષ્કળ દ્રવ્ય આપ્યું.

અજલકે કુચેમે તેરા ગુઝાર હોવેગા
તેરા કરાર બ દારૂલકરાર હોવેગા!
ધરેંગે તુમકુ જનાઝેમે તખ્તે શાહીમેં,
અગર ખઝાના ઓ લશ્કર હઝાર હોવેગા!
લેહદકે ગોશેમે તુઝકુ ઝમીંપે સના હે,
બદન તેરા ખુરેશે મૂરો માર હોવેગા!
ન કર તું ફખ્ર ઘા અપની શેહ સવારીકા,
અમલસે પ્યાદા બહાં શેહ સવાર હોવેગા,
અગરચે બાગે જેહામે તું મિસ્લે ગુલ હોગા,
પર તેરી ખાકપે આખેર ખાર હોવેગા!
બેડર ખુદાસે તું હોકર ગુનાહ કરતા હે,
ન જાણે કયા તેરા અંજામે કાર હોવેગા!
તમએ કીસીમે ન રખ ઇસ જેહાંએ ફાનીમે,
સેવા અમલ કે તેરે કોણ યાર હોવેગા?

ગૌતમ બુદ્ધ જગતને ઉપદેશ કરવાને ફરતા હતા તેવામાં એક સ્ત્રી પોતાનું મૃત બાળક હાથમાં લઇને એમની પાસે આવી અને બોલી: 'ભગવાન! આ મારાં બાળકને જીવતું કરો!' ગૌતમબુધ્ધે જવાબ દીધોઃ 'હું તેમ કરીશ, પરંત્રે તે પહેલાં તું અત્યાર સુધીમાં જે ઘેરમાં એક પણ મરણ નહીં થયું હોય તેવાં ઘેરમાંથી એક મુઠ્ઠી રાઇ લઇ આવ!' પેલી બાઈ ઘેર ઘેર ભટકીને ભગવાનબુદ્ધ પાસે પાછી આવી અને કહ્યુંઃ 'મને કયાંએ પણ રાઇ મલી શકતી નથી. એક પણ ઘેર એવું નથી કે જ્યાં આજ સુધીમાં કોઇ ને કોઇ મરી ન ગયું હોય!' પછી બુધ્ધે એ બાઇને જ્ઞાનનો ઉપદેશ કર્યો. આ ખરી બનેલી વાત પરથી સમજવાનું એટલુંજ છે કે મોહત શું રાય કે શું રંક સર્વેને પોતાના પંજામા લે છે. કેરશાસ્પ પહેલવાને જેણે અતિશય તોફાની પવન સામે પોતાને ટકાવી રાખ્યો હતો, જેણે ગંધર્વ રાક્ષસને તેમજ બીજાં અગણિત દેવદરૂઓને દુનિયાની સપાટી પરથી નાબુદ કર્યા હતા તે પણ પોતાની સ્જતને આધિન થયો હતો.—"કેરશાસ્પ નામા" ઉપરથી માલૂમ પડે છે કે જ્યારે કેરશાસ્પ વૃદ્ધ થયો ત્યારે તે મોહત કેવા રૂપમાં આવે છે તે જોવાને ઘણો ઉત્કંઠિત હતો. જરાથી તેનું બાહુબળ કિંચિત માત્ર પણ

ઓછું થયું ન હતું, પણ આખરે મરણ સમયે તે બોલ્યો હતો કે "મેં અનેક બળાઓને દફે કીધી છે, અને હું અજલના કાસદનો પણ મારા ભારી ગુરઝથી ચૂરેચૂરો કરી નાખવા માગતો હતો. પણ તેણે ચિચકારા જેવાએ હિંમતથી સામે આવવાને બદલે મને પાછળથી દગો કરી તખ્ત ઊપરથી ખાકમા નાખ્યો!" તેવીજ રીતે હરક્યુલેસ, રુસ્તમ, ભીમ, આગાડીસ ગૉલ, ઇત્યાદિ યોદ્ધાઓ મોહતનો આખરે શેકાર થયા છે. જ્યારે જવાન મોહરાબ પોતાના પેદરના હાથ પર મારી ગયો ત્યારે રુસ્તમે આહોઝારીથી પોતાના કપડા ચાક કરી નાખ્યાં ત્યારે ગોદરેઝ, ગેવ, કાઉસાદિ બોઝોર્ગોએ તેને ફિરદોસીના શબ્દોમાં શિખ દીધી હતી કે

ખુનીનમ્ત કેરદારે ચર્ખે બુલન્દ,
બદસ્તી કોલાહો બદીગરી કમન્દ;
ન હર પાદશાહો ન હર બન્દેહગ,
શનાસદ ન નાદાન ન દાન-દેહગ!

"આય જેહાન પહેલવાન! આ બુલંદ આસમાનની એવી રીતી છે કે તે એક હાથમાં ફત્તેહની કોલાહરૂપી તાજ રાખે છે અને બીજા હાથમા મોહતનો ફાંસો રાખે છે! તેની નઝરમા પાદશાહ કે ગુલામ, નાદાન કે દાના સૌ યકસાન છે!" અને આપણે જોઇએ છીએ કે આજે જ્યાં એકાદ ગરીબ માણસ ભસ્મ થઇ જાય છે ત્યાંજ આવતી કાલે કોઇ મોટો ઉમરાવ આવીને હમેશગી સુધીનો આરામ શોધનાર છે! આય દેહ માટી સાથે માટી એવી રીતે મલી જાય છે કે અમીર કોણ અને ફકીર કોણ તે શોધવો મુશ્કેલ પડે છે! શાયર શેખ સાદી કહે છે કે

આવકે પાય અઝ સરે તખ્વત ન નેહાદી બર ખાક,
આકેબત ખાક શુદો ખલ્ક બર વય મીગુઝરન્દ!

મતલબ કે: "તે કે જે મિથ્યા અભિમાનમાં ઉન્મદ થઇ ખાક ઉપર પગ મૂકવાનુ પણ નમોજું સમજતો હતો તે પણ આખરે ભસ્મ થઇ ગયો છે અને લોકો આજે તેની ખાક ઉપરથી ચાલે છે!" દુનિયામાં દોર કોઇનો રહ્યો નથી અને રહેવાનો નથી. જગત સર્વ કોઇને સમદ્રષ્ટિથી જુવે છે જેઓ અહંકાર અને મમત્વમાં મચ્યા રહે છે તેઓ જલ્દીજ નાશ પામે છે. ઇરાનમાં ઝોહાકે લગભગ હજાર વર્ષ સુધી આપખુદ સત્તા ભોગવી, અનેક તરાહના ઝુલ્મો અને આજામો પ્રજાવર્ગ પર પાડ્યા. લેકીન આય દેહ કાવેહ નામક એક કમીના લુહારના હાથથી તે ઝેરોઝબર થયો. મોગલ શાહ ઔરંગઝીબ પોતાના તિવ્ર શત્રુઓથી બહુ બીક રાખતો, અને પોને અહોનિશ અંગરક્ષકોથી ઘેરાયલો રહેતો, પરંતુ મોહત આવ્યુ ત્યારે અંગરક્ષકો શું ઉપયોગના? મહેસુરના વાઘ ટીપુ સુલ્તાનને તેના મુદ્દઇઓ તેને વિષ આપી મારી નાખશે એવી હરહમેશ ચિંતા હોવાથી તેણે જરા જરા કરતા ઝેર ખાવાનો પ્રયોગ કર્યો, અને છેલ્લે તો તે એટલા બધા મોટા જથ્થામાં ઝેર ફાકતો કે લોકો પણ હયરત રહેતાં! તે પણ આખરે લડતાં મરાયેલ લંકાના સર્વશકિતવાન ભૂપ રાવણનોજ દાખલો લો, તેના જેવો શૂરવિર અને સમૃદ્ધિવાન પાદશાહ તો કોઇજ નહી થયો હશે, જેનો આખો મહેલ સુવર્ણથી અતિ શૃંગાર પામેલો હતો, જેને ત્યાં નવગ્રહો આવી ચાકરી કરતા હતા, ઇંદ્ર જેવા પણ જેના તાબામાં, ચંદ્ર જેને ત્યાં છત્તરર હતો, વરુણ જેને ત્યા નીર ભરવાનું કનિષ્ટ કામ કરતો, બ્રહ્માજી જેના આશરા હેઠે વેદના

પાદ ભણતા, જેનુ રાજમંદિર ઇંદ્રાસન કરતાં પણ વધારે દેદિપ્યમાન હતું અને જેની પાસે અબજોનું લશ્કર હતું, તે જેવા પણ હે વાચક! મોહતને કયાં નિવારી શકયો છે?

કરત કરત ધધ, કછુહિ ન જાનૈ અંધ;
આવત નિકટ દિન, આગયે ચપાકદે!
જૈસે બાજ તિતકકુ દાબત હે અચાનક,
જૈસે બર મજીરીકુ લિલત લપાકદે!
જૈસે મક્ષિકાકી ધાત, મકરી કરત આય,
જૈસે સાપ મૂસકકુ ગ્રસત ગપાકદે!
ચેતરે અચેત નર! "સુંદર" સંભાર રામ,
ઐસે તો હિ કાલ આય, લેઇગો ટપાકદે!

એવી રીતે આપણુ જોઇ શકયે છીએ કે મોહત શું ઉંચ કે નીચ સઘળાંને સમીકરણ કરી નાખે છે. તે ડાયોનીસ્યસ, હેરોડ, ઔરંગઝેબ, અફ્રાસિયાબ જેવા ઝાલેમોને જેવી રીતે પોતાની તેઝ ચુગાલમાં લે છે તેવીજ રીતે નૌશીરવાન, શિઆવક્ષ, વિક્રમાદિત્ય, અને શાર્લમન જેવા ભલા અને ઇન્સાફી માણુસોપર પોતાનો ઝોરાવર દસ્ત એકસરખી રીતે લંબાવે છે, જેવી રીતે તે જુગારીઓ, છાકટાઓ, ખુનીઓ, અને એવાજ બીજા અધમમતિનાં પ્રાણીઓને ઝટવારમાં પટકી નાખે છે, તેવીજ રીતે તુલસીદાસ, જમદગ્નિ, સ્વિડનબર્ગ, મન્સુર, વારિમકિ, આદિ ઇશ્વર ભક્તો અને ઋષિ મુનીઓને પણ તે આજેઝ કરે છે! તે નિમ્મ દેહ સાર્વજનિક છે.

## (૨) "અજલનો કાસદ."

"Death has been painted as a skeleton grasping a scythe, a grinning skull, a threatening figure with terrible face and uplifted dart, a bony scarecrow shaking an hour-glass—all that could alarm and repel has been *gathered round this rightly-named King of Terror.*'——*Annie Besant*

પૂર્વ તેમજ પશ્ચિમના કવિઓ તેમજ પંડિતોએ સર્વાનુમતે મોહતનો ઘણોજ ભયાનક ચિતાર આપ્યો છે. ખાલી ખોળ્યામાથી મિનાઈ રવાનના બહિષ્કાર જેવાં એક અતિશય સામાન્ય એક અત્યંત નજીવાં કુદરતી કાર્યને સર્વ વિદ્વાનોએ અતિશયોક્તિ અને કલ્પનાશક્તિની મદદથી એક અતિ ઘોર કૃત્ય—નિઃશંક ગેરવાજબીપણે—ચિતાર્યું છે. આજ સબબસર સ્થૂળ દેહ અને ઇશ્વરી આત્માના વિયોગને તેઓએ અલંકૃત શૈલીમાં એક નિષ્ઠુર અને પ્રચંડ રાક્ષસનો ભામ આપ્યો છે, અને તેથીજ "અજલનો કાસદ," "મૌતનો ફિરેસ્તો," "ક્રૂર યમરાજા," 'ધારતીઓનો શાહ," "મલક-ઉલ-મૌત," આદિ ભયાનક અને અયોગ્ય શબ્દ પ્રહારથી તેને વધાવી લેવામાં આવ્યો છે! ખરી રીતે જોતાં જમરાજ જેવું કંઇ છે પણ નહીઃ એ તો માત્ર કવેશ્વરો અને ફિલ્સુફોની તર્કશક્તિનો એક ખ્યાલી ધખારો છે. મુસલમાનોમાં તેને "અઝરાએલ," "અબુ ઇઆહ," એવા નામોથી ઓળખવામાં આવે છે, અને તેની ઉત્પતિ વિષે તેઓમાં એવી માન્યતા છે કે જગતના પ્રારંભ પહેલાં અલ્લાહતાલાએ ગેબ્રીઅલ, માઇકલ, અને ઇસરાએલ નામના ત્રણ ફિરેસ્તાને આકાશપરથી મોકલ્યા કે તેઓ સાત ભિન્ન ભિન્ન રંગોની મુઠ્ઠી

ભરી માટી લઇ આવે (અને આજ કારણસર જુદી જુદી પ્રજાઓનાં વિધવિધ વર્ણો હોવાનું માની શકાય.) પરંતુ માટી લેવા જતાં ઝમીને તેઓને ધાસ્તી આપી કે ખુદાએતઆલા એમાંથી આદમની ઉત્પતિ કરશે, અને તે જો કદાપિ ખુદાને નાફરમાન થશે તો ખુદા મારી ઉપર શ્રાપ નાખશે! આથી પેલા ફિરસ્તાઓ પાછા ખાલી હાથેજ ખુદા આગળ ગયા. આથી ખુદાએ અઝરાએલને તેજ કાર્યપર મોકલ્યો જેણે ઝમીનની વિનતિની સ્પૃહા કર્યા વિના દયાદ્રિણપણે પોતાનું કર્તવ્ય સમાપ્ત કર્યું, જેથી ખુદાએ તન અને જાનને ફાની દુનિયામા જુદા પાડવાનું વિકટ કામ તેનેજ સોંપ્યું. અને જેથી તે અજલનો ફિરસ્તો કહેવાય છે. જ્યારે અઝરફીલ નામનો એક પ્રધાનદુત રોઝે મહેશરપર બે વાર રણશિંગડું ફુંકશે, ત્યારે દ્વિત્ય વેળાનો ધ્વનિ શ્રવણ કરતાં અઝરાએલ મૃત્યુવશ થશે. મિલ્ટનનાં કાવ્યોપરથી આ "ભયનો શાહ" દોઝખનો એક દ્વારપાળ હોય એવું ભાસે છે. મૂખ્યત્વે "પેરેડાઇઝ લૉસ્ટ"માં એને વિષે ઘણુ હેબતનાક વર્ણન આપવામાં આવ્યું છે.

અર્ગ ખર્ગમે દ્રવ્ય હય, ઉદય અસ્તમે રાજ;
તુલસી! એક દિન મર્ણું હય, આવે કોને કાજ?

"યોગાવાસિષ્ઠ રામાયણ" ઉપરથી હિંદુ ધર્મમાં કાળને કેવો ચિતારવામાં આવ્યો છે તે માલુમ પડે છે, ભૃગુ ઋષિએ જ્યારે પોતાના પુત્ર શુક્રાચાર્યનું ચેતનરહિત શબ જોયું ત્યારે તેઓએ અવિચારીપણે ક્રોધમાં કાળને શાપ દેવા માંડયા. "તે સમયે પ્રજાનો સંહાર કરનાર કાળ, જો કે રૂપરહિત છે તોપણ રૂપ ધારણ કરી મુનિ પાસે આવ્યો. તેણે ખડગ તથા પાશધારણ કર્યાં હતાઃ કુંડળ તથા કવચથી તે યુકત હતો. બાર માસરૂપી તેને બાર હાથ હતા, છ ઋતુ રૂપી છ મુખ હતાં, તથા કેટલીક કિંકરની સેનાથી તે વિંટાયલો હતો. તેનાં શરીરમાથી જ્વાળાનો સમુહ નીકળતો હતો, તેથી આકાશમા પ્રફુલ્લિત કેશુડાંના ઝાડવાળા પર્વતની શોભા થઇ રહી હતી. તેના હાથમાં રહેલ ત્રિશુળમાથી નીકળેલ તેજનાં કુંડાળાથી, સોનાનાં કુંડળની પેઠે દિશાઓ શોભતી હતી. તેના શ્વાસના વાયુથી શિખર જેનાં ખરી ગયા છે એવા પર્વત હિંડોળામાં બેઠા હોય નહિ શું તેની રીતે ચલાયમાન થવા લાગ્યા, પડવા લાગ્યા, તથા ફરવા માંડયા. તેના ખડગમંડળના પ્રકાશથી શ્યામ થયલું સૂર્યબિંબ, કલ્પ સમયે બળી ગયેલ જગતના ધુમાડાથી આકુલ થાય તેની રીતે આકુલ થયું હતું!"એવાં ઉગ્રસ્વરૂપથી કોણ નહી ડર પામે? "ચાણાક્ય" નીતિમાં કહ્યું છે કેઃ

कालः पचात भूतानि कालः संहरते प्रजाः।
कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः॥

ભાવાર્થ કેઃ કાળ સર્વ પ્રાણીઓનું ભક્ષણ કરે છે, અને કાળજ સર્વ પ્રજાનો સંહાર કરે છે. સર્વ પદાર્થનો લય કરવા માટે કાળ નિરતર જાગૃત રહે છે. કાળને કોઇ નિવારી શકતું નથી. હવે કાળ ભૃગુ ઋષિને સંબોધી કહે છેઃ "કલ્પકાળના પ્રચંડ અગ્નિથી મારો નાશ થયો નથી તે તમે શ્રાપથી મને કેમ બાળી શકશો? મેં કેટલીક બ્રહ્માંડની પંક્તિનો વિનાશ કરેલ છે. કોટી રૂદ્રને હું ગળી ગયો છું તથા અસંખ્ય વિષ્ણુનું પણ મે ભક્ષણ કરેલ છે. એ પ્રમાણે કયે સ્થળે અમે સમર્થ નથી થયા તે કહો? હે બ્રહ્મન! અમે ભોકતા છીએ, તથા તમ વિગેરે અમારૂ

ભોજન છે. આ પ્રમાણે એક બીજાની ઇચ્છા તથા દ્વેષ વિના સ્વભાવિક મર્યાદા રહેલી છે. અગ્નિની શિખા પોતાની મેળેજ ઉંચી જાય છે, જળ નીચા પ્રદેશમાં જાય છે, ભોજન ભોક્તા પાસે જાય છે, તથા સૃષ્ટિ અંત કરનાર કાળ પાસે પોતાની મેળેજ જાય છે. આ સમગ્ર જગત્ મારા ભોજન રૂપેજ કલ્પેલું છે!" અને આ તેના કહેણને ભર્તૃહરી ગોયા ટેકો આપે છે:

आयुर्वेदविदां रसाशनवतां पथ्याशिना यत्नेता
वैद्यानामपि रोगजन्म वपुषो ह्यन्तर्यतो दृश्यते ।
दुश्चक्षुः कवलिकृतत्रिभुवनो लीलाविहारिस्थतः
सर्वोपायविनाशनैकचतुरः कालाय तस्मै नमः ॥

અર્થાત જે વૈદો આયુર્વેદને જાણે છે, આરોગ્યને માટે રસાયણો ખાય છે, અને યત્નપૂર્વક પથ્યભોજન કરે છે, આટલું કર્યા છતા પણ તેઓનાં શરીરમાં વ્યાધિ જોવામાં આવે છે, અને તેઓ અંત કાળના ભોગ થઇ પડે છે. જે કાળ ભયંકર દૃષ્ટિપાત્ કરીને ત્રણે ભુવનનો રમત માત્રમા કોળિયો કરી જાય છે, અને લોકો તેનાથી બચવા માટે અનેક ઉપાયો કરે છે, પરંતુ તેના સર્વ ઉપાયોનો નાશ કરવામાં કાળ મહાન્ ચતુર છે. ને કાળરૂપી પરમાત્માને હું નમસ્કાર કરૂ છુ!

"મોહતનો કેહેર" જો ખરેખરો જોવો હોય તો મ્હોટા ઉપદ્રવો વેળાએ હોય છે. ઇ. સ. ૧૩૪૬ માં યુરોપમા કાળો કેહેર પ્રસરી ગયો હતો જેણે ૮૭૬,૦૦૦ ભોગ લીધા હતા. ૧૬૫૬ માં નેપલ્સમા પ્લેગ ફાટી નીકળ્યો હતો જેણે ૭ મહિનામાં ૯૩,૮૦૦ મનુષ્યોના ભોગ લીધા હતા. ૧૬૬૫ માં તેણે લંડનમાં દેખાવ દઇ ૩૩ અઠવાડયાં સુધી ત્રાસ વર્તાવ્યો, અને દર અઠવાડગે ૨૧૦૦ માણસોના જાન લીધા. ઇ. સ. ૧૭૨૦ માં માર્સેલ્સમાં મરકી ફાટી નીકળી જે ૯ મહિના ચાલી અને તેથી ૩૮,૬૦૦ માણસો જીવથી ગયાં. એજ રોગે મોસ્કોમાં ૩૨ અઠવાડયા સુધી હાહાકાર મચાવ્યો અને કુલ્લે ૧૧૮,૪૦૦ નો નાશ કીધો. ૧૭૭૮ માં કોન્સ્ટેન્ટીનોપલમા પ્લેગે દેખાવ આપયો જે ૧૮ અઠવાડયાં રહ્યો અને તેથી સરેરાસ ૧૭૧,૦૦૦ માણસો મુવાં. કેરો શેહરમાં ૧૭૯૮ મા એજ ઉપદ્રવ ફેલાયો જેથી પ્રજાએ ૨૫ અઠવાડયાં સુધી ત્રાહ ત્રાહ પોકારી, અહીં આ રોગે ૮૭,૫૦૦ માણસના ભોગ લીધા. ૧૮૧૨ માં કોન્સ્ટેન્ટીનોપલમા તેણે પુન પગપેસારો કીધો અને ૧૩ અઠવાડયાંમા ૧૪૪,૩૦૦ માણસો માર્યાં ગયા; તેવીજ રીતે ઈ. સ. ૧૮૩૪ મા તે કેરોમા ફરીથી ફાટી નીકળ્યો અને મરાસરી ૭૬૧,૦૦૦, ૧૮૫૪માં ૯૦૫,૦૦૦, અને ૧૮૭૩મા ૬૨૧,૦૦૦ માણસો જાનથી ગયા હતા! વળી આધુનિક સમયમાં ઇન્ફ્લુએન્ઝાએ અગણિત મનુષ્યોનો સંહાર કર્યો છે તે સૌ કોઇને રોશન હશેજ. ઉપાધિ, અકસ્માતાદિ સર્વ યમરાજના બહાણાં માત્ર છે એટલું આપણે જાણવું અગત્યનું છે.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડયો નાગ, કોઇ કહે પામી વળિયું;

ઓછું થયું ન હતું, પણ આખરે મત્યુ મમયે તે બોલ્યો હતો કેઃ "મેં અનેક બળાઓને ઠંડે કીધી છે, અને હું અજલના કાસદનો પણ મારા ભારી ગુરઝથી ચૂરેચૂરો કરી નાખવા માગતો હતો. પણ તેણે હિચકારા જેવાએ હિંમતથી સામે આવવાને બદલે મને પાછળથી દગો કરી તખ્ત ઊપરથી ખાકમાં નાખ્યો!" તેનીજ રીતે હરકયુલેસ, રૂસ્તમ, ભીમ, આમાડીસ ગૉલ, ઇત્યાદિ યોદ્ધાઓ મોહતનો આખરે શેકાર થયા છે. જ્યારે જવાન સોહરાબ પોતાના પેદરના હાથ પર માર્યો ગયો ત્યારે રૂસ્તમે આહોઝારીથી પોતાના કપડાં ચાક કરી નાખ્યાં ત્યારે ગોદરેજ, ગેવ, કાઉસાદિ એઝોર્ગોએ તેને ફિરદોસીના શબ્દોમાં શિખ દીધી હતી કેઃ

ચુનીનસ્ત કેરદારે ચર્ખે બુલન્દ,
બદસ્તી કોલાહો બદીગરી કમન્દ;
ન હર પાદશાહો ન હર બન્દેહરા,
શનાસદ ન નાદાન ન દાનન્દેહરા।

"અય જેહાન પહેલવાન! આ બુલંદ આસમાનની એવી રીતી છે કે તે એક હાથમાં ફ-તેહની કોલાહરૂપી તાજ રાખે છે અને બીજા હાથમાં મોહતનો ફાંસો રાખે છે। તેની નઝરમા પાદશાહ કે ગુલામ, નીદાન કે દાના સૌ યકસાન છે!" અને આપણુ જોઇએ છીએ કે આજે જ્યાં કોઇક ગરીબ માણુસ ભસ્મ થઇ જાય છે ત્યાંજ આવતી કાલે કોઇ મોટો ઉમરાવ આવીને હંમેશગી સુધીનો આરામ શોધનાર છે! આવ દેહ માટી સાથે માટી એવી રીતે મલી જાય છે કે અમીર કોણ અને ફકીર કોણ તે શોધવો મુશ્કેલ પડે છે। શાયર શેખ સાદી કહે છે કેઃ

આવકે પાય અઝ સરે તખ્વત ન નેહાદી બર ખાક,
આકેબત ખાક શુદો ખલ્ક બર વય મીગુઝરન્દ।

મતલબ કેઃ "તે કે જે મિથ્યા અભિમાનમાં ઉન્મદ થઈ ખાક ઉપર પગ મૂકવાનું પણ નમોજું સમજતો હતો તે પણ આખરે ભસ્મ થઇ ગયો છે અને લોકો આજે તેની ખાક ઉપરથી ચાલે છે!" દુનિયામાં દોર કોઇનો રહ્યો નથી અને રહેવાનો નથી. જગત સર્વ કોઇને સમદ્રષ્ટિથી જુવે છે. જેઓ અહંકાર અને મમત્વમાં મચ્યા રહે છેઃ તેઓ જલ્દીજ નાશ પામે છે. ઇરાનમાં ઝોહાકે લગભગ હઝાર વર્ષ સુધી આપખુદ સત્તા ભોગવી, અનેક તરાહના ઝુલ્મો અને આઝાબો પ્રજાવર્ગ પર પાડ્યા, લેકીન આય દેહ કાવેહ નામક એક કમીના લુહારના હાથથી તે ઝેરોઝબર થયો. મોગલ શાહ ઔરંગઝીબ પોતાના તિવ્ર શત્રુઓથી બહુ બીક રાખતો, અને પોતે અહોનિશ અંગરક્ષકોથી ઘેરાયલો રહેતો, પરંતુ મોહત આવ્યું ત્યારે અંગરક્ષકો શું ઉપ-યોગના? મહેસુરના વાઘ ટીપુ સુલ્તાનને તેના મુદઇઓ તેને વિષ આપી મારી નાખશે એવી હરહંમેશ ચિંતા હોવાથી તેણે જરા જરા કરતાં ઝેર ખાવાનો પ્રયોગ કર્યો, અને છેલ્લે તો તે એટલા બધા મોટા જથ્થામા ઝેર ફાકતો કે લોકો પણ હયરત રહેતાં! તે પણ આખરે લડતાં મરાયો. લંકાના મર્વશક્તિવાન ભૂપ રાવણનોજ દાખલો લો, તેના જેવો શૂરવિર અને સમૃદ્ધિવાન પાદશાહ તો કોઇજ નહી થયો હશે, જેનો આખો મહેલ સુવર્ણથી અતિ શૃંગાર પામેલો હતો, જેને ત્યા નવગ્રહો આવી ચાકરી કરતા હતા, ઇંદ્ર જેવા પણ જેના તાબામાં, ચંદ્ર જેને ત્યાં છત્રધર હતો, વરુણ જેને ત્યા નીર ભરવાનું કનિષ્ઠ કામ કરતો, બ્રહ્માજી જેના આગરા હેઠે વેદના

પાક ભણુના, જેનું રાજમદિર ઇંદ્રાસન કરતાં પણ વધારે દેદિપ્યમન હતું અને જેની પાસે અબજોનું લશ્કર હતું, તે જેવા પણ હે વાંચક! મોહતને ક્યાં નિવારી શકયે છે?

> કરત કરત ધધ, કછુહિ ન જાને અંધ;
> આવત નિકટ દિન, આગેંસે ચપાકદે!
> જૈસે બાજ તિતકકુ દાબત હૈ અચાનક,
> જૈસે બર મછરીકુ લિલેત લપાકદે!
> જૈસે મક્ષિકાકી ધાત, મકરી કરત આય,
> જૈસે સાપ મૂસકકુ ગ્રસત ગપાકદે!
> ચેતરે અચેત નર! "સુંદર" સંભાર રામ,
> ઐસે તો હિ કાલ આય, લેઇગો ટપાકદે!

એવી રીતે આપણુ જોઇ શકયે છીએ કે મોહત શું ઉંચ કે નીચ સઘળાને સમીકરણુ કરી નાખે છે. તે ડાયોનીશ્યસ, હેરોડ, ઔરંગઝેબ, અફરાસિયાબ જેવા ઝાલેમોને જેવી રીતે પોતાની તેઝ ચુંગાલમાં લે છે તેનીજ રીતે નૌશીરવાન, શિઆવક્ષ, વિક્રમાદિત્ય, અને શાર્લમન જેવા ભલા અને ઇન્સાફી માણસોપર પોતાનો ઝોરાવર દસ્ત એકસરખી રીતે લંબાવે છે, જેવી રીતે તે જુગારીઓ, છાકટાઓ, ખુનીઓ, અને એવાજ બીજા અધમમતિનાં પ્રાણીઓને ઝટવારમાં પટકી નાખે છે, તેવીજ રીતે તુલસીદાસ, જમદગ્નિ, સ્વિડનબર્ગ, મન્સુર, વાલ્મિકિ, આદિ ઇશ્વર ભકતો અને ઋષિ મુનીઓને પણ તે આજેઝ કરે છે! તે નિ:સંદેહ સાર્વજનિક છે.

## (૨) "અજલનો કાસદ."

"Death has been painted as a skeleton *grasping a scythe*, a *grinning* skull, a threatening figure with terrible face and uplifted dart, a bony scarecrow shaking an hour-glass—all that could alarm and repel has been gathered round this rightly-named King of Terror."——*Annie Besant*

પૂર્વ તેમજ પશ્ચિમના કવિઓ તેમજ પંડિતોએ સર્વાનુમતે મોહતનો ઘણોજ ભયાનક ચિતાર આપ્યો છે. ખાકી ખોળ્યામાંથી મિનોઈ રવાનના બહિષ્કાર જેવાં એક અતિશય સામાન્ય એક અત્યંત નજીવાં કુદરતી કાર્યને સર્વ વિદ્વાનોએ અતિશયોકિત અને કલ્પનાશકિતની મદદથી એક અતિ ઘોર કૃત્ય—નિ:શંક ગેરવાજબીપણે—ચિતાર્યું છે. આજ સબબસર સ્થૂળ દેહ અને ઇશ્વરી આત્માના વિયોગને તેઓએ અલંકૃત શૈલીમાં એક નિષ્ઠુર અને પ્રચંડ રાક્ષસનો ભાસ આપ્યો છે, અને તેથીજ "અજલનો કાસદ," "મૌતનો ફિરસ્તો," "ક્રૂર યમરાજા," 'ધારતીઓનો શાહ," "મલક-ઉલ-મૌત," આદિ ભયાનક અને અયોગ્ય શબ્દ પ્રહારથી તેને વધાવી લેવામા આવ્યો છે! ખરી રીતે જોતાં જમરાજા જેવું કંઇ છે પણ નહીઃ એ તો માત્ર કવેશ્વરો અને ફિલસુફોની તર્કશકિતનો એક ખ્યાલી ધખારો છે. મુસલમાનોમાં તેને "અઝરાએલ," "અબુ ઇઆહ," એવાં નામોથી ઓળખવામાં આવે છે, અને તેની ઉત્પતિ વિષે તેઓમાં એવી માન્યતા છે કે જગતના પ્રારંભ પહેલાં અલ્લાહતાલાએ ગેબ્રીઅલ, માઇકલ, અને ઇસરાએલ નામના ત્રણ ફિરસ્તાને આકાશપરથી મોકલ્યા કે તેઓ સાત ભિન્ન ભિન્ન રંગોની મુઠ્ઠી

ભરી માટી લઇ આવે (અને આજ કારણસર જુદી જુદી પ્રજાઓનાં વિધવિધ વર્ણો હોવાનું માની શકાય.) પરંતુ માટી લેવા જતાં ઝમીને તેઓને ધાસ્તી આપી કે ખુદાએતઆલા એમાથી આદમની ઉત્પતિ કરશે, અને તે જો કદાપિ ખુદાને નાફરમાન થશે તો ખુદા મારી ઉપર શ્રાપ નાંખશે! આથી પેલા ફિરેસ્તાઓ પાછા ખાલી હાથેજ ખુદા આગળ ગયા. આથી ખુદાએ અઝરાએલને તેજ કામપર મોકલ્યો જેણે ઝમીનની વિનંતિની સ્પૃહા કર્યા વિના દયાહિણપણે પોતાનું કર્તવ્ય સમાપ્ત કર્યું, જેથી ખુદાએ તન અને જાનને ફાની દુનિયામા જુદા પાડવાનુ વિકટ કામ તેનેજ સોંપ્યુ. અને જેથી તે અજલનો ફિરેસ્તો કહેવાય છે. જ્યારે અઝરફીલ નામનો એક પ્રધાનદુત રોઝે મહેશરપર બે વાર રણશિંગડું ફુંકશે, ત્યારે ક્રિત્ય વેળાનો ધ્વનિ શ્રવણ કરતા અઝરાએલ મૃત્યુવશ થશે. મિલ્ટનનાં કાવ્યોપરથી આ "ભયનો શાહ" દોઝખનો એક દ્વારપાળ હોય એવું ભાસે છે. મૂમ્યતે "પેરેડાઇઝ લૉસ્ટ"માં એને વિષે ઘણુ હેબતનાક વર્ણન આપવામાં આવ્યું છે.

અર્બ ખર્બમે દ્રવ્ય હય, ઉદય અસ્તમે રાજ,
તુલસી! એક દિન મર્ણ હય, આવે કોને કાજ?

"યોગાવાસિષ્ઠ રામાયણ" ઉપરથી હિંદુ ધર્મમાં કાળને કેવો ચિતારવામાં આવ્યો છે તે માલુમ પડે છે, ભૃગુ ઋષિએ જ્યારે પોતાના પુત્ર શુક્રાચાર્યનું ચેતનરહિત શબ જોયું ત્યારે તેઓએ અવિચારીપણે ક્રોધમાં કાળને શાપ દેવા માડયા. "તે સમયે પ્રજાનો સહાર કરનાર કાળ, જો કે રૂપરહિત છે તોપણ રૂપ ધારણ કરી મુનિ પાસે આવ્યો. તેણે ખડગ તથા પાશધારણ કર્યાં હતાં: કુંડળ તથા કવચથી તે યુક્ત હતો. બાર માસરૂપી તેને બાર હાથ હતા, છ ઋતુ રૂપી છ મુખ હતાં, તથા કેટલીક કિંકરની સેનાથી તે વિંટાયલો હતો. તેનાં શરીરમાથી જ્વાળાનો સમુહ નીકળતો હતો, તેથી આકાશમા પ્રફુલ્લિત કેશુડાંના ઝાડવાળા પર્વતની શોભા થઇ રહી હતી. તેના હાથમાં રહેલ ત્રિશુળમાથી નીકળેલ તેજનાં કુંડાળાથી, સોનાનાં કુંડળની પેઠે દિશાઓ શોભતી હતી. તેના શ્વાસના વાયુથી શિખર જેનાં ખરી ગયા છે એવા પર્વત હિંડોળામાં બેઠા હોય નહિ શું તેવી રીતે ચળાયમાન થવા લાગ્યા, પડવા લાગ્યા, તથા ફરવા માડયા. તેના ખડગમંડળના પ્રકાશથી શ્યામ થયલું સૂર્યબિંબ, કલ્પ સમયે બળી ગયેલ જગતના ધુમાડાથી આકુલ થાય તેવી રીતે આકુલ થયું હતુ!"એવાં ઉગ્રસ્વરૂપથી કોણ નહી ડર પામે? "ચાણાક્ય" નીતિમા કહ્યુ છે કે:

कालः पचात भूतानि कालः संहरते प्रजाः ।
कालः सुपेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥

ભાવાર્થ કે: કાળ સર્વ પ્રાણીઓનુ ભક્ષણ કરે છે, અને કાળજ સર્વ પ્રજાનો સહાર કરે છે. સર્વ પદાર્થનો લય કરવા માટે કાળ નિરતર જાગૃત રહે છે. કાળને કોઇ નિવારી શકતું નથી. હવે કાળ ભૃગુ ઋષિને સંબોધી કહે છે: "કલ્પકાળના પ્રચંડ અગ્નિથી મારો નાશ થયો નથી તે તમે શાપથી મને કેમ બાળી શકશો? મેં કેટલીક બ્રહ્માંડની પંક્તિનો વિનાશ કરેલ છે. કોટી રૂદ્રને હું ગળી ગયો છું તથા અસંખ્ય વિષ્ણુનુ પણ મે ભક્ષણ કરેલ છે. એ પ્રમાણે કયે સ્થળે અમે સમર્થ નથી થયા તે કહો? હે બ્રહ્મન! અમે ભોક્તા છીએ, તથા તમ વિગેરે અમારૂં

ભોજન છે. આ પ્રમાણે એક બીજાની ઇચ્છા તથા દ્વેષ વિના સ્વભાવિક મર્યાદા રહેલી છે. અગ્નિની શિખા પોતાની મેળેજ ઉંચી જાય છે, જળ નીચા પ્રદેશમાં જાય છે; ભોજન ભોક્તા પાસે જાય છે, તથા સૃષ્ટિ અંત કરનાર કાળ પાસે પોતાની મેળેજ જાય છે. આ સમગ્ર જગત્ મારા ભોજન રૂપેજ કલ્પેલું છે!" અને આ તેના કહેણને ભર્તૃહરી ગોથા ટેકો આપે છે:

आयुर्वेदविदां रसाशनवतां पथ्याशिनां यत्नेता
वैद्यानामपि रोगजन्म वपुषां ह्यन्तर्यतो दृश्यते ।
दुश्चक्षुः कवलिकृतत्रिभुवनो लीलाविहारीस्थतः
सर्वोपायविनाशनैकचतुरः कालाय तस्मै नम. ॥

અર્થાત જે વૈદો આયુર્વેદને જાણે છે, આરોગ્યને માટે રસાયણો ખાય છે, અને યત્નપૂર્વક પથ્યભોજન કરે છે, આટલું કર્યા છતાં પણ તેઓનાં શરીરમાં વ્યાધિ જોવામાં આવે છે, અને તેઓ અત કાળના ભોગ થઇ પડે છે. જે કાળ ભયંકર દૃષ્ટિપાત કરીને ત્રણે ભુવનનો રમત માત્રમા કોળિયો કરી જાય છે, અને લોકો તેનાથી બચવા માટે અનેક ઉપાયો કરે છે, પરંતુ તેવા સર્વ ઉપાયોનો નાશ કરવામા કાળ મહાન ચતુર છે. તે કાળરૂપી પરમાત્માને હુ નમસ્કાર કરૂં છું।

"મોહતનો કેહેર" જો ખરેખરો જોવો હોય તો મ્હોટા ઉપદ્રવો વેળાએ હોય છે. ઇ. સ. ૧૩૪૬ માં યુરોપમા કાળો કેહેર પ્રસરી ગયો હતો જેણે ૮૭૬,૦૦૦ ભોગ લીધા હતા. ૧૬૫૬ મા નેપલ્સમાં પ્લેગ ફાટી નીકળ્યો હતો જેણે ૭ મહિનામાં ૬૩,૮૦૦ મનુષ્યોના ભોગ લીધા હતા. ૧૬૬૫ માં તેણે લંડનમાં દેખાવ દઇ ૩૩ અઠવાડયાં સુધી ત્રાસ વર્ત્તાવ્યો, અને દર અઠવાડયે ૨૧૦૦ માણસોના જાન લીધા. ઇ. સ. ૧૭૨૦ માં માર્સેલ્સમાં મરકી ફાટી નીકળી જે ૯ મહિના ચાલી અને તેથી ૩૯,૬૦૦ માણસો જીવથી ગયાં. એજ રોગે મોસ્કોમાં ૩૨ અઠવાડયા સુધી હાહાકાર મચાવ્યો અને કુલ્લે ૧૧૮,૪૦૦ નો નાશ કીધો. ૧૭૭૮ માં કોન્સ્ટેન્ટીનોપલમાં પ્લેગે દેખાવ આપયો જે ૧૮ અઠવાડયાં રહયો અને તેથી સરેરાસ ૧૭૧,૦૦૦ માણસો મુવાં. કેરો શેહરમાં ૧૭૯૮ માં એજ ઉપદ્રવ ફેલાયો જેથી પ્રજાએ ૨૫ અઠવાડયાં સુધી ત્રાહ ત્રાહ પોકારી; અહીં આ રોગે ૮૭,૫૦૦ માણસના ભોગ લીધા. ૧૮૧૨ માં કૉન્સ્ટેન્ટીનૉપલમા તેણે પુન પગપેસારો કીધો અને ૧૩ અઠવાડયાંમાં ૧૪૪,૩૦૦ માણસો માર્યા ગયા, તેજ રીતે ઈ સ. ૧૮૩૪ મા તે કેરોમાં ફરીથી ફાટી નીકળ્યો અને મરામરી ૭૬૧,૦૦૦, ૧૮૫૪મા ૯૦૫,૦૦૦, અને ૧૮૭૩માં ૬૨૧,૦૦૦ માણસો જાનથી ગયા હતા! વળી આધુનિક સમયમાં ઇન્ફ્લુએન્ઝાએ અગણિત મનુષ્યોનો સંહાર કર્યો છે તે સૌ કોઇને રોશન હશેજ. ઉપાધિ, અકસ્માતાદિ સર્વ યમરાજનાં બહાણાં માત્ર છે એટલું આપણે જાણવું અગત્યનું છે.

કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઇ કહે કરડયો નાગ, કોઇ કહે વાસી વળિયું;

કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઇ કહે મારી મુઠ, કોઇ કહે પાપજ લાગ્યું!
ઇશ્વર માથે લેતો નથી, જગત્ માંહિ મહિમા જૂવો,
શામળ કહે સૌ સાંભળો, મોહત આવ્યું તેથી મૂવો!

એ પ્રમાણે આપણુ જોઇ શકયે છીએ કે મોહતને જો કે અતી બિહામણું ચિતારવામાં આવ્યું છે છતાં ખરેખર તે કંઇ ભયંકર નથી. જેવી રીતે આપણુ એકાદ થાંભલાને અંધારામાં યકાયક જોતા બીહયે, પરંતુ સમિપ જતાં આપણી પ્રતિતિ થાય કે એ તો માત્ર માધારણ સ્થંભ છે, તેવીજ રીતે મોહત માટે પણ આપણે ઘણીકવાર અયોગ્ય અને અઘટિત ડર રાખ્યે છીએ. આખરે મૃત્યુ શું છે? દેહ અને આત્માનો વિયોગ! નથી એમા તમને કોઇ વિલક્ષણ આકૃતિ ખડગ ઉગામી મારતી કે નથી તમને કોઇ શયતાની શકિત હયરાન કરતી, તો તમારે એટલી બધી ધારતી શા માટે રાખવી જોઇએ? "In the midst of life we are in Death," અને આ એક ઘણુંજ મોઅતેબર સિદ્ધાંત છે. જીંદગીમાં આપણુ અનેકવાર મોહતમાંથી બચી જઇએ છીએ,—ના, મોહતનાં ડાચાંમાં જઇ આપણુ પાછા આવ્યે છીએ,—છતાં પણ આપણે મોહતની મિથ્યા ધારતી રાખ્યે તો તે નામર્દી અને બેજીગરી છે. મામાની પાદશાહ શાહપૂહરના પ્રધાન આદરબાદ મારેસ્પંદ એક મોબેદાન મોબેદ હતા અને તેઓએ મિનાઇ વિષયોનો બહુજ ઉંડો અભ્યાસ કીધો હતો. તેઓનુ એક સિદ્ધાંત આ હતુ કે દરેક રાત્રે નિદ્રા દર્મ્યાન દરેક માણુસનો આત્મા તેના ખાકી શરીરમાંથી નીકળી ઉપર આકાશ તરફ જાય છે અને ત્યાં પોતાની ફ્રવશીને મલે છે. પછી પેલો શખ્શ— કે જે આત્માવિન હવે તો મૂવેલો જેવોજ કહેવાય—તે જ્યારે નિંદ્રાથી ફારેગ થવા કરે છે કે તુર્ત પેલો આત્મા તેના શરીરમા પુનઃ પ્રવેશ કરે છે! એવી રીતે જોતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે આપણુ દરરોજ મર્યે છીએ અને રોજ સજીવ થઇએ છીએ, ત્યારે મોહતને આપણુ ગાઢ નિંદ્રા ગણ્યે તો પછી મોહતથી આપણુને કંઇપણ બિહવાનું રહેશે?

ખબરદારી અય ઉસ્તુખાને કફ્સ!
કે જાને તૂ મૂર્ગસ્તો નામશ ... નફ્સ.
ચૂ મર્ગ અઝ કફ્સ રફ્તો બોગસસ્ત કયદ,
દેગર રહ ન ગર્દદ બ મઇએ તુ સયદ,
નેગેહદાર ફુરસત કે આલમ દમીસ્ત,
દમી પીશે દાના બેહ અઝ આલમીસ્ત!

"બોસ્તાન"માં સાદીનો કોલ છે કે. અય તું હાડકાંના બનેલાં પંજરા! એટલી યાદ રાખજે કે તારો જીવ એક પક્ષિના જેવો છે અને તેનુ નામ આત્મા છે. જ્યારે એક પક્ષિ પાંજરામાંથી રેહાઇ મેળવે છે, તો ફરીથી તે તારા કબજામાં આવનું નથી. તું તારી ટક સાંધજે સમજ કે દુનિયા માત્ર એક પળની છે, જો કે એક પળ તો દાનાવોની નજરમાં તો આખી દુનિયા કરતાં પણ વધુ કિમતી છે! આપણે પણ બનતાં સુધી આપણી દુન્યવિ ફરજો બજાવી લેવી જોઇએ કે જેથી મોહત આવતાં આપણુને ઉદવેગ કે પશ્ચાતાપ નહી થાય. ભલાં માણુસોને

મુખ્ય કરીને મોહતની બીક હોતી નથી પરંતુ મરણ પછી કેવી અસદ્ગતિ થશે એ વિચાર ઘણાઓનેજ ચિંતાગ્રસ્ત બનાવે છે ગમે તે થાય છતા પણ 'અજલના કાસદ'થી આપણે ડરવુ નહી પછી કવિઓ ગમે એવી મિથ્યા ધાસ્તી આપીને મરી ના નહી જાય કે

તડતડીત શણગાર સજી, ખડખડીત આયુધ ધરી,
હણુણુણુણુણુ શબ્દ કરી, મુખ થકી ઝેર ઝરે,
ભડભડભડ નેન ઝાળ ચકરરરરર ચક્ર ફાળ,
મરમો ક્રૂર કાળ, ઘાણુ ભારી બરે,
હું હું વિક્રાળ અત, ગરરરરરર ઘ ગજત,
કરરરરરર કરડી દત, ચીરી ચકચુર કરે
મરરરરરર મચેડી દેહ, અરરેરરરા મર્વ મેહ,
ત્રાહિ ત્રાહિ લાહે લેહ, ઝટ જીવને ધરે!

* * *

(અપૂર્ણ)

# "ખુદાની શોધમાં"

પારસીઓના રિવાજી નવાં વર્ષના આ "નવરંગ" માસિકના ખાસ અંકમાં મારે એક ટુંકો વિષય લખવો, એવું નોતરૂં થયું ત્યારે મારી અતિ નાદરૂસ્ત તબિયતને લીધે મેં કાંઇ પણ લખવાનું મન કીધું ન હતુ. પણ ત્યાર બાદ આજ દિને એજ માસિકનો જુલાઈ માસનો અંક માહરા હાથમાં આવ્યો, ત્યારે તેમાં "ખુદાની શોધમાં" એ નામનું એક ચર્ચાપત્ર જોવામાં આવ્યુ, કે જે મી૦ જે. એમ હોરમસજીએ લખ્યું છે. આ કોઈ તદન નવો લેખક મારા જાણવામાં આવ્યો છે. જેમની સાથે મને કશી ઓળખાણ નથી. આ કોઈ અભ્યાસી લેખક જણાય છે, જે જવાન ગૃહસ્થને હું મુબારકબાદી આપું છુ, અને ભલામણ કરૂં છું કે તેણે "પારસી લેખક મંડળ" તરફથી આ રસીલા વિષયના સબંધમાં એક અથવા વધારે ભાષણો આપીને મારા જેવા જુના લેખકોને પોતાના જ્ઞાનનો લાભ આપવો.

મી૦ હોરમસજીનાં ઉપર ઈશારો કરેલાં ચર્ચાપત્ર ઉપરથી હું જોઈને ખુશી છું કે પારસીઓમાં પણ નાસ્તિકો પ્રગટ થતા જાય છે. એવા લેખક ભાઈઓ પણ આપણા ખુદાની હસ્તી બાબેના એકતરફી અનુમાન—કે જે દુનિયાની કુલ વસ્તીના ઘણા મોટા ભાગનું અનુમાન છે તે—ને જો તોડી શકતા હોય તો આપણ તેમને ધન્યવાદ આપી શકિયે. આ એક એવો મુશ્કેલ સવાલ છે કે જેને યુરોપ અને અમેરિકાના નામાંકિત ફીલસુફો પોંહચી વળી શકયા નથી. ભલા ભલાઓ એ તકરારમાં માહત થઇ પોતાને માર્ગે લાગી ગયા છે. એશિયા ખંડમાં તો આ તકરાર છેક અષો જરતોશતના જમાનાની પણ આગમજની હસ્તી ધરાવતી જણાય છે. અષો જરતોશતના મઝહબની એક મૂળ નેમ એકજ ખુદાની હસ્તી જાહેર કરવાની જણાય છે, અને તે સાહેબનો પુખ્ત એતેકાદ એવો જોવામાં આવે છે કે ખુદા અનેક નહિ પણ એકજ છે, એટલુંજ નહિ પણ તે આખી જગતનો રચનાર છે. પોતાના જમાનાના નાસ્તિકોની તકરાર તોડવાની મતલબથી, જાણે પોતે પોતાના કલ્પેલા એક ખુદાને પુછે છે કે એક બાપને તેનો બેટો વાહલો છે, ચંદ્રની વધઘટ થાય છે, આકાશી રોશન ગોળાઓ પોતપોતાની નેમી આપેલી ગિર્દેશ યાને ચક્રાવો ફરે છે, વગેરે વગેરે બધું તારેથી નહિ તો બીજા કોણથી છે?

પણ અષો જરતોસ્તની આ તકરાર તોડનારા આજના જમાનામાં અને તેબી વળી અસંલી ઈરાન કરતાં વધારે સુધરેલા યુરોપીઅન મુલકોમાં પોત પોતાની જીંદગીનું કાર્ય બજાવી ચાલ્યા ગયા છે. આવા વિદ્વાનોમાંના કોઇ કહે છે કે ખુદા છે તો તે દેખાતો કેમ નથી? અષો જરતોશતને પણ એક વખત એવોજ વહેમ પડેલો લાગે છે, અને તેથી તેણે પોતાનાં ખુદાને અર્જ ગુજારી હતી કે તારી હસ્તીની

કોઇ અમૂક નિશાની તું મને બતાવ, કે જેથી હું મારા હરીફોના મોઢાં બંધ કરૂં. પણ તેવું કાંઇ બન્યું નથી અને તેવું કાંઈ બનશે પણ નહિ. બીજા વિરોધીઓ કહે છે કે જગત પોતે આપો આપ હસ્તીમાં આવેલી છે, તેનો ઘાટ ઘડનાર કોઈજ નથી, અને જો ઇનસાનને ખુદા જોઇતો હોય તો આ જગત પોતેજ તે ખુદા છે એમ સમજીને સંતોષ પામો.

બીજી તરફથી અપો જરતોશ્તનાં અસલ મતને ત્યાર પછીના નામાંકિત મઝહબોથી મજબુત ટેકો મળ્યો છે, અને ખુદા છે, છે, અને છેજ એવો મક્કમ મત ધરાવનારાઓ અતિ મોટી સંખ્યામાં જમાના દર જમાના પ્રગટ થતા અને એ મતનો ફેલાવો જગતની ઉપરથી અને ઇનસાન, હેવાન, આકાશ, વાયુ, પાણી, આતશ, માણસની બુધ્ધિ, તેના અમર જાન, તેના શરીરની રચના, પક્ષિઓ, કુદ્રતના મોહક દેખાવો, વગેરે ઉપરથી કરતા વધ્યા જાય છે. જે કાંઈ જાનદાર કે નિર્જીવ વસ્તુ આપણા અનુભવમાં આવે છે તેમના એક સરખા ઘાટઘટમ, એક સરખી તબિયત, એક સરખા જન્મ અને એક સરખાં મરણ વગેરે ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે એ બધું આપો આપ તો નહિજ નિપજે પણ એ ઘાટનો ઘડનાર કોઈ હોવો તો જોઈયેજ. એક શિલ્પી એક ઇનસાન કે હેવાનનો આબાદ ઘાટ ઘડી શકશે, તે ઉપરથી આપણ કહીશું તે ખોટું પાડવાની કોઇપણ નાસ્તિકની તાકાત નથી કે આ પુતળું ઘડનાર ફલાનો કિસ્બી હતો. પણ આ પતથરનાં બાવલાંની જગા ઉપર બોલતાં, ચાલતાં, અકલનું ગોહર વાપરતાં અને દુનિયાને સુધારનાર ઇનસાનનો ઘાટ ઘડનાર પણ કોઇ હોવોજ જોઇયે એમ જો આપણ બિલ્કુલ વાજબી રીતે કહીશુ તો પેલો નાસ્તિક એ મત સ્વિકારવાની પોતે ચાટ પડી ગયેલો હોવાથી સાફ નાજ પાડવાનો. તેની પાસે તકરાર કે આધાર જેવું વાસ્તવિક કાંઇ નથી.

વિદ્વાન ડાર્વિનનો અગતિદરણનો છેલ્લામાં છેલ્લો તર્ક મજબુતમાં મજબુત હોવા છતાં તેની તપાસ લેવાઇ ત્યારે અંતમાં એવાજ સાર ઉપર આવવું પડયું કે અવલમાં કોઇ અમુક કારણ તો હોવુંજ જોઇયે, પછી તે કારણ ખુદા હોય કે કોઇબી હોય.

મી૦ જે. એમ. હોરમસજી એવા પણ સાર ઉપર આપણને ખેંચવા માંગે છે કે ઇનસાન પોતે ખુદા હોઇ શકે. આ મત હું તો શું પણ દુનિયાના મહાન ફીલસુફો સ્વિકારતા નથી. જાણતા નથી કે શાહ જમશેદ ખુદાઈ દાવો કરીને કેવે ફેંજે પહોંચ્યો હતો?

મને અતિ ટુંકો લેખ લખવાની સૂચના હતી, માટે અહીં હું અટકીશ.

પાહલનજી બરજોરજી દેશાઈ.

મુંબઇ, તા૦ ૪--૭—૨૦.

# આત્મ-હત્યા.

લખનાર—રા. યોગેશ.

રામકૃષ્ણ તવંગરનો પુત્ર હતો. પિતાની કમાણી એને વ્યાપારમાં બહુ ખપ આવતી. પોતાને વારસામાં મળેલી મીલકતમાં વૃદ્ધિ કરવા, તેણે સર્વે ઉપાયો અજમાવ્યા હતા પરંતુ તેના કમનશીબે તેમાં તે અફળ થયો હતો. વળી દુર્ભાગ્ય વશાત થોડા માસ પહેલાં બજારભાવમાં મંદી થઇ જવાથી તેનો સઘળો પૈસો તણાઇ ગયો હતો. અને રૂ. ૭૦૦૦) નું દેવું થઇ જવાથી તેણે દુર્લભદાસ પાસેથી રૂ ૭૦૦૦ ઉછીનાં લીધા હતા.

રામકૃષ્ણ હવે તવંગર નથી. તેના માથે દેવું ઝઝુમી રહ્યું છે. દેવું કેમ પતાવવું એવા વિચારમાં લીન થઈને તે હમણાં ઘરની ઓસરીમાં બેઠો છે. તે જાણે છે કે દુર્લભદાસને જો આ માસની આખરીએ પૈસા નહિ અપાય તો તેનાં વાડી વજીફા તથા ખેતરો તેના રહેશે નહિ; તે ભિખારી થઇ જશે. તેને કંઇ ચેન પડતું નથી; તે અક્કલશુન્ય થઇ ગયો છે કોઈ તેને પૈસા ધીરે નહિ શું ? કોને પૂછવા જાય ? આવા અનેક વિચારો ઘડતો ઘડતો તે માથે હાથ દઇને બેઠો છે એટલામાં કોઇએ એકાએક તેના ખભાં ઉપર હાથ મુકયો. રામકૃષ્ણે ઉચ્ચું જોયું અને બોલ્યો, “આવો, દુર્લભદાસ! આવો.” આટલા શબ્દો તેનાથી અત્યંત શ્રમે બોલાયા.

દુર્લભદાસ બહુ લોભી પુરૂષ હતો. કૃપણતા એનામાંજ ઘર કરીને બેઠી હતી. પાઈ માટે તે મરી જતો. તેનું કુટુમ્બ તો બહુ મોટું ન્હોતું. તેની સ્ત્રી મરી ગઇ હતી. તેને માત્ર એક ઉષા નામની માતૃપિતૃહીન ભત્રિજી હતી. ઉષા તરફ પણ પોતાની લોભવૃત્તિ દર્શાવતો. જો તે ઉષાને જરાક ઘી વધારે ખાતાં જોતો તો ક્રોધે ભરાતો અને વધારે લીધેલું ઘી બરણીમાં પાછું નખાવતો. આ પ્રમાણે લોભ કરી તેણે પૈસો એકઠો કર્યો હતો અને તવંગરોમાં ખપતો હતો.

દુર્લભદાસ રામકૃષ્ણની બાજુમાં ઢોલીયા ઉપર બેઠો અને બગલમાંથી ચોપડો કાઢયો. રામકૃષ્ણનું ખાતું કાઢયું અને લેણા રૂપીયાની ઉઘરાણી કરી. રામકૃષ્ણ કંઇ બોલ્યો નહિ; તેની જીભ ઉપડીજ નહિ. દુર્લભદાસે હવે વધારે મોટા અવાજમાં ઉઘરાણી કરવા માંડી. અન્તે રામકૃષ્ણ કંટાળ્યો અને કહ્યું, “શેઠ! મારી પાસે હમણાં રૂપીયા નથી. હું કયાંથી દેવું ચુકાવું ?”

દુર્લભદાસની ન્યાતમાં કન્યાને પરણાવતાં બહુ ખર્ચ થતો અને વરને રીતના રૂ ૧૦૦૦૦) કે તેથી વધારે આપવા પડતા. રામકૃષ્ણ પણ તેની ન્યાતનો હતો.

તે હજી પરણ્યો ન્હોતો. રૂ ૭૦૦૦] માં પતે અને ત્રણ હજારનો નફો થાય એવી પેરવી તે મનમાં ઘડવા લાગ્યો. થોડીક વારે લોભી દુર્લભદાસે પ્રસન્ન વદને કહ્યુ, "રામકૃષ્ણ! એકજ માર્ગ છે. તે સિવાય તમે બચો તેમ નથી. એ માર્ગ સ્વીકારો યા તો આ વાડી વજીફાં જતાં કરો. રામકૃષ્ણ! હુ તમને સારી રીતે ઓળખું છું; તમારા ઉપર મને સપૂર્ણ વિશ્વાસ છે. મને ખાતરી છે કે તમે ના નહિ પાડો. જો તમે મારી ભત્રિજી ઉષા સાથે લગ્ન કરો તો તમારા ઉપર લેણા નીકળતા મારા સાત હજાર રૂપીયા હુ માંડી વાળું. બોલો! શો વિચાર છે? દેવામાંથી છુટવું હોય તો પાડી દો 'હા'."

રામકૃષ્ણ ઉપલા વાક્યો સાંભળી વિચારમાં પડી ગયો. તે કેમ હા પાડે? તેની સ્થિતિ સુડી વચ્ચેની સોપારી જેવી થઇ. તેનું હૃદય વેચાઇ ગયું હતું. તેની પ્રેમમુર્તિ ઉષા નહોતી પરંતુ અશ્રુમતી હતી. અશ્રુમતીને તે અત્યંત પ્રેમપૂર્વક ચ્હાતો અને તેના ગરીબ બાપે પોતાની પુત્રીનુ લગ્ન તેની સાથે કરવા વચન આપ્યું પણ હતું. "ઉષાને પરણી અશ્રુમતીને ભઆશ કરૂં? પણ આ દેવું કેમ પતાવવું? "ઉષાનેજ પરણું ના, ના અશ્રુમતીને નહી ત્યજું." આવી અનક વિચાર પરંપરા રામકૃષ્ણના મગજમા ચાલી રહી રામકૃષ્ણને આબરૂ વ્હાલી હતી અને કોને વ્હાલી નથી? આબરૂને ખાતર પોતાની પ્રણયમુર્તિને સ્વનિર્બળતાને લીધે, ત્યજવાને તૈયાર થયો. તેણે દુર્લભદાસની માગણી કબુલ રાખી, સાટું થઇ ગયુ. રામકૃષ્ણ ઉષાને પરણે એટલે દુર્લભદાસ લેણા રૂપીયા માંડી વાળે એવી કબુલાત થઈ

દુર્લભદાસ હર્ષ પામતો ઘર તરફ ચાલ્યો રામકૃષ્ણ તો અશ્રુમતીના વિચારોમાં લીન હતો. આથી તે કયારે ગયો તે તેને ખબર રહી નહિ. ઉચ્ચું જોતાં દુર્લભદાસને તેણે જોયો નહિ. તે ઉઠયો અને હવે અશ્રુમતીને બંદરમાંથી ખસેડવાની યુકિત રચતો રચતો તે અશ્રુમતીને ઘેર ચાલ્યો. તે જાણતો હતો કે અશ્રુમતીનો બાપ જ્યાંસુધી બદરમાં હશે ત્યાં સુધી ઉષા સાથે તે લગ્ન કરી શકશે નહિ. નાનપણના અશ્રુમતીના બાપના ઘણા ઉપકારો તેના ઉપર હતા એટલે તેની ઈચ્છા વિરૂદ્ધ કંઇ કાર્ય કરતાં તે અચકાતો. દેવું પતાવવા ખાતર, આબરૂ સાચવવા ખાતર, તે પોતાની પ્રિયતમાનો ત્યાગ કરવા એક વખત તત્પર થયો. તે ઉષાને બીલકુલ ચ્હાતો ન્હોતો પરંતુ આબરૂને ચ્હાતો હતો ખરોજ. અને અત્યારે અશ્રુમતી કરતાં પણ આબરૂ તેને વધારે વ્હાલી લાગતી હતી.

તે અશ્રુમતીના બાપ હરજીવનને ત્યાં જઈ પહોંચ્યો. બારણામાં પેસતાંજ હરજીવને તેને આવકારદાયક શબ્દોથી વધાવ્યો. થોડીવારમાં અશ્રુમતી પણ આવી અને ત્રણે જણ વાર્તાએ ચઢયા. શનૈ શનૈ રામકૃષ્ણે પોતાની જાળ પાથરવા માંડી અને મોં ઉપર કૃત્રિમ દિલગીરી આણી. આવો પ્રકાર જોઇ અશ્રુમતીએ પોતાના પિતાનું ધ્યાન ખેચ્યું અને બોલી. "આજે એમનું મોં કેમ ઉદાસી ભરેલું દેખાય છે?" હરજીવને પણ એજ પશ્ન પૂછયો અને રામકૃષ્ણે પોતાની ભુમિકા ઘણી કુશળતાપૂર્વક ભજવવા માંડી. પોતાને ઘણુંજ લાગી આવતું હોય તેમ એક શબ્દ પણ ન ઉચ્ચારતાં તેણે એક (બનાવટી) પત્ર હરજીવનના હાથમાં મુકયો.

હરજીવને તે ચિન્તાતુર ચ્હેરે અને આતુરતાપૂર્વક ફોડયો. અરરૂમતીએ પણ વચમાં માથું ઘાલ્યું. પત્ર ફોડી પિતાપુત્રી બન્ને વાંચવા લાગ્યા.

પૂજ્ય પિતાશ્રી,

હાલમાં અમારા ગામમાં હવા સારી નહિ હોવાથી ઘણા માણસો "મેલેરીઆ"ના ભોગ થઈ પડયા છે. મારો પણ 'મેલેરીઆ' એ કબજો લીધો છે અને હું અત્યંત મુંઝાઉં છું. માટે તમે તથા અરરૂમતી બેન બંને અહીંઆ વિના વિલમ્બે આવી જજો જેથી મને શાન્તિ થાય; ભૂલશો નહિ.

લી૦

તમારી વ્હાલી પુત્રી,
યશોદાના પાયવંદન.

પત્ર વંચાઈ રહ્યો અને હરજીવન તથા અરરૂમતીના હોશકોશ ઉડી ગયા. બન્નેનું ચિત્ત ભમવા લાગ્યું. શું કરવુ તે સૂઝયું નહિ. અરરૂમતીએ શોકાન્વિત હૃદયે પોતાનુ માથું તેના પિતાના ખભા ઉપર નાંખ્યું અને ડુસકે ડુસકે રડવા લાગી. હરજીવન પણ વિચારમા પડી ગયો, આવી સ્થિતિ જોવા છતાં રામકૃષ્ણનુ દિલ તેને ડંખ્યું નહિ. તેણે પોતાની યુક્તિમાં સંપૂર્ણ રીતે વિજયી નિવડવા ખાતર વધારે કૃત્રિમતા ધારણ કરી બોલવા માંડયું, "અરરૂમતી! રડવાનો આ વખત નથી. હરજીવનદાસ! આ શું? તમે પણ આમ મુઢ કેમ બની ગયા છો? ઉભા થાઓ. ગાંસડા પોટલાં બાંધો અને આજે ને આજે ઉપડી જઇ તમારી પુત્રી યશોદાની ખબર લ્યો."

ભોળા પિતાપુત્રી રામકૃષ્ણની યુક્તિ કળી શકયા નહિ. બન્ને તેની જાળમાં સપડાયા. રામકૃષ્ણની ઇચ્છા પ્રમાણેજ પરિણામ નિપજ્યું તેણે અરરૂમતીને આંસૂ લુછી મોં ધોવા કહ્યું અને હરજીવનદાસને ઉભા કર્યા. પળવારમાં તો ગાંસડા પોટલાં બાંધવાની તૈયારી થવા લાગી તથા રામકૃષ્ણ પણ પિતાપુત્રીને મદદ કરવા લાગ્યો. ટુંકમાં તેણે પોતાનો પાર્ટ અતિ નિપુણતાપુર્વક ભજવ્યો, તે બહાર ગયો અને ગાડીવાળાને બોલાવી લાવ્યો, પિતાપુત્રી શોકાર્ત્ત ચ્હેરે ગાડીમાં બેઠા, અરરૂમતીને પોતાની વહાલી બેનની બિમારી વળી સાંભરી આવી અને રડવા લાગી. ખરેખર! તેનું રૂદન ગમે તેવા પાષાણ હૃદયને પણ પીગળાવી નાખવા સમર્થ હતુ પણ રામકૃષ્ણનું હૃદય આજે વજ્રનું થઇ ગયું હતુ.

રામકૃષ્ણે કૃત્રિમ આશ્વાસનદાયક સ્વરે કહયું, "અરરૂમતી! રડો ના. હરજીવનદાસ! તમે પણ કેમ કંઇ એને સમજાવતા નથી. દિલગીરીને ખસેડી ચિત્ત સ્વસ્થ કરો, જલદી જાઓ અને યશોદાને શાન્તિ આપો."

આટલું બોલી રામકૃષ્ણે ગાડીવાળાને હાંકી જવા કહયું. ગાડીવાળે માથું ધુણાવી ડચ ડચ કરીને, લગામ હલાવી, ઘોડો આરયો અને ગાડી પછવાડે પછવાડે ખેંચાતી ચાલી. અરરૂમતી છુપી રીતે રામકૃષ્ણ તરફ જોઇ રહી. હરજીવન તો વિચારમાં

લીન હતા. રામકૃષ્ણે પણ અરરૂમતી તરફ જોયું, બન્નેની નજર એક થઇ. થોડી વેળાએ ગાડીએ વળાણ લીધું અને રામકૃષ્ણ તથા અરરૂમતિની નજરની એકાંતમાં ભંગાણ પડયું. ભોળાં બાપ દીકરી ભોળવાઈને યશોદાને ત્યાં જવા નિકળ્યા અને રામકૃષ્ણ, પોતાની યુક્તિ સંપુર્ણ રીતે પાર ઉતરી એમ ધારી હરખાતો હરખાતો પોતાના ઘર તરફ ચાલ્યો. તે હવે નીશ્ચિન્ત હતો. તે મનમાં મલકાવા લાગ્યો કે અરરૂમતી અને તેના પિતા પાછા આવે તે પહેલાં તો તેના લગ્ન ઉષા સાથે થઇ જશે અને તે દેવાદાર પણ મટી જશે 'પરંતુ મનુષ્ય ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ?' આ વાકયની સત્યતા રામકૃષ્ણે હજી અનુભવી ન્હોતી. વાંચક ! હવે તે ઉપલા વાકયની સત્યતા અનુભવે છે.

* * *

બંદર એક સારી આબોહવાવાળું બંદર હતું. તે બંદર હોવાને લીધે ઘણા વ્યાપારીઓ ત્યાં રહેતા હતા. બંદરમાં એકંદર ધનાઢય લોકોની વસ્તી હતી. કેટલાક માછીમારોની પણ વસ્તી હતી. કારણકે જ્યાં સમુદ્ર ત્યાં માછીમારો અને ખારવાઓ તો ખરાજ. ત્યાંના ધનાઢય પુરૂષોમાંના બહુએક દુર્લભદાસ જેવા કૃપણજ હતા પરંતુ એક જયનારાયણ નામનો યુવાન વ્યાપારી બહુ ઉદાર અને સખી દિલનો હતો. તે હજી પરણ્યો ન્હોતો, દુર્લભશેઠ (!) ની ન્યાતનોજ તે પણ હતો. જેને જેને તેની મદદ જોઇતી તેને સહર્ષ તે મદદ આપતો. આવી રીતે આખા બંદરમાં બાળકથી તે વૃદ્ધ સુધી પ્રત્યેકને તે પ્રિય થઇ પડયો હતો. તેને ઉષા માટે બહુ લાગણી હતી અને તેના કાકાનું તેના પ્રત્યેના ક્રુર વર્તનથી તે ઘણીવાર ગુસ્સે થતો અને દુર્લભદાસને ઉષાનું ઉપરાણું લઇ સમજાવતો. આ પ્રમાણે આખી ન્યાતમાં દુર્લભદાસને વઢી ઉષાનું ઉપરાણું લેનાર માત્ર જયનારાયણજ હતો.

સવારનો વખત છે. જયનારાયણ પોતાના ઓરડામાં આમતેમ આંટા મારે છે એટલામાં ટપાલીઆએ આવીને તેના નામનો એક પત્ર ફેંકયો. જયનારાયણે તે લીધો; રબીડીયું ફોડયું અને અંદરનાં કાગળ પર નજર ફેરવી તો કુંકુમ પત્રિકા જણાઈ. તેમાં ઉષા અને રામકૃષ્ણના લગ્નના શુભ સમાચાર હતા અને તેને આમંત્રણ કરવામાં આવ્યું હતું.

કુંકુમપત્રિકા વાંચી તે ગુંચવાડામાં પડયો. તે વિચારવા લાગ્યો, "ઉષા અને રામકૃષ્ણના લગ્ન! ત્યારે અરરૂમતીનું શું? ત્યારે શું રામકૃષ્ણ અરરૂમતીને ત્યજી દેશે? અરે! પણ હરજીવનદાસ તથા અરરૂમતી અહીંઆ નથી. તેઓ ગઇ કાલેજ અહીંથી યશોદાને ગામ ગયા છે. કળાયું, કળાયું! એ સઘળું ધુર્ત રામકૃષ્ણનું કાવતરૂં લાગે છે. આ લગ્ન હરજીવનદાસ તથા અરરૂમતી અટકાવશે એમ ધારી તેણે બન્નેને બંદરમાંથી ખસેડયા લાગે છે. કંઇ ફીકર નહિ. હુંજ અરરૂમતીને તથા તેના પિતાને ખરી હકીકત જણાવી અંહી તેડાવી મંગાવીશ."

આ પ્રમાણે વિચારમાળાના મણકા ફેરવતો, જયનારાયણ હરજીવનદાસને પત્ર લખવા બેઠો. તેણે લખ્યું:—

"મુરબ્બી હરજીવનદાસ,

આપને જણાવવાનું કે રામકૃષ્ણે તમને બન્ને ભોળાં પિતાપુત્રીને થાપ આપી છે તે લુચ્ચો આજે રાતે ઉષાને પરણવાનો છે માટે જે વ્યવસ્થા કરવી હોય તે સત્વર કરજો.

આપનો આજ્ઞાંકિત.
જયનારાયણ."

જયનારાયણે કાગળ પરબીડીયોમાં નાંખી સરનામુ કર્યું અને પોતાના નોકરને બોલાવી તે પત્ર યશોદાને ગામ યથાત્વરાએ પહોંચાડવા કહયું. વાંચકે ધ્યાનમા રાખવાનુ કે બંદર તથા યશોદાના ગામ વચ્ચે દશબાર ગાઉનુજ છેટુ હતું અને પત્ર ટપાલમાં બીજે દિવસે પહોંચે એ નકામું હોવાથી, જયનારાયણે નોકરનેજ ગાડી લઈ પત્ર પહોંચાડી આવવા કહયુ. નોકરે ગાડી જોડી અને પળવારમાં ધુળના ગોટેગોટા ઉડાડતો તે ગાડી હંકારી ગયો.

* * *

સૂર્યાસ્ત થઈ ગયો હતો. બંદરમા ચૌટે ચૌટે દિવાબત્તી થઇ ગયા હતા. આ સમયે "વૈશ્ય ચૌટા" માં બહુ ધામધુમ થઇ રહી હતી. બે અમુક મકાનમાં વધુ કોલાહોલ થઈ રહયો હતો. દુર્લભદાસ કાકાનું મકાન સ્ત્રીઓના નુપુરઝંકાર અને સ્વરોથી આજે ગાજી રહયુ હતુ. ઉષા અને રામકૃષ્ણના લગ્નની તૈયારી ચાલી રહી હતી. દુર્લભકાકા ! આમથી તેમ દોડી રહયા હતા અને "ફલાણા આવ્યા ? ઢીકણા શેઠ કેમ નથી આવ્યા?" એવા પ્રશ્ન પૂછતા પુછતા ઠેશ ખાતા ખાતા તે ઘરમાં આમ તેમ ઘુમી રહયા હતા.

અન્તે જાન આવી પહોંચી. યજ્ઞવેદી પાસે પુરોહીત મન્ત્રોચ્ચાર કરી રહયા હતા, ત્યાં વરકન્યાને લાવવામાં આવ્યા. લગ્નક્રિયા આરંભાઇ છતાં પણ અત્યંત હર્ષને લીધે કોઇએ વરરાજા તરફ નજર કરી ન્હોતી. પાઘડી અને લટકતા ઝરીન ફુમતાને લીધે વરરાજાનું મોં અર્ધ ઢંકાયલું હતું પણ જરા બારીકીથી જોતાં માલમ પડી જાય તેમ હતુ કે તે રામકૃષ્ણ ન્હોતો. આમ આંધળે બ્હેરૂં કુટાતું હતું ત્યાં જયનારાયણ આવ્યો અને ચૉરી પાસે જઈ રામકૃષ્ણનું દીલ તેને ડંખે છે કે નહિ તે જોવા તેનો ચ્હેરો ટીકી ટીકી નીહાળવા લાગ્યો. થોડીવારે તેને લાગ્યુ કે તે કોઈ બીજોજ હતો પણ વખતે લટકતાં છોગાને લીધે ચ્હેરો બરાબર કળાતો નહિ હોય એમ ધારી તે વધારે બારીકીથી જોવા લાગ્યો. જયનારાયણ તિક્ષણતાપુર્વક તાકતો હતો તે વરરાજાએ જોયું અને જયનારાયણ જરાક પણ ગરબડ કરી મુકે તે પહેલા પલાયન કરી જવાની તેણે પેરવી કરવા માંડી. વધારે વાર જોવાથી અને વરરાજાના ઉચાનીચા થવાથી તેનો સંદેહ દ્રઢતર થયો અને બુમાબુમ કરી મુકી, "રામકૃષ્ણ કયાં છે ? વરરાજા તો બીજોજ કોઈ ઢોંગી છે."

આ બુમાબુમથી બધાનું ધ્યાન ખેંચાયું અને કોઇ તેને અટકાવે તે પહેલાં તો બનાવટી વરરાજા પોબાર થઈ ગયો. કેટલાક તેની પછવાડે દોડયા પણ ગલી

ગુંચીમાં તે ક્યાંય ગુમ થઇ ગયો. આથી નિરાશ થઈ તેઓ પાછા આવ્યા. દુર્લભકાકાનો તો ગુસ્સો માતો ન્હોતો. બધે કોલાહોલ થઇ રહ્યો હતો; તેમા-સ્ત્રીઓના કોલાહોલે તો અવધિ કરી. એવામાં જયનારાયણ કંઇક બોલ્યો એટલે બધે શાન્તિ પ્રસરી રહી અને તે શું બોલે છે તે સાંભળવા બધા ઉત્સુક થઇ રહ્યા. તે બોલ્યો.

"દુર્લભદામ! આમ ગુસ્સો કરવાથી કંઇ ફાયદો નથી. ચાલો, આપણે રામકૃષ્ણને ત્યા જઈએ અને જોઇએ કે શું આ બધી ભાંજગડ છે." બધા એકમત થયા અને બેચાર મોટા મોટા રામકૃષ્ણને ત્યાં જવા નીકળ્યા,

* * *

રામકૃષ્ણે દેવું પતાવવાની લાલસાએ ઉષા સાથે લગ્ન કરવા સમ્મતિ આપી હતી તો ખરી પણ અરરૂમતીને ઠગવા માટે તેને પશ્ચાતાપ થતો અને વારવાર ઇચ્છતો કે ઉષાને શા માટે દુ:ખી કરવી? લગ્નની આગલી રાત્રે આ જંજાળમાંથી છુટવા તેણે કંઇક વિચારો ઘડી, તોડી નાંખ્યા અને અન્તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે અરરૂમતીને ત્યજવી નહિ. આથી તેણે તેના ચ્હેરાને મળતા આવતા ચ્હેરાવાળા એક શખ્સને ગોતી કાઢયો અને તેને બનાવટી વરરાજા થવા કહ્યું, જેના બદલામાં અમુક રૂપીયા આપવા તેણે વચન આપ્યું પેલા શખ્સે તેમ કરવા હા પાડી અને આગળ જોયું તેમ તેણે પોતાની ફરજ બજાવી. તેને અગાઉથી રૂપીયા મળેલા હોવાથી તે રામકૃષ્ણને ઘેર પલાયન કરી ન જતાં, ક્યાંઇ નાસી ગયો

બીજી બાજુથી રામકૃષ્ણે ઉપલી યુક્તિ રચ્યા પછી અરરૂમતી પાસે સત્વર જઇ તે ભોળા પિતાપુત્રીની માફી માંગવા, તેનું દિલ તત્પર થઇ રહ્યું. આ કારણથી તેઓના પુનરાગમનની વાટ જોયા વગર તે યશોદાના ગામ તરફ જવા ઉપડયો. બંદરના સીમથી માત્ર પાએક માઇલ તેનો ઘોડો ચાલ્યો હશે ત્યાં દુરથી એક ઘોડાગાડી ધુળના ગોટેગોટા ઉડાડતી બંદર તરફ આવતી તેને દેખાઇ. તેણે માર્ગની એક બાજુએ પોતાના અશ્વને થોભાવ્યો અને ગાડીમાં કોણ આવે છે તે જોવા ઉભો રહયો. થોડીવારમાં ગાડી નજીક આવી પહોંચી અને રામકૃષ્ણે ગાડીમા એક વયોવૃદ્ધ પુરૂષ અને કુમારિકાને જોયા. વધારે નજીક આવતાં રામકૃષ્ણે અરરૂમતીને જોઇ. અરરૂમતીથી તેને અરણ્યમાં જોઇ, ચીસ પડાઇ ગઇ. હરજીવન તથા ગાડીવાળો બન્ને ચોંકી ગયા. તરતજ ગાડી થોભાવવામાં આવી અને રામકૃષ્ણ ગાડી પાસે આવી પહોંચ્યો. ત્રણે જણ રામકૃષ્ણ તરફ આશ્ચર્યની નજરે જોઈ રહયા. થોડી વારે બધા સ્વસ્થ થયા અને અરરૂમતીની આંખોમાં આનંદના અશ્રુઓ ઉભરાઇ આવ્યા. પછી હરજીવનદાસે રામકૃષ્ણ તરફ ઘણોજ ઉપાલંભપૂર્ણ દ્રષ્ટિપાત કર્યો. રામકૃષ્ણ પામી ગયો અને નીચું જોઇ ગયો. જમીન ઉપર જોતે જોતે તેણે પોતાના પરાક્રમનું બયાન કરી બતાવ્યું અને પોતાની મુશ્કેલી સ્પષ્ટ કરી તેણે બધેની ક્ષમા યાચી. પછી બધા અરરૂમતીના ઘર તરફ ઉપડયા. જ્યાં પહોંચ્યા પછી બધી વાતચીત નિરાંતે થવા લાગી.

ઘરમાં સ્વસ્થ બેઠા પછી હરજીવનદાસ બોલ્યા, "રામકૃષ્ણ ! આટલી બધી લુચ્ચાઈ શા માટે રમ્યા ? શા માટે અમને ઠગ્યા ? શું મારી પુત્રી તમને સંતોષ નહિ આપી શકે ? એમ હોય તો સ્પષ્ટ બોલી દો."

"હરજીવનદાસ ? કટુ વચન ના બોલો. ઉલટું તમારી પુત્રી માટે હું અયોગ્ય છું. દેવું પતાવવાની લાલચે મને ફસાવ્યો. આબરૂ સાચવવા ખાતર મેં તમને છેતર્યા. હું હવે અશ્રુમતીને ત્યજીશ નહિ અને કદાપી ઉષાને પરણનાર નથી. મારો તમારી પુત્રી માટેનો પ્રેમ અવિચળ છે અને તેજ ખાતર મેં બનાવટી વર-રાજા ઉભો કરવાની હિમ્મત કરી છે. ઇશ્વર જાણે ત્યાં શું પરિણામ આવ્યું હશે ?" આટલું કહી તેણે બનાવટી વગરાજાવાળી વાત કરી બતાવી.

તે પોતાની વાત પૂરી કરી રહ્યો કે એક પરિચિત સ્વરે વચમાં ગર્જના કરી, "આ રહ્યો એ બદમાશ. લુચ્ચા ! તે મારૂ નાક કપાવ્યું, નાક ! લગ્નસમારંભ કરાવી, વાત ચકડોળે ચઢાવી, હવે કહે છે કે ઉષાને કદાપિ પરણનાર નથી ! પરણવુંજ પડશે. સમજે છે શું તું ?" દુલભકાકા તથા બીજા મોટા મોટા શેઠીયા લાંબી શોધખોળ પછી ત્યા આવી પહોચ્યા અને ક્રોધાવેશમા ઉપર પ્રમાણે ગર્જના કરી ઉઠયા.

દુર્લભદાસનો ખરાબ સ્વભાવ હોવાથી સૌ કોઇ ડરતું તો હરજીવનદાસ ડરે તેમાં શી નવાઇ ? તે કંઈ બોલી શકયા નહિ. રામકૃષ્ણ તો કશું બોલ્યો નહિ. નહિ. દુર્લભકાકા બરાડયે જાય અને રામકૃષ્ણ, અશ્રુમતી તથા હરજીવનદાસ સાંભળ્યે જાય એવો પ્રકાર થોડીકવાર ચાલુ રહયો. આવી સ્થિતિથી કંટાળી જયનારાયણ આગળ આવ્યો. તેને જોતાંજ હરજીવનદાસ હર્ષ પામ્યા અને સવેળા ખબર આપવા માટે તેનો ઉપકાર માન્યો. દુર્લભકાકા આવી ન કળાય એવી વાતો સાંભળી આશ્ચર્ય પામ્યા અને ક્ષનેક મુગા ઉભા રહયા પછી જયનારાયણે રીતસર વાત ચાલુ કરી.

"રામકૃષ્ણ ! બોલો હવે, તમારો શો વિચાર છે ? આ દુર્લભકાકાની ઉષાને પરણવાનું વચન આપી તમે દગો કેમ કર્યો ? એનો ખુલાસો આ પંચ માગે છે ?" બધાએ માથા હલાવ્યા.

રામકૃષ્ણે પોતાની મુશ્કેલી કહી બતાવી અને બોલી ઉઠયો, "હું શું કરૂં ?"

એટલામાં દુર્લભકાકા બરાડી ઉઠયા. "રામકૃષ્ણ ! દેવું પતાવવુ એ કંઇ સહેલ નથી. ઉષાનો ભવ બગાડી હવે બીજો શો વિચાર કરવાનો છે ? ખોટી ગાંડાઇ જવા દઇ ઉષાને મૂગા મૂગા પરણી ઘરસંસાર ચલાવતા થઈ જાઓ."

હૃદયશુન્ય રામકૃષ્ણે બધુ સાંભળ્યું અને કંઇપણ નિશ્ચય પર આવ્યા વિના માથું હલાવવા લાગ્યો. આ તેની સ્થિતિ ખરેખર દયાપાત્ર હતી. જયનારાયણ પણ શી વ્યવસ્થા કરવી તે કળી શકયો નહિ કારણકે ઉષા તથા રામકૃષ્ણના લગ્ન અટકે તો દુર્લભકાકાનું નાક કપાય. આ વખતે તેને ખ્યાલ આવ્યો કે બધી સુ-

શકેલી ઉભી કરનાર પોતેજ હતો. તેને આંતરિક પશ્ચાતાપ થયો અને તેનું પ્રાયશ્ચિત કરવાનો ઉપાય શોધવા લાગ્યો. થોડી વારે તે બોલ્યો,

"દુર્લભશેઠ! હમણાં બધું મુલતવી રાખો. એક અઠવાડયુ રાહ જુઓ. હું રામકૃષ્ણને મારે ઘેર રાખું છું અને સમજાવીશ." આટલું બોલી તેણે રામકૃષ્ણને ઉઠાડયો અને પોતાની સાથે આવવા કહ્યું. દુર્લભકાકાએ હા એ હા કરી અને સર્વે વિખેરાઇ ગયા. લગ્ન લગ્નને ઠેકાણે રહયા અને સુવસ્ત્રસજજ સ્ત્રીઓને રજા આપવામાં આવી. રામકૃષ્ણ જયનારાયણની સાથે ગાડીમાં ગયો. અશ્રુમતી તથા હરજીવનદાસ દયામણે ચ્હેરે તેને જોઈ રહયા.

* * *

જયનારાયણનો રામકૃષ્ણને પોતાને ઘેર લાવવામાં એવો વિચાર હતો કે આસ્તે આસ્તે ઉષાનો અને તેનો મેળાપ કરી, ઉષા પ્રત્યે તેનો પ્રેમ ઉપજાવવો. તદનુસાર દરરોજ ઉષા જયનારાયણને ત્યાં રામકૃષ્ણને મળવા આવતી પણ રામકૃષ્ણને તેના માટે પ્રેમ ઉપજતો નહિ. ઉષાને જોતાંજ તેની નજરે અશ્રુમતીનો નિર્દોષ ચ્હેરો તરી આવતો. આ પ્રમાણે બે ત્રણ દિવસો પસાર થયા હશે એનામાં રામકૃષ્ણને કંઇક યુકિત સૂઝી આવી. તે મનમાં વિચાર કરવા લાગ્યો, "જો ઉષાને આ દુનીયામાંથી નહિશી કરવામાં આવે તો માર્ગ નિષ્કંટક થાય." ઉપલો વિચાર સફળ થાય તે ખાતર તેણે એક યુકિત ઘડી કાઢી.

નિત્ય નિયમાનુસાર તે દિવસ સાંજે ઉષા તેને મળવા આવી ત્યારે તે હસિત વદને તેની સાથે વાતો કરવા લાગ્યો. આથી ઉષાના દિલમાં કંઇક આશા સ્ફુરી. થોડીક વાતચીત કર્યા પછી તે બોલ્યો, "ઉષા! આજે આપણે સમુદ્રકીનારે જઈ વિહાર નૌકામાં સહેલ કરવા જઈશું?"

રામકૃષ્ણના મોં ઉપર હાસ્ય અને આનંદ જોઇ ઉષાના હર્ષનો પાર રહયો નહિ. તેણે રામકૃષ્ણની વાતને સમ્મતિ આપી અને જયનારાયણને કહી તેની વિહાર નૌકા તૈયાર કરાવવા કહેવરાવ્યું. જયનારાયણને અચાનક આવી ખબર સાંભળી, જરાક નવાઈ તો લાગી પણ સાથે સાથે નૌકા તૈયાર કરી રાખવા નાવિકોને પણ કહેવરાવ્યું. તેને મનમાં શંકા રહી ગઈ કે રખેને રામકૃષ્ણ કઇ બીજો દાવ રમતો હોય! આથી તે પણ દરિયા કીનારે જવા ઉપડયો અને રામકૃષ્ણની નજર ન પડે તેમ ફરીને એક ખડક ઉપર જઈને તે બેઠો.

દરમ્યાન રામકૃષ્ણ ઉષાને લઈ વિહાર નૌકામાં સહેલ કરવા નીકળી ગયો હતો. જયનારાયણ તિક્ષણ દષ્ટિએ નૌકાની પ્રતીક્ષા કરવા લાગ્યો. આખરે નૌકા કિનારેથી ઘણી દુર પહોંચી ગઈ પરંતુ જયનારાયણ જે ખડક ઉપર બેઠો હતો ત્યાંથી તે બીલકુલ દુર ન્હોતી. આ વાત રામકૃષ્ણના ધ્યાનમાં રહી નહિ. તે કૃત્રિમ માધુર્ય વાપરી બોલ્યો, "ઉષા! જો આપણી નૌકા કિનારાથી પણ દુર આવી છે અને બંદરનો દેખાવ અહીંથી કેટલો સુંદર દેખાય છે?"

આટલું બોલી તે ઉભો થયો અને ખુબ રમ પડતો હોય તેમ જોવા લાગ્યો. આથી ઉષા ઉભી થઈ અને બંદરનો દેખાવ નિહાળવામાં નિમગ્ન થઇ. ઉષાને મશગુલ થયેલી જોઇ રામકૃષ્ણે લાગ સાધી બિચારી નિર્દોષને સમુદ્રનાં ઘુઘવતા વારિમાં હડસેલી મુકી. ઉષા સમુદ્રના ઉરમાં પડી; તે જળમાં તણાવા લાગી.

આ બનાવ જયનારાયણે ખડક ઉપરથી જોયો અને તેના હૃદયમાં એક સખ્ત આઘાત થયો. તેણે સમય સૂચકતા વાપરી. તરતજ તે દરિયામા કુદી પડયો અને ઉષાનાં તણાતા શરીર તરફ જોશથી તરવા માડયું. આ તરફ પાછળ જોયા વિના રામકૃષ્ણે નૌકા કિનારા તરફ હાંકવા માંડી. તે સત્વર કીનારે પહોંચી ગયો અને ત્યાં પહોચતાંજ ભયસૂચક અવાજે પોક મુકી, "દોડો, દોડો! ઉષા દરિયામાં પડી ગઈ, કોઇ એને બચાવો." આ સાભળી સર્વે એકઠા થઈ ગયા અને સૌ દિલાસો આપવા લાગ્યા. કેટલાક તરીયાઓ દરિયામાં તરવા પડયા. દરમ્યાન દુર્લભકાકા આવી પહોંચ્યા અને ઉષા ડુબી ગયાની ખબર સાંભળી પોકેપોકે રડવા લાગ્યા. બધા ઉષાને સંભાર્યા કરતા હતા અને તરીયાઓ શુ કરી આવે છે તેની આતુરતા પૂર્વક વાટ જોતા હતાં, એટલામાં રામકૃષ્ણ ચુપચુપ છટકી ગયો.

પેલીગમ જયનારાયણ ધૈર્ય અને હિંમત પૂર્વક ઉષાને બચાવી કિનારે સુરક્ષિત લાવ્યો. તે પેલા ખડક પાસે તરતો તરતો ગયો હતો. બન્ને કિનારે પહોંચ્યા ત્યારે ઉષા મુર્છિત હતી પરતુ કેટલાક ઉપચારો કર્યા પછી તે શુધ્ધિમાં આવી.

* * *

સમુદ્ર કીનારેથી ચુપચુપ છટકી જઇને રામકૃષ્ણ પરબારો અશ્રુમતીને ત્યાં ગયો. ત્યાં બાપદીકરી પાસે તેણે ઢોંગ કરવા માંડયા. અને અતિશય લાગી આવ્યું હોય તેમ રડવા માંડયું. હરજીવનદાસે છાના રહેવા બહુ બહુ કહ્યું પણ તેનું રૂદન બધ થયું નહિ. આખરે અશ્રુમતીએ ઘણી આજીજી કરી ત્યારે તેણે પોતાના આંસુ લુછયા અને બોલ્યો, "ઉષા! હાય નિર્દોષ ઉષા! બિચારી અકસ્માત્ સમુદ્રમાં ડુબી ગઇ."

હરજીવનદાસ અને અશ્રુમતી એક અવાજે બોલી ઉઠયા, "હેં!"

"હા, ખરેખર ઉષા ડુબી ગઇ," તે બોલ્યો.

"નૌકામાં કોણ કોણ હતુ?" હરજીવનદાસે પૂછ્યું.

"હું અને ઉષા."

"અરે, તમે ઉષાની સાથે નૌકામાં? ખોટી વાત." અશ્રુમતી બોલી ઉઠી

"હા, કંઇક ભેદ જેવું જણાય છે ખરૂ," હરજીવન બોલ્યા.

"સાંભળો ત્યારે," તે બોલ્યો, "હવે હું કંઇ છુપાવવા ઇચ્છતો નથી. હરજીવનદાસ! તમારી પુત્રીનો પ્રેમ મને સર્વદા પીડા આપતો અને ગમે તેમ કરી મારા માર્ગમાં કંટકરૂપ થયેલી ઉષાનો નાશ કરવા મેં તદબીર રચી. ઘણા દિવસે આજ લાગ લેઈ, મેં મારી યુક્તિ અમલમાં મુકી. વિહાર નૌકામા સહેલ કરવા

જવાને બ્હાને મેં તેને સાથે લીધી. બંદરનો દેખાવ દુરથી કેવો રમણીય લાગે છે તે દેખાડવા તેને ઉભી કરી અને કોઇ ન જાણે તેમ મે તેને સમુદ્રના ધુધવતા જળમાં હડસેલી મુકી. હવે હું નિશ્ચિત છુ અને સુખચેનથી તમારી પુત્રીને પરણીને દિવસો ગાળીશ."

ઉપલી હકીકત સાંભળી હરજીવનદાસ તો દિગમુઢ થઇ ગયા અને અશ્રુમતીના ચ્હેરા ઉપર હર્ષને બદલે ગાંભીર્ય છવાઈ રહ્યું. રામકૃષ્ણ પોતાનું સંભાષણ પુરૂં કરી આતુરતાપુર્વક ઘડીક હરજીવનદાસ તરફ તો ઘડીક અશ્રુમતી તરફ પોતાના નયનો ફેરવવા લાગ્યો.

હરજીવનદાસ કંઇ પ્રત્યુત્તર વાળે તે પૂર્વે તો અશ્રુમતીએ તિરસ્કારમિશ્રીત ગાંભીર્ય પૂર્વક બોલવા માંડયું, "રામકૃષ્ણ ! તમે જાણો છો કે તમે એક ખુની થયા છો ? એક ખુનીને હું કેમ ચાહી શકું ? હવે તમારો વિશ્વાસ હું કેમ કરી શકું ? ધારોકે કદાચ તમને કોઇ મારાથી વધારે, મોહક અને સુંદર પ્રેમમુર્તિ મળે તો ઉષાની માફક મારો પણ વણમોતે વધ થાય માટે રામકૃષ્ણ ! હું તમને પરણી શકીશ નહિ. મારા પિતાની સમક્ષ ખુલ્લી રીતે કહું છું કે હું તમને પરણનાર નથી."

હરજીવનદાસે પોતાની પુત્રીની વાત માન્ય રાખી અને રામકૃષ્ણને—એક ખુનીને—પોતાના ઘરમાંથી ચાલ્યા જવા કહયું.

રામકૃષ્ણના હોશકોશ ઉડી ગયા. તેને સમજ ન પડી કે તે શુ સાંભળે છે. શુ અશ્રુમતી તેને નહિ પરણે ? જેને માટે ઉષાનું ખુન કર્યું તેજ વ્યક્તિ તેનો તિરસ્કાર કરે ? હવે એને શા માટે દુનીયામાં જીવવું જોઇએ ? "વધારે વખત આ પાપી જીવ હવે ભુમિમાતનાં ભાર રૂપ થશે નહિ' રામકૃષ્ણે માનસિક નિશ્ચય કર્યો. તે નીચુ મો રાખી દિવાલને અઢેલી ઉભો છે, અશ્રુમતી તથા હરજીવનદાસ તેના તરફ તિરસ્કારની નજરથી જોઇ રહયા છે. એવામાં અધિકતર તિરસ્કાર દર્શાવતી બે વ્યકતિયો રામકૃષ્ણ પાસે આવી ડોળા ધુરકાવવા લાગી. રામકૃષ્ણે ઉચ્ચે જોયું અને ચીસપાડી ભુમી ઉપર મુર્છિત થઇને પડયો. તેણે ઉષાને જીવતી જોઈ; ડુબેલી ઉષાને જીવતી જોઈ.

વાંચક ! આ બે વ્યકિતઓ બીજી કોઇ નહી પણ જયનારાયણ અને ઉષા હતા. કિનારા ઉપર સુરક્ષિત આવ્યા પછી, ઉષાને શુદ્ધિમાં આણીને જયનારાયણ ઉષાને લઇને સીધો અશ્રુમતીને ત્યાં આવી પહોંચ્યો, તે રામકૃષ્ણની બધી તદબીર કળી ગયો હતો અને તેનું ધારવું ખરૂં પડયુ હતું.

થોડી વારે રામકૃષ્ણ શુદ્ધિમાં આવ્યો. ઉષા તરફ તે બીલકુલ જોઇ ન શકયો. તેને બહુ લાગી આવ્યું. તેને પશ્ચાતાપ થયો. તેણે ઉષાને દરિયામાં હડસેલી મુકી હતી અને મરેલી ધારતો હતો તેને જીવતી જોઇ તેની લજ્જાનો પાર રહયો નહિ. ઉષાની ક્ષમા યાચવા જેટલી પણ તેનામાં હોશ રહી નહિ. તેને મૃત્યુ પ્રિયતર લાગ્યું. કંઈપણ બોલ્યા વીના તે એકદમ ઉઠયો અને સમુદ્ર તરફ નાઠો, કિનારે

પહોંચતાંજ, કોઇ તેને તેમ કરતો અટકાવે તે પહેલાં તો સમુદ્રમાં ઝંપલાવ્યું. તેણે તરવાનો બીલકુલ પ્રયાસ કર્યો નહિ; તેના દેહ ઉપર જળ ફરી વળ્યું. રામકૃષ્ણ સદાને માટે ગયો; તેણે આત્મ હત્યા કરી.

* * *

રામકૃષ્ણનો સજીવ દેહ કદાપિ કીનારે આવ્યો નહિ પરંતુ નિર્જીવ દેહ આવ્યો તો ખરો. તેના દેહને અગ્નિદાહ આપવામાં આવ્યો અને સર્વે બીચારાની દુઃખી જીંદગી સંભારવા લાગ્યા અશ્રુમતીને સૌ કરતાં વધારે લાગી આવ્યું પરંતુ પોતે સત્યને માર્ગે ચાલી હતી એ આશ્વાસને પોતાના દુઃખી દીલને શાન્તવન આપતી હતી. તેણે પોતાનો પ્રિયતમ જતાં આ જન્મ પરણવાનું માંડી વાળ્યું. હરજીવનદાસ તેને સમજાવે પણ તે પરણવાનીજ ના પાડતી હોવાથી વધારે દબાણ કરવાનું પણ તેણે માંડી વાળ્યુ. એકલા કુમારીકાવસ્થામા રહી શોકમાં દિવસો નિર્ગમન કરવા કરતાં કંઇક પરમાર્થીક કાર્ય કરવું એવો અશ્રુમતીને વિચાર આવવાથી પોતે 'મહિલા આશ્રમ' સ્થાપ્યું આ 'આશ્રમ'માં તેણે બંદરની સ્રીઓ તથા કુમારીકાઓને કેળવણી આપવાની સગવડ કરી અને આસ્તે આસ્તે એક આદર્શ સસ્થા બનાવી. આ પ્રમાણે અશ્રુમતી પોતાના વૃદ્ધ પીતાની સેવામાં, અને લોકસેવામાંજ જીવનનું સાર્થક સમજતી, પોતાનુ શેષ જીવન વ્યતીત કરે છે.

પ્રિય વાંચકો! તમે કદાચ ઉષા વિષે સાંભળવાને ઉત્સુક હશો. તે હવે સુખી છે. લોકોના કહેવાથી તથા જયનારાયણનો પોતાના ઉપર જીંદગી બચાવવાના ઉપકારથી, ઉષા જયનારાયણને પરણી. દુર્લભકાકાએ રાજીખુશીથી ઉપલા લગ્નને સમ્મતિ આપી હતી. આ પ્રમાણે તે સુખી યુગલ સુખી જીવન ગુજારે છે.

સમાપ્ત.

---

# પ્રાચીન–અર્વાચિન–ભારત દશા.

### ગરબી.

(મારા ભાગ્ય તણો નહિ પાર, મહિલા થાશે મારી પ્યારી—એ રાગ)

હુન્નર હાડ ગયા સૌ આજ, દોલત દેશ તજીને ચાલી;
સંપ કરીને *સાહેબ લોકે, ઘેરી ઘરમાં ઘાલી—હુન્નર૦
ગાડાંવાળા ગરૂર બનીને, પિડતા પૂરણ પવાશી;
'આગગાડીએ' અવલોકાવ્યાં, કલકત્તા ને કાશી—હુન્નર૦
ઘણાં વિલંબે ગ્રંથ ઘસડતા, [૧]ધેતરણાથી વછુટયા,
પડી મેદાને '[૨]મુદ્રાયંત્રે,' લાખો લહિયા લુંટયા—હુન્નર૦
શાળ ઉપર મણકારા કરતી, દોટી થઇ દુ:ખિયારી;
ભાદરપાટી 'મિલે' મજૂરી, એની નાખી ઉતારી—હુન્નર૦
ઘંટીથી ઘર ભરતી તે સૌ, વિધવા રહિ વા ખાતી;
'આટામીલ' ને એક લસરકે, પૂરની ટંક પુરાતી—હુન્નર૦
કપાસીયા રૂ અળગાં કરવા, લાખો ફરતા ચરખા,
'જીને' જોર કર્યું એવું કે, ગાડે લોકો બરકા—હુન્નર૦
ચિંથરીઆ કાગળ ચોટામાં, મોંઘા પણ ના મળતા,
'પેપર મીલથી' બધી પતી એ, આગળની [૩]અગવડતા—હુન્નર૦
ટપટપ ટપટપ કંઇ ટપણીને, ઘાટ ધાતુના ઘડતા;
[૪]કળાવિહિન થઈ તે કંસારા, [૫]પાય 'મસીન' ને પડતા—હુન્નર૦
કોશ વડે જ્યાં ખેતી કરતા, વગી કોશીયા વગડે,
'પંપ' થકી ત્યાં આજ પનોતા, બળદ [૬]બગૈએ બગડે—હુન્નર૦
તનની છાય ધરી તડકામાં, દેતા વખત બતાવી;
ઘણઘણુતી ત્યા 'ઘડીઆળો' એ, ગુળની ટેવ મુકાવી—હુન્નર૦
[૭]પાંગડીએબળ પૃથ્વીપતિથી, છન્નુગણા છલકાતા,
કર્યા આવી [૮]'ઢાળકિયે' કાયમ, લુહાર લપ્પડ ખાતા—હુન્નર૦

---

* યુરોપની ઉદ્યોગી પ્રજાઓએ ૧–અરૂની મલમો, ૨–છાપખાના, ૩–મુશીનનો, ૪–ધંધા વગરના, ૫–મશીનોને પગે લાગતાં જાય છે, ૬–બળદ આળસુ થાય છે તેના શરીર પર જીવ પડે છે તેને 'બગાઇ' કહે છે. જેથી લાખનો બળદ કોડીનો બની જાય છે ૭–પાઘોડાની મજુરી ઉપર, ૮–રમતથી બગાની આડીયા આવવાથી

ચકમક લોઢે ચેતાવવાના, અમલ ગયા સૌ આડા;
પાઇના આજ પચાસે પહોંચ્યા, 'દિવાસળી' ના દા'ડા—હુન્નર૦
નાણાવટી નાણાં મોકલવા, હુંડીઓ લખતા હલકે;
જતાં કરી જોખમ એ શીરનાં, 'મનીઓરડર' થી મલકે—હુન્નર૦
ભરી ફાકડા કરીઆતાના, તાવ તોડતા તનનો,
'કિવનાઇન'ની કડવાશે તેવા, મેલ મટાડે મનનો—હુન્નર૦
સ્પર્શાસ્પર્શ તણી સગવડ જ્યાં, પુરતી રીત પળાતી;
પરદેશી 'રીતભાત' પળી ત્યાં, કુળાં કાળજાં ખાતી—હુન્નર૦
બ્રાહ્મણ દેવ તણા ભાવિક જ્યાં, ધર્મ બ્હાર નવ ધસતા;
બિસ્કિટ બ્રાન્ડિના ચડસીલા ત્યાં, થયા 'સમાજે' સસતા—હુન્નર૦
કર્મનિષ્ટ જનનાં કૈવતપર, અનિષ્ટતા ઉભરાણી;
'ચિમન' એજ ચિંત્યામાં ભાળે, ધર્મ તણી ધુળધાણી—હુન્નર૦

ચિમનલાલજી ભાઇશંકરજી પંડિત.

---

# સોનેરી સખુનો.

લખનાર—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.

## દીલસોજી.

દીલસોજી એ એક સુન્નાની ચાવી છે, જે બીજાઓના જીગરને ઉઘાડે છે.

આપણી મહેનત કરતાં આપણી દીલસોજીથી આપણ વારંવાર કઈને કંઈ ભલુ કરીએ છીએ; અને આપણા પોતાના ને પોતાનાજ જાતિ લોકો માટેની કોશેશથી દુન્યામા જે કરી શકયે તે કરતાં આપણા ખુબીવંત ગુણો અને અદેખાઇ કે કીનો વગરના તદન નીર્દોષ ભોળાં મનથી દુન્યાની અમર સેવા બજાવવાને નસીબવંત થઈએ છીએ.

દુઃખથી હાડમારી ભોગવતાં કગાળ મણુસોને અંતઃકરણની પ્યાર ભરી લાગણીથી એવા તો દીલસોજી ભર્યા શબ્દો તેઓના કાનમાં રેડો, કે તેઓના દુઃખી આંસુઓ સુકાઈ જાય, તેઓને રાહત મળે, અને સઘળુ દુઃખ તેઓથી ભૂલી જવાય.

સામા તરફથી મળતી દીલસોજી એ દુખ્યાં માણસોને ખરેખર તેઓની જંજાળોમાં એક કીંમતી મદદ અને આધાર સમાન છે.

જ્યાં દીલસોજીનો મધુર લાગણીભર્યો પ્રવાહ સદા વહેતો હોય, ત્યાં દુઃખ જેવું કશુંજ હોતું નથી.

આ વાત તો બનવાજોગ છે કે કદાચ દરેક માણસ એકમેકને ચાહી શકે પણ આ દુન્યામા દરેકે દરેક જણ દીલસોઝી બતાવી શકે એવાં હોતાં નથી. દીલસોઝી એ એક ઘણીજ પવિત્ર ચીજ છે, કે જે દુઃખ ખમતા માણસોમાંથીજ ઉત્પન્ન થએલી હોય છે, અને જેઓને દુઃખનો પૂરેપૂરો અનુભવ મળ્યો હોય, તેઓમાંજ એ દીલસોજીનો ઉમદા ખુબીવતો ગુણ વધુ પ્રમાણમાં દીપી નીકળેલો હોય છે.

## સખાવત.

જો સખાવતનાં બુલદ ગુણથી આ પૃથ્વી ઉપરનુ દરેકે દરેક માણસ શણગારાએલુ હોય તો આ પૃથ્વી ખરેજ બહેસ્તના બાગમાં ફેરવાઇ જાય.

ખરાં દીલથી અને પૂરેપૂરી મરજીથી કરેલી સખાવતમાં કાંઇ અજબ જેવી સુંદર મોહીની, મધુરતા અને ખુબસુરતી સમાયલાં છે. એવી રીતે જો એક નજીવી પઈની પણ સખાવત કરી હોય તો તેમાં પણ અજબ જેવી ખુબી અને મીઠાશ માલુમ પડી આવે છે.

જો તમો ખરેખરી લાગણીથી દાન કરો નહિ તો તે બીલકુલ દાન કહેવાયજ નહિ અને તેટલા માટે દાનાવો કહી ગયા છે કે ખરેખરા સુખી તે માણસો નથીજ કે જેઓ ફકત ગરીબોને ખવાડીજ જાણતાં હોય; પણ ખગ સુખી તો તેઓજ છે કે જેઓ ગરીબોનો વિચાર કરી તેઓ તરફ લાગણીનો પ્રવાહ વ્હેતો કરી, તેઓને માટે જોઈતાં સાધનો પૂરાં પાડતા હોય.

કમને કીધેલી સખાવતને ખરી સખાવતનું નામ આપી શકાયજ નહિ. આપણામાં કહેવત છે તે ખરીજ છે કે "તુરંત દાન તે મહા પુન." અને તે તેમજ થવી જોઇએ. વળી ખરી ખુશીથી કીધેલીજ સખાવત એ ખરી સખાવત છે.

ગરીબોને મદદ કરવાની સોથી સરસ રીત તો આ છે કે તેઓની હાલત સુધરે એવા સાધનોથી તેમને ભરપુર કરવા; તેઓને સારે કામ ધંધે લગાડવાં જેથી તેઓ કોઇના મોહોતાજમંદ ન રહે.

ગમે તેવું સખત અપમાન કે હડહડતી કસુરો જો દર્યાવ જેવાં ઉદાર દીલર માફ કરવામાં આવે તો તે લખ્ખો અને કરોડોની સખાવત કર્યા બરાબર છે.

કદાચ એકીન અને આશામાં આખી દુન્યાના લોકો એકમત નહિ થાર છતાં પણ સઘળાં માણસોનો સખાવત સાથે તો ખાસ સંબંધ હોય છે.

નજીવી નજીવી બાબદોમાં ઉદાર દીલના થવાથી, અને નાની નાની સખાવતે કર્યાથીજ મોટી મોટી સખાવતો કરવા માટે ખરી લાગણી પેદા થાય છે. પાક ખુદ તાળા તરફથી એક માણસમાં જે સૌથી મધુર આશીર્વાદ ફેંકવામાં આવ્યો હોય દીલોજાનભરી સખાવત છે, અને જે માણસ પોતાનો ઉદારતાનો હાથ લંબાવવાં બદલે કંજુસાઇના ઉંડા ગારમાં ગોટાં ખાય છે તે ખરેજ કમનશીબ તથા કંગાર છે. પછી ગમે તેની પાસે અબજોની દોલત કાંય નહિ હોય. સખાવત બાબે એ વિદ્વાન કવીની કવિતાને અત્રે જગ્યા આપી આપણે આ વિષય ખતમ કરીશુ.

*"Haré Charity."*

Then genlty scan your brother man,
Still gentler sister woman;
Though they may gang a kennin wrang,
To step aside is human.
One point must still be greatly dark,
The moving why they do it:
And just as lamely can ye mark,
How far perhaps they rue it.
Who made the heart, 'tis He alone
Decidedly can try us,
He knows each chord,–its various tone
Each spring,—its various bias:
Then at the balance let's be mute,
We never can adjust it;
What's done we partly may compute
But know not what's resisted.

Robert Burns.

# રમુજે નવરંગ.

---

લખનાર —સમન.

———)o(———

મેનેજર-(નવા કલાર્કને) "પછી તમો એ પેલા બે કાગળો પોસ્ટમાં નાંખ્યા કે ?"

નવો કલાર્ક—"હા, સાહેબ, પણ તમોએ એક રમુજી ભુલ કીધી. તમોએ અઢીઆનાની ટીકીટ વેલાતના કાગળ પર ચોટાડી, અને એક આનાની ટીકીટ પરદેશના કાગલપર ચોંટાડી."

'અરે, કેવી મુર્ખાઈ ભરેલી ભુલ ! વારૂ, પછી તમોએ શું કીધું ?"

"મે બધું બરાબર કીધુ, સાહેબ. સારૂં થયુ, સાહેબ, કે મારી પોસ્ટમાં નાખતી વખતે તે કાગળો પર નજર પડી ગઈ મેં તેથી તે કાગળો પરના એડ્રેસમાં ફેરફાર કીધો, અને પછી પોસ્ટમા નાંખ્યાં."

* * *

"સતાવાળાઓએ આવા બદમાશો સામે સખત પગલા લેવાં જોઈએ" માકો મક્કઈ બુઠો પોસ્ટમા આવેલું એક કાગજ ઉઘાડીને અને તે વાંચીને પોતાના દોસ્ત ખટલુ ખચ્ચરને કહેવા લાગ્યો.

"કેમ માકા, વળી શું થયુંછ ?" તેનો દોસ્ત ખટલુ બોલ્યો.'

"વાત એમ બની, દોસ્ત કે મે એક પેપરમા નીચે પ્રમાણેની એક જાહેર ખબર વાંચી. તે જાહેર ખબર આય પ્રમાણે હતી, "ફકત પાચ આનાની પોસ્ટની ટીકીટ બીડવાથી ઘાસમાંથી માખણ કેમ બનાવવું તે તમો સહેલાઇથી શીખી શકશો." મેં તેથી તે જાહેર ખબરને અનુસરીને પાંચ આનાની ટીકીટ મોકલી અને મને વળતે ટપાલે આય કાગળનું ચીકડું મલ્યુંછ. એમાં લખવામાં આવ્યુંછ કે સાહેબ, તમારી મોકલેલી ટીકીટો સહિસલામત મલી છે. તમો ઘાસમાંથી માખણ નીચે પ્રમાણે અમલ કરીયાથી બનાવી શકશો. પહેલાં તમો ગાયને ઘાસ ખવાડો પછી 'તે ગાયને દોહાવીને દુધ કાઢો, અને પછી તે દુધને વલોવશો તો તેનું માખણ બનશે."

* * *

એક પારસી સુથારને એક મારામારીના કેસમાં સાક્ષી તરીકે ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટે તેને પહેલા નીચલો સવાલ પુછ્યો.

મેજીસ્ટ્રેટ—"આય બંધવાએ પેલા ફરીયાદીને ઠોકીયો ત્યારે તમો કેટલા દુર ઉભેલા હતા ?"

સાક્ષી—"બરાબર ૧૦) ફુટ અને સાડા પાંચ ઈંચ, નામદાર."

મેજીસ્ટ્રેટ—"મહેરબાની કરીને કહો કે તમો બરાબર તેટલાંજ ફુટ દુર હતા એ કેમ બની શકે?"

સાક્ષી—"જો સાચું બોલું તો, નામદાર, મે એવો વિચાર કીધો કે કદાચને કોઇ મુરખો મને તેવો સવાલ પુછે કરીને મેં પુરથી તે જગાનું માપ લઇ લીધું."

* * *

"આય શહેર નિરોગી છે કે?"

'બચ્ચીતજ, જ્યારે હું અહીંયાં પહેલ વહેલો આવ્યો ત્યારે તો હું એક બોલ પણ બોલી શકતો નહતો. મારા માથા પરના બાલો ઘણાજ થોડા હતા. હું આય નાકેથી તે પેલા નાકા સુધી ચાલી પણ શકતો ન હતો, અને મને મારા બીછાણા-પરથી ઉંચકવામાં આવતો હતો"

"તમો ત્યારે મને આશા આપોછ. વારૂં, પણ હું એમ પુછું કે તમો અહીંયાં કેટલો વખત થયા રહેલા છેઓ?"

"હુ અહીંયાંજ જનમેલો."

* * *

નાનો હોમી—"કાકાજી, આપને કેટલે વાગે ચીનેમેટોગ્રાફમાં જવાનું છે?"

કાકા—મેં તુંને પંદરેક વખત કહયુ હશે કે પાંચ અને પંચાવન્ન મીનીટે."

નાનો હોમી—'હા, હું તે જાણુછ. પણ જ્યારે તમો પાંચ અને પંચાવન મીનીટ બોલોછ ત્યારે તમારી આય લાંબી દાઢી હીલતી મને ઘણીજ જોવા ગમેછ.'

* * *

"તારો સૌથી નાનોભાઈ કેટલા વરસનો છે?" નાના જંગુએ પોતાના દોસ્ત રૂસીને પુછ્યુ.

"એક વરસનો" રૂસી બોલ્યો.

"તે તારો ભાઈ હજુર બરાબર ચાલતો કેમ નથી? મારી પાસે એક કુતરો છે જેની ઉમર પણ એક વરસની છે અને તે તારા ભાઈ કરતાં વધારે સારી રીતે ચાલી શકેછ."

"એમ છે કે. પણ તારા કુતરાને તો મારા ભાઈ કરતાં બે પગ વધારે છે."

* * *

ઘરાક—(કેમીસ્ટને) "તમો કહોછ કે આય બાલ વધારવાનું તેલ ઘણુંજ સરસ છે, ખરૂં કે?"

કેમીસ્ટ—"હા, સાહેબ, હું એક માણસને બરાબર સારી રીતે ઓલખુંછ કે જેણે આય તેલની બાટલીનો બુચ પોતાના દાંતો વડે ઉખેડયો, અને અજાયબ જેવું તો એ કે બીજેજ દીવસે તેના મોંહપર મુછ ફુટી નીકળી."

# "એવારે દિવસો તે ક્યારે આવશે?"

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને." (એ રાગ.)

(ગરબી.)

(૧)

એવારે દિવસો તે ક્યારે આવશે?
ભુલી જઇશ સંસારતણું હું ભાનજો;
ભેદ ટળી જાતાં સ્થિર થઇશ હું બ્રહ્મમાં,
પરિબ્રહ્મની ભક્તિનું કરીશ હું પાનજો. એવારે૦

(૨)

અળગા થાશે વિષય વિકારો અંગથી,
અળગો મનથી ટળશે સંસારજો;
માત પ્રમાણે દેખીશ સઘળી માનુંની,
વિનાશકારી જાણીશ વિષય વિકારજો. એવારે૦

(૩)

પોતાના સરખાં જાણીશ સહુ પ્રાણિને,
મનમાંથી કાઢી નાખીશ હું મોહજો;
અંતરમાં આનંદની છોળો આવશે,
દિલ દરિઆમાંથી ટળી જશે દ્રોહજો. એવારે૦

(૪)

ચિત્તમાંથી ટાળીશ સંસારની ચાહના,
મોહ મમતના કાઢી નાખીશ મૂળજો;
લાલચ, લોભ વિકારો વિષ સમ લાગશે,
સંશયને ભ્રાંતિનું ટળશે શૂળજો. એવારે૦

(૫)

પ્રિતમની સંગાતે બાંધીશ પ્રિતડી,
દષ્ટિથી વિકાર થશે સહી દૂરજો;

પંડે તલાઈશ નહિ પ્રવૃત્તિના પૂરમાં,
નજરેથી નિરખીશ નિવૃત્તિ નૂરજો. એવારે૦

(૬)

સાક્ષિરૂપ થઈ બેસીશ હું સર્વદા,
ઉરમાંહિ હું સદા રહીશ ઉદાસજો;
પ્રિતમની સાથે જોડીને પ્રિતડી,
રસિયા સાથે રંગથી રમીશ હું રાસજો. એવારે૦

(૭)

ભોજનની કાઢી નાખીશ હું ભાવના,
સમુળગા કાઢીશ જીહ્વાના સ્વાદજો,
વૃત્તિ રાખીશ રાત દિવસ વૈરાગમા,
નીતિને ભક્તિનો રાખીશ નાદજો. એવારે૦

(૮)

અસંગ થઈને રહીશ પછી એકાંતમાં,
સગાં કુટુંબનો ઓછો કરીને સ્નેહજો;
શોધ કરીશ હું સ્નેહે નિજ સ્વરૂપની,
ને પ્રભુની સાથે બાંધીશ નેહજો. એવારે૦

(૯)

અભેદવાદી થઇને હું આનંદમાં,
રહીશ 'ભવાની' હું તો દિન ને રાતજો;
સાંપડશે શાંતિની સંપત્તિ સ્હેજમાં
ને પછી મળશે મુજને અભય નિરાંતજો. એવારે૦

(ભવાનીશંકર નરસિંહરામ કવિ.)

# નવાં સાલના સબકો.

લખનાર—માણેકજી ફરામજી ચુનાવાલા.

ધાર્મિક શ્રદ્ધા એ નૈતિક મોતેબરીનો મુસ્તકીમ પાયો છે જે ઉપર કુટુંબ, કોમ, દેશ, અને તમામ ઈનસાન્યત ખુશાલી તેમજ અમર્ગીની રોશનમય ઈમારત રચાય છે, અને માણસાઈ ખવાસને ખીલવી તેનાં આચરણને નુરેમંદ બનાવે છે.

એવી શ્રધ્ધા સમેત જ્યારે સ્વચ્છ મન તથા સાદાં નિર્મળ અંતઃકરણનો જોશ ભેળાય છે અને સચાઈનો શ્રેષ્ટ ટેકો સહાય થઈ શકે છે ત્યારે ધર્માંધપણાંની હાનીકારક બુરાઇ ગાયબ બની જઈ ખરી ખુબીવંત ઉંચ ફીલસુફી રાસ્તીના સરલ-રાહ તરફ આપણાં જીગરને દોરવી લઇ જાય છે.

તમામ જગતનો રોહુ કોઈક ગેબી રવેશે બિન અટકાવ ઘસ્યો રહયો છે અને તેમાં મનુષ્ય જાતીનું કર્તવ્ય કાંઈ અણદીઠ પાત્ર ભજવી રહયુ છે. એ બાબેનો વિચિત્ર ઉંડો ભાવાર્થ ખોળી કાઢવાનુ કાર્ય ધર્મશાસ્ત્રીઓ, ખુદાશનાસો, તથા ફીલસુફોનું છે, લેકીન એનો બીલકુલ મનમાનતો ખુલાસો મળવા પામ્યો નથી, છતાં આપણા દિલની કોઇક છુપી લાગણી આપણને ચેતવે છે કે નેક વિચાર, નેક વચન ને નેક કૃત્યનાં સિદ્ધાંતમાં ઝમાનાઓની તમામ ફીલસુફી, અનેક ધર્મોની એકજ ખરી સાદી સચાઇ, તેમજ મીનોઇ અમર્ગીનો અખુટ ભંડાર ભર્યો છે. જેઓ એજ માત્ર એક કાયદાને ચુસ્તપણે કબુલી તે મુજબ પોતીકી જીંદગીનું સાર્થક સાંધે તે આ જેહાંનની ગમે એવી બહારની દેખાઈતી દરીદ્રતા કે સંકટોના વમળમાં ગીંટળાયા છતાં આયંદે અંતઃકરણનું સર્વોતમ સુખ પામી બહેસ્તનો તોશો હાંસલ કરી શકે.

બુઝોર્ગ દાનેશમંદ મર્દોની દાનાઇપર ગંભીરાઈ ને વિચારથી દર્યાફ્ત કરી તેઓની જીંદગીના અનુભવી બનાવો ઉપરથી ધડો લઈ આપણી જીંદગીને સુંદર ને ખુશાલ બનાવવી એ આપણો ખરો ધર્મ છે.

આપણી કોમની પુરાતમ તવારીખના અનેક ઝળકતા સફાઓ નિરંતર યાદ કરતા રહી હાલની કોમી સ્થિતિની આર્થિક, ધાર્મિક, તેમજ નૈતિક બહેતરી બાબે યોજનાઓ રચી કોમની કીર્તિને ઓર દિપાયમંદ બનાવવી એ હરેક કોમ સેવકની આઇન ફરજ છે. અસલ રાજકિય તવારીખની યાદ આપણ વચ્ચે બ્હાલથી જાળવી રાખી આપણાં દિલને હુંફાળાં રાખવાં એમા આપણાં અસલી નામચીન વડવાઓ તર્ફની ફીદાગીરી તથા માન સચવાઈ જાય છે.

કોમના પછાત, અજ્ઞાન, કે નિર્ધન કચડાયલા વર્ગ તરફ પુર કાલજી રાખી તેમને દરીદ્રતાને સંકટોની હાથમાંથી મુક્ત કરવા પાછળ હરપળ મઠવું, અને તેમને ઉદ્યોગી, પ્રમાણિક તથા કોમને ઉપયોગી બનતાં શીખવવું એમાં ખુદ કોમ-

નીજ બહેતરીનો મુખ્ય અંશ સમાયલો સમજવો. અજ્ઞાનોને જ્ઞાની બનાવવાં, મુફલેસોની મુશકીલી ટાળની, અધમીઓને સબુરીવંત બનાવવાં, આળસુ હરામખોરોને ઉદ્યમી થતાં શીખવવું, એ દરેક કેળવાયલાં નરનારીઓની ફરજ છે.

દુરાચરણી ફતવાઓ સામે જીહ્કડ ઉઠાડી સત્યના બળથી તેમનો પરાજય કરવો એમાં ખરૂં શુરાતન ને મર્દાન્ગી સમાઇ જાય છે. માટે દ્રઢ મન કરી બેફામ મગજો જેઓ દુનિયાઇ લાલચોનાં ફાંદામાં ફ્રગી લીન બની રહયા છે તેમને બીદાર કરી ખરી હાલતથી વાકેફ કરી સાદી અક્કલથી જીંદગી ગુજારતાં બનાવવાથી પાછળ હઠવું નહિ.

ખોટી મગરૂરીની ગુમરાહીમાં ફરતા ભલભલા શાહનશાહો, દીલસુફો, ને ધર્તી ધુજાવનારા પહેલવાનો ખુદાના હુકમ આગળ લાઇલાજ બની જોતજોતામાં નાશ પામ્યા છે, અને આ તકલીફી જેહાનથી બેમાલુમ થયા છે, તો હે બંધુ તેમના કાંહાણી કીસ્સા સાંભળી ધ્યાન ધરી તું તહેંકરાર ને મીર્ફ જાુઠા ઇતરાટથી બાઝ આવજે, નહિંતર બે પળની બેફામીમાં તારૂં જે 'સર બેફીકર ઘુમી રહ્યું છે તેજ અચાનક કયે પણ વખ્ત ધડથી છુટું બની તને ખાક ચાટતો કરશે.

બુઝોર્ગીનાં તેજ તરફ માનની નીગાહ ફેરવજો. જેવાનીનું ઉછાછળું જોશ કાંઇ હમેશનું ટકતુ નથી જો નમનતાઇનો સબક જીંદગીની શરૂઆતમાં ગ્રહણ કરશો નહિ તો તમારી બુઝોર્ગી આવતાં અને કમતાકાતીનો ગલ્બો થતાં દુનિયાથી તમો હીણાશો. નમ્રાશ ને સાદાઇનાં મિશ્રણથી તમો કુલ ઇનસાન જાતને લાયકના થયલા લેખાશો, અને તમારી કેળવણી તથા સુધારાને જેબ આપશો. તમારી ખરી મોટાઇ કાંઇ તુંદાઈ તુમાખમાં આવી જતી નથી, લેકીન તમારાથી વડાઓનાં પેશ પડતાં શિક્ષણો પર ગૈર કરી તેમને અખત્યાર કરવામાં તથા તમારેથી નાનાં હલકી પદ્દીનાં કે અજ્ઞાનીઓને ખરે રાહે દોરવવામાં સમાય છે, એટલું ખુબ યાદ રાખજો.

તમારો વખ્ત અમુલ્ય છે, ટુંકો છે, પાછો ન આવી શકે એવો છે, માટે તેનો બનતો સદ્‌ઉપયોગ કરજો ? કે જેને પ્રતાપે તમો બીજાઓનાં મનને ખીલવી શકો. ફાલતુ જણાતા અંયામમાં ગરીબોનાં સંકટો હર પ્રકારે ટાળી શકશો કે જેનાં કાર્યો સખાવતી ગણાશે. સખાવતની મુળ મતલબ જો સાચવવીજ હોય તો દુનિયામાં તમારા સખાવતી ગુણો માટે ઢોલ તાસા વગાડવાની કાંઇએ જરૂર નથી, પણ જ્યાં જયા દુઃખ વિપત્તી વરસી રહી હોય ત્યાં ત્યાં તમારો સખાવતી દસ્ત એની રવેસે લબાવો કે લોકનું તારણ થતાં સાથ ખુદ તમારી અંતઃકરણની લાગણી અપૂર્વ સંતોશ પામે.

હરરોજ તે મહાનામી કીરતારની અપૂર્વ માયા ને ગોટાઇની સીફતમાં મશગુલ બનજો અને તે મહાજ્ઞાની સર્વશકિતમાન પેદર તમને જે કીમતી બક્ષેસો કરી છે તે નવજેશોનો યોગ્ય ઉપયોગ કરી તેની ખલકતની એક સર્વોત્તમ પેદાશનાં નામને જેબ આપનારા નીવડજો.

"અથ જમ્યાદ યથ આફ્રીનામી."

# બુચ વિષે જાણવાજોગ.

લખનાર—મીસીસ મહેરબાનુ ફીરોઝશાહ એડનવાળા.

———:o:———

બુચ ઘણાં અસલના વખતથી જણાયલી ચીજ છે ઘણા અસલનાં લોકો એનો ઉપયોગ કરતા હોય એમ જુનાં લખાણો ઉપરથી જણાય છે.

પ્લીની નામનો જાણિતો લેખક કહે છે કે બુચનો વપરાશ રૂમનાં માછીમારો, માછલા પકડવાની જાળ આગળ તરતા છોડવાના તકતાઓ કરતા હતા.

રોમનો તરવાનાં હુન્નરમાં બુચનો ઝાઝો ઉપયોગ કરતા, અને બોહુયાં સઉ એની બનાવતની મદદથી ઉભા કરવા લાગ્યા હતા. જ્યારે ફ્રેંચ લોકોએ ઘેરો સ્થાપવા માંડયો ત્યારે કેમીલસ નામનાં રોમન વડાએ સેપાહીને બુચની બનાવતના પહેરણો પહેડાવી નદી ઓળગી તેની સામાં મોકલી આપ્યા; અને બુચના નાહનાં નાહના ટકાઓ ધરી રાખી તે લશકરીઓ ટઈબર નદી ઓળંગી ગયા.

પગની પાવડીઓ બનાવનારા રોમનો અગાઉ મોટી ઉચી પાવડી ઘડતી વેળા બુચનું એક ઘણું જાડુ પડ પાવડીને તળયે ઠોકી ઉંચી થવા ચાહતી રોમન સ્ત્રીઓને ઉંચા દેખાવની કરવાને ઠીક મદદગાર થઈ પડે તેમ બનાવતા

અસલ જાત જાતનાં દારૂઓ પીપોમા ભરાઈને વપડાતા પણ જ્યારે બાટલીઓ નિકળી ત્યારે તેને બુચ દેવાનું કામ પહેલા જેડી મકનાં પોચાં લાકડાંનાં ઘડેલા કટકાઓથી લઈ ચલાવવામાં આવતું નોધાયુ છે; અને તેમ હજીબી ઘણાંક નોથ અમેરીકન મુલકોમાં બુચની ગેરહાજરીમાં એજ ચીજન બાટલીનું મોંહડું બંધ કર્યામા વાપડવામાં આવે છે. જ્યારે કાચની બાટલીઓનો વેપાર ઘણોજ વધી ગયો ત્યારે બુચ તેનાં મોંડડાંનાં ઢાકણ તરીકે તૈયાર થઈને વપડાવા લાગ્યો; ત્યારેજ બાટલીના સગવડકારક સહેલ ઢાંકણ તરીકે બુચ જાહેર થયેલી.

ઇન્ગ્લાંડમાં પહેલવહેલો બુચ કયારે લાવવામાં આવ્યો તે વીષે કોઇ લખી કે જાહેર કરી શકતુ નથી; પણ શેકસપીએર એક ઠેકાણે લખાણુમાં લખે છે કે "મહેરબાની કરીને તારા મોંહડાને દીધેલો બુચ ખોલ કે જેથી તેમાં ભરેલાં મદ્યમનો પ્રવાહી હું ગળી જઈને મારી ઉરાસાને તુપ્ત કરૂં. યાને તારી ખબરો જાણી મારૂ મન નિરાંત

પાડુ" શેક્સપીઅરનુ. એ બુચને લગતું લખાણ "As you like it" નામનાં નાટક માંથી જડી આવે છે.

પાણી અને હવા વચ્ચે અંતર રાખવાનો એક અજબ ગુણ બુચ ધરાવે છે; તે ઉપ્રાંત વળી દારૂમાં કે કોઈબી બીજી બનાવતોમાં એનો ખવાસ ઢાંકણ વડે ઉતરે છે. તે બીલકુલ બી નાપસંદ કરવા જોગ હોતો નથી. વળી બુચમાં જે દબાવાનો સંકોચાવાનો ગુણ છે તેવો બીજા કશામાંબી હોતો નથી, જેથી એને બાટલીનાં મોહડાં ઉપર મજબુત બેસ્વાને ઠીક કામ લેવામાં આવે છે. એક વખત બરાબર મજબુત બેસાડયા પછી અંદરના ગાળામાં તે પાછો એવો ઘટટી હદમાં ચપટો થઈ જાય છે કે જેથી અંદરની પ્રવાહી જરાકે બાહાર આવતી નથી; કે નથી અંદરનાં વાસને બાહાર છટકી જવા દેવામાં આવતો.

બુચને કાપી કાહડતી વખતે વધેલાં છાલ છોડાંની બીજી બહુ બહુ ઉપયોગી ચીજો બી બને છે; તેને છુંડીને બારીક ભુકો કરી તેને ઈંડયા રબર સાથે મેળવી દેવા પછી તેનાં જમીન ઉપર પાંથરવાનાં કટકાઓ બનાવવામાં આવે છે જે બીજાં કપડાંનાં કટકાઓ કરતાં ઘણાં વધારે ચાલે તેવા ટકાઉ બને છે. બુચનાં મોટલો ઘાટ ઘટમોવાળા પુટલાંઓ કોરવામાં આવે છે. સ્પેનીશ કાલો રંગ બળેલા બુચમાંથી બનાવવામાં આવતો કહેવાય છે. બુચના આધારોનાં ભરૂસાપુર્વક ટેકાથી છોકરાઓ તરવાનો હુન્નર અખત્યાર કરી શકે છે. લાઈફ બોટવાળાઓ બુચનાં કુરતાંઓ, બદીઓ પેહેરતા જણાય છે; અને જ્યાં બુચની આયપત ઘણી હોય છે ત્યાં હાંડા બાલડીઓ પણ તેમાંથી બને છે; ઘરનાં છાપડાંઓની કોરોબી બુચથી જડી લેવામાં આવેલી સંભલાય છે. અને સર્વથી અગત્યનુ અને ખપનું તો કે આપણા પગને સદા સુકા રાખવાને મોજાની જોડ બુચની બનાવેલી હોય તે છે

એ માટે લીનકનશીયરમાં એવી માન્યતા છે કે બુચમાં એવી શકિત છે કે તે આંકડાં આવવા દેતો નથી: જો ગડેલું અને ચાદરની વચમાં તેનું પડ પાથર્યું હોય તો જેઓને આંકડાં આવવાની આદત હોય તેઓને મોટો ફાયદો થાય છે; અગર જો લાંબી પાટલી ચાત્રીઓ કાપી બુચની અને પછી રેશમી પટ્ટીની અંદર સીવી લીધી હોય તો તે ગારતર પગ ઉપર પહેરતાં ટેટાંનાં આંકડાવાળાંઓને મોટી રાહત આપે છે.

બુચ એ એક નર્મ ઈલાસ્ટીક માફક ચોડોક ખેંચાઈ શકાય તેવો, ઓકનાં ઝાડ મિસાલ ઝાડોની છાલનો પ્રદાર્થ છે. એની પેદાયશ ઘણે ભાગે ફ્રાંન, ઈટલી, અને સ્પેનમાં હોય છે, પણ પોરચુગલમાં તે વધારે સરસ બનાવવાનો ઉગે છે; એનાં ઝાડનું લાકડું બાલ્યા સિવાય બીજા કશા પણ ઉપયોગમાં આવતું નથી.

---:o---

# સદા બાળ નવરંગ રહો તું અમર !

બાળ નવરંગને કવિ આદીલના આશિશ.

(બએત)

ઝળકતા દિવસની સળકતી વધાઈ,
તુને આપુ અય બાળ વાહુળાં મનાઈ.
ઝળકતી સગનવત સુખની સહુવાર,
કરે તુને આંમીન પરવરદેગાર.
દોઆ પર કસું આજ મારી કમર,
સદા બાળ નવરગ રહો તું અમર.
૧.

ખુદાવંદે ગેતી મદદગાર તુંજ,
ઝમીન ને ઝમાનો બનો યાર તુંજ.
ફરીશતા નિગેહબાન તારા બનો,
ને રેહેમતના આવિંદ સિતારા બનો.
સરે તારા ડાહપણની ઉડજો ચમર,
સદા બાળ નવરગ રહો તું અમર.
૨.

કલમ કેરી કીશતીમા બેસી મગર,
સાહીત્યનો તરજે સમુદ્ર ઝબર.
સદા શારદા કંઠ પર તુજ રહે,
સુખનની સરિતા ઝબાંથી વહે
પ્રતિષ્ટાના પુષ્પે પ્રતિદિન પમર,
સદા બાળ નવરંગ રહો, તું અમર.
૩.

સદી બાર પર નેવુંનુ આજ સાલ,
તનો મન ને ધનથી કરે માલામાલ.
ફ્રોગર તુને બસ ફતેહમંદ કરે,
ભલી તુંજ મુરાદોથી દામન ભરે.
ભલી ચાહે આદીલ હમેશાં સમર,
સદા બાળ નવરંગ રહો તું અમર
૪.

# બંદીખાના.

A prisoul .. ... ... the hated name.
Famines metropolis the sink of shame,
A nauseous sepulchre, whose craving womb
Hourly inters poor mortals in its tomb.

Tom Brown.

કવિ કહે છે કે કારાગ્રહનું ધિક્કારયુક્ત નામ ભૂખમરાની રાજધાની અને અપમાનનો સાર છે. એક ત્રાસદાયક મસાણ ભૂમી છે, જે પોતાનાં વખવખતાં પેટાંમાં દર કલાકે ગરીબ મનુષ્યોને કબરવાસ કરે છે.

પ્રાચીનકાળમાં બંદીખાનાં આ વ્યાખ્યાનો પડઘા પુકારનારાં હતાં. ગુન્હેગારો અને અપરાધીઓ, સમાજીક કાયદા તોડનારાઓ કાં આપ ખુદ ગજાઓની ઇતરાજી પામેલાંઓને એક મરખાં ગોંધી રાખવાના સ્થલ તેને તુરંગ કહેતા. તે વેળા કેદની અવધ ટુંકી રહેતી હતી, કેમકે ઘણા ખરા અપરાધીઓનો સૂળી કાં ફાંસીએ ચઢાવી નીકાળ કઢાતો હતો જ્યારે બીજાઓ વેહલાજ ગંદવાડ અને અસ્વચ્છતાનાં અનિવાર્ય પરિણામ રોગ, વ્યાધીમાં સપડાઈ માર્ગ લાગતા હતા.

કેદીઓનાં ખોરાકની કશી જતન હતી નહિ. પાણી ગોટભર અપાતું અને કાચું પાકું અન્ન ભૂખ નહિ ભાંગે એવા ભુકલામાં ફેંકાતું હતું. જાતીના ભેદ સચવાયા વના સ્ત્રી પુરૂષોનાં સામટા ટગળાવાળી અંધારા ગારોમા ગરક કરતા હતા, જ્યાં હવા કે ઉજાસનો ઓળો ઠીક પડતો હતો નહિ. સુકાં ઘાસના બિછાણા પાથરી અપાતાં હતાં, જે દીવસો સુધી એમના એમ પડી રહેવાથી દુર્ગંધ ઉઠી રહી. રોગના જંતુઓથી ભરપૂર ભરાનાં હતાં. ઘરડા, જુવાન, ઘેલાં, ડાહ્યાં, ચોર, ગુનેહગાર, ભૂલેલાં કે પાપી સઘળાં સામટાં સબડતાં હતા, જેઓ પશુથી હીણ દશામાં આપસ આપસમાં વઢવાઢ, નિર્દય રખેવાળોનાં ત્રાસ, અઘોર અંધકાર અને દુષ્ટાત્મા હોય તેથી બદતર પજૂતા અને પાપમાં ડુબ્યા રેહતાં જે નાહેથી મોહતેજ છુટકારો પામતા હતા. આશરે ૪૦૦ વર્ષ પૂર્વે ઇટલીનાં ફ્લોરેન્સ અને પાઇસા શેહરોમાં વૈદક વિદ્યાનાં અભ્યાસીઓને કેદીઓ આપી દેવાતા હતા, જેઓ પ્રયોગ માટે તેમને જીવતા ને જીવતા જરાએ બો વના ચીરી વાઢી નાખતા હતા.

એવી હૃદય ભેદક પરિસ્થિતિથી ઘવાઇ જોન હાવર્ડ નામે એક પરગજુ અંગ્રેજે, પોતાનાં દેશનાં બંદીખાનાઓ સૂધારવાનું માથે લીધું. તેને એ વિચાર કેવળ આકસ્માતિક સૂઝ પડયો. ઇસ્વી સન ૧૭૬૮—૬૯ ના વર્ષમાં તે જળમાર્ગે પોરચ્યુગલ જતો હતો તેટલે તેનું વહાણ ફ્રેન્ચ લોકોએ સપડાવ્યું અને લૂટતા હતા એટલા

બધાને ઘસડી ગયા અને પોતાને દેશ લઈ જઈ એક ગંધાતા અંધારા ગારમાં પૂર્યા, જ્યાં, ભૂખ, તરસથી ટવળાવી તેમનાં ઉપર ભારે દુઃખ પાડવામાં આવ્યું. સરદ ઠંડી ભોંય ઉપર ઘાસનાં સડેલા બિછાણાંમાં તેમને રાત કાઢવી પડતી હતી જેમાંથી નીકળતી દુર્ગંધે તેઓ અધમુવા થઈ જતા હતા. કેટલાક દીવસ એમ મ્હા કષ્ટે કાઢયા પછી હાવર્ડનો છુટકારો થયો; જ્યાંથી ઇંગ્લંડ આવી તેણે તુરતજ કેદખાનાંઓનાં સૂધારા ઉપર લક્ષ ચોટાડયું અને તમામ જીવન પર્યંત એજ શ્રમને વળગી રહી દેશ પ્રદેશ ચળવળ જગાડી બંદીખાનાંઓને સુઘડ, મર્યાદશીળ રહેઠાંણોમાં ફેરવી નખાવવા પ્રાણ પટકયો.

પ્રથમ તેણે પોતા જોડેનાં સાથીઓને છુટા કર્યા અને ત્યાર પછી દેશ વિદેશનાં બીજા કેદીઓની દશા કેવી હતી તેની તપાસ કરી. તેને માલમ પડતું ગયું કે ઠેકઠેકાણે વધતી બદતર હાલત હતી. ખુદ તેનાં પોતાનાં દેશ ઇંગ્લડમાં એવું અઘોર અંધેર ચાલતુ હતું કે દુરના પરદેશો સૂધારવા જાય તે પહેલાં ત્યાં સ્વદેશમાંજ સૂધારો કરવાનું વધતું યોગ્ય થઈ પડે.

થોડુંકમાંજ તે બેડફર્ડ પ્રગણાંનો "હાઇ શેરીફ" (મુખ્ય અધિકારી) નેમાયાથી એ દીશામાં વધતી સવળતા મળી. તેની તપાસ તળે આવતા અપરાધીઓની તુરંગમાં શી અવસ્થા થતી હતી તે જાતે જઈ તેણે તપાસી અને ત્યારે જે દયાજનક હાલત તેની દૃષ્ટિ સામે પલેપલ ઉઘાડી પડતી ગઈ તેનાથી તેની આખી જીંદગીનુ એકજ કાર્ય બંદીગ્રહો સૂધારવાનુ ઠરી ચુકયું, પ્રગણાં પછી પ્રગણાં તેણે ખોળી વાળ્યાં અને ખુણે ખુણાંમાથી માણસ ઉપર વરસતી પશૂથી અધિક કંગાળયતની બારીક વીગતો એકઠી કરી ૧૭૮૪માં State of Prisons (બંદીગ્રહોની સ્થિતિ) એ નામનુ એક દલદાર પુસ્તક બાહર પાડયું જે અત્યાર સૂધી યાદગાર રહેવા પામ્યું છે.

દેશની સરકારનું ધ્યાન હવે એ ભણી ફરજ્યાત દોરાયું અને બંદીખાના માટેનાં ખાસ કાયદાઓ અજવાળામાં આવ્યા. પ્રથમમાં, તુરગ અને તેનાં રખેવાળનાં નીભાવનો રાજ્ય તરફથી કશો બંદોબસ્ત હતો નહિ. છુટાથયેલા કેદીઓ ઉપર તેનો બોજ નખાતો હતો અને રખેવાળો મન ભાવે એવી જુલમ જાસ્ની કરી પોતાનું ફોડી લેતા હતા. એ ગેરવ્યવસ્થા હાવર્ડનાં શુભ યત્નોથી દુર થઇ શકે તે પેહલાં તે પરોપકારી નરને મોટી જેહમત વેઠવી પડી હતી. આમની સભા (House of commons) માં તેની ઉલટ પાલટ તપાસ ચાલી અને તેણે ખાતર જમા થાય એવી રવેસે પોતાની દલદાર નોંધપોથીઓમાંનાં નજરે જોયલા દેખાવો રજુ કરી પગારદાર રખેવાળો રાખવાની જરૂર દાખવી ત્યારે તેને એવો એક દાખલો શોધી લાવવાની એલ્નેમાસ થઈ. એ તેણે તુરતજ ઉપાડી લીધી, પરંતુ, યુરપનાં એકે શેહરમાં તેને એવો કોઇ દૃષ્ટાંત મળી શકયો નહિ. એમ છતાં હિમત ન હારી તેણે એ અને એજ દીશાએ પ્રયત્નો ચાલુ રાખ્યા અને રાજ તરફથીજ બંદીગ્રહોનો નિર્વાહ થાય એવી વ્યવસ્થા કરાવી.

એ ભલો પૂરૂષ કમભાગ્ય બંદીવાનોનાં પિતા દાખલ અમર થઇ ગયો છે. તેણે બાર વર્ષો સુધી અધું મળીને ૪૨ હજાર માઈલની મુસાફરી કરી અને ત્રીસ હજાર પાઉંડ ગાંઠેથી ખર્ચી નાંખ્યાં. બેલજીઅમ, જર્મની, હૉલેન્ડ, ફ્રાન્સ, સ્પેન, ઈટલી, રશ્યા વગેરે સઘળા દેશોમાં ફરી ફરીને અનુભવ મેળવ્યો એટલુંજ નહિ પણ અપરાધી કે નીરપરાધી નામે માણસ જોડે માણસાઇથી વર્તવાની ફરજ શીખાડી; જેનાથી બંદીખાનાનાં સ્વરૂપજ ફરી ગયા અને ઓગળતા અંધારા દુઃખ દળિદ્રતાનાં બધ્યાર ઓરડાને ઠેકાણે તંદુરસ્તીનો નીરોગો સચવાઈને બંધાયલાં ખાસ રહેઠાંણો હસ્તીમાં આવ્યાં. ત્યાં કેદીઓની જતન લેવાતી થઇ એજ નહિં પણ મર્યાદા શોભા ભરી રીતે જળવાઈ અને તેમનાં તરફની વર્તણુંકમાં નોંધ લાયક સુધારો ફેલાયો.

ભલો હાવર્ડ ગમે એવા ભયકર રોગોમાં ઘસ્યો જતો અને કંગાળપતની છેલ્લામાં છેલ્લી પંકિતમાં ફરી વળી એક સર્વોત્તમ પરમાર્થ માટે સઘળી શકિત ખપાવી નાખતો હતો. એકવાર ફ્રાંન્સનાં સત્તાધીશોએ તેમનાં કારાગૃહ બાસ્ટિલની કેટલીક વીગત બાહર પાડવા માટે તેની ધરપકડની તૈયારી કરી પણ એમાંથી છટકી જઈ શુરો હાવર્ડ ફરી એકવાર વેશ ધારણ કરી પોતાનાં કામ પૂરાં કરવા આવ્યો હતો. તેનાં વખતમાં, અમ્સટરડેમનાં બંદીખાનાં સૌમાં સારાં હતાં. તેની નકલ તેણે ઈંગ્લંડમાં ઉતરાવી તે સીવાય આખાં યુરપખંડમાં કશું બહેતર હાથ આવ્યું હતું નહિ.

અંગ્રેજીમાં કેહતી છે કે, "Charity begets charity" (પરોપકાર, પરોપકારને. જન્મ આપે છે) તે હપે હાવર્ડે ધ્યાન ખેચ્યા પછી બીજાં પરોપકારી નર નારીઓ સમય, સમયે બાહર આવ્યાં. એમનાંમાં ઈલિઝાબેથ ફ્રાઇ, સારાહ માર્ટીન, વિલિયમ મિટાબર ફોર્સ, મિસ મેરી કારપેન્ટર, મિસિસ ટેટનલ વગેરેનાં નામો તવારીખ દાખવે છે. પ્રારંભમાં એમની બારે લોક હાંસી થઈ હતી કે એઓ ખુનીઓ અને બદમાશોને પંપાળવાની અયોગ્ય, ઢોંગી સખાવત લઈ બેઠાં હતાં, પણ તેની જરાએ દરકાર ન કરતાં તેમણે પોતાનાં પરમાર્થને ચાલી રાખી એકથી અનેક પ્રજાઓમાં ફરજનું ભાન કરાવવામાં ફતેહ મેળવી હતી.

ઈંગ્લંડ દરમ્યાંન હાવર્ડનાં શ્રમોથી સારાં બંદીખાનાંઓ ઉભાં થવા લાગ્યાં તેટલે દક્ષીણનાં દર્યાઓમાં કેપ્ટન કુકની મુસાફરીથી એક નવીન દીશા તરફ, કેદીઓનો માર્ગ કાઢવા માટે, દેશનું ધ્યાન દોરાયું. જ્યાંથી "પેનલ સેટલમેંન્ટ" (કેદીઓનાં સંસ્થાન)ની સ્થાપના કળાય છે. નવા દેશોમાં, નવી વાતાવર્ણ હેઠળ, ચાલચલણ સૂધારીને સારી રાહે ચાલે તો નામની થોડી કેદી અવસ્થા પછી સંપુર્ણ છુટાપણાં સાથ ત્યાં આબરૂદાર શેહરી દાખલ ગોઠવાઇ જવાની સગવડતા કરી અપાઇ. ૧૭૮૭ માં કેદીઓનો પેહલો કાફલો ઓસ્ટ્રેલ્યા બાજી હંકરાયો હતો; જ્યાં સીડની બાતે પ્રથમ મુકામ થયું હતું. પચાસ વર્ષો સુધીક એ રીતી વિશાળ પાયા ઉપર ચાલી અને ઑસ્ટ્રેલ્યાનો તમામ મુલક કેદીઓથી ભરાઇ ગયો. પણ હવે ત્યાંની પ્રજાએ પોકાર ઉઠાવ્યો કે કેદીઓની આયાત તેમણે વધુવાર કરવી નથી. સ્ટેલ શરતોનો લાભ લઇ બેઅંદાજ કેદીઓ આવતા થયા હતા જેથી દેશની પ્રકુતિ

બગડી જવા લાગી હતી, જો કે, એથી ત્યાંનાં ઉદયોગોને મોટી મદદ મળી તે ખીલી નીકળ્યા હતા તોપણ, તેમણે પોકાર ઉઠાવ્યો કે એવી કેદી વસ્તી દેશને જોઇતી નથી.

પરંતુ, આણીગમ ઈંગ્લંડને પોતીકા અપરાધીઓનો નીકાલ લાવવાની એ સાદી સુતરી રીતી ખેંચી લેવાને ભાવ્યું નહિ. સંખ્યા ઘટાડવા માટે તેણે શરતો ભારે કરી. સ્વતંત્રતા સંકોચી લીધી અને ઓછા ફળદ્રુપ ભાગો મુકરર કર્યા, જેમાં મૉરટન બે, પૉર્ટ આરથર, ટાસ્માન્યા, નૉરફક ટાપૂઓ વગેરે સમાયા છે, જ્યાં આપણી તરફ આનડામાનનાં કાળાં પાણી જેવા ત્રાસથી કેદીઓ થથરાવેલા રખાતા હતા. એમ છતાં, એ પણ વેહલા ભરાઈ ગયા ત્યારે આફ્રીકા ભણી કેપ ઑફ ગુડ હોપ ઉપર ઈંગ્લંડે દ્રષ્ટિ કરી, ત્યાં તો એવો જબરો અણગમો ઉઠી રહયો કે એક પણ કેદી વ્હાણને પ્રજાએ લાંગરવા દીધું નહિં.

અંતમાં ઈંગ્લંડ પોતીકા કેદીઓ પોતેજ સંભાળવાની જોખમદારી સહમજવા લાગ્યું અને પ્રજા માંહેલા પારમાર્થીઓની સ્હાયથી સારાં બંદીગ્રહો સ્થાપવા ઉપર મંડયું. મિલબૅન્કની તુરંગ એજ દરમ્યાન ૧૮૧૬માં હસ્તીએ આવેલી નોંધાઇ છે.

અમેરિકાનાં સંયુકત રાજ્યોએ આ દીશામાં ઘણાક પારમાર્થીઓ ઉભા કર્યા છે, જેઓએ અપરાધીઓને એકલા ધાક, ભયથી વશ નહિ કરતાં માયા અને પ્રેમ વડે સારી રાહ ઉપર આણવાને શ્રમ આદર્યા છે. સિંગસિંગ તુરંગનાં અધિકારીઓને એ માર્ગ સુઝાડનાર મી. ઍડમ્સ નામે એક દયાળુ પુરૂષ હતો ત્યાર કેડે, કનેકટીકટની વેસ્ટબરી તુરંગનાં કૅપ્ટન પિલ્સબરીએ એજ રીતી ગ્રહણ કરી હતી. અને મેજર ગુડેલ, આઇઝેક હૉપર, પોતપોતાના વિસ્તારમાં એજ પગલે ચાલ્યા હતા. અપરાધીઓની સંખ્યામાં એથી નોંધ લાયક ઘટાડો કરી શકાયલો નોંધાયો છે. મુખ્યત્વે સ્ત્રી અપરાધીઓ માયા, મમતાનાં શિક્ષણે ઘણીક હરી લઇ શકાઇ હતી, જે, જુલ્માટથી કદી વશ કરી શકાત નહિં.

અત્યાર લગી કેદીઓને પરસ્પર સંગતથી વીખુટા કરાયા ન હોતા. પણ અમેરિકાએ "સૉલીટરી કનફાઈનમેન્ટ"–એકાંતવાસનાં કેદખાનાં—ની નવીન રૂઢી અમલમાં મેલી. ઘણાક દ્રષ્ટાંતમાં એ ભયંકર પુરવાર થઇ છે. અકેલા અટૂલો હાલે સોબતી રહીત, વાચાનો વટીક ઉપ્યોગ કર્યા વના રહયાથી મગજ અસ્થીર થવાના સંખ્યાબંધ દાખલા અજવાળે આવ્યાં છે. પૃથ્વીમાં ચોતરફ એ રીતી ફેલાઇ ગઈ પણ કેયેજ લાભકારી માલમ પડી નથી. ઇંગ્લંડ અને બેલજીઅમમાં સૌથી સારૂં પરીણામ નીપજી શકયું, પરંતુ તે વર્તાહુંકમાંજ, બુદ્ધિને લાગે વળગે ત્યાં સૂધી હાંણીકારક માલમ પડયું છે. છુટાં છુટાં ભોંયરાંઓમાં પૂરવાનો રીવાજ ન્યુગેટ, ઓલ્ડબેલી, પેનટનવિલ વગેરે બંદી ગ્રહોમાં પ્રચાર પામ્યો હતો.

સર્વથી સારો સૂધારો જાહેર બાંધ કામોમાં કેદી મદદ લેવાયાથી મળી શકયો છે. પગારદાર મજુરોને ઠેકાણે સજા ઘટાડવાની લાલચ આપી, કેદીઓને ખપમાં લીધાથી દેશને ઉત્તમ બાંધકામો મળ્યાં છે એજ નહિ પણ કેદીઓની સંખ્યામાં

મોટો ઘટાડો થઇ શક્યો છે. ઈંગ્લંડમાં ૧૮૫૯ નાં વર્ષે દર એક લાખ માણસ દીઠ કેદી સંખ્યા સેંકડે ૧૩.૪ ટકાની હતી તે ૧૯૦૩ માં ૩.૨૦ જેટલાં ઉપર આવેલી નોંધાઇ છે. ઑસ્ટ્રીયા હંગેરીએ પણ આથી નોંધ લાયક સૂધારો સંપાદયો હતો. ફ્રાન્સ અને જર્મની હજી પોતાનાં કેદીઓને બાહેરનાં સંસ્થાનોમાં કાઢે છે.

તરૂણ અને બાળ વયનાં અપરાધીઓને ફરી પાછા સારી રાહે વાળવા માટે આપણા તરફ ડેવિડ સાસૂન રેફરમેટરી છે, તે ઢપની એક વિશાળ યોજના Borstal Scheme બૉર્સ્ટલ સ્કીમ નામે પ્રખ્યાત થઇ છે, તે મામા શ્રેષ્ટ જણાઇ છે. ધંધા હુન્નર શીખવી તેમાં ફાવવાનાં માર્ગ કાઢી આપે, જેથી જડ ઘાલી બેસવા અગાઉ કુચાલો સમૂળી ખોવાઇ જાય, એવી ઢપની કેળવણી બહુ ઉપયોગી થઇ પડી છે. બધ્યાર બંદીખાના, જુલમ, માર ફાડ વગેરે કશાંથી ના વગી શકે તે આ ઢપતાં વ્યવ્હારીક કાર્યથી વાટ ભુલેલાં કમનશીઓને સમાજમાંથી હાંકી નહિ મેલતાં તેમાં પાછા ભળવાની તક આપ્યાથી, કેદી સખ્યા ઘટાડવામાં મોટે અંશે સફળતા પ્રાપ્ત થતી જાય છે.

"બાંની"

## બાનુ ડાકટરો.

અત્યાર સૂધીમાં હિન્દુસ્તાનની ઘણીક બાનુઓ વઇદાંનો અભ્યાસ કરીને ડાકટરની ડીગ્રીઓ હાંસેલ કરવા પામી છે, પણ એ જ્ઞાન ઘણો ટુંક વખત થયાંજ સ્ત્રીઓમાં ફેલાવા માંડયું છે. અસલનાં સ્ત્રીઓમાં દરેક કોમમાં ઘરનાં વડાં ઘડીઓ હાથે જાતે ઘણાક રોગોનાં મુળ અને તેનાં ઉપાયો સાદી વસ્તુઓથી કરી જાણતાં, તે વખ્તે બાનુઓ ડાકટરની ડીગ્રીઓ મેળવતી હતી નહીં.

સર્વથી પહેલી ડાકટરી જ્ઞાનની પદવિ હાંસેલ કરવાની પાઠશાળા વેલાતમાં ૧૮૭૪માં સ્થાપાઇ. ત્યારથી ઇગ્રેજ કે હીંદી કોઇબી ઓરતો વૈદક જ્ઞાનની પદવિ હાંસેલ કરવા માંડી છે. એ પાઠશાળા સ્થાપતાં પછી ટુંક વખતમાં બાનુઓને વૈદક જ્ઞાનની ચડતિ પદવિઓ લંડનની, ડબલીનની અને ડરહામની યુનીવર્સીટીઓમાં મેળવવાને દાખલ કરવામાં આવી.

અને ફેકત ત્યારથીજ સી જાતી માટે એ ધંધો ઉત્તેજન પુર્વક આગલ પડતો રહયો છે; અત્યાર વેરમાં આખાં ઇંગ્લાંડમાં એક હજારની બી સંખ્યામાં બાનુ ડાકટરો ન હશે, પણ હિંદુસ્તાનમાં? અલબતાં તેથી ઘણીજ થોડી ઓછી બાનુઓ વૈદક વિદયાની યુનીવરસીટીની ડીગ્રીઓ વાળી હોવી જોઇએ. જેમાંની ઘણીકો તો હોસ્પીટાલોમાં પ્રાઇવેટ સોસાયટીઓમાં રોકાઇ જઇને કોઇની બાંહેધરી હેઠળ ધંધો કરે છે. તેમજ વેલાટમાંબી છે. તદન સ્વતંત્ર ધંધો કરનાર બાનુ ડાકટરો, ઘણી ઓછી છે, મોટે ભાગે બાહોશ ડાકટરોનાં મોહલા ખાતાઓની ઓથમાં તેઓ રહીને ધંધો કરવાનું વધુ પસંદ કરે છે.

(મીસીસ મેહેરબાનુ ફીરોઝશાહ એદનવાલા.)

# સોપારી.

લખનાર:—"નાશાકરો કેકી."

સોપારીનું ઝાડ દેખઈતું ઘણું પટલું તેમજ સોહામણું હોય છે. એ ઝાડના ક્યારા સીલોન, મલબાર કોસ્ટ અને બીજી દરિયાની નજદીકની જગ્યા ઉપર ઘણા મળી આવે છે. ઘણું કરીને જેવી જમીન, જેવી હવા, તથા જેવું ખાતર નાલીએરીને માફક આવે છે, તેવી જમીન, તેવી હવા અને તેવું ખાતર સોપારીને પણ માફક આવે છે.

હિંદુસ્થાન સિવાય સુમાત્રા, સંદાના ટાપુઓ અને ફીલીપાઈનના ટાપુઓમાં પણ સોપારીનો પાક થાય છે. ફીલીપાઈન ટાપુઓમાં તો મજુરોને તેઓની હેલના બદલામાં સોપારી આપે છે. એ જગ્યા ઉપરથી દર સાલ ચીન ખાતે બે કરોડ રતલ સોપારી જાય છે.

સોપારીથી થતી અસર એ છે કે તે ખાધાથી થુકનું ગલવું વધે છે, પસીનો ઓછો નીકળે છે તથા જીભ, હોઠ અને બીજા ભાગો લાલ થાય છે. વળી તેથી મોઢાંમાંનો વાસ દુર થાય છે, દાંતના પારા મજબુત બને છે અને સોખારી નરમ પડે છે.

સોપારીને પાંન સાથે ખાધાથી ઘણી ધીમી પણ ખુશ કેફ ઉપજે છે. જેમ બીજી કેફી વસ્તુઓના વાપડનારને તલબ થઇ આવે છે, તેજ માફક કેડવેલે વખતે સોપારીની પણ તલબ થાય છે અને જેઓ એ ચીજ રાત દહાડો વાપડતા આવ્યા છે તેઓને એક વેળાએ ભુખ્યા રાખો તો તેથી જેટલી બેકરારી નહિ તેટલી સોપારી ચાવ્યા વગર પામશે.

કહે છે કે જે પ્રમાણે દારૂની કેફનો ઉતાર ચા છે તે પ્રમાણે અફીણની જુમ નરમ પાડવાનો સોપારીમાં ગુણ છે.

સોપારી ખાધાથી મોઢું ચીમડાઈ જાય છે તેનું કારણ એ છે કે એ ફળમાં કાથાના જેવી એક જાતની વસ્તુ છે. કાથો ઘણું કરીને સોપારીમાથી બનાવે છે. સોપારીને ગરમ પાણીમાં ઉકાળ્યાથી તેમાંનો કસ પાણીમાં ઓગળે છે, વધારે તાપ આપીને પાણીને બાફના આકારમાં ઉરાડી મુકીએ તો વાસણને તળીએ કાથો એકઠો થઇ રહેશે.

# કહેવતો વિષે વિવેચન.

(Proverbs, maxims, familiar sayings)

લેખક—કરમઅલી રહીમભાઈ નાનજીઆણી, બી. એ.

કહેવતની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી શકાય.

ઘણા લોકોના મનમાં વારંવાર સ્ફુરી આવેલો, અસરકારક ભાષામા શણગારીને દર્શાવેલો વિચાર. જનવાયકા. "The wit of one man & the wisdom of many"

કહેવતોનુ પૃથક્કરણ કરી આપણે તપાસી જોઇશું તો તેના મૂળતત્વો નીચે પ્રમાણે જણાશે.

૧. પ્રાસ, ૨. ઝડઝમક. ૩. ગમત ઉપજે એવી અતિશયોક્તિ. ૪. મ ક્ષિપ્તતા.

૧. બેનીએ જોઇ તો ઉઘાડે ન કોઇ. કરણી તેવી પાર ઉતરણી ખીમા તર તો ફાવે તેમ કર.

૨ નવરો બેઠો નખોદ વાળે. ખાડો ખોદે તે પડે. હામનેમી ઠીકરી.

૩. બે ઘરનો પરોણો ભૂખે મરે. પુત્રના લક્ષણ પારણામાંથી જણાય. કુભાર કદી આજે હાલ્લે ન ખાય.

૪. પહેલું સુખ તે જાતે નર્યા ઘર વેચીને તીર્થ કરે ગાડી દેખી લાગે થાક

ઘણી કહેવતોમા એક કરતાં વધારે મૂળતત્વો એકત્ર થએલાં જોવામા આવે છે. ઉદાહરણ. યથા રાજા તથા પ્રજા આમા ત્રણ મૂળતત્વો છે. પ્રાસ, ઝડઝમક, તેમજ મ ક્ષિપ્તતા.

હાથના કીવા હૈયે વાગે. નબર ૨. તથા ૪.
હૈયે તેવુ હોઠે. " "
હિમ્મતે મરદાન મદદે ખુદા. " "
મહુ ગત ને વહુગત. ન. ૧, ૪
ચોર કગવે વેક.
દૂધે દાઝયો છાસ ફુકી ફુકી પીએ. નબર ૨, ૩.
ખાએ પીએ ખાંડણી, કુટાઇ મરે સુપડુ. "
ભૂખે બરડો બાયે, ઉંઘ ઉકરડે આવે નબર ૧, ૨.
કેટલીક અસરકારક કવિતા કહેવત તરીકે વપરાય છે.

"વીતી હોય તે નર જાણે આણે બીજા અહકાર"
"ખાખરની ખીસકોડી અંગદ સ્વાદ શું જાણે સાકરનો."
તેજી ન મહે તાજણો, સુરો ન સહે માર.
કુવચન સતી સહે નહીં, પડ પામા પોબાર.

આદર્યાં અધુરા રહે ઔર હર કરે સો હોય
ઇતને પાઉં ફેલાઇએ, જિતની લંબી ગોડ
ઊંઘ ન જુએ ટૂટી ખાટ
ઇશ્ક ન જુએ જાત કુજાત
ભણતાં પંડિત નીપજે, લખતાં લૈઓ થાય.
જોગી જુગત જાને નહીં, કપડે રંગે તો કયા હુઆ.

પરસ્પર વિરૂદ્ધ કહેવતો

ઝાઝા હાથ રળીઆમણા. The more the merrier.

ઝાઝી ગોપાણીએ વેતર વડે. Many cooks spoil the soup.

આનો ખુલાસો એ છે કે કેટલાંક કામ એવા પ્રકારનાં હોય છે કે માણસ ઝાઝાં હોય તેમ કામ સુધરે અને કેટલાક એવાં કામ હોય છે કે માણસ ઝાઝાં હોય તેમ બગડે. ઉપર જે બીજી અંગ્રેજી કહેવત આપી છે તેનો અર્થ એ થાય છે કે રસોઇઆ ઝાઝા હોયે તો શેરવો બગડે અર્થાત એકજ જાતની રસોઇ કરવામાં ઝાઝાં માણસ કામે લગાડયાં હોય તો રસોઇ બગડે. ટીકા નીચેની કહેવતોને પણ લાગુ પડે છે.

સબસે બડી ચુપ. કચ્છી મિણીઆં મિઠી માઠ (ચુપકી સૌથી મીઠી)

બોલે તેનાં બોર વેચાય.

ઘણી ખરી કહેવતો બોધ, વિનોદ. કે દિલાસો આપનારી છે પણ કેટલીક બહુ થોડી, ઉંધે માર્ગે દોરનારી પણ છે.

"ચલનો ભલો ન કોસકો, દુહિતા ભલી ન એક."

આ કહેવત કહે છે કે એક કોસ ચાલવું એક કેદ છે. ખરી રીતે જોતાં, આપણે દરરોજ સાત કે આઠ માઇલ ચાલીએ, અથવા તેટલી મહેનત લઇએ કે કસરત કરીએ તોજ આરોગ્ય પ્રાપ્ત કરી શકીએ, બીજું કથન દીકરી પ્રતિ તિરસ્કાર બતાવે છે. દીકરી કે દીકરીઓ પેદા થાય તો શું અસલ રજપૂતો કરતા હતા તેમ તેમને દુધ પીતી કરવી? અથવા શું તે માટે આખો જન્મારો બળાપો કરવો? વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે કોઇપણ છોકરીઓ જન્મ ન થાય તો પુરૂષ બધા કુંવારા રહી જાય અને દુન્યાનો અંત આવી જાય.

બડે બડેકું દુઃખ હય, છોટે સે દુઃખ દૂર,
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ્ર ઔર સૂર,

ઉપલા દોહરાના રચનારને એટલી ખબર નથી કે તારા તો ચંદ્ર એટલુંજ નહીં પણ સૂર્ય કરતાં પણ મોટા છે. આપણો સૂર્ય એક સૌથી નાનો તારો છે.

"કાલા બાદલ ડરામણા, ઉજલા બરસ નહર." એ કથન પણ ભૂલ ભરેલું છે.

"દુઃખ આવે ત્યારે સામટુંજ આવે" આ કહેવત આપણા રોજના અનુભવથી ઉલટી છે, એકજ પ્રકારનું દુઃખ આવે ત્યારે તેની અસર લાંબા વખત સુધી રહેતી નથી. પણ કોઇકજ વાર દુઃખ ઉપર દુઃખ આવે ત્યારે મન ઉપર જબરી અસર થાય છે, અને પ્રથમ અનેકવાર એકજ પ્રકારનું દુઃખ આવેલું તે ભૂલી જવાય છે.

# "સચાઈ."

લખનાર—બાનુ પટેલ.

Be Just and fear not
Let all the ends thou aim'st at be thy country's
Thy God's and truth's.

Shakespeare.

રાસ્ત થા અને ધાસ્ની ના કર! જે સઘલી તારી ઉમેદો હોય તે તાહરા દેશ તરફની તાહરા ઈશ્વર તરફની અને સત્યતા તરફની હોવી જોઈએ.

મહાન લેખનારાઓની થોડીક સાદી લીટીઓ આપણને ઉપલાં મથાલાની પુરેપુરી સમજણ આપે છે. જે બોલ આપણે બોલ્યાં હોઈએ, જે વચન આપણે આપ્યાં હોય તે પાલવાં એ સચાઈ છે. જે આપણી આબરૂ અને કીર્તિ મેળવવા માટે તથા આપણી નીતિ જાળવવા અવશ્ય બોલવાની જરૂર છે. આપણાં બુલંદ જરથોસ્તી મજહબમાં એને સર્વથી ઉત્તમ સદગુણ ગણી તે અખત્યાર કરવાનું જગેજગ ફરમાન આપેલું છે. વલી આપણા અસલી ઈરાની વડવાઓમાં એવો વિચાર હતો કે એક છોકરાની કેલવણીમાં મુખ્ય ત્રણ બાબતો ઉપર પહેલું ધ્યાન આપવું જોઈએ. પહેલું સાચું બોલવું, બીજું ઘોડા ઉપર બેસતાં શીખવું અને ત્રીજુ તીર મારતાં જાણવું. અને આ વિચારો આપણા અસલી ન્યાયાગાનોનાં બહાદુરી તથા સચાઈ ઉપરનાં ચાહની સાબેતી છે. પરહુતાં જોડાને જે કેટલીએક નશીહતો દેવામાં આવે છે તેમાં હમેશાં રાસ્તીને ચાહવા વીશેની નશીહત ખરેખર ઘણીજ કીમતી છે.

જેમ એક નાના ઝાડના રોપાની પુરતી સંભાલ રાખી હોય અને તેને જોઈતાં ખાતર પાણી આપ્યાં કીધાં હોય તો તે ઝાડ બનીને લાંબા વખત સુધી મીઠાં ફલો આપ્યા કરે છે તેજ પ્રમાણે જો નાના બાળકોનાં મગજમાં હમેશાં સચાઈનાજ બીજ વાવો તો તેઓ ભવીશ્યમાં પોતાની આબરૂ તથા કીર્તિમાં ઘણોજ વધારો કરશે. એ સદગુણ એવો છે કે જે બચપણથીજ અખત્યાર કરવાની અગત્ય છે. અને તે માટે સર્વેની ફરજ છે કે પોતાનાં નીર્દોષ નાનાં બાલકોનાં જીગરમાં સચાઈ તરફ ચાહ તથા જુઠાં તરફ ધીક્કાર પેહેલાંથીજ પેદા કરવો. મોટાં માણસપર કાબુ રાખવા કરતાં નાહલાં બચ્ચાંપર કાબુ રાખવો એ ઘણીજ અઘરી બાબત છે. બચ્ચાંનાં કઢંગા સવાલનો જવાબ કહેવાનું અઘરૂં લાગે તો જુઠું બોલવા કરતાં બહેતર કે મુંગું રહેવું. "સેન્ટ પીયર" કહે છે કે "વાતચીત કરવામાં દરેક સવાલનો જવાબ આપવાને કોઈબી બંધાયલું નથી પણ દરેક માણસ નહી ઠગાવા તો બંધાયલું છે." અને તે શું ખરૂં નથી?

સચાઈનાં બીજ એવાં છે કે તેને એકવાર સ્વચ્છ ખેતરમા વાવો અને તેને નીર્મલ ખાતર આપો તો તે એક જબરદસ્ત દરખત ઉગી નીકળી સદાં તેનાં મીઠાં ફલ તમોને ચખાડશે.

પહાડ જેવી કઠણ જુઠાઈમાં પેવશ થઈ તેનાં કડકે કડકા ઉરાડી નાંખશે. બાલકોનાં નીર્દોષ હૈડાંમાં એ સદ્‌ગુણી દરખતનું બીજ શીખામણ રૂપી ખાતરથી જેવું ખીલી નીકલશે તેવું મોટપણે સંસારી જીંદગીમાં પડેલા અને દુન્યાદારીનાં લોભ લાલચને આધીન થયલા માણસોના જીગરમાં તે બીજ સફળ થશે નહિ. પોતાના સ્વાર્થને ખાતર નીર્દોશ બાળકોને રાસ્તીથી વેગળા જતાં શીખવવું એ શું થોડું ખેદકારક છે?

એક સફેદ કીમતી પોષાકપર એક ડાઘો પડતાં તેની સઘળી શોભા જતી રહે છે. તેમજ મુખમાંથી બોલાયલા એકાદબી જુઠા શબ્દથી ઈનસાનની આબરૂ ધુળ વલી જાય છે અને તેનાં પર કોઇ વીશ્વાસ મુકી શકતું નથી. રાજા હરીશ્ચંદ્રના વૃતાંત ઉપરથી માલમ પડે છે કે તે સત્યવાદી રાજાએ પોતાનાં મુખમાંથી બોલાઇ ગયલા બોલો પાળવાને પોતાનુ રાજપાટ ખોહ્યું. પોતાની સ્ત્રી અને પ્રીય બાળકથી જુદો પડયો અને એ ઉપ્રાંત બીજાં ઘણાં દુઃખો વેઠયાં, પણ પાછલથી એજ સચ્ચાઈને લીધે તેને તેનું રાજપાટ પાછું મલ્યું અને પોતાનાં ગયલાં સુખો ભોગવવાને ભાગ્યશાળી થયો.

જીંદગીમાં જેઓ સાચું અને સાચુંજ બોલવાનો કસદ કરી જુઠું બોલવાની લાલચ અને સાચું બોલવાની મુશ્કેલી છતાં સાચુજ બોલશે, તેઓ હીમત સહનશીલતા વગેરે સદ્‌ગુણો ખીલવી શકશે. હંમેશાં સત્યનીજ જય છે. જુઠું બોલી મેલવેલી ઈજત જ્યાંસુધી સચાઈ બહાર પડે છે ત્યાં સુધીજ ટકી શકે છે. આપણું નસીબ આપણી સાથે જુઠાઇ રમે તો તેની જરાપણ દરકાર કરવી નહિ કારણ ખચીત કરીને યાદ રાખવું કે આવતી કાલેજ તે સાચું થશે. હમણાં તે આપણને ડુબાડશે પણ આગળ ચાલતાં આપણો દહાડો ફેરવી નાખી નવી બક્ષેશો કરશે તેથી ધીરજથી સર્વે સંકટો ખમવા અને તેમાંથી સુખ મળ્યા વિના રહેશે નહિ. એક અંધારા અને વેગન જંગલમાં એક ભાગી તુટી ગયેલા ઝાડની ઉપર એક પક્ષી બેસી પોતાનું મીઠું ગાયન ગાવું શરૂ કરે તો તે એવા એકાંત જંગલમાં પણ કેટલું મધુર લાગે! તેમજ ગમે એવી જગ્યામાં પણ સચાઈને લીધે આપણો આત્મા ખુશાલ રહે છે કે જે ખોદાનું પોતાનું એક નુર છે. જેમ સુર્યનાં તેજથી ઘુવડની આંખ આંખ મારી જાય છે તેમ સચાઈના તેજથી જુઠાઈની આંખ પણ લીપાઇ જશે. સાચો માણસ હંમેશાં હીમતવાન હોય છે. આપણા મનમાં એમ નહી કહેવું કે જોયુ આજે તો સચાઈનો વખતજ નથી—સાચુ બોલ્યાથી દુશ્મની વધે છે અને જુઠા ડોળથી પેટમાં ભરઇ જઇએ તો દોસ્તીમાં વધારો થાય છે. માટે હવે સાચુ બોલવાનું મીકે ટાગી જુઠાં દોળથી બાહેર ફરૂં અને બોલતી વેળા મનમાં જુદું અને મોહમાં જુદું રાખું; એમ કહેતાં ખુબ યાદ રાખવું કે આમ ખુશીથી થયલા દોસ્તો કરતાં સચાઇથી થયલા દુશ્મનો ભલા.

મીસીસ એની બીસાંટ પોતા માટે લખે છે કે—હું હયાં તેમજ જીંદગીમાંના બીજા વખતે જુઠું બોલી શાંતી મેળવીશ નહી. સાચુ બોલવાને અગત્યતા ફરજ પાડે છે, અને જેમ જોઉ છું તેમ મ્હારૂં બોલવું પસંદ પડે યા નહી, જો તેથી વખાણ થાય અથવા તો ઠપકો મળે તે છતાં તે એકજ સત્યા તરફની વફાદારીને હમેશાં ડાઘ વગરની રાખીશ. જોકે તેથી દોસ્તીનો ભંગ થાય અથવા તો માણસ જાતની સાથ ગાંઠો તુટે તે છતાં તેને વળગી રહીશ. જો તે (સત્યતા) વેરાન જંગલમાં લઇ જાય તો પણ હું તેની પુઠે જઇશ, તે મારા પ્યારનો ભંગ કરે તે, છતાં તેની પાછલ જઇશ. જો તે (સત્યતા) મને મારી નાખશે તો પણ તેની ઉપર ઇતબાર મુકીશ અને મારી ઘોરપર આ સીવાય કઇબી માંગતી નથી કે:—"She tried to follow truth."

આપણને પણ એમજ બોલવાની કોશીશ કરવી જોઇએ. જાણીતો લખનાર ટેનીસન કહી ગયો છે કે:—"મરવા ના માગ એક સાચવટભરી જીંદગીમાં જીવ અને નાશવંત જુઠાંની સામે લડવાને તારી સાચી જીંદગીને શીખવ."

# મારા મન તરંગ.

લેખક—જીવજાન

છપ્પા

૧

જેમ વાયુ વરાળ—જેમ શેરડીને મીઠાશ
જેમ ગરમીને અગ્ની—જેમ દીપને પ્રકાશ
જેમ પુષ્પને સુગંધ—જેમ પતંગને દીપ
જેમ ઉંટને રેતાળ—જેમ ભીક્ષુકને ભીખ
વિધ વિધ પ્રિત એવી વિષે—દેખી દચકા ખાય છે
'હોમી' માને સુખ હયા—મનડું તો ખેચાય છે.

૨

જેવું ઢોલનું ચામ—સાદ તેવો આપે
જેવું હાથ વલણુ—તાલ પણ તેવો ઠાપે
જેવી ઝાડની ડાલ—છાહ્ય પણ તેવી જાણો
જેવી દરીએ ઝાલ—તેવી મછી તાણો
જેટલું ખંડીયે તેલ તેમ—પ્રકાશ આપે દીપ છે
સમાજ તણી સોબતની—મનપર અમર અજીત છે.

૩

જેમ પતંગને દીપ—જેમ શૂરવીરને શસ્ત્ર
જેમ કવિને કુદરત—જેમ નગ્નને વસ્ત્ર
જેમ ભુખ્યાને ભોજન—જેમ ચાતકને ચંદર
જેમ ચોરને રાત્રી—જેમ ગ્રહસ્થને મંદર
જેવી મન વૃતી અને—જેના જેવા હાલ છે
વિધ વિધ એ પ્રિતી વિષે—હોમી સૌ ખુશાલ છે.

૪

તેનો ધરવો શોક—જે હોય વેદ ભણેલો
તજી ધર્મનો બોધ—વિષયમા ફસેલો

ગાઠે છતે રાજપાત—ન જાણે રાય જે નીતી
પ્રજાને ટવળાત—પર નજર ના કીધી
ધન ઢગ લોટે છટા—જરી રટે ન રામને
'હોમી' ધરે શોક તેનો—જે ધુતે છે ગામને.

૫

મણી વસે સર્પશીર—ધરે ના અવગુણ તેના
વિદારી નાખે વિષ—હરે દુઃખ ને જેનાં
સાગર ધરે ખારાશ—ન ખાય કદી તે ખાંતે
કરે કોહુવાતનો નાશ—મીઠું તેનુ નીરાંતે
ધરે કવીનાઈન કડવાશ છતે—તાવ હરે છે તન તણો
'હોમી' ગુણી કયાંય વસે—ના ધરે સંગ અવગુણનો.

૬

પક્ષી ખગ ને મૃગ—બની રહેશે કુટુંબી
વન બનશે નગર—સ્વર્ગ સમ પર્ણકુટી
છાલ વસ્ત્ર રેશમ—દર્ભ બને કામ સૈયા
કંદમૂળ ને ફળ—આપશે સુખની ચૈયા
વિધ વિધ દુઃખો વિધના—લાગશે સ્વર્ગના જેવા
'હોમી' કરે હર્ષથી—જો સ્વામીની સેવા.

---

## "ભેંશ કેરાં શિંગડાં છે ભેંશ તણે ભારી શું?"

[મનહર]

રંક ઘેર જન્મ થયો, તેથી ભવ ડુબી ગયો?
પેટે પડી દીકરી પચીસ તો અકારી છે?
આંખે હોય આંધળો ને મોઢે મૂગો હોય તોય—
કહો ભાઇ તેથી શું આ જીદગી ન પ્યારી છે?
ભૂડું—ભલું હોય તોય આંતરડું પેટ કેરૂં,
ગુણીઓએ ગણી એમ જીંદગી ગુજારી છે;
દાઢી શીખ શીખ આય, બુબખો બકીજ જાય,
ભેંશ કેરાં શિગડાં શું ભેશ તણે ભારી છે?

# પ્યાર અને ધીક્કાર.

## ઇંગ્રેજી સંસારની એક વારતા.

લખનાર—M. B. V.

બ્રિટનીનાં તપતા સુરજમાં ત્યાનું નાનું ગામડું ક્વિ બેરોન અને તેની આસપાસના ટેકડાઓ ઘણો સુંદર દેખાવ રજુ કરતા હતા.

તે દિવસે માછલીની બોટોને આવતાં ઘણું મોડુ થયું હતુ અને તે મોટા દર્યાનાં કીનારા પર ઘણાં બૈરાઓ અને છોકરીઓ તે બોટોની રાહ જોતાં કોઇ ગુથતાં તો કોઇ ટાહેલાં મારતાં બેઠા હતાં.

તે કીનારાના એક ખુણામા છેક નાકે એક જુવાન છોકરી ઘણીજ ઇન્તેજારીથી તે બોટોની રાહ જોતી ઉભી હતી.

બ્રિટનીનાં બૈરાંઓ કાંઈ ઘણા ખુબસુરત હોતાં નથી, પણ આ છોકરીની ખુબસુરતી તો કોઇબી જોનારને આજી નાખે એવીજ હતી હાલમાં તેણી તડકાની રજાલથી પોતાની આંખ્યો બચાવા કપાળ ઉપર એક હાથ ઉચો ધરી ઉભી હતી ત્યારે તેણી એક પીકચર જેવીજ દીસ્તી હતી.

તેજ કીનાગની ડાબી સાઈડ પર એક ચીતારો નામે માર્કલેથ બ્રીડજ એક બીજા ચીતારા સાથે ટાહેલાં મારતો ઉભો હતો, તેનું ધ્યાન બધુ આસપાસના દેખાવ પર હતું, ઉંડા દર્યાના શાંત બ્લુ રંગના પાણી, તે દર્યાની આસપાનાસ ઘરો અને બૈગંઓના રંગ બે રંગી ડ્રેસો, એ બધાં પર તેનું ધ્યાન હાલમાં વધુ હતું.

તે કીનારા પરની બધી ઓરતોમાં હમણા સુધી તેને એકબી ચેહરો તેની પીછીને જેબ આપે તેવો યા તેને પસંદ પડે તેવો જણાયો નહી, અને એવીજ રીતે એમ તેમ નજર ફેરવતા આ પેહલીજવાર તેનું ધ્યાન તે ખુણામાં ઉભેલી છોકરી તરફ ખેંચાયુ.

તેણે તુરતજ પોતા પાસે ઉભેલા તેના દોસ્તને પુછ્યુ. "તુ પેલી છોકરીને ઓળખે છે," બાબ ?"

બૉબ લેમને તે તરફ જોયું અને તે સહેજ હસ્યો.

"હા," તેણે કહયું. "પણ તું કાંઇ તેણીનો ચેહરો ચીતારવાની મતલબથી મથન ના થતો."

"કાંય નહી?"

"કારણ તેણીએ કોઈની ચીતારાને પોતાનું પીકચર પેન્ટ કરવાની રજા આપી નથી, તેણી સાફ ના પાડે છે અને તેબી વલી સારી રીતે લાયકીથી નહી, એના જેવી તોછડી છોકરી મેં તો બીજી કોઇ નથી જોઇ."

"તેનું કાંઇ નહી. મારે એનો ચેહરો પેન્ટ કરવો છે. મેં જો બ્રિટનીની ઓરતોમાં ખુબસુરત ઓરત જોઇ હોય તો તે આએજ એક છે."

બોબ હસ્યો. "હું તને ફતેહ ઇચ્છું છું" તેણે કહયું. "હું તેણીનું નામ જાણું છું.—મારી આંન્ટ, તેણી ખુબસુરત છે ખરી પણ તે સાથે વલી મીજાજી અને મગરૂર પણ છે."

"આપણને તેણીના મીજાજ સાથ શું કામ છે? આપણુને તો ફકત તેણીનો મૉડલ જોઇએચ," માર્કે હળવેથી કહયુ.

પોતાની સીગાર ફેંકી દઈ તે છોકરી જ્યાં ઉભી હતી તે તરફ માર્કે હળવે હળવે ચાલવા માંડયું, થોડે દુર જઇ થોભતાં તેણે ઉતાવલે એક બીન સફાઇદાર રૂપરેખાનુ ચીત્ર દોરવુ શુરૂ કીધુ, તેણીનો ચેહરો ખુબસુરત હતો, તેણીનું ઊંચું કપાળ, છીણી કાળી આખ્યો, સુંદર ભરાવદાર ભવાં, અણીયાલું નાક, અને બે પરવાલાં સમ હોઠો જોઇ માર્ક તે પીકચર દોરવાની પોતાવી હોંશ મુતલગ થોભાડી શકયો નહીં.

એવામાં એકાએક તેણીની નજર માર્ક ઉભો હતો ત્યાં પડી. અને તેણી તે ઉભો હતો ત્યાં જઇ પુગી.

"તમો મારો ચેહરો ચીતારો છો," તેણીએ બબડયું, "તમે કેમ એટલી હીંમત કીધી? તમોને મારો ચેહરો ચીતારવાની રજાજ કોણે આપીચ?" તેણીએ ગુસ્સાથી તેના હાથમાની તે ચોપડી ઝુટવી લેવા ચાહી પણ તેણે તે પોતાના ગજવામાં સેરવી દીધી.

"કારણ તું ખુબસુરત છે." તેણે કહયું. "તાહરો ચેહરો એક ચીતારાની પીછીને જેબ આપે એવોજ સુંદર છે."

"તેનુ તમોને શું?" તેણીએ ડોલા ઘુરકી કહયુ. "મારી ખુબસુરતી માહરી પોતાની છે નહી કે તમોરા જેવાઓ માટે પીકચર બનાવીને વેચવા થકી—નહી!"

માર્ક સેહેજબી ગભરાયા વીના સ્થિર ઉભોજ રહયો, જો કે તેણીના આવા જુસ્સા ભર્યા બોલવાથી ઘણીક આસપાસની છોકરીઓનું ધ્યાન તેઓ તરફ ખેંચાયું હતું કે જેઓ દેખાતી રીતે રમુજ પાંમીને તેઓ તરફ આપસ આપસમાં હસવા અને માર્કની ઠેકરી કરવા લાગી.

"ત્યારે તું મને તારો સુંદર ચેહરો ચીતારવાની રજા નહીંજ આપશે?" તેણે પુછયું.

"નહી કભી નહી!"

"છોકરી, તું તદન ખાત્રી પુર્વક છે. તારા પીકચર માટે એક સીટીંગ આપવા માટે તું તારા મનને સમજાવી નહીંજ શકશે?"

'નહી, એક હજારવાર નહી!" તેણીએ પાછું ભવાં ચઢાવી કહયું. સેહેજ ચાંઇ જેવો પડેલો માર્ક પોતાની ટોપી પેહડી લઈ પીઠ ફેરવી ચાલતો થયો, હવેજ તેને જૉણ લેમન તે છોકરી માટે અણગમાંથી બોલ્યો હતો તેની યાદ થઈ,

"ફરીથી એકુ બીજી તક લઈ જોઈશું," તે ચાલતા ચાલતાં બબડયો.

બે દીવસ બાદ એક નમતી બપોરે મારી ગ્રાન્ટ, એક નાના કુતરડ્યાને લઈને દર્યે જતી હતી, કે જ્યારે ગલીના નાકા પરથી પાસ થતાં તેણીએ ઘણા મોટા અણુગમા સાથે તેજ ચીતારાને (માર્કને) ત્યાં બેસી પાછુ કાંઈ ચીતારતાં જોયો. હાલમાં માર્ક જે ચીતારતો હતો તે એક પુરાણું નાનુ ઘર હતું, તેણે તે ઘણી સારી રીતે ચીતાર્યું હતુ અને તેનું તે ચીત્ર લગભગ પુરૂ થવા આવ્યુ હતું, મારી તે બેઠો હતો ત્યાંથી પાસ થતાજ થોભી ગઇ અને તે ઇઝલ તરફ એકકી નજરે જોતી ઉભી. તે વખતની તેણીની ચુપકીદીમા કાંઇ ધમકી માલમ પડતી હતી. માર્કે તેણીની તરફ ડોકુ ઉંચકી જોયુ.

તેણીએ ઝપાટામાં એક હાથ મારી તે કેનવાસ ઝુંટવી લીધું અને તે લાકડાના ચોકટાંને પોતાના ગુઠણ આસપાસ લઈને બે કટકા કરી ઉડારી મેલ્યા,

માર્કે એક ધીરી બુમ પાડી અને તુરતજ તેણીના હાથની કાંડી જોરમાં પકડી, પણ તે ઘણો અસુરો થયો, કારણ અત્યાર આગમજ તેનું નુકસાન તો થઈ ચુકયું હતું, અને તેની મહેનત બધી ફોકટમા ગઇ હતી.

"ઓ નાના શેહતાન!" તેણે કહ્યું

"એ ઘર મારૂં અને મારા ભાઈનું છે." તેણીએ જુસ્સાથી કહ્યું, "તમોએ મારી ઉપર વેર લેવા અને મારી મજાક કરવાજ એ કીધુ છે, એ મતા મારી છે. અને તમો તેમાંનુ કાંઇપણ મેળવી શકશો નહી.

માર્ક આ તેણીનું બોલવું સાંભળી મોટેથી ખડખડ હસ્યો, હવે તેણીએ તેનો હાથ છટકાવી ચાલી જવા ચાહયું, પણ માર્કે તેણીના બને હાથો પોતાના હાથમાં પકડી તેણીને રોકી.

"તારા ગુસ્સાને આધારે," તેણે કહયું, "તું મને સાતસો પચાસ ફ્રેંકસ દેવા છે તુ તે મને કેમ ભરપાઇ કરશે?"

"એટલે તમો શુ કહેવા માગો છો" તેણીએ ગુસ્સામાંજ પુછયું.

"પેલુ ચીત્ર"—તેણે તે નીચે પડેલા કેનવાસ તરફ જોઈ કહયું,—"મને સાતસો પચાસ ફ્રેંકસ મેળવી આપતે કે જેને તેં આ રીતે બીગાડી નાખ્યું છે. તુ શુ એમ સમજે છે કે આ ઘર તારૂં યા તારા ભાઇનું છે એમ હુ પેહેલાંથી જાણતો હતો? અને અગરજો હું જાણતો પણ હતે તોબી હું એ ચીતારતેજ. કોઈબી કાયદો મને તેમ કરતાં રોકી નહીજ શકતે."

"ત્યારે તમો તે નહી જાણુતા હતા?" તેણીએ હળવેથી પુછયું.

"અલબત નહીજ, તું યા તારો ભાઈ એવા તે કીયા પ્રખ્યાત આસામીઓ છો કે મારે બધુ જાણવુંજ જોઈએ."

"ઓહ મને માફ કરો, હું ખરેજ બેવકુફ બની છું." તેણીએ હવે નીચી નજરે પસ્તાતાં કહયું.

એક મોટો ભડકો જાણે હોળવાઇ ગયો હતો. તેણીનો ગુસ્સો અને હીંમત તેણીને છોડી ગયા હતા. તેણી ઓય જમીનપર તુટી પડે એવીજ તેણીની હાલત હતી. તેણીના હોઠો ધ્રુજતા હતા અને મોતી સમાન આંસુઓ તેણીના તાજા ગુલાબ જેવા ગાલોપરથી સરી પડતાં હતાં.

માર્ક હવે વધુવાર તેણીને એમ રડતી જોઈ શકયો નહી.

"તું મને ઘણીજ સેહેલાઈથી આનો બદલો વાલી આપી શકશે, મારી."

તેણીએ ઉલટથેર ઉંચે જોયું, "ઓ કેમ કેવી રીતે?"

"અગર જો તું મને પેલા નીચેનાં ટેકડાઓપર બેસીને તાહરો 'સુંદર ચેહરો પેન્ટ કરવાની રજા આપે તો." તેણે સમજાવ્યું.

"આહ, તેઓ બધા મને જોશે અને મારી ઠેકડી કરશે. મારી સહી ભીતીઓ કારણ–કારણ મેં હમેશાં કહયું છે કે એક ચીતારાને હું કોઈગી દીવસ મારો ચેહરો પેન્ટ કરવા દઈશ નહીં." તેણીએ અચકાતાં અચકાતાં કહયું.

"કોઇ તને જોશે નહી." તેણે કહયું, "આપણે પેલાં નાકેના ટેકડાઓ તરફ જઇશું."

"હું આવીશ" તેણીએ સાદાઈથી કહયું.

ફ-તેહ, મારી ગ્રાન્ટનાં તુમાખ અને તેજ ગુસ્સા સાથ લડત લડતાં કિવ બેરોનમાં આ પેહલીજ વાર એક ચીતારાની ફતેહ થઈ હતી.

તેણે વધુ વાર તેણીને વાતમાં રોકી રાખવાની કોશેશ કરી. તે તેણીને કાંઈ પુછવા ચાહતો હતો, પણ આખરે વિચાર કરીને તે ચુપજ રહયો.

"થેન્ક યુ, મારી," તેણે કહયું "તારી ઘણી મેહરબાની, હું તારૂં પીકચર એવું તો સરસ ચીતારીશ, કે જે જોઇને મને એમ એક સીટીંગ આપવા માટે તુ જરૂરજ ખુશ થયા વીના રેહશે નહી."

"મને ખુશી થવા જેવું કાંઇ નથી, મારે તો ફકત મારૂં કરજ અદા કરી દેવું છે." તેણીએ કહયું.

"જેઓ ખુબસુરત હોય છે તેઓ મગરૂર પણ રેહવાંજ જોઇએ કે?" માર્કે ટપલો માર્યો અને હયાં પાછો તેણીને ભવાંનો ચીલ્લો ચઢાવતી જોઈ ચુપજ રહયો.

"વારૂ જેમ તારી મરજી." તેણે ટુંકમાં પતાવ્યું, 'કાલે સહવારે દશ વાગે પેલા ટેકરાઓ તરફ આવજે."

"હા મોંનશ્યોર, કાલે સહવારે દસ વાગે હું ત્યાં આવીશ." અને પોતાના નાના કુતરાને લઈને તે હવે ચાલતી થઇ.

બીજી સહવારે મારી દસ મીનીટ મોડી આવી. તેણીની આંખ્યો રડેલી અને ચેહરો ફીકકો અને ઉતરી ગયલો દીસતો હતો. માર્ક તેણીને જોઈ ખરેજ મને દીલગીર થયો.

"તું અહીં ઉભી રહેશે ?" તેણે કહયું.

તેણે જેવી રીતે તેણીને ઉભી રાખી તેવી રીતે એક બચ્ચાં જેવી તાબેદારીથી તેણી ઉભી.

"દર્યા તરફ જો; ધાર કે માછલીની બોટને આવતાં ઘણું મોડું થયું છે, અને બોટો ઘસડીને કીનારાપર લાવવી પડે છે, અને દર્યા તરફ એવાજ ખયાલોમાં નજર રાખી ઉભી રેહ કે જેમ તું તે દીવસે ઉભી હતી."

તેણીએ તેની તરફ ભવાં ચઢાવ્યાં, "બોટો મોડી આવે એ હમારે માટે કાંઇ મશ્કરી નથી, મોંનશ્યોર."

"આહ, નહી ?" તેણે કહયું, "પણ મને આબેહુબ તેવોજ દેખાવ જોઇએ છે. તારો હાથ તારી આંખ્યો ઉપર આડો રાખ અને તારૂ ડોકું સેહજ ફેરવ"

માર્ક હવે ઇઝલ કને જઈ ઉભો અને તેણીનું ચીત્ર દોરવું શુરૂ કીધું એમ એક કલાક નીકળી ગયો જે પછી વલતે દીવસે પાછું ત્યાં હાજર રહેવાની યાદ આપી તે ત્યાંથી ચાલતો થયો, અને મારી ! તેણીતો જાણે જ્યાં ઉભી હતી ત્યાંજ પથ્થર થઈ ગઇ, તેણીએ માર્કને પીઠેથી જતાં જોયો અને જેવો તે દેખાતો બધ થયો કે તુરતજ તેણી ત્યાંજ ગુંઠણે પડી પોતાના બંન્ને હાથો જોડી નીચલું બોલી.

"ઓ બરથા, બરથા માહરી પ્યારી બેહેન મને માફ કર. હું જો કાંઇ બી ખોટું કરતી હોવું તો મને તે મારી ભુલ દરગુજર કરજે." અને ત્યારે મારી ગ્રાંન્ટનાં એમ બોલવામાં શું ભરમ સમાયલો હતો અને તેણીને ચીતારાઓને નામનો ધીક્કાર શા માટે હતો તે અત્રે વાંચનારને સમજાવવાની અગત છે.

જેમ્સ ગ્રાન્ટ નામનો એક સેલર ઘણા વરસોથી કિવ બેરોનમાં પોતાની બાયડી તથા બચ્ચાંઓ સાથે રેહતો હતો, તેને ત્રણ બચ્ચાં હતાં, જે માહેલો એક છોકરો નામે હેરી અને બે છોકરીઓ નામે બરથા અને મારી હતા, તે ત્રણેમાં બરથા વડી અને મારી સૌથી નાની હતી.

હવે જેમ્સને દર્યામાંજ ફરવાનું અને વહાણ પરજ કામ કરવાનું હોવાથી તે હમેશાં ઘણો ખરો વહાણપરજ રહેતો હતો. એક દીવસ દર્યો ઘણોજ તોફાની થવાથી તે બીચારો એકાએક અકસ્માતીક ડુબી મુવો કે જે ખબર સાંભલતાંજ બીચારી મીસીસ ગ્રાંન્ટે એવાતો શોક ખાધો કે તેમાંજ તે બીચારી આખર થઇ; કે જ્યારે તે ત્રણે બચ્ચાંઓ નિરાધાર થઇ પડયાં. તે વખતે હેરી અને બરથા મજાના મોટા અને સહમજના હતા, પણ મારી ફકત છ વરસની હતી.

હવે હેરીને પણ બોટમા ફરવાનો અને માછલાં પકડવાનો શોખ હોવાથી તે હમેશાં એજ કામ કરતો અને જે કાંઇ થોડું ઘણું લાવતો તે ઉપર તે ત્રણે ભાઇ બહેનો સુખ અને સતોષથી રહેતાં. બરથા હમેશાં ઘરમાં રહી ઘર સમાલતી અને લોકોનું કાંઇ ગુંથી સીવી ભાઈને મદદ થતી. એમ વરસો ગબડી ગયા.

હવે એક નવોજ બનાવ બન્યો કિવ બેરોનમાં એક કોઇ સીડની હીલ નામનો ચીતારો આવ્યો, જેની સાથે વખત જતા બરથા ગ્રાન્ટને ઓળખાણ પડી. તે રોજ કિવ બેરોનના દર્યા કીનારાપર સાથે મળતાં ફરતાં અને વાતચીત કરતા, એમ રફતે રફતે તેઓની દોસ્તી વધી અને તે દોસ્તીએ ઘાડુ રૂપ લીધું અને મોહબત બાઝી જેમાં બેશક સીડની જુઠો દેખાવ રજુ કરતો હતો પણ બરથા ખરાજ વહાલ અને વફાદારીથી તેને ચાહતાં શીખી હતી. પેહેલાં તો તેણે તેણીને જુઠ્ઠી ઉમેદો આપી વાહી, તેણે તેણીનું પીકચર પેન્ટ કીધું, પણ ગરીબ બરથાને તે વખતે કોણ એમ કહે કે તે તો ફકત તેણીની ખુબસુરતી જોઇને તેણે પૈસા કમાવા માટે કીધું હતું. તેણે પેહેલાંથી છેલ્લાં સુધી તેણીને ચાહવાના સરયામ ઢોંગ કીધા. તેને તો કેહેથીબી અને કેમબી પૈસા મેળવવા હતા કારણ તે એક તદન ભુખરી બારસ આરટીસ્ટ હતો. તેણે જ્યારે જાણ્યું કે તેણી તો ફકત એક ગરીબ સેલરની દીકરી હતી ત્યારે તે લુચ્છો તેણીની ગમે એટલી મીનતગુજારીઓ છતાં તેણીને હાથ તાલી આપી કિવ બેરોનથી સદાના પોબારા માપી ગયો. અને તે ગયો તે ગયો.

ગરીબ બરથા, તેણીની બધી ઉમેદોનો નાશ થયો. તેણી ઘરમાંથી બહાર નહી નીકળતી અને દીનપરદીન તેણી ગળાતી ચાલી, તેણી સ્વભાવે ઘણીજ ગરીબ અને સમજુ હતી, તેણી શાંતીથી પોતાનું દુખ સહન કરતી ચાલી. બીચારો હેરી પોતાની વડી બહેનની આવી હાલત જોઈ મનમાં ઘણોજ મુઝાતો પણ તે શું કરે, નાતો તેની પાસ પૈસાનો જોર હતો, કે તે લુચ્છાની પૂઠ પકડે; તે કયાં જાય અને કયાંથી તે કમબખ્તને સોધી કહાડે. હેરી તેણીને તે દુઃખ ભુલી જવા માટે સમજાવવા અને ધીરજ આપવા ઉપરાંત બીજું કાંઈ કરી નહી શકયો, પણ એમ કયાં સુધી ચાલે? ગરીબ બરથા સખ્ત માંદગીએ પટકાઇ પડી અને એક માસ દુખ ભર્યું બીછાણું સહેવીને તેણી આખર થઇ. એ વખતે મારી, પદર વરસની એક ખીલતી ગુલાબની કળી જેવી ઉઘરી હતી, બરથાએ તેણીને જતનથી અને સંભાળથી એક માતાનાજ વહાલથી ઉછેરી હતી. બરથા પોતાના મોહુતના બીછાના ઉપર પડી પડી પોતાના દુખો વચ્ચે પણ તેણીનોજ ખ્યાલ કરતી હતી, અને છેલ્લે છેલ્લે જ્યારે તેણી પોતાનો અંત લગભગ આવી ચુકેલો સમજી ચુકી હતી ત્યારે એક દીવસ તેણીએ મારીને પોતાના બીછાણા પાસ બોલાવી પોતાના દુખની સર્વે વીગત તેણીને કહી સંભળાવી, અને તેણીની પાસથી છેલે એવું વચન લીધું કે કોઈબી દીવસ તેણીએ એક આરટીસ્ટ સાથ પરણવું નહી. તેણીએ કહયું કે "તેઓ ભરૂસાને લાયક હોતા નથી, અને આરટીસ્ટને વખાણવા અને ઉત્તેજન આપવા આગમજ હમેશાં પેહેલાં મારો વીચાર કરજે અને તેઓને ધીક્કારજે અને મારી વહાલી બેહેન, તુ કદીબી તારી પોતી

અને નિર્દોષ ચસમોએ તેઓની તરફ જોતી ના." અને મરતી વખતે હેરીના હાથમાં તે નાહલી બેહેનનો હવાલો સોંપી ગરીબ બરથા ગ્રાંન્ટ, પોતાની મધલી ફરજો જાણે પુરી કરી સદાની શાંત ઉંઘમાં સુતી. તે દીવસથી મારી ગ્રાન્ટનાં દીલમાં ચીતાગઓ માટે ધીક્કાર બેગી ગયો જેમ બરથા સ્વભાવે ગરીબ અને સમજુ હતી. તેમ તેનાથી ઉલ્ટીજ રીતે મારી આકળા સ્વભાવની બીજાજી અને મગરૂર હતી. હવે વાંચનાર સમજી શકશે કે મારી ગ્રાંન્ટે શા માટે તે દીવસે પોતાની મરનાર બેહેનને યાદ કરી માફ માંગી હતી, અને ત્યાર બાદ તેણીએ શું કીધું તે આપણે જોઈશું.

મારી, ટેકડાઓ પરથી થઈને સીધ્ધી ઘરે ગઈ, હજી સુધી હેરીને તેણીએ કશુજ જણાવ્યું હતું નહી. તેણી ઘરે પુગી પણ હેરી હજી ઘરમાં આવેલો ન હોવાથી તેણી ઘરમાં એકલી આંટા ડમકયા કીધી. તેણીને આજે કશું સુઝ નહી હતુ. તેણીએ કાંઇ વાચવાનો વિચાર કીધો પણ નહી. હાથમાં ચોપડી લઇ ખોલતાંજ તેણીને કંટાલો આવવાથી તેણીએ ચોપડી પટકી મુકી. તેણીની સાથ વાત કરનાર પણ કોઈ હતુ નહી. એક ઘરડી નોકરડી હતી તેણી તેણીનુંજ હાલ્યા કરતી હતી. આખરે મારી કાંઇ ન સુઝવાથી હેરીની વાત જોતી બારી કને જઈ ઉભી.

તેણીનું મગજ આજે ચકભમ થતુ હતું. તેણીની છાતીમા કાઈ ચોકકસ ધપકારા થયા કરતા હતા, અને બરથાનો તનાઈ ગયલો ચેહરો આજે તેણીને વધુ સતાવતો હતો તેણીએ વીચાર્યું કે હેરીને આ વાત જણાવવાની અગતજ શી હતી. તેણીતો ફક્ત પોતાથી થએલી એક ભુલનુ કરજ ફેડતી હતી, તેણીનું પીકચર પુરૂં થયા બાદ તેણીને માર્ક લેથ બીડજ સાથ કામજ શું હતું, અને એજ રીતે નકામી એક ચીનારાની વાત નીકળતાંજ તેણીની મરનાર બેહેનની યાદ પણ પાછી તાજી થશે એમ વીચારી તેણીએ હેરીને એ વીશે કાંઈ પણ જણાવાના અખાડાજ કર્યા.

ગરીબ છોકરી. કોણ તે નાદાન છોકરીને તે વખતે રોકે? તેણીએ હેરીને કહયું હતે તો ભલુજ થતે કે તે તેણીને વખતસર રોકતે, પણ તેણીનું નસીબ કાંઈ ઓરજ હતુ.

આખરે ડોવા તણાવી તણાવીને હેરી આવ્યો, અને તે તેણીનુજ નામ પુકારતો અંદર દાખલ થયો, મારી તેને સામી જઈ મલી.

"મારી ડીગર, આજે મને આવતાં ઘણું લેટ થયું, પણ શું છે મારી તું કંઇ બીમાર તો નથીની? તાહરો ચેહરો કેટલો ફીકકો પડી ગયો છે," હેરીએ અજાયબીમાં પુછ્યુ.

"નહીરે ભાઈ હોય શું, આજે જરા ટેકડાઓપર ફરવા ગઈ ત્યાંથી પાછું ફરતા તડકુ થનાથી સેહેજ તડકું લાગુ બીજુ કાઇજ નહી. અને મેરીએ સફાઇ કરી. તે આખો દીવસ સારી બેચેન રહી, પણ, તે બહાદુર છોકરીએ હેરીને કંઇ જાણવા નહી દીધુ. તે હેરી સાથ વાત કરતી ત્યારે એવી ખુશાલ રેહતી અને હસતી કે તે કશુજ જાણવા નહી પામ્યો. તે રાત્રે ઉંઘ તેણીને તજી ગઈ, અને તેણીને વધુ બેચેની લાગવા માંડી. તેણી આંખો બંધ કરી શાંત પડી

રેહતી અને ઉંઘવાની કોશેશ કરતી તો તુરતજ તેણીની આંખ્યો સામે બરથાનો ચેહરો ખડો રેહેતો અને તેણી જો ખુલ્લી આંખ્યોએ બીછાણામાં પડી રેહતી તો માર્કના ખ્યાલો તેણીને સંતાપતા હતા. હવેજ તેણી સમજવા લાગી કે તેણી તે ચીતારાના પ્યારમાં હતી. તેણીએ પોતાના દીલમાં થતી લાગણીઓ રોકવાની બહુ કોશેશ કરી પણ સઘળું ફોકટ.

"અરેરે! આ તે કેવી ક્રુર સરજત," તેણી બબડી. "હુ જે વર્ગને ધીક્કારૂ તેમાંનાજ એકને હું ચાહુંચ? જેમાના એકે મારી બેહેનનું સરયામ નખ્ખોદજ વાળ્યું. બલકે તેણીનું મોહત આણ્યું તેમ એકને હુ મારી ગ્રાન્ટ, મારો ખાવીંદ બનાવું? ઓ નહી! નહી! બરથા મારી પ્યારી બેહેન, કોઇને ખાતર નહી તો તારે ખાતર હુ માગ સુખનો ભોગ ખુશીથી આપીશ માર્કલેથ બ્રીડજ સાથ પરણવા કરતાં કિવ બેરોનના દર્યામાં પડીને મરવાનુ હું વધુ પસંદ કરીશ."

હવે તેણી કુદકો મારી તે બિછાણામાંથી બહાર આવી અને ગુઠણે પડી એક ટુંક બંદગી કરી લઇ તેણી પાછી સુવા ગઈ, જ્યારે પાછલી રાત થવા આવેલી હોવાથી અને આખી રાત કોરા ઉજાગરાની કહાડેલી હોવાથી તેણી ઉંઘમાં પડી સહવારે તેણી મોડી ઉઠી. તેણી ઉઠી ત્યારે નવ વાગવા આવ્યા હતા. તેણીએ હાથ મોડું ધોઇ લઇ ડ્રેસ કીધો અને એક કપ ચા હુંપી લીધી. હેરી તો સહવારે સકાળમાજ બોટ પર જતો રેહતો એટલે ઘરમાં તેણીને રોકનાર પુછનાર કોઈ હતુંજ નહી. દસ વાગવાને થોડોજ વખત બાકી હતો એટલે મારી પોતાની કબુલાત મુજબ તે ટેકડાઓ તરફ ચાલી. ત્યા પુગતાંજ તેણીએ માર્કને ત્યાં તૈયાર બેઠેલો જોયો.

'ઓ તું આવી?" તે ઉઠી ઉભો થતો બોલ્યો. "પણ એ તને શું થયું મારી? તારી પાછલ કાઈ ભુતતો નથી લાગો? તું એટલી ફીક્કી અને ઉદાસ કેમ બની ગઈ." તેણે અજાયબીમાં પુછ્યું.

"નહી, કાંઈ નહી, મોંનસ્યોર, મેહરબાની કરી તમારૂં કામ જેમ બને એમ જલદી કરો અને મને જવા દો. આજે મારો જીવ ઠીક નથી," તેણીએ ટુંકમાં પતાવ્યું.

"મારી મેહરબાની કરીને જરા ખુશ દેખાવાની કોશીશ કર, યાદ રાખજે કે તારી મદદ વગર મારૂ પીકચર સારૂં નથી ઉતરવાનું. જો તું પેલું સઢ જોઇ શકે છે? તે તરફ જો." તેણીએ એકદમ ફરીને તે તરફ જોયું.

"એ તો હેરીનો બોટ છે." તેણીએ કહયું, "હેરી મારો ભાઇ થાય છે, મોનસ્યોર"

એમ બોલતા તેણીના મોહ પર સેહેજ ખુશાલી અગાડી નીકળેલી દીસતી હતી. અને માર્ક તો એક ભૂખ્યાં માણસ માફક તેણીનું ચીત્ર ચીતાર્યો જતો હતો.

"હા," તેણે ચીતારતું ચીતારતાં જવાબ દીધો. "અને હું—તમો બંને એખલાંજ રહો છો કે?'

"હા. હમો બંન્ને એકલાંજ રહીએ છીએ. મારો બીચારો બાપ તો હું જ્યારે નાનું બચ્ચું હતી ત્યારેજ આકસ્માતીક ડુબી સુવો, અને મારી મા તે હેલાતાવનારી આફતસ નજી આખર થઇ ગઈ. હેરી મારા કરતા વડો છે, અને મને ઘણો ચાહે છે. એ ફોટો તેની પોતાનીજ છે, મોંનશ્યોર."

"હા, હા, પણ તું તે તરફજ જોયા કર મારી." તેણે પોતાનું કામ ચાલુ ગણતા કહ્યું. એમ દીવસો વહી ગયા. મારી રોજ નેમેલી જગ્યાએ ને નેમેલા વખતે આવતી રહી. હવે પીકચર પુરૂં થવાને એકજ દીવસ બાકી રહ્યો ત્યારે માર્કે તે પીકચર મારીને દેખાડયુ-અને પુછ્યું. "કેમ એ તને ગમ્યુ?"

"ઓ ખરેજ વખાણવા લાયક છે, મોંનશ્યોર! ખાસ કરીને આ દર્યો અને ટેકડાઓ ઘણાજ સુન્દર ચીતાર્યો છે. એવા આબેહુબ કલરો કાંઇ દરેક ચીતારાઓ આપી શકતા નથી."

"એ એકે સારી પરીક્ષા છે મારી. તે દર્યાના ચીતારેલાં દેખાવો ક્યારે જોયા છે?"

"ઓહ! કિવબેરોનમાં સેંકડો ચીતારાઓ આવી ગયા છે, અને મે તે દર્યા તરફનાં દેખાવો ચીતારતાં અને તેઓના ચીતારેલા પીકચરો ઘણી વખત દુરથી જોયાં છે."

"ત્યારે તે તેઓમાંના એકનીબી પાસ તારૂ પીકચર પેન્ટ નથી કરાવ્યુ?" તેણીએ ભવાનો ચીલ્સો ચટાવ્યો, "નહી મોંનશ્યોર, કદીગી નહી."

"કાંય નહી?" તેણે પાછું પુછ્યુ.

તેણીએ એક નિસાસો નાખ્યો "કારણ મારી બાહેનને ખાતર. બરથા ગ્રાન્ટ તેણીનાં મોહતને ખાતર મોંનશ્યોર."

"તેણીના મોહતને ખાતર?" માર્કે ડોલા ફાડી પુછ્યુ.

"હા; તેણીએ જાણે પોતાને હાથે પોતાનું મોહત આણ્યું, તેણી એક ચીતારાને ખરાં દીલથી ચાહતી હતી, પણ તે કમબખ્ત પેહેલાથી છેલ્લાં સુધી તેણીની સાથ દગો રમ્યો. અને છેવટે તેણીને એક ગરીબ મેલરની દીકરી જાણીને તે તેણીને સદાનો છોડી ગયો તે ગયો તે પાછો ફર્યોજ નહી. અને મારી ગરીબ બેહેન તે કમબખ્તના દુખે રીબી રીબીને ખલાસ થઇ ગઇ."

માર્ક એક સેકંડ અજાયબીમા તેણીને ટીકતો ઉભો "ત્યારે તેથીજ તુ ચીતારાઓને ધીક્કારે છે?"

"તેમાં તમો અજાયબ થાવો છો મોંનશ્યોર? તેણી મારી મા જણી બેહેન હતી, તેણી મ્હારા કરતાં વધુ ખુબસુરત હતી. તેણીએ મરવાની આગમજ પોતાના દુખની વીગત કહી અને મારી કને એક ચીતારાથી હમેશાં ચેતીને ચાલવાનું વચન લીધું. આહ, મારી ગરીબ નિર્દોષ બેહેન," અને હેયાં તેણીએ છોડી મુક્યું.

"પણ બધાજ ચીતારાઓ કાંઇ એવા હોતાં નથી." માર્કે ધીરે રહી કહ્યું.

"હા, મોંનશ્યોર, તેઓ બીજા બધા સાધારણ આદમીઓ કરતાં વધુ લેહરી હોય છે, તઓ એક છોકરીનું દીલ કેમ જખમાવે છે તેનો તેઓ ખ્યાલ કરતા નથી. તેઓ કીસ લઇને ભુલી જાય છે."

"પણ કોઈજ એમ કરે છે, બધાજ નહી," માર્કે પાછું ધીરે રહી કહયું.

"મોનશ્યોર, હું તો દરેક આદમીને ધીક્કારૂં છું. શીવાય હેરી, અને અને— અમો હંમેશાં ઓરતોના નસીબમાજ વધુ દુખ હોવ છે. અને તેઓજ દુખી થાય છે.

"તને કોઇએ દુખી કીધી છે?" તેણે મોગમ પુછયું. તેણીની, છુણી આંખો તેની સાથ મલી અને તેણી ફીકકુ હસી.

"હજી સુધી તો નહી મોંનશ્યોર," અને આ તેણી સરયામ જુઠ્ઠુ બોલી. તે ઉઠયો અને તેણીના બંને હાથો પોતાના હાથમાં લીધા.

"ખુદા કરેને તને કોઇબી દીવસ દુખ નહી ખમવું પડે મારી, હું ઇચ્છુ કે તને કોઇ દુખ નહીજ દેખાડે."

"થેંન્ક યુ, મોંનશ્યોર"

"અત્યાર સુધીમા તો તુ પરણી જવી જોઇતી હતી," તેણીના પીકચરવાલા ઇઝલ તરફ ફરતા તેણે કહયુ. "તુ ખરેજ સુંદર છે"

"હેરી પણ હમેશાં એમજ કેહય" તેણીએ કહયુ.

"તુ પરણવા ખુશી છે?"

ત્યાં એક સેંકડ ચુપકીદી પથરાઇ, અને પછી પોતાનું મોહું બીજી બાજુએ ફેરવતાં તેણી બોલી. 'હું ધારૂં છું, મોંનશ્યોર,' અને પછી થોડાજ વખતમાં તેણી સાહેબ સલાંમ કરી તેનાથી છુટી પડી. એક આખું અઠવાડયું વહી ગયું, જે દરમ્યાન ના તો મારી પોતાની છેલ્લી સીંટીંગ આપવા આવી યા ના તો તેણી દર્યા તરફ યા ટેકરાઓ તરફ જણાઇ, અને માર્કની અજાયબીનું શું પુછવું પડે? તેને તો આ છોકરીમા કંઈ એવું વીચીત્ર દીસ્તુ હતું કે જે તે પોતાના મનથી ઉકેલી નહી શકતો

એક ઠડકવાળી સાંહજે માર્ક દર્યા તરફ ન જતાં ગાંમડાં તરફ ફરવા નીકળ્યો, હવે એમ થોડુક ચાલ્યા બાદ તેણે સામેથી બે આદમીઓને આવતાં દીઠાં, જે માહેલી એક મારી હતી અને બીજો કોઈ ઉંચો અને ભરેલો મરદ હતો જે એક સેલર જેવો દીસતો હતો. માર્કની નજદીક આવતાંજ તેઓ થોભી ગયા.

"મોંનશ્યોર" તેણી બોલી "એવણ જેકિવ સપીરેટ ઘણે લંબાણ વખતે હાલમાં એવણ દર્યાની મુસાફરીથી ઘર પાછા ફર્યા છે. અને–" તેણી મેહજ અચકી અચકીને પાછું બોલી. "મે–મેં એવણને પરણવાનું વચન આપ્યું છે."

પણ આગે ગમ માર્કને શું થયું હતું, તે તો ટસટસ થતી આંખોએ તેઓ બંન્નેને જોતો ઉભો. તેને ચકકર આવવા લાગ્યા, પણ તુરતજ પોતાના મનપર તેણે કાબુ મેળવ્યો, અને પોતાનો હાથ તે સેલર તરફ શેકહેન્ડ માટે લંબાવ્યો કે જે તે સામા ધણીએ ઘણી મીત્રાચારીથી પોતાના જોરાવર હાથમાં લઈ હલાવ્યો.

"હું તમને જોઇ ખુશી છું," તે સેલરે પોતાની પ્રમાણીક આંખ્યો માર્કના ચેહરાપર ઠેરવતાં કહ્યું. "હું અહીંથી ગયો તે કરતાં વધુ પૈસાદાર થઈને ઘર પાછો ફર્યો છું મોંનસ્યોર. અને હવે મારીને પરણીને સુખી કરવા મારી પાસ પુરતુ છે." આટલું બોલી તેણે સેહેજ હસીને મારી તરફ જોયુ. આ વખતે માર્કને તો એવુ થયુ કે અગર જો તેનું ચાલે તો આ શખ્સ જેવા દેખાવના સેલરને જમીન ઉપર તોડી પાડી ત્યાંને ત્યાં પોહતો કરી નાખે.

મારી આંન્ટ તો એ બધો વખત હમેશ મુજબ ભવાં ચઢાવી ટટાર ઉભી હતી. "આપણે મોંનસ્યોરને નાહક આપણી વાતોથી કાયર નહીં કરવા જોઇએ." તેણીએ હુકમ પતાવ્યું. "આપણી વાતો સાથે એવણને શુ સંબંધ"

માર્કે પોતાનો હાથ તેણી તરફ શેકહેંન્ડ માટે લંબાવતા કહ્યું "હું તમો બંન્નેને સુખ ઈચ્છું છું"

તેણીએ પોતાનો હાથ તેના હાથમાં મુકયો. જે હળવેથી મેરવી દઈ માર્ક પેલા સેલર તરફ ફર્યો "તમો ઘણા નસીબવાલાં છો મીસ્તર પીરોટ" તેણે કહ્યુ. "એની સાથ માયાલુપણે વરતજો. અહીંની બીજી બધી છોકરીઓ કરતાં એ વધુ સુંદર અને સારી છે એના જેવી બીજી એકબી છોકરી નથી"

"હા મોંનસ્યોર, તમો કહો છો તે ખરૂજ છે. મારીના જેવી છોકરીઓ મળવી મુશ્કેલ છે.

મારી હવે વધુ થોભી ન શકવાથી તુરત વચ્ચે પડી.

"થેન્ક યુ, મોંનસ્યોર તમારા મારે માટેના એવા સારાં મત માટે હુ તમારો ઉપકાર માનુ છું. આવની કાલે દસ વાગે હુ તમારી આગળ આવીશ, ત્યાર પછી તમોને મારી અગત નહી રહેશે."

વલતે દીવસની સહવાર પડી કે જે દીવસે મારી આન્ટ પોતાની છેટલી મીટીંગ આપનાર હતી. તે દીવસ કઇ અજબ જેવો ઉગ્યો હતો, ઘડીમાં તડકુ તો ઘડીમાં વાદલાં ઘેરઇ આવતાં. મહવારથી ઠંડો પવન ફુંકતો હતો. તે દીવસે કિવબેરોનના દર્યાનો દેખાવ ઘણોજ ખુશનુમાં લાગતો હતો, જ્યારે તડકુ પડતુ ત્યારે તે દર્યાના પાણી ચલક ચલક થતા હતાં, અને મોજાઓ સામેના મોટા પથરાઓપર ધસારો લાવી અફલાઈ છીકાઈને પાછા ઉડાણમાં ધમડાઇ જતા. એક સુખી આદમીને માટે તે સહવાર ઘણીજ સુંદર અને ખુશનુમાં હતી.

મારી બરોબર દસ વાગે આવી અને પોતાની જગ્યા પર ગોઠવાઈ.

માર્ક તે દીવસે શાંત અને ચુપ હતો. તેણે હજી સુધી મારી સાથ કાંઈ પણ વાત કીધી નહી જેથી તે આવી તેવોજ તે પોતાના કામ ઉપર મચ્યો. થોડા વખત સુધી ચુપચુપ પેન્ટ કીધા બાદ તેણે મારી તરફ જોયું અને તેણે તેણીને પોતા તરફ ટીકટી પકડી પાડી, તેણે પેન્ટ કરવાનું પડતું મેલ્યું.

"ત્યારે તું પેલાજ કિવમ સાથ પરણનાર છે, છોકરી?"

તેણીનો ચેહરો વધતો ફીક્કો પડયો.

"હા. મોનસ્યોર."

"અને તું સુખી છે? એ તે તારા દીલથી કીધું છે?"

"મારે માટે બીજું શું છે, મોનસ્યોર, હેરીબી હવે પરણશે અને ત્યારે તે એક બાયડી લાવે તે આગમજ મને એક વર શોધવોજ જોઈએ."

"તારી જીંદગી કેવી નીવડશે?"

'હું તેનું ઘર સમાળીશ, અને તેના ઘરનું કામકાજ કરીશ. મોનસ્યોર."

"મારી! મારી!" તેણે દબાતા સાહદે કહ્યુ. તેણી ઉઠી ઉભી થઇ અને અજાયબીમાં તેને ટીકવા લાગી.

માર્કે પોતાના બને હાથો તેણીની કમ્મર આસપાસ વીંટાળ્યા પણ તેણી તો મેહેજ પણ હટી નહી. તેણી તો જાણે જ્યાં ઉભી હતી ત્યાં ચીટકીજ ગઇ હતી

ગરીબ મારી, એક તરફથી પ્યાર તેણીનું જીગર ચીરી નાખતો હતો અને, બીજી તરફથી ધીક્કારનો આતસ તેણીના દીલને બાળીને ભસ્મ કરતો હતો. તેણીએ શું કરવું અગરજો તેણી પ્યાર કબુલ રાખે તો તેણી બેવચની અને જુઠ્ઠી નીવડેલી કહેવાય અને અગરજો તેણી પોતાના વચનોને સાચી રહેવા માંગે તો તેણીએ એ પ્યાર છોડી જીંદગીભર દુખી થવું.

"મારી એવી જીદગીને માટે તું સરજાઇજ નથી. મારા ખુદા, મારી હું ઇચ્છુ છું કે હું તને હજી વધુ સમજી શકું."

તેનો ચેહરો ફીક્કો અને ઉદાસ હતો જે જોઇ મારીએ પોતાની આંખો બધ કીધી. માર્કે તેણીને એક કીસ લીધી કે જયાર એક અચાત મારી તેણી તેના હાથોમાંથી છુટી થઇ.

"બરથા આન્ટ—તેણી—તેણીએ મને ચેતવી હતી તેઓનેજ માટે" તેણીએ દબાયલા સાહદે કહ્યું.

માર્ક સરમાયલે ચેહરે તેણીની સામે ઉભો. "તેં દુવા માગી હતી કે કોઇ મને દુખી નહી કરે અને હું દુખી નહી થાવું," તેણીએ યાદ આપી. "અને આ દુખ મેં મારી જીંદગીમાં નહી ખમેલું એવું છે, અગર જો એ પ્યારજ હોય તો તે ઘણોજ ઘાટકી છે, અને મને તે જોઇતો નથી, કારણ મને લાગે છે કે હું તારા વગર જીવી નહી શકીશ. હું તને મારી આગળથી ચાલી જવા કહી શકતી નથી લઇજા——મને તારી સાથે લઇજા. ઓ ખુદા. હું જે કિવસ પીગેટને ચાહતી નથી. અને હવે તારી સાથે પરણી શકનાર નથી, કારણ હું જો તારી સાથ પરણું તો

હેરી મારૂં મુવે મોઢુ નહી જોય અને બીજુ તો એકે હું મારી મરનાર બેહેનને આપેલુ વચન તોડવા ચાહતી નહી હતી, પણ હેરી મને પરણાવાની હઠ લઇ બેઠો હતો તેથી મેં એમ કર્યું હતું."

"હુ તારી સાથ બહુજ બેઅદબીથી વરત્યો છું મારી! મને માફ કર. હું ઘેલો થયો હતો—હું—હું—હું ધારૂં છું કે તારી ખુબસુરતીથી હું ઘેલોજ બન્યો હતો."

"બસ બીજું કાઇજ નહી?" તેણીએ પુછ્યું.

"અને મને તારીહાલત પર દયા આવતી હતી, કે તું—"

"બસ ખામોશ" તેણીએ કહ્યુ "અગરજો હું તને હવડાં જાનથી મારી નાખી શકતી હતે તો હું તેમ કરતે. તેં મારૂં જીગર ચીરી નાંખ્યું મારૂં દીલ તોડી નાખ્યું અને મારી પાસ મારી ખુબસુરતી-મારી દયા-એવુ બોલે છે" તેણી દુખથી અને ગુસ્સાથી ગુંગલઈ જતાં બોલી "આહા હું તને ધીક્કારૂં છું. મને તારે માટે પ્યાર નથી હવે હુ સમજુ- છુ-એતો-એતો ધીક્કાર છે," હવે તેણી તેને પોતા સાથ ખેંચી ગઈ. તેણીએ તેનો એક હાથ મજબુત ઝાલી રાખ્યો અને તેને છેક દર્યા સુધી પાણીની લગોલગ ઘસડી ગઇ.

"મારી મારી" માર્કે બુમ પાડી. "આ તુ શું કરે છે. તુ આપણુ બંન્નેને મારી નાખશે. તું ઘેલી તો નથી થઈ"

"નહી. નહી, એટલો ગભરા ના અગર જો તારો પ્યાર ખરોજ છે તો ચાલ આપણે સાથેજ જઇએ. હું માહરૂં વચન તોડવા ચાહતી નથી અને મારો પ્યાર પણ તોડવા ચાહતી નથી. હું આજે મારા પ્યારાં કિવબેરોનને છેલ્લીજવાર જોઉ છું. ખુદા મારા ભાઇ હેરીને સમાલે."

અને તે બહાદુર છોકરી પોતાના માશી સાથ જ્યાં સુધી તે ઉંડા દર્યાના જોશાવર મોજાઓ તેઓ બન્નેને એસ્તેકબાલ લેવા આયા ત્યાં સુધી થોભી અને પછી ખલાસ.

હેરી ગ્રાંન્ટ ત્યાર બાદ ઘણા વરસ જીવ્યો પણ કિવબેરોનના દર્યાને મારીના મોહત પછીથી છેલ્લી સલામ કીધી. તે જીવ્યો ત્યાં સુધી તેને હમેશાં એકજ વીચાર આવતો હતો, તે એજ કે તેની બંન્ને બેહેનોમાં વધુ કમનસીબ કોણ, બરથા યા મારી?

# તરસ.

## (એક નિબંધ.)

આ સ્થુળ શરિરમાં બે અગત્યના અવયવો પેટ અને ગળું છે, જે શરિરને નિભાવવા કાજેના બે સ્થાન કેહેવાય છે. એક—યાને પેટ—જ્યારે નિભાવની સામગ્રી (આહાર)નો કોઠો છે, જ્યારે બીજું-યાને ગળુ—કોઠારમાં સામગ્રી ભરવાનો દરવાજો છે. એ દરવાજો અન્ન અને ઉદકને શરિરના પોષણ માટે શરિરની કીંમતી સેવા બજાવે છે.

પેટની ક્ષુધા યાને ભુખને માટે જેમ પેટ ચળવળ કરે છે, તેમ પેટ માંહેલી પોષણની નક્કર સામગ્રીની પાચન શક્તિની મદદે જે કાંઇ પ્રવાહી પદાર્થની જરૂરત હોય છે, તે માટે ગળુ સળવળ કરે છે, એવી સળવળને આપણે તરસ કહીયે છીયે.

ગળુ સુકું પડી કોઇ પ્રવાહની ઇચ્છાની લાગણી થવી એ તરસ છે. ઇચ્છા એટલે તરસ અને તરસ એટલે ઇચ્છા. એ એકોનેક અર્થના બે શબ્દો હોવા છતાં કોઈ પ્રવાહ પીવાની લાગણીને આપણે સામાન્ય રીતે પીવાની ઇચ્છા કેહેતા નથી; પણ, તરસ કહીયે છીયે. જેમ કે પાણીની તરસ લાગી; એ ઘણો તરસ્યો થયો; એ બિચારો તરસ્યો મુવો; એનો જીવ તરસે છે, વિગેરે.

પાણીની તરસ એ એક પીડા કે પરિતાપ છે, તે એવાં વિકટ છે, કે પેટ માટે આહારની ભુખ કદી એક વાર થોભાવી શકાય, કે નિવારી શકાય, પણ પાણીની સોસ લાગતાં તે પ્રવાહ ન મળે, તો તે ઘણી વેળા શરિરને અનેક પ્રકારની વેદનામાં નાખે છે. કેમકે જે વેળા જે વસ્તુની જરૂર હોય તે મળેથીજ તેની ગરજ મટે છે. જેમ ભુખ્યાને ભોજનજ જોઈયે—થાકેલાને વિરામથીજ આરામ મળે અને નાગાને ઓઢણીનીજ જરૂરત રહે, તેમ પ્યાસા આદમીને પાણીજ જોઇયે.

"તરસા ચાહે પાણી કટોરા—ભુખા ભોજનકી થાલ.
થકા ચાહે ધરમશાળા—નંગા ઓઢણ દુશાલ."

તરસની પીડા માટે કવિ બાયરને યથાર્થ દષ્ટાંત સાથ કુવાના પાણીની અગત્યતા નીચલી લીટીઓમાં વર્ણવી છે. પાણીની તંગી કે કોતાઈ જે સ્થળે હોય તે માટેનું એ વર્ણન છેઃ-

Men really know not what good water's worth
If you had been in Tukey or 'in Spain,
Or with a famish'd boat's crew had your berth,

Or in the desert heard the the camel's bell,
You'd wish yourself where truth is-in a well"

Byron.

પ્યાસાને પાણીની તરસ મટાડવા કે છીપાવવા કશું મીઠું, ગળ્યું કે સ્વાદિષ્ટ પીણું આપીયે તો તેથી તેની તરસ મટવાની નથી. જેને તેની ઘટટી ચીજ મળવી જોઇયે. જેમ કે માછલીને પાણીજ જોઇયે. પાણીને બદલે તેને શરબતમાં મુંકીયે તો તે કદી જીવે નહી; એવી પાણીની તરસ્તની અગત્યતા છે.—

"જીસકી જાસે લગન હુય—સો તાકે આધીન;
શરબત સે સાગરહુ ભર્યો—કયા કરે જલમીન ?"

પેટ વિષે જેમ ભુખ શબ્દનું વિવેચન કરી શકાય છે કે આહારની ભુખ-નામ-નાની ભુખ-દોલતની ભુખ-વેરની ભુખ, તેમજ ગળાંની પાણી કે કોઇ બીજા પ્રવાહની તરસ જેવીજ પ્રેમ-વેર-મેલાપ વિગેરે અનેક દુન્યવી વિષયોની જુદી જુદી અભિલાશા કે ઇચ્છા પણ તે પ્રત્યેકની તરસ કેહેવાય છે, યાને કોઇ પણ ચીજ કે બાબત માટેની આતુર આશા, તૃષ્ણા કે વખવખાટ તેની તરસ કેહેવાય છે

મિત્રોનો મેલાપ કે પતિ પત્નિના મેલાપ જ્યારે વિયોગમાં પડે છે, ત્યારે એવા મેલાપની ઇચ્છાને વર્ણવવા પાણીની તરસનું દ્રષ્ટાંત વટીક આપવામાં આવ્યું છે

"પ્યાસા ચાહત નીરકો[1]—થકા ચાહત છાંયર[2];
હમ ચાહત તુમ મિલન કો—લંબા કર કે બાંય."[3]

પ્રેમની તરસ મટાડવાનાં પાંણીને દ્રષ્ટાંતરૂપ 'પ્રેમજળ' કહે છે. એ તરસ મટાડવાને પ્રેમજળ (પાણી) ગમે તેટલું પીધું હોય, તો પણ તે પાણી ખરચાઇ જતુ નથી. પ્રેમજળની પ્યાસ યાને તરસ લાગ્યાજ કરે, તે પીયાજ કરે, તો પણ તે જળ ઘટતું નથી, જો કે પ્રેમ પોતે ઘટવાના ઘણા સંભવ રહે છે.

"પ્યાસા હય તું પ્રેમકા—જલ પીયેગો કીત્તો ?
ચીડિયાં ચોંચ માર ચલી—જલ જીત્તે કો તીત્તો."

વેર લેવાના પ્રકારમાં પણ વેરની ઇચ્છાને વેરની તરસ કહે છે. એક આદમી બીજા જોડે વેરભાવ રાખતાં તેનો પ્રાણ લેવાને જ્યારે તે તૈયાર થાય છે, ત્યારે કેહેવાય છે કે 'એ તેના લોહીનો તરસ્યો છે.' વેરની તરસ ખરેજ એક Hyena (માંસાહારી વિક્રાળ હાઇના)ની તરસના ગુણવાળી છે.

એક આદમી માટે કે કોઈ બાબત થકી કોઈની મનશા પુરી થવા ન પામે, અને તે માટે ટોવાઈ ટોવાઈને છેવટે તેની આશા નિષ્ફળ નિવડે તે માટે કેહેવાય છે કે 'તે તરસી તરસીને મુવો.'

એ રીતે દુન્યવી અનેક વિષયો પાણીની તરસ થકી ઉપજતી વ્યાકુળતાના દ્રષ્ટાંત રૂપે વર્ણવાય છે.

A. M. V.

---

૧=પાણી; ૨=છાંયો; ૩=હાથ.

# કાશી અને શશી.

લેખકઃ—શ્રીયુત નલિનીકાન્ત.

———:o:———

કાશી ભાગ્યહીન કાશી ત્રીજીવાર પરણેલા પતિની પત્ની થઇ આવી હતી ત્હોયે બાપડી દુઃખી હતી. સુર્યનો ઉદય થાય અને કાશીના ઘરમાં પતિ પત્નીનાં પરસ્પર કલેશ મંડાયા હોયજ, કાશી-ચતુર કાશી સ્નેહાલ હૃદયની ને ભોળી હતી. પતિને મનગમતી રસોઇ તૈયાર કરતી. પતિને જમાડી જમતી. અને પતિને પ્રસન્ન રાખવા ઉભે પગે તૈયાર રહેતી. કાશીની આટલી સેવાથી કદાચ મુનિ દુર્વાસા એ રીઝયા હોત પરંતુ, આટ આટલું કરતાયે પોતાના પતિ રીઝતા નહીં. આ હૃદયવાન કાશીને મ્હોટું દુઃખ હતું ખાન પાનમા અનુકુળતા હતી, મન માન્યા વસ્ત્ર અલંકાર મળતાં, ઝાલર ભરેલાં પોલકાં અને હીરા બંગડી પ્હેરતી. પણ પતિનાં પ્રેમ વગર સર્વ કાંઇ સુખરૂપ નહી હતું. પતિનાં પ્રેમ અને શ્રધ્ધા પોતે પામી શકી નથી, એ વિચારી અનેક વખત એકલી રોતી, આંસુ સારતી અને ભાગ્યને દોષ આપતી. પોતાની અંધ કારમય ભાગ્યમાં કયાયે જરા સરખું સુખનું—સદ્‌ભાગ્યનુ ઝાખુ કિરણ દેખાતુ નહી. એથી અનેક વખત ગભરાઇ જતી. અને ઝીંદગીને ટુંકી કરવા ઇચ્છતી.

'જાવ્યુ જોઇ ગાડી થઇ હુતો,
'મરણ પર મોહી પડી છુંહો!"

એ સરસ્વતી ચન્દ્રમાંહેનું સુત્ર ગાતી, પ્રભુ! પાસે મરણ માગતી.

હિન્દુ સંસારમા બહુ ભાગે પ્રથમ પત્ની પતિથી કે શ્વસુર પક્ષથી દુઃખી હોય છે. તેણીના સુખ દુઃખમા ભાગ લેનાર શાસરીયામાં કોઇ હોતું નથી માટે સાંજે કોઇ ર્‌વાગે લાવી આપતું નથી. ઓઢવા પાંથરવા પૂરતાં સાધન મળતાં નથી. અને આખો દહાડો અવિશ્રાંત મજુરણની પેડે વહુઓને જોડે છે. પ્રભાતમા વ્હેલાં દળણાં દળે, કુવા વાવનાં હેલ ઉપર હેલ પાણી સીંચી લાવે. અને રસોઇ કરી આખા ઘરને જમાડે; ત્હોયે સાસુ તેણીને બાર બાજરીનાં રોટલા ઉપર જરા સરખું-ઘીયે ન આપે. આ હિન્દુ ગૃહિણીની જેવી તેવી દુર્દશા નથી. હવે જો દુઃખમાં રીબાતી પ્રથમ પત્ની મરણ પામે તો તેનુ સ્થાન લેનાર બીજીવારની પત્નીના માન વધે છે, મન માન્યાં ખાવાપીવા અને ઓઢવા પ્હેરવા મળે છે. અને સાસુયે 'વહુ બેટા'થી સંબોધે છે. ત્રીજી વારનાં પત્નીનાં સદ્‌ભાગ્યનું તો પૂછવું શું? તેને શાસરીયામા સહુ કોઇ બાળકની પેઠે લાડ લડાવે છે.

ગમે તેવો કઠિન હૃદયનો પતિ પણ ત્રીજી વારનાં પત્નીની સેવા ઉઠાવે છે-પાણી માગે ત્યાં દુધ હાજર કરે છે. વહુનાં જરા પેટમાં દુઃખતાં દવાખાને દોડયા જાય છે. 'તમે' કહી બોલાવે છે. અને હાથેલી પર નચાવે છે. આ અમારા ગુજરાત કાઠીઆવાડનાં આદર્શ! એ બધુ ખરૂં, પરંતુ કાશીને ત્રીજી વારના પત્ની છતાંયે તે માહેનું કશું ન્હોતું. તે તો બિચારી સૌભાગ્યવતી છતાં વિધવાની પેઠે રાત દિવસ રડતી. શાશરીયામાં ન્હોતી નણંદ--ન્હોતાં સાસુ ત્હોયે તેણીનો

હૃદયહીન પતિ સાસુ અને નણંદની ખોટ પૂરી પાડે તેવો હતો. કાશીના પતિ કનૈયાલાલના ગૃહ જીવનમાં સ્નેહનું નામ ન હતું. કાશીને પરણી લાવ્યો તેજ દિવસથી પિયેરમા જવાની કોઈવાર તહેવારે પણ રજા ન હતી. કાશીએ પરણીને આવ્યા પછી પિયરના ગામના ઝાડવાંયે જોયાં નહતાં.

કાશી થોડું ઘણું પણ ગુજરાતી ભણી હતી, સારા સારાં પુસ્તકો વાંચવા ઇચ્છતી, અને કોઈ સજ્જનનો સંગ શોધતી, પરંતુ મહંત કનૈયાલાલનાં મિશનમાં આ માંહેનું કશુંયે બની શકે તેમ ન હતું. હિન્દુ ગૃહિણીને યોગ્ય રસ્તે સ્હડાવી હોય, સંસ્કાર અને શિક્ષણ આપ્યાં હોય અને સ્નેહપૂર્વક સુખ દુઃખમાં ભાગ લીધો હોય તો તો ખરેખર મહાનારી નીવડે છે. પરંતુ, તે સાધનો વગર અનેક અજ્ઞાન અને ભોળી સ્ત્રીઓ દુષ્કર્મ કરી ભ્રષ્ટ બને છે. કાશી માટે પણ એમજ હતું.

(૨)

અમારા ગામનાં ચોરાના મહંત મહારાજ કનૈયાલાલજી કાશીના પતિ હતા. 'નહિ ઝાડ ત્યાં એરંડો પ્રધાન' એમ અમારાં ગામડાં ગામનાં અજ્ઞાન લોકમાં મહાત્મા મનાતા. કનૈયાલાલને ન્હોનુ બક્ષ અક્ષરનું જ્ઞાન, ન્હોતા સેવ્યા સાધુ પુરુષોનાં સત્સંગ કે ન્હોતી સાધી પ્રભુ પરાયણતા. પૈસો પેદા કરવો એજ મહારાજ કનૈયાલાલજીનો જીવન મંત્ર હતો. કપાળમાં રામાનંદી કેસરીયુ ટીલુ ખેંચતા. મ્હોડાંપરથી દાઢી-મુછ ઉતરાવી નાંખતા. અને ગળામાં તુલસીનો પારો બાંધી રાખતા આટલેથી પોતે સાધુ છે તેમ ઓળખાતું. પરતુ, નહી ઉતારતા ચોરાનાં રામ મન્દીરની આરતી કે નહી કરતા રામ નામની પાચ માળા. તો પૂજન અર્ચન કે પ્રભુ સેવા તો એનાથી બનેજ ક્યાંથી ?

થોડા દહાડા ભાડુતી ગાડાં ચલાવતાં તો થોડા દહાડા મકાઈ અને શાક ભાજીનાં વાવેતર કરતા, અને ક્યારેક તો મુમ્બાઈથી 'સન લાઇટ સોપ' અને 'લોટસ સોપ'ની પેટીઓ મંગાવી ગામનાં વેપાર કરવા નીસરતા. આ અમારા દેશના સાધુઓ. એ બધુંયે ઠીક; પરંતુ, મહંત મહારાજને આ જગતમાં કોઇના પર વિશ્વાસ ન હતો. પોતાની જાતપર પણ તેને શંકા રહેતી, તો બિચારી કાશી દેવ સમા પૂજે ત્હોયે વિશ્વાસ મેળવી શકતી નહી. આ દુઃખ સ્ત્રી-હૃદયને અસહ્ય છે. કાશી ભર યુવનિમાં મ્હાલતી કાશી સંસારનાં મન માન્યા લ્હાવ લેવા કૈં કૈં ઘોડા ઘડતી. વૃદ્ધ અને હૃદયહીન પતિનાં સહચારમાં એ સુખ—એ આનંદની કલ્પના મિથ્યા હતી. અનેક વાસનામાં મહોરાતી આશા જાગી કાશીની જીવન નૌકા ખરાબે ચ્હડી. જગ્યામાં ભગવાન રામચંદ્રનાં દર્શનને બ્હાને સાધુ આવેલા સુગન્ધી તેલથી બાગી ઓળેલા અને ઇસ્ત્રીદાર કપડાંથી અપસેપો બનેલા યુવાનો આવવા લાગ્યા. રામ મન્દીરનાં તહેવાર ઉત્સવે સામગ્રીઓ આવવા લાગી. અને ભાંગમાં ધતુર મળે તેમ દુર્જને દુર્જન મળ્યા. સંસારના સ્વાર્થી મિત્રો રૂપે મિત્રો કહેવાયા. સ્વાર્થી કનૈયાલાલ શું સમજે કે આ મિત્ર છતા શત્રુ છે. કનૈયાલાલ સરખા પુખ્ત વયના અનુભવી ન સમજી શકે તો કાશી જેવી અજ્ઞાન અને ભોળી સ્ત્રી એ દુર્જનોને કેમ ઓળખી શકે ? વળી તેણી સ્ત્રી જીવન અને શીલની યોગ્યતાથીયે અજાણ હતી. પર પુરુષનો સંગ પાપરૂપ છે એટલુંયે કોઈ તેને સમજાવનાર ન હતું. પ્રભુ ! કાશીને સદ્‌બુદ્ધિ આપો !

(૩)

આજ હુતાશની હોવાથી ચોરાની અગ્નિપમા ન્હાની મ્હોટી હોળી પ્રકટાવેલી હતી. નજીકમાંજ ઘેરૈયા બનેલા બાળકો નગારા બજાવતા કુદતા હતા. અને વારે વારે બિભત્સ શબ્દો યે બોલતા હતા ઓટલાપર ગાલીચો નંખાવી મહારાજ કનૈયાલાલજી પોતાની ઇષ્ટ મંડળી સાથે બેઠા હતા. પાનની પટ્ટીઓ અને સોપારીના ભુકા ઉડતા હતા. ડેલીનાં બારણાં આગળ ગામના બા બનેલા કાશી નવા વસ્ત્ર અલંકાર પ્હેરી પડોશની સ્ત્રીઓ સાથે હોળીના દર્શન કરતા ઉભાં હતાં.

જગન્નાથ. આજ ચાર પાંચ દિવસથી મોરબી તરફના સાધુ સુન્દરદાસ મહંત મહારાજના મ્હેમાન થયા હતા. સુંદરદાસ રામાયણના અચ્છા અભ્યાસી અને સંગીતમાં પ્રવિણ હતા. કીર્તન કરતી વખત હાથ જાણે તબલાપર રમતા હોય એવુ લાગતું.

હોળીમા ગોઠવેલાં છાણાં લાકડાં સળગી રહ્યા, મહંતના મિત્રો રાગના ચાળા કરી રસ્તે પડયા. અગ્નિ ઝાંખી આછી થઇ ગઈ. કનૈયાલાલજી રાગના બાને લઇ ઘરમા ગયાં. પણ સાધુ સુંદરદાસ કોઈની રાહ જોતા હોય તેમ બારણે ઉભા રહયા. નવ વાગ્યા સુંદરલાલે નિમંત્રેલા અતિથી આવી પહોંચ્યા સુંદરલાલે તબલાં લીધા—રામાયણ શરૂ કર્યું. મહંત મહારાજે કાન ફાડી નાખે તેવા ઝાંઝ વગાડયાં. પ્રસાદી અપાઈ. અને હરિકીર્તન પુરૂ થયુ. આજના નવા અતિથીને જોઇ કાશી-હૃદયશીલ કાશી આનંદ પામી, મ્હોડી રાત્રીએ આવેલા બંન્ને અતિથી મહંત મહારાજની રજા લઇ આશ્રમ તરફ ગયા.

નહિ ઇચ્છેલો—નહિ કલ્પેલો એવા શુદ્ધ સ્નેહથી ગૂંથ ગયેલી ચાર પાંચ વ્યક્તિઓની બાજન જામી. રાત્રીયે નિયમિત સુન્દરલાલના ભજનો થવા લાગ્યા. સુન્દરલાલના અતિથી શશી અને તેના સાથે આવેલા મહેતાજી ભજન મંડળીમા જોડાયા. પ્રાચીન ભજન શશીને બહુ પ્રિય હતાં. પોતેયે ભજનમંડળીમા પોતાના સુંદર કાવ્ય સંભળાવતો

શશી ગિરનાર દરવાજે આવેલા વિદ્યાર્થી આશ્રમમા મંત્રી રૂપે કામ કરતો. અને પોતાના મિત્ર માસ્તર સાથે ભજનમંડળીમા નિયમિત ભાગ લેવા લાગ્યો. કાશી પણ આ ભજન મંડ-ળીનાં મેમ્બર હતાં. ગૃહકાર્ય પરવારી ને પણ મૈત્રીજી બિછાવે—ગાવા બજાવવાનાં સાહિત્ય તૈયાર રાખે અને કેળાં પપૈયાની પ્રસાદી આપે

સુંદરલાલના જેસલ અને તોરલનાં ભજન શશીને બહુ પ્રિય થયાં.—

"પાપ તારૂં પ્રકાશ જાડેજા! ધર્મ તારો સંભાળ,
"તારી બેડલી ડુબવા નહી દઉં
'એમ તોરલ કહે છે' જી!'

× × ×

હરખુ હૃદયાં લખ ચાર 'સતી રાણી!'

"સતી રાણી" એ શબ્દોએ કાશીના હૃદયને ઉંડી અસર કરી. પોતે પણ એ 'સતી રાણીની સત્ય ભૂમિમાં વિહરતી કેમ ન થઇ શકે? પાપ મય જીવનમાંથી ઉગાર ઇચ્છવા લાગી.

શશીનું કીર્તન "વનના વિહારી જોગી આવ્યા મુજ આંગણે, પ્રેમથી પ્રણામ કરી ઉભી અલબેલડી" કાશીનું આ પ્રિય કાવ્ય એ કાવ્યનો ગાનાર શશીને મન દેવ ...

ભકિતથી શશીની દિવ્ય ભાવના ઉકેલવા લાગી અને શશી પણ કાશીને પોતાની સહોદર બ્હેન તુલ્ય સ્હમજવા લાગ્યો. શશી કહે ત્યારે કાશી પણ મુક્ત કંઠે ભજન ગાય. મંહતના ચોરામા કોઈ પુણ્યનાં યોગે આ નિર્દોષ પ્રેમ છવાયો.

'છેરા છેટારે! નંદના છોકરા રે!
મ્હારા રાંધણીમાં અભડાયરે!—છેરા૦
'તને ઉતારા દેશું ઓરડારે!
દેશું દેશું મેડીનાં મ્હેલરે!—છેરા૦
'તને દાતણું દેશું દાડમીરે!
દેશું દેશું કનેરી કાંબરે—છેરા૦
'તને ન્હાવણ દેશું કુંડીયારે.
દેશુ દેશું નદીનાં નીરરે!—છેરા૦
'તને ભોજન દેશું લાવસીરે.
દેશુ દેશું કડેલાં દૂધરે!—છેરા૦
"તને મુખવાસ દેશું એલચીરે,
દેશું દેશું લીલેરાં લવીંગરે—છેરા૦
તને પોઢન દેશું ઢોલીયારે,
દેશું દેશું હીંડોળા ખાટરે!"—છેરા૦

શશીને પ્રિય થયેલું આ ભજન ખુલ્લા હૃદયથી કાશી હંમેશાં ગાતી. કાશી સ્નેહાળ કાશી શશીને જોતાં આનંદ આનંદ પામવા લાગી. કાશી પશુમાંથી મનુષ્ય બની. શશીએ કાશીની ઓલે સ્હડેલી જીવન નૌકા ઉદ્ધારી. દેહનાં સુખ દેહનાં અલંકાર ઓછા થયાં. ઝાલર ભરેલા ઘાઘરાનાં ઝાલર અને ઘેર ઉતર્યાં. અંધકારમય ભાગ્યમાં સદ્ભાગ્યનું આછું કિરણ દેખાયું. કોઈ કોઈ વખત "શશીબાઇ! મેં પાપ કરતાં એટલુંયે પાછું વાળી જોયું હશે કે–તમારા જેવા સહૃદય સજ્જને મને બ્હેનનું પુણ્ય ભર્યું પદ આપ્યું. બાઇ! તમારા ઉપકાર શી રીતે વાળું? તમે વખતસર મ્હારી અંધારી વનવાટમાં ન મળ્યા હોત તો આ જીંદગીના શા હાલ હોત! શશી! શશી! એકલી અટુલી અહડાની જીવન નૌકાના સાચા નાવિક તમે છો. આ પિતા—આ પતિ કે જવામાં આવનાર કોઇ મ્હારાં ન હતાં, ન થયાં. પેલાં દર્શન નિમિત્તે આવતાં દરબારી માણસો, મેવા નિમિત્તે આવતો રાજગર બાવો, અને દોસ્તીને બ્હાને આવતા રૂગનાથ બાઇ આ બધા કોણ છે? શા કાજે ચોરામાં આવે છે એ હવે સમજાયું." એમ કહી મ્હોટેથી રડી પડી.

"બ્હેન! બ્હેન! આમ ગભરાઓ નહી! પાપ પુણ્યના ફલ ભોગવવા આપણે સર્વ જન્મ્યાં છીએ. માનો કે તમારાં પાપનો હવે ક્ષય થયો, અને પુણ્યનો દૂર દૂર પણ ઉદય થયો. સ્ત્રીજીવન અને શીલની મહત્તા શું આંકું? પ્રાણ જતાંયે શીલ વિસરશો નહી. તો બ્હેન! તમેજ તોળસ છો, તમેજ ભગવતી છો. હું તો તમને નિરંતર પુણ્યમયી ગંગા સરખાંજ સ્હમજું છું." શશીએ આશ્વાસન આપ્યું.

શશી જગ્યામા એક દિવસ ન આવે તો કાશીને બહુ લાગી આવતું. હવે કાશી મહંત મહારાજનાં મિત્રો માટે ન્હા પાણીમાં વખત ગુમાવતી નથી. દિવસે વખત મળતા શશીએ આપેલા સારાં પુસ્તકો વાંચે છે. મહંત કનૈયાલાલજીનાં કાકી અને ખવાસ સેવકો કાશીનો હાથ ખેંચી હાથેલીમાં પૈસા મૂકતાં હવે અચકાય છે. સુદરદાસ પોતાના દેશમાં સીધાવ્યા છે. મહંત કનૈયાલાલ પૈસા પેદા કરવાનાં એના એજ સ્વાર્થમા રચ્યા પચ્યા છે, શશી તન મન અને ધનથી ચોરા સાથે સ્નેહ સંબંધ ઝાલવી રહ્યો છે, અને કાશીના ઉધ્ધાર માટે વારંવાર પ્રભુને પ્રાર્થે છે.

(૪)

મહંત કનૈયાલાલજીની દૃષ્ટિનો કમલાનો રોગ દૂર ન થયો. સ્નેહ યોગિ કલાપીએ ખરૂજ કહ્યું છે-

"ટુંકી દ્રષ્ટિ-જન હૃદયની અલ્પ બૂડાજ જોતી,
'ને તેથી આ સુવટ સરણી દીજાની ડાઘ વાળી.'

શુધ્ધ સ્નેહથી હવનાં આગીઆ જેવા નિર્મલ હૃદયમાં મહંત મહારાજે છીણીનો કાપ મૂકયો. ન ભૂલાય-ન વિસરાય તેવો કોમલ હૃદયપર આઘાત કર્યો. આકાશમાં સ્વતંત્ર ઉડતાં પવિત્રસ્નેહ સરવરીયે ન્હાતા સુરપંખીડાના પીંછ વીંખી નાખતાં એ દુષ્ટને દયા ન આવી.

* * *

"બ્હેન! તમે કોઇ ભયંકર પાપનું શાસન ભોગવવા મહંત મહારાજનાં ગૃહિણી થઇ આવેલાં છો. આ કષ્ટમય જીવનને કર્મફલ સમજી સહી લેશો તો પાપનો સત્વર ક્ષય થશે. પરંતુ, દેહના-પાર્થિવ સુખ માટે-જીંદગીના સ્વલ્પ આનંદ માટે કૈં અન્ય માર્ગ લેશો, તો એ પાપમાં ઓર વૃધ્ધિ થશે. બ્હેન! પ્રભુ! તમને સદ્બુધ્ધિ આપો! અને આ કષ્ટપ્રદ મંત્રણા સહવાનુ બળ અને ધૈર્ય આપો!"

"શશી! હું દુઃખી છું. આપ મહાનુભાવની પ્રતિષ્ઠાની હાનિ થતી જોવા જીવવા યે ઇચ્છતી નથી. આપણા પુણ્ય સહવાસનું યે સદ્ભાગ્ય આ ટુંકા ભાગ્યમાં નહી. ભાઇ! મારા અપરાધને ક્ષમાં કરજો! અને આ રંક ભગિનીને વિસરશો નહી. હું શુ કરૂં? તમારી પ્રતિષ્ઠા જાણતાં યે પૂછી શકી નહી." કાશી રોતે મુખડે ક્ષમા ઇચ્છવા લાગી.

"બ્હેન! મ્હારા શબ્દને, ઉપદેશને સ્મરજો.-મને ભૂલી જાઓ! હું દૂર રહીશ પણ તમારૂં કલ્યાણ વાંચ્છીશ. તમે મારાં બ્હેન છો. રોઇશ નહી! ગભરાઇશ નહી: પ્રભુને શરણુ રહી સુખ દુઃખ સહી લો! આપણો શુદ્ધ સદ્યોગ તમારા પતિને કાંટા સમો ખુંચે છે. અને મ્હારા માટે તમારે ભોગવવું પડે છે. એ ઠીક નહી. બ્હેન હું જાઉં છું. પ્રભુને યાદ કરજો! અને ભગવાન વિશ્વેશ્વરનાં ચરણથી પાવન થએલી તમે યે કાશી પુરી બની રહો એવી અંતઃકરણ પૂર્વક આશિષ કરૂ છું.

# ચાહે ઈલાહી.

## પદ–પુરબી.

(કાલકા અજબ તડાકા બે—તું કયા જાણે લડકા થે)—રાહ

નરકી પાયા ઉત્તમ દેહ—પુરબ[1]કે જન્મ પુન્ય હૈ યેહ.—ટેક

નરકી પાયા જબ દે'[2] તુંને—તબ મત ભુલ તું રામા;[3]
રામપ્રીત તું કર લે અયસી—પ્રીત પ્રતિ જ્યું બામા[4]—૧
બામ–[5]લોચના તુજપે ઘેરી[6]—પ્રમદા પ્રત તું ઘેરા;[6]
રામ[7]લોભકો રખે ન નેરે[8]—જન્મ દીયા જીન[9] તેરા.—૨
ધામ ધામકા દમામ તેરા—કામ ન આવે ચોરી;
બિન ભકિતકે બડમુછે કો—કયા બતલાવે જોશી?—૩
ધિક·ધિક· મુછા ધિક ધિક: દાઢી—મનમે મતલબ માયા
નરકી કરણી કરે ન કાહે—'ગર નર દે' તું પાયા?—૪
દેહેરા દેવલ દરઘા મસજદ—મંદિર યાં અગિયારી,
પ્રભુ નામકા પાયા બયઠા—ગહુ હૈ અલગ બિચારી[11]—૫
પ્રભુ વહી નારાયણ અલ્લા—ખુદા દેવથી એકી
અહુર્મઝદ કે ઈશ્વર બોલો—પરમેશરણી એકી.—૬
રામ / નામકા દામ[12]નહી—નવ લાગત કૌડી[13] દેના,
હરપલ હર જગ સાંસચલે ત્યું—નામ રામકા લેના.—૭
રામ કહો હર નામ કહો—રબ નામ કહો જો ભાવે
મુક્તિ–મેવા તબ્હી મિલેગા—હરી દિલમે જો લાવે—૮

A. M. V.

---

૧=આગળા જન્મના, ૨=દેહ, ૩=ખુદા, ૪=સ્ત્રી, ૫=સ્ત્રી, ૬=મરી પીટે; ૭=ખુદાની પ્રીત, ૮=નજીક, ૯=જેણે, ૧૦=સ્ત્રી; ૧૧=વિચારી ૧૨=કીંમત ૧૩=કોડી, ૧૪=મોક્ષ.

# પગે લક્ષ્મી ને હાથે અવર.

## ધધે ધન નહીં તો ધાન મળે!

લખનાર:—ગો૦ મ૦ દેશાઇ.

"Lose no time, be always employed in something useful, cut off all unnecessary action." "If you have genius, industry will improve it, if you have none, industry will supply its place."

મહાન લડાઇ પહેલાંના જમાનામા હાથે લક્ષ્મી ને પગે અવર હતી; હવે જે જમાનાનું ચક્ર ફરી ગયું છે તેમાં પગે લક્ષ્મી ને હાથે અવર આવી છે માટે જવાન ભાઇઓને જણાવવું જોઇએ છે, કે તમારાં જીવતરની સાથે હવે કાઇ પણ કાર્ય, કાંઇપણ ધધાને જોડેલોજ રાખવો, કાંઇપણ મોટી ઉમેદ બાધો અને તે ફલિભુત થવાની આશા રાખો. આજે યુનિવરસીટીની કેળવણી બસ થવાની નથી. તમારી લીધેલી વિદ્યાને હવે અમલમા મૂકવાનો વખત છે. રહેણી વગરની કરણી, અને કરણી વગરની રહેણી બન્ને હવે ચાલી શકવાની નથી. હવે બેઉ ઘોડાની ગાડી જોડેલી રાખવીજ પડગે. એલમ સાથે યુકિત અજમાવવાનો વખત આવ્યો છે.

આંરા કે અકલો હિમતો તદબીરો રાએ નીસ્ત;
ખુશ ગુફ્ત પરદેદાર કે; "કસ દર શરાએ નીસ્ત!"

આજે તો જેનામા અક્કલ સાથે તદબીર, હિમ્મત, અને વિચાર નથી, તેના દરવાજે વાજબીજ કહેવાનો વખત આવી લાગ્યો છે કે, "ઘરમાં કોઇ છેજ નહી!"

જવાનો! સટ્ટો એ કાંઇ સ્થાપિત ધધો નથી પણ જુગાર છે. ઇ. સ. ૧૮૬૫ નો સરવાળો ૨૦ નો આવ્યો ત્યારે પણ સત્તાના શેરોએ પારસીઓને નુકશાન ભારે કર્યું હતું, અને ઓગણીસસોને ૨૦ ના વર્ષે પણ ભારે નુકશાન પારસીઓનેજ કર્યું. બન્ને વર્ષમા સટ્ટા–શેરો ધોવાના સાબુ સસતા વેચાયા. ફત્તેહ મળે તે નમીબાને લીધે, અને નિષ્ફળતા મળે તે કમનસીબીને લીધે, એવું ઝાઝું નથી. સઘળો આધાર અનુભવ, અનુમાન, અને અવલોકન ઉપર એક જવાનની ફત્તેહ કે હાર વિષે વિશેષ રહે છે. તમારી ઉલટ ને તમારો ઉત્સાહ તમને જે સારી દિશાએ લઇ જાય તે દિશાએ બા ખુશી જાવ, તેમાં તમારૂં કલ્યાણ છે. આગળ ને આગળ ઝિંપળાવતા નીચે ઉતરવાની કુંચી પણ જાણવાની તમારે જરૂર છે. પીટર બોટ નામનો જવાન્યો મોરીસ્યસના ટાપુની છેક ટોચ વેર તો ઝડપથી ચઢી ગયો હતો, પણ નીચે ઉતરતાંજ તેણે પ્રાણ ખોયો હતો. દરેક પ્રકારની સુંદર પ્રાપ્તિમા જોખમ અને ભય તો રહેલોજ

છે. જેઓ જોખમથી બિહે છે, તેઓએ પ્રાપ્તિની આશા રાખવાની નથી, તેમ ઉંચે ચાલ્યા કરવા પછી પાછાં નીચે ઉતરવાનો માગ તપાસવો જરૂરનો છે. એક બહાદુર જવાન વરછ્યાના કુદતી પુલને નામે ઓળખાતી બેહદ ઉંચી જગાએ, જ્યાં કોઇ પહોંચ્યું નોતું ત્યાં ગયો, અને મથાળે મૌ કરતાં ઉંચે પોતાનું નામ કોતર્યું. આટલું કર્યા પછી તે નીચે ઉતરવાને અશક્ત જણાયો; જેથી તે ઉંચે ને વધારે ઉંચે ચઢવાજ કર્યો. આ દાખલો આપણા જીવનમાં હરદમ લાગુ પડે છે. નીચે પડવા માટે માર્ગ નથી મળતો ત્યારે જીવ પર ખેડાય છે; પછી ચઢવું કે પડવું. એક ઉંચું પગથીયું, બીજું પગથીયું ચઢવાની ફરજ પાડે છે. નેપોલ્યનને જ્યારે કહેવામાં આવ્યું, કે આપણા લશ્કરને ચઢાઇ લઇ જઇ આગળ વધવામાં આલ્પ્સ પર્વત વચમાં નડે છે, ત્યારે તેણે હિંમતથી રોકડો ઉત્તર પરખાવ્યો હતો કે; "ત્યારે તો આપણી આગળ આલ્પ્સ પર્વતજ ઉભો રહી શકશે નહીં!" તેમ જ્યારે ધંધો શરૂ કરો ત્યારે દરેક વાતનો બમ ખરાબ રૂપમાંજ વિચાર અને વાતો કરનારા Pessimist નહીં થશો. ધંધો કે હુન્નર ઉદ્યોગ કરવામાં હારી ખાવાની જરૂર કરતાં એક કે બીજે રસ્તે બમ ધુમનાજ રહેવાનો જમાનો બેઠો છે. ગધાવૈતરું કરી પૈસાને વધુ ને વધુ સોંઘો બનાવવાની ૨૦મી સદી ચાલે છે. જ્યારે મજુરી સોંઘી ને પૈસો મોંઘો હતો ત્યારે વિલ્યમ ઓક્ષ્બરીએ પ્રિન્ટર—પેપેર—પબ્લીશર-પબ્લીકન-અને પ્લેયરનાં સર્વ કામ સાથેજ માથે ઉઠાવ્યાં હતાં, જેથી તેને "The five P's" કહેવામાં આવતો હતો. આજે સદીનું માતમ વખત ઉપર બેસીને આવેલું હોવાથી વખતને મારશો તો એક જાતનું તમે ખુનજ કરતા કહેવાશો. વળી એ ખુન માટે પ્રાયશ્ચિત પણ થઇ શકશે નહીં. તેને માટે બળિદાન આપવાથી કે બીજો કોઈ પણ ભોગ આપવાથી પણ પ્રાયશ્ચિત થવાનું નહીં. વખતનું ખુન લોખંડની કલમ વડે આત્મા ઉપર મહા પાતક તરીકે કોતરાતું હોવાથી તેનો ડાઘ ફિટી શકતો નથી. અયારી જીંદગી સ્પેનિયાર્ડોને છાજે, બધાંને નહીં છાજે. પુરૂષે પોતાના પુરૂષ ધર્મમાં પુરૂષાર્થ કરવાનો કાળ હમેશનો છે. રાંડી રાંડની પેઠે ઘરમાં ભરાઇ બેસવાનો વખ્ત આજે નથી. રૂશતમ દાશતાંને કહ્યું હતું કે; "મ્હને હજાર ઘા લાગે તેથી હું મરૂ તો તેમાંજ હું પ્રસન્ન થાઉં, પણ એક બુઢિયા ડોસીની પેઠે પથારીમાં માંદો પડીને મરી જાઉં, તે મ્હારા જેવો એક પહેલવાન પુરૂષ કબુલ ન કરે." ધંધો કર્યાથીજ સિદ્ધિ મળે છે, વાસ્તે તમારા ધંધામાં મચ્યા રહો. એક હાથ જોખમાય તો બીજે હાથ કામે લગાડો. ગોટઝ વોન બર્લીશીંગનનો લેન્ડશટના ઘેરા વખ્તે જમણો હાથ કપાઈ ગયો ત્યારે લોખંડનો બીજો બનાવટી હાથ મુકાવીને પણ તેણે લડવૈયાનો ધંધો પાછો જારી કીધો હતો. જીવતરનો સંપૂર્ણ ઉપયોગ લેવાને સારૂ તમારે તમારૂં મન મારવુંજ જોઇશે, અને આજના વખ્તમાં ઘણી ઘણી લલચાવનારી મોજ મજાહો જતી મૂકવાને તમારે તૈયાર થવું જોઇશે.

બ ખાબ અંદરસ્ત આં કે બીકાર ગસ્ત;
પશીમાન શવદ સું કે બીદાર ગસ્ત.

આજે તો જે જવાનો આળસુ ને અયાસી બન્યો તો તે હવે ઉંઘમાંજ ઉંઘવાનો; અને જ્યારે તે બર નિદ્રામાંથી જાગીને જોશે ત્યારે તો જરૂરજ પસ્તાવાનો. તમે કહેશો કે, જુનું એ કાંઇ હવે સારૂં નથી, અથવા નવું છે તેને છોડવું નથી. પરંતુ મૂર્ખ જવાનોજ

બીજાની બુદ્ધિથી ચાલે છે; બુદ્ધિવાળો જવાંન પોતે પરિક્ષા કરીને તથા નવું અને જુનું બન્ને પ્રસંગને અનુસરીને ગ્રહણ કરવાનો. દરેક ધંધામાં પહેલી તો હાડમારીજ આવવાની. શિખાઉ ધંધાદારીએ હવે ખાધે બોજો ઉપાડતાં શિખવું જોઇએ. સેમ્યુઅલ બજેટ જ્યારે પણ પોતાના કારખાનામાં નવા, ધંધો શિખવા આવનારા, ઉમેદવારોને રાખતો ત્યારે તેમની પાસે માત્ર ખીલા સીધા કરવાનું કામ કરાવતો. તે કહેતો કે; જે ઉમેદવાર ખીલાઓને સીધા સરખા કરી શકશે નહીં, તે ધંધામાં નિષ્ફળે જશે. એટલે કે, ન્હાનામાં ન્હાનું કામ સંપૂર્ણ પણે ચોકસાઇથી જે કરી શકશે નહીં, તેનાથી મોટી જવાબદારીના ધંધા કરી શકાશેજ નહીં. બધાજ જવાનો જો, પહેલાંથીજ કારખાનાના માલિક કે શેઠ બનવાની ખાંડ ખાશે તો અવ્યવસ્થામાંજ આવી પડશે. 'Tis the court of King Petand where every one is master. પેટાડ રાજાની દરબારમાં બધાજ રાજા થઇ પડયા હતા. ત્યાં કાંઇપણ વ્યવસ્થા કે બંદોબસ્ત જેવું રહ્યુંજ નો'તુ. પેટાડનો અર્થ "હુ ભીખ માગુ છું" એવો થાય છે, અને ખરેખર નામ પ્રમાણેજ તે રાજા ભીખારીઓનોજ રાજા થઇ પડયો. એમએટો કહેતા આવ્યા છે કે; **"પ્રારબ્ધ તો પ્રાક્રમ સાથેજ જોડાયલું છે."** સ્પેનિયાર્ડ લોકો એ પ્રમાણથી ઉલટું સિદ્ધાંત પકડીને કામ કરવામા શરમાય છે, ને ભીખ માંગતાં શરમાતા નથી. પરંતુ પોતાનાજ પગ ઉપર ઉભાં રહી ઉદ્યોગથી મોટા થવાની ઇચ્છા રાખનારો જવાંન ભીખ માંગતાં શરમાશે, કામ કરતાં શરમાશે નહીં આજે ભીખ માંગવી એ નીચું જોવાડનારૂં છે. ધંધામાં શરમ ના રાખવી. શાહ સોદાગર લેબે એમોસ લોરેન્સ કેમ મંડાઇને મચી ગયો. એક જવાંન ધંધાદારી ઉમેદવારને તેણે પોતાના એક ઘરાકને ત્યાં એક પારસલ આપી આવવા કહ્યું તે જવાન્યાએ કહ્યુ—"એ કામ મ્હારૂં નહીં, હમાલનું કે હેલકરીનુ કામ કરૂ તો મ્હારી આબરૂમા ખામી આવે!" લોરેન્સે તેને રજા આપી કહ્યું; "જા, તું ધંધો કરી રહયો!" આમ કહીને લોરેન્સે તુર્તજ તે પાર્સલ બગલમાં માર્યું, અને પોતે થઇને પેલા ઘરાકને ઘેર આપી આવ્યો. આ પ્રત્યક્ષ દાખલાની અસર પેલા જવાનના મન ઉપર એવીતો થઇ, કે બીજે દહાડેથી જે પણ કામ પોતાનો શેઠ તેને સોંપે તે તુર્ત કરતો.

હરાં કસ કે બે ગુરીઝદ અઝ કાર કર્દ;
અઝુ દૂર શુદ નામો નંગે ન બર્દ.

જે જવાન પોતાને સોંપેલું કામ છોડી દઇને છટકી જવા માગે, તેવા જવાનથી નહીં નામદારી થતી, નહીં કીર્તિ થતી, કે નથી બહાદુરી થતી! ગરજ પડે તો બાવરચીની નોકરી કરવામાં પણ જે શરમાતો નથી, તે ઉત્તમ ધંધાદારી થઇ શકે. બાબરચી થવામાએ લાજ શરમ શેની? એથેન્યસ ખાત્રીથી જણાવે છે કે, પૃથ્વિ ઉપર પહેલા જે રાજાઓ થઇ ગયા છે તે બધા બાવરચી હતા!! અમલના સ્વછંદી અને મોજીલા જમાનામા ગ્રીસ દેશમાં સીસીલ્યન બાવરચીઓને તો બહુજ માન મળતાં હતાં, અને સર્વથી મોટા સુમારા તેમનેજ મળતા હતા. તે વખ્તે ટ્રીપેસીઓ નામનો રસોયો રાજા જેટલોજ પ્રખ્યાત હતો એક તુચ્છમાં તુચ્છ ફેંકી દેવા જેવી માછલીની વાની એવી તો તે પકાવતો કે આખા કસબામાં તેના સોરમથી લોકો દિવાના થઇ જતા, ને તે વાની ખાવાને હજારો રૂપ્યા થીમતો ખરચી દેતા. રોમનોની મોજ મજા!! મઝ્નીના દિવસોમાં એક રસોયાને ૮૦૦ પાઉંડનો દરમાયો મળતો

હતો। પોતાની પ્યારી પ્રિયા ક્લીયોપેત્રાને તેણીના આશક એન્ટનીએ જ્યારે જ્યાફત આપી ત્યારે જે બાવરચીએ ખાણું પકાવ્યું હતું, તેને-એક મેહેર ભેટ આપ્યું હતું! પ્રીન્સ ડી કોન્ડીઅ ચાન્ટીલીના રાજાને ખાણું આપ્યું હતું તે વેળાએ "ટર્બાટ-સોસ"ની વાની વખ્ત પર ખાણા ઉપર રજુ ન કીધાથી ઇ. સ. ૧૬૭૧ માં વેટલે પોતે પોતાને હાથે પોતાનો પ્રાણ લીધો હતો. ઇ. સ. ૧૭૮૪-૧૮૩૩માં થઇ ગએલા રસોયા કેરીમેને તો "રાંધણ કળાને ઉત્પન્ન કરનાર"નો મહાન ખેતાબ મેળવ્યો હતો. મહારાણી વિકટોર્યાના વડા બાવરચીનો પગાર ૭૫૦૦ રૂ. નો હતો. સાર એ છે કે, દરેક મનુષ્યમાં કાર્ય કરવાની મરજી અને હિમ્મત ધરાવનારો આત્મા વસે છે. તેને ઓળખીને, તમારી શંકાઓને વિશ્વાસઘાત કરનારી લેખીને, કોઇપણ ધંધો આણુ દરકારથી શરૂ કરવાની તમે બીક નહીં રાખો. બાવરચીજ નહીં પણ ઝાડુકસ થયા હો તો ઝાડુ કાઢવામાં પણ તમે સર્વથી સરસ થવાની કોશીશ કરો; અને જો વેપારી થયા તો તેમાં પણ સૌથી ચુનંદા વેપારી થવા માટે પ્રયત્ન જારી રાખો. આજે એક ધંધામાં લાજ લાગશે, તો તમને ગરજે ગધેડો માટી કરવો પડશે ત્યારે છેક ઉતરતો ધંધો પણ કરવાની ફરજ પડશે. રૉજર શર્મન, જીરાર્ડ, કલે, ફુલ્ટન, અને ફ્રાન્કલીન જેવા, સેંકડો ગરીબોને ગરજે ધંધાદારી કીધા. તે ગરજાઉ આદમીઓને જાન મહેનત કરવાની ફરજ ગરજે શિખાડી. તેઓ નસીબ ઉપર નહીં બેઠા, પણ ગરજે ખંતના સાથી થયા.

"નહીં ચીજ કોઇ ગણી, ગરજ સમ નહીં ચીજ કોઇ ગણી;  
માનવંત નિજ માન મુકી, દુશમનને પડતા ઢળી.—ગરજ.  
બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય;  
સોંઘું પણ મોંઘું થઇ બેસે, કળા શકાય ન કળી.—ગરજ.  
સમ્પ આધીન થઇ ઝેર હળાહળ, પીવું અમૃત ગણી;  
જઈ મહા સતીને શીશ નમાવો, જાય આપદા ટળી—ગરજ."

રશિયાનું મહાન રાજ્ય સ્થાપનાર પીટર ધી ગ્રેટ હતો. તેણેજ સેંટ પીટર્સબર્ગ બાંધ્યું. અને રશિયાને યુરોપમાં હરોળે આણ્યું હતું. પરંતુ રાજા થયા પછી તેને વહાણોના, કાફલાની જરૂર પડી. તેણે પારકે આધારે રહેવા ન ધાર્યું, અને તુર્તજ પોતાનું તાજ અને રાજદંડ બાજુએ મુકી દીધાં; પછી ઇંગ્લંડની ગોદીમાં જઇ એક મજુરને વેષે ત્યાં મજુરી કરવા રહયો હતો. તેની મતલબ વહાણો કેમ બનાવવામાં આવે છે તે જાતે જોઇને તે પ્રમાણે રશિયામા વહાણ બનાવવાનો ઉદ્યોગ દાખલ કરવાની હતી. તેને મજુરી કરતાં લાજ નો'તી લાગી. સર રીચર્ડ આર્કરાઇટને ૩૦ વરસની ઉમ્મરનો થયો ત્યાં સુધી હજામનો ધંધો કરવામાં લાજ નો'તી લાગી; જ્યારે આજનાં ફેશનેબલ જવાનો ભુખે મરશે, કરજ કરશે, પણ બાપીકા નબોળા ધંધામાં બોજ પકડી બેસશે. આર્કરાઇટ તો બાપીકા હજામતના ધંધાને પણ આણુ દરકારનો અને કુનેહ કિસબનો ગણતો હતો. આ ઉપરથી મુંબઇમાં બનેલો એક દાખલો યાદ આવે છે, કે જીજીભાઇ છાપગર નામના પારસી જ્યારે ત્યારે હજામત કરાવતાં પોતાના હજામને છેડતા કે; "ચાલ, ચાલ વહુનો વેર! ઉતાવળ કર!" ત્યારે તે હજામ કહેતો કે; "શેઠ! શેઠ! ધાંધળ ધસ્પચ કરવાનું આ કોઈ આ કામ નથી એ પણ કાંઇ હરીસમાં જઇને

ચરચર ચિત્રી મારીને ઉતાવળે ઉઠી આવવાનું કામ નથી. એ તો હજામતનું બારીક કામ છે, સમજ્યા શેઠ? એ તો હજામત કરવી છે હજામત! આરીસ બારીસ જેવું હલકું કામ નોય સમજે શેઠ! જરા અવળો હાથ ફરે તો તમારો જાન જતો રહે શેઠ!"

ગમે એટલું નજીવું કે થોડુંક ધંધાનું કામ હોય તે પણ સારી રીતે સંપૂર્ણ કરતાં શરૂઆતથીજ શિખવું જોઇએ. કોઇ પણ રોજગારમાં નાઉમેદ થશો નહીં ધંધો કરતાં નાસીપાસી, નાઉમેદીના માત્ર વિચાર પણ કરશો નહીં. નાઉમેદ ધંધોજ નાસીપાસ કરે છે, બાકી બીજી નાઉમેદી છેજ શું? ખંત ને શ્રમથી તમે ચ્હાશો તે કરીને ઉભા રહેશો. અમુક ધંધામાં અસંખ્ય ધંધાદારીઓ ઉભાઇ જાય છે, એમ સમજી તમારો હાથનો ધંધો છોડી બેસશોજ નહીં. એક જવાન ડેનીયલ વેબ્સ્ટર આગળ જઈ ફરિયાદ કરવા લાગ્યો કે; વકીલો એટલા બધા વધી પડયા છે, અને જુના વકીલો એટલી તો ઉંચી ટોંચે ચઢી ચુકયા છે કે; નવા વકીલો માટે એ ધંધામાં કાંઈ ફીલ્ડ બાકીજ નહીં; તેઓને ટોંચે ચઢવા માટે કાંઇ આશાજ નથી." વેબ્સટરે કહયું: "ભલા આદમી! વકીલો ગમે એટલા વધી પડયા કાં ન હોય, તોપણ એક જવાન ધંધાદારીને માટે ટોંચે ચઢવાની જગો તો ખાલીજ સમજીને દરેક જવાને તે ટોંચે ચઢવાના પ્રયત્ન તો કરવાજ કરવા. ટોંચે નહીં શું ચઢી શકાય?" રોજગાર કિયો પસંદ કરવો તે જે તે જવાને પોતેજ પોતાની વળણને અનુસરતો પસંદ કરવો. હે જવાન! ત્હારૂં પોતાનું અંતઃકરણ કહે તેજ ધંધો તું કરવા માંડજે. ધંધા નિષેધ ગણેલા છે, તે એવા કે લોકોની નીતિને ખલલ પહોંચે ને નુકશાન થાય તે ધંધા સિવાય બધા ધંધા કરવા. ધંધો કોઇ ખરાબ નથી, પણ ધંધાને સારો કે નરસો માણસ બનાવે છે. ધંધામાં આળસાઇ એજ પાપ છે. ચોરી ઠગાઇ વિશ્વાસઘાત, ઉચાપત વિગેરે દરેક ગુન્હા આળસુ જવાન વર્ગ તરફથીજ કરવામાં આવે છે.

હમાન કાહેલી મર્દુમ અઝ બદ દેલીસ્ત;
હમે આવાઝ બા બદ દેલી કાહેલીસ્ત.

ગુન્હાભર્યાં અંતઃકરણથી આદમી પાપી અને આળસુ થઇ બેસી રહે છે. કેમ કે આળસાઇ અને પાપી વિચારો જોડીયા ભાઇઓની માફક જોડાયલા રહે છે.

જે જવાન આદમીઓ વારંવાર નોકરી ધંધા બદલ બદલ કર્યા કરે છે તેઓ એક પણ ધંધામાં સંપૂર્ણતા મેળવ્યા વગરના ખાલી હાથે ઘેર આવે છે. ઉલમાંથી નિકળીને ચુલમાં પડે છે, અને ચુલમાંથી નિકળી પાછા ઉલમાંજ પડે છે. દરેક જવાન પોતાના સંજોગ, પોતાની તક, અને પોતાના ખંતીલા શ્રમ પ્રમાણે તે જેવો થવાની આહેના રાખતો હશે, તેવોજ તે થઈ શકશે. કુદરતી બુદ્ધિ વિષે અમરપો લવલવારો કાંઇ કામનો નથી. દરેક જવાને પોતાની ચઢતી પોતાની મેળેજ કરવી જોઇએ. નસીબ જેવી કાંઇ ખાસ ચીજ નથી. ખંત અને ઉદ્યોગથી નસીબ બંધાય છે. અકસ્માતથીજ કાંઇ હમેશાં એક બાજુ આગળ ચાલે કે પાછળ ચાલે, પણ ઉદ્યોગનું પ્રાધાન્ય છે. તમે નોકરીનો ધંધો અખત્યાર કર્યો તો તમારો માલિક રગડે તેમ રગડાવ કરે તેમ કસાવ. મી. મનુભાઇ નંદશંકર મહેતાનો કિસ્સો ધારણ કરો. તેઓને પ્રોફેસર ઉપરથી ગાયકવાડ સરકારમાં દિવાનગીરી મળી તે શાથી? દિવાન ઉપરથી ઉચકી નાખીને હજુર કામદાર બનાવ્યા તો કહે "હા," અને કામદાર ઉપરથી સુબા નિમ્યા તો કેહ; "હા રે હા બાઇ!" એજ રીતે તમારા શેઠને તમે રાજી રાખીને તેના હુકમને અનુસરીને ચાલશો તો ઉંચી ટોંચે ચઢશો. વિદ્યા એકલી

કામની નથી વહેવાર જ્ઞાન થવું જોઇએ. પૅન્ગલોસ "એલ. એલ. ડી" નો ખેતાબ મેળવવાને તેમજ "એ. એસ. એસ." એટલે કે "બધી ભાષાઓના ઉસ્તાદ"નો ખેતાબ મેળવવા પામીને તે બહુબુદ્ધિમાનને લીધે પોતાના ટેકમાં રહ્યો; ને ગરીબ તો એવો થઇ પડયો હતો, કે આવા મહાન વિદ્વાનને વેરે ખાવાનું પણ મેળવવું અશક્ય થઇ પડયું હતું! કાંકે વહેવાર જ્ઞાન તેનાંમાં નહીં હતું.

મુંબઇ એજ કાંઇ ધંધાનું ક્ષેત્ર નથી. મુંબઇનેજ પકડી શા સારૂ રહેવું? ખંતીલા જવાનને દરેક ઠેકાણે તેનો દેશજ છે, અને જ્યાં જાય ત્યાં તેને પોતાનું વતનજ દીસે છે. શાંતપણે ઉદ્યોગ કરનારાને સઘળાં રહેઠાણ મહેલો મીસાલનાજ છે. મુબઇમાંજ કાંઇ જીવાય છે? મરઘો હોય ત્યાંજ શું કાંઇ વહાણું વાતું હશે? પોતાના દેશથી કંટાળી ગએલો, અને ધંધા રોજગારથી હેરાન થએલો પેરેયાઇન પરદેશ, આસ્થો જઇ નસીબ અજમાવવાના ઇરાદાથી જોબ થોર્નબરી પાસેથી ઉછીકા રૂપ્યા ૧૫૦ લઇને પરદેશ વેપાર કરવા ભાગી ગયો. લાંબે વખ્તે ઉદ્યોગ અને ખંતથી થોડી થોડી કરતાં ઘણી દોલત ભેગી કરી. પૈસો પૈસો બચાવીને મોટો સંગ્રહ કર્યો. ભાઇઓ! કરકસર હવેજ કરજો; ને સાદી જીંદગી ભોગવી પૈ પૈ ભેગી કરજો.

અંદક અંદક બહમ શવદ બીસીયાર;
દાને દાનસ્ત ગલ્લે દર અમ્બાર.

થોડું થોડું એકઠું થવાથીજ ઘણું થાય. અનાજના એક દાણાથીજ ખળીનો ઢગલો થાય. થોડે થોડેજ ઘણું થાય, અને ટીપે ટીપે સરોવર ભરાય.

પછી એ પેરેગ્રાઇન લાંબે વખ્તે પાછો લન્ડન આવી પહોંચ્યો. તેજ દિવસે તેને ખબર પડી, કે તેનો શાહુકાર જોબ થોર્નબરી નાદાર થવાથી દેવાળું ફુંકે છે. આ ખબર જેવી પેરેગ્રાઇનને પડી તેવીજ તેણે સઘળું કામ પડતું મુકી બધા માંગનારાઓનો હિસાબ જોવા માંગ્યો, અને સર્વ લેણદારોનું દેણ થોર્નબરી વતી પોતે પોતાની દોલતમાંથી પતાવ્યું, અને થોર્નબરીની દીકરી સાથે લગ્નના ગાંઠથી જોડાઇ સસરા સાહુકારની ઇજ્જત નિભાવી. જવાન ભાઇઓ! જો તમારે તમારૂં કલ્યાણજ કરવું હોય તો સીડની સ્મીથે હાસ્યમાં કહ્યું તેમ, ટાઢ અને તડકાનો, જોખમ કે ભયનો વિચાર કર્યા કરીને તમારે બસ કિનારે ઉભા રહી થાકવું જોઇતું નથી, પણ દરિયામાં કુદી પડીને તમારાથી બને એટલી સારી રીતે તરીને બહાર આવવાનો પ્રયત્ન કરવો, એજ આજના નવા બદલાયલા, મજુરી મોંઘી ને પૈસો સસ્તો એવા જમાનામાં દરિયા ખેડવાની જરૂર છે; જરૂર ત્યારેજ હાથે લક્ષ્મી આવીને પગે લાગેલી અવ્વર ચાલી જશે. એક ધંધામાં બનતાં સુધી ડરીને પગ ગોપીને રહેવું, ને ચાલતી રોજીને વારંવાર લાત મારશો તો કયે પણ ઠરીને રહેવાશે નહીં.

# નવરંગ-સાચું સ્વપ્ન.

( લેખક—પાદરાકર.)

પૃથ્વિનાં પટલ ઉઘડયાં. અવનીએ અવનવી નવરંગી સાડી સજી. વિશ્વ નિવાસીઓ આજે અજબ આનંદમાં જણાય છે, જયાં ત્યાં વિનોદ, ઉલ્લાસ, આનંદ અને મોજમજાહ થઈ રહયાં છે. સમસ્ત જગત--નવરંગી વિશ્વ આજે હસી ઉઠયું છે. આજે નવું વર્ષ છે—બેસતું સાલ છે.

"નાથ! ઉઠશો હવે? પ્રાતઃકાળની ગુલાબી રંગની દિવ્ય ઉષા તમને નવા વર્ષનું અભિનન્દન આપવા, હાસ્યપુષ્પ લઈ આ સામે આવી ઉભી છે. જુવો! વ્હાલા, તમને મુબારકબાદી આપવા આ તમારી કિંકરી, તમારા સામે કયારનીએ પુષ્પ છાબ લઈ ખડી છે. પ્રાણ! ઉઠો! જીવનાધાર! જાગો! આજનું આ નવિન વહાણું તમને અભિનન્દનીય હો! મુબારક હો!! નવરંગીએ પોતાના સ્વામીનાથને ઉઠાડતાં કહયું.

"પ્રિયા! શાણી સલુણી! આવ! આવી? મુબારક! પ્રાણેશ્વરી તમને પણ આ નવું વર્ષ મુબારક! પણ દેવી! હું તો સ્વપ્નામાંજ હતો. સ્વપ્ન સૃષ્ટિમાં મેં અલૌકિક દેખાવ જોયો. અહા! સ્મરણ થતાં કેવો આનંદ થાય છે. દિવ્ય સ્વરૂપો આકાશમાંથી-સ્વર્ગમાંથી ઉતરી આલમને ઉપદેશ અમૃત પાઈ ગયાં છે. અને અનન્ય આદેશ દઈ ગયાં છે. અહો! શું કહું—શું કરૂં? વાહલી બહુ અજબ જેવું છે—ન કહી શકાય એવું છે!" નવરંગ પોતાને આવેલા સ્વપ્નનું સ્મરણ કરતાં બોલ્યો

"નાથ! અજબ જેવું! મને પણ ગઈ રાત્રે એક દિવ્ય સ્વપ્ન દર્શન થયું છે. આહા! સ્મરણ થતાં રોમાંચ ખડાં થાય છે. કહો! કહો! નાથ તમને શું સ્વપ્ન આવેલું, પછી હું મ્હારૂં સ્વપ્ન તમને કહીશ." નવરંગી બોલી.

"વ્હાલી! પાછલી રાત્રે જાણે દુરથી મને દિવ્ય પ્રકાશ આવતો જણાયો. તેજ તેજના અંબાર પ્રકટી નીકળ્યા. દિવ્ય પરિમળ મ્હેકવા લાગ્યો. વાયુની શીતળ લહરિઓ રેલાવા લાગી. અને વિધુત શા પ્રકાશનો ગોળો જાણે આકાશમાંથી મહારા તરફ આવતો જણાયો. મારાં નેત્રો તેજથી અંજાઈ મિચાઈ ગયાં-અર્ધ ઉઘડયાં ત્યા તે બિમ્બમાંથી એક પ્રશાંત ગંભિર તેજોમય મૂર્તિ ઉતરી આવી. હાથમાં ધનુષ્યબાણ, કાનમાં કુંડળ, માથે રત્નજડિત સુવર્ણ મુકુટ અને પગમાં પાવડીઓ પહેરેલી તે મુર્તિ મહાનુભાવ શ્રી રામચંદ્રજીની હતી. તેમના દિવ્ય પરવાળાશા ઓષ્ટો ધીમે ધીમે જુદા પડયા, વચનામૃતો ઝરવા લાગ્યા. મેં નિદ્રામાં તે સાંભળ્યા:-

"નવરંગ—નવરંગ! ઉઠ! જાગૃત થા! ભારતના લાડકા પુત્ર! નિદ્રા ત્યાગ! ઉઠ્યું જો! હું રામ સ્વર્ગમાંથી કાંઈ કહેવા આવ્યો છું! નવરંગ આ શુ? મારી

આજ્ઞાઓ વિસારી મુકી છે. ત્હારે ત્યાં અત્યારે શુ ચાલી રહયું છે? ઓ દેશનના ગુલામ? મોહ, માયાના દાસ ગર્વના ગુલામ, નિચ વાંછાઓના, પશુવૃત્તિના દાસ? ત્હારી આ શી દશા? તમે-હિન્દ સંતાનોએ, પૂર્વના શુદ્ધ આચાર વિચાર ત્યાંગી આ શા નિચ આચરણ અગિકાર કર્યા છે? અરેરે! ત્હેં એક પત્નિવૃતને પાણીચું આપ્યું છે, પિપ્ટભક્તિને પગ તળે કચરી છે! સત્ય અને સંપને સમુળાં સળગાવી મુકયાં છે! શ્રદ્ધા, પ્રભુભકિત, બધુભાવ, સેવા, સ્વાશ્રય અને સહકારને સાગરમાં ઝબકોળી દીધાં છે! ઓ એક સમયના અલૌકિક સ્વર્ગ જેવા ભારત સંતાન નવરગ! આજ તમારી આ શી દશા? ઉપરથી ભપકો મારવા છતાં, દુરાચાર અનીતિ, વ્યભિચાર, કુસંપ, ગુલામગીરી, અને લોભને વશ તું દુર્બળ પડતો જાય છે. એક સમયના મારા પ્રાણાધિક પુત્ર તમારો ઉધ્ધાર હવે કેમ થશે? નવરગ! નવરંગ! જાગૃત થા ને હમારૂ ચરિત્ર અગિકાર કર.

પ્રેમ ભકિત ને સંપ નીતિએ, વિશ્વમાં ઉન્નત થજે,
નવરંગ નિર્બળતા ત્યજી, ભારત જગતમાં ગજવજે.

ગયા! સીતાપતિ રામ ગયા. પુનઃ એક પ્રચડ બ્રહ્મનાદ થઇ. આકાશનાં પટ ફાટી દિવ્ય શરીર ધારી, જ્વાજલ્યમાન યોગિરાજ ભિષ્મપિતામહની છાયા મારા પલંગ પાસે આવી, મને સ્પષ્ટ કહેવા લાગી

વત્સ! નવરંગ! પાછો ઉંઘવાનો વિચાર કરીશ નહિ! આ શું? કયાં ગયો તમારો શુદ્ધ સનાતન દાઝ? પોલા ઢોંગી ધર્મ અને ધર્માચાર્યોની ફસવણીમાં ફસેલા નવરગ જાગ! તારા ઘરમા શુદ્ધ ધર્મનું લીલામ થાય છે. અધર્મ આચરણ થાય છે. પિતા પુત્રના, માતા પિતાના, પતિ પત્નીના, ભાઈ બેહનના અને માનવ માત્રના ધર્મ વિસરી જવામા આવ્યા છે. બ્રહ્મચર્યનું પાલન થતું નથી. બાળલગ્ન વિકાર લોભને વશ પડી બ્રહ્મચર્યથી વિમુખ થઇ તમે પામર બનતા જાવ છો-નબળા પડતા જાવ છો-પરવશ થતા જાવ છે. કર્તવ્ય પરાયણ-આત્મ સંયમી, બ્રહ્મચારી, નિર્વિકારી થવા ઓ નવરંગ! ઉત્સુક થા-જાગ-જો:—

નિજ ધર્મ ધારી બ્રહ્મચર્યે, અડગ હિંમત ધારજે!
નવરગ કર્તવ્યો કરીને, કીર્તિ દિગંત વધારજે.

ભિષ્મ પિતા જતાં વીર પૃથુરાજ ચહુઆણની મહાબલવાન ભીમ મૂર્તિ મને દૃષ્ટિગોચર થઇ. લીબુની ફાડ જેવાં નયનો જોઈ હું બીધો. વીર બોલ્યા—

"ભીરૂ નવરંગ! જાગે છે કે? ઓહ! ખેદની વાર્તા-નવરંગ!:—

સ્વદેશ ભકતોનાં સંતાનો, આજ રખડતા ફરતા છે,
રણ શુરાના કુલ દીપકો, બીલાડીઓથી ડરતા છે.

વાહ! રણ શુરા પૂર્વના ભારત નરરત્નોની જગ્યા સાચવનાર નવરંગ! આ કોલર ટાઈ ને ફેશનની ગુલામીમાંથી કાંઈ જાગૃત થઇ તમારી સ્થિતિ વિચારશો કે? કરોડો દેશબાંધવો ભુખે મરતા-ભોંયપર આળોટે છે, તે વખતે મીષ્ટાન્ન આરોગી

સવામણ રૂની તળાઈમાં આ શીશમી છત્ર પલંગમાં કેમ સુઈ શકે છે? ઓ મુર્ખ સ્વધર્મ અને સ્વદેશનું પ્રાણાતે રક્ષણ કરનારના કુળદિપક! ગુલામ! એ સંબોધને સંબોધાયા છતાં ગાલપર ધોલ મારી મુખે રાતું રાખતાં શરમાતો નથી! અરેરે! જાગ્રત થા. નવરંગ જો!:—

રણવીર થા—બહાદુર થા—કર્તવ્ય નિષ્ટ ઉદાર થા.
નિજ દેશ કિંકર વીર થા—નિજ દેશ બાંધવ વહાર થા,
નવરગને દેતો જવા—કુળ હિન્દ માતાને પડી
કુલદીપક સાચો હિન્દનો, થાજે ઉચ્ચા કર્મો કરી.

વ્હાલી નવરંગી બગ પૃથુરાજ ગયા તે મારા અંતરમાં હોલી સળગાવતા ગયા. હાય! હું કોણ-સ્વર્ગસમા ભારતનો બાળક નવરંગ! આખા વિશ્વના નંદન વન સમો—મારો દેશ! રૂષિમુનિઓની નિવાસ ભુમીમાં ઉત્પન્ન થયલો હું નવરંગ, આજ આય પામર, કર્તવ્ય વીહિન, દરિદ્ર, પરવશ, કુસંપી, અને નિર્બળ રહયો. હાય! હવે શું કરવું? બસ! વ્હાલી આજથી પ્રતિજ્ઞા છે કે હું મારી હિન્દ માતાના સંતાનને યોગ્ય એવું આચરણ આચરીને મારા દેશને અજવાળીશ. બસ!"

જય સ્વદેશ-જય સ્વદેશ-જય સ્વદેશ દેવા-જય સ્વદેશ
આત્મ સંયમે કરીશ-દેશનીજ સેવા જય સ્વદેશ.
બ્રહ્મચર્ય—ભવ્ય ધૈર્ય, સ્વર્ગ સ્થાન લેવા—
અણુ-અમર અચળ વિશ્વમાહિ એક રહેવા—જય સ્વદેશ.
સત્ય સંપ-સ્વાશ્રયે, સુપ્રેમ ભકિત દેવા
અમલ આર્ય દેશ બને, પ્રતિજ્ઞાજ છે આ—જય સ્વદેશ.

"નાથ! મને પણ સ્વપ્નામાં સતી સીતા, સતી દ્રૌપદિ, આદિ અનેક મહાન, વિભુતિઓ ઘણો સારો ઉપદેશ દઈ ગઈ છે ને મેં પણ એક સાચી આર્યા થવાની પ્રતિજ્ઞા કરી છે—જુવો આ સામેથી કોઇ બે મંગળ મુર્તિઓ આવે છે. કેવાં પ્રશાંત નયન અને કર્તવ્ય પરાયણ મુદ્રાઓ! અન્તયણીથી નવરંગી બોલી:—

ખરેખર સામેથી કર્મવીર દાદાભાઇ નવરોજજી અને ફિરોજશાહ મહેતા પ્રકાશ વચ્ચેથી ચાલ્યા આવતા બોલ્યા કેઃ—

વત્સ નવરંગ! જાગજે. ત્હારા દેશને, ત્હારા ધર્મને, ત્હારી માતાની કુખને, ત્હારા કુળને અજવાળે એવાં કર્તવ્યો તમો બન્ને પતિ,પત્નિ આચરજો. હમો સ્વદેશ અને સ્વધર્મ ભકિતથીજ બેહિસ્ત પામ્યા છીએ. તમારા દેશને હમણાં તમારી સાચી સેવાઓની જરૂર છે. માટે જાગૃત થાવ—સાચાં, નિડર, શુદ્ધ, અને કર્તવ્ય પરાયણ કર્મો કરો—બસ—સલામ—તમને આજનું સબકતુ-પન્હોતું નવું સાલ મુબારક. તમને ને સૌ દેશને-આખી આલમને,

જાગ્યાં—બન્ને મુબારક શબ્દ બોલતાં જાગ્યાં—ત્યાં બહારથી નવું સાલ નવરંગને મુબારક એવો અવાજ આવ્યો. બોલો આખી આલમને સાલ મુબારક-મુબારક!

# હિંદની વિપરીત વ્યવસ્થા.

(હરીગીત છંદ.)

જન જોખમો ખેડે નહીં, પરદેશને પંઠે ચઢી,
સહુકાઈને સળગાવિ દે, સૌ એકબીજામાં લઢી;
કરી જાંગ્રતીનો લોપ, નિરધારી વધુ પળ નિંદની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૧.

સહી સંકટો શીરપર સદા, સહુ જન્મ ભુમીમાં રે'જડયા,
પણ ના પિડયા પરિત્યાગિ, કો ઉંચાઇના શીખરે ચઢયા;
ખપ જોગુ ભણતર ખોળિને, સ્થીતિ ભોગવે શરમિંદની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૨.

શિશુ બાળકીની સાથ કો, અજ્ઞાન બાળક ઓળવી,
સંબંધ સમજાવ્યા વિના, દે લગ્નની બાજી લવી;
શી રિત્ય તે ખિલવે પછી, નિજ શકિત જળ—અરવિંદની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૩.

કૃષિકાર કરતા કામ પણ, વહિ જાણુનારા વૈતરૂં,
નવિ પધ્ધતિ નવ અનુસરે, ખરચે વૃથા તનબળ ખરૂં;
બહુ ટોકિએ તો બસ ધરે, જપમાળ કર ગોવિંદની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૪.

જુદી રે'ણી કે'ણી રસમમાં, ધરી પક્ષ જુદા જન કુદે,
કુસંપ ધારી કુટાય સૌ, ગભરાઈ જઇ ઉડતા કુદે;
પ્રત્યક્ષ ભિન્ન પ્રણાલિકા, ગુજરાત— કોકણુ— સિંધની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૫.

જઈ ચિન્હ ચાતુર વર્ણનાં, સૌ શાસ્ત્રને પાને ચડે,
હિનપસ્તિ હિંદુઓની, 'કાળીદાસ' ને કયમ પરવડે;
ઘટ રોપણી કરવી ઘટે, બળવાન પૂર્વજ બિંદની,
વિપરીત વ્યવસ્થા! હાય!! આ શી હાલ ભાસે હિંદની.—૬.

કાળીદાસ ગીગાભાઈ રાજગોર.

# પુત્રવધૂ

[ લખનાર—રમણલાલ નાનાલાલ શાહ. ]

—:o:—

"Change as ye list, ye winds!
My heart shall be,
The faithful compass that still Points to thee."

John Gay.

વાયુ ઘણા પલટાય છે, મારૂં હૃદય નિશ્ચલ છતાં,
તારા તરફ દિકચકના, સોયા પ્રમાણે સર્વદા.

બેદિલ.

પારસી બંધુઓનો પટેટીનો તહેવાર તેમને કેટલો આનદ ઉપજાવનાર છે? તેવીજ રીતે ખ્રીસ્તી પ્રજાને ક્રીસમસના ટાણે કેવો આનંદ થતો હશે? પરંતુ પટેટીના દિવસે સવારના સાત વાગ્યાથી મેઘ મહારાજા છાવણી મારીને બેસે અને આખો દહાડો અને રાત વરસ્યાજ કરે તો પટેટીની મોજ કેટલી કમતી થઇ જાય? તેમજ ઇન્ગલાન્ડમા પણ ક્રીસમસ ટાકણે રાત્રે એક વખતે અતિશય બરફ અને કરાંનો વરસાદ વરસી, સાથે સાથે બરફ જેવાં ઠંડા પાણીનો ધોધ માર વરસાદ વરસી રહયો હતો. ઠંડી એટલી વધી પડતી હતી કે હાડેહાડને કકડાવી નાખતી હતી.

કેઠલગ્ટનનો સ્કવાયર પોતાના આલીશાન મકાનમાં બારી બારણા ઉપર વેલવેટના કીમતી પડદા ટાગી, બારી બહારથી મજબુત બંધ કરી પોતાની સેડલ-બેગની ખુરસી ઉપર અગ્નિસ્થાન ( Hearth ) નજીક આરામથી અલેટાઇને પડયો હતો, અને કાળા કોલસાની જવલંત લાલ જવાળાઓ ઉચે ઉચે જતી હતી તેને ધારીને જોતો હતો

દેખાવે દુ:ખી, કંગાલ, અને સંકટથી નિરાસ બની ગયલો આ સરદાર પોતાની મગરૂરી અને મીજાજથી હજુ પણ સહેજ અક્કડ દેખાતો હતો. પોતાના એકના એક જુવાન પુત્ર જ્યોર્જના ભગ્ણ ગયીની આ આનંદના અવસરની પહેલી પર્વણી હતી. પણ અગમાસર્પ કરડયો હોય તે ખેલાડી હાસ્યરસનો ભાગ કેમ ભજવી શકે? હૈયામાં કારી જખમ લાગ્યા હોય તેને આરામ કયાથી? જ્યોર્જ હિંદુસ્તાનની ઉત્તર પશ્ચિમ સરહદ ઉપર જાગેલી લડાઈમાં ગયે વર્ષે સૈનીક તરીકે ગયો હતો. તેવીસ વર્ષ સુધી વૃધ્ધ સ્કવાયરની નયનોનું નુર, અને જીગરનો સીતારો તે

હતો. પણ મોત કોને છોડે છે? તે ક્યારે સમય કે મનુષ્યના સામું જુએ છે? તેને તો બધા અવસરો, બધીજ વય, અને બધાજ મનુષ્યો સરખાં હોય છે. એક વિદુષી સન્નારીએ સત્ય કહ્યું છે કેઃ—

Leaves have their time to full,
"And flowers to wither at the north wind's breath.
"And stars to set, but all,
"Thou hast all seasons for thine own, O! Death!'
Mrs. Hemans.

આ મુજબ સદાના હસમુખા, આનંદી, ગૌરવર્ણના કદાવર બાંધાના જ્યોર્જની અત્યારે તેના સ્વદેશથી હજારો માઇલો દુર, હિંદની સરહદ ઉપર એક કબર માત્ર રહી હતી. તેનો અમર આત્મા સ્વદેશને માટે ભારે શુરાતન બતાવીને સ્વર્ગે સંચર્યો હતો.

આજ કારણથી આપણે વૃધ્ધ સ્કવાયરને કીસમત અને મોતને હજારો ફીટકાર આપતો, દુઃખી ચિત્તે બેઠેલો જોઇએ છીએ.

આ અરસામાં નીચે મહોલ્લામાં આનંદી અવાજો સંભળાયા અને ખુશાલ છવે લહેરે લહેરે નીચેનું ગીત ગાનારાઓના અવાજો સ્કવાયરના કાને પડયા.

"While sheperds watched their flocks by night.,
"All seated on the ground.
"The Angle of the Lord came down,
And glory shone around.
"Fear not said he......................"

ડોસાના મિજાજની કમાન છટકી ગઈ. જોરથી ઘંટ વગાડીને વડા બટલરને તેણે અંદર બોલાવ્યો. પોતાના શેઠના મિજાજથી ગભરાતો ગભરાતો બટલર અંદર આવ્યો. ડોસો ઉખડયો,—"એ તું તારા મનમા ચાહ શું પી મરે છે? મેં તને નહોતું કહયુ કે મારા આંગણે અને આજુબાજુએ એવાં કંગાલ આનંદનાં ગીતો હું હવે નહિ ગાવા દઉં? મેં તને નહોતું કહ્યું કે આવી કોઇ પણ જાતની મૂર્ખાઇ હવે અહીં ન જોઇએ?-હેં! એમ તરણુચ જેવો ઉભો શું રહયો છે? ગધેડા! બસી મરને? મેં તને કહ્યું હતું કે નહિ? જા! દોડ!! હમણાં ને હમણાં બધાને કાઢી મુક નહિ તો તારો ટોટો પીસી નાખીશ? મૂર્ખો! મારા છવન આનંદ આપવાને આગ થના દેતો હઇશ, કેમ? મને આનંદ? તેને અને મારે તો બાર બાર ગાઉનાં છેટાં છે. મારે તો માત્ર શાંતિ જોઇએ છિએ. જા, બે મિનીટમાં તેમને કાઢી મુક. અને નહીતર—હે! મેરી! કાં? શું છે? શું કહે છે? તેને સાંભળવુ ગમે છે? કાંઇ ચકરમ તો નથી બની ગઇ? Don't talk such absolute nonsence!'

ડોસાની વૃદ્ધ સ્ત્રીએ પોતાના સાતીનના સ્કર્ટને સહેજ ઠીક કર્યો, અને શાંત ગિતે તેની નજીકની મોટી ખુરશીમાં આવીને તે ગોઠવાઈ મ્હેજ મ્હીતાં મ્હીતાં ધ્રુજતે અવાજે તે બોલી, "જ્હોન! ચાલો ક્રીસમસ છે"

ઝકવાયર ક્રોધથી અને તીરસ્કારથી ગરજીને બોલ્યો,—"ક્રીસમસ! કયા આનંદને માટે? હવે શું આનંદ આપણને રહ્યો છે. હવે શાનાથી આપણને આનંદ મળવાનો છે?" અને એમ બોલીને તે વૃદ્ધ પિતાએ સામે દિવાલ ઉપર તેવીસ વર્ષના એક તરૂણ યુવકની છબી તરફ જોઇને જોરથી નિસાસો નાખ્યો વૃદ્ધ અને કઠોર હૃદયનો છતાં તેની આંખમાંથી એક બે આંસુ ખરી પડયાં. અને દુઃખનું એક ડચકુ તેણે ખાધું. પોતાના પ્રાણ સમાન પુત્રના મૃત્યુની યાદથી વૃદ્ધ દંપતિનું જીગર બળીને ખાખ થઈ જવા લાગ્યું

એટલામાં ડોસો બોલ્યો, "મેરી! એ આ બાળકના રડવાનો અવાજ કયાંથી સંભળાય છે?"

"હા; તે બાળકનોજ સાદ છે પણ ભલા અહીં બાળક કેવું? આવી કાળી અંધારી માઝમ રાતે, બરફ, કરા. અને વરસાદથી જ્યારે પ્રચંડ રીતે કુદરત કોપી રહી છે તે વખતે ફુલ જેવુ નાનુ બચ્ચું મારે આગણે શી રીતે આવ્યું?"

એટલામાં બટલર બારણું ઉઘાડીને હાથમા એક છોકરૂ ઉપાડીને ત્યાં લાવ્યો. આહ! કેવો સુંદર દેખાવ? આ નાનું નિર્દોષ રૂપાળુ ભુલકું ઘડીમાં રડતુ, ઘડીમાં લાતો લગાવવા પગ ઉચા કરતુ! તો ઘડીમા હસતુ. કેવુ ગલગોટા જેવું લાગતુ હતું! સૌંદર્યની તો જાણે એ સાક્ષાત પ્રતિમાજ હતો. નિર્દોષતાનો તો ભંડારજ હતો. બાળક! તે કોના બારણે? કુદરતની સુવાન દંપતિને તે કેવી અમુલ્ય બક્ષિસ છે. મહાકવિ કાલિદાસે 'શકુન્તલા'મા સત્ય કહયુ છે કે:—

"કઈ કઈ દીસતી દંત કળીઓ વણુ નિમિત્ત હસવા થકી.
ને કાલી કાલી બોલી, ન સમજાય તેવી તોતલી,
અંકે ચઢીને બેસવા, બાહુ તલપતા પુત જે લીયે,
થાયે મલિન વળી અંગ, ધુળે ધન્ય તેને લેખીએ."

આવું મધુરૂ બાળક ત્યાં નજીકની એક ખુરસી આગળ મુકતાં બટલર બોલ્યો —"બાઇ સાહેબ! મે બારણું ઉઘાડયું અને વાજાંવાળાઓને બહાર હાકી મુકયા તે વેળાએ બારણાના એક ખુણામાં આ નાનું ભુલકુ એક ફાટેલા કપડામાં વીંટળાયલુ અને આગમથી ઉંઘતું પડેલુ હતું. મેં તેને અંદર આણ્યું છે."

"થોમ્સન! મને આપી દે અને તું જા," બાઇનો હુકમ સંભળાયો બટલર પોતાનો નાજુક બોજો બાઇના હાથમાં સંભાળથી મૂકી ચાલતો થયો.

વૃદ્ધ મેરીએ નાજુકતાથી તે બાળકને હાથમાં લઈને રમાડવા માંડયુ. કદી કદી તેને ઉચકીને પોતાના ફીક્કા અને ચીમળાઈ ગયેલા ગાલો સાથે આ ગુલાબના ફુલ

સમાન ભુલકાનાં તરો તાજગી ભર્યાં ગુલાબી ગાલો તે અરકાડતી, અને કદી કદી તેનાં મ્હોં અને ગાલ ઉપર ચુંબન કરી ભુલકાંને ગુંગળાવી દેતી. ભુસ્સુ ભુલકું પણ ડોશીની સાથે ગેલ કરવા મંડી ગયું.

વૃદ્ધ રકવાયરને કંટાળો આવ્યો. તે વળી પાછો બરાડયો,—"થોમ્સન ! અહીં આવ ? કયાં દટાઈ ગયો ?—ગધેડા ?—ગધેડા ! તેં આજે આ શા ઢંગ માંડયા છે ? વળી આ કયાંથી ઉપાડી લાવ્યો છે ? જા ! હમણાં ને હમણાં તારી શેઠાણીના હાથમાંથી તેને ઉંચકીને લઈજા."

થોમ્સન બોલ્યો, "જી હા સાહેબ; તેનું શું કરૂં ?"

રકવાયર, "જ્યાં હતું ત્યાં પાછુ મુકી આવ; નહિ તો ગામના પટેલ (વિકાર) ને ત્યાં લઈ જા. અથવા વર્ક હાઉસમાં લઈ જા, અથવા જહન્નમમાં લઈ જા, મારે તેની શી પડી છે ? મારે આંગણે આવું બાળક મુકવાની અસભ્યતા કેવી અક્કલ વગરની ઓરતે કરી છે તેને શોધી કાઢ. તેણીને હું બરાબર મજાહ ચખાડીશ."

મેરી બોલી, "થોમ્સન ! પણ આ બાળક હશે કોનું ?"

થોમ્સન જરાક અચકી અચકીને બોલ્યો,—"બાઈ સાહેબ ! તે તો બરાબર કહી શકાય એમ નથી. પણ લોકો વાત કરતા હતા કે મિલી ફીલ્ડઝ આજ સાંજના આ ગામમાં દેખાઇ હતી. તે ઘણીજ નસીસ થઈ ગયેલી, કંગાલ દેખાવની અને મહા મુશ્કેલીએ ફરતી જણાતી હતી, અને તેના હાથમાં એક છોકરૂં હતું, એમ બધાં કહેતાં હતાં"

મેરી બોલી, "મિલી ફીલ્ડઝ! રાતા રાતા ગાલવાળી ગુલાબી રંગની પેલી છોકરી!—" મેરીની આખ દિવાલ ઉપર ટાંગેલા પોતાના પુત્રના ફોટો તરફ ગઈ. મિલી ફીલ્ડઝને તે સારી રીતે ઓળખતી હતી. આ ગામના કારખાનાવાલાની તે એક પુરી ખુબસુરત બેટી હતી. બે વર્ષ ઉપર જ્યોર્જ સાથે તે બહુ નખરાં કરતી હતી. જંગલમાં ઝાડોની ગીચ ઘટામાં એક વખતે બપોરના તે વૃદ્ધ માતાએ જ્યોર્જને મિલીની કમરે હાથ નાખી તેના અધરનું પાન કરતાં જોયો હતો. મિલી પોતાના પ્રિયતમના આલીંગનથી ઉન્મત્ત. આનંદી, અને ખુશમિજાજી બનેલી જણાતી હતી અને જ્યોર્જની છાતીમાં તે ગુલાબી ગાલોવાળુ પોતાનું સુરખી લયું મ્હોં છુપાવી રહેલી હતી. રાતના મેરીએ પોતાના પુત્ર જ્યોર્જને સખત ઠપકો આપ્યો અને આવા ઉચ્ચ કુળમાં જન્મ લઇને ઘંટી દળનારની દીકરી સાથે ફરીથી આ પ્રમાણે વર્તવા માટે સખત મના કરી અને સ્પષ્ટ જણાવી દીધું કે બન્નેની સ્થિતિ વચ્ચે આસમાન જમીનનો તફાવત હતો. એક કંટક હતી, બીજું ગુલાબ હતું. બેનો સંયોગ શાયજ નહિ, અને થાય તો.

"દોસ્તી કયા હે ફુલ કાંટેકી,
"જલ મળા આપી. પખડીયા છીદ ગઈ."

એવી દશા થાય. એ બન્નેના લગ્ન નજ થાય અને આવી વાત જો તેના બાપના જાણવામાં આવે તો ભારે ઉત્પાત મચી રહે.

બીજે દિવસે મીલી ગામમાથી અદ્રશ્ય થઇ ગઇ હતી. તેનાં સગાં વ્હાલાં કહેતાં કે સારો ધંધો રોજગાર ખોળવા તે પરદેશ ગઇ છે. ગામનાં નવરા લોકોની વાતોનો આગાંશ જુદોજ હતો,

અને હવે આ છોકરૂં મિલીનું હતું!!

સ્કવાયર પણ બરાડી ઉઠયો, મને એ રાં—ને પકડવા દો. તે જબરી નખશાંખાંજ સ્ત્રી છે તે હું પહેલાંથીજ જાણું છુ. એને પરણ્યા વગર છોકરૂં થયુજ શી રીતે ? તે પરણેલી તો છેજ નહિ. કેમ નહિ ?"

થોમ્મન દિવાલ ઉપરના જ્યોર્જના ફોટો ઉપર નજર નાખીને બોલ્યો.–"જી ! મારા ધારવા પ્રમાણે તો પરણેલી ન હોતી."

સ્કવાયર, "એમ ત્યારે હરામની ઓલાદનુ બાળક મારા દિવાનખાનામાં મારી સ્રી ઉછેરે તે હુ ઘડીભર પણ બનવા ન દઇ શકુ. ચાલ, મેરી ! હમણાં ને હમણાં તે છોકરું થોમ્સનને આપી દે ?"

પણ આ વૃદ્ધ મેરીએ તો બાળકને પોતાની છાતી સાથે જોરથી વળગાડયું. હુસ્ચો બાળક ખડખડ હસતો ડોસીના શેમાઈઝ સાથે ગેલ કરી રહયો હતો,

મેરી કાંઇક દ્રઢ અવાજથી સ્પષ્ટ રીતે બોલી, "જ્હોન ! આ બાળકને વર્ક હાઉસમાં નહિ મોકલાય. તે અહીંજ રહેશે. કાંઇક મને ખસારત થાય છે તે એ જ્યોર્જનુંજ બાળક છે એ જ્હોન ! વ્હાલા !--આ ભુલકુ—આ છોકરો મ્હારા વ્હાલા જ્યોર્જનોજ છે, એમ મને નક્કિ લાગે છે." અને એમ બોલીને બાળક રડી પડયુ ત્યાં સુધી વૃદ્ધ મેરીએ તેને પોતાની નબળી પણ વત્સલતાથી ભરેલી છાની સાથે ચાંપ્યું.

પ્રચંડ ગર્જના કરતો અને નાકનાં ફોકડાં ફફડાવતો સ્કવાયર બોલ્યો, "મેરી ! તારૂ ભેજું કાં મસુળગુ ચકાશી ગયુ ? મેરી ! મરેલાને-તું તારા દીકરાને તુ આવું અપમાન કરે છે ? જ્યોર્જ શાણો અને નમાનો છોકરો હતો. એ, ખુદા ! જ્યોર્જ એક ગામડાની ગોરીને ફોસલાવી ! એ માનવું નારવા છે." ક્રોધ; નિરાશા, અને દુ:ખથી માથુ દાબતો તે ડોસો ખુરશી ઉપરથી ઉઠયો. સ્ટુલ અફાળી નાખ્યુ. ધમા ચકડી કરતો કરતો તે મેરી નજીક આવ્યો અને તે વૃદ્ધ સ્રીના ખોળામા ખડખડ હસતા સુતેલા નિર્દોષ ભુલકા તરફ તેણે ક્રોધથી જોયું. તે ભુલકાની આંખો જાણે તેના મરણ પામેલા જ્યોર્જનીજ આંખો હતી. હસતું મુખડું જાણે જ્યોર્જનુજ નિર્દોષ વદન હતું. વીસ વર્ષ પહેલાનો નાનો જ્યોર્જ જાણે એજ હતો. જાણે તે નિર્દોષ ભુલકાંની રગેરગમા સ્કવાયરનું ખાનદાની લોહી વહેતું હતુ. ડોસો તો બાળકની આંખો તરફ જોઇજ રહ્યો.

એટલામા બારણા આગળથી કોઈ સ્રીનો દર્દભર ધીમો અવાજ આવ્યો. "જઈશ ! હા ! હું જઇશ !"એમ તે બોલતી હતી. એટલામાં ઓરડાનું બારણું ધડાક દઈને ઉઘડયું. મોહરાઈ અને સુકાઈ ગયલી, ફીકી ફચ થઇ ગયેલી, ફાટેલાં તુટેલાં કપડાં પહેરેલી, અને વરસાદના ટપકતા પાણીથી ભીંજાઇને ઠંડીથી થરથર કંપતી ઉભેલી તે મિલી રીઇડઝ હતી !

બે પળ તે આજુબાજુ જોતી ઉભી. પછી એકદમ મેરી નજીક તે ઘુટણીયે બેસી ગઈ. અને તેના હાથમાંથી પોતાનો પ્યારો ખજાનો-માતાનું મધુરૂં અમૃત-તે બુલકું-લઇને તે આંખમાંથી અક્ષમ આંસુ વરસાવતી વરસાવતી અને નિર્દોષ બાળકના ગાલ ભીંજવતી ભીંજવતી તેને ચુમવા લાગી. બાળકે પ્યારથી પોતાના હાથો તેના ફાટલાં ઠંડા કપડાંમાં વીટાળ્યાં અને ગેલ કરવા લાગ્યું.

સ્કવાયરનો ચ્હેરો સ્હેજ ફીકકો પડી ગયો હતો. તે પોતાના જસ્ટીસ ઓફ ધી પીસના હોધ્ધાની રૂએ જાણે ગંભીરતાથી ભાષણ કરતો હોય તેમ બોલ્યો,-"જુવાન છોકરી-પણ તે આગળ બોલે તે પહેલાંજ આંખો સ્કવાયરના સામી ફેરવીને તે બોલી "જી હા! અરે! હું તે બધું જાણું છું. હું ભુખથી મરી જતી હતી અને બાળક પણ મરી જતૃ હતું...મને બીજી કાંઇ ગમ ન પડી. હું છેલ્લાં એક વર્ષથી વુસ્ચેસ્ટરમાં રહું છું. પણ પાંચ અઠવાડિયા થયાં મારી નોકરી છુટી ગઇ, અને ત્યારથી હું નોકરીની શોધમાં ભટકું છું. પણ ત્યાં મારા બાળકની વાત જણાઈ ગઈ. લોકો મારી નિંદા કરવા લાગ્યા. હું નાઠી. બહુ મહેનતે, અનેક કષ્ટો વેઠીને અહીં આવી પણ મારાં મા બાપે મને ઘરમાંથી કાઢી મુકી......મારૂં મોત હવે નક્કી હતું. મને એમ લાગે છે કે હુ દુ:ખીયારીના દુઃખનો આય એક પુરો વિસામો, મારી ચખ્મોનું નુર, મારૂં હૃદય-મારા બુલકા વિના મને ઘડીએ નહિ ચાલે. આથી જીવ ઉપર જોરાવરી કરીને હું અહીં આવી છું. હું જાણું છું કે હું મુર્ખ છુ પણ મેં મારા બાળકને અનંત પ્રેમથી ચાહયું છે અને હવે તેના વિના હું નથી રહી શકવાની. આથી હું તેને લઇ જઇશ, મરી જઇશ તો પણ મારા બચ્ચાને મારી છાતીએ વળગાડીને! મારો ઇશ્વર જાણે છે કે હું કેવી નિર્દોષની છુ. ઓ પ્રભુ! નથી! નિર્દોષની આ દુનિયાજ નથી. અહીં તો દુષ્ટો અને દગલબાજોને ત્યાંજ તાગડ ધીન્ના છે. મારા દુ:ખની કર્મકથા શું કહું? તેને લંબાવવામાં શો માલ? ઓ પ્રભુ!

"દુખી હૃદયની હાય ઓ! અહીં આવી કો સુણશો નહિ,
"તે હૃદયના ઉંડાણમાં, *કાંઇ કાંઇ ઉંડા એ ભેદ છે;*
"તેમાં જગતના મોહને દૈવી પ્રીતીનું યુદ્ધ છે,
"તે યુદ્ધના ટંકાર સુણવા કાન કો ધરશો નહિ!

મેરીએ આસ્તેથી મિઠાશીને કહયું કે મારા પતિને તારા વરનું નામ કહે!

તે યુવાન બાળાના મ્હોં પર રતાશ ધાઈ આવી. તે બરબડી.-"ના-ના-ના! તે હું નહિ કહું!"

જોરથી નિસાસો નાખતાં વૃદ્ધ સ્કવાયર ગળગળે સાદે બોલ્યો.-"કાંઈ જરૂર નથી. બધું દિવાની જોત જેવું ખુલ્લું છે. મારે કબુલ કરવું જોઇએ કે હું નિરાશ થયો છું. મારા દીકરાનાં કૃત્યોની મને——લજ્જા આવે છે."

યુવાન બાળા તીરસ્કાર અને ક્રોધથી ઝનુની બનીને બોલી,-"જ્યોર્જ-મારા પ્રિયતમ અને તમારા પુત્રનું મરણ પછી તમે આવું ભુંડું ન બોલી શકો. તેણે કાંઇ પણ શરમભરેલું કામ નથી કર્યું. સમરાંગણમાં દુશ્મનનું દમન કરવા હીંદુસ્તાન તરફ તે ઉપડી ગયો તે પહેલાં તેણે જે કરવું જોઈએ તે પ્રમાણેજ કર્યું,

હતું. તે ઉપડી ગયો તેના એક અઠવાડિયા અગાઉ મુલ્ચેસ્ટરની રજીસ્ટ્રી ઓફીસમાં અમારાં લગ્ન થયાં. મારી પાસે સર્ટીફીકેટ પણ છે. હું જ્યોર્જની હકદાર કાયદાપુર્વક ધર્મપત્ની, મારા વૃદ્ધ સાસુ સસરાજી—જ્યોર્જનાં માતપિતાની પુત્રવધુ છું. મારો તે હક્ક કોઈથી છીનવી લેવાય એમ નથી, મને તે કહેવામાં કાંઈ પણ હરકત નહોતી પણ જ્યોર્જ જતાં પહેલાં મને પ્રતિજ્ઞા લેવરાવી હતી કે તે પાછો ન ફરે ત્યાં સુધી આ વાત મારે કોઈને કરવી નહિ. મારા મરનાર પતિને આપેલા વચનને વફાદાર રહેવાને ખાતરજ મેં આટલું ખમ્યું છે અને ખમું છું. તમને એમ લાગે કે આવી હલકા કુળની છોકરી સાથે લગ્ન કર્યાં માટે મારો જ્યોર્જ મુર્ખ હતો માટેજ મેં આ વાત તમને નહોતી કરી. અત્યારે તમારા શબ્દોએ મારી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે, મારો વ્હાલો જ્યોર્જ ભલામાં ભલો અને સદગુણી હતો. તેમાંજ તો તે મરણ પામ્યો છે! દુનિયામાં ખપનાં હોય તેજ ખોવાઇ જાય છે અને મારા જેવાં દુઃખી અને અભાગીયાં મનુષ્યો રહી જાય છે. પ્રીતિની રીતજ એવી અટપટી છે, હવે મને મારાં બાળકને લઇને જવા દો."

એમ બોલી આંખમાંથી ચોધાર આંસુ વરસાવતી તે વફાદાર વનિતાએ પોતાનું બચ્ચુ જોરથી છાતી સાથે ચાંપ્યું અને બહુજ જોરથી રૂદન કરવા લાગી. અરે! અરે!! એને કોણ સમજાવે કે,

"શાને રડતી, પ્રિય સખી! નહિં, પ્રેમનો માર્ગ સસ્તો,
"ત્યાં પરવાનો 'સહન શીલતા' હોય તો પામ રસ્તો;
"ભાથું આંસુ લઇ નીકળવું, તે પછી માર્ગ સહેલો,
"ચાલ્યાં જાઓ સહજ મળશે માર્ગનો અંત વ્હેલો."

(બેદિલ.)

આ દુઃખી અબળા ઓરડામાંથી બહાર જવા લાગી. પણ મેરી પાછળ દોડી. "જ્યોર્જની વહુ, મારા દીકરાની વહુ!" એમ કહીને તેનો હાથ પકડી પોતાના ગળા પર નાખ્યો અને તેના ક્ષીણ થઇ ગયેલા ગાલ ઉપર ચુંબન કર્યું.

"જ્યોર્જનો છોકરો! મારો પૌત્ર!" એમ બોલી વૃધ્ધ સ્કવાયરે છોકરાને લઈ લીધો અને તેને પોતાના હાથમાં લઇ મખમલ જેવા તેના મુલાયમ અને પતાસા જેવા ભરાવદાર ગાલ પર ચુંબન લીધું.

* *

માન આબરૂથી જ્યોર્જની સ્ત્રી ઝીલી પોતાના બાળક સાથે સ્કવાયર અને તેની સ્ત્રી—પોતાના સાસુસસરા સાથે રહેવા લાગી. જ્યોર્જનો છોકરો ઘરમાં બધાંને માનીતો થઇ પડયો.

* * *

ભલાં વાંચનાર! ચાલો આપણે ધારી લઇએ કે આકાશના ફીરસ્તા સરખો એક પ્રકાશીત તારો અફઘાન સરહદ નજીકની જ્યોર્જની કબર ઉપર આવી પડયો અને ત્યાંથી જ્યોર્જના આત્માને લઈ સ્વર્ગ તરફ જતો રહયો!

# મુબારક હિન્દ !!!

લેખક—પાદરાકર.

### ગઝલ.

અહા ! આફતાબનાં કિરણો, બધી આલમ ઉજાળે છે;
મુબારક સાલ બોલીને, નવલ હાસ્યો ઉછાળે છે !!

પન્હોતાં પ્રાણમાં ચેતન, રગેરગ ઊલસાયે છે,
હમારા હિન્દને હૈયે, પરમ શાંતિ છવાયે છે !!

નવા દર્શન, નવા રંગો, પુરાણું વિશ્વ જામે છે,
અમિની આંખડિએથી, અમરતા દેશ નાખે છે !!

દિવાલો ભેદની ભુંડી, મુસલમા—હિન્દુ તોડે છે,
બિરાદર સર્વ ભેટીને, માડી મુખડું ઉજાળે છે !!

ફિરસ્તા, ફુલ લઇ આવ્યા, "મુબારક" માળ ગુંથે છે,
ધર્મ, કર્તવ્ય, ભક્તિની, પરિમળ દિવ્ય ફોરે છે !!

ભભક પરસે નયન મિચ્યાં, ધીમેથી જન્મભુમિના,
આંજી અજવાળે હૈયાને, ભક્તિ તરમે ભર્યાં ભીનાં !!

હિન્દ સંતાન રગરગમાં, ભરી દ્યો પ્રેમને પ્રભુતા,
કિર્તિ કર્તવ્ય સેવા દ્યો, દેશ ભક્તિ તણી દિક્ષા !!

મુબારક વર્ષ આલમને, સનમને । ખુદ 'કલાલણને,
માડી મહેબુબ માલણને, હમારી ગુજરાતણને !!

નવું વહાણું નવાં જીવન, નવાં કાંઈ લ્હાણુલાં ચેતન !!
નવી વાંચ્છા ફળે ફુલે, સ્વરાજ્યજ પ્રાણ તન-મન-ધન,

નિતરતા દિવ્ય નવરંગો, પમરતાં પ્રેમનાં અંગો !!
અમર નવરંગ તું હોજો, મુબારક હો ! નવરંગો !!

તૃષાતુર હિન્દી હૈયાં છે, ક્ષુધાતુર દેવ છૈયાં છે,
મંગલમય સૌ મુબારક હો ! હમારી હિન્દ મૈયાને !!!

"તમારી જગોએ જો હું હોઉં તો તેમને કદીથી માફ તો કરંજ નહીં–પણ હું જો એક મરદ હતે તો તુર્ત લડાઇ પર જતે અને જ્યાંસુધી એકેએક 'હન'ને હાંકી ન કાઢતે ત્યાંસુધી કદી ઠરીને બેસતેજ નહીં." મોલીએ જુસ્સાથી કહ્યું. આ પળે ત્યાં પોલ આવ્યો અને હસીને બોલ્યો કે– "આવું મેઘરંગ જોઇને મને વિચાર આવે છે કે કોઇ ખાનગી ઘેરમાં આપણને કોઇ ચાહ ઉપર બોલાવે તો કેવું સારૂં?"

આ સાંભળી મોલીનો ચેહરો પ્રકાશીત થયો અને તેણીએ બોલી: "ત્યારે તો તમો બન્ને જણ આવતા રવીવારે જરૂર મારે ઘેર પધારજો, જો પપાની તબીયતની તે દીને ઠીક હશે તો તમુને જોઇને તેવણ મગરૂર થશે અને તે દીવસે વળી હુંબી ડયુટી ઉપરથી મારે ઘેરજ હોઇશ." આથી બન્નેએ એકમેકની તરફ જોયું અને ખુશીથી આવવા કબુલ્યું. રવીવાર આવ્યો અને તેઓ ત્યાં ગયા જેમને મોલીએ અને ક્રીસના પીતા મી૦ હારનેકે હરખ ભર્યો આવકાર આપ્યો. તેઓએ દીલખુશ ટોલ–ટપ્પામાં વખત કાટી ચાહ લઈ વીદાય થવા જે વખતે મી૦ હારનેકે તેમને વારે ઘડીએ મરજી પડે ત્યારે પધારવા અરજ કરી જેથી તેઓ ત્યારપછી અવારનવાર આવતાજ રહયા, જ્યારે કોઇવાર મી૦ હારનેક, તો કોઇવાર ક્રીસ્ની તેમને આવકાર આપતી જ્યારે સુંદર મોલી રવીવારે તેમની ખીદમતમાં ખડી રેહતી હતી. હવે ડાહપણવાળી ક્રીસ્નીએ બન્ને મારે ખાનગી બાતમી મેળવતા જણાયું કે, કેસ્તર–એરીક કેસ્વેલ, એક બેંક કલાર્ક હતો, જ્યારે પોલ એક વેપારી હતો કે જેનું ઘર નોરવુડ ખાતે હતું. ક્રીસના હીસાબે કેસ્તર વરસે ઘણું તો ત્રણસેં પૌંડ કમાવાની આશા હતી જ્યારે પોલને કોઇ દીને લંડનનો લોર્ડ મેયર થવાની આશા હતી, જેથી કોઇબી રીતે ક્રીસ્નીના મનમાં મોલી મારે લાયક બરાબર પોલજ હતો જેથી તેણી તે બન્ને વચ્ચે ગાઢી દોસ્તી થાય એવુંજ કરવા લાગી, પણ પ્યારના ધસ્યા રોહને કોણ અટકાવી શકયું છે કે ક્રીસ્ની ફાવે? એક દીને કેસ્તર અને પોલ–બન્ને લંગડા–ઠુંઠાની જોડી વાતે બેઠી હતી જેમાં પ્રથમ મોલીની બ્યાન નીકળી.

"જો દોસ્ત, આપણે કદીથી કજીયો કીધોજ નથી." પોલે કહ્યું.

"અને તેમ કરવા આપણે માગતાબી નથી. તું મોલીને તારીજ કરવા માગે છે?" કેસ્તરે પુછ્યું. આ સવાલના જવાબમાં પોલે ડોકું ધુણાવ્યું જેથી કેસ્ટરેજ ચલાવ્યું:– "જો ભાઇ, આપણુ બન્નેને એક સરખોજ 'ચાન્સ' છે તો કોણે પહેલી ઓફર કરવી તે મારે છાપ—કાટો નાખીએ?"

"ઠીક છે બીરાદર, ચલાવ." પોલે બહાલી આપી.

"આપણે આ સબકનો સીકકો ત્રણ વખત નાખીએ. ચાલ બોલ દોસ્ત, જોઉં? માથું કે છાપ?" કેસ્તરે પુછ્યું.

"માથું" પોલે કહ્યું.

"ત્યારે મારો છાપ" કેસ્ટરે જવાબ વાળ્યો અને તે સીકકો પહેલી વાર ઉછાળવામાં આવતાં 'માથું' પડ્યું અને પોલ છટ્યો. બીજીવાર તે ઉછાળવામાં આવતાં છાપ પડી અને

કેસ્ટર છતો. જ્યારે બીજી વાર તેણે સીક્કો ઉછાળ્યો, અને ફરીથી છાપજ પડયો. જેથી કેસ્ટર છત્યો અને માફ માગી બોલ્યો:—"તારૂં નસીબ સારૂં નથી-ભાઈ."

"બરાબર દોસ્ત, વાંજબી કહ્યુ." પોલે જવાબ કર્યો.

"હું તો આજે સાંજેજ મોલીને પુછીશ" કેસ્તરે ખુશીથી ઉછળતાં છગરે કહ્યું. "હું કાલ સાંજ સુધી થોભીશ નહીં પણ આજે રાતેજ લખી નાખીશ કે તેણીને સહવારમાં તો તે પુગી જશે." પોલે વીચાર કરી જવાબ દીધો.

"પણ ધાર, કે તેણી આજે સાંજેજ મને કબુલ કરે તો?" કેસ્તરે કહ્યું.

"ભલે! તેમ છતાં હું તો મારી ધારેલી વ્હાલીને લખવાજ માગું છ" પોલે કહ્યું.

"જેમ તારી મરજી, સાહેબજી." કેસ્તરે કહ્યું અને તેઓ બન્ને સલામ 'શેકહેન્ડ' કરી છુટા પડયા.

હવે તેજ સાંજે કેસ્ટર, મોલીને ડયુટીપરથી ઘેર જતી તપાસવા હોસ્પીટલને લગતા બાગમાંના એક ઝાડ હેઠળ થોભ્યો અને તેણીને ત્યાં જતી અટકાવી બોલ્યો;—"મોલી, એક પાંચ મીનીટ અત્રે આવશો?"

આથી તેણી ત્યાં આવી અને તે બોલ્યો:—"મોલી, હું આવતે અઠવાડીએ જાઉંછું—તું તેથી દીલગીર છે?"

"હા; કારણ હવે તમને રજા આપવામાં આવશે અને તમે લશકરી જીંદગીમાંથી છુટા થશો." તેણીએ કહ્યું.

"તેની ફીકર નહી મોલી, પણ ડીઅર, હું તુને ચાહું છું, તું મારી—એક લંગડાની ધણીયાણી થશે?" તેણે પુછ્યું.

"હા, વ્હાલા. હુંબી તુનેજ લાંબા વખતથી ચાહું છું અને પોતાના વતનને અને દેશને ખાતર પોતાના એક પગનો ભોગ આપનાર વીરલાને હું ખુશીથી મારૂં છગર અર્પણ કરીશ." તેણીએ મગરૂરીથી કહ્યું.

"ઉપકાર થયો, વ્હાલી. હું તુને જરાબી દીલગીર થવાનું કારણ આપીશ નહી" કરી પોતાના પાણીજેહ પેયારનું પહેલુંજ સીલ એક ચુમીથી તેણીના કપાળ ઉપર મારી તે તેણીના ઘેરના દરવાજા સુધી મુકી ગયો કે જ્યાં ક્રીસતી તેણી માટે ખોટી હતી જે બોલી:—

"કેટલું મોડું થયું મોલી? એ લોક તુને મોડે સુધી રોકવી ને જોઈએ ડીયર."

"તેમ નથી ક્રીસ, આજે હું બહુ સુખી છું. મારો એરીક મને ચાહે છે અને જલદીથીજ પોતાની કરવા માગે છે." મોલીએ ખુશીથી કહ્યું.

"હું તે જાણી ખુશી છું વ્હાલી, ત્યારે તો મારે તારો લગનનો વાઘો તૈયાર કરવો પડશે. પણ મોલી, તે પોલને કાંઈ નહી પસંદ કીધો?" ક્રીસતીએ પુછ્યું.

"કારણ, હું કેસ્ટરને ચાહું છું અને પોલે મને ઓફર વીજે કીધી નથી. પણ એ બાબે તું મારી સાથે ગુસ્સે તો નથીને વ્હાલી?" મોલીએ પુછ્યું.

નવરંગ.

પુસ્તક ૬ ઠું. ઓકટોબર, ૧૯૧૦ અંક ૨ જો.

# મસ્તની મસ્તી.

ખખી દરકાર દુનીઆની અને સૌએ ફીકર છોડી,
કરી ફાકી પીઓ ઘોળી મઝા કંઈ ઓર આવે છે
ભલે ગાંડા અને ઘેલા દિવાના દુનીઆ કહેતી;
પ્રભુના બાળ એ પહેલા જુઓ કંઈ છે મઝા એમા.

જુઓ તો સતના સંગી પ્રભુના રંગના રંગી,
અહા! દુનીઆ તો દોરંગી ખરે કંઈ ના મઝા એમાં.
સૌએ શોધતાં સોનુ અહીંઆ કોઈ ના કોનુ,
ન ખાધ્યુ ખાશુ પરભવનુ સઝા છે ને કઝા એમા

ભલે હો સ્વર્ગના સુખો દુ ખોવી દિલ ડગાવો ના,
બનાવી દિલ એક રંગી જુઓ શી છે મઝા એમાં,
ખુદાની ખુદ ખુદાઈમાં જીવનના લ્હાણુ લૂંટે છે;
હરિ, લે મસ્તની મસ્તી ફરી, જો શી મઝા એમાં.

શા. હરિરામ.

# બાપના શ્રાપ.

## (યુરોપ્યન સંસારની એક વાર્તા.)

### પ્રકરણ ૬ ઠું.

"હું સમજીજ નથી શકતો કે કાંય, પણ હું દરેક ફ્રેંચમેનને મારાં પુરાં અંતઃકરણથી ધિક્કારૂં છું!" જોન ડરવન્ટ–શીમાનો બાપ–બબાડ્યો. "જો વૉટરલુની લડાઈ રોજ બી થતી હોય તો તેનો મને ડર કે ગમ નથી."

"પરન્તુ તમારે એટલું તો કબુલ કરવું જોઇએ કે ફ્રાંસમાં પણ દીલેર અને ઉમદા હૃદયનાં મનુષ્યો અસ્તિત્વ ધરાવે છે!" તેની પરણેતરે કહ્યું.

"હું કાંઇજ કબુલ કરવા ચાહતો નથી," તે બોલ્યો. "તું કહે છે કે નેપોલ્યને આપણને 'દુકાનદારોની પ્રજા' કહી હતી તો હું એ ફ્રેંચોને ડાન્સીંગ માસ્તરોની પ્રજા તરીકે સંબોધું છું!"

"એ કંઇ વાજબી નથી," તેની બાયડીએ કહ્યું. "તેઓ પણ સિપાહ બચ્ચાઓ જેવીજ એક પ્રજા છે."

તે મીસર તે સમજી મોટેથી ખુશમિજાજનું હસ્યો.

"આપણે તે કાંજે ટંટો ન કરીશું તો ઠીક," તે બોલ્યો. "ફ્રેંચ પ્રજા જોઇએ તેમ રહે અને જોઇએ તો જેહનમમાં જઇને પડે! મને મુંઝવણ થાય છે તે એ કે પેલો જવાન ફ્રેંચ શિક્ષક કેમ અહીં રોજના ધકેલા ખાય છે? તે કંઇને કંઇ ભેટો લેતો આવે છે. તે દિવસે એક મઝાનો સેંટ બર્નાર્ડ કુતરો લાવ્યો–મને કુતરાનું શું કામ? ત્યાર પછી એ સુન્દર કેનેરી લાવ્યો, ને ગઇ કાલે ફુલોનો સુશોભિત ઝુમખો લાવ્યો હતો, એ કહેવા તો બી શું માગતો હશે?" પણ ભલી મિસિસ ડરવન્ટે તેનો કશો ઉત્તર કર્યો નહીં. તે શું કહેવા માગતો હતો તે વિષે તેણીને શક હતો. તે અતિ ખુબસુરત, નમાતો, ભલો, ફ્રેંચ યુવાન તેણીને ગમતો હતો, અને તે શું સબબસર તે બધી ઘરફેરીઓ કરતો હતો તે વિષે તેણીને શક હતો.

આ કથાના પ્રારંભના એક પ્રકરણમાં આપણે વાંચી આવ્યા હતા તેમ કંઇને કંઇ બહાને લીઓં તે મીસરના મકાનમાં આવતો જતો થયો હતો. તે મીસરને ફ્રેંચ લોકો સામે અણહદ તિરસ્કાર હતો છતાં પોતાના અતિ માયાળુ ને દિલજીત સ્વભાવ અને મીઠી ઝબાનથી લીઓં તેને છતી લેતો હતો અને અવારનવાર તે મીસર તે ફ્રેંચ યુવાનને પોતાને ત્યાં નાસ્તો લેવા નોતરતો હતો કે જે તે જુવાનને માટે અતિ સુખદાયક હતું.

જોન ડરવન્ટ પોતાનાં મનથી ખીજવાતો અને ફરીથી તે ફ્રેંચ યુવાનને પોતાને ત્યાં નિમંત્રણ ન કરવાનો નિશ્ચય કરતો, તથાપિ તે જવાન સાથ તેનો ભેટો થતાં તેની આનન્દ અને મોજ

આપનારી વાતો સમજતાં તેનો તે નિશ્ચય અલોપ થઇ જતો અને પુનઃ તે તેને પોતાને ત્યાં તેડી જતો. તેની સાથ ઝાઝી વાત ન કરવાનો પણ તે કસદ કરતો પણ તેમાં પણ તેને નિશફળતાજ મળતી. લીઓંડ સોલડાના તે મીલરને સહજ વેળામાં એવો તો પોતાની તરફ પતાવી લેતો કે તે બધુ વિસરી જતો.

થોડાં અઠવાડયાંઓ એમ ગબડી ગયાં, અને તે અરસામાં તે પ્યારમાં પડેલાં જવાનો સાવધાન રહ્યાં હતાં. લીમાના પિતા કરતાં તેણીની મા વધારે જોતી અને સમજી શકતી હતી. પોતાની નૂરે નજરનો ચ્હેરો કિરમજી થતો અને ફિકકો પડતો તેણી પકડતી હતી. તેણીના ધ્રુજતા કરો, નમ્ર ધ્રુજતો સાદ—એ બધું તેણી સમજી ગઈ હતી કે જે જોવાને જોન ડરવન્ટને સ્વભાવિક આંખ્યો ન હતી.

"હુ એમ પૂછું કે આપ જવાન શું પડયો પાંથર્યો અહીંજ મરી રહેશે કે?" એક રવિવારે બપોરે મિસીસ ડરવન્ટ પાસેથી ચાહ માટે ચોમવાનું નિમત્રણ કસવસે લીઓએ મેળવી લેવાથી તે બખાળ્યો.

"હુ નહી ધારતી," તેની મ્હોરદારે હસીને જવાબ કીધો. પણ તેણીનાં હૃદયમાં એક મજબુત ડર પેઠો હતો. તે ખુબસુરત જવાનનું ખરેખર ત્યાં કામ શું હતું ! તેણી તે જાણતી હતી, પણ તે સચાઈ કબુલવા જેટલી હિમ્મત તેણીનું જીગર કરતું ન હતું.

તે એક દિલચસ્પ પ્યારની કથા હતી. પ્યારની કથાઓ આવા આદમના વખ્તથી જાયઝ છે તેવી, કિંતુ તેમાં વિચિત્રતા અને નૈસર્ગિકતા હતી. તે કથાની વસ્તુ અલૌકિક અને કવિત્વ ધરાવતી હતી. તે આશક અતિ ખુબસુરત ને ઉમદા હેતુનો હતો. તે જે છોકરીને ચાહતો હતો તે અતિ સ્વરૂપવાન ને નાજુક હતી; તેઓ વચ્ચેનો પ્રેમ અણહદ ઘાડો, ઉંડો અને પવિત્ર દિદાગીરીથી ઉરપૂર ભરેલો હતો.

"હું હવે વાત છેડું?" લીઓં અવારનવાર લીમાને પુછતો: "ઓ લીમા! હું ચોભતાં કંટાળી ગયો છું. તાહરી માતાની પસન્દગી હું મેળવી ચુકો છું એમ મને લાગે છે, અને તાહરા પપા ડીઅર પણ વખતના વહેવા સાથ મને પસન્દ કરતાં થશે. લીમા, મને તેની ખાતરી છે! મને હવે વાત છેડવા દે. મને કેટલું દુઃખ વિયોગથી થાય છે તે તું સમજી શકે એમ નથી. આપણે એક રૂમમાં હોઇએ ને હું તારી નજદીક આવી ન શકું, તાહરો મધુર મુખડો માહરી સમિપ હોય અને તે હું ચુમી ન શકુંઃ ઓહ! એ બધું મને ઘણું કારી લાગે છે. તું કયાંથી જાણશે કે તું મધુરીને માહરાં હૈયાં સરસી ચાપવા માટે માહરા હાથો હું કેટલી વાર પહોલા કરૂં છું કે જે ખાલી હવાનેજ ભેટીને નામુરાદ થાય છે. ઓ લીમા! મને કહેવા દે."

પણ તેણી હંમેશ એકજ જવાબ દેતી હતી.

"હમણાં નહી, લીઓં, હમણાં નહી! માહરા બાવાને તાહરો પરિચય વધુ પડવા દે!"

"પણ તે તુરત બોલી ઊઠતો. "જો તાહરા પપાને આપણે કહીશું નહી તો તે ઓચિંતો આપણો ભરમ પકડી પાડશે. કદાચ તે મને પુછશે કે હું શીઅ ઉપર જયાર ત્યાર કાંય ધકેલા ખાવું છું! હું જો તેનો જવાબ સાચો ન દેવશ તો કોઈ બીજો દેશે."

"બીજો? બીજો કોણ?" તેણીએ પુછયું.

તે અગરૂરી અને સુખનું એક મીઠું હાસ્ય હસ્યો.

"માહરી વ્હાલી લીમા!" તે બોલ્યો, "લીનની લલનાને હું કેટલો ચાહું છું તેથી અજાણ બહુજ થોડા જણ છે. હું તે માટે બહુ મગરૂર છું! મને કહેવા દે લીમા, મને તારા પપા ના ન કહેશે! મને કહે—તું એટલી કાં ડરે છે?"

"હું તે તને કહેવા ધરકુતી નથી!" તે બોલી "તેથી તહારૂં મન દુઃખાશે."

"નહી, તેમ ન થશે! લીમા. મને કહે!"

"માહરા પપાને ફ્રેંચમેનો સામે મોટો ધિક્કાર છે. તેજ ખાતર તે આપણા લગ્નની મન્જુરી આપશે નહી!

"લીમા! માહરી મધુરી! તાહરી તરફના માહરા પ્યારમાં તો હું અંગ્રેજ મિસાલ છું!" તે બોલ્યો. "એ તેનો ખોટો ભ્રમ છે! અને તેનું નિવારણ હું કરી શકશ!" તેણે પોતાનું સર દગામથી ઉઠાવી કહ્યું. તે દળણું દળનાર અંગ્રેજના ખોટા ભ્રમ માટે સોલડાનાના તે છેલ્લા ઉમરાવ નબીરાને શું દરકાર હતી? જો તે પોતાના દેશમાં—પોતાની બહોળી મિલ્કતના અખ્ત્યારમાં હને તો તે મીલર તેની સરખામણીમા એટલી નીચી પદ્વિનો હતે કે તેઓ વચ્ચે વહેવાર જેવુ પણ અશક્યજ હતે.

"આપણે જેમ છીએ તેમ ઘણાં સુખી છીએ. ઉન્હાળાનો આ દિલખુશ દેખાવ પણ આપણા પ્યારનો ભાગીદાર છે? નહી. લીઓ. આપણે શું કામ તેમાં ફેરફાર ચાહગે?"

"કારણ કે ફેરફાર આપણે માગે કે ન માગે છતાં અંતે થવોજ જોઇએ. મને તે માટે તૈયારી કરવા દે!"

"થોડા દિવસ!" તેણી કહેતી "લીઓ! બીજા થોડા દિવસ સબુર કરો!"

"—અને તું કબુલ થશે, લીમા? પછી તો તું વાંધા ન કાઢશેની?"

"નહી!" તેણી નરમીથી જવાબ કરતી "પણ લીઓ, મને ઘણી ફિકર છે—"

"તું કાંઇ ફિકર ના કર. તુને છતવા માટે હું શું શું કરવા ઇતેજાર છું તે જો તું બધું જાણે તો જરૂર તું ફિકર ન કરે. હું એક મહાસાગર તે માટે તરવા તૈયાર છું,—તે માટે દુનિયાને એક છેડેથી બીજે છેડે ચાલી જવા તત્પર છું! તને ફિકર કરવાની શું અગત છે?" તેણે એમ કહીને તે મધુરીને જુસ્સાથી પોતાનાં પાસામાં ખેંચી અને તેણીનો મધૂર ચહેરો જે ઉપર આવતાં દુઃખના ચિન્હો ફેલાતાં હતાં તે ગરમ બકીઓથી ભરી મૂકયો.

"મને કહે ડીઅર, તું એટલી બધી કાં ડરેછે? મને તો રહજ પણ ચિંતા નથી!"

"આપણે હમણા ઘણા સુખી છીએ," તેણી બબડી, "અને પપાની મંજુરી ન મળશે તો પછી શુ થશે?"

"તે તેમ કરી ન શકશે! તેમ કરવાનો તેને સબબ શું છે?—શું હું ફ્રેંચમેન છું તે? લીમા તુ ધાસ્તી ના રાખ; ફિકરની જરૂર નથી."

"જરૂર છે, અને તેથીજ હુ બીહું છું! આપણે હમણાં ઘણાં સુખી છીએ. લીઓ, આપણે રોજ મળી છીએ: કોઈ કોઇવાર એકથી વધુ વેળા દિવસમાં ભેટયે છીએ, તે ઉપર હાલમાં આપણને સંતોષ પકડવો જોઇએ."

"પણ માહરી વ્હાલી!" તે જુસ્સાથી બોલ્યો: "એમ કંઇ હંમેશ ચાલે? તે માટે કંઈ હું તને ચાહતો નથી. હું તને માહરી અર્ધાંગના કરવા માગું છું: હું તને માહરી પોતીકી બનાવવા માંગું છું: શું તું તે સમજી શકતી નથી?"

"હા! હું તે સમજું છું," તે બોલી.

"સર્વ પ્યારનો આખેરી અંજામ લગ્ન છે," તેણે જારી રાખ્યું, "હું તને માહરે ત્યાં લઇ જવા માગું છું! હું તાહરા વગર જીવી શકું એમ નથી!"

"આપણે આટલાં બધાં સાથે તો છીએ, લીઓ!" તે બોલી.

"પણ તે કંઇ હું માગું છું તેમ નથી. જેમ પક્ષીઓ ઝાડોમાં માળો બાંધી વસે છે તેમ આપણે ઝાડોની ગીચ ઘટાઓ વચ્ચે આપણું ઘર કરીશું—એક ઘર કે જેની તું શેઠાણી અને રાજકર્તી રાણી થશે અને હું તાહરા મોટા પ્યારનો પરસ્તાર થવશ." તેને તે સંબધીનાં સાધનો કે સગવડોનો તો વિચાર માત્ર પણ ન હતો. તેણીને પણ તે વિષે કલ્પના ન હતી. બસ પ્યાર અને પ્યારે તેઓને ભરમાવ્યા હતાં. "હું તાહરો હંમેશાં દિલબર રહેવશ. લીમા, હું તને હમણા ચાહું છું તેમજ જીંદગી સુધી ચાહવશ—વરસોના વહેવા સાથ જાસ્તી, પણ કમતી તો કદિ નહી!"

તેણીએ તેના ચ્હેરામાં જોયું: તેણીની સુંદર ચશ્મોમાં આંસુઓ ધાઇ આવ્યાં.

"હું તે સુખની કલ્પનાથી પણ સુખી છું, લીઑ! પણ જો પપા ના પાડશે તો આપણે શું કરીશું?"

"પણ તે ના પાડશેજ નહી, માહરી વ્હાલી!"

પણ તેણીએ જીદ્દ કરી.—"જો તે નાજ કહે તો?"

"તેવો વખ્ત આવવે આપણે તે વિષે વિચાર કરીશું," તેણે જવાબ દીધો. "મને પૂછી જોવા દે, મને તદન ખાતરી છે કે બધુ સમાધાન ઉતરશે."

"અને મને તદન ખાતરી છે કે તે જરૂર ના કહેશે!" તેણીએ દિલગીરીથી કહ્યું; "મને એવો વહેમ છે!"

"મને એ વહેમનું નિવારણ કરવા દે!" તેણે કહ્યું, અને તેણીનો ખુબસુરત મુખડો ચૂમીઓ અને પ્યારના મીઠા શબ્દોથી ભરી મુકયો. "વ્હેમને કાઢવાની આ એક એકજમતી દવા છે!" તેણે તે મધુરીના ચ્હેરા પર હાસ્ય પ્રકટી રહેલું જોઇ પ્યારથી કહ્યું: "બીજો કંઇ વહેમ છે? એવી દવા કરવાનું મને ઘણું પસંદ છે"

તેણી ખુશમિઝાઝનું હસી.

"પણ લીઓ," તેણી બોલી, "જો માહરા પપા ના પાડશે તો આપણે એકમેકને મળી શકીશું નહી!"

"માહરી મધુરી! જો બળના પહાડોની એક હાર બી આપણી વચ્ચે આવશે તો તે હું કુદતી આવશ! કોઇ ચીઝ મને તાહરાથી દુર કરી શકશે કે રાખશે નહી. તને તે સાઝનો યાદ છે કે જે તેં તે રાત્રે પેલાં પુરાણાં ખંડેરોમાં ગઇ હતી અને મેં એલનવાટરનાં

આખ ઉપરથી સાંભળી હતી!"

"મને યાદ નથી!" તે બોલી.

"મને યાદ છે, અને જો તું ધારે છે તેવું પરિણામ આવે તો તે લીટીઓ આપણને કેવી આલ્હાદ લાગુ પડે એમ ધારી મેં ગોખી રાખી છે.

મુજ પિતાએ કીધી છે ઓરડામાં કેદ,
ને ચાવી છે તેની મુજ માતા સમિપ,
પણ તાળાં ને દિવાલ ન રાખશે કંઇ ભેદ,
સાચા મુજ પ્યારાથી છુટી હરગીઝ!

માટે મને બોલવા દે—ફિકર નિવારી દે! આ આખી અવનીમાં એવી કોઇ જગ્યા નથી કે જ્યાં તને સાંતશે તો હું તે ન શોધી કાઢી શકીશ, યા એવી કોઇ શકિત નથી કે જે મને તું વ્હાલીને મળતાં અટકાવી શકશે!"

## પ્રકરણ ૭.

કદિ એટલું બધુ ઘાસ ઉગ્યું ન હશે: કદિ અનાજના છોડો એટલા ઉચા, ગીચ અને ગળકતા થવા પામ્યા ન હશે· કદિ બાજરી તડકાનાં તેજરવિ પ્રકાશમા એટલી હસી રહી ન હશે. તે દળણું દળનાર પોતાની આજુબાજુની કુદ્રતની એ બધી રળ્યામણી હરિયાળી જોઇ પોતાના મન સાથ અણહદ રાજી થતો હસ્યો. બધું તેની મરજી મુજબ હતુ; પાક પુષ્કળ ઉત્પન્ન થયો હતો એટલે કમાણી વધી હતી. તેનાં એકઠાં થતાં દ્રવ્યમા નવો ઉમેરો કરનાર હતી. તે દોલત કે જે તે પોતાની એક પુરી પુત્રી કે જે તેની જીંદગીની મગરૂરી હતી તેને માટે એકઠી થતી હતી.

તે મીલર સતોષી હતો. બધુ તેની મરજી મુજબ થતું હતુ. તે વાઇનનું ગ્લાસ 'ગીપ' કરતો પોતાના ઘરના બગીચામાં નિરાત કરતો બેઠો હતો. તે પોતાને નસીબદાર સમજતો હતો કેમકે તેની પ્રિય પુત્રીને રીતમા આપવાની દોલત કેટલી બધી રોજ-બ-રોજ વધતી જતી હતી! તે દરેક રીતે સતોષી હતો. તે પુત્રી બી ખુબસુરતીનો એક નકશ હતી. તેણે તેણીને એક લેડીને લાયકની વિદ્યા ભણાવી હતી અને વળી ભવિષ્યમાં તેણી માટે એક મોટી દોલત તે મૂકી જનાર હતો. તે તેણીને એક અંગ્રેજ ગૃહસ્થ સાથ વરાવા ચાહતો હતો. તેની જીંદગીની એ એક સર્વોત્તમ ઉમેદ હતી. ગઇ કાલેજ તેણે માર્કડ્યુક ગ્રેન્જનો ધનાઢ્ય સ્કવાયર બેસ્લી તેને મલ્યો હતો અને તેણે લીમાની ખુબસુરતીની તારીફપર તારીફ કરતા કહયું હતું કે આખાં ઇંગ્લંડમાં તેના જેવી ન્હેરેનમુન છોકરી બીજી ભાગ્યેજ હશે.

"એવોજ કોઇ ધનાઢ્ય અગ્રેજ ગૃહસ્થ એને જોશે—એની સાથ પ્યારમાં પડશે અને એને જીતશે. કદાચ સ્કવાયર બેસ્લીજ એના હાથનો ઉમેદવાર થશે અને ખચ્ચીત તે માહરી વ્હાલી દીકરી માટે એક અહોભાગ્યભર્યું સારું ગણાશે. સ્કવાયર જેવા એક મ્હોટા માણસની મહો-

રદાર બનવું અને ગ્રેનજના આલિશાન મહેલમાં રાજ કરતી રાણી થવું એ કંઇ જેવાં તેવાં સુભાગ્યનાં ચિન્હો નથી. અને માહરી લાડકી બી ક્યાં કોઇને ત્યાં ખાની હાથે જનાર છે?"

તેના વિચારોમાં ખલલ પડી. લીઓ ડ સોલ્ડાના ત્યાં આવી લાગ્યો.

"મી૦ ડરવન્ટ, હું તમારી સાથ એક અગત્યની ગુફતેગો કરવા આવ્યો છું!" તેણે સલામ કર્યા બાદ કહ્યું. જોન ડરવન્ટના કપાલ ઉપર કચવાટ અને ગુસ્સાનો ચીલ્લો ચઢી આવ્યો. તેને તેના ખુશ ખ્યાલોમાં ખલલ થતાં કચવાટ ઉપજ્યો. તે તેની સાથ વાત કરવાને ના પાડવા જતો હતો પણ તેના નરમાશભર્યા મુખડા ઉપર નજર કરતાંજ તેનો તે નિશ્ચય અલોપ થઇ ગયો.

"તમો મને કંઇ કહેવા માગો છો, કહો?" તેણે કંઇક કડક સાદે કહ્યું.

લીઓ તે પરવાનગી સાંભળી શું બોલવું તેનાં વમાસણમાં પડયો. તે વાત કરવા તો ચાલી ચલાવીને આવ્યો હતો પણ હવે તે કરડા દેખાવના અંગ્રેજની સન્મુખ આવ્યા પછી કેમ વાત છેડવી તે તેને સમજ પડયું નહી. નહી કે તે બીધોઃ તે જ્યારે આવ્યો ત્યારે એવા ખ્યાલથી અચકાયો હતો કે મહાન સોલ્ડાનાના ખાન્દાનના તેના આગલા ન્યાગાનો કદિ બી એવી રીતે પોતાની ટોપી ઉતારી પોતાની માશુકના હાથની આજીજીભરી માગણી કરતા તે માશુકના પિતા આગળ ગયા ન હશે.—અને તે કેમ જાય? પણ પછી લીમા અને તેના પ્યાર માટે કંઇ પણ કરવાના તેના નિશ્ચયે તેને અત્રે આણ્યો, અને હવે તે ગુંચવાયો. તે કેમ તે પિતાને કહે- કેવી રીતે તેને સમજાવે કે તે તેની પરિસુરત પુત્રીને તમામ જાનોજીગરથી ચાહતો હતો, બલ્કે પુજતો હતો. તે હિચકારો ન હતો. જો હાથમાં નાગી તલવારો સાથ તેની સામે દુસ્મનના સૈનીકો ધસી આવ્યા હતે તો વગર હથ્યારે પણ તે તેઓની સામે બહાદુરીથી થતે, પણ આ કડક દેખાવના બ્રિટિશ મીલર આગળ તે ચુપ બેઠો. કેમ વાત શરૂ કરવી તે તેને સમજાયું નહી.

"તમે કંઇ મને કહેવા માગોછોની?" તે મીલરે પુછ્યું.

"હા, પણ માહરી જીંદગીમાં આ પહેલીજવ'ર હું હિચકારો હોવું એમ મને ભાસ થાય છે!" લીઓએ કહ્યું.

જોન ડરવન્ટ તે સાંભળી તેની તરફ અજાયબીથી જોઇ રહ્યો.

"હું એમ સમજી દિલગીર છુંઃ તમો જે કહેવા આવ્યા છો તે માટે એ સારૂં સુચવતું નથી. હ્રદયની લાગણીઓ આપણુ સર્વને હિચકારા બનાવે છે."

"માહરા બાબમાં હ્રદયની લાગણી નથી પણ પ્યાર છે!" તેણે કહ્યુંઃ "હું તમને થોડાજ શબ્દોમાં કહીશ. હું તમારી દિકરીને ચાહું છુંઃ માહરા જીગરના સઘળા જોરથી, હું તેને ચાહું છું અને તેને માહરી પરણેતર થવાની રજા બક્ષવાની તમારી બહાલી મેળવવા હું અત્રે આવ્યો છું."

ગંભીર ચુપકીદી ત્યાં વ્યાપી રહીઃ તે શબ્દો હવામાં આખર થઇ ગયાઃ ફરક ફકત તે મીલરના મુખમુદ્રા ઉપર થયોઃ તેનો કરડો રનાયવાળો મુખડો ફિક્કો ઝનુની થયો.

"હું તેણીને ચાહું છું!" તેણે જારી રાખ્યું; "કદિકોઇ ચાહી શકે નહીં એવા પ્રબળ પ્યારથી હું તેને ચાહું છુંઃ તેણી માહરે મનસ્વર્ગની અપ્સરા સમાન છે!" અજુદદ ગુસ્સાની એક ધ્રુજરી તે મીલરના અંગમાંથી પસાર થઈ ગઇ તે જો લીઓએ જોઇ હતે તો તે કદાપિ

સમજી જતે—અચકી જતે. પણ તે તેણે જોઇ નહી. તે પોતાના દીલનો ઉભરા ખાલી કરવામા એટલો મશગુલ હતો કે તે મિયરમા થતો ફેરફાર તે જોઇ શકયો નહી.'

"તેણીને મને સોંપો!" તેણે આજીજી કરી, "અને હું તેને જીંદગીભેર ચાહેવશ ને સાચવશ હું તેણી માટે મહેનત કરશ અને તેણીને સૃષ્ટિમા સર્વેથી સુખી પરણેતર બનાવશ."

ફરી ચુપકીદી ફેલાઇ. તે મીલરનો ગુસ્સો બેઅન્દાઝ વધ્યો જતો હતો.

"હુ જાણું છું કે હું જોઇએ તે કરતાં જાસ્તી માગું છું: હુ તમારા દુન્યવી સર્વથી મોટા અને પ્યારા ખઝાનાની યાચના કરૂં છુ!"

તે એક શુરવીર જેવાન હતો છતાં જ્યારે તે મીલરનો અનિ ગુસ્સાભર્યો ચ્હેરો તેની બાણી ઉંચકાયો અને તેનો કરડો અવાજ ગગડાટ પેરે બહાર પડયો ત્યારે તે ચોકીને પાછળ હઠયો.

"હમ! જો તમને તમારી જીંદગીની કદર હોય તો એક બોલ બી વધુ ન બોલશો! અણુહદ ગુસ્સા વખ્તે હુ મારી ઉપરનો કાબુ માચવી શકતો નથી. હું ખુન બી કદાચ કરી દેવું!"

"ખુન!!" તે હેરતંઉાક થયલો આશક પોકાર્યો—"ખચ્ચીત! તમે સમજેલા લાગતા નથી!"

"હું બધુ સમજી ચુકો છું!" તેણે પાછી બરાડ મારી "તમે માહરી દીકરીના હાથની માગણી કરવાની હામ બીડો છો?"

"તેણી તરફના માહરા બળવાન પ્યારની રૂયે હિમ્મત કરૂ છું! હુ તેણીને ચહુ છું, માહરો પ્યાર માહરૂ—જો તમને બહાણાની ગરજ હોય તો—માહરૂં બહાણું છે!"

ને મીલરના ચ્હેરા અને તેના ટાઇટ મુઠી વાળેલા હાથો ઉપરની નસો ફુલી આવી.

"હું માહરી ઉપર ઘણી મુસિબતથી કાબુ રાખી રહયો છું!" તેણે બાગ મારી, "પણ મને ફિકર છે કે——"

"માહરી સાથ ઇન્સાફથી વર્તો!' લીઓએ કહ્યુ, "મેં તમારૂ કાંઇ નુકસાન કર્યું નથી, તમને કાઇ ઇજા કરી નથી. મેં તમારી સુદર દીકરીના પગ આગળ માહરૂ પ્રમાણિક અને તેણી માટેના મ્હોટા પ્યારથી પ્રજળતુ જીગર મેલ્યું છે તે કંઇ ખોટું નથી!"

"નહી! તે ખોટું નથી!" તેણે ગુસ્સાથી ધ્રુજતાં કહ્યું "તે ખોટુ તો નથી, પણ તમારે તેણી તરફ નઝર ઉઠાવી જોવું બી જોઇતુ ન હતું, તો બી તમો કહો છો તે મને મંજુર છે કે તે ખોટું નથી. હુ ધીરજ ધરીશ, શાંત થઇશ; તમે માહરી છોકરીના હાથની માગણી કરોછો? માહરો જવાબ 'ના' માં છે! એક વેળા નહી, એક હઝાર વેળા 'ના' મા છે! માહરી દિકરી કદિ તમારી પરણેતર થઇ શકશે નહી. માહરો આ વિચાર સ્હજે પણ ફરનાર નથી! 'ના' સિવાય માહરી કને બીજો જવાબ નથી! તમને જવાબ મળી ચુકો છે— હવે જાવો!"

"મને જાસ્તી કહેવાનો હકક છે," તેણે કરગરીને કહયું, "તમે મને કાં નિરાશ પાછો ફેરવો છો? તમારી નાપસન્દગીનો સબબ સમજાવશો? તમારી દીકરીને હુ ચાહું છુ અને તે મને ચાહે છે-પછી તમને વાંધો શું છે?"

"તે—શું ઉંઉં?" તે મીલરે બરાડ મારી.

"તે મને ચાહે છે!" લીઓં બોલ્યો. "તેથી કારણ જાણવાનો મને હક્ક છે! તમારી દીકરી હું જેટલો તેણીને ચાહું છું તેટલોજ મને તે ચાહે છે!"

"માહરી દીકરી તમને ચાહે છે?" તેણે બાંગ મારી,–"હું તે માનવા ના પાડું છું? ને બનવાકાળ બીલકુલ નથી!"

"તે તમામ સાચું છે!—હું તેણીને ચાહું છું અને તેણી મને ચાહે છે! તમને તેણીને મને સોંપવામાં હરકત શું છે?"

"તેણીને એક પેની વિનાના રખડતા ફ્રેંચમૅનને સોંપું?–નહી, મેં તેણીને એક લેડીને છાજતી તાલીમ આવા ફેજ માટે અપાવી નથી! હું તેણીને ચાહું છું—તેણી માહરી જીંદગીની ઉમેદ છે, પણ તેણી તમને—એક ફ્રેંચમૅનને પરણે તે કરતાં હું તેણીને મૂએલી જોવા-આ એલનવૉટરમાં ડુબી જઇ મરી જતી જોવા બી તૈયાર છું!"

"—પણ કાંય?" લીઓંએ પુછયું: "કંઇ કારણ?"

"પહેલું કારણ એ કે તમે ફ્રેંચમેન છો અને માહરી લાડકી દીકરી કદી એક ડેનસીંગ-માસ્તર—એક વિદેશી સાથ પરણશે નહી! જ્યારે પણ તે વરસે ત્યારે તેણીનો ભરથાર એક શુધ્ધો અંગ્રેજ હોવો જોઇશે!"

"હું એક ઈંગ્લીશમેન જેટલોજ જોરાવર ને સદગુણ સંપુર્ણ છું!" લીઓ ડ સોલ્ડાનાએ કહયું.

"તેનું કંઇ કામ નથી; માહરી દીકરી એક પ્રમાણિક અંગ્રેજ બચ્ચાનેજ પરણશે—એક ફ્રેંચમેનને કદિ બી નહી! પછી ભલે તે એક રાજા બી કાંય નહી હોય!"

"હું એક રાજા તો નથી," લીઓંએ કહયું, "પણ તાજદારોનાં જેવાંજ આલી ખાનદાનનો એક નબીરો છું."

"શું?" જોન ડરવન્ટે તે સમજી છેડાઇને કહયું.

"એ ખરૂં છે! માહરૂં કુટુમ્બ ફ્રાંસમાં બહુ જુનું છે: માહરા વડવાઓ ધાર્મિક યુધ્ધોમાં ખરૂ-શુરાતનથી લડેલા છે! હું ગરીબ છુ તેથી તમો મને ધિક્કારો છો, પણ ગમે એવો મુફલેસ, છતાં તમારી દીકરીના હાથનો ઉમેદવાર હું—કોંટ ડ સોલ્ડાના છું!"

"એક પેની વગરનો કાઉન્ટ?" તે મીજર બખાડયો: "તમારે માટેનાં માહરાં તમામ માનનો નાશ એ તમારા છેલ્લા ખુલાસાથી થઇ ગયો છે! હું દરેક વિદેશીઓને ધિક્કારૂં છું—હું ખેતાબવાળાઓનો શત્રુ છું!—ખેતાબનું પુછડું ધરાવનો શખ્સ માહરે મનથી જ્યાદા તિરસ્કારને પાત્ર છે: એ માહરૂં મન ઘણુંજ દ્દઢ છે! શું તમે એમ વિચારો છો કે તમારાં ખાલી ખેતાબનાં જુઠાં ખોખાંથી હું અંજાવશ—ખુશી થવશ? કાઉન્ટ કે નહી કાઉન્ટ—તમે ફ્રેંચમેન છો એજ માહરી 'ના'નો મજબુત સબબ છે! હું માહરી દીકરીનો હાથ તમારા કરતાં માહરે ત્યાં નીચમાં નીચ કામ કરતા એક નઠવા બ્લ્સીશ નોકરને આપવા ખુશી છું! મને સમજી લેવ—તમે ગરીબ છો અને માહરી ખુબસુરત લીમા નથી: શું તમે એમ સમજો છો કે ગરીબાઇના બુરા હાદેમા ઉઠાવવા મેં તેણીને એવી ઉંચી કેળવણી આપી છે? તેણીના જુવાન નાજુક કરો કદિ સખ્ત કામ

કરવા સરજાયના નથી, તેણી એક તવંગર ગૃહસ્થનેજ પરણશે! મેં તેણી માટે એક દોલત એકઠી કરી છે તેણી તમારે માટે નથી જાવ!'

પણ લીઓ ડ મોલ્ડાના પત્થર થઈને ઉભો. તે શબ્દોનો ઘોષ સમી જવા છતા તે ત્યાજ ઉભો

## પ્રકરણ ૮.

પોતાના બોલવાની કઇ પણ અસર તે જવાન ફ્રેચમેન ઉપર ન થયલી જોઇ તે મીલરે તે શબ્દો તેને પુન કહી સભળાવ્યા, પણ તે તો સ્તભ થઇને ત્યાજ ઉભો રહયો

"તમે ઇન્સાફ કરો વહેમને શુ કામ વાજબી વિચારો છો? મને ઇન્સાફ આપો."

"હુ ઇન્સાફી કરતા જાસ્તી સારી રીતે વર્તું છુ!' તે મીલર બોલ્યો "મેં માહરી છોકરીને ઉચી કેળવણી આપી—તેણી માટે સખ્ત મહેનત કરી એક મ્હોટી દોલત ભેગી કરી તે કઈ તમારા જેવા પેની વિનાના, ઘરબારના આધાર વગરના, કે ભવિષ્યની કોઇપણ આશાથી મુકત એવા વિદેશી સાથ તેને પરણાવવા નથી!

"હું ઘર માડીશ મને ભવિષ્યમા વધવાની આશા છે!' તેણે ગભીરાઇથી કહયુ "મને એક થોડીક પળ ધીરજથી સમજો તમે મને તેણીને સોપશો તો હુ એક મઝાનુ ઘેર તેણી માટે માડશ! લીનની નજદીક એક મઝાનુ નાનુ કોટેજ છે—તેણીને પસદ પડે તેવુ–ઝાડોની ઘટાઓમા આવેલુ–તે હુ લેનશ, તેને આરાસ્તા કરશ. હુ મહેનત કરશ–એવી મહેનત કે જેની કોઇ મર્દે કદિ કીધી ન હશે! ફકત મને સોપો, અને હમે તવગર થઇશુ કેમકે અમો સુખી રહીશુ!"

તે મીલરના ચ્હેરા ઉપરની ધિક્કારની લાગણી વધતી કઠણ થઇ

"નહી!" તે બોલ્યો, "તે બનશે નહી. તમારી કોઇપણ આજીજી ફાવશે નહી, માહરી પુત્રી તમારી પરણેતર કદિ થશે નહી મને એ વિષે ફરી કહેતા બી ના–એ બનશેજ નહી!'

તે જુવાન આશકે ગુમાનીથી પોતાનુ સર ફરકાવીને ઉચુ કર્યું

"હુ નથી સમજી શકતો કે તમારા એના એક વાહિઆત ધખારાને લીધે તમે તમારી છોકરીની જીદગી દુખી કા કરો છો? તમને તેમ કરવાનો હક શુ છે?–પાછી તે તમારી છોકરી હોય તો શુ થયુ?"

'માહરી કોઇપણ ચીઝ માટે મને ગમે તે કરવાનો સપુર્ણ અખત્યાર છે!" તેણે જીદ્દી બની કહ્યુ.

'નહી! તમારૂ હોય તેથી કઇ તમે તેને દુખી ન કરી શકો તમને તેમ કરવાનો કોઇજ અધિકાર નથી!"

"બસ ખામુશ! હવે મે ઘણુ સમજ્યુ આ પળથીજ તમે માહરી દીકરીનો ધ્યાન છોડી દેજો ને માહરા ઘર નઝદીક આવશો મા! હવે જાવ, તમારી સુરત હુ ફરીથી જોવા ચાહતો નથી!

"તમારી આ વર્તણુકથી તમારી દીકરીને કેવું દુઃખ થશે તેનો તમને કંઇ ખ્યાલ હોય એમ લાગતું નથી!" લીઓંએ કડવાસથી કહ્યું.

"હું ધારૂં છું તેવી સ્હનશિળતાવાળી જો તે હશે તો તેણીને કંઇ દુઃખ ન થશે!' તમે અત્રે એ મૂર્ખાઇભરી માગણી કરવા આવ્યો છો તે તેણી જાણે છે કે?"

"હા!" તેણે ટુંકમાં કહ્યું.

"હું માનતો નથી!" જૉન ડરવન્ટ ઝનુનથી બખાળ્યો. "તેણી મને બરાબર પીછાણે છે મ્હારા વિચારો ને મતોથી તેણી સારી રવેશે વાકેફ છે: તેણી એ તો જાણતીજ હશે કે ખાલી ખેતાબનું ખોખું ધરાવનારા એક પેની વિનાના વિદેશીને હું તેણી સાથ કદિ પરણવા ન દેવશ! હવે ખુદાને ખાતર તમે જાવ—જઇને પોર્યાં શીખવો—પ્યારફ્યારનાં ઘેલાં ચેડાંથી હાથ ઉઠાવો જો તમે જવા નથી માગતા તો હું જાવુ છુઃ મ્હારી પાછળ આવલાની હિંમત કરતા ના—ગુડ નાઇટ!"

એક શબ્દ વધુ બોલવા વગર તે ભીવર ત્યાંથી ચાલ્યો ગયો. લીઓં નિરાશા, ખીજવાટ અને દુઃખથી ઉછળતી છાતી સાથ ત્યાંજ ઉભો. તેનું જીગર તેની 'ના'થી સખ્ત ઘવાયું હતું. તે હદ વિનાનો ક્રોધે ભરાયો હતો. આ ઇંગ્રીશ દળણું દળનારે તેની જાતિને, તેના ખૅતાબને, તેના ખાન્દાનને તુચ્છકારથી હમી કાઢયું હતું અને પોતાની પુત્રીને તેની સાથ વરાવા સાફ ના પાડી હતી! એ ખચ્ચીતજ તેના નેઆગાનોને એવી છકકડ—એવી હડધુત કદિ મળી ન હશે! મોરડાનાના આગલા નબીરાઓ પોતાની માશુકના હાથની માંગણી કરતા જ્યારે પણ ગયા હશે ત્યારે તે માન સાથજ મંજુર થઇ હશે.

"હું તેણીને મેળવશ!" તે બબડયો. "તેણી મને ચાહે છે અને હું તેણીને મેળવશ! કંઇ બી કરીને-ગમે એ છતાં મેળવશ!" અને તેણે પેલાં બેલેડની નીચલી લીટીઓ લલકારીઃ

મુજ પિતાએ કીધી છે ઓરડામાં કેદ,
ને ચાવી છે તેની મુજ માતા સમિપ;
પણ તાળાં ને દિવાલ ન રાખશે કંઇ ભેદ,
સાચા મુજ પ્યારાથી છુટી હરગીઝ!

કોઇ ચીઝ મને અટકાવી શકશે નહી—દરેક મુસિબતો છતાં હું તેણીને જીતશ: વચમાં આડા પહાડો કાં ન પડે—ભલે! ગમે તે કાં ન વચમાં આવે તો તેની સાથ બી ટકકર ઝીલી હું તેને મેળવશ."

તે તે સાંજે લીમાને મળવાની ઉમિદમાં ફોકટમાંજ એવનવૉટરના કિનારા ઉપર ફર્યા કર્યો. પણ તેણી આવી નહી. અને રાત પડી, ચોપાસ અંધકાર ફેલાઇ ગયો અને તેણે એક બોટમાં સવાર થઇ પેલી માનીતી બારી તરફ ઝોકાવ્યું. ત્યાં પણ તેને નિરાશીજ મળીઃ બારી બંધ હતી, અંદર બત્તીએ ન હતી કે ન હતો સંભળાતો સંગીતનો મરોદ; સઘળું ચુપચાપ ગમઘોર શાન્ત હતું!

જૉન ડરવન્ટનાં ન્હાના કુટુમ્બમાં આ પહેલીજવાર મિનાકેશી થયો. તે અપાર ગુસ્સે થયલો અને અસંતોષી બનેલો ઘરમાં ગયો. તેને માટે તે અતિ પજવનાર અને દુઃખી હતું. અગર

તેનો એકાદ નફ્ફર લીમાને ચાહતાં શીખ્યો હતો અને તેણીના હાથની યાચના કરતો તેની પાસ આવ્યો હતો તો તેથી તે હમણા કરતાં અર્ધો બી ગુસ્સે બાગ્રેજ થયો હતો. એક પેની વિનાનો ફ્રેંચમેન—એક નિશાળનો શિક્ષક-એક પેનીની પણ કિંમત ન આંકી શકાય એવો કુટુમ્બી એલ્કાબ ધરાવતો મરદ—ઓ! એ કરતાં બીજું ખરાબ તો મિલરને મનસે કંઇએ ન હતું. અને તે એમ કહે કે ખુબસુરત લીમા તેને ચાહતી હતી! ઓ એ તો હદની બી હદ થઇ: તે ખ્યાલથી તે જાસ્તી ને જાસ્તી ક્રોધે ભરાયો. જો સ્કવાયર બેસ્લી એ વાત જાણે તો શું વિચારે—શું કહે? લીનની લલના એક પેની વિનાનો ઘરબાર વગરના રખડતા નિશાળના શિક્ષકને પરણે કે જેણીને એક લેડીને ભરની કેળવણી તેણે કંઇએક કષ્ટો ખેંચી અપાવી હતી અને પેટે પાટો બાંધી રાતદિસ વર્ષો સુધી સખ્ત મજુરી કરી તેણીનાં લગ્નની રીત સારૂ એક દોલત એકઠી કરી હતી.

જોન ડરવન્ટ પોતાના કપાળ ઉપર ગુસ્સાના ભારી ચીલ્લા સાથ તે પહેલીજ વાર તે ન્હાના રૂમમાં ગયો. તેની મહેરદાર અને બેટી ત્યાં બેઠાં હતાં. તે રૂમની બારી બહાર બાગમાં ઉંઘડતી હતી અને લીમા તે બારી બહાર આતુરતાથી ડોકાવતી હતી. વ્હાલો લીઓં હમેશ મુજબ આજે નઝરે કેમ ન આવ્યો હતો તે માટે તે અંદેશામાં હતી

"હેલન!" તે મિલરે જતાં સાથ કરડા અવાજે પોકાર્યું: "હું તાહરી સાથ વાત કરવા માગું છું!" તેના કરડા સાદથી લીમા ચમકી. હેલન ઉઠીને તેની આગળ બેઠી.

"હું તમને બેહુને કંઇ કહેવા માંગુ છું!" તેણે કહયું: "હું ખીજવાયલો ને ગુસ્સે છું પણ તમારી સાથ વાત કરતાં હું શાંતિ જાળવશ. હેલન, લીમા માહરી વ્હાલી, પેલો અહીં ધકેલા ખાય છે તે ફ્રેંચમેને તાહરા હાથની લગ્ન સારૂ માગણી કરવાની ગુર્ખાઇ કરી છે!"

"ઓ પપા!" લીમાએ પોતાનો રતાશપર ચઢેલો મુખડો બે હાથે ઢાંકી દઇ ચીસ પાડી.

"તું માની શકે છે?" તેણે ગુસ્સાથી ધ્રુજતા સાદે કહયું; "એક શિક્ષક—એક ફ્રેંચમેન—એક પેની વિનાનો ભિખારડો ને એક ખાલી ખેતાબનો દંભ ધરાવનારો ઢોંગી—ઓ મારી વ્હાલી લીમા!"—તેણે એકાએક પોતાનો સાદ નમ્ર કરી લીમાને ગોદમાં ખેંચી જોસથી દાબતાં કહયું: "મેં તને એક લેડીને છાજતી કેળવણી એ માટે અપાવી નથી! મેં તેને ના પાડી દીધી છે ને અત્રે ફરી ન આવવા ફરમાવ્યું છે."

તે સમજી એક ધીમી દુ:ખી બુમ લીમાના હોઠો વાટેથી બહાર આવી, પણ જોન ડરવન્ટ પોતાના વિચારોના ઉકેરાતમાં તે સમજી શકયો નહી.

"એ વાહીઆત વાત કદિ બનશે નહી! મેં તેને મોટી હકીગત સાથ હરકાટી કાઢયો છે!"

તમામ ફિકે ચ્હેરે ને દબાતા સાદે લીમા બોલી: "પપા! એમ ન કહો! એમ કરી તમે મને જીવતી મારી નાખશો કેમકે હું તેને ચાહું છું!"

તેણે ઝનુનથી તેણીને પોતાની છાતી સરસી જોસમાં ચાંપી.

"નહી! માહરા પ્રાણ તું મરી જશે નહી પણ તેને જલ્દીજ ભુલી જશે. તેને તો તાહરે માટે રહેજ પણ લાગણી નથી. લીમા! તારે માટે કોઇ ઇંગ્રેજ વર હું શોધશ."

તેણી ધ્રુજતી—ફિક્કી પડતી તેની બોદમાંથી પાછી હઠી.

"મને બીજો કોઇ જોઇતો નથી! પપા, તમે સમજી શકતા નથી? હું તેને ચાહું છું. તે પૈની વિનાનો ને મિત્રો વગરનો તેમજ આવારાવતન છે તેથી હું તેને ઝીઆદા ચાહું છું!!"

"તે દેશવટો સહેવે છે તેજ દેખાડે છે કે એની માતૃભૂમિ એને માટે કેવું બુરું મત ધરાવે છે!"

"નહી પપા! તમારું એ અનુમાન વાજમી નથીઃ તેની ગરીબાઇ અને દેશવટો તેની કમનસીબીનાં દૃષ્ટાંતો છેઃ તેના દુર્ગુણોનાં નથી!"

"તે જે હોય તે, ડીઅર!" તે મીલરે ચુકવ્યુંઃ "આપણને તેનું કામ નથી. એનું પોતાનું બી આપણને કામ નથી!"

"પપા!" તેણી વચ્ચે બોલી, "તમે માહરી જીંદગીના ભાવિ પ્રકાશનો એમ નાશ ન કરશો; હું નહી ધારતી કે માહરી જીંદગીને અંધકારમય બનાવવાનો તમારો નિશ્ચય હોય. તમે માહરી તરફ અતિ માયાળુ હમેશના છો. એક બાપ એક બેટી તરફ રહે કે થાય તે કરતાં હઝારગણા ઝયાદા હેતવંતા તમે હતા. પપા! તમે માહરું જીગર તોડી નાખશો કે માહરી ઝીંદગી દુઃખી કરશો નહી! તમને યાદ છે કે જ્યારે હું ન્હાની હતી અને મને કોઇ ચીઝ જોઇતી હતી ત્યારે તમે હમેશ તમારી આગળ આવવા મને ફરમાવ્યું હતું. તમે મને કાંઇ બી ચીઝની ના પાડતા ન હતા. માહરી ઝીંદગી દર્મ્યાન કદિ તમે જાસ્તી ખફા કે માયા રહીત બન્યા ન હતા, અને ખચ્ચીત આજે બી થશોજ નહી!"

"માહરી પ્યારી પુત્રી! માહરી નુરે નઝર, તાહરાં લાડકાં માંથાના એક પ્યાગ બાલને બી ઇજા આવવા દેવા હું નારાઝ છું!" તે મીલરે કહ્યું; "તું ન્હાની છે—નાદાન છે—દુનિયાના વહેવારથી અજ્ઞાન છેઃ હું તાહરું ભલુજ વાંચ્છું છું. એક ખુબસુરત દેખાવ સિવાવ કશી બી લાયકાત ન ધરાવના એક વિદેશી જવાનનાં ફરેબી ફંદામાં તને હું ફસી જવા દઈ શકતો નથી. તાહરે એમ કરવું ન જોઇએ. તુને એક લેડી માફક ઉધારવામાં આવી છે; તાહરી રીત માટે એક મ્હોટી દોલત મેં બેશુમાર રંજ ખેચી ભેગી કરી છે; તાહરે એક અંગ્રેજ ગૃહસ્થને પરણીને સુખી થવાનું છે!"

"પપા!" તે મધુરીએ આંખમાં આંસુઓ સહિત વિનવ્યું. "માહરૂં જીગર ના તોડો! હું ચાહું છું તેજ મર્દને મને પરણવા દયો!"

"તું થોડાક સમયમાં સમજી શકશે. તાહરૂં જીગર કંઇ તુટવાનું નથી!" તેણે કડક માયાથી સમજાવ્યું. "તું તાહરી મા સાથ જોઇએ તો 'ચેન્જ' પર જા—તેથી તને ફાયદો થશે! તાહરા સુન્દર ચેહરા ઉપર અશ્રુઓ જોઇ મને તે કંગાળ ઉપર ધિક્કાર છુટે છે!" તેણે થોડાક ગર્મ થઇ જઇ કહ્યું.

તેણી વધતી દુઃખી બનેલી અને ફિક્કી પડેલી તેનાથી દુર હઠી.

"ઓ! ખુદા ખાતર એવા નાકદર અને ભયંકર શબ્દોથી તેને ના સમ્બોધો!" તેણી રડતાં બોલી. પણ તે મીલરનો નિશ્ચય દૃઢ હતો.

"એનો અન્ત આવી જવોજ જોઇએ, લીમા! તાહરી જીંદગીને સુખમય બનાવવા તું કહેશે તે કરશ! માત્ર એટલુંજ નહી—મને સમજી લે! એ લગન માટે હુ કદિ કબુલ થનાર નથી અને મેં તે જુવાનને અત્રે આવવા સાફ મના ફરમાવી છે!—ખુબ સંભાળજે હેલન, માહરી વ્હાલી મ્હોરદાર ને લીમા માહરી પ્યારી પુત્રી! કે એ અત્રે ન આવે!"

"ઓ પપા! દયા કરો—માહરી પર દયા કરો!" તેણી રડતા બોલી. "હું એ ખમી શકશ નહી!"

"લીમા! માહરી વ્હાલી બેટી! તાહરે એની ને મારી વચ્ચે પસંદગી કરવાની છે!" તે મિલરે ઉશકેરાતા સાદે કહયુ—"એની ને મારી વચ્ચે! માહરી લાડકી દીકરી! હું તાહરો બાપ છું જે તને જાનો જીગરથી ચાહે છે, જેણે તને પાળી પોષી લાડમાં ઉધારી મોટી કરી છે—જેણે તાહરે માટે અથાક મેહનત ખેંચી તાહરૂં ભવિષ્યનું સુખ સાચવવ પોતાને પેટે પાટો વટીક બાધ્યો હતો! મે તાહરેજ ખાતરં એ શ્રમ ઉઠાવ્યો હતો અને તને માહરા પ્રાણથી પણ પ્યારી કરી મેલી હતી! આ જવાન કે જેને તું થોડાજ અઠવાડયાં થયા પિછાણતી થઇ છે તેને ખાતર શું તું મને છોડી જવા તૈયાર છે?"

"નહી!" તે તેને રડતી નહાવથી વળગી પડી બોલી "ઓ નહી! પપા, હું તમને કેમ છોડી જાવું?"

"પણ માહરી વહાલી, જો તું જીદ્દ કરે તો એજ એકલો રસ્તો છે. તાહરા આશકને ખાતર જોઇએ તો તાહરા બાપને તું તરછોડી દે!"

"ઓ પપા ડીઅર! હું માહરૂં જીગર કેમ માહરે હાથેજ ચીરી મુકું?"

"એક ભુલ કરી જીંદગીભર તેનો પસ્તાવો કરી રડવા કરતાં હમણાં થોડુંક રડી દાધેલુ સારૂં છે!" તે મીલરે કહયુ; "અહીં આવ હેલન! એને દિલાસો દે—એને પટાવીને સમજાવ, પણ યાદ રાખજે કે માહરી ગેરહાજરી દરમ્યાનમાં તે જવાન અત્રે પાછો કદિ ન આવે!"

તે મધુરી મહિલા બેઅખત્યાર રડતી પોતાની માવિતરની ગોદમાં તુટી પડી! એક શબ્દ પણ વધુ બોલ્યા વિના તે મીલર તે રૂમ છોડી ગયો!

(સાધણ છે.)

# આધુંનીક સુધારો.

દોહરા.

શીખા સૂત્ર હિંદુ પ્રજાતણાં, પવિત્ર નિશાન;
તજતા, પણ સજતા જુઓ, કૉલર બનવા શ્વાન.
ભસ્મ અને ટીલાતણો, મુર્ખા માને ભાર;
નેકટાઇ ફાંસી સમો, તેમાં સમજે સાર.
વિધવા કેશ વપન વિષે, જુલમ કહી દે ધોલ;
સધવા કેશ કપાવતી, સુધરી આના સોળ.
જાતે અપલક્ષણ ગ્રહી, તેનો કરે પ્રસાર;
વિનય વાડ ઓઠે રહી, કરવા વિષ વિસ્તાર.
સુરમો શોભે ત્યાં લગી, જ્યાં લગી પુરે ન આંખ;
વિનય ખરો છે ત્યાં લગી, જ્યાં લગી હૃદય ન ઝાંખ.
ચઢે ગધેડે દેશ ત્યાં, સાજનમાં રહે સભ્ય;
એજ વિનય વણસાડતો, પ્રજાનું તત્વ અલભ્ય.
બીડી પિ ધુમાડો કરે, ત્યાં લગી વિનય પળાય;
પણ ચાપે ગંજી વિષે, સભ્ય રહી ન ભળાય.
વિનય હદપર વધિ જતાં, ઉપજે અનથ અપાર;
માટે સભ્યપણા ઉપર, વિવેક અંકુશ ધાર.
વિનય આંખ મિંચામણો, એજ અનીતિ પથ;
સ્પષ્ટપણું ને ટોકણી, તેમાં ગુણના ગ્રંથ.
હર્ષ સનેપાતે ખસે, ડાગળી દિલની જેમ;
વિનય સનેપાતે ટળે, ટેક શૌર્ય પણ તેમ.
લાજે જ્યમ લુંટાય છે, સઘળો આ સંસાર;
તેમજ નૂતન વિનયથી, વર્તે છે સંહાર.
શોખ ઘરાણાનો તજી, સાદા બાનવે શૂર,
અહિ પરદેશી ચીંથરાં, ગંડુ શુભાવે નૂર.
તેલ દિવેલ ગમે નહિ, ઘાસતેલનો ઠાઠ;
અક્કલહિણુ આંખો ખુએ, પઢતાં પઢતાં પાઠ.

અફીણ ભાંગ ગાંજો અને, દેશી વ્યસન તમામ;
નિંદે પણ દારૂ પિએ, જુઓ સુધારક કામ ?

દર્શનને નિંદે જુઓ, સુધરેલાની નાર,
સ્પર્શન પરનરનું કરે, એમા સમજી સાર.

દેશીની ના વલણી, ગંદી ગણતા રીત;
પણ જે રૂતુ પાળે નહિ, તે ગંદી પર પ્રીત.

નાટક અને ભવાઈ પર, સુધર્યા ધરે અભાવ;
પરનરની બની નાયકા, વેશ ભજવવે ભાવ.

બાળ લગ્નને નિંદતા, કેવળ ચહે કરાર;
ધર્મતત્વને ટાળિને, હરખે મુર્ખ અપાર.

ધરી દોષ વિધવા શિરે, બોધે પુનરલગ્ન;
સધવાની કૃતિ નવ જુએ, સુધર્યા બનવા સુઘ્ન

નાતવરાને નિંદતા, કલબમા કરતા કેર;
માંસ દારૂને વાપરે, ગણે લાડુને ઝેર.

ગોરક્ષણના બોધને, ગણે ગાંડપણ આપ;
બીફ ભક્ષમાં સમજતાં, ભણતર કેરૂં માપ.

ગરબાને ગરબડ કહે, સુધારણાના શ્વાન;
ગોરાને દેખાડવા, ગોરી કરતી ગાન.

લગ્ન મરણમાં માનતાં, ગાતાં રોતાં લાજ,
લટક મટક એકાતમા, શીખે સુધરી સમાજ.

માત પિતા કે કંથને, દેવ ગણ્યામાં દોષ;
ઉપરીતણી ખુશામતે, સુધર્યા જન નિર્દોષ!

ફળિયામાં બેસી જમે, લાડુ તે નિંદાય;
મેજ પથરણાં પાથરી, ગદ્દુ માંસ ખવાય

મોઢે પરમત સહનતા, હૃદય દુરાગ્રહ દોર;
જુના મતના સરળને, ઠગતા ઢોંગી ઢોર.

દુરાગ્રહી કહે અન્યને, જુએ નહિ નિજ પુંઠ;
વાક જુએ બીજાતણા, સઠ સુધરેલા ઉંટ.

સંપ તણી વાતો કરે, કુસંપનાં જે બીજ,
ઢોક ઉઘાડે મર્મ તો, તે પર આણે ખીજ.

આખા જગને ઠગ કહે, જે ઠગના ઠાકોર.
લાડી લાગવગથી ફરે, ચતુર બનીને ચોર.

ખાનપાનમાં શ્વાનસમ, ધારે મન અભિમાન;
વિદ્યાની એ સફળતા, સમજે ભૂલી ભાન.

વામાને ઓઠે રહી, વગની નાંખે વાડ;
એવા વામી જને કર્યો, બહુધા દેશ બગાડ.

મરદ મૂર્ખ પણ નવ ધરે, નારીનો આધાર;
સુધરેલા તો સંઘરે, પ્રેમદાતણો પગાર.

રંગ છાંટતાં દૂરથી, ઉપજ્યો જુઓ વિકાર;
તો કરથી કર મેળવે, કેમ ન ઉપજે માર.

દર્શન માંહી દગો જુએ, સુધરેલા સઠ આપ;
તો પાર્ટીમાં કયમ નહિ, હોય પ્રગટતાં પાપ?

નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવી.

---

# "મોહતનો કેહેર."

## મોહત ખરેખર ભયંકર છે?

———:o:———

લખનારઃ—Mr. J. M. Hormusji.

### (૩) "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ!"

"My joy is *death*!
Death, at whose name I oft have been afear'd,
Because I wished this worlds' eternity!'

Shakespeare,

ઘણીવાર આવા શબ્દો આપણી કર્ણેન્દ્રિયને અડકે છે કે "ફલાણો કમોતે મારી ગયો!", "ફલાણીએ આત્મહત્યા કીધી," "પોતાને 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ' સુઝી તે ફલાણું કુકર્મ કર્યું," ઇત્યાદિ, ખરૂં જોતાં આત્મઘાત, અકાળ અંત, વિગેરે જેવું કંઈ છેજ નહી. આપણે ઉપર કહી ગયા તેમ એ સઘળું માત્ર મોહતનું નિમિત્ત છે. આદમીની જ્યારે જીંદગીની સફર પુરી કરવાનો અવસર આવે છે ત્યારે મૃત્યુ કંઇ ને કંઇ નિમિત્તે વચ્ચે નાખે છે, જેથી આમ લોકોને કહેવાનું સુઝે છે કે: "જો તો ઇન્ફલુએન્ઝાથી મરી ગયો," યા તો "રણસંગ્રામમાં યુદ્ધ કરતાં મરાયો!" દિર્ઘદ્રષ્ટિ કરતાં માલુમ પડશે કે એ સઘળાં મરણનાં ઓઠાં છે. હાતમ તાઇ પોતાના સાહસકર્મો અને પરાક્રમો અર્થે દેશપ્રદેશમાં ફરતો ફરતો બગદાદ શહેરની નઝદીક આવી લાગ્યો. નજદીકમાં એક કુપ હતો ત્યાં જુવાન છોડીઓ જળ ભરી ઘેર જતાં એક ગલીમાંથી એક વિકાળ બાઘ નીકળી આવ્યો, અને તે આશરે દ્વાદશ વર્ષની એક છોકરીને ઉઠાવી ગયો અને થોડેક છેટે લઇ જઇ તેને ચીરી નાખી! હાતમ આ બનેલાક જોઈ સંખેતાશ્ચર્યથી વિસ્મૃત થઈ ગયો. પછી તેણે વિચાર કરી વાઘની પાછળ જાવું મુકયું તો તેને માલુમ પડયું કે યકાયક વિલક્ષણ રીતે તે વાઘ એક ગજીઆમાં ફેરવાઇ ગયો! હજી પણ હાતમ તે બુરાકાની પુંઠે ગયો ત્યાં કંઇક દુર જતાં તેણે તે બદમાશને કોઈ રાહદારીપર હુમલો કરી તેને મારી નાખતાં જોયો!"

ન દુનિયા હુઈ કાએમી કીસીકી એ—ન હોગી કાએમી કીસીકી કભુ,
સાકી ગહાપે ચકસાંન્દે મલિમક હેના હય ઝમઝમ!

ન કાયમ રહેગા કોઇ મુકામ—ન દમામ રહેગા ચેકી હાલ,
આજ અડે હય જાનદર-ચેટેંગે કલ કફનમેં હમ!

આથી હાતમ એકદમ દોડતો તેની આગળ ગયો અને પુછ્યું: "હે ભાઇ! તું કોણ છે, અને જુદા જુદા વેશો લઇ આવો નિર્દય પેશો શા માટે કરે છે?" "અય સખાવતના શાહ હાતમ!" પેલાએ નમ્રવાણીથી પ્રત્યુત્તર દીધો, "હું જાણું છું કે તું તે પરવરનો પ્યારો છે, અને તેથીજ હું તને મારો ગુપ્ત મર્મ કહું છું, પણ તું તે રાઝ છુપોજ રાખજે. સાંભળ, હું મોહત છું, અને ખુદાએ પાકના નિર્માણ કરેલા કાયદાનુસાર મને મારૂં આવું દુઃખપ્રદ કર્તવ્ય કરવું પડે છે! જો, પેલી ઓનું મોત વાઘથીજ આવવાનું લલાટમાં હોવાથી મને વાઘનો વેશ લેવો પડયો; પેલા મર્દનું મરણ રાહઝનથીજ હોવાની મને તરવારનો સોંગ લેવો પડયો: એવી રીતે મને અસંખ્ય પાત્રો ભજવવાં પડે છે!"

"ઠીક, પણ તું હવે કયાં જાય છે?" હાતમે કંઇક દેહશત ખાઇ પૂછયું. "હું મરકીનો વેષ લઇ હવે બગદાદ શહેરમાં જાઉં છું!" "તું કેટલા ભોગ લેશે?" હાતમે પૂછયું. તે આકૃતિએ ઉત્તર દીધો: "બરોબર પાંચ હજાર!" આ બનાવ પછી હાતમે બગદાદમાં મહામારીના ઉપદ્રવને લોકોનો સંહાર કરતો જોયો. કેટલાંક અઠવાડયાં બાદ તે રોગ નષ્ટ થયો અને હાતમને પુનઃ મનુષ્યાવતારમાં શહેર બહાર મળ્યો. "કેમ તેં તો ૫૦૦૦ ભોગ લેવા કહ્યા હતાને?" હાતમે કંઇક કોપથી તેને પૂછ્યું: "તે તો ૫૦૦૦૦થી વધુ માણસોનો નાશ કીધો છે!" "અય સખી નામેદ મર્દ!" અજલના ફિરસ્તાએ દંડવત્ કરતાં કહયું, "મેં તો મારા કૌલ પ્રમાણે માત્ર ૫૦૦૦ મનુષ્યોનો ક્ષય કીધો હતો, પણ બીજાઓ રોગથી નહી તેટલા રોગની ધાસ્તીથી ધ્રુજી ધડકી દેવલોક પામ્યા છે: એમાં મારો શો દોષ?" આ દ્રષ્ટાંત પર સેનેકાનું કહેવું વાસ્તવિક લાગે છે કે: મોહતની મિથ્યા ચિંતાથીજ મરી જવું એ મૂર્ખાઈ છે! "Stultitia est timore mortis mori." જન્મ લીધો તે મરવા માટેજ.

ગયો હરિચંદ, દધિચ, બલિ, કહરી બન જાન ન જાના,
બીર ગયે સબ ધીર ગયે, જકરી ખબરી દશકંધ સમાના;
જુરજોધનકી ઐસી રાજ ગઇ, મહિમંડળમેં મહાભારત ઠાંના.
ઇતના કબિ ગંગ બિચાર કહે, જો પૂરા સો જરા, જો બરા સો બુઝાના!

હવે આ ઉપરથી આપણુ એટલું તો જોઇ શકયે છીએ કે "વિનાશકાળે વિપરિત બુદ્ધિ" એનો અજ્ઞાન અને અમથુ માનવીના તરંગી સંકલ્પવિકલ્પો માત્ર છે; છતાં પણ આ સૂત્રને ટેકારૂપ કેટલાંક ઉદાહરણો પ્રત્યક્ષ કરવામાં આવે છે તે જોઇએ. પ્રથમ તો માનું કહેવું નહી માનનાર પેલાં જટી ઘેટાંની કહાણી આપણું લક્ષ આકર્ષે છે, પરંતુ એવા બોધદાયક કિસ્સાઓને બાજુએ મેળતાં આપણને વ્યવહાર જીંદગીમાંથી અનેક દ્રષ્ટાંતો મળે છે. લંકાના ભૂપ રાવણ કિંવા દશકંધને માથે મોહત ભમતુ ફરતું હોવાથીજ તેને રામની પવિત્ર સીતાનું હરણ કરવાની દુર્મતિ સુઝી. જમશેદનું મરણ પાસે આવેલું હોવાથીજ તેને "મનમ ઇઝદી!" ઓચ્ચરવાનું અભિમાન થયું. કોઇક અનિશ્ચિત અનાદિ કાળમાં શંબરાસુર નામક દૈત્યોના એક રાજાને અજલ આવી પહોંચેલી હોવાથીજ દેવતાઓ સામે યુદ્ધ કરવાનો અલૌકિક ફાટો ભર્યો હતો. કુળનું નિકંદન થવાનો સમય નજીક હોવાથીજ કૌરવો ગર્વિષ્ટ બની ગયા હતા. મોહતનો પંજ વાગી

ચુકેલો હોવાથીજ મહમદ તઘનખને હિમાલય ઓળંગી ચીન સર કરવાની મનોવાન્છના થઈ. તેવીજ રીતે હેકટરનો મરણ દિવસ આવી પહોંચેલો હોવાથીજ ઍકિલિઝ સાથે દંદ્ધ યુદ્ધ કરવાનું તેને શુરાતન આવ્યું હતું એ પ્રમાણે મૃત્યુ આવતાં સર્વ કોઇ ઉન્મદ અને મસ્ત થઇ જાય છે।

ડેંડરાં દાદુરાં ખેલતાં ખાબડે, તેહને હોંસ થઈ સિંધુ તરવા,
કાગલાં, બગલાં, મેડકાં, માણતા, ચાહ્ય તે ચિત્ત મોતીજ ચરવા,
કાપડિયાં બાપડિયાં ડાભડાં પહેરતા, આવિયાં ઉંડળે આભ ભરવા,
કીડને પાંખ આવી તે તો તરફડે, મરણ આવ્યું માથે મેવ મરવા।

અફ્રાસિયાબનો બેટો ઝાદસુમ જો કે રોઈનતન હતો છતાં પણ અઝલ આવી પહોંચેલી હોવાથીજ તે જેહાનજોય રૂસ્તમની સાથે લડાઇમા ઉતર્યો. ફિરદોસી કહે છે કે તુર્કી ૠપેહસાલાર હોમાન જો કે ઝોર અને તદબીરમાં બીઝન કરતા હઝારગણો બરતર હતો છતાં મોહત ભમતું હોવાથી તેને કંઇ પણ યુકિત અજમાવવાનો પ્રસંગ મલ્યો નહી. શગાદનું મોહત આવેલું હોવાથી તો તેને પોતાના ભાઇ રૂસ્તમને દગાથી મારી નાખવાનું સુઝ પડયું. ગાથા અહુનવઇતિમાં કહેવામાં આવે છે કેઃ—

તા દેબેનઓતા મષીમ્
હુજ્યાતોઇશિ અમેરેતાતસ્યા
યેત્ વાઓ અકા મનંઘહા
યેંગ દએવેંગ ઊઅકસ્યા મઇન્યુંશ
અકા શ્યોથનેમ વચંઘહા યા
ફ્રચિતસ દ્રેગ્વન્તેમ ક્ષયો

યાને—(અય દેવો!) જીંદગીનાં સુખ તેમજ અમરપણા બાબે માણસોને તમો ભુલથાપ આપો છો, કારણકે અકોમન નામક જાદ રૂહે અંગ્રેમેન્યુશને બુરા વિચાર, બુરા સખુન, તથા બુરા કામની મારફતે હકમત કરનાર તરીકે તમો દેવોને જણાવ્યાં છે। "વિનાશકાળે વિપરિત બુદ્ધિ" વિષે અત્રે ઓહાદ બે કહાણી કહેવી પ્રસંગોપાત થઇ પડશે. એક રાજા અને વઝીર શીકારે ગયા વઝીર અત્યંત દયાળુ દિલનો હોવાથી મંકલ્પ કર્યો કે આજે કોઈ પણ નિર્દોષ પ્રાણી બેતકશીર માર્યું નહીં જાય એવું કર. શેકારગાહમાં આવી પહોચતા રાજાએ એક ન્હાનાં હરણને ત્વરાથી દોડી જતું જોયું અને પ્રધાનને આજ્ઞા કીધી કે તે હરણને મારવું. વઝીરે તો તેને છટકવા દેવાનોજ મનસુબો કર્યો હતો તેથી જેવું તેની આગળથી પમાર થવા જતું હતું તેવુંજ તેણે રાજાને દેખાડવા તેના ઉપર તિક્ષ્ણ ધારવાળો ભાગ ચલાવવાને બદલે તરવારનો બુઠો ભાગ લાગે તેવી રીતે પ્રહાર કીધો પણ માઠાં ભાગ્યે હરણનું મોહતજ હોવાથી તેણીને ઉંધી બુદ્ધિ સુઝી. વઝીરને તરવાર ઉંગામી આવતો જોય તેણીએ એવી રીતે કુદકો માર્યો કે તરવારની ધાર કે જે ઉપર હતી તેની ઉપરજ બરોબર આવીને પડી અને તત્ક્ષણ ટુકડા થઇ ગયા। આથી વઝીરને અત્યંત આશ્ચર્ય તેમજ અનુકંપા લાગી આવી, પરતુ ઇશ્વરનો હુકમજ એવો હતો તેમાં તેની શી કસુર?

હરચે રવદ બર સરમ ચુ તુ પસન્દી રવાસ્ત
અન્દેહ ચે દાઅવા કુનદ ? હોકમે ખુદાવંદ રાસ્ત।

ઓ ખુદા ! તારી ઇચ્છાને અવલંબીને મારે શિરે જે કાંઇ આવી પડશે તે બરદાસ્તજ ગુજારીશ. મુજ જેવો કમનસીબ સેવક શું દાવો કરી શકે, કારણ તારૂં કરવું હંમેશ રાસ્ત વ દુરસ્તજ હોય છે। વિનાશકાળ સમિપ હોવાથી તો નેપોલીયનને વૉટર્લુ પર લડાઇ આપવાની દુર્બુદ્ધિ સુઝી. તેવીજ પરિસ્થિતિ હાલના કૈસરની પણ છે. મોહતનો કેહેર જલ્દીજ વરસવાનો હોવાથી તો શાહ ગુસ્તાસ્પના બેટા અસ્ફંદિયારને પીલતન રૂસ્તમ સાથે દ્વંદ્વ લડાઇ કરવાનો જુસ્સો થઇ આવ્યો હતો. સાઇરેક્યુઝનો પાદશાહ ડાયોનીસ્યસ એટલો જુલ્મી હતો કે સર્વ કોઇ તેનાથી ડરતાં રહેતાં. પણ તેના મુખ્ય હજામને કમબખ્તીએ ઘેરેલો હશે કે શું તે તેણે કોઇ આગળ બડાઈ મારી કે મને તો પાદશાહનાં ગળાંપર દરરોજ અસ્રો ધરવાનું માન છે। ડાયોનીસ્યસને આ વાતની જાણ પડતા તેણે બાપડા નિર્દોષ હજામને મરાવી નાખ્યો। એકવાર આજ ઝાલેમે ઍન્ટીફોનને પુછયું કે સૌથી ઉત્તમ જાતનું પિત્તલ કયુ ? આ બાપડાનો પણ અંત પાસેજ હોવાથી તેણે સાદાઇથી ખરો જવાબ આપ્યો કેઃ—"જે પિત્તલથી હારમોડીઅસ અને ઍરીસ્ટોજીટનનાં પુતળાં બનાવવામા આવ્યા છે!" ડાયોનીસ્યસે આ શખ્સને પણ દેહાત શિક્ષા કીધી, કારણ તેણે તેને શરમમા મહેણું માર્યું હતુંઃ—હારમોડીઅસ અને ઍરીસ્ટોજીટન એ ઍથીન્સનો હતા જેઓએ જુલ્મી પીસીસ્ટ્રેટસના દીકરાઓને કતલ કીધા હતા। મોહત ભમે છે ત્યારે મો બુધ્ધ ખોઇ દે છે,

न निर्मिता केन न दृष्टपूर्वा
न श्रूयते हेममयी कुरंगी ॥
तथापि तृष्णा रघुनंदनस्य
विनाश काले विपरीतबुद्धिः ॥

શબ્દાર્થ કે સુવર્ણમયી મૃગ અગાઉ કોઇએ પેદા કીધું ન હતું, ન તે કોઇએ કદીપણ ચર્મચક્ષુઓથી નિરખ્યું હતું, કે ન કોઇએ તે બાબે સાંભળ્યું વરીક હતું, છતા પણ રઘુનંદન કિંતુ રામચંદ્રની તે મેળવવા માટે તૃષ્ણા થઇ। વિનાશ સમયે બુધ્ધિ વિપરિત થઇ જાય છે. એક સાહુકારનાં ઘેરમા એક રાત્રે એક ચોરે ખાતર પાડયું, અને જેવો તે તીજોરી ફાડવા જતો હતો તેવોજ સાહુકાર પોતે જાગૃત હોવાથી તેની ઉપર તુટી પડયો. અને બને ઝમીન પર આળોટવા લાગ્યા. કોઇવાર સાહુકાર ચોરને નીચે નાંખતો તો બીજીવાર ચોર સાહુકારને ઝેર કરતો હતો. આમ એકેકને હંફાવવાના વ્યર્થ પ્રયત્નો કરતાં ઘણો સમય વ્યતિત થયો ત્યારે સાહુકારને ઓચિંતિ કંઇ યાદ થતાં બુમ મારી પોતાની સ્રીને કહ્યુંઃ "અલી! ખીંટીએ કટાર લટકાવેલી છે તે લઇ આવ તો!" પરંતુ તેની અર્ધાંગના તેની આજ્ઞા પુર્ણ કરે તે પહેલાં ચોરને પોતાની કટારી યાદ આવી ગઇ, અને તેણે તુર્તજ તેનો ઘટતો ઉપયોગ કરી સાહુકારને યમલોક પહોંચાડી દીધો। સાહુકારે જો અક્કલ વાપરી કટાર વિશે હુકમ ન આપ્યો હોત તો કદાચિત તે બચત. કવિ દયારામ કહે છે:

દીઠ હિમ્મત મન મત હે, ગયે ધન તન છાડિ;
રે દ્વિપ! તું કા અચલ હે, બૈઠો માથા માંડી!

ફટિઓ જોતજોતામાં ધન અને તન છોડીને ધણીઓ ગયા, ને અરે છત! તુ ને શુ કઇ અચળ છે જે માથા બાંધીને બેઠો છે? માટે વહેલો ચેત ને ભગવદ ભજન કરી લે, નહી તો તને પ્રાણ માળ ઝપેટીને લેશે! આ ઉપરથી "વિનાશ કાળે વિપરિત બુધ્ધિ" નું સૂત્ર ઘણેક દરજ્જે સત્યતાથી ભરપુર માલુમ પડે છે, પરતુ તે માટે આપણે એટલોજ મત્ર ભણીશું કે: "મરક આપ-દુરત! મહર્ક આપ-દુરત! દશ્મન આપ-દુરત!" યાને અય દર્દો! તમો દૂર થાઓ! ઓ (દુશ્મનના) મોત! તુ દુર થા! હે દેવો! તમો નાબુદ થઇ જાઓ!

## (૪) મોહતની આગાહી.

At Thy good time

Let Death approach, I seek not, let him come
In genuine form, not with Thy vengeance arm'd—
Too much for man to bear Oh! rather lend
Thy kindly aid to mitigate his stroke"

Bishop Porteus

મોહતનો ભય ઘણાક દાખલાઓમાં સમુળગો નિર્મૂળ થઇ જાય છે કારણ અનેક મનુષ્યોને ભુતકાળમાં મોહતની આગાહી થઇ હતી અને વર્તમાન કાળમાં અનેકોને થતી હશે. ખુદાની પોતાના પયદા કીધેલા બંદાઓ ઉપરની ન વર્ણવી શકાય એવી અખુટ મહેરબાનીના આ અજબ દાખલાઓ છે આ તો સર્વે સુજ્ઞ માણસો કબુલ કરશે કે મરણની ચેતવણી મળવાથી મરણની ધાસ્તી રહેવાને બદલે બીલકુલ ઓછી થઇ જાય છે. ઇશ્વરે માણસને અણિઆથી ચિન્ત આગાહ રાખવામાં ખરેખર કેટલું બધું ડહાપણ—કેટલી બધી માયા દયા—વાપરેલા છે તે આપણ સહજ જોઇ શકયે છીએ. અર્વાચીન મહા વિગ્રહ એ વિષેનો એક ઉત્તમ દ્રષ્ટાંત પુરો પાડે છે કોરાનલની લડાઈ પછી વાલપરેસોમાં જર્મનોએ એ લડાઇની જીત માટે ઉજવણી કરી હતી જેમાં છેલ્લો "ટોસ્ત" "Destruction to British Navy!" એવો હતો, પરંતુ એડમિરલ વોન સ્પીએ કહ્યુ કે એ 'ટોસ્ત' નો જામ ખાળવાની તેને દરકાર ન હતી! દરવાજા સુધીનો રસ્તો ફુલોથી ભરી નાખવામાં આવ્યો હતો વોન સ્પીએ કહ્યુ, "આ ફુલો જાળવી રાખજો—મારી કબર પર મુકવા કામ લાગશે!" થોડાજ અઠવાડયા બાદ ફોકલેન્ડ આયલેન્ડઝની લડાઈમાં તે માર્યો ગયો હતો!

અગર ખોમુર્દ અદુ જાયે શાદમાની નીસ્ત,
કે ઝેન્દગાનીએ મા નીઝ જાવેદાની નીસ્ત!

ઇરાનના શાહ નોશિરવાનને એક વાર કોઇએ વધાઇ આપી કે તારો ફલાણો દુશ્મન મરી ગયો! ત્યારે નોશિરવાને આદેતે જવાબ વાળ્યો "દુશ્મન મરી ગયો તેથી કઇ ખુશાલી કરવાની ખાસ જરૂર નથી, કારણ કે આપણી ઝીંદગી પણ કઇ હમેશગી સુધીની નથી!' અમેરીકન પ્રેસિડન્ટ અબ્રાહામ લીંકન માટે કહેવાય છે કે તે પણ ૧૪ મી એપ્રીલ ૧૮૬૫ ને દિને પોતાનું મોહત ચેત્યો હતો. તે જાણતોજ હતો કે તેને ઠાર કરવામાં આવશે, અને ૧૪

મીના મદવારની કૅમીનેટમાં તેનો ચ્હેરો શોકયસ્ત અને દુઃખી જણાતો હતો. જ્યારે જૅનરલ આન્ટે શું હતું તે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે તેને એક અદ્દભૂત સ્વપ્ન આવ્યું હતું પણ બપોરે તે અત્યંત આનંદી બની ગયો. આથી તેની સ્ત્રીએ ગભરાટથી કહ્યું: "તમને આટલા બધા ખુશાળ મેં એકજ વખ્ત દીઠા છે–અને તે આપણા વ્હાલા વીનીનાં મરણ અગાઉ!" કહેવાની જરૂર છે કે લીંકનની આગાહી ખરીજ હતી?

કેતે ભયે યાદવ મગર સુત કેતે ભયે,
જાનહુ ન જાને જ્યૌં તરૈયા પરભાતકી;
બલિ બેનું અંબરિષ માન્ધાતા પ્રહ્લાદ,
કહાં લૌં ગનાઓ કથા રાવન યયાતકી?
તેઉ ન બચન પાયે કાળ કૌતુકીકે હાથ,
ભાતિભાંતિ સેના રચી ધને દુઃખઘાતકી!
ચાર ચાર દિનાકો ચબાઉ ચાહેં કરૈં કોઉ,
અંત લૂટી જૈહે જૈસે પૂતરી બરાતકી!

લોર્ડ પામરર્સ્ટનને માટે કહેવાય છે કે પોતે પચાસ વર્ષનો થયો ત્યારે ફ્રેંચ ઘોડા ગ્લેડીએડરને ડરબીની સોરતીમાં જોયો. તે કહેતાં સંભળાયો હતો કે:– "જો આ પરદેશી ઘોડો પહેલો આવશે તો હું ચાર મહીનાથી કાઢીશ નહી!" અને થયું પણ તેમજ. નવસારીના પહેલા દેશાઈજી તેદમુરજી રૂસ્તમજીને માટે પણ કહેવાય છે કે સાત દિવસ આગમજથી તેઓ પોતાનું મોહન ચેની ગયા હતા, અને તે વિષે પોતાના દીકરા ખુરશેદજીને આગાહ પણ કીધો હતો. આ વખ્તે એક ભવિષ્યવેત્તા નીકળી આવ્યો હતો, અને તેદમૂરજી બેભાનાવસ્થામાં હતા ત્યારે તેઓને ડોળીમાં સુવાડી સુનવાડી લાવ્યા. ત્યાં તેઓએ શુદ્ધિમાં આવતાં કોઇના પણ કહ્યા વગર સઘળી વસ્તુ સ્થિતિ સમજી લીધી, અને પોતાના પુત્ર ખુરશેદજીને હસીને કહ્યું: "નકામી કાં મહેનત લીધી? મે જેટલા દિવસ કહેવા છે તેટલાજ જિંદગીની આ જીંદગી છે!" આ તેવણનું કહેવું જલ્દીજ ખરૂં પડ્યું. નવસારી પાછા આવ્યા પછી ભાડેનાં ઘરમાં રહેતા હતા ત્યાંથી કબીલાવાળાં ઘરમાં પોતાને લઇ જવાની તેઓએ ખાહેશ દેખાડી, અને તુરત સ્નાન કરવા માંગ્યું. તેમની ઇચ્છાનુસાર ઓસડી ઉપરજ નવડાવી તેઓને કબીલાવાળા ઘરમાં લીધા. અત્યાર સુધી તેઓ પુરતા હુશ્યાર હતા અને ઘરમાં દાખલ થયા પછી સઘળી હુશ્યારીનો છેડો આવ્યો અને સન ૧૭૮૨માં આવા મહિનો ને અમરદાદ રોજ, ૧૦૫૭ યઝદેઝરદી દિને તેઓ બહેસ્તનશીન થયા. મરણને દિવસે સવારે પોતાના પુત્ર ખુરશેદજીને પોતાની પાસે બોલાવી કહ્યું હતું કે: "આજે સાતમો દિવસ છે અને તે છેલ્લેજ છે, માટે દલગીર થવું નહી, કોઇને દલગીર થવા દેવા પણ નહી, પણ સતન દેવસો આપજો, અને કોઇને રડવા પણ દેવાં નહી!"

પેસે અરગવ નીર, નીર ગંગાને એને;
ચડે જો પર્વત મેર, કદિ પાતાળે પેસે;
પર્વતમાંહે પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓઢ: અમૃતહાર, બમે જુગા બહુ ભાંતે,

કિંકર રાખે કંઇ કોડિયા, મંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહે છે, સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે!

ઓઝાનામ નામક ગણિતશાસ્ત્રીને માટે કહેવાય છે કે તે પૂરની આરોગ્યતામાં હતો છતાં પણ તેની હમેશગીની શાંતિમો સમય જલ્દીજ આવનાર હતો એવી શંકાથી વિદ્યાર્થીઓને રજા આપતો હતો, અને થોડાજ દિવસ બાદ મગજે લોહી ચઢી જવાથી તે મરણ પામ્યો હતો. ફ્લેચર નામના એક ધર્મોપદેશકને મોહતની આગાહી સ્વપ્નામાં થઇ હતી. આથી તેણે એક શિલ્પશાસ્ત્રીને બોલાવી કહયુ, "મારે માટે જલ્દી એક ઘોર બનાવ હવે વખત ઘણોજ થોડો રહયો છે!" મોઝાર્ટ જ્યારે "Requiem" લખવામા રોકાયલો હતો ત્યારે તેને એવીજ ખાતરી હતી કે તેના મોહત પછી તે ઉપયોગીજ થઇ પડશે, અને જ્યારે ટુંક અરસામાં તે મરણ પથારી પર પડયો અને ઝીંદગીની જ્યોત બુઝાઇ જવા લાગી ત્યારે તેણે પોતાનાં "Requiem" ને માટે માગણી કરી કહયું. "મે તમને નહી કહેલું કે આ મોહતનું ગીત મારાંજ મરણ સમયે ગાવા કામ લાગશે?' હોગર્થ નામના એક પ્રખ્યાત ચિત્રકારને ખટકો થયો કે તેનો અંત હવે નઝદીકજ છે આથી તેણે એક સર્વથી છેલ્લુ પણ સર્વોત્તમ ચિત્ર દોરવાનો પ્રયાસ આરંભ્યો. તેના મિત્રોએ આ જોઇ પુછયું, "આ ચિત્ર કે જેની અંદર તુ આટલી બધી મહેનત કરે છે તેનું નામ શુ આપશે?" "સર્વ ચીજોનો અંત!" હોગાર્થે કહયું "એમજ છે," એક મિત્રે ઠઠ્ઠા કરી કહયું. "તો ચિત્રકારનો અંત પણ જલદીજ આવશે." જો કે આ તો મશ્કરીમાં કહેવાયું હતું છતાં પણ મૃત્યુની આગાહી પામેલા હોગાર્થે એક નિશ્વાસ નાખી ગાંભીર્ય ધારણ કરી કહયુ: "તેમજ થશે, અને તેથી તો જેમ બને તેમ જલ્દી સંપુર્ણ કરવા હું ઇચ્છું છું!" આ બનાવને પાચ કે છજ માસ વિટતા વિશ્વવિખ્યાત ચિતારા હોગાર્થે આ ફાની આલમમા છેલ્લો દમ લીધો!

ઇન પંજ રૂઝેહ મોહલતે ઐયામે આદમી,
બર ખાકે દીગરા બ તકબ્બોર ચેરા રવદ?
અય દુસ્ત! બર જનાઝેએ દુશ્મન ચુ બોગઝરી,
શાદી મકુન કે બર તુ હમીન માજરા રવદ!
દામનકશાન કે મીરવી અમરૂઝ બર ઝમીં,
ફેરદા ગબ્બારે કાલબુત્ત દર હવા રવદ!
ખાક દર ઉસ્તુખ્વાન રવદ, અય નફ્સે શોખચશ્મ!
માનન્દે સુર્મે દાન કે દરા તુત્યા રવદ!
દુનિયા હરીફે સુફ્લે ઓ મઅશુકે બીવફાસ્ત
ચુ મીરવદ હર આઇને બોગ્ઝાર તા રવદ!

શાયર શેખ સાદી કહી ગયા છે કે. 'આ પાંચ દિવસો માત્રજ માનુષિક જીવનનો વખ્ત છે, ત્યારે તે (મનુષ્ય) બીજાઓની ખાક પરથી એટલો બધો ગરૂરીથી શા માટે ચાલે છે? હે ભાઇ! જ્યારે તું દુશ્મનની પાયદસ્ત આગળથી પસાર થાય ત્યારે મગ્ન નહી થઇશ, કારણકે એની સ્થિતિ તારી પણ થશે! આજે તો ધર્તી ઉપર તું તુંદાઇથી ચાલે છે, લેકીન આવતી

કાલે તારાં શબનું ધુળ હવામાં ઉડતું થશે! ઓ મગરૂર માણસ! ખાક તારાં હાડકાંમાં પેવશ થશે કે જેવી રીતે નેત્રાંજન પોતાની આરસીમાં દાખલ થાય છે. દુનિયા એક નીચ દોસ્ત અને બેવફા માશુક છે, માટે જ્યારે તે તને છોડી જવા માગે તો બેશક તેને છોડવા દે!" એકવાર મશહુર નીકળતાં જૉન હન્ટરે કહ્યું હતું કેઃ "જો મીટીંગમાં હું જાઉં છું ત્યાં જો મને કોઇની સાથે ટપાટપી થશે તો મારું મોહત જલદીથી આવશે!" તેની આગાહી ખરી પડી. તે પોતે હૃદયનાં અમુક દર્દથી પિડાતો હતો અને તે વ્યાધિ હવે એવી સ્થિતિએ આવ્યો હતો કે હન્ટરને ખાતરીજ હતી કે જરાપણ બોલચાલ થતાં મારો અંત આવશે! સુપ્રસિદ્ધ ગ્રંથકર્તા ફુટ કૉન્ટીનેન્ટની મુસાફરીએ નીકળવા આગમ પોતાના એક મરણ પામેલા ગોઠીયા નામે વૅસ્ટનનું ચિત્ર ધ્યાનથી નિહાળતો હતો; તેટલાં તેનાં ચક્ષુઓમાં અશ્રુઓ ધસી આવતાં તે બડબડ્યોઃ "ગરીબ બાપડો વેસ્ટન!" અને થોડોક વાર પછી વધાર્યુંઃ "બીજાઓ નજદીકનાં ભવિષ્યમાં કહેશેઃ 'ગરીબ બાપડો ફુટ!'" અને તેનાં મિત્રોની અજાયબી વચ્ચે તેની આગાહી થોડાજ દિવસમાં ખરી પડી. કાર્ડીનલ વુલ્ઝીને પણ બરોબર આઠ વાગે મોહત આવશે એવી આગાહી થઇ હતી, જ્યારે ઇરાનનો કયકાઉસ પોતાના બેટા શેઆવુશને ઇરાનની સરહદ સુધી વળાવવા ગયો ત્યારે તે સરહદ આવતાં બંને બાપબેટા ખરાં જીગરના ઉલાસથી ભેટ્યા. પરતુ આ મુલાકાત દરમ્યાન બંને બાપદિકરાને મનમાં એકજ ખટકો થયા કરતો કે જાણે તેઓ આ છેલ્લીજ વાર મળતા હતા! બંનેનો સંદેહ થોડાએકજ મહીનામાં ખરો પડ્યો, સબબ નાપેકાર ગરશિવજે હિલામકરથી અફ્રાસિયાબ પાસે પાકઝાદ શેઆવુશનો શિરચ્છેદ કરાવ્યો! આપણા પાક મજહબ પ્રમાણે હિંમતવાન સરોશ યઝદ આપણા સઘળાંનો અહોરાત્ર પાસબાન છે, માટે મારું તો એવું માનવું છે કે મોહતની જો ધાસ્તી લાગતી હોય તો તેની મેનાયશ કરવી કે—

> 'કા અઘ વઓહુચ્ય અહુબ્ય,
> સઓશ્યન્ત નો અહુબ્ય નિપંગાઓ,
> આઠ સ્રઓશ અષ્ય હુરઓથ
> અહેચ અંધહૈતિ યો અસ્તવતો,'
> યસ્ય અસ્તિ મનહો
> પઇરિ હ્વતન મહરકાન!

"અય ખુબસુરત અને શરીફ યઝદ! આવિંયાં એક જીંદગીમાં તથા એકે દુનિયામાં હમારી તું પરસ્તાની કરજે!—દુનિયા જે હાડમંદ તથા બીજી દુનિયા જે મિનોઇ છે ત્યાં તું જમાગે કરી આવનારાં મોહતથી હમારી પાસબાની કરજે!" એવી રીતે જ્યારે આપણું ચિત્ત ભયંકર તર્કવિતર્કથી અસ્થિર અને આકુળવ્યાકુળ બને ત્યારે ઇશ્વર અને તેના ફરેસ્તાની આરાધના કરવાથી આપણાં મનને અમુક શાંતિ મળે છે. જો રાગજ રાખનાર છે તો પછી કોઇની મગદુર છે—ખુદ જમરાજની પોતાની પણ નથી—કે આપણો એક વાળ પણ વાંકો કરી શકે!

> બધીયે કે મન, ફિર રે. દેખ દયાળકા કામ;
> અજગર કરો પારતિ. ઈડ ગયા મસુરસુતાન!

## (૫) અમર કોણ છે?

"The boast of heraldry, the pomp of power,
And all that beauty-all that wealth e'er gave,
Awaits alike the inevitable hour-
The path of glory leads but to the grave!"

Gray.

અતિશય પુરાતન કાળથી મનુષ્ય—તેનું કુદરતના ભેદો સમજવાનું જ્ઞાન ગમે એટલું અલ્પ છે છતાં પણ—આ ક્ષણિક જગતની પોતાની તેટલીજ ક્ષણભંગુર જીંદગીને અમર અને અવિનાશી બનાવવાને મહામારન પ્રયત્નો કરતો અને અનેક ફાંફાં મારતો આવ્યો છે, છતાં પણ આપણ એટલું તો કહી શકીએ કે તેના સર્વ મહાપ્રયાસો અદ્યાપિપર્યંત અફળ અને નિરર્થક ગયા છે, અને ભવિષ્યમાં પણ તે પોતાની આ વ્યર્થ કોશેશોમાં વિજયી થાય એ કિંચિત પણ સ્વભાવિક નથી. બેશક દેશપ્રદેશની દંતકથાઓ અને કહાણી કિસ્સાઓમાં અમુક માણસને અથવા માણસોને અમર અને વિનાશરહિત હોય એમ ચિતાર્યો છે ખરા, પરંતુ ઇતિહાસ ઉપરથી સાક્ષાત સિદ્ધ થાય છે કે આ માત્ર લોકકથા સિવાય ખરેખરી પૂરવાર થયલી બિનાઓ નથી, પણ કવિઓની કલ્પનાશક્તિના તુક્કા અને ભુસકાજ છે. સદચિદાનન્દ ઇશ્વરના કાયદા અને ફરમાનો નિરંતર અચુક અને અનુલંઘનીયજ છે, ખુદા કંઇ મનુષ્યના જેવો તુચ્છ મતિનો નથી કે તે પોતાનાં ઇન્સાફનાં ત્રાજવાંને એક યા બીજી બાજુ ઢળી જવા દે: તે હંમેશ નિષ્પક્ષપાતી છે, અને તેથીજ આપણને કહેવાને સુગમ પડે છે કે જો તેણે સકળ સૃષ્ટિને વિનાશાધિન સરજી તો તે સર્વ જડ તેમજ ચૈતન્યવાળી વસ્તુઓનું નિકંદન કરવાને બદલે અમુક વસ્તુઓ કિંતુ મનુષ્યો ઉપર વધુ મહેરબાનગીનો દસ્ત શા માટે લંબાવે? તે મહાનામી કિર્તારના કાયદાઓ અચળિત અને સુદૃઢ છે, છતાં પણ ઘણીકવાર આપણને શાસ્ત્રોમાં પણ માલુમ પડે છે કે ફલાણા ફલાણાને પરમેશ્વરે અમરતા બક્ષી હતી, તો તેનો શું ખુલાસો? આપણે એટલું તો યાદ રાખવું જોઇએ કે સર્વ ધર્મશાસ્ત્રો અલંકૃત અને કાવ્યરૂપ શૈલીથી ઓતપ્રોત થયલાં હોય છે અને તેથી અમુક લખાણનો બાહ્યાર્થ લઈ તે ઉપરજ અમલ કરવો એ કેવળ મૂર્ખાઈ છે. હિંદુ ધર્મમાં શ્રી કૃષ્ણને અનેક રુપવાળો હોય એવો વર્ણવવામાં આવ્યો છે, આપણા પાક ગાથામાં પણ અનેક ફિરેસ્તાઓને બેશુમાર આંખકાનાદિ સાથે ચિતારવામાં આવ્યા છે, તો તેનો ગુહ્યાર્થ શો? એ સઘળું કંઇજ નહિ પણ માણસો સત્વર સમજી શકે કરીને અલૌકિક અને દૈવી ભાવવાચક શક્તિઓને જાણે સામાન્ય વ્યક્તિઓ હોય તેવીજ રીતે ચિતારેલી હોય છે, અને તેથી આપણે બહારથી દેખાતા અર્થને તિલાંજલિ આપી અંદર રહેલો માર્મિક અર્થ ગ્રહણ કર્યે છીએ તો અજ્ઞાનતાનો પડદો તત્ક્ષણ ચક્ષુઓ સામેથી અદ્રશ્ય થઇ જાય છે! એવીજ વસ્તુસ્થિતિ આબાદ અહીં પણ દ્રશ્યમાન થાય છે. ઝરથોસ્તી ગાથા ઉપરથી સ્પષ્ટ થાય છે કે જમશીદ, કયકાઉસાદિ પાદશાહોને અહુરમઝદે અમર પેદા કીધા હતા, પણ તેઓ પોતાની કરણીથી મરણાધિન થયા! એટલે? જો ખુદાએ તેઓને મોત રહિતજ ઉત્પન્ન કીધા હતા તો ખુદા કંઇ એવો ચલાયમાન નથી કે પોતાનાં ફરમાનો ઘડી ઘડી ફેરવ્યા કરે, પરંતુ અંદર સમાયલો રહસ્યાર્થ તદ્દન જુદોજ છે. ખરી રીતે જોતાં ઉક્ત નૃપતિઓને મૃત્યુરહિત પયદા કરવામાં આવ્યા હતા એવું સિદ્ધાંત અવસ્તા નહી પણ પહેલવી સાહિત્યમાંથી મળે છે, અને

જેવી રીતે આપણ અવસ્તા પર મદાર બાંધીએ છીએ તેવો પહેલ્વીપર બાંધી શકતા નથી, સબબ ઘણીજ વાર પહેલ્વી લેખકોએ અનિયમિત અને તર્ક શક્તિનો પુર છુટથી ઉપયોગ કીધેલો હોય છે,—જો કે આવું કંઇ હમેશાંજ નથી હોતું. ત્યારે ઉપલાં દ્રષ્ટાંતો માટે આપણ એટલુંજ અનુમાન કરી શકીએ કે એ પાદશાહો પોતાનું નામ અને કીર્ત્તિ આ દુનિયામાં યાવત્ચંદ્રદિવા કરી સુધી અમર કરવાને સગવલા હોય, અને નહી કે પોતાના સ્થૂલ અને ક્ષણભંગુર શારીરિક દેહને અર્હો મરણ વગરનો કરવા,—યાને અપરંપાર યુગો વહેવા છતાં એકનાંએકજ વાતાવરણમાં અને સમાન સ્થિતિમાં પોતેજ દિર્ઘાયુ ભોગવવા ઉત્પન્ન થયાં હોય! આ સંબંધમાં ઉશ્તવદ ગાથાના એક ફકરાપર લક્ષ ખેચેલું અસ્થાને નહીજ ગણાશે. પયગમ્બર પાક ઝરતોસ્ત કહે છે:—

> ૮ અત્ ફ્રવક્ષ્યા હ્યત મોઇ મ્રઓત સ્પેન્તોતેમો,
> વચે સુઇધાઇ હ્યત મરેતએઇબ્યો વહિસ્તેમ્;
> યોઇ મોઇ અહ્માઇ સેરઓષેમ્ દાંન્ ચયસ્ચા,
> ઉપાજિમેન્ હઉર્વાતા અમેરેતાતા;
> વંઘેહેઉશ મન્યેઉશ શ્યઓથનાઇશ મઝદાઓ અહુરો.

"દીનનો કલામ જે સૌથી આબાદી કરનાર હોરમઝદે મને કહયો, તથા જે કલામ સાંભળવાને માણસોને માટે ઘણોજ ફાયદાકારક તે વિષે હું તમને ઝાહેર કરૂં છું. જેઓ મારી તરફ તાબેદારી તથા ધ્યાન આપશે તેઓને તંદુરસ્તી તથા અમરપણું હાંસેલ થશે!" ત્યારે એ અમરપણું કયું?-શું દુન્યવિ અમરપણું? બેશક નહી, કારણ ઝરથુસ્ત ગમે એટલા પવિત્ર અને ખુદાના પસંદ કીધેલા હતા, છતાં પણ ખુદાએ બેશક ગેરઇન્સાફીપણે તેઓને એટલી બધી સત્તા નહી આપી હતી કે તેઓ સઘળા ઝરથોસ્તીઓનેજ અમર્ગી બક્ષી શકે અને દુર્વંદોને નહીં! ખરી રીતે જોતાં આ અમર્ગી તે આ ફાની ગેતી છોડી જવા પછી બહેસ્તમાં મળતી અમર ઝીન્દગી. હવે આ બિનાની સાથે એક પહેલવી પુસ્તકમાં જણાવેલી બીનાનો ઘણોજ સરસ સુકાબલો થઇ શકે. પહેલવી "ઝંદે વોહુમન યશ્ત" જે ગુમ થયલી અવસ્તા "બહમન યશ્ત"ના શરેહ છે તેમાં ઝરથુસ્તને પોતાને દાદાર અહુરમઝદ પાસે અમર્ગી માગતો ચિતાર્યો છે. સ્પિતમાન ઝરતોસ્તે પ્રથમવાર અમર્ગી ઇચ્છી ત્યારે અહુરમઝદે તેઓને હરવેસ્પ આગાહીની અકકલ બક્ષી જેથી તેઓ છેક દુરના ભવિષ્ય સુધીના જેટલા ઝમાનાઓ દુનિયા ઉપરથી ગુઝરવાના હતા તે જોઇ શક્યા. છતાં પણ તેઓની ખાતેરનિશાં નહી થવાથી દાદારે દો જેહાન પાસે ફરીથી કરગરીને અમરપણું ઇચ્છ્યું કે:—

> "અફદા ગોફ્ન હોમન્ત અઓઇ ઝરતુહશ્ત બૈન હનાએ દામાને લક ઘશરૂઓતર દાદાર! અમત લી અઓશ બરા વાદૂના ચીગૂન વિન ઇ જવિન—મિશ ગોફ્પત—મક્કા વ ગોસ્તો ફીઆન ચિત્રોક મિયાન ઇ વિસ્તારપાન હુમન્ત પેશ્યોતન ઈ બામિક અમેન. અમત લી અઓશ બરા વાદૂની ચીગુન વામનશાન પવન દિન લક શપીર હીમુનેન્દ આઇય વહમન દિન ઓર્તાર મનશ અવિજક શપીર દિન ઇ મઝદસ્તાન મિન ઓહરમઝદ બરા મેકદવ્ન અઓશ બરા યેહેવૂન્દ વહાન વહમનશાન અનશુન,આન પવન દિન દલક શપીર હીમતેન્દ!"

અને તે બોલ્યો કે: "હું જદ્યોસન આ તારી પૈદાયશમાં ઘણો અશો તથા ઘણો શક્તિ-

વાન છુ ત્યારે ઓ દાદાર! જે પ્રમાણે આઝાર વગરના દરખ્તને,* ગોગનશાહનો† તથા ગોસ્તે ફ્રિઆનનો‡ તથા વિસ્તાસ્પનો ચિત્રોક મિંઆન જે આમિકનો પેસ્ગોતનુ॥ કહે છે, તેઓને અમર બનાવ! જો તું મને અમર બનાવશે તો દુનિયાના લોકો તારી ભલીદીન પર ઈમાન લાવશે કે જ્યારે તે દીનનો લાવનાર કે જેણે ખાતેમ ભલી માઝદયસ્ની દીન અહુરમઝદથી કબુલ કીધી તે પોતે અમર થશે ત્યારે બીજાઓ તારી ભલી દીન પર ઇમાન લાવશે," આ તેની વિનંતી અહુરમઝદ લક્ષમાં નહીં તેને સમજાવે છે કે "જો તને અમર કરૂં તો તુરબરાતુર જેના હાથ પર તારૂ મોહત નિર્માણ થયલું છે તે પણ અમર થશે, અને તેમ જો બનશે તો રસ્તાખેઝ અને તન પસીન કેમ થઇ શકશે?" આ ઉપરથી આપણે સાફ માલુ જોઈ શકીએ છીએ કે ખુદા પોતાના નેમના કાયદાઓ હરગેઝ ફેરવતો નથી અશો જરથોસ્ત દાદાર અહુરમઝદનો દૃઢ નિશ્ચય જોઇ ખિન્ન થઈ ગયો, આથી અહુરમઝદે હરવેસ્પ આગાહીની અકકલ પાણીના આકારમાં ફરીથી તેને આપી જે પીના અશો જરથોસ્તને દુનિયા ફના થાય ત્યાં સુધીનો દુનિયાને સઘળો રાહચાર જોઇ લીધો કે દુનિયામા એક વખત મહુજ મુશ્કેલી આવશે જ્યારે ધર્મની દુબાદુબ થઇ જશે, અને તેણે સ્થાપેલો ધર્મપણ ઘણી દુર્દશાને પામશે. આ સઘળું જાણતાં અશો જરથોસ્તે એવી મુરાદ માગી કે—

"દાદાર લી ઓશ પેહેલુન વ અમ્યાનકાને લી ઓશ પેહેલુન અએવઅન અવ અના ઝીનંદ ઐન ઝક ઈ શીકુફત અખામ! અશોક ઝીનમ્નીક પેહેલુન અઅર દરવદીક વ રામ દુશાદ લા વિરાયેન્દ!"

"યાને-"ઓ દાદાર! મને મોહત આપ તથા મારા વંશજોને પણ મોહત બક્ષ કે તેઓ એવા મુશ્કેલ વખતમા જીવે નહી, અને તેઓને અશોઇથી છુડાવ કે તેઓ પોતાના રવાનને માટે દર્વંદીનો

---

* "વિને જવિત બિશ" યાને આઝાર વગરનુ દરખ્ત કે જે ઝાડપર સિમુર્ગ પક્ષી પોતાનો માળો રાખતુ હતુ. જ્યારે તે ઝાડ ઉપરથી ઉડતુ ત્યારે એક હઝાર ડાળીઓ તે ઝાડમાથી ફુટતી, અને જ્યારે તે ઝાડ ઉપર પાછું બેસતુ ત્યારે એક હઝાર ડાળીઓ ભાગી જતી! અને તેમાંથી બીજ જમીનપર પડતા!"

† "બિનો ખેરદ" પ્રમાણે "ગોગનશાહ" ખનિરથબેસ્પરની અંદર છે, અને પગથી તે અર્ધા બદનસુધી તેનો આકાર બળદના જેવો છે, અને અર્ધા બદનથી ઉપર માણસના જેવો છે! તે દરિયાને કિનારે બેસીને હમેશાં યઝદાંની બંદગીમા મશગુલ થઇ જાય છે, અને "જેર" (અવસ્તા–'ઝઓથ')ની ક્રિયનું પાણી દરિયામા રેડે છે, જેથી તેમાંના બેશુમાર નાશકારક પ્રાણીઓ મરે છે!

‡ અવસ્તાનો "યોઇસ્ત-ફ્રયાન," એને દિઇનો 'યવિષ્ટ કૃવિ' સાથે સરખાવવામાં આવે છે. આબાનયસ્ત પ્રમાણે તે અદીસુર બાનુ આગળ અર્જ ગુજારે છે કે અખ્ત જાદુગરના ૯૯ ઉખાણાઓ ઉકેલવાની તેને શક્તિ બક્ષતી, (પહેલવી "માદિગાને ગોસ્તફ્રયાન" નામની કેતાબમાં ૩૩ ઉખાણા કહ્યા છે,) તેની મુરાદ બર આવી, તેણે વગતા ત્રણ સવાલો અખ્તને પુછ્યા જેના જવાબો તે આપી શકયો નહી, જેથી ગોસ્તેફ્રિઆને તેહેનો નાશ કીધો.

॥ પેશોતન શાહ ગુસ્તાસ્પનો બેટો હતો અને કંગદેઝનો વડો ધર્મગુરુ હતો. એનુ બીજું નામ "ચિત્રોકમિઆન" છે, તેમજ એનો એક ખેતાબ ગેહનવીરાય" યાને દુનિયાને શણગારનાર હતા, અશો જરથોસ્તે ગુસ્તાસ્પને જ્યારે દિન કબુલ કરાવી ત્યારે આફ્રીગાન કરીને દુધનું દુ' પેશોતનને પાયું હતુ જેથી તે અમર બન્યો હતો એમ કહેવાય છે

ત્યા દોઝખનો રસ્તો તઇયાર કરે નહી!" આ ઉપરથી એટલુંજ ખુલ્લું માલુમ પડે છે કે અહુરમઝદના નેમી આપેલા નિયમો એટલા પરિપક્વ અને એટલા અચળ હોય છે-અને ઇશ્વર પોતે એટલો બિનસ્વારથી અને અપક્ષપાતી છે—કે ઉકત કાયદાઓને કોઇ પણ નિસ્પૃહતાથી ઠોકરે મારી શકતું નથી, અને તેથી પરિણામરૂપે કોઇપણ મનુષ્યને હમેશગી સુધીની જીંદગી મળી હોય એ કેવળ અશકય છે। શીખ ગુરૂ ગોવિંદસિંહ કહે તેમ તમે ગમે તે હોવ તો પણ મોહત તમારીપર ગસ્સો કર્યા વિન નજ રહેઃ

નિરજુર નિરૂપ હો કિ સુન્દર સરૂપ હો કિ
ભુપન કે ભુપ હો કિ દાતા મહા દાન હોઃ
પ્રાન કે બચઇયા દુધ પૂત કે નિવઇયા—
રોગ સોગ કે મિટઇયા કિધો માની મહામાન હોઃ
વિદ્યા કે વિચાર હો કિ અદ્દઇ અવતાર હો કિ
સિદ્ધતાકી સુર્ત હો કિ સિદ્ધના કી સાન હોઃ,
જોબન કે જાલ હો કિ કાલહૂકે ગાલ હો કિ
શત્રુન કે શુલ હો કિ મિત્રન કે પ્રાન હો।

આમ છતાં પણ ફ્રેંચ લેખક એલેકઝાંડર ડુમાની નોવેલોમાં એક ચોકસ ઇસમ નામે ગુમેપ્પ બાલસામો ઉર્ફે કાઉન્ટીડ કેગ્લીઓસ્ટ્રોને દાખલ કરવામાં આવે છે જે એવી બડાઇ મારે છે કે તે ઠેઠ સિઝર અને કલિઓપેત્રાના વખ્તમાં જન્મ્યો હતો, અને તેનામાં એવી શકિત હોવાનો તે અહંકાર કરતો કે જો કોઇ તેને પૈસા આપે તો તે તેને અમર બનાવે। આ "અમર" માણસ ૧૭૦૯ માં જન્મી ૧૭૯૩ માં મરી ગયો હતો। એડવર્ડ બુલવર લીટનની "ઝાનોની" નામક એક ફિત્સુરી ભરી નવલકથામાં પણ એક અમુક શખ્સને અમર જેવો ચિતાર્યો છે, પરંતુ પાછળથી લેખક તેને માત્ર એક ભાવવાચક કલ્પના તરીકેજ જણાવે છે. નેપોલીયન એકવાર પોતાના વિશ્વાસુ ડેનનની સાથે પોતાના યોદ્ધા મોલ્ટની પીકચર ગેલેરી જોવા નીકળ્યો, જ્યાં રાફાએલનાં એક ઉત્તમ પીકચર માટે ડેનને "આ અમર રહેશે!" એવા મનો-દગાર કાઢયા. "આ ચિત્ર આવું ને આવું કેટલો વખત રહેશે?" બોનાપાર્ટે પુછ્યું. "ઘણાં તો ૪૦૦ કે ૫૦૦ વર્ષ!" ડેનને કહ્યું. "એને તમો 'અમર' કહો છો કે!" નેપોલીયને ધિક્કારથી કહ્યું, ત્યારે પ્રશ્ન ઉઠે છે કે: અમર કોણ છે? ખરેખર કોઇજ નહી અને કંઇજ નહી।

ચિરંજીવી નહી કોઇ, ગયા મનુ જેવા મહિપત;
ચિરંજીવિ નહી કોઇ, ગયા વહિ અગણિત અહિપત;
ચિરંજીવિ નહી કોઇ, ગયા અધિકારી ઇંદ્રે;
ચિરંજીવિ નહી કોઇ, ગયા કંઇ સૂરજ ચંદ્રે;
વળી ગયા રામ ને રાવણ, ગયા દેવ ને દાનવી—
સતવાદી સલક્ષણ ગયા, કોણ માત્રમાં માનવી!

# અંતે ધર્મો જય.

લખનાર:—જરબાનુ મહેરવાનજી કોઠાવાલા

રોયલ આરમી મેડીકલ કૉરપસવાલો કેપટન રોલંડ ઘણોજ વિચારવંત જણાતો હતો. તેને એક નવીજ શોધ કીધી હતી અને તેની ફતેહ માટે તે તદન ખાત્રી પુરવક હતો. તેના સામે એક સોલજર બેઠો હતો જે આ છેલ્લી નેહુસત લડાઇના શેલ-શોકસથી આજ છ મહીના થયા પોતાની બોલવાની શક્તી ગુમાવી બેઠો હતો. એ કમબખ્ત શેલના ધડાકાઓથી કેટલાક સોલજરો બહેરા ભીન કે વાચા વગરના, અને અપંગ સાથ કોઈકતો મગજની નબલાઈને વટીક આધીન થઈ ગયા છે. કેપટન રોલંડ આગળ આવેલો લશકરી જવાન, બાપડા પોતાની વાચા ખોહી બેઠા હતો.

કેપટને વચલી ટેબલ ઉપર એક મોટું ફોનોગ્રાફ ગોઠવીયું અને કાંઈ પોતાની નવીજ શોધ પ્રમાણેનું સીલીનડર અંદર મુકી તે પેલા સીપાહ તરફ આવ્યો.

"તમે મોટેથી એ. બી. સી. બોલો"

પેલાએ ઘણુંબી ગળું ખેંચી જોયુ, પણ જરાબી અવાજ કાઢી શકયો નહી એટલે તેને નાઉમીદીથી ડોકયું ધુણાવ્યું.

"આ સોફા ઉપર અબેટાવો" કેપટન રોલંડે કહયું. તે સોલજરે ગુપચુપ તેમ કીધું. કેપટને તેને મજબુત અવાજે સુચનાઓ કરવા માંડી. "તમે ઘણા થાકી ગયાછ, તેથી મેં તમોને અબેટાવા કહયુંછે. બ્લેનકેટ લપેટવાથી તમોને હુંફ મળશે અને તમો તરતજ શાન્ત ઉંઘ કહાડવા પડશો." આ તેના સત્તાવાન અવાજની અજબ અસર તે સખસ ઉપર થવા લાગી અને તે થોડા વખતમા ભર ઉંઘમા પડીયો. કેપટને થોડાવારે કહયું.

"તમે મને સાંભળી શકોછ ?"

પેલા સોલજરે હા પાડીયું. હવે કેપટને તેવાજ સત્તાવાન અવાજે કહ્યું કે તે તદન આગળની માફક બોલી શકવા જેવી હાલતમાં હતો, અને નથી બોલાતું એમ ધારવું એ ફકત તેના મનનો ધખારો હતો અને હવે તે જે કાંઈ બોલવા એને ફરમાવસે તે એ સેહલાઇથી બોલી શકશે. "ચાલો હવે એ. બી. સી. આખી બોલી જાવો" અને અજબ કે દરદીએ ખુલ્લા હલકે ઇંગ્રેજી મુળાક્ષર ઉચ્ચારીયા.

"હવે 'ગોડ સેસવ કીંગ' ગાયો." રોલેંડે ફરમાવ્યું. અને વગર હરકતે દરદી તે ગાયન ગાઈ ગયો.

"હવે તમે ઉઠીને ઉભા થાવો" આટલું કહેતાં કેપટને પેલું ફોનોગ્રાફ ચાલતું બંધ કીધું.

જ્યારે તે સોલજર ઉઠીને ઉભો થયો ત્યારે પાછો મુંગો બની ગયો. કેપટને તેને બધી વાત કહી, મગર તે દરદી નહી માની શકતો હોય તેમ ઠઠાનું હસીયો. છ મહીના થયા તે વાચા ખોઈ બેઠો હતો અને હાલમાં ઉંઘમાં તે બોલવા પામ્યો હતો એમ તેના માનવામાં આવ્યું નહી. હવે કેપટને પેલું ફોનોગ્રાફ ચાલું કીધું કે જેમાં તેને પેલા મુગા દરદીનો અવાજ ઉતારી લીધો હતો.

પોતાનો અવાજ સાંભળતાં તે સોલજર ચમકીને ઉઠી ઉભો થયો. પણ જ્યારે પોતાના અવાજે ગવાયલું રાજગીત તેને સાંભળ્યુ ત્યારે તેને પોતાનું ગળું મજબુત દાબી વાત કરવાની તાણતોડ કીધી અને અંતે તેના ગળાંમાંથી અવાજ બહાર પડયો.

"ઓ મારા ખોદા!"

"હા ત્યારે હવે અંતે તમે બોલી શકીયા?" કેપટને ધીરજથી કહ્યું.

"હા સાહેબ" તદન ચકીત થએલા તે દરદીએ કહ્યું

કુદરતી રીતે કેપટન રોલેંડની આ નવી શોધની વાત ચોબાજુ ફેલાઈ ગઈ અને જેટલા એવા દરદીઓ હતા તેઓ ઉસાઈ જવા લાગ્યા. આ બધું તો ઠીક હતું પણ એક દહાડો ડાકટર સર એબનેઝર વાઝ આવીને ઉભો જે કાંઇ બીજાજ સબબ-સર આવેલો લાગતો.

સર એબનેઝરે જાહેરમાં પોતાનું નામ ઘણું પકાવીયું હતું અને લંડનથી આ તરફ તેનુ કાંઈ આવવું થયું અને તેના સાંભળવામાં આ જવાન કેપટનની અદભુત શોધ આવી એટલે તે ખાસ તેને મળવા આવ્યો. જવાન કેપટને આ મહાન તબીબને પોતાના મકાનમાં જોઈ મોટી અને સારી આશાઓ બાંધી. સર એબનેઝરે પોતાના મોટા ઘોઘારી અવાજે તેના ખાનગી ઓરડામાં જઇ પુગતાં કહયું.

"મારા જવાન દોસ્ત રોલેંડ, હજુરતો તું તદન જવાન અને દુન્યાને અંજાણ છે. હું વગર સહુરાઘાતે કહુંછ કે હું તો મારૂં નામ કરી ચુકોછ, પણ આ તારી અદભુત શોધ જગ જાહેર કરવા માટે તુંને કોઈ મારા જેવા મહાન આસાગીની મદદ જોઇએ. તું દુનીયાના લોકોને તો ઓળખેછ, તારા એકલાની તરફથી આવી કાંઇ શોધ બહાર પડશે તો કોઇ તેને વજન આપનાર નથી, તેથી હું તુને મદદ આપવા આવ્યોછ. લાવ, તારી શોધ મને બતાવ અને મારી સાથે રાખી હું તુંને જાહેરમાં લાવીશ."

કેપટન ખુશ ખુશ થઇ ગયો અને તેને પોતાની શોધનું સીલીનડર બતાવ્યું સમજાવ્યું અને છેવટ એબનેઝરના હાથમાં મેલ્યું, અને ટુંક વખતમાં આ વાત જાહેરની જાણમાં લાવવાનું પ્રોમીસ આપી હાલ તુરત તો સર એબનેઝરે રજા લીધી.

થોડાક દિવસ નીકળી ગયા અને એક સવારે નાસ્તાની ટેબલ ઉપર પેપર ઉથલાવતાં કેપટનને અજાણીની એક ખરાક મારી પેહલાં પાના ઉપરજ મોટા હરફે લખાએલુ હતું—

એબનેઝર વાઝની મહાન શોધ. શેલ શોકસથી પોતાની વાચા ગુમાવી બેઠેલાઓને ઉંઘમાં નાખી, વાત કરાવી, તેઓનો અવાજ ફોનોગ્રાફમાં ઉતારી લઈ જાગૃત વસ્થામાં દરદીનો અવાજ તેને કાને નાખી બોલતા કરવામાં આવ્યા છે–વગેરે વગેરે.

કેપટન કુદકો મારી ઉઠી ઉભો થયો. આ કેવો સરીયામ દગો થયો હતો. મારા ખોદા! હવે જગના લોકો માનનાર હતાં કે તે શોધની તપાસ કરનાર પોતે હતો. કયાં તેનુ આ ન્હાનું ગામડુ અને કયાં લંડનની વસ્તી! અહીંના અભણુ ખેડુતો તેના તરફથી સાક્ષી પુરવા આવેગી ખરા, પણ જાહેરમાં નામના મેળવી ચુકેલા આ ઈંગ્લીશ યાહુદીનો દગો કોણ માનનાર હતું? તેને અણહદ નાસીપાસી મળી અને એકદમ તે એટલો ઉશકેરાઈ ગયો કે જાણે તેની ઉત્તમ શોધવાલા ફોનોગ્રાફના ચુરેચુરા કરી નાખે એવોજ કાંઈ ખ્યાલમાં તે ઉશકેરાયાથી પોતાના મશીન તરફ ધસ્યો, પણ સહજ આંચકો લાગતાંજ તે બોલતું મશીન ચાલુ થઇ ગયું અને ઉશકેરાએલા રોલંડની આંખો અજાએબી અને ખુશાલીથી ફાટી ગઇ. તેને જત પોતાનું સર તે માલેકની સનમુખ નમાવીયું, કારણ તે મશીનમાંથી એબનેઝરનો અવાજ નીચે પ્રમાણે બોલતો હતો.

"મારા જવાન દોસ્ત રોલેંડ, હજુરતો તુ તદન જવાન અને દુનીયાને અંજાણ છે, હું વગર સહરાઘાતે કહુંછ કે હુંનો મારૂં નામ કરી ચુકયોછ; પણ આ તારી શોધ જગજાહેર કરવા માટે તુને કોઈ મારા જેવા મહાન આસામીની મદદ જોઈએ. તું દુનીયાના લોકને તો ઓળખેછ, તારા એકલાની તરફથી આવી કાંઈ શોધ બ્હાર પડશે તો કોઇ તેને વજન આપનાર નથી; તેથી હું તુને જાહેરમાં લાવીશ."

કેપટન રોલંડે પોતાના નસીબને દુવા દીધી. તેને ખ્યાલણી ન હતો કે જ્યારે પેલો ઠગારો એબનેઝર તેની મુલાકાતે આવ્યો હતો ત્યારે ફોનોગ્રાફ ખુલ્લું રહી જવા પામીયું હતુ અને તેઓ વચ્ચે થએલી બધી વાતચીત માહે ઉતરી ગઇ હતી.

હવે જે પહેલું કામ તેનું કીધું તે એ હતું કે પોતાના વડા પાસ જઈ તેને દસ દહાડાની રજા લીધી, અને પેલાં ફોનોગ્રાફ અને રેકોર્ડને સારી રીતે પેક કરી સાથે લઈ તે લંડન ઉપડી ગયો. ત્યાં જઈ પુગતાં તેને જાણીયું કે રોયલ એસોસીએશન ઓફ મેડીસીન ઇનલંડની તરફથી તેજ સાંજે સર એબનેઝર વાઝ પોતાની શોધ ઉપર ભાષણ કરનાર હતો. એક લાંકડાંના દાબડામાં પેલું ફોન અને રેકોર્ડ લઈ કેપટન રોલેંડ લેકચર હોલ તરફ ટેકસીમાં ઉડયો.

સ્ટેજ ઉપર એબનેઝર કાકા ઉભા હતા અને આજના ભાષણની સમજ આપવા તેમના પાસે એક મોટું ફોનોગ્રાફ અને મીનના મીલીનડરો ગોઠવાએલાં હતાં. તેવણે પોતાના મોટા ઘોઘારી અવાજે પોતાની અદભુત એટલે 'હાથની શોધ

માટે શ્રોતાજણોને સમજાવ્યું અને સર્વેને છકક કરી મુકયાં. જ્યારે તેવણે બેઠક લીધી ત્યારે ચેરમેન ઉઠીને ઉભા થયા. હજુરતો, તેવણ આજના મહાન ભાષણ કર્તાની તારીફમાં એક સખુન ઉચ્ચારે તેટલાં કેપટન રોલેંડ પોતાના વાજીંત્રના સંચા સાથે સ્ટેજ ઉપર જઇ ઉભો. "મી૦ ચેરમેન પેહલાં થોડાક સખુનો બોલવા માગું છું."

અહીં તે એબનેઝર નરફ ફર્યો "તમે એમ કહેવા માંગોછ કે આ શોધ તમે પોતે કીધી છે?" તેને સત્તાથી પુછયું.

"અલબત, મારાં ભાષણનો તેજ અર્થ થવો જોઇએ." તે ઇંગ્લીશ યહુદે શાન્તીથી કહયું.

"સાહેબો આ વાત ખોટી છે. આ સીલીનડર અને એપરેટસ બધું મારૂં છે" કેપટન બોલીયો અને તેને બધી હકીકત તેઓને સમજાવી, પરતુ એબનેઝર ઉપર તેની જરાબી અસર થઇ નહી. તે શાન્તીથી લાંબા ટાંટીયા કરીને બેસી રહયો અને તેની બેદરકારી જોઈ બીજાં બધાંઓએ જાણ્યું કે આ જવાન કેપટન ઠગાઈ રમવા આવ્યો હતો.

"તમે શું હજુર બી ના પાડોછ?" કેપટને પુછયું.

"તમારૂં બધું વાહીયાત અને ગલ્લત છે અને તેનો જેમ હું ઇનકાર કરૂં છું તેમજ મારૂં ભણેલું ઓડીયન્સબી તુચ્છકાર કરેછ એમ હું ખાત્રી પુર્વક છું."

અ તે કેપટને પોતાનું ફોન ચાલું કીધું. માંહેથી એબનેઝરનો અવાજ ઉઠી નીકળ્યો "મારા જવાન દોસ્ત રોલેંડ હજુંરતો તું તદન જવાન અને દુનીયાને અંજાણ છેઃ –

પેલો ઠગારો સખત ચોંકીને ખુરસી ઉપરથી ઉઠીને ઉભો થયો, તેની આંખો ગભરાટથી ફાટી ગઈ. પોતાનું પોગલ આ પ્રમાણે જાહેર થતું જોઇ તેની જભાં જાણે ટાળવે ચોંટી ગઈ. ફોન તો વાગતુંજ રહયું અને સાંભળનારાંઓ દમ ધરીને ઉભા કાન કરીને બેઠાં, પરંતુ જ્યારે એબનેઝરે પોતાનાજ સાહદનો આવો પડઘો સાંભળ્યો—"તારા એકલાની તરફથી આવી કાંઇ શોધ બહાર પડશે તો કોઇ તેને વજન આપનાર નથી તેથી હું તુંને મદદ આપવા આવ્યોછ—"

બસ થઇ ગયું. ઓડીયન્સ "હીસ આઉટ" કરે તે પહેલાં આ નામચીન આદમી ત્યાંથી ગુપચુપ ચાલતી પકડી ગયો. કેપટને ફોન ચાલુજ રાખ્યું અને પોતાના સાંભળનારાંઓની તમામ ખાત્રી કરી આપી.

અંતે ધર્મો જય.

---

# પૈસા પર પ્યાર.

## ( પારસી સંસારની એક મોટી વારતા. )

લખનાર—મીસ સુના કાવસશાહ ઈરાની.

### પ્રકરણ ૨૧ મું.

વરરાજા.

ખોરશેદ અને એડીને બાગમાંથી હોલમાં દાખલ થતાં કોઈએ જોયાં નહીં. અને છુટકારાનો એક લાંબો દમ ખેંચી તે ખોરશેદથી છુટો પડી લાઈબ્રેરીમાં જવા ફર્યો.

એક સુંદર રોકીંગ ચેર પર વિચારવંત ઢબે અરકાઈ પડેલા પોતાના ભલા શેઠ દાદીને જોઈ તે એક પળ લાઈબ્રેરીના ઉંબર ઉપરજ ચીટકી ઉભો.

કોઈનો દાખલ થવાનો સંસારો સમજી દુબાશ શેઠે ચમકીને ઉંચે જોયું અને પોતાનાં માનીતા સેક્રેટરીને ઉંબર ઉપરજ ઉભેલો જોઈ તેવણે કંઈક ખુશાલીનો દમ ખેંચી એક કુદકે ઉઠી ઉભા થયા.

"એડી દીકરા તું આયો કે?" તેવણે તેનો હાથ માયાથી પકડી કહયું, "માહરી પર તું એક મેહેરબાની કરશે!"

"તમારે માટે કંઈબી કરવા હું ખુશી થવશ," તેણે લાયકીથી ઉત્તર દીધો.

"તે માહરા કરતાં ખોરશેદને ખાતર વધારે છે," તેવણે હમીને માંગી લીધું.

"બાનુ ખોરશેદ માટે કોઈબી શું નહી કરી શકે?"

"વેલ ત્યારે વાત એમ છે એડી," તેવણે લગાર ગુંચવઈ ગુંચવઈને શુરૂ કર્યું, "કે આજે હમે ખાધા પછી જરા વાઇન પર આગ્રો વાર લગાડયો અને તું જાણેચની કે માહરા જેહાંગીરને સલામતી પર સલામતી લેવા લેવડાવ્યા વિના ચાલેજ નહીં ને ત્યારે દીકરા, એવણે આજે જરાક વધારે પીધેલો છે."

"હું સમજયો સાહેબ."

"હું પોતે તેથી માહરા મનથી થોડો ખફા નથી," શેઠે પોતાના સેક્રેટરી આગલ જમાઈની ચાલથી લગરીક કચવાઈને રાવની ઢબે કહયું, "ને ખોરશેદ એટલી વિચિત્ર છે. તે જો એને માલમ પડે તો ત જાણેચની એડી દીકરા, કે એમાથી મોટી

પંચાતી થાય, ને તે બી વળી જ્યારે અણીપર ઢીક આવી ત્યારે—એ જરા કશોડું લાગે !" તેવણે પુરૂં કર્યું.

"ને શું એ વાજબી છે કે બાનુ ખોરશેદથી એ વાત અંજાણી રાખવી ?" તેણે કંઇક અનગમાથી પુછયું, "જો તેવણ એટલા બધા પીનાર છે તો તે આદતે વિષે બાનુ ખોરશેદે માહીતગાર થવુંજ જોઇએ."

"અરે તે તો એને માલમ છે રે !" તેવણે બેદરકારીથી ચલાવ્યું, "બધાંને સર જેહાંગીરનો એ શોખ ખબર છે."

"તે છતાં, સાહેબ, તમે બાનુ ખોરશેદને એવણની મોલ્કોરદાર થયલાં જોવા કેટલા બધા આતુર છેઓ," તે હિંમતથી બોલ્યો.

દાદી શેઠ ખડખડાત રમુજતું હસી પડયા.

"તું નાદાન છે દીકરા, હજુર તુ બીલકુલ નાદાન છે," તેવણને જમઇની એબ તદન નજીવી લાગી, "આય દુન્યામાં એક ગુણવંત ફરેસ્તાને તો ખોરશેદ કદીબી પરણી શકશેજ નહીં ને ત્યારે એવણની આય જરા રતી પીવાની ટેવમા શું મોટી એબ છે? એડી, તું આય એક કામ માહરી ખોરશેદને ખાતર કર. જેહાંગીર ડાઈનીંગ રૂમમાંથી ડ્રોઇંગરૂમમાં બાનુઓની હાજરીમાં જાય તેની અગાઉ જરા તું એને પટાવીને થોડો વખત બાગમાં એની સાથે, એની દારૂની ખુમારી ઉતરે ત્યાં વેર ફર. હુ પોતેજ એ કામ કરતે દીકરા, પણ, માહરાં ગેસ્તો તરફનીબી ફરજ માહરે બજાવવી જોઇએ કેની ?"

એકજ મીનીટ એડી તે કામ કરવા માટે ધચુપચુ થયો. તેને પીધેલોજ ડ્રોઇંગ-રૂમમાં જવા દઇ પેલી લોભી છોકરીને તેની મોટી એબ ઉઘાડી પાડી દેખાડવા તેનું ઘણું મન થયું. પણ તેણીની નાસીપાસીને બેઅેલતનો ખ્યાલ થતાંજ તે જવા તૈયાર થયો. તેણી તો તેની પદવી અને પૈસાને પરણતી હતી, તેને નહીં. જો જહાંગીરની એબથી એકબારગી તેણી વાકેફબી થાય તો તેને લાગ્યું કે તેણી પોતાના લોભી વિચારમાં કદી ફરે નહીં. અને ત્યારે એક પલમાં તે પોતાના મનપર જબરો કાબુ જાલવી લઇ, ડાઇનીંગ-રૂમમાં દાખલ થયો.

તેવણ નામદાર તેબલ નજદીકની એક મોટી ખુરસીપર દારૂની ખુમારીમાં અરડાઇ પડેલા હતા. એડીને જોતાંજ તેવણે ટટાર થવાની એક મજબુત કોશેશ કીધી.

"હું હયાં એખલોજ છેવું" આ સસરાનાં હેંડસમ સેક્રેટરીને એવી હાલતમાં પકડાઇ આવવા માટે બચાવમાં કંઇ કેહેવું તો જોઇએજ ત્યારે તેવણે ખુલાસો દીધો. "બીજાઓ જલદીથી ઉઠી ગયા. મને મ્યુઝીક કરતાં વાઇનપર બહુજ શોખ છે. તેથી હું હયાંજ જરા દમ ખાવા બેઠોચ. આવો સે માસ્તર, માસ્તર સેક્રેટરી, આય ખુરસીપર બેસો ને માહરી સાથે એક ગલાસ વાઇન લેવો."

"નહીંજી ઠેંકયુ" એડીએ શાંત રહેવાની એક મજબુત કોશેશ કીધી. "આવતી કાલે તો તમારા લગનનો દીવસ છે, સાહેબ, ને તેથી આપુને વાઇનથી દુર રહેવાની અગત છે."

"ઓલ ગઈટ! બસ કાલે તો માહરો લગનનો દિવસ છે. ને હું આખી ઈંડિયાં માંહેલી, સર્વથી બ્યુટીફુલ—માઈન્ડ સોસાયટીના સ્ટારને પરણનાર છું."

"મેહેરબાની કરી તમે ડ્રોઇંગ—રૂમમાં બાનુઓ નજીક જાવો તે અગાઉ માહરી સાથે થોડોક વખત બાગમાં ઉતરશો! આજની રાત ઘણીજ રળીયામણી છે અને પવનની ધીમી લેહેકી ઘણીજ ખુશનુમાં છે."

"હા, ચાલો મને કંઈ અડચણ નથી. માહરી કુંવારી જીંદગીનો આજનો છેલ્લોજ દિવસ છે. કુંવારી જીંદગી કેવી મજેની છુટી ગણાયચ ખરૂ કેની, મી૦ સેક્રેટરી!

"માહરૂં નામ અરદેશર કાંગા છે અને તેજ નામ વાપરીને માહરી પર મેહેરબાની કરશો, સાહેબ!" તેણે જેમ તેમ પોતાનાં ગુસ્સા પર કાબુ રાખ્યો.

"ઉં! ઉં! તે જે હોય તે! કાંગા, બાંગા, સાંગા, જે હોય તે! દરેક આદમીને નામ તો હોયજ, ને ત્યારે એમ નથી ઠરતું કે મને બધાના ધ્યાનમા રાખવા જોઈએ."

"મેહરબાની કરી તમે માહરૂં તો ધ્યાનજ રાખજો," તે મકકમતાથી બોલ્યો.

"આઇ વીલ ત્રાય, તમે મને તમારી સાથે બાગમાં ફરવા તેરોચ કેની?"

એડીએ ડોકાના લેહેકાથી હા પાડી.

"વેલ, મેં આજે ચાર ગલાસ વાઈનનાં લીધાંચ ને મને લાગેચ કે જરા બાનુઓ સાથે ભેલાઉં તે અગાઉ બાગમા લટાર લેઉ તો તમે માહરી સાથે આવશોની મી૦ સાંગા!"

"માહરી અટક કાંગા છે, સાહેબ" તેણે પોતાની અટક પર ભાર મુકી કંઈ કચવાટથી સમજાવ્યું.

"વારૂં ચાલો કંઈ નહીં!" તેવણે નાખતી કીધી, 'તમે માહરી સાથે સીગાર લેશો કે!"

આય કરોડપતિ શેઠયાની બીજી બદી જોતાં તેનાં આંગમાંથી કમકમાતની ધ્રુજરી પસાર થઇ.

"મને એવી બુરી આદત નથી" તેણે દમામથી જવાબ વાલ્યો.

"માહરી ગરીબ ખોરશેદ!" તે મનથી પતપત્યો "આય બુડ્ડા માણસને તે વેડસે ત્યારે કેવી દુખી થશે!"

તેઓ હવે બાગમાં ઉતર્યા. થોડીક પલ તેઓ બાગના કયારાઓ વચ્ચે ફર્યા કીધા પણ અચાણુચ કંઇ યાદ થતાં જેહાંગીર ફરતા ઉભા રહી ગયા.

"જાણે હું માનીબી શકતો નથી કે કાલે માહરાં લગનનો દિવસ છે! બધી ખુબસુરત છોકરીઓ જાણે માહરે માટે આટલો વખત સરત રમી. પણ સર્વથી સુંદર મને જીતી ગઈ" અને હયાં તેવણ જાણે કેવી એક મજાહ પડી હોય તેમ રમુજથી હસી પડયા, "માહરો વિચાર કંઈ એટલો જલદી પરણી જઈ માહરૂ છુટાપણું આપી દેવાનો હતો નહીં. હવે માહરા દોસ્તો કેવા બધા મહારી મુર્ખાઈ પર હસસે!"

"એમાં હસ્વા જેવું છેજ શું!" એડી કાંગાના ગાલો ગુસ્સાથી ધમધમી આવ્યા.

"કારણુ કે તમુને, મી. કાંગા, બધી વાત ખબર નથી." તેવણે ખુલાસો કીધો "હમે તો બધાંએ એ મ્હારા લગન પર સરત માંડેલી. રતન કામાને હું મ્હારી ભવિષ્યની મોહોરદાર ધારતોતો જ્યારે મ્હારા કલબ ફ્રેન્ડસોએ બાનુ ખોરશેદ પર સરત માંડી."

"તમે શુ એમ કહેવા માંગોચ સર જેહાંગીર, કે એવી રીતનું બાનુ ખોરશેદને તમારા દોસ્તોથી થતું ઇનસલ્ટ તમે ખમી શકયા!" એડીએ હવે ગુસ્સાપર કાબુ નહીજ રેહેતા મીજાજ ખોહી પુછયું.

"બીજાઓ સરત માંડે તેમાં હું શું કરી શકું?" તેણે બેદરકારીથી જવાબ વાલ્યો.

"તમે શું કરો?" એડી બખાલ્યો "હું તમારી જગે હોવુંતો તેઓને મારીને નીચે પાડું ને નીચે પાડયા પછી તેઓનો જીવ લેવું, સમજ્યા?

"હું! એમ કે શેઠયા!" તેણે એડીના ચેસ્તા કીધા, "વેલ, ત્યારે તો હું સાચ્ચુંજ કેહુંચ-કે મેં પોતે તેણીપર સરત માંડેલી. મેં સરત માંડી કે ખોરશેદ હુનાશ અતે મને વરસે. મને તેની ખાત્રીજ હતી કારણુ—કારણુ—બાનુ ખોરશેદે માહરી પુઠજ પકડેલી!"

"તમે એમ બોલવાની હિંમત કરી શકોચ કે બાનુ ખોરશેદે તમારી પુઠ પકડેલી!" તેનું લોહી હવે ખચ્ચીત ઉકલતું હતું.

"નહી કદાચ, ખોરશેદે નહી પણુ તેના બાપ ને પુઇએ. હવે એ વાતે જવા-દે દીકરા!" અને તેણે મશકેરીની ઢબે એડીનાં બરડાપર એક મજબુત હાથની છાપત લગાવી કાઢી, "મને જોઇને માહરા બીજા દોસ્તોએ બી તેમ હિંમત કીધી. ને હવે મને નીચે પાડોની સાહેબ!" અને હયાં એક ઘોઘારી હસ્વું તેના દારૂથી બેહેક બેહેક થતા મુખમાંથી બહાર પડયું.

ગરીબ બાપરો એડી! તેની ધીરજ તમામ ખુટી ગઇ. તેનું લોહી નસેનસમાં ઉકલી આવ્યું અને વાંચનાર, હસ્તુરતો આપણે આંખ ઉઘાડી બંધ કર્યે તેટલી સેકંડમાં તો એક મજબુત લપડાકથી તેણે તે શેઠયાને આંચકો મારી જમીન પર પછાડયો.

પોતે ગુસ્સામાં શું કીધું ને હવે પછી શું થશેના ખ્યાલે એડી કાંગા એક ગીનીટ ફીકકો પડયો.

"તું ઘણોજ હુશ્યાર છે, દીકરા," એક નગટી હસ્વાની કોશેશ સાથે તે પડી ગયલા માનને ઉઠી બેસ્વાની કોશેશ કરતાં કહયું. "તાહરા સમ, આય ફટકાને હુ લાયકજ હતો. હું જેણી બાનુ ખોરશેદ માટે બોલ્યોચ તે ખુસી જાને. એક બાનુ તરફની ને તે પણુ માહરી મોહરદાર તરફની તમારી માનની લાગણી માટે હું તમારો મોટો ઉપકાર માનુંચ."

દેખાઈતુંજ હતું કે એડીના આય જબરદસ્ત ફટકાથી તેની દારૂની ખુમારી તમામ ઉતરી ગઈ હતી.

તે જવાને તેને જમીનપરથી ઉઠાડવા માટે મદદ આપી અને ત્યારે એકજ મીનીટમાં તો તે કપડાં પરની ધુલ પખોડનો ખડો થયો.

"મી૦ કાંગા" તેણે શરમાતી ઢપે એડી પાસે માંગી લીધું. "મી૦ કાંગા, આય બનાવ માટે એક પણ શબ્દ મેહેરબાની કરી બાહાર પાડતા ના."

"તે માટે તમારે કશીબી ફીકર કરવી નહી" એડીએ સધ્યારો આપ્યો.

"જોવોની મી૦ કાંગા!" તેણે બચાવની ઢપે પાછું બોલવા માંડયું. "આજે જરાક માહરાથી વધારે ગલાસીસ પીવાયા અને તેથી માહરાથી જે બી કંઇ મીન થયો હોય તેથી તમારા મનમાં માહરે માટે જે બી વહેમ પેદા થયો હોય તે કાઢી નાખજો. આય દુન્યામાં ખુરશેદ તરફ માહરા જેટલી માનભરી લાગણી કોઇજ નહીં ધરાવશે" અને તેવણે પોતાનો હાથ શેકહેન્ડસ માટે એડી તરફ લંબાવ્યો.

જાણે જાણતોજ નહી હોય તેમ એડીએ તે હાથ શેકહેન્ડસમાં લેવાના અખાડા કર્યા અને ત્યારે ખેજાલતના એક હસ્વા સાથ તેણે તે લબાવેલો હાથ પાછો પોતાની બાજુમાં નમાવી દીધો

થોડીક મીનીટમાં તો તેઓ પેલાર મેલારની વાતચીત કરી હોવમા પરોણાઓની મીજલસમાં ભેલઈ ગયા.

---

## પ્રકરણ ૨૨ મું

### હનીમુન!

યા ખુદા! ૭ માસ તે લગન પછી સડસડાત પસાર થઈ ગીયા તોબી તે પુર ધામધુમથી થયલા લગનની યાદ કેટલાંકના મગજમાં જેવી ને તેવીજ તાજી હતી. પરણીને યુરોપની મુસાફરીએ ઉપડી ગયલું જોડુ સર્વની અદેખાઇ ઉશકેરતું ત્યાં મોજમા વખત ગાલતું હતું. ઘણેજ લાબે લાબે વખતે ખોરશેદ તરફથી તદન બેદરકારીથી લખેલા કાગલો વાંચતા હજુરબી તે છોકરીનાં ભવિષ્ય માટે ફીકરમદ દીનબઇ પુઈ અને જરના મુખમાંથી ઘણીક વેળા અફસોસની આહ નીકલી પડતી હતી. જયારે તે છોકરીનાં પ્યાર પર ચાલુ ગમ કરતો એડી કાંગા આય છ માસનાં અરસામાં વધતો કુંજરો ને એકાંત બન્યો હતો. દેખીતુંજ હતું કે યુરોપની મોહીનીમાં તે છોકરી તે જવાનને તદન વીસરી ગયલી હોવીજ જોઈએ કારણ ઘણીક વેલાએ એડી કાંગાને પોતાની મરજી ઉપરાંત, તે વ્હાલી છોકરી તરફથી એક અક્ષરની કાપલીનીબી આશાથી નાસીપાસ થવું પડતું હતું.

પણ તે ખોરશેદને તેની તરફ બેદરકાર ધારવામાં ભુલ કરતો હતો. ખરૂં હતું કે પોતા પાછલ મુકી આવેલા તે છોકરી પોતાનાં પિતા બેહેન અને પુઈ સાથ અંગત લાગતા વલગતાઓને ક્વચીતજ યાદ કરતી હતી પણ . દિવસની દરેક પલે

એકાંતમાં યા તો મોટા મેલાવડાઓમાં તેણી જયાંબી જતી ત્યાં તે વ્હાલા જવાનની યાદ ભુલી શકતી ન હતી.

અરેરે! આય સપરપુરા ધણીનાં બુરા સમાગમમાં આવ્યા પછી આય લોભી છોકરીની બંધ આંખ્યો આસ્તે આસ્તે જાસ્તીજ ઉઘડતી ગઇ અને ત્યારે પોતાનાં ઓરડાનાં એકાંતમાં માથું પટકી પોતાની જીંદગીની આય મોટી ભુલપર, જીગરતોડ ઠચકાં ખેંચતી છોકરીને જો જર ને દીનબાઇ પુઈ જોય તો ખચ્ચીતજ તેઓ તેણીપર દયા લાવ્યા વિના રહે નહિ.

તેણી ઘણી વેળા આખી આખી રાત તે વ્હાલા જવાનની યાદમાં તદન કોરા ઉજાગરામાં પસાર કરતી હતી જ્યારે કંઈ લખ્ખો વખત તેણીએ આય કરોડપતિ બેરોનેટની મોહરદારની જગા બદલી નાંખી સાદી ખુરશેદ હુબારા થઇ જવાની દુઆ તેણીનાં દીલમાંથી બાહર પડતી.

ગરીબ બિચારી આગથી તો તદન બળી જળી ખાખ રાખ થતાં જીગર છતાં-ધણી અને પારકાંઓને બહારથી ખુશ ચેહેરો બતાવતાં તેણીનાં જીનપરજ આવતું હતું.

ધપધપ્યાં પેરીસનાં મોટા લોકોથી વસાયલા, ઉંચે વાંધેનાં "હોતેલ મોરીસ" ના ફ્રેન્ચ ફેશનથી ડેકોરેત થયલા એક કુશાદે ઓરડામાં મલમલી સોફાપર અરડઇ પડેલાં, પોતાની ખુબસુરતીથી સર્વને મોઢથી વખાણનો ઉદગાર કઢાવતાં, સુંદર લેડી જેહાંગીર તરફ વાંચનાર તાહરી નજર ફેરવ. કીમની લેસ અને પોહોલી બ્લુ રીબન તાંકેલા મોંઘી કીમતના સફેદ કેશમીરના મોરનીંગ રોબમાં ત્યાંની લેટેસ્ત ફેશનથી બધાયલાં કાલાં ઝુલફાં સાથે અરડાઈ પડેલી આય ગોરી ગોરીને ગુલાબી ગાલ વાલી સુંદર છોકરીને હમણાં ડીઠો જોનાર પારસણ તરીકે પારખી શકે! સામે મુકાયલાં, નાનકડી તેબલપર ચાહાં અને કોફી સરવીસ નજીક બેદરકારીથી પડેલાં તુરતનાં આવેલાં કાગલો તપાસવાનીબી આપણાં સુંદર લેડી જહાંગીરને કયાં દરકાર હતી!

એકી ટગરે ખ્યાલી નજરે બારીમાંથી બાગમાં ટીકતી કંઈ ઉંડા વિચારમાં ચુપચુપ બેઠેલી આય છોકરી નરાં જાણે મારબલનાંજ પુતલાનો ખ્યાલ આપતી હતી. પાંચેક મીનીટ તેણી એવી હાલતમાં બેસી રહી હોશે કે તે ઓરડામાં આવવાના દરવાજાનો એક ભારી મખમલી પડદો ખોલ્યો અને સર જેહાંગીર બરજોરજી અમથુ અમથુ હસતા ત્યાં દાખલ થયા.

"ગુડ—મોર્નીંગ, ખોરશેદ" તેવણુની નજર આવતાં સાથે પોતાની સુંદર મોહોરદાર પર પડતાં, તેણીની આંખને આંજી નાખતી ખુબસુરતીથી તેવણુનો ચેહેરો ખીલી રહયો, "તું કેટલી બધી સુંદર દેખાયચ. ઇટ ઇઝ એ ગ્રેટ પીટી કે તું આય મોર્નીંગ રોપરમાં બહાર ફર હર કરી શકતી નથી. કોઇબી બીજા ડ્રેસીસ કરતાં આય રોપર તુને ઘણુજ સુટ થાયચ."

એટલું બોલતાં તેવણ તેણીની ઉપર વાંકા વલ્યા અને તેણીનાં બરફ જેવાં કપાલપર ફરજની એક કીસ લીધી. આય કીસમાં સાચ્ચા હેત કરતા કંઇક જોર જબરદસ્તીનો અંસ વધારે સમાયલો હતો પણ તેની દરકાર આપણા જુવાન લેડી જેહાંગીરને હતીજ કયા?

"ચાલ ઉઠ નાસ્તો ખાઈ લેતે!" તેવણે તેબલ નજદીકની ખુરશીપર બેઠક લેતાં કહયું. દેખઇતુંજ હતું કે તેવણ જયાદા ભુખ્ખા દીસ્તા હતા. "પેરીસ એક ઘણુંજ સુંદર શેહેર છે, પણ એક બમ્પર નાસ્તો બનાવવાની આર્ટ એ લોક કોણ જાણે કયારે શીખશે?"

"તમુને જોઈએ તે મંગાવી કાંય નથી લેતા!" ધણીયાણીએ ઉઠી તેવણની બાજુમાંની ખુરસીપર બેઠક લેતાં આ પહેલીજ વખત જભાં બોલી.

"પણ તે બોલવાની ને ઓરડર આપવાની મેહેનતજ કેની? શું કહયા વગર મનગમતી ચીજો હાજર થાયજ નહીં!" તેવણનાં ભવાંનો ચીલ્લો ચઢી ગયો.

જાત જાતની ગરમ તેમજ ઠંડી ડીશીશો સાથ વેટર દાખલ થયો ત્યારેજ તેવણનો જીવ અને બબડાત કંઈ હેઠો પડયો. જીંદગીમાં કોઇ પણ દિવસે બબડયા વગર અને અનગમો દેખાડયા વિના આ શેઠયો ખાણું લેતો હનો નહીં. અને તેજ ટેવ મુજબ તેવણ આજેબી કચવાયા વિના રહયા નહીં. દસેક મીનીટ વેર ગુપચુપ ખાધા પછી આસ્તે રહીને તેવણની નજર ત્યાં લપેરઇ પડેલાં પેલાં કાગલો ઉપર પડી, અને ગુસ્સાથી તેવણનાં ભવાનો ચીલ્લો ચઢી ગયો.

"આય આટલાં બધાં કાગલોમાંથી તે એકબી કાગલ ઉખેડવાની મેહેનત લીધી નથી, ખોરશેદ," તેવણ ચીત્રવાયા, "એ તે કંઇ રીત છે!"

"તે જે હોય તે! પણ મને કોઇનાબી કાગલોમાં જરાબી ઈન્ટરેસ્ટ પડતો નથી". ઠંડે કલેજેનો જવાબ તેવણનો મોહોરદારે આપ્યો.

તેવણે અન્તરબીમાં તેણી ગમ જોયું.

"પણ તમુને એમાં ઈન્ટરેસ્ટ પડવોજ જોઇએ," તેવણ, પડવોજ જોઈએ, બોલપર ભાર મુકી સત્તાથી બોલ્યા. "તું કેટલી બીનાઓથી ખુદ વિચિત્ર છે! તુને શું જાતજાતની ખબરો જાણવામાં ઇનટરેસ્ટ નથી પડતો? જેવો ખોરશેદ બાનુ, એ તમારા લાડ તમારા બાવાને ઘેર કરવાના - માહરે ત્યાં નહી! માહરી મરજી છે કે દર સહુવારે તમુને માહરાં કાગલો ઉખેડવા અને તેમાં શું જાણવા જોગ છે તે યાદ રાખી મને કહેવું, સમજ્યાની!" અને તેવણે તે કાગલોનો ઢગ પોતા તરફ ખેંચ્યો.

જાણે આય જાતનું બોલવું સાધારણ હોય તેમ ખોરશેદે પોતાની ચાહા ગુપચુપ સીપ કર્યા કીધી. કંઈબી જવાબ આપવાની દરકાર તેણીને હતીજ નહી.

"આય બે તમારાં છે તે ઉખેડીને વાચો!" તેણે તે ઢગમાંથી બે કાગલો તેણી તરફ ઢકેલ્યા.

એકજ સેંકડ તેણીએ તે બે એનવેલપ પરના અક્ષરો ધ્યાનથી તપાસ્યા પછી જેમના તેમજ રહેવા દીધા.

"એક માહરી બેહેન જર તરફનું છે, ને બીજું દીનબાઇ પુઇનું છે," તેણીએ બેદરકાર જવાબ કર્યો.

"કેવી આતુરતા અને ઝડપથી તું આય કાગલો લેય એ જો તાહરી બેહેન ને પુઇ જોય તો ખચ્ચીત ખુશ ખુશ થઇ જાય!" તેવણે તેણીની બેદરકારી પર ચેરતા કીધા.

પણ ખોરશેદ બાનુ તો ચુપજ બેઠા. દરેક જણને પોતાના ધાકથી ઠઠરાવી નાખનારો આય ગુસ્સાબાજ શેઠયો પોતાની નાનકડી મોહોરદારનાં ઠંડા ઠણકાથી અને ડોળાના દાબથી અજબ દબી જતો હતો.

"આજની સહવાર કયાં પસાર કરવાનો તમારો વિચાર છે. બાઈ સાહેબ?" તેવણે પોતાનાં કાગલો ઉપર ટપકેથી વાંચી જતાં પુછયું.

"કંઇ ચોક્કસ કહેવાઈ શકાય નહીં" શાંત જવાબ મલ્યો.

"ત્યારે તો તું કહેતીતી તેમ શોપીંગે જજે. ખોરશેદ, માહરાથી તાહરી ખીદમત થાય નહીં.'

"હું તમુને તેમ કરવા કહેતીજ નથી" ફરી પાછો શાંત જવાબ મલ્યો. તેવણે ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો.

"ત્યારે શું તુને માહરી સોસાયટીની કેંશીજ દરકાર નથી!"

"આય દુન્યામાં દરકાર કરવા જેવુ ને તેને ખાતર જીવવા જેવું મને તો બા કાંઈજ દેખાતું નથી," ધણીના ગુસ્સાની કંઇપણ કનવાર કર્યા વિના તેણીએ હીમતથી કહયું.

"ઠીક છે, તે આપણે આગલ ચાલતાં જોઈશુ" અને તેવણ કંઇક ગુસ્સાથી બબડતા બીજા ઓરડામાં ચાલી ગયા.

વાંચનાર, આવીજ કીસમની તોડછોડ સાથ તેઓ દરેક સહવારે નાસ્તાની ટેબલ પરથી છુટા પડતાં. આય મગરૂર છોકરીને ઠેકાણે લાવવા તેણીની મગરૂરીનો સવાદ ચખાડવા તેવણ ઘણીબી તક શોધતા પણ આય મક્કમ મનની નાની છોકરીનો શાંત રહેવાનો ઠરાવ તેવણ ફેરવી શકતા નહી. જેટલી થોડી દરકાર તેણીને તેવણના ગુસ્સાની હતી તેટલીજ થોડી તેવણનાં ખુશ સ્વભાવની તેણીને રહેતી. તે શું બી કરતો, તે કયાંબી જતો તે જાણવાની એક તલભારબી તુંબા તેણી બતાવતી નહી. તેનાં ગુસ્સાબાજ ટાણાતપણા તેણી તદન ચુપકીદીથી સમજતી અને તેના તરફની આય હાકવી નાખનારી ચુપકીદીથી તેવણ ઘણીક વખત દીવાના જેવા બની જતા.

ખરૂં હતું કે તેવણ તેણીની ખુબસુરતીનાં ખરા વખાણનાર હતા. તેણીને પસંદ આવતી દરેક ચીજ તેવણ તુરત ખરીદતા. પછી તેની ગમે તેવીબી મોટી કીમત માટે તેવણ વિચાર કરવા થોભતા હતા નહી. ઉંચી સોસાયટીમાં જે રીતે તેવણની મોહોરદાર, પોતાની દીલજીત સુંદરતાથી અને મીઠા સ્વભાવથી પરજાત વડીલોના દીલ જીતી લેતી હતી તે માટે તેવણ મદા-મગરૂર રહેતા હતા. તે છતાં આય મગરૂર ને હસ્સાબાજ છોકરીનો શેખવતો હરસો ને મગરૂરી તોડવા તેવણ સદા આતુર હતા.

(ચાલુ છે.)

હમેશ પુરતો સંતોશ

જોઈતો હોય તો જરૂર પડવે આજ ૪૦ વરસો ઉપરની પ્રખ્યાતી પામેલા,
સસની, અચુક, વનસ્પતીની ફકત

# ડૉ૦ બે૦ મોતીવાલાનીજ

# દવાઓ.

વાપડવી. એ સર્વે આબરૂદાર દવા વેચનારને ત્યાંથી મળી શકશે જો નહિ મળે તો નીચલે ઠેકાણેથી વી. પી થી મગાવી શકાશે પણ પેકીગ ફી ટપાલ ખરચ વિગેરે ના પૈમાં દવાની કીંમત ઉપરાંત વધુ પડશે. એ દવાઓનું લીસ્ટ તથા તેને મળેલી

**હઝારો સર્ટીફીકેટો તથા તે માટેના આગેવાન વર્તમાન પત્રોના ઉંચા મતો**

મધેના થોડાક જે હેન્ડબીલોમાં છાપ્યાં છે તે એક આનાની ટીકીટ મોકલનાર ઉપર રવાના કરવામાં આવશે હેઠળ આપેલી દવાઓની વીગત વાચી; કોઈ બીજી દવા જોઈતી હોય તો તુરત ખુલાશો પુછાવાની મહેરબાની કરવી.

૧ "ગરીબનો સાથી" નામનો ઘા—જખમો માટેનો થડો ગુણકારક મલમ—
કીંમત ડબી ૧ ના રૂ ૦ાા

૨ તાવની ભુકી તથા ગોળીઓ–દરેક પ્રકારની તાવ માટે–કીં૦ ભુકીની ડબી ૧ ના રૂ ૦ાા તથા ગોળીની શીશી ૧ ના રૂ. ૦ાા અને રતલ ૧ ના રૂ ૧૦

૩ તોનીક ઓફ લાઈફ–તાવ યા કોઈ પણ બીમારી ગયા પછી લાગતી નાટવાણી, ઠાક, નબળાઇ માટે–એથી શરીરનુ લોહી સુધરે છે. ભુખ વધે છે. ખાધેલું જરપટ થાય છે કી. શીશી ૧ ના રૂ, ૧ા તથા રૂ ૨.

૪. મીઠી પીશાબની દવા–એ દરદથી પીડાતાઓ માટે આશીરવાદ સમાન છે.
કીં શીશી ૧ ના રૂ ૧ા તથા રૂ. ૨.

૫ લેપ—રસ, ગાંઠ, લચક, સોજો, ગાઉટ, મ ધીવા, રૂમેટીઝમ, ચાલુ પેટનો દુખાવો નેસોની કળતર, વિગેરે માટે કીં. ડબી ૧ ના રૂ. ૦ાા

૬ પલમોનીક પાઉડર–જુની ખાસી, દમ, હાફણ, ખહી માટે—કીં ડબી ૧ ના રૂ. ૦ાા

૭. રીંગવર્મ પાઉડર–ચામડીના દરદો માટે કીં શીશી ૧ રૂ૦ાા

૮. હરસની ભુકી તથા મલમ–અંદરના કે બાહરના, નવા યા જુના, લોહીઆર્ર કે નસાવાલા હરસ સદા માટે દુર કરે છે. કીં ભુકીના રૂ. ૦ાા તથા મલમના રૂ ૦ાા

એકલા બનાવનાર–

**ડૉ૦ બે૦ મોતીવાલા**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબની પાસે,
મુંબઇ,

# અલાહબાદ.

(થોડીક ઉડતી નજર નોંધ.)

લખનાર—"નાશાકરો કેદી."

અલાહબાદ એ જોડયા પ્રાંત આગ્રા અને અયોધ્યાનો એક પ્રાંત છે. એની ઉત્તરે પ્રતાપગઢ, દક્ષિણે રેવાનુ દેશી રાજ્ય, પુર્વે જુઆનપુર, મીરઝાપુર વિગેરે અને પશ્ચીમે બાંડા અને ફતેહપુર આવેલાં છે.

અલાહબાદ એ જોડયા પ્રાંત આગ્રા અને અયોધ્યાના લેફટનટ ગવરનર તથા સરકારનું વડું મથક છે. અહીઆ બ્રિટીશ લશ્કરની હમેશ એક સારી સખ્યા રહે છે.

## અલાહબાદ નામ શાથી પડ્યું ?

અલાહબાદ એક જુનું અને ઐતિહાસીક શહેર છે, કે જેનું અસલ નામ પ્રયાગ (એટલે બે નદીનું સંગમ) હતુ. એમ કહેવામાં આવે છે કે તે હિંદુ લોકોએ બાંધ્યુ હતું, કે જેઓ એ શહેરને અસલના વખતથી પવિત્ર ગણતા આવ્યા છે, પણ ઈ૦ સ૦ ૧૫૭૫ મા પ્રખ્યાત મોગલ બાદશાહ અકબરે એને ફરતો કોટ બાંધી "અલ્લા-આબાદ" એટલે કે "ખોદાની મહેરથી તે આબાદ રહે" એવું નામ શહેરનુ પડી પાછળથી અલાહબાદ એમ થયું.

## બે જુદા જુદા રંગનાં પાણીનું મળવું.

એ શહેર ગંગા અને જમના નદીનાં સગમ આગળથી ત્રણ માઈલના ઘેરાવામાં છે કે જે દેખાવ કીલ્લા ઉપરથી ઘણો સરસ નજરે પડે છે. અલાહબાદના કીલ્લા ઉપરથી ગગા અને જમના નદીના જુદા જુદા રંગના વિચિત્ર પાણી આપણને બહુ અજાયબી પમાડે છે

## ગંગા-નદીના પાણીનો ગુણ.

ગંગા નદીનુ પાણી પવિત્ર ગણાય છે અને વળી શરીરને સ્વચ્છ કરવાનો ગુણ તે ધરાવે છે. સરકારી રસાયણશાસ્ત્રીએ પ્રથકરણ કરીને ગગાના પાણી-વિષે એવો અભિપ્રાય આપ્યો છે કે ગંગા નદીનું પાણી શરીરમાં થતો કોહોવાટ અટકાવવાની અદભુત શકિત ધરાવે છે એક સરકારી રસાયણશાસ્ત્રીએ

અલાહબાદની ગટરમાંથી થોડું પાણી કે જેમાં કૉલેરાના લાખો જંતુ હતાં તે લઇને તેમાં થોડું ગંગા નદીનું પાણી નાંખ્યું અને પરીણામ એ આવ્યું કે કલાકમાં ઉપલાં સઘળાં જંતુઓ મરણ પામ્યાં હતાં, અને ત્યાર પછી ગટરનાં પાણીમાં ગંગા નદી સીવાયનું બીજું પાણી નાંખ્યું તો કૉલેરાનાં જંતુઓ ઉલટાં વધી ગયાં હતાં. હિંદુ ભાઈઓ જાત્રાએ જાય છે ત્યારે પ્રયાગથી ગંગાજલ લાવે છે અને તે વર્ષોનાં વર્ષો સુધી પોતાના ઘરમાં રાખે છે, તોપણ તે પાણી સ્વચ્છ અને સ્વાદીષ્ટ રહે છે તેનું કારણ એટલુંજ કે ગંગા નદીનું પાણી કદી બગડતું નથી.

## એક ઉડતી નજર.

અલ્લાહબાદ પ્રાચીન કાળથી પ્રખ્યાત શહેર છે. અલાહબાદ અને તેની આજુ બાજુનાં પ્રદેશનું મહાભારતમાં "વારણાવત" એવું નામ છે. કપટી દુર્યોધને પાંડવોને મારવા સારૂં અહિં પ્રપંચ રચ્યો હતો. પાંડવોનો દેશવટો પ્રયાગથીજ શરૂ થાય છે. તે અને સૂર્યદેવતા ગંગા નદીમાં આવ્યા તે બીનાનો લેખ અલાહબાદના કિલ્લામાં છે. ઈ૦ સ૦ પૂર્વે ૩૦૦ માં સેલ્યુકસ એલચી મેગસ્થનીસે તે શહેરની મુલાકાત લીધી હતી. ૧૮૭૫ ના સિપાઈઓના બળવા વખતે અલાહબાદ પણ જાણીતું હતું ત્યાં એક દેશી રજીમેન્ટે બળવો કીધો હતો. શહેર કે જે સ્ટેશનની દક્ષિણ બાજુએ આવ્યું છે. ત્યાં મોટા મોટા રસ્તાઓ થોડાજ છે. નાની નાની ગલીઓ માત્ર જોતાંજ કરોળીઆનાં જાળાં માફક પ્રસરેલી છે. યુરોપ્યન વસ્તી દેશી વસ્તીથી તદન જુદાજ ભાગ પર છે. યુરોપ્યન વસ્તીના લત્તા તરફ મોટા મોટા રસ્તાઓ કાઢેલા છે, ને રસ્તાની બેઉ બાજુંએ ઝાડો વિગેરે લગાડીને શોભાદાર બનાવ્યા છે. હંમેશાં રસ્તાઓ સાફસુફ કરી ત્યાં પાણી છીપી સારી હાલતમાં રાખવામા આવે છે. અલાહબાદની વસ્તી છેલ્લી ગણત્રી મુજબ ૧,૭૧,૬૯૭ માણસોની છે.

## પ્રાચીન તવારીખ.

ઈ૦ સ૦ પુર્વે ૨૪૦ માં ત્યાંના રાજ્યકર્તા બૌદ્ધધર્મી અશોક રાજાએ અલાહબાદમાં ૩૦ ફીટ ઉંચાઇનો એક પત્થરનો સ્થંભ ઉભો કીધો હતો; જે આજે પણ કીલ્લામાં "અશોક સ્થંભ" તરીકે જાણીતો છે. આ સ્થંભ ઉપર તેણે થોડી બૌદ્ધધર્મની આશાઓ તેમજ અલાહબાદને લગતી થોડીક પ્રાચીન તવારીખ કોતરાવી છે. ઈ૦ સ૦ ૧૧૯૪ માં પથણુ લોકોએ એ શહેર જીતી લીધું. ત્યારપછી ઈ૦ સ૦ ૧૫૨૯ માં બાબરે પથાણો પાસેથી તે શહેર જીતી લીધું. ઈ૦ સ૦ ૧૫૭૫ માં અકબર બાદશાહે ત્યાં કિલ્લો બાંધ્યો, અને તેને "અલ્લા—આબાદ" એવું નામ આપ્યું. લૉર્ડ કલાઇવ સને ૧૭૬૫ માં બીજી વખત હિંદુસ્થાન આવ્યો, ત્યારે તેણે અહિંયાં ઘણું અંધેર જોયું. તે એકદમ અલાહબાદ ગયો અને ત્યાં શાહઆલમ તથા શુજાઉદદઓલા અંગ્રેજોની કોઇપણ શરત કબુલ કરવાને તૈયાર હતા, જેથી તેમની સાથે સલાહ કરવામાં આવી. આ સલાહ "અલાહબાદના કોલકરાર" ને નામે ઓળખાય છે. આ સલાહથી મોગલ

બાદશાહ શાહઆલમને ફલાઈને ગંગા અને જમના નદી વચ્ચેનો દોઆબનો ભાગ આપી દીધો. આના બદલામાં શાહઆલમે ઈસ્ટ ઈન્ડીયા કંપનીને બંગાળા, બીહાર અને ઓરીસાની દીવાની એટલે સઘળા કર ઉઘરાવવાનો હક આપ્યો આ રીતે ૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધ પછી હિંદુસ્થાનમાં અગ્રેજોની સર્વોત્તમ સત્તા થવાને આ બીજું પગથીયુ હતું. આખરે અયોધ્યાના નવાબ પાસેથી ઈ૦ સ૦ ૧૮૦૧ માં તે આપણી માયાળુ બ્રિટીશ સરકારના તાબામા આવ્યું. ઈ૦ સ૦ ૧૮૫૮ ના બંડની સમાધાની થયા પછી અંગ્રેજ સરકારે એ પ્રાંતની રાજધાની આગ્રાથી બદલી અલાહબાદ કીધી.

## પવિત્ર અક્ષયવટનું ઝાડ.

અશોક સ્થંભની હેઠળ કેટલીક સીડીઓ છે જે ઉતરીને ગયા કે એક શંકરનું દેવલ આવે છે એ ઠેકાણે ગંગા ને જમના નદીને મળવા સારૂ સરસ્વતી આવી હતી એવું કહે છે, અને પુજારી લોકો તેની સીડી ભીંજાયલી દેખાડે છે. ભકત મંડળને તેટલો પુરાવો પુરતો થાય છે' તેની પાસે અક્ષયવટ નામે એક પવિત્ર ઝાડ છે, જેને લોકો બહુ માને છે. એ ઝાડ બહુ પ્રાચીન કાળથી પ્રખ્યાત છે. ચીન દેશનો હયુએનસીંગ નામે મુસાફર ઈ૦ સ૦ ૬૦૦ ના વર્ષમાં હિંદુસ્થાન જોવા આવ્યો હતો. તેણે એ દેશની ઘણીક હકીકત લખી છે, જેમાં અક્ષયવટ ઝાડ વિષેણી તે લખે છે કે તે ઝાડ બહુ મોટુ અને અફાટ હતુ. આજુબાજુ મોટું મેદાન હતું; પણ હાલમાં એ અક્ષયવટ ઝાડની આજુબાજુમાં ઘણો ફેરફાર થઇ ગયો છે, હાલમા ગંગા નદીનાં પાણીથી મટોડું ખેચાઈ આવી તેના ઢગલા દેવળ તથા તે ઝાડની આજુબાજુ ભેગા થયા છે, અને આખું મેદાન જે અગાઉ ખુલ્લું રહેતું તે ઢકાઇ ગયું છે. તેના સબબે તે ઝાડ અને દેવળ એક નીચાણ જગ્યામાં દબાઇ ગયા જેવું દેખાય છે,

પ્રયાગ ગંગા નદીથી બે માઈલ દુર હતું એવું ચીન દેશના મુસાફર હયુએનસીંગે લખ્યું છે. ઈ૦ સ૦ ૧૬૦૦ માં એટલે અકબર બાદશાહના વખતમાં અક્ષયવટ નામનાં ગંજાવર ઝાડની પાસેના બીજા ઝાડો ઉપરથી લોકો નદીમાં નહાવા સારૂ ભુસ્કા મારતા હતા, એવુ અબદુલ એને પોતાના ગ્રંથમા લખ્યું છે એ પરથી એક હજાર વર્ષમાં બે માઈલ દુર રહેલી નદી શહેરની પાસે આવી એવુ પુરવાર થાય છે. અક્ષયવટ ઝાડ આગળ ઘણાક લોકો પૈસા લેવા સારૂ તથા પ્રસાદ આપવા સારૂ બેઠેલા હોય છે.

## મુકુંદબાદા સાધુની મુર્તિ.

### નજરચુકથી દુધમાં બાલ આવવાથી જીવ આપ્યો.

અહિંનાં દેવળમાં મુકુંદબાદા નામના મહા સાધુની મૂર્તિ બેસાડેલી છે. એ મર્તિ વિષે એવું કહેવામા આવે છે કે એક દિવસે ગાયનું દુધ ગાળવાનું રહી

જવાથી અને તે દુધ મારફતે નજરચુકથી એક ગાયનો બાલ એ સાધુના પેટમા જવાથી એ મોટાં પાપ બાળે એ સાધુએ પોતાનો છ્વ આપ્યો છે.

## ત્રીવેણીનું સ્નાન.

પ્રયાગ હિંદુઓના સઘળાં તિર્થોમાં શ્રેષ્ઠ છે, કેમકે અહિં ગંગા, જમના અને સરસ્વતી નદીઓ એકઠી થાય છે. ત્રીવેણી સંગમ પર સ્નાન કરવાનો આનંદ અવધી છે, પરંતુ દિલગીરી માત્ર એટલીજ છે કે, ત્યાં ઝુપડાં નાખીને પડેલા અને ત્રીવેણીમાં મછવામાં ફરતા ભિક્ષુકો યાત્રાળુઓને નિરાંતે સ્નાન પણ કરવા દેતા નથી. જો કે સ્નાન કરવાની તો તેઓથી બધી થઇ શકે તેમ નથી, પણ બ્રાહ્મણો આદી ઉત્તમ વર્ણના માણસોને એ લોકો બોલબોલ કરીને ત્રીવેણીમાં ગાયત્ર મંત્ર જપવા અથવા તો પરમાત્માનું જરાવાર નિરાંતે સ્તવન કરવા દેતા નથી.

## કુમભ અને માઘમેળા.

## બહેસ્તમાં જવાની છેવટની જગ્યા.

હિંદુ લોકોનાં આ પવિત્ર શહેરમા ઘણા મેળા ભરાય છે, જેમાં કુમ્ભ અને માઘમેળા બહુ જાણીતા છે. જે વેળા હજારો જાત્રાળુંઓ આ ત્રણ પવિત્ર નદીઓ સરસ્વતી, ગંગા અને જમનાના સંગમ આગળ નહાવા અને ધાર્મિક ક્રિયાઓ કરવા એકઠા મળે છે. ત્રીવેણીપર પહેલું સ્નાન મક્કરસક્રાંતીને દિવસે થાય છે અને તેને મક્કર મેળાનું સ્નાન કહે છે. માઘ મેળાની જાત્રા કિલ્લાની સામેનાં મેદાનમાં ડીસેમ્બર અને જાનેવારીમાં દર સાલ ભરાય છે, જે વેળા અખાડાના સાધુઓ, મહંતો અને સન્યાસીઓ પોતાના હાથી ઘોડા અને ઉંટ ઉપર બેસી સરઘસનાં આકારમાં સ્નાન કરવા નીકળે છે. આ મેળામાં લગભગ પચીસ લાખ માણસો એકઠાં થાય છે; જ્યારે કુમ્ભ મેળાની જાત્રા દર બાર વર્ષે ભરાય છે. જે વેળા એકી વખતે કરોડો જાત્રાળુઓ ત્યાં ભેગા મળે છે. પ્રયાગ શહેરમાં છ્વ આપ્યો હોય તો સીધું બહેસ્તમાં જવાય છે, એવી સમજે જુનાં વખતમાં ખાસ પ્રયાગમાં આવી ઘણા લોક મછવામાં બેસી ઘણી ઘાટકી રીતે પોતાનો છ્વ આપતા હતા. એવું કહેવામાં આવે છે કે એ ચાલ અને ઘેલચ્છા આજ લાંબો વખત થયો અંગ્રેજ સરકારે બંધ કીધી છે.

## ખુશરૂ બાગ.

આ બાગમાં જહાંગીર બાદશાહનાં છોકરા ખુશરૂની કબર છે. એ કબર આગ્રામાંના તાજ મહાલની ઢપ પર બાંધેલી છે. એ કબર બહુ સુંદર છે એની બાજુમાં સુંદર પક્ષીઓ વિગેરેના ઉમદા ચિત્રો ચીતારવામાં આવ્યાં છે, અને જમણી બાજુએ ખુશરૂની માના ( જહાંગીર બાદશાહની બેગમ )ની કબર છે કે જ્યારે ડાબી બાજુએ તેના નાનાભાઇની કબર છે. કબરની આસપાસ ગંજાવર ફરતો બાગ છે, ત્યાં સાંજની વખતે ખુશનુમા હવા ઘેરવા અલાહબાદના શોખીન છ્વડાઓ મોટી સંખ્યામાં સહે-

લગાહે ઉતરી પડે છે, તેમજ શની તથા રવિવારે ખાસ સહેલાણીઓની પીકનીક પાર્ટીઓ વિગેરે આપણું વિશેષ લક્ષ ખેંચે છે.

## જમના બ્રીડજ.

અલાહાબાદ સ્ટેશન નજદીક જમના નદી ઉપર એક ગંજાવર રેલ્વે પુલ બાંધેલો છે, જે પણ ઘણો જોવા લાયક છે. મજકુર પુલની લંબાઇ ૩,૨૩૫ ફીટ છે. પુલ એવી રીતે બાંધેલો છે કે ઉપરના ભાગ ઉપરથી રેલ્વે ટ્રેનો પસાર થાય છે અને તેની નીચે એક બીજો પુલ છે, જે ઉપરથી રાહદારી ગાડી ઘોડા અને મોટર વિગેરે સહેલાઈથી પસાર થઇ શકે છે. આ જમના નદી ઉપરનો ગંજાવર પુલ ચઉદ ૨૦૦ ફીટની અને ત્રણ ૩૦ ફીટની મળી સત્તર કમાનો ઉપર ઉભો કીધો છે. કમાનના થાંભા અને ટેકાઓ જેઓ નીચે પાણીમાં ૪૨ ફીટ સુધી ડટાયલા છે, તેઓ ઈંટના છે, પણ તેની ઉપર પથ્થરનું ચણતર કીધું છે. જેમાંની એક કમાન નદીમાં પાણીના વધુ જોશથી કેટલીક વખત ભયભરેલી સ્થીતિમાં આવી પડવાથી મજબુત રીતે બુતના શેપની બનાવેલી છે. આ જંગી પુલ બાંધતાં રૂા૦ ૪૪,૪૬,૩૦૦ નો બાદશાહી ખરચ થયો હતો. એ પુલ જાહેર વપડાસ માટે સને ૧૮૬૫ ના ઑગસ્ટ માસની ૧૫ મી તારીખથી ખુલ્લો થયો છે.

## આલફ્રેડ પાર્ક.

આ પબ્લીક ગાર્ડન સને ૧૮૭૦ માં મરહુમ મહારાણી વિકટોરીયાના બીજા છોકરા ડયુક ઑફ એડીનબર્ગની હિંદુસ્થાનની મુલાકાતની યાદગારીમાં બનાવ્યો હતો. આ બાગ વિશાળ છે અને સીવીલ લાઇનમાં આવેલો છે. સાંજને વખતે સંખ્યાબંધ યુરોપ્યનો વિગેરે બેંડ સાંભળવા તેમજ મોજશોખ કરવા ઉતરી પડે છે.

તે ઉપ્રાંત ત્યાં હાઇકોર્ટ, સેક્રેટરીયેટ, ટાઉન હોલ, સીવીલ હોસ્પીટાલ, વોટર વર્કસ, સેંટ્રલ જેલ, મેકફરસન પાર્ક, હાલની નવી પોસ્ટઑફિસ, કિલ્લાનું તોપખાનું વિગેરે બીજી ઘણીક જોવા લાયક જગ્યાઓ છે.

જુની ઈમારતોમાં મ્યુર કોલેજ બહુ સરસ બીલ્ડીંગ છે. અલાહાબાદ યુનીવરસીટી અને લેજીસલેટીવ કાઉનસીલ (ધારાસભા) સને ૧૮૮૭માં સ્થાપવામાં આવી હતી.

## પારસી વેપારીઓ.

અલાહાબાદમાં જરથોસ્તીઓ નાનામોટા મળી આશરે પચાસેક માણસો માલમ પડે છે, જેમાંના થોડાક જાણીતા વેપારી વિષે બે બોલ લખવા આ જગ્યાએ પ્રસંગોપાત થઇ પડશેઃ—

જે. શાપુરજી એન્ડ કુ૦—આ ફર્મ ઘણી જુની અને જાણીતી છે. અલાહાબાદમાં સૌથી પહેલી પારસી દુકાન ખોલનાર મજકુર ફર્મના માલેક મરહુમ મી૦

જમશેદજી શાપુરજી વર્કીંગમેક્ષવાલા હતા. મરહુમ મી० જમશેદજી સને ૧૮૭૪માં પોતાના બે ગોઠયાઓ મેસર્સ રતનજી મોટાભાઈ મરચંટ અને સોહ્‌રાબજી મહેરવાનજી વર્કીંગણોક્ષવાલા સાથે અલાહબાદ વેપાર અર્થે આવ્યા હતા. પહેલાં નાના પાયાપર થોડાક પરચુતણ વેપાર ચલાવી ખોદાની બક્ષેસથી ધીમે ધીમે આગળ વધ્યા હતા. એઓનો ધંધો વાઈન, ખોરાકી અને પરચુતણ માલનો છે. મજકુર ફર્મ અલાહબાદમાં "પારસી પાયોનીયર" તરીકેનું માન ખાટે છે.

ગાંધી એન્ડ સન્સ—એઓ ફેન્સી ગુડસ અને હોઝીયરી વિગેરેનો ધંધો ચલાવે છે, એના માલેક મી० શાપુરજી ગાંધી પણ એક સાહસીક અને ઉદ્યાગી બન્યા છે. અને દરેકમાં હીંમતથી ઝીપલાવે છે. મી० ગાંધીએ પોતાના મઝદા મેનસનને પુર બહારમાં ફેરવી નાંખેલો નજરે પડે છે

એમ० બી० મીસ્રી—વેલાતમાં લાંબો વખત નામાંકીત યુરોપ્યન આર્ટીસ્ટોનાં હાથ હેઠળ તાલીમ લઈ તેમજ ફોટોગ્રાફીને લગતી અનેક પરીક્ષાઓ ફતેહમંદીથી પસાર કરી આજ લાંબો વખત થયો ઇગલ સ્ટુડીઓ અત્રે ચલાવે છે. મી० માણેકશાહ મીસ્રી એક કુશળ આર્ટીસ્ટ અને નામીચા ફોટોગ્રાફર છે. મી० મીસ્રીનું નામ તેવણની ઉમદા કારીગીરીથી ખચીત અલાહબાદના મોટા મોટા સીવીલ્યનો વિગેરેમાં ઘરઘટું થઇ પડયું છે. અલાહબાદમાં કોઈપણ ઘર એવું ન હશે કે જ્યાં મીસ્રીનો હુન્નર દેખાતો ન હોય.

સી० ડી० મોતીશાહ એન્ડ કુાં०-મોટર, સાઇકલ વિગેરેનો ધંધો ચલાવે છે,

આર. એમ. ગઝદર એન્ડ કુાં० લી०—મજકુર ફર્મ મી० અરદેશર શાપુરજી ગઝદરનાં ભાગીદારપણાંથી ચાલે છે એઓ વાઇન, પોવીઝન અને જનરલ મરચંટ છે.

ડાકટર બી० હીરજી-આ નોશાકરો તબીબ બરજોરજી હીરજીભાઇ બીલપુડીવાલા પણ આજ ઘણાંક વર્ષો થયાં અલાહબાદનેજ પોતાનું બાપીકું વતન બનાવી ત્યાંજ હરીહામ થઈ પોતાની બહોલી પ્રેકટીસ કરે છે. સીવીલ લાઇનમાં હોવાથી ડાકટર હીરજી યુરોપ્યનોમાં ઘણા માનીતા થઈ પડયા છે.

અત્રે એક પારસી આરામગાહ છે. બહારગામથી આવતા જરથોસ્તી ઉતારૂઓ માટે એક ધર્મશાળા સ્થાપવા માટે એક ઉલટમંદ જવાન મી० નાદીરશાહ અરદેશર ગઝદર ઘટતી હીલચાલ કરી રહ્યા છે.

# ઘડન.

(વનમાં બોલે ઝીણા મોર કોયલડી—એ રાગ.)

(૧)

ઝીણી ઝીણી ઝબકે જીવન તણી જ્યોતિ,
જગમાં એકલી રે લોલ!
આછી આછી કાળજડાંની કોર,
સ્નેહ રસે ભરી રે લોલ!—ઝીણી૦

(૨)

ન્હાની ન્હાની સૃષ્ટિમાં વિહાર,
નિશદિન એ કરે રે લોલ!
ન્હોતી એને અન્ય તણી દરકાર,
સુખમાં એ રમે રે લોલ!—ઝીણી૦

(૩)

એવી એની સુખમય સ્હાંજ-સવાર,
આનન્દે જતી રે લોલ!
કે કે લાગે જીવન નિ:સાર,
એકલી જીંદગી રે લોલ!—ઝીણી૦

(૪)

હવે એનું તલસે નિશદિન ઉર
બેલડીયું થવા રે લોલ!
ઘેલું ઘેલું ઉછળે અમિત રસપૂર,
વિમળ સુખ પામવા રે લોલ!—ઝીણી૦

(૫)

મળ્યું મળ્યું જીવન ઝરણું એક,
સ્નેહ રમે ભર્યું રે લોલ!
ભેટ્યાં હર્ષભર્યાં ઉર બ્હેનું,
જીવન ટળ્યું એકલું રે લોલ!—ઝીણી૦

"નલિનીકાન્ત."

પુરાણ પ્રસિદ્ધ.

# જળંધર અને સતી વૃંદા.

(ત્રીઅંકી નાટક.)

## અંક ત્રીજો.

### પ્રવેશ ૨ જો.

સ્થળ:-વિચાર ભૂવન.

પાત્ર —મેધાવતી, વૃંદા, નંદા અને અન્યત્ર ગૃહસેવિકાઓ વગેરે

મેધાવતી —(અસ્તવસ્ત બેઠેલી વૃંદા આગે પ્રદેશી) પુત્રી, આજે કેમ ઉદાસ જણાય છે? તારા મુખકમળની લાલી કેમ ઉડી ગઇ છે? કોયલના ટઉકા શો તારો મધુર સ્વર ક્યાં લુપ્ત થયો! કેમ ઉત્તર વાળતી નથી.

વૃંદા:—માતા! (ડુમસ ખાતી) શો ઉત્તર વાળુ? આજે મારા ભાગ્યનુ સુમન ફરેલુ જણાય છે, રે મારો જીવ કાયાને તજતો પરખાય છે. (હૃદય ઉપર માતાનો હાથ ખેંચી પોતાના હાથ સહીત મુકતી) જો જો——

ધ્રુજાટ વાળી ધારણામા, ધરતી કંપ ધરાય છે,
ઢળતી ઉછળતી ઉર્મિયો, હૃદયે બિચારી રૂંધાય છે,
મધથી મધુર કડવાશવાળી, કાન્તિ મારી કળાય છે,
સમજાય ના કે શાથી આ, સર્જન સુન્ય સુહાય છે

મેધાવતી —(આસુ લુછતી) ઘેલી! આમ શુ બોલતી હોઇશ? મારા હૃદયમા અગ્નિ પ્રજાળતી હોઇશ? જરા ઉચુ જો

વૃંદા--(વધારે ગભરાતી ડચકાતી) શુ જોઉ? મારી આખો ઉચુ જોવાને અસમર્થ થઇ

ગાયન ૩૮ મુ.

વિતી ગઇ વેરણ રે!! રજની મારી માતા!!
હાય સ્વપન એ, વધારે મનની ચિન્તા,
શોકના સમાગે, દિલ ગભરાયે પળના ધરાયે શાતા--વિતી.

કયાં છે મારા હૈયાના હિરલા, કયાં છે મારા કામકોડિલા?
પ્રિયતમ પ્રાણના વિના, બીજું કોણ છે જીવનદાતા!
અહિં કોણ અવર વિધાતા—રજની૦

મેધાવતીઃ—બ્હેન બ્હેન!! તું મિથ્યા મનમાં મુઝાય છે. સ્વપ્ના સાચા હોય નહિ, મૃગજળને જોઈને જેમ મુસાફરો અટવાય છે, તેમ સ્વપ્નાવસ્થામા બનેલાં પરિણામો પણ અજ્ઞાનિ જન આત્માને દોરી અથડાય છે. એ તો ખોટી ભ્રમણા છે,

નંદા—(ટાપસી પુરતી) હા હા સખિ એમજ. આખા દિવસનો પતિ સ્મરણનો આભાસ, આપ મગજની અશાંતિને લીધે દેખાયો.

વૃંદાઃ—(બન્ને તરફ વિનયપૂર્વક સંબોધીને) માતા! સખી! એમ હું નથી માનતી, અવિનય ક્ષમા કરજો. મારૂં ભલું ચાહો તો મારા પતિ પાસે જવા દો. રણસંગ્રામમાં જઈશ અને પતિને જોઈશ. જો ન કરે નારાયણને મારૂં સ્વપ્નું ખરૂં ઠરશે, તો તેમના ભેગી સ્વર્ગ સુખની ભાગી થઈશ.

મેધાવતી—(આશ્વાસન આપતા) પુત્રી! ખોટા મમતના શીખરે ચઢીશ નહિ; વાછરૂ વિનાની ગાય જેવી ને ચંદ્ર વિનાની રાત્રી જેવી મારી અવસ્થા કરીશ નહિ. શાંતિથી રહે સૌ સારા વાના થશે.

વૃંદા—(ડુસકા ખાતી) માતા! માતા! જ્યાં સુધી મારા ભાગ્યના સૂરજને ભાળુ નહિ; ત્યાં સુધી મારૂં મન વાળુ નહિ. જ્યા સુધી મારા નશીબનું પાનું સવળું જણાશે નહિ; ત્યાં સુધી શાંતિ થાશે નહિ.

મેધાવતી—(નંદા તરફ ફરી વળી સ્વગત)બ્હેન હઠ ઉપર ચઢયાં છે એટલે ગયા વિના ન રહે. તો લાવ રજા આપી એમને રાજી કરૂં. (વૃંદા તરફ જોઇ) બાપુ! તારી હઠ તો જબરી. તારાથી હું હારી. લે જ્યારે તને એવોજ ભાવ છે તો સુખેથી જા. (નંદા તરફ ફરી) નંદા! જા રથ તૈયાર કરી લાવી તમો બન્ને તેમા બેસી સુખેથી સિધાવો.

વૃંદા—(ઉપકાર માનતી શિર્ષ નમાવી) માતુશ્રીની મહત દયા. (નંદા તરફ ફરી) ચાલ સખી નંદા! આપણાં ઉજમાળા ભાગ્યને અમરાપુરનાં સ્થાન શોધવામણાં

મેધાવતીઃ—(બંનેને) ચાલો બંદોબસ્ત કરી આપું. (જાય છે.

વૃંદા નંદા.—ચલો ખુશીથી.

ગાયન ૩૯ મું.

ચાલ બ્હેની સાહેલી તું શોધવાને શ્યામ!
આ શા ઉભરાયા આજે રંગો આમ?—ચાલ૦
ચિત્તના ચોર વિના દિસે કાચા કામ,
પિયુ અગતની સંગત શોધી સાધ્ય કામ;
ટળશે તનનાં દુઃખો તમામ—ચાલ૦
(પ્રફુલ્લિત વદને સર્વે વિદાય થાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—અરણ્ય.

પાત્ર—વિષ્ણુ, ગરૂડજી, વૃંદા, નંદા, ને મૃગવ્યાઘ્રાદિ ચતુષ્પાદ પ્રાણીઓ વગેરે.

વિષ્ણુઃ—(ગરૂડજી પ્રતિ) ગરૂડજી! ગમ્મત તો ઠીક આવશે મેં વૃંદાને સ્વપ્નામાં જાળંધરના મૃત્યુના સમાચાર જણાવ્યા છે, ને તે તપાસ માટે અખી સાથે નીકળી પણ પડી છે હમણ. તે આ રસ્તે થઇને જશે તે વખતે ભોળવવાનું ઠીક ફાવશે માટે ચાલ હું મહાન તપસ્વી બની જાઉં ને તું સાગે શિષ્ય બની બેસ

ગરૂડજી—(હાથ જોડી નમ્રતા પૂર્વક) આજ્ઞાંકિતને આજ્ઞાનિજ માત્ર બાકી છે. સમસ્યામાં મને સમજ્જ્યો એટલે સોંપેનુ કાર્ય સંપૂર્ણ કરીશ

વિષ્ણુ—તો ત્વરીત વેગે તૈયાર થઇ રહો (બન્ને સ્વરૂપ પાળટી શણગાર બદલે છે પોતાના ને ગરૂડના તરફ જોઇ મૃદુ હાસ્ય સહીત) વાહ વાહ સિધ્ધ સાધકની જોડી તો ઠીક બધાઇ. (બંન્ને આશ્રમ સ્થાપી બેસે છે.)

વૃંદા—(નંદા સહીત શોકગ્રસ્ત ચ્હેરે વિલાપ કરતી પ્રવેશી)

ગાયન ૪૧ મું.

ગેઓ જગત જન મ્હારૂં જીવન મોતી,
થાકી હવે હું ગોતી,
રાખો મને કોઇ રોતી,
મુજથી એ ના સચવાયું, દુર્ભાગ્ય થકી ચટવાયું,
દુખડે નિત્ય ધોતી, હૈયા હાર માહિ પ્રોતિ—ગેઓ૦

(ચકોરી તરફ જોતી સખેદિત સ્વરે,)

પ્રેમી! પ્રિયતમ ચંદ્રના, સમાચાર કહે બ્હેન,
દાખવ રસ્તો વનતણો, પામુ અંતર ચેન.

(મન વાળતી) ના ના એણે નહિ જોયેલા. (ચકોરી તરફ ફરી) બ્હેન! તે નક્કી નહિ ભાળેલા—

જોયા હત મુજ ચંદ્રને, ગભરાગણના તે કદા,
તો આ ચંદ્ર પરે પ્રીતિ, રહેત નહિ આવિ મદા.

(અરણ્ય તરફ જોતી) ઓ તરુ વૃક્ષો! તમે ઉંચી ડોકુ કરી ઉભા છો, તો કહો મારા પ્રાણવલ્લભ ક્યાં છે? (વિચારીને) બોલવાની શક્તિ વિનાનાં એ બિચારા શું કહે? (સૂર્ય તરફ જોઇ) સવિતા નારાયણ! સવિતા નારાયણ! તમારી દૃષ્ટિ આખી સૃષ્ટિપર પહોંચે છે તો આ વિયોગીનીની દાઝ જાણી કહો કે મારા કાન્ત ક્યાં છે? (ઉત્તર નહિ મળવાથી નિશ્વાસ નાખતી) નિરુત્તર. અરે સુતી પતિના વિરોધીઓ એ કેમ બોલે? કેમ બતાવે? મેઘમંડળ! તમે અંતરિક્ષ રહી અખિલ ભૂમંડળને આવરી રહ્યા છો તો કહો કહો આ મ્હારા મંગળસૂત્રના સ્નેહ-

દેવના કંઇ દીસ? (વિચારી) અરે એનો પ્રત્યક્ષ ઇંદ્રનોજ ગુલામ. જાણુનો હોય તોપણ કેમ જણાવી શકે? ત્યારે મારું કોઈ નહિ? પતિની તજેલીને જગતેય તજી દીધી? અરે વિકટ અરણ્ય, તેં તો મને દશે દિશાથી નિરાધાર બનાવી. (એકદમ સુંદર આશ્રમ જોઈ ચોંકતી) સખી! સખી! જોતો ખરી. આ શું? જંગલમાં મંગળ ક્યાંથી? અહાહાહા.

પેલા તપસ્વી તપ રૂડું, નિશ્ચિંત થઈ કેવા કરે?
કેવાં અલૌકિક વૃક્ષપર આ, પંખિડાં સૌ ફરફરે?
છે સ્વર્ગથી પણ શ્રેષ્ટ, અવનીમાં નથી આવું બીજું,
આ પરમતાપસ પુરૂષના, દર્શન વડે દિલમાં રીઝું.

નંદાઃ—(આશ્ચર્યદર્શક ભાવે) અહાહા....ચાલો બ્હેન. સરજનહાર સાનુ ફળ જણાય છે. (બન્ને આશ્રમ નજીક જાય છે.)

ગરૂડજીઃ—(એકદમ આશ્રમમાંથી નિકળી બ્હાર આવતો)

રે કોણ છે ને શું કહે છે, કેમ આવે પાસ તું!
દુર જા સમાધીભંગ કરવા, આવતી નહિ પાસ તું.

વૃંદાઃ—(કરગરતી)

મહારાજ કરશો ક્રોધ નહિ, આ દાશીઓ છે આપની;
દર્શન કરી દુઃખ દુર કરવા, પાસ આવી આપની.

ગરૂડજીઃ—(આંખ અધપડીઆળી કરી દાઢી હિલાવતા) ઠીક. ઠીક. ઠીક.

વૃંદાઃ—(વધારે નિકટ જતી છુપાતા શબ્દે)

તો આ તપસ્વી પુરૂષ તે શું, થાય ગુરૂવર આપના?
કરોને કૃપા અમ રંક પર, ગુણ વર્ણવોજ પ્રતાપના.

ગરૂડજીઃ—(મહર્ષિત સ્વગત) હવે એવી સમજાવી દઉં, કે વાંધો વચકો રહેજ નહિ. (પ્રકાશ) હા બાઇ એ મારા ગુરૂ, ઉપદેષ્ટા, શિર્ષમણિ જે કહો તે. જન્મના અલખનિરંજન યોગી. સ્રીમુખ જોતા નથી; કે ફળાહાર કરતા નથી. ન સુવું કે ન જાગવું. (ઉગેલા વડ તરફ આંગળી કરી) જુઓ દાતણની ચીરી દાબી આ આખો વડ ઉત્પન્ન કર્યો છે. કરોડ કલ્પની તો એમની કાયા છે. આત્મા અનાત્માને ને મૃત સંજીવન વિદ્યા પણ જાણે છે. (માળાના મણુકા ખડખડાવતો) નારાયણ. નારાયણ. નારાયણ

વૃંદાઃ—(નંદા તરફ ફરી) સાંભળ્યુ? સંજીવન વિદ્યાના સાક્ષાત પ્રણેતા જાણે પોતેજ પધાર્યા. શું આ સર્વે સુભાગ્યની નિશાનીઓ નહિ?

નંદાઃ—નહિ કેમ? જરૂર સુભાગ્યની નિશાનિઓ. આવા સિધ્ધ પુરૂષ મેળાય તો સર્વે સારાં વાનાં થાય.

વૃંદાઃ—(ગરૂડજી તરફ નમ્રભાવે પ્રણિપત કરતી) યોગીરાજ! ત્યારે એવા મહાત્માના ચર્ણમાં જરા થોડો વખત અમને વિશ્રાંતિ કરવા દેશો?

ગરૂડજીઃ—ગુરૂ મહારાજની આજ્ઞા મેળવું પછી સુખે બેસો. (વિષ્ણુના કાનમાં જઈ) સમજ્યા કે મહારાજ! ચોકડું બરાબર બેસાડ્યું છે; મન પિગળ્યું છે. હવે એને ખાતરી થય એમ કરો, કે કાર્ય સફળ થાય. (પાછો વળી બાઇઓ તરફ આવે છે.)

વિષ્ણુ:—(એકદમ નેત્ર ખોલતાં ક્રોધગ્રસ્ત ચહેરે) બચ્ચા......હૈ......બચ્ચા.
ગરૂડજી:—(પડતો આખડતો ઉતાવળો હાજર થઇ હાથ જોડતો) પ્રભુ!
વિષ્ણુ:—દેખ દેખ; બહાર કિસને ગરબડ મચાઈ હૈ.
ગરૂડજી:—(કાનમાં જઇ) આપની કૃપાકળાઓ (પ્રકાશ) મહારાજ! જુઓ જુઓ એ તો પેલી બચ્ચાં સમેત દોડતી મૃગલી પાછળ સિંહ શીકાર કરવા ધાયો તેની એ ગરબડ સંભળાય છે. (વધારે ચોકતો) અરરરર મહારાજ આતો આપણા આશ્રમ નજીક વ્યાઘ્ર શીકાર પણ કર્યો. અનર્થ થયો મહારાજ અનર્થ થયો. શીવ શીવ શીવ. (નિઃશ્વાસ નાખે છે.)
વિષ્ણુ:—ક્યા અપના આશ્રમ નજીક ઐસા અનર્થ હુવા?
ગરૂડજી:—(હાથ જોડી) જી હા.
વિષ્ણુ:—વો બનરાજ કીધર ભાગ ગયા?
ગરૂડજી:—(વેગળે આંગળી કરતો) એ......પેલો ઉભો જુઓ.
વિષ્ણુ:—અચ્છા. (દુર જોઇ) વો ખડ રહા. દુષ્ટ મેરી ભી તુજકો શરમ નહિ લગી? જો જી મરણોન્મુખ હોતા હૈ વો સબકી લજ્જાકા પરિત્યાગ કરતા હૈ. (હાથમાં જળ લઇ) મેરે સુચી સ્થાનકો મલીન કરનેવાલા હિંસકજી, મેં તુજકો શાપીત કરતા હું તુમભી મૃગલી જેસી સ્થીતીકો પ્રાપ્ત હો. (પાણી નીચે પડવા દે છે.)
વૃંદા:—(શાપથી વ્યાઘ્ર દોડતો નિચે પડી પ્રાણ તજે છે તે જોઇ આશ્ચર્યપૂર્વક) અહાહાહા (નંદા પ્રતિ) જોયું સખી, મહારાજનું કેવું મંત્ર સામર્થ્ય? સહસ્ત્ર પુરૂષ બળ સંતુલ્ય સિંહનો સંકલ્પ માત્રથી નાશ કર્યો.
નંદા:—(આશ્ચર્યમાં પુષ્ટિ દેતા દેખાવે) ખરેખર આ તો અદભૂત યોગીરાજ! જેના બોલતાં બોલ ફળે છે; સર્વચિંતાથી પગ તજે છે.
ગરૂડજી:—(વિષ્ણુ પ્રતિ સનમ્ર) મહારાજ વિજ્ઞપ્તિ સ્વીકારશો?

આજ આપણે આશ્રમે, ત્રણની હીંસા થાય;
માન મહત્તા સૌ ટળે, તપનું પરિબળ જાય.

વિષ્ણુ:—ઐસા (ગરૂડને માથે હાથ ફેરવી.) મત ગભરા. કોનસી બાત મેરે દુર્ઘટ હૈ. ચલ......લા...કમંડલ.
ગરૂડજી:—(કમંડળ આપતાં) લ્યો મહરાજ!
વિષ્ણુ:—(જલાંજલિ ભરી) બસ મેંય બોલતા હું વો તીનો જી સંજીવન હો જાઓ. (જળ પૃથ્વી પર છોડે છે.)
વૃંદા:—(મૃગલી, બચ્ચુ ને સિંહ ત્રણે સંજીવન થઈ જતા જોઇ) અહાહાહા...અદભુત ચમત્કાર. (નંદા પ્રતિ) સખી, આવો પ્રતાપ તો મેં અઉદ બ્રહ્માંડમાંએ ન જોયો. આવા મહા પુરૂષની કૃપા મળે, તો સર્વ ઉપાધિ ટળે. લાવ મારા પતિ સંબંધી પ્રશ્ન કર જોઇયે શું કહે છે?
નંદા:—હા બાઈ પુછો તો ખરાં "અંતર જામી જો હશે તો મનની વાતો જાણશે."
વૃંદા:—બરાબર "અંતરજામી જો હશે તો મનની વાત પ્રમાણશે." (મહારાજ નજીક જઇ વિનયપૂર્વક) કૃપાંગાર!

છે કંથ મુજ પરદેશમાં, તે હતિ શું જશ લાવશે?
કહોને મને કીરપા કરી તે, અત્ર ક્યારે આવશે?

વિષ્ણુ:—કૌન? મધુરસે આનેવાલી કોયલકનયા બોલ કોન? તેરી મેધવી માના જૈસા સ્વભાવ દેખકે મૈંય તેરે પર પ્રસન્ન હુવા હું. ગુણકાદક ગ્રહણ કરને મેં તેરા વૃંદા નામ સાર્થ કીયા હૈ. (આંખો મિચી) નારાયણ. નારાયણ. નારાયણ. (મૌન)

વૃંદા—(નંદા પ્રતિ) સખી! જો જો માઉ મારી માતાનું ને પિતાનું સ્પષ્ટ એંધાણ (મહારાજપ્રતિ) અંતરયામિ મૌન કેમ થયા?

વિષ્ણુ—ક્યા તુમે જાળંધરકી આરોગ્ય પૃચ્છા કરતી હય?

વૃંદા:—જી હા. એ મારા પ્રિયતમ ચંદના શા સમાચાર છે?

વિષ્ણુ:—(સમાધી કરી પાછા જાગૃત થતા) વો તો આજ તક રણસંગ્રામમેં ઘુમ રહા થા. નારાયણ. નારાયણ. નારાયણ. (નિશ્વાસ નાંખે છે.)

વૃંદા—(સંપુર્ણ અધીરતા દાખવતી) પ્રભુ! પ્રતિ ઉત્તરમાં નિ:શ્વાસ? એ શું?

વિષ્ણુ:—(માથું હલાવતા) કુચ્છ કહનેકી બાત નાહિ. નારાયણ નારાયણ નારાયણ (મૌન)

વૃંદા:—દયાસિંધુ! એવું તે શું છે કે આપ ઉત્તર આપી શકતા નથી? (નંદા પ્રતિ) સખી! શુ મારૂં સ્વપ્નું સાચું ઠરશે? આ મુનીરાજના બોલવામાં તો મને કંઇજ સમજાતું નથી (વિષ્ણુ પ્રતિ) યોગિરાજ! જે હોય તે જલદી કહો, મને ન મુઝાવો.

ગરૂડજી:—ગુરૂજી! (નજીક જઇ) જેવું હોય તેવું જણાવી દોને તમારે શું! પારખે તો પરિક્ષા કરી આપવાની છે, એમજ કાંઇ ઝોટીમાંથી કાઢી આપવાનું છે.

વિષ્ણુ:—(સંતાપગ્રસ્ત સ્વરે) બાલક કીસીકા દીલ દુ:ખાનેમેં મૈંય ડરતા હું.

વૃંદા:—(પ્રણામ કરી વિનવતી) મહારાજ! આમ ભેદમાં બોલી ભરમાવો નહિ. હૈયાની સઘળી વાત હોઠે લાવી દો.

વિષ્ણુ:—મૈંય ક્યા બોલું? વો તો સબ બાજી બીગડ ગઇ.

વૃંદા:—(ભવા ચડાવી વિશેષ જીજ્ઞાસુપણે) મહારાજ! તે કેવી રીતે? અધુરૂં બોલી અધીરી શીદ બનાવો છો?

વિષ્ણુ:—(આશ્વાસન આપવા સરખા રોગી દેખાવે.) તેરે સબળ સ્વામીકા સામર્થ્ય યાદ કરકે મૈંય ભી સોચતા હું. નાગ ફિરનેકી ઉસકી યુક્તિ અજબથી. મગર હાય.......
(નિશ્વાસ સહીત મૌન)

વૃંદા:—તો શું તે પંચત્વ પામ્યા?

વિષ્ણુ:—હા બેચારી હુવા. બિચારા કપટી વિષ્ણુ કે કપટમેં હારા ગયા; રે........મારે ગયા......(મૌન)

વૃંદા—હાય આ શો ગજબ? (ચિસ પાડી મુર્છાગત થાય છે)

નંદા—(મો પર પાણી છાંટતી સાંત્વન કરતી) બ્હેન! બ્હેન! આમ છેક શીમા ન ઓળંગી જાઓ. હિંમત ન હારો. આ અરણ્યમાં તો ઇશ્વરજ આધાર છે. મસ્તકની [illegible] આંખોને પાણી ભરી અશ્રુભીની ન બનાવો. સાવધ થાઓ.

વૃંદા:—(સાવધ થઇ હળવે રહી) સખી નંદા! સમાચાર સાંભળી મારી તો છાતી ને મન બળી રહ્યાં છે. સતી આજ સ્હેજ તે હું સમજી શકતી નથી. નીતિને છોડી નથી, સત્યને રસ્તે દોડી નથી. તો આ શું વિપરીત પરિણામ? (મુર્છાગત થાય છે.)

સુખ આપવા અવતરેલી પરદુનિયાંમાં સુખ આપવા મચરીશ... ...રે......મરીશ (મુર્છાગત થાય છે.)

નંદાઃ—(આશ્વાસન આપતા) બ્હેન! રૂણાનુબંધના સંબંધને કાં ભુલી જાઓ છો?

**ગાયન ૪૩ મું.**

પૂર્વદત્તથી પામતા સૌ પ્રાણી સુખ દુઃખ
બાંધે પાળો પાપની તો પામે કયાંથી સુખ્ખ?
વાવે વિષબીજ તો આમ્રફળ કયાંથી ફળે?
કરે મહાપાપ તો ચોરાશી ફેરા કયમ ટળે?—વાવે૦

**સાખી.**

ધન વિદ્યા ને સંતતી, વળી સુલક્ષણી નાર;
પૂર્વવત્ત શુભ હોય તો, પામે વસ્તુ ચાર.
હળાહળ પી ને પછી, આશ જીવવાની કરે;
પડે દીપ લઇ કુવામાં, મોત કયમ તેનાથી ડરે—વાવે૦

**સાખી.**

વ્રત અપવાસો નવ કરે, ચુકે હરીહીરતન;
સુખ તેને નવ સોપડે, અધવચ રઝળે તન.
ભાગી તરૂ ડાળ, બાળ ધાવતાં વછોડયાં હશે;
ભોગવીએ પાપ તે, ખસેડયા દૂર કયમ ખસે?—વાવે૦

એ શાસ્ત્ર સિદ્ધાન્ત સમજો. આ ભવે નહિ તો પાછલા ભવે કરેલાં ભોગવી છુટયા વગર છુટકો નથી માટે સાવધ થાઓ. કલપાંત કર્યે કાંઇ ન વળે. જુઓ અધિરાઇ તજો તો એક ઉપાય બતાવું.

વૃંદાઃ—(ગાંડી ઘેલી થતી) કહે કહે બ્હેન શો ઉપાય છે? બતાવ જોઉં,

નંદા.—જુઓ— વિદ્યા જાણે છે ગુરૂ, મૃત સંજીવન ખાસ,
જીવન સુકયા વિનવિએ, ચાલો જઇને પાસ.

વૃંદાઃ—(એકદમ જોશપુર દેખાવે) બ્હેન તેં ઠીક ધ્યાન રાખ્યું. પેલા શિષ્યરાજ કહેતા હતા કે ગુરૂરાજ મૃત સંજીવન વિદ્યા જાણે છે માટે ચાલ ચાલ એ ઉપાય અજમાવીએ.(ઝડપથી મહારાજ પાસે જઇ) મહારાજ! આપને મૃત સંજીવન વિદ્યા આવડે છે, તો મારા સ્વામીને એ પ્રયોગથી પુનર્જીવન ન આપો?

વિષ્ણુંઃ—(ખાસી ડંફાસથી) તુમસી કોઇ બિચીતર નિરીયા દો. કયા મુજમે અવગી તારીક રીતરીત દીની તુમ કો ઉચિત હય. અંગુલી દી તો પોર પાંચો પકરા. નારાયણ. નારાયણ. નારાયણ. (મૌન)

વૃંદાઃ—(હાથ જોડી) મહારાજ! છોરૂ પિતા વિના કોની મદદ માગે? આપના જેવા પરમતપસ્વી આશરે આવનારીને નિરાશ કરે તો પછી કોનું બચારે? સુર્યથી શીતળતા ન જાય તો પછી આગીઆથી શું થાય? આપે અનેક મૃત જીવોને સંજીવન કર્યા છે તો આ કેમ ન કરો? અનેક દુઃખીઆનાં દુઃખ ટાળ્યા છે તો અમારૂં કેમ ન ટાળો?

નંદાઃ—હા મહારાજ અમારી ગમ કેમ ન લાઓ?

ગરૂડજી.—તમે ગભરાવ નહિ હુ ગુરૂજીને કહી તમારૂ માગ મ્હાની આપુ છુ (વિષ્ણુના કાન નજીક જઈ) ભગવાન અવસર હીન આવ્યો છે પડેલા પિંડમા પેશી જાઓ, ને જાળધર રૂપે થાઓ મુકિત અકાવો, ને ચતુરાને ચગડોળે ચડાવો

વિષ્ણુ —મૈંય ભી એહિ બિચારમા હુ

ગરૂડજી—(ભદ્રા સાંભળે તેમ) મહારાજ! આ સ્ત્રીઓ હઠ લેઈને બેઠી, તો તમારૂં શું જાય છે? સજીવન કરો ને શાન્તિ આપો કે તેઓ અહિંથી જાય, ને આપણને નિરાંત થાય

વિષ્ણુ —(ગરૂડજી તરફ ફરી) અચ્છા બચ્ચા! તેરી ઐસી મરજી હય કે વો મૃતદેહકો સજીવન કરના?

ગરૂડજી —જી હા

વિષ્ણુ —તો દેખ જળ છાંટકે મૈંય ઉસકો સજીવન કરતા હુ (પાણી છાંટવાથી મૃત સજીવન થાય છે)

જાળધર—(આળસ મરડી ઉભા) ઓહો કોણ મારી પ્રિયા? (વૃંદાને બાથમા લેઈ) સતી તમે અહીં કયાથી? આ તપસ્વી કોણ? અરણ્ય શું? આ વનતરૂઓની છાયા શી? આ શી નવાઇ?

ગરૂડજી—(જાળધરના મસ્તકમાં પ્રવેશી ઉભા થયેલા વિષ્ણુને) એ તો જાતની ચતુરાઇ

વૃંદા—સ્વામિનાથ સર્વે વૃતાંત વિદીત કરવાનો આ અવસર નથી સુભાગ્યે આપણો જોગ થયો ને તે બહેન (ગરૂડજી તરફ નમન કરતી આ મહાપુરૂષના (વિષ્ણુ નહિ દેખાવાથી) અત્રે બીરાજે છે તે એમના ગુરૂજીના આપણે જન્મોજન્મ ઉપકારી છીએ (જાળધરને) પ્રભુ હવે ચાલો રથ તૈયાર છે રસ્તે સર્વ ખુલાસો કરીશુ માગ મોહન! હુ તો તમને પામ્યે મનસ્વ પાસ

ગાયન ૪૮ મું.

વૃંદા—જાળધર—

સ્વામી પામી, ખોવાયલ સ્વામી પામી,<br>
સુભાગ્ય સુગાર, મળ્યા મુને હા ફરી—સ્વામી૦<br>
અહાહા! આ શો યોગ<br>
થયો નાથ સંજોગ<br>
સ્વામિ પામિ, (૨) —સુભાગ્ય૦<br>
સોનના સુરજ ઉગિયા, મારો ફળ્યો અવતાર<br>
મમારે નર સુખનો સાર<br>
પુરણ પ્રાણ તણા આધાર<br>
વાહ વાહ વાહ!!! હા! હા!—સ્વામી૦

(બન્ને જાય છે)

(અપૂર્ણ)

# બૈરાં જબરાં વહેમી!

લખનારઃ—A. M. B.

જમશેદજી શેઠ પઈસે ભરપુર હતા. તેવણ પોતાના વહાલા ધણીઆણી આલુ સાથે પોતાનાંજ ઘરમા રહી મોજમજાહ મેળવતા હતા. તેવણને કાંઈ છોકરાં હતાં નહિ. તેવણ પોતાનું બધું સુખ પોતાનાં ધણીઆણીમાંજ સમજતા હતા. આલાં પણ પોતાના ધણીને ઘણીજ ચાહતી હતી. તેની એક મહી ગુલ નામે હતી તેને પણ પોતાની બહેનની માફક તે ચાહતી હતી. દરરોજ તેઓ બંને ધણીધણીઆણી પોતાની ગાડીમાં બેસી ફરવા જતાં હતાં. અને બીજી દરેક રીતે તેઓ બંનેને એક બીજા વગર ચેન પડતુ નહિ. તેઓની એક બીજા તરફ દોડતી પ્રીતમાં અને મોજમજાહમાં એક દિવસે કમનસીબે જબરી ખલલ પડી. તેઓને ત્યાં રાંધવા અને ઘરનું કામકાજ કરવા એક તદન નવા ઈરાનીને રાખવામાં આવ્યો હતો. તે એક દિવસે સવારે પોતાના બાઈ પાસે વરધી લઈ બજારમાં જતો હતો તે જોઈ જમસેદજીનો લખવાની સહીનો ખડીઓ ભાંગી ગયલો હોવાથી ઈરાનીને બોલાવી કહયું કે બજારમાંથી સોજ્જો ખડીઓ લઈ આવજે અને સાથે સહીણી લઈને આવજે.

આ સાંભળી ઈરાની વિચારવા લાગ્યો કે “ એના સત્યાનાસ થાય એના તે આજે મારા શીઠને ખરીઆ મુકી એની બીબીમા અને વરી સાથે મારા બાઈની બેસી સહી તે ઠારે ઓવીચ તેને શું કરવા બોલાવની હોશે. હોશે મને શું છ”. એમ વિચારી બજારમાં ચાલુ મુકયું. બજારમાં જઈ ઘણા સરખા બકરાનાં ખરીઆ લીધા અને ઘેર જવાના રસ્તામાંજ તેના શેઠાણીનાં સહી ગુલનું ઘેર હતું ત્યાં જઈ કહયું કે “બોઈ તુને મારી શીઠ હાંમણા ને હાંમગાં બુલાવેચ.” આ સાંભળી તેહી બોલી, “તારા શેઠને મારૂં શું કામ પડયું ? ચાલ આવું છું.” એમ કહી તેવણ તૈયાર થવા ઓરડામાં ગયાં અને આપણા ઈરાની ઘેર જઈ પોતાનાં શેઠને કહેવા લાગ્યો કે “શીઠ શીઠ આજે ઘણા મઝના મેં ખરીયા લોવીચ,” એમ કહી તેને એક ખરીઓ કાઢી બતાવ્યો. આથી જમશેદજી શેઠને હસવું આવ્યું પણ તે દાબી દઈ જરા ગુસ્સામાંજ બોલ્યા “અરે નાપાકનાં જન્યા, તુને મે લાવવા શું કહયું ને તું લાવ્યો શું ? નીકળ, અહીંથી.” આથી બીચારો ઈરાની ઓરડામાંથી નીકળી આવ્યો અને બીજી બાજુ જમશેદજીનાં ઓરડામાં આલાંની સહી ગુલ જેને તેવણ પણ ઓળખતા હતા તે દાખલ થઈ અને જમશેદજીને પુછવા લાગી કે “ કેમજી. મારે

મને કાંઈ તમે બોલાવી?" જમશેદજી કાંઈ પણ બોલવા વગર તેની સામે ટગર ટગર જોવા લાગ્યા તે જોઈ ગુલે આગળ બોલવા માંડ્યું કે "તમે તમારા ઈરાની નોકરને મને બોલાવવા મોકલ્યો તેથી હું અહીં આવી છું' આથી જમશેદજીને બધું સમજ પડી ગયું અને તેથી તેવણ બોલ્યા કે "માફ કરજોજી મેં તમને બોલાવ્યા નથી પણ મારો ઈરાની નવો હોવાથી તેને શાહીનો ખડીઓ અને ગડ્ડી લાવવા કહ્યું તેને બદલે તે બકરાના પારીઆ લઈ આવ્યો અને સાથે સાડીને બદલે તમને બોલાવી લાવ્યો" આથી બન્ને હસી પડ્યા, તેવામાં ત્યાંથી જમશેદજીના ધણીઆણી બીજા ઓરડામાં પસાર થતાં હતાં તેવણને ઉપલા બન્નેનો હસવાનો અવાજ આવ્યો અને પોતાના વાહલા ધણીના ઓરડામાં બીજું કોણ છે તેનો શક પડવાથી બારણા આગળ ચીમાઈને જોવા લાગ્યા તેવણે પોતાની સહીની સાથે પોતાના ધણીને ખુબ હસતા જોવાથી કાંઈ જુદોજ વિચાર પોતાના મનમાં લાવ્યા અને બડબડીયા કે 'રાંડ, ડાકણ તારૂં સર મડાસમાં જાય ને તુને મારો જીવ કાઢી આપું ને એ તો કેહી એવા ગુન્તાન કરી મરતી દેખું કઈ નહિ મુઈ તુનેબી દોજખનો રસ્તો દેખાડું તો મારૂં નામ નહિ'

હવે જમશેદજી વિચારવા લાગ્યા કે આ વાત જો તેવણના ધણીઆણી જાણશે તો તેવણના સહીને ફેરો ખવારવાને માટે ગરીબ બીચારા ઈરાનીને ઠપકો આપશે આ વિચારથી જ્યારે પેલી જવા નીકળી ત્યારે તેને કહ્યું કે "આ વાત મેહરબાની કરી મારી આલુને જણાવતા ના"

"અરે નારે, એમ કંઈ કહેવાય કે?" એમ કહી તેણી જવા ઉઠી

જ્યારે પોતાના ધણીના ઉપલા બોલ આલુએ સાંભળ્યા ત્યારે તેણી પોતાના મનમાં ઘણીજ મુઝાઈ અને સામેના ઓરડામાં જઈ બારણું બળણું બંધ કરી પલંગ પર પડી બેધડક રડવા લાગી

હવે જમશેદજીની રજા લઈ ગુલ જવા નીકળી પણ પોતાની વહાલી સહી આલુને મળીને જવા વગર તેનો જીવ રહ્યો નહિ તેથી તે "આલુ, આલુ,' બુમ પાડતી બગરચીખાનામાં ગઈ પણ કોઈ સાદ આપ્યો નહિ

તેથી ઉપલા ઓરડામાં આવીને તેનું બળણું બારણું તેણીએ જોરને રહી ખોલ્યું અને આલા આગળ જઈ જોય છે તો તે ધસાધસ મોટા મોટા ડુચકા ખાઈ રડતી હતી આથી ગુલ ઘણી દુખી થઈ અને પ્યારથી પુછવા લાગી કે 'આલા, તુને શું છે? તારી તબીએત કેમ છે?'

તેવામાં આપણા જમશેદજી પણ ત્યાં આવી લાગ્યા અને પોતાની વાહાલી આલાને ધગાધગ રડતી જોઈ ઘણા દલગીર થઈ જઈ ઘણાજ વાહાલથી પુછવા લાગ્યા કે 'આલુ તને શું છે, તું રડે છે કાય?' આથી આલુ ગુસ્સામાં બોલી ઉઠી 'જાઓ, જાઓ, તમારી જે કાંઈ પ્યારી અને વાહાલી હોય તેની સાથે નાચો કુદો મારી સાથે તમને શું કામ છે?" વગેરે તડુકેવાર ગુલને અને જમશેદજીને બન્નેને સાલપામરી હોરાના મારી આથી તેઓ બન્ને અજબ થયા અને વિચારવા લાગ્યા

જે એને આજે શું છે? જમશેદજી બોલ્યા કે જ્યાં છે ત્યાં એનું કાતર્યું ગેપ થયું, બાદી ત્યાં વગર એ એટલું બધું બકે નહિ; એમ કહી દયા ખાવા લાગ્યા પણ તેટલામાં ગુલને કાંઈ યાદ આવી ગયું હોય તેમ આલાંની ગરદન આસપાસ હાથ નાંખી ઘણુંજ વાહલથી બોલી. "વાહલી આલુ, હું અને જમશેદજી ઓરડામાં હતાં તે જોઇને કદાચ તું આવી રીતે હમારીપર ગુસ્સે હશે અને તારા મનમાં મુઝાતી હશે, પણ બેહન જો તેમ હોય તો તે માત્ર તારો શક છે." આ સાંભલી આલુ ગુસ્સામાં બોલી, "શું? શક! તારે પેલી તમારી છુપી વાત શું છે કે જે મને કહેવા જમશેદજીએ તને ના કહ્યું?"

આથી જમશેદજીને સઘળું સમજ પડી ગયું અને તેથી તેવણે આલાંના ગાળ પર હેતથી આંગળી મારી કહ્યું કે "અરે ગાંડી, આ પરથી તું આટલી બધી છેડાઇ પડી અને અમુને ગભરાવી માર્યા," એમ કહી આલાંને ઇશાનીએ શું ગોટાળો વાર્યો. તે સઘળું સમજાવ્યું. આ સાંભળી આલાં ઘણીજ શરમાઈ ગઈ પણ ગુલે તેણીને ફરીથી ઉપલી વાત કહી મભગાવી, ખુબ હસાવી અને આ તેનો ભરમ પુટી જવા પછી તે જોડું આગળ કરતાં એટલું તો એકેકપર પ્યાર બતાવવા લાગ્યું કે જેનું બયાન આ કલમ કરી શકતી નથી. તેમજ આલાં પોતાનાં એ શક માટે પોતાની વાહલી સહી આગળ દરેક વખત પસ્તાવો કરતી હતી અને તે બને સહીઓ એટલી તો એક બીજાંને ચાહતી હતી કે જો કોઇ બીજું તેઓને એ હાલતમાં જુએ તો જરૂર અદેખાઇ કરવા વગર રહેજ નહિ.

વાંચનાર! જો કદાચ આ નાનકડો ભરમ પુટી જતે નહિ તો આ સુખી જોડાં વચ્ચે તેમજ આ બંને વાહલી સહીઓ વચ્ચે કેવાં તુમરાં અથડાતે અને તેનો અંત કેવો બુરો આવતે તેનો તુજ વિચાર કર પણ તે કિરતારની ગેબી લાકડીનો અવાજ કયાં છે? ખોદા સર્વે જોડાંને સુખી અને સંપમાં રાખો!

---

# ગ્રંથાવલોકન.

## જ્ઞાન ગમતનાં ગૌહરો—ભાગ ૨ જો.

લખનાર—મી૦ માણેકશાહ ડી. મીસ્ત્રી.

—(૦)—

"નવરંગ" નાં આ સાલનુ આ ભેટનું પુસ્તક દરેક શોખીન વાંચનારની લાયબ્રેરીને શોભા આપે તેવું એક જાળવી રાખવા લાયક ગૌહર છે. વારતાઓનાં પુસ્તકો તો સૌ ભેટ આપે છે, પરતુ આ કીસમની ભેટ—એક જ્ઞાન અને ગમત આપનારૂ પુસ્તક—વાચક વર્ગને એનાયત કરવા માટે એ માસીકના જવાન તંત્રીએ બેશક ઘણી દુરઅદેશી અને ચાલાકી વાપરી છે, જે માટે જો હું એ ભાઈને ધન્યવાદ આપીશ તો જરાણી અયોગ્ય ગણાશે નહિ. દર સાલ કુચા જેવી વારતાનાં પુસ્તકો વાચ્યનારને ગળે ઉતારવા કરતાં આવી કીસમની 'વેરાયટી' સમજુ વાંચકવર્ગ પસંદ કર્યા વિના રહેશે નહિ એવી મ્હારી દરેક ખાત્રી છે.

સી૦ મીસ્ત્રીનાં આ પુસ્તકમાં વિવિધ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે, કહેવતો, શીખામણો, ગદ્ય અને પદ્ય લખાણો, બની ગયેલા બનાવોની નોધ અને તેની ઉપર નુકતેચિની ઈત્યાદી સાથનો આ ગ્રંથ ઘણો વાંચવાજોગ છે અને તે બેશક મોજ સાથે કાંઈનું કાઈ નવુ શીખાડે છે. વળી કોઈ કોઈ ઠેકાણે હાસ્યરસ જમાવી લેખકે વાંચનારને ઉત્સાહ આપવાની બી ઠીક કોશેશ કરેલી દેખાયે છે "બાયડી બાબે બળાપો" વાળો ટુંક લેખ વાંચનારાઓને ખરેખર રીઝવનારો છે તે ઉપરાંત "ઉખ્ખાણા અલકાર" એ મથાળા હેઠળ તાંકેલુ લખાણ બી ઘણું ચચળાઈભર્યુ અને વાંચનારને ગમત આપનારૂં છે. ટુકમાં ભાઈ મીસ્ત્રીનો આ સંગ્રહ ઘણો સંભાળભર્યો, ઘણી સુગથી ચુટી કઢાયો જણાય છે અને તે એ ભાઈનાં ઉંડા અભ્યાસ અને બોહળાં વાચણનો આપણને ભાસ આપે છે એવો એક સુંદર ગ્રથ મહેનત લઈ રજુ કરવા માટે મી૦ માણેકશાહ મીસ્ત્રી અને તેની યોગ્ય કદર બુજી તેને પ્રગટ કરી "નવરંગ"ના વાંચનારાઓને ભેટ આપવા માટે એ માસીકનાં ચ્યાધીપતી મી૦ રાજેશ્વર દેશાઈને વાજમી શાબાશી ઘટે છે. મ્હારૂ ઈચ્છવુ છે કે આવું એક કીંમતી પુસ્તક અવારનવાર વાંચક પ્રજા વચ્ચે રજુ થતું રહે

(Straightforward.)

નવરંગ.

પુસ્તક ૬ ઠ્ઠું | નવેમ્બર ૧૯૨૦. | અંક ૩ જો.

# બાપના શ્રાપ.

(યુરોપ્યન સંસારની એક વારતા.)

## પ્રકરણ ૯.

પોતાની પુત્રી સાથ એકલી પડતા થોડીક પળો સુધી તે માતા કંઇ બોલી શકી નહી તેણીએ તેનું સોનેરી વાળોવાળું માથું પ્યારથી પંપાળ્યાં કર્યું અને ત્યારબાદ તેણીના આસુઓથી ભરાયલું મુખ ચુમ્યું.

"એટલી કલ્લ ખાઇને ના રડ, લીમા! મને બધું કહે. હું ઇચ્છું છું કે હું જાણવા પામી હતે, તો હું તને અટકાવતે, જો કે મને ડર તો હતોજ. શું તું તેને એટલો બધો ચાહે છે માહરી દુખ્તર?"

"મમા! 'માહરાં જીગરના દરેક જોશથી હું તેને ચાહું છું!' લીમાએ રડતા ને હાથ ખેંચતાં જવાબ વાળ્યો.

"પણ માહરી વ્હાલી! તું એને એટલો થોડો ઓળખે છે કે એ ખરેખર તો તાહરે માટે અજાણ્યો જેવો છે!"

"નહી, મને એ અજાણ્યા જેવો કદી લાગો નથી. મમા! તમને સાચું કહું, તો તમે માહરી સાથ રોષ કરશો નહીની?"

"નહી! હું એ માટે તાહરીપર ખફા થઇ શકીશ નહી!" તે માયાળુ માવિતરે નરમીથી કહયું. તેણીને તે વેળા પોતાના બચપણની યાદ તાજી થઇ આવી કે જ્યારે તે બીનરે તેને ચાહી હતી અને તે વેળાએ તેણી પોતાને દુનિયામા સર્વથી સુખી છોકરી ધારતી હતી.

"મમા! તમને યાદ છે કે એક બપોરે મિસિસ ગ્રે આપણે ત્યાં આવ્યા હતાં અને એને વિશે પહેલી વાત કહી હતી. મે તેને તે અગાઉ જોયો ન હતો, પણ મેં મિસિસ

એના કહેવા ઉપર ઘણો ઘણો દર્ગોદ્ધત કર્યા કીનો. તે કેટલો ખુબસુરત, માયાળુ ને શુરવીર હતો એ બધું મેં ત્યાર પછી સમજ્યાજ કર્યું. મને લાગ્યું કે તે સાધારણ મર્દોથી કોઇ જુદીજ પ્રકૃતિનો હોવો જોઇએ. જો કે મે તેને જોયો ન હતો છતાં હું તેનો ખ્યાલ તો કર્યા ને કર્યાજ કરતી હતી!" તે ખુબસુરત-મુખડો ઉપવું કહેતાં બધો કીરમજી થઇ આવ્યો અને તે પ્યારું માથું શોકથી ઝુમી પડયું. "હું જાણુતી હતી કે એ માહરે માટે શરમાવા જેવું હતું," તેણી બોલી, "પણ હું કંઇ બી કરી તેનો ખ્યાલ કરવાથી બાઝ આવી શકી નહી. પછી મેં તેને જોયો, તેની સાથ વાત કરી અને ત્યાર કેડે મેં તેના શિવાય બીજો કશો ખ્યાલજ ગોવા કર્યો નથી! હું તેને એટલો બધો ચાહું છું કે મને અજાયબી ઉત્પન્ન થાય છે કે માહરા જેવી હાલત બીજી-છોકરીઓની થતી હશે કે?-હમે મલ્યાં અને ત્યાર પછી તો હું તેને વીસરી શકતીજ નથી! એ માહરી જીંદગીનો એક અંગ ભાગ હોય એવુંજ મને લાગે છે—કાંય, તે હું કહી શકતી નથીઃ દરેક દિશાએ—દરેક જગોએ હું તેનો ચ્હેરો નિરખતી થઇ છું. પછી હું સુતી હોવું, ફરતી હોવું, વિચાર કરતી હોવું કે સ્વપ્નું જોતી હોવું! હું તમને સવિસ્તાર કહી શકતી નથી. પણ તેના પ્યારે મને દિવાની કરી મેળી છે! તેનો પ્યાર માહરી રગેરગમાં ઉતરી ગયો છેઃ માહરી ચોપાસની દરેક ચીજમાં—ખુશનોમા તડકામાં, ખીલતા ને પમરતાં ફુલોમાં, એલન વેટરના ચનકતાં સ્વચ્છ આબમાં વઠીક ફેલાઇ રહેલો મને નજરે આવે છે! ભૂતકાળની માહરી જીંદગી મને કશા કામની નહી વીટી હોય એમ લાગે છે. હું જાણું છું કે તે ખોટું—અજાણું છે. પણ મને એમજ લાગ્યા કરે છે કે તેને જોવા પઠીથીજ માહરી ખરી જીંદગી શુરૂ થઇ છે! મમા, હું તેને કેમ છોડી દેવું? તે માહરા જીગરને બે ટુંકડામાં ચીરી નાખના બરાબર છે! એ માહરાથી નહી બનશે!"

"માહરી સ્યાણી દીકરી! તાહરા પપાની મરજીને તાહરે શરણ થવુંજ પડશે!"

"નહી...નહી! તેનો ખ્યાલ માહરા હૈયામા જીવતો રાખીને હું જીવી શકીશ નહી કે તેને તરછોડીને માહરા અંતરથી દુર પણ કરી શકીશ નહી હું તેને મારી નાખી શકવાની નથી! મમા, હું તમને કહેવાનીજ હતી પણ હું બ્હીતી હતી; મેં વિચાર્યું કે તમે તેને જાસ્તી પિછાણતાં થાવ ત્યા સુધી હુ ખામોશી અખત્યાર કરશ તો તે ઠીક થઇ પડશે. તમારી સાથ જાસ્તી પરિચય પાડવા—તમારી નજરમાં પોતાની લાયકાતનો સારો છાપ બેમાડવા—તો અત્રે તે એટલો બધો આવતો હતો. મમા, તમે તો તેને પસંદ કરતાંજ હતાં. કોઇ બી જોય તો તેને ઝટ ગમી જાય એવો એ માહરો વ્હાલો લીઓ છે!"

"માહરી વ્હાલી લીના! ત્યારે તો તાહરા પપાને પણ એ ગમવો જોઇતો હતો." બે આયાળુ માવિતરે કહયું.

"માહરી જીંદગીમાં એ કોઇથી દુર કરી શકાશે નહી!" તેણીએ જુસ્સાથી ભરી કહ્યું. "જો તે જાસ્તી કલાકો ગેરહાજર રહે છે તો મને સુર્યનો પ્રકાશ મંદ પડેલો લાગે છે—બિનિટો હું આંગળીઓ ઉપર ગણું છું; અને મમા ડીઅર, હું કેમ તેનો વિયોગ સહન કરી શકશ! હું જરૂર મરી જવશ!"

"તાહરે તેને એટલો બેઅંદાઝ ચ્હાવો જોઇતો ન હતો."

"એમા માહરો કસુર શું છે? પ્યાર નકી બોનાવેલો અને મહરાથી તમામ અંજાણુ માહરામા મંજપુતાઇથી પેઠો પડ્યો એનું નામ જાણ્યું કે એને માટે કળ વધુ વિગતોથી હું માહેર થઇ ને અગાઉ તો હું એને ચ્હાતા શીખી હતી અને માહરા અંત કાળ ટક હુ એને ચાહતી રહીશ! મમા, તમે તો સમજી શક્તાં હશો કેમકે તમે પપાને ચાહેલા હશે અને ચહાતાં હશો, તેનું નામ સમજી માહરૂ હૃદય ઉછળે છે-ને માહરી સાથ વાત કરે છે, ત્યારે માહરા હાથો ધ્રૂજે છે-માહરૂં મુખ બળે છે, અને મમા—" આસુઓના નીકળી પડતા એક વેગ સાથ તે બોલી—"તમે શું જોઇ શકતા નથી કે માહરૂ જીગર માહરૂં રહ્યું નથી તે માહરામાંથી નીકળી જઈ તેને વળગી બેઠું છે. તે હુ પાછું લઇ શકુ એમ નથી! મોહત માત્ર એકજ માર્ગ માહરી નિરાશાના બાગમા છે! માહરે ખાતર પપાને કહો-સમજાવો!"

પણ હેલન ડરવન્ટ પોતાના પતિને લીમા કરતાં જાસ્તી અચ્છી રિમમે ઓળખતી હતી. તેણી જાણુતી હતી કે જૉન ડરવન્ટ એક વિચાર દૃઢ કરી બેસે તો તે કશાથી બી ફરે એમ હતુંજ નહી તે તે ધગનામા પથ્થર જેવો સગદિલ અને સંગીન થઇ બેસ્તો હતો અને તેણી એ બી ખાતરીથી જાણુતી હતી કે તે કદી બી પોતાની પુત્રીને એક ફ્રેચમૅન સાથ વરવા દેનાર નથીજ. જો કે લીમા તેને જાનથી પણ અધિક પ્યારી હતી, પણ તે ઉના બી એક વિદેશીની મહોરદાર બનવા દેવા કરતા તો તેને મરેલી જોવા રાજી થાય એવો જૉન ડરવન્ટ હતો તે તે માતા સારી રત્તેશે જાણુતી હતી તેણી પોતાની જુવાન રૂપસુંદર બેટી જે પોતાના તમામ જાનોજીગરથી પેલા ફ્રેચ જુવાન ઉપર કુરબાન થઇ હતી તેને શુ કહે—કેમ દિલાસો દે—કેમ સમજાવે?"

"માહરી તરફથી પપાને સમજાવો!" તેણી પાછું કરગરી બોલી "હુ જાણું છુ કે હુ ન્હાની છુ-નાદાન છું પણ તમે એમ ધારવામા તો ગંભીર ભૂલજ કરો છો કે હું તેને વિસરી જઇ શકશ. હુ કોઇ બીજાને કદિ ચાહી શકશ નહિ! તે માહરો પહેલો, છેલ્લો તેમજ માત્ર એકજ વ્હાલો છે! ઓ મમા! પપાને એમ સમજાવો-માહરી હાલતથી તેને વાકેફ કરો!"

"હુ માહરી બનતી કોશેશ કરશ!" તે માએ કહયું. "હવે તું જરા આરામ લે!"

"તમે મને દિલાસો દેતાં નથી, મમા! શુ મદદગારીના શબ્દો તમારી કને માહરે માટે ફાજલ નથી? ઓ હું શુ કરશ?-તે મને કાલે આવી ન મળશે તો હું-શું કરશ?-—કેમ જીવશ?"

'ધીરજ ધર, માહરી મધુરી! સબુરી દરેક ચીઝને પોતાની ગુલામ બનાવે છે"

"પણ ધીરજ. જો પપા બજીદ બન્યા તો માહરા પ્યારાને તો મેળવી આપશે નહીની!' તેણી બોલી, "ઓ મમા! હું આખી રાત એક જરા પણ ઉંઘી શકશ નહી-હુ જાગતી અને રડતી આખી રાત કાઢશ! ગઇ રાત મેં તેવી કાઢી ન હતી-કાલે તો હુ સુખના સ્વપ્ના જોતી હતી, જાણે તેની પાસેજ હતી એમ માની મલકાતી હતી! મમા, એ બધા અંધારા કલાકો કેમ ગુજરશે?—અને આવતી કાલે તે ન આવે તો?—હું નહી જાણુતી હતી કે પપા એટલા રાક્ષસી હૃદયના થશે!"

'તે તાહરૂં ભલુંજ વિચારીને આમ કરે છે," તે આતુર માતાએ સમજાવ્યુ.

"માહરૂં દિલ તોડી નાખવામાં શું ભલું એવણુ વિચારતા હશે? પપા પૈસાની કિંમત તેની કિંમત કરતાં પણ દશગણી વધારે આંકે છે. માહરા હાથનો ઉમેદવાર એક ગ્રહસ્થ—એક ઉમરાવ છે–પણ તેની પગે પૈસા નથી તેથી પપા તેને તુચ્છકારે છે! શું તેવણ સમજતા નથી કે પૈસા સુખ કે પ્યાર ખરીદી શકવાની શકિત ધરાવતા નથી!"

"પૈસાનોજ કંઇ ખાલી પ્રશ્ન નથી!" મિસિસ ડરવન્ટે વચમા પડી કહ્યું, "તું જાણે છે તો ખરી કે પપાને વિદેશીઓ માટે ધિક્કાર છે અને ખાસ કરી ફ્રેંચમેનો માટે। લીમા, તાહરા પપાએ તાહરે ખાતર કેવાં કષ્ટો વેઠ્યા છે તે તો તને ખબર છે. પોતાની મોજશોખ બાજી મુકી તેવણે તાહરી રીતને સારૂ એક દોલત એકઠી કરી છે—ફક્ત એવાજ એક પૂરા ખ્યાલથી કે તું કોઇ એવાજ પૈસાપાત્ર અંગ્રેજ ગ્રહસ્થનેજ પરણે અને સુખી થાય! તેવણની એ વરસોની મોટી ને માનીતી ઉમેદ ઉપર તાહરા આ નવા નીકળી આવેલા ફ્રેંચ ઉમેદવારથી કેવો કાતિલ અને ન તામોરા થઇ શકે એવો ફટકો પડયો છે તે શું તું કલ્પિ શકતી નથી?"

"પણ મમા, માહરી નિરાશી—માહરી નાઉમેદી તો તેથી બી જાસેમ છે! પપા પોતાનો ગમ—નિરાશા વિસરી જઈ શકશે—અને સુખી જોઇ પોતે સુખી થશે, કે જ્યારે હું તો—ઓ તેવણ એટલા બધા કર્પિંણ કેમ થઇ શકતા હશે?' તે પોતાની માતાના પગ આગળ પડી રડવા લાગી. તેણીનું અસહ્ય દુઃખ જોઇ તે ભલી માતાને પણ અતિ લાગી આવ્યું.

"શાન્ત થા, માહરી વ્હાલી!" તેણી પટાવતાં બોલી.

"ઓ મમા!" તે પ્યાર ઘેલી છોડી પોકારી. "તમે શું તડકાં વગર ફુલો ખીલેલાં જોવાની આશા રાખો છો! માહરો હાલ તેવોજ છે!"

લીમા ને રાતે બીલકુલ ઉંઘી નહી. આખી રાત મન મગજની ભારે તારવીસ ને કલ્પાંતમાંજ તેણીએ ગુજારી. તેણીના રડવાનાં ડચકાંઓ બીજા રૂમમાં સુતેલાં તેનાં માતપિતાને કાને પણ આવી અફડતા હતાં. તે સાંભળી તે ભલી માતાનું જીગર બળી જતુ હતું. એક વેળા તેના અવાજથી તે મીલર પણ જાગી ઉઠયો અને જ્યારે તેની પરણેતર તરફથી તેણે જાણ્યું કે તે અવાજ તેની બેટીના રડવાનો હતો ત્યારે તે વાત તેણે હસી કાઢી.

"એ તો પવનનો સુસવાટો હશે!" તેણે કહ્યું.

હેલને પોતાની એકપુરી અને નાજુક બેટી સાથ અતિ ક્રૂર ન થવા તેને બહુ આજીજીથી વિનવ્યું પણ જવાબમાં તે બાપે કઠોર હસીને કહ્યું કે તેણીને માટે સારૂં શું હતું તે તે બરાબર સમજતો હતો. તેની પરિસુરત પુત્રીને કદિ એક ફ્રેંચમેન સાથ વરાવનાર ન હતો તે આખી ફ્રેંચ પ્રજાને રાતા સમુદ્રમાં ડૂબી મરેલી જોવા રાજી હતો. તેની ખુબસુરત લીમા એક અંગ્રેજ બરથારજ મેળવશે.–થોડાંક આંસુઓથી તે કંઈ મરી ન જશે. એજ તેનાં બોલવાનું તાત્પર્ય હતું.

———:૦:———

## પ્રકરણ ૧૦.

———:૦:———

એકવારના જોન ડરવન્ટના સંગીત, ખુશાલી અને હસવાના મિઠા મધુર અવાજોથી ગાજી રહેલા ઘેર ઉપર ચુપકીદી, નિરાશી અને ગંભીરતાનો પડદો પડયો. લીમા કાંઇ બોલી નહી:

તેણી ફીકકી, કાહેલી અને નાઉમેદ થઇ ગઇ. દિવસો જતાં તેણી પાછું પોતાના પિતાના પત્રો લખવાનુ કાર્ય કરવા લાગી, પોતાની માતાને ઘરના કામકાજોમાં ધારા મુજબ મદદ આપવા લાગી અને અવારનવાર સંગીતના સરોદથી પોતાને રીઝવવા પણ લાગી. પણ કદિભી તેણીએ પેહેલું એવન વાટરવાળું પુરાણું ખેલડ ગાયું નહી. તેણી એ બધું કરતી હતી પણ તે માત્ર મન મનાવવાનું હતું: જુસ્સા કે પસદગી જેવુ તે કાર્યોમાં ન હતું. તેણી બાગમાં કે એવન વૉટરને કિનારે હવે ફરવા જતી ન હતી તેણી એમ ધારતી હતી કે જો તે બહાર ફરવા જાય અને ઓચિંતો લીઓ મળી જાય તો તે તેના પગ આગળજ મુડદું થઇ તુટી પડે! એકવારનું ખુશનુંમાં તડકું, એવનવોટરનું ચળકતું આબ, પક્ષિઓનું મધુર કલ્લોલ, અને લીલીઝ અને ગુલાબોનો મધુર મિઠો ખમરાટ હવે તેને આકર્ષી શકયાં નહી. તે રૂમમાં ભરાઇ બેસતી અને પેદરના હુકમને માથે ઉઠાવવાનો પ્રયત્ન કરતી. તેણી લીઓને ભુલી જવાની કોશેષ કરતી હતી. ગરીબ બાપડી! દરિયાના ધસી આવતા મોજાઓ બે હાથો વડી અટકાવવાનું જેટલું કઠણ છે તેટલું કઠણ તે હતું તેનું તેણીને કયાં ભાન હતું? તેણી જેમ જેમ તેને ભુલવાનો યત્ન કરતી હતી તેમ તેને માટેનો પ્યાર તેણીના હૃદયમા જાસ્તી ઉભરાતો જતો હતો. રોજબરોજ તેણી વધતી દુઃખી બનતી હતી તેણીના સુદર ચ્હેરાનો રંગ ઉડી જતો હતો અને તેણીની આંખો ચલકાટ રહિત બનતી જતી હતી. તેણી માટે મિસિસ ડરવન્ટ ફિકરથી બળી જતી હતી. તે હેતવંતી માતાને ઘડી ચેન પડતું ન હતું. તેણીમા થતા જતા ફેરફાર માટે તેણીએ અનેક મરતબે પોતાના ભરથારનું ધ્યાન ખેંચ્યુ હતું.

"એ પેલા નાપાક ફ્રેચમેનને પરણે તે કરતાં મરી જાય તો બહેતર છે!" તે કહેતો હતો, "પણ હેલન, ના બીહ! એ મરી જવાની નથી. એક કવિએ કહ્યુ છે તેમ માણસો મરે છે ને કીડાઓ તેના બદનને ખાય છે—પણ તે પ્યારને ખાતર તો નહીજ! એ મરવાની નથીજ: એનો ઉડી ગયલો ચ્હેરાનો રતાશ અને આંખનો ચલકાટ પાછો પધારશે. ભવિષ્યમાં જાસ્તી દુઃખી થાય તે કરતાં હાલમાંજ એ જરા સોપી લે એ સારૂં છે!"

પણ દિવસો ગબડતાં તે બાપને પણ ચિંતા થઇ. ત્રણ અઠવાડયાં વહી ગયાં અને તે અરસામાં તો લીમા સેવાઇને એવી દિસવા લાગી કે તે નહી ને તેનુ ખાલી હાડ ને ચામડું ખોખુંજ હોયની! તેણીનાં હૃદયમા જાગી રહેલું તોફાન ભાગ્યેજ કોઇ બીજી છોકરીએ અનુભવ્યું હશે. તે પોતાના પિતાને ચાહતી હતી, તેને નાફરમાન થવા સખ્ત નારાઝ હતી! તેણી તેની અતિ ઉપકારી હતી અને તેને રાજી રાખવા બહુ તલખગાર હતી. તેણી તેને દુઃખી કે ગુસ્સે કરવા બીલકુલ ન ચાહતી હતી. તેણી તેના ચ્હેરા ઉપર ગુસ્સા કે કચવાટનો ચીલ્લો ચડેલો જોવા પણ આર્જુમંદ ન હતી. બીજા હાથ ઉપર તેણી લીઓ પર પણ પોતાના તમામ દીલથી કુરબાન હતી. તેણીનું જીગરજ ગેલા છીનવાઇને તેનુ થઇ ગયું હતું. તેની સાથ જીવવાનું સુભાગ્ય પ્રાપ્ત ન થાય તો તે જીવવા બી ઇચ્છતી ન હતી. તેણી જાણતી હતી કે તેની ઉપર તે એક કાગલ લખશે યા એક વેળા વાત કરવાની ટક મળશે કે મળવાનો મોકો હાથ આવશે તો તેણી પોતા ઉપરનો કાબુ ખોઇ બેસશે. ફકત તેનાથી દુરજ રહીને પોતાના પિતાની આગ્નાને આધિન રહી શકશે અને તેથી તેણીનાં નાઝુક જીગર અંદર વ્યાપી રહેલું જગ ઘણું ઝબરદસ્ત હતું. એક વેળા ફરઝ તેણી પર જીત મેળવતી હતી—તેણી પોતાના પ્યારની ક્યાને

વિમરી જતી હતી—પોતાના પિતાને અતિ હેતથી ભેટતી હતી, પ્રભુને હાર પોતાના પ્યારને વિસરી જવાની તાકાત બક્ષવની શક્તિ માગતી હતી ત્યારે તેનો બાપ રાજી થતો હતો. પોતે કરેલી આગાહી ખરી પડતી હતી એમ માની મલકાતો હતો. પણ પુનઃ થોડાજ સમયમાં પ્યાર ફરજ ઉપર સરસાઇ ભોગવતો હતો. તેણી આંખો દિવસ રડીને કાઢતી, નિસાસાઓ ફેંકતી, રાત્રે કોરા ઉજાગરાની પસાર કરતી, કલાકો તેણીને જમાના જેવા લાગતા, બધું તેણીને આકરૂં ઝેર લાગતું, અને તેણી ખરાં દીલથી મોહતની તમન્ના કરતી.

પ્યાર એક બહુ જોરાવર ને અદ્વિતિય શક્તિ છે કે જે મનુષ્યના આત્માનો કબજો લે છે. તે અતિ બળવાન અને ડરામણી છે છતાં તેના પરસ્તાર બનવાનું મનુષ્ય પસંદ કરે છે અને એ દૈવી શક્તિએ લીમા ડરવન્ટના જુવાન જીગરનો સંપુર્ણ કબજો મેળવ્યો હતો.

કિન્તુ તેણીએ હિમ્મતથી પોતાના જીગર સાથની ઝુમ્બેશ જારી રાખી. એક ચાંદરણી રાત્રે તેણી વિચારગ્રસ્ત પોતાની શય્યામાં પડી હતી તેટલાં એલન વૉટરમાં હલેસાં મારવાનો અવાજ આવ્યો અને તેણી તુરત ચેતી ગઈ કે તેણીનો વ્હાલો લીઓ તેણીને મળવાની ઉમીદમાં બારી બહાર આવ્યો હતો કે જેમ તે ઘણી વેળાએ આવ્યો હતો અને પોતાની પ્યારીને ન નિરખી નિરાશ બની દુઃખી જીગરે પાછો ગયો હતો. પડદો ખમાડી બારી ઉઘાડી નાખવાની ખોટી, તેણીના પ્યારાની માનીતી શિકલ નિરખવાને, માત્ર હતી. કોઇ તેણીને તેમ કરતાં રોકી શકે તેમ ન હતું. પોતાના પ્યારાને જોવાનું, મળવાનું, મોટું સુખ તેણીના હાથમાં હતું, પણ તેણીની ફરજે—તેણીના અંતઃકરણના આવાજે—તેણીને તેમ કરતાં રોકી.

બારી ઉઘાડી પોતાના પ્યારાના બારીપર આતુરતાથી ટીકાયલા ખુબસુરત ચ્હેરાનું નિરિક્ષણ કરવાને તેણીનું અંતઃકરણ તેણીને મના ફરમાવતું હતુંઃ પ્યાર તે ટકનો લાભ—પોતાના વ્હાલાને બે પળ જોમ સ્વર્ગિય આનંદ-મેળાની લેવા તેણીને લલચાવતો હતો; પણ આખરે અંતઃકરણના અવાજની ફતેહ થઇ; તેણીના બાપે તેને મળવાની મના કરી હતી અને બાપની મરજીની ઉપરવટ થવા તે સખ્ખત નારાજ હતી!

અંતઃકરણના આવાજની ફરમાણી થઈ પણ કેવી ને કેટલી કિમતે! તે આખી રાત તેણીએ નિસાસા અને કોરા ઉજાગરાની રડી રડીને પસાર કરી અને તે પછીનો દિવસ પણ અતિ બેચેન ગયો. બીજી સવારે ઉઠતાંની સાથ તેણે એલન વોટરના આબ ઉપર નજર કરી તો તેનો આશક વોટરલીલીના ફુલોનો એક ઢગ તેણીની બારી હેઠળ તે આવ્યો હતો તેની ઇધાણી દાખલ ગઇ રાત્રે મુકી ગયો હતો. તે જોઇ તેણીને અનિયમ દિલગીરી લાગી. તેણી રાત્રે બાર ઉઘાડી તેને ન મળવામાં કેટલી ઘાતકી બની હતી! તેણીનાં અંતરના ઉંડાણમાંથી દિલગીરીનો નિશ્વાસ બહાર આવ્યો. ખચ્ચીતજ એવાં જીવતરે જીવવું દુશવાર હતું.

તેજ સવારે તેણીએ પોતાના પિતાને ફરી એકવાર કરગરીને હુરમાથી આજીજી કરી જોઇ પણ તે મક્કમ નિશ્ચય કરી બેઠેલા બાપે તેનું કંઇ સમજવા ના પાડી.

"એક જરા બ્રતરી ધીરજ ધર," તે બોલ્યો, "અને તું તેને મમુળગી વિસરી જશે! એક દિવસે મારા કહેવાની સચાઇ તું જોઇ શકશે. જો આજે હું તને એની સાથ પરણવાની રજા આપું તો થોડાજ મહિનામાં તું તેમ કરવા માટે ખરાં દીલથી પસ્તાશે. તું ઉમરમાં અને

સમજમાં વધતી આવશે ત્યારે સમજી શકશે કે કોઇપણ અંગ્રેજ બાપ પોતાની બેટીને એક ફ્રેંચ ઉમરાવ જો તે તેગ હોય તો-કે જે વિષે મને તો શક છે-સાથ પરણાવવાં રાજી ન થશે. માહરા શબ્દોની સચાઇ તને પાછળથી માલમ પડશે.

તેણીની ગમે તેવી આજીજી, કકલાટ દુઃખ કે શરીરનો થતો જતો નાશ વટિક તેના મતને ફેરવી શક્યો નહી. તેણીની બધી સમજાવટ વ્યર્થ પૂરવાર થઈ! તેણીને પોતાના પ્યારા મગરૂર જીવવાનું હતું. અંતે તેણીએ તેને સમજાવવાનું પણ છોડી દીધું! તેણીએ જોઇ લીધું કે ગમે તે થાય પણ તેણીનો ફેરાવન પિતા એકનો બે કદિ થનાર ન હતો.

ગરીબ બાપડી! તે પોતાના મન સાથ અચરત થઇ હતી કે તેણીની જીંદગીમાં એવો મોટો ફેરફાર કેમ થઇ ગયો હતો. તેણીની ખુશાલી, આનંદ અને મોજ એમ એક સપાટે કાં નાશ પામ્યાં હતાં! ખુબસુરતી અને મિજાશનો તે સ્વર્ગીય સ્વપ્નો એમ આવતાં સાથેજ અલ્પ સમયમાં કાં ગુમ થઈ ગયો હતો? તેણીની અગાઉ અને પછી સેંકડો છોકરીઓએ પોતાનાં જીગરો સાથ ફરજ અને પ્યાર—બાપ અને આશક—વચ્ચેની એવીજ કુશ્કેલ વેઠી હશે, પણ કોઇ છોકરીએ લીમા ડરવન્ટ કરતાં જાસ્તી સોંપ્યું કે અનુભવ્યું નજ હશે.

લીમાના પ્યારની કહાણીની વાતો લીનનાં ગામડાંમાં જાહેર થઇ ગઇ હતીઃ ખરેખર તે વિષે મુઆફેમતો થઈ હતી. જુવાનો લીમા અને તેના આશક પ્રત્યે દિલસોજી ધરાવતાં હતાં જ્યારે તે વૃદ્ધ મીસર ભણી સહાનુભૂતિ દર્શાવતાં હતાં. દિવસો એમ ગબડતા થયા; એક રવિવારે સહવારે ઋતુ અતિ ખુશનુમા હતી. લીનના દેવળમાંથી ઘંટના અવાજો નીકળતા હતા. જોન ડરવન્ટ તે આતુર્તાથી સમજતો હતો.

"આજે ઋતુ અતિ સુંદર હોવી જોઇએ નહી તો દેવળનાં ઘંટના અવાજો એટલા પ્રત્યક્ષ આપણને નહી સમજાય!" તે બોલ્યો.

તે તે ઘંટના હુકમોને માન આપીને પોતે દેવલમાં ગયો હતે, પણ ગઇ કાલનું મીલનાં સાંચાકામમાં કંઇ કામ નીકળેલું હોવાથી તે તે છોડીને જવાનો જોખમ વેઠવા ચાહતો ન હતો. મિસિસ ડરવન્ટની તબીયત જરા નરમ હતી એટલે લીમા સિવાય બીજું કોઇ તે ઘંટના જવાબમાં-જવાને તે ન્હાના ઘરમાં ન હતું.

"તુંજ દેવળમાં જા, લીમા!" જોન ડરવન્ટે પોતાની પુત્રીના ફિક્કા ચ્હેરાપર જોઈ કહ્યું: "તને ખેતરપરની વોકથી ફાયદો થશે."

"હું જાવું છું, પપા!" તેણીએ તાબેદારીથી કહ્યું, અને તેણી તૈયાર થઇ બહાર પડી.

તે દિલખુશ સહવારે તે લીનની લલના પોતાના સાદા પેપાકમાં ચ્હેરા ઉપરના ગમે તેવા ફિકાશ છતાં અતિ દિલકશ દીસતી હતી. તે ધીમે ધીમે ચાલતી દેવળ તરફ જતી હતી તેટલાં એક ખેતરનાં વખાણ આગળ તેણીનાં સુખનાં સુર્યનો પ્રકાશ એકાએક ઝગમગી રહયો. તેણીનો માનીતો ચ્હેરો તેણીની સામે આવી ખડો થયો.

———:o:———

## પ્રકરણ ૧૧.

---

ખરાં કે ખોટાંનો વિચાર કે નિર્ણય કરવાનો તેણીને વખતેજ મળ્યો નહિ. તેણીની ફરજ કે અંતઃકરણના અવાજને સાંભળવાનો અવકાશ તેણીને હાથે આવ્યોજ નહી. તે ક્ષણે આખી સૃષ્ટિમાં ફક્ત એકજ ખુબસુરત હસતો મ્હેરો તેણીની નજર આગળ રમી રહ્યો. તે તેનો પ્રાણથી પણ પ્યારો તેણી આગળ ખુશ દમ્ને મ્હેરે આવી ઉભો હતો, અને તેણીના હાથો પોતાના જોરાવર હાથોમાં મોહબતથી ચાપીને ધર્યા હતા, બસ એજ સુખી અને આનંદી ખ્યાલ ને વખ્તે તેણીના અંતરમાં રમી રહ્યો.

"માહરી વ્હાલી!" તેણે આનંદથી પ્રફુલ્લિત બનેલા અવાજે કહ્યું. "તાહરો મધુરો મુખડો જોવા વિના માહરી આંખો પોતાની રોશની ખોહી બેઠી હતી. હવે તુ મને મળી! હું તને જવા દેનાર નથી! કહે-ફક્ત એટલુંજ કહે કે તું મને જોઇને ખુશી છે!"

પણ શબ્દોની જરૂરત ન હતી તેણે તેણીના આનંદથી ઉભરાતા મ્હેરા ઉપરથીજ તે કળી લીધું અને ખુશાલીનો પ્રથમ ઉભરો સમા જવા પછી તેણીના બદલાયલા અવતાર ઉપર તેની નેગાહ પ્હોંચી.

"લીમા, ડાર્લીંગ!" તે બોલ્યાઃ "તુ કેટલી બીમાર દિસે છે?-તું કેટલી પાતલી ને ફીકકી પડી છે? તાહરા રોખ્સારો ઉપરના ગુલાબો કોણ ચોરી ગયું? તાહરી આંખો માહેની રોશની ક્યા અલોપ થઇ ગઇ?"

તેણે તેણીનો ફિક્કો મ્હેરો ચુમીઓથી ભરી નાકયો. તેણીના ભેટવાથી તેને ઉપજેલો આનંદ માયો સમાયો જતો ન હતો. લીમા તો ચુપ-કિકી પડેલી ઉભી હતી.

"હુ કેટલો ખુશી થયો!" તે બોલ્યોઃ "હું તો ધારતો હતો કે તું મને હવે કદિ મળશેજ નહી—હું તને જોવા તલ્પી રહેલો હતો. તાહરા પપા કરતાં, લીમા, ખુદ ખુદા કે કિસ્મત આપણી તરફ માયાળુ બનેલાં દિસે છે! તેઓએ આપણી દયા ખાધી છે. ઓ લીમા! હવે મને ના તજી જતી!"

લીમાના મનોહર મુખડા ઉપર સૂર્ખી પાછી આવવા લાગી. આનંદ અને પ્યારની રોંગની તેણીની ચખ્મોમાં પુનઃ સજીવન થઇ. મનોવના એક અતિ સુખમય નિમાસા સાથ તેણીને માલુમ પડયું કે તેણીનો વ્હાલો તેણીની નજીકમાં હતો. અર્ધો પ્યાર અને અર્ધા દુઃખની એક ધીમી ચીસ સાથ તે મધુરી તેને કંઠે વળગી પડી.

"ઓ લીઓ! હું આ પળે ને અત્રેજ મરી જવા ખુશી છું!" તે ધીમેથી બોલી. "એક નહી બલ્કે એક હજાર મોતને બી મરવાનું હોય તો તે સર્વે મોતને અત્રે ને અત્યારે તાહરા વિનાની બાયંકર જીંદગીએ ઇચ્છા કરતાં મરવા રાજી છું. મેં સામા થવાનો યત્ન કર્યો નથી—પપા સામે અવાજ ઉઠાવ્યો નથી, પણ માહરૂં જીગર તો તુટી ગયું છે!"

"તું પાછી જજ ના!" તે બોલ્યોઃ "આપણે શાંય એટલાં દુઃખી થઇએ? હું એ ઉપર વિચાર કર્યા કરૂં છું; મને એ વાજબી લાગતુ નથીઃ તાહરા પપા ફેર્ડનેન્ડને ધિક્કારે તે ગ્નબ

સર આપણે શાં દુઃખી ને હયરાન થઇએ? એ મૂર્ખાઇ ભર્યું છે! તું મને ચાહે છે–હું તો માહરી પરણેતર બનાવવા તલપાપડ છું. તું તે માટે તદન રાજી છે તો પછી આપણી જીંદગીને દુઃખી કરવાનો સબબ શું છે?"

"માહરા પપા આપણા લગન અટકાવી શકે?"

"નહી, માબાપોને ચોક્કસ હક્ક રહે છે, જે ગમે તે કરવાનો હક્ક નથી. કોઇપણ બાપને એવો હક્ક નથી કે તે પોતાની દીકરીને કહે કે તુ પેલાને પરણ અને ઓલાને નહી!"

"ખચ્ચીતજ એક બાપને તેવો હક્ક છે" લીમા વચમાં પડી.

"હું માનતો નથી! બે ચાહતા જવાનોને એક બનતાં અટકાવવાનો કોઇને અધિકાર નથી!" તેણે તે શબ્દો સ્પષ્ટ અને ભાર મેલીને ઉચાર્યા. પાછલી જીંદગીમાં તે શબ્દો લીઓ ડ માલ્કાનાને તલવારના કારી જખ્મોની પેઠે વાગ્યા.

"એ માહરૂં મત છે. બાળક હોય ત્યા સુધી માબાપની દરેક ઇચ્છાને આધિન રહેવાનો ખુદ-ખુદાનો ઘરનો તેમજ સઘિના સંસારનો કાયદો છે! પણ બાળક મોટું થાય-ઉમરમાં આવે અને પોતાની પસંદગીપાત્ર મર્દ કે ઓરતને પરણવાની આર્જુ કરે ત્યારે મા બાપે વચ્ચે આવવું ન જોઇએ એમ માહરૂ માનવું છે!"

"હું તેમ ધારતી નથી. લીઓ! માહરા પપાની મરજી વગર હું તો નહી પરણુ! મને એમ માહરા માબાપની ઊપરવટી થતા ન ગમે. હુ એમ માનુ છું કે એવા લગન સુખી ન નિવડે!"

દેવળના ઘંટનો ધીમો નાદ લીમાને આ વેળા સમજાયો, અને તેણી બોલી. "લીઓ! માહરે જવુ જોઇએ' પપાએ મને દેવળમા જવા મોકલી છે. ઘટ વાગતા હમણા બધ થશે– –માહરે જવું જોઇએ!"

પણ તેણે તેણીને પોતા નજદીક ખેચી.

"નહી-માહરા જીગર! તે આપણી ખુશહાલીનો અન્ત લાવશે આપણા પ્રારબ્ધની સામે થવા જેવુ ક્રૂર થશે! જો જાનુ કેટલી ખુશનુમા છે! આપણે ઘણે દિવસે—એ બધા દિવસો અસહ્ય સંતાપ ને વેદનાના ગુઝારી રહ્યા છીએ—અને તુ જવા માગે છે? ભલે ઘંટો વાગતા બન્ધ થાય પણ તું અત્રેજ રહે! માહરા હાથોનું કેન્ખાનું બનાવી તને હું અંદર પકડી રાખીશ!"

"પણ—" તેણી અતિ દુઃખથી બોલી. "એ વાજબી નથી. માહરાં મમા પપાએ તો મને દેવળમાં જવા કહ્યું છે અને માહરે જવુંજ જોઇએ! તાહરી સાથ હું અહીં રહવાર ગુઝારવા આવી નથી!"

"કબુલ કીધું કે એ ગેરવાજબી છે, પણ આપણને કેવી મોજ આપશે, લીમા? અમસ્‌ તેં તાહરા પપાની મરજી રાખવા ઘણા દિવસો માહરા વિના વિટાડ્યા છે ને માહરે માટે એક વખત માટે તાહરે ના પાડવી ન જોઇએ! આપણે આપણી માનીતી જગ્યાએ જઇ બેસશે ને બે ઘડી એ વખ્ત આનંદી વાનમાં નિર્ગમન કર્યે! માહરી વ્હાલી! એ અપૂર્વ આનંદનો લ્હાવો આપણને લઇ લેવા-દે!"

"લીઓ! જો હું અહીં રહેવત—દેવળમાં ન જવત—તો માહરી જીંદગીમાં પહેલીજવાર હું જાણી જોઈને ખોટું પગલું ભરત!"

"મેં ને કહ્યું'તું ની કે મ્હજા ખોટું પણ કેટલું આનંદ આપનાર?" તે બોલ્યોઃ "આપણે એ ઉપર મુત્રાહેમન ન કરીશું—હાથ આવેલા આનંદી અવસરનો લ્હાવો આપણે લેવોજ જોઇએ! હું તાહરી સાથ વાત કરવા માગુ છું."

એક ઓરત જો ધચુપચુ બને છે તો પોતાને ખોઈ દે છે. લીમા તેમજ ધચુપચુ બની. દેવળના ઘંટનો નાદ "આવ!" કહેતો હતોઃ પક્ષિઓનો કલોલ "થોભ!" કહી સુચવતું હતુંઃ ફરજ "જા" ફરમાવતી હતી. પ્યાર "ના" પાડતો હતો—પણ લીઓના કહેવાથી તે બાબતનો નિર્ણય આવી ગયો.

"તું જો ધાટકી થશે—મને છોડી જશે—તો માહરે માટે એકજ ઇનાજ રહેશે—અને તે એ કે હું તાહરી સાથ આવશ! તે ઠીક થઇ ન પડશે. આવ, ડાલીંગ! કુદરતે ઘણી મહેરબાનીની રાહે બક્ષેલા આ કલાકની મોજ પેટ પુરતી ચાખી લે."

લીમા તેની સાથ ચાલી, તે બંધે પોતાની માનીતી જગોએ આવી પહોંચ્યાં.

"જહેન્નનો નાદર બગીચો કેવો હશે તે હું અટકળી શકું છું, ઓ લીમા! મને તું છોડી ના જતી, આજે હું મુવેલો જીવતો થયો હોવું એમ મને લાગે છે! આપણને છુટાં પાડવાની કોઈને તાકાત નથી!—કોઇની બી નહી કેમકે પ્યારનો હકક સર્વેથી સર્વોપરિ અને બળવાન છે! માહરી જાનથી બી જ્યાદા! સમજ, મને ધ્યાનથી સમજ! આપણે શું કામ દુઃખી થઇએ? માહરા દિવસો તાહરી તમન્નામાં અતિ કષ્ટ ભર્યા વિટે છે અને તાહરા દિવસો પણ તેમ ગબડે છે, એમ કાય થવું જોઇએ?"

એક ઘાસની મસમોટી ગંજીમાં માત્ર ચિંગારી પડવાથી તે ભડકી ઉઠી બળીને ભસ્મ થઈ જાય છે તેમજ ફરજ અને રાસ્તીના રાહમા સ્હેજ થ૧ ખાઇ ભુરેલું ઇન્સાન અણકલ્પ વિપત્તિઓ પોતાને શિર વ્હોરી લે છે લીમા ડરસન્ટે જો પોતાના અંતઃકરણના અવાજને માન આપ્યું હતે—તે દેવળના ઘંટના 'આવ!'ના પોકારને નમી ગઇ હતે તો તેણીની જીંદગીમા બનનાર મોટી ટ્રેજીડી કદાચ ન બની હતે. તેણી કદાચ પોતાની જુવાનીના આ મોટા પ્યારને ભુલી ગઇ હતે પણ ફરજના તે સાદો સાંભળવા તેણીના કાનો બ્હેરા થઈ ગયા હતા, તેણી ફક્ત એકજ અવાજ પોતાના પ્યારાનો સમજી રહી હતી.

"લીમા!" તેણે ઘણા પટામણા સાદે કહ્યું. "લીમા! આપણી જીંદગી, આપણા પ્યાર અને સુખનો ભોગ આપણે શા માટે આપ્યે? જીંદગી આપણને એક વેળા ભોગવવાની છે તો તેનો આનંદ આપણે લેવોજ જોઇએ. છુટાં રહી તે મોજ આપણે મેળવી શકયે એમ નથી. તું માહરી એકદમ પરણેતર બનઃ તું તાહરો પપાની મરજી માટે થોભશે તો આપણા વાળો સફેદ થઇ જશે તો પણ આપણી સ્થિતિ આજના જેવીજ રહેશે. માહરી મહોરદાર થા! હું તને ખોટું પગલુ ભરવા સમજાવતો નથી, પણ આપણે શું કામ દુઃખી થવું જોઇએ? આપણે સુખી થઈ શકયે એમ છે તો પછી સંકટ ઉઠાવવાની શી જરૂર છે? આ પક્ષિઓ જો! તેઓ કેવા સુખી છે!—આ ફુલોપર નજર કર! તેઓ બી કેવાં આનંદી છે! આ સુંદર આનંદ, સુખ ને પ્યારથી ભરેલી સ્રષ્ટિમાં માત્ર આપણે બેજ કાં વિખુટાં રહી દુઃખ સેહેવ્યે?"

તેણી તે બધુ સમજી ગઇ—તેણી નજર તેણી તેની ગભરામણોને શરણ કરતી ડાગાડોળ થેલી રહી તેની વાતો વાસ્તવીક હતી એમ તેણીને ધીમે ધીમે લાગવા માંડયુ.

“માહરી વ્હાલી!” તેણે પાછુ સમજાવ્યુ “મને તને સમજાવવા તાહરી પોતાની ગાયની વીણીઓ વાપરવા દે

મુજ પિતાએ કીધી છે ઓરડામાં કેદ,
ને રાખી છે તેની મુંજ માતા સમિપ,
પણ તાળા ને દિવાન ન રાખશે કંઇ ભેદ
આથી મુજ પ્યારાથી છુટી હરગીઝ!

ઓ માહરી સાચી વ્હાલી! તુ મને માત્ર મગજ—મોહન સિવાય કોઇને પણ આપણુંને જુદા કરવા ન દે—અને ખુદ મોહનને આપણાથી દુર રાખે! કહે કે તુ માહરી મંગેતર થશે?”

ધીમા સાદે તે બાળજીનો જવાબ આપ્યો અને તે સાથ તે જીંદગીની મોટી ટ્રેજીડી શરૂ થઇ (અધુરૂં છે)

# હોટલમાં જવાથી શું થશે?*

રચનાર—ડો. લવજી માવજી ભાવનગરવાળા

રાગ લાવણી.

હિંદવાસિ હોટલના હેવાસી એક શિખામણ ઉર ધરો,
જો ચાહો સુખ સર્વ તમારે તો હોટલનો ત્યાગ કરો
ભોજન નિર્જન વિણ બીજાનુ આદરવુ અધિકાર નથી,
શાસ્ત્ર શાખ પુરે છે એની કવિકોવિદ પણ ગયા કથી,
છાનુ કે છતરાયુ ઉરમા ઘાટ જવાનો ઘડશોમા,
હોશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમા ૧
હોશ હમેશ થતા હોટલની ખર્ચ અધિક વધતા જાશે,
દુધ ખાંડ ઘી કાષ્ટ કોયલા કરિયાણા મોંઘા થાશે,
લાજ અને લુટાશે લક્ષ્મી વળી ધર્મનો ધ્વંસ થશે,
પ્રીત પ્રતીત કલીત કુલ રીતી અનાચારથી જરૂર જશે,
માટે મનઇંદ્રી સંયમમા રાખી પરવશ પડશોમા,
હોશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમા ૨
આપ એકલા જઇ હોટલમા ખુશાલ થઇ ખાણુ ખાશો,
પુત્ર પુત્રિ પ્રમદા આદિને વ્હાલ છતા વિસરી જાશો,
તો અંતર દુખાશે એનુ પાપ આપને શિર ચડશે,
ધર્મરાય જ્યા ન્યાય તોલશે ત્યા જવાબ દેવો પડશે,
એમ વિચારી આપ્તજનોને નિરલજ થઇને નડશોમા,
હોશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમા ૩

---

* હોટલોનો બહિષ્કાર કરવાની શ્રીયુત ગાંધીજીની સલાહ અસલ ગોઠવણીના નાશને ગણવા માટે મદદગાર થઇ પડે એમ અનુભવ ઉપરથી સિદ્ધ થઇ ચુક્યુ છે ને ભાવનગર વાળાની ઉપલી કવિતામા વર્ણવેલા દોષો ઉપર ગંભીરતાથી વિચાર કરી હોટલનો પૂર્ણ બહિષ્કાર કરવાની ભલામણ અમો અમારા પારસી બંધુઓને પણ આગ્રહ સાથે કરીએ—અંબીપની નવરંગ.

ભાત ભાતનાં ભોજન કરવા ભામનિઓ ભુખી જાશે,
વાર પર્વ રે'શો મુખ વીલે હાનિ અને હાંસી થાશે;
વળી આવશે પ્રીય પરૂણા હોંશ ન શકશો દરશાવી,
પણ વાનિના વાંધા પડશે પીરસશો પરનુ લાવી;
હોય ભલે રસનાં ને સ્વાદી અંત સુધી પણ અડશોમાં,
હોંશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમાં. ૪
પ્રજા તમારી તમને જોતાં હોંશે હોટલમાં જાશે,
ખાદ્યા ખાદ્ય શીખશે ખાતાં ચોર કર્મ કરતાં થાશે,
વળી શીખશે વદનાં જૂઠું અનાચાર પથે પળશે,
જો લલચાયા લાલચમાં તો પછી નહીં વાળ્યા વળશે;
ઊછળતા અર્ભકના ઉરમા જડ હોટલની જડશોમાં,
હોંશ ધરી હિતહર હોટલને પાપ 'પગથિયે ચડશોમાં; ૫
નથી ભેદ ત્યાં નાત જાતનો ખાનપાન ત્યાં જઈ લેશો,
છોત લાગસે છે છતરાયું વરધાનુ કોને કે'શો;
ગાલ ફુલવવા ને વળી હસવું બેઉ સંગે નહિ બનવાનું,
હિંદુ થઈ હોટલમા ખાવું નહી બિરદ એ નિભવાનું;
વર્ણ અધાર બ્હાર જઈ રે'વા ભ્રષ્ટ બનીને ભમશોમાં,
હોંશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમા; ૬
અતિ ખાટાં ખારાં અતિ તીખાં મિઠાઈ મન ગમતી ખાશો,
અતિ અહારથી થશે અજીરણ પેટ પીડમાં પટકાશો;
એ વિણ બીજા ચેપી રોગો પરસ્યે પાર વિના થાશે,
વૈદ્ય ડાકટર અને હકીમો અવલોકનથી અકળાશે,
અણધાર્યું આદરવા માટે અંધ બની આથડશોમાં,
હોંશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમા. ૭
હજી સવેળાયે સમજો તો શરીર સંપતિ સચવાશે,
નહિતો પાછળથી પસ્તાશો દારૂણ દુઃખ જ્યાં દેખાશે,
એક વળી અવગુણ છે મોટો નીચી ગતિયે લઈ નાખે,
એમ છતા જશો જોખમમાં કોય નહી વારી રાખે,
લવજી લાભ હોય જો લેવો તો શાણા સંચરશોમાં,
હોંશ ધરી હિતહર હોટલને પાપ પગથિયે ચડશોમાં ૮

———o:———

## માખન.

આજ કાલ માંખન કેમ મોંઘુ થઈ પડયું તેનું કારણ બતાવતાં કહેવામાં આવે છે કે દુધ મોંઘું થયું છે તેથીજ એકલું નહીં મગર ડેરીઓમાથી તીનનાં ડબ્બામાં તેને ભરવાને ૧૯૧૬ના સાલ પછીથી તીનની મોંઘવારીને લીધે તે ઝાઝાં જડતાં ન હોવાને લીધે માંખનની મોંઘવારી માલમ પડે છે. (ત્યારે છુટક માખન કેમ મોંઘુ છે?)

* * *

## નંબર તેર.

આપણે જાણ્યેછ કે નંબર ૧૩ નો આંકડો ઘણાંક દેશોમાં અપશુકનો કહેવાય છે, પણ તેમ વળી નંબર ૧૩ ને ઘણાક દેશોમાં 'ભઠ્યારાનાં ડઝન' તરીકે કહીને ઓળખે છે, ઇટલીમાં ૧૩ ને 'મોચીના ડઝન' તરીકે કેહવામાં આવે છે. જેમ આપણામાં સો ને પછી પક્કા મો તે થોડાક ગણત્રીમાં વધુ એમ કહેવાય છે તેમ કંઇક એ શબ્દની વેહેંચણી કીધેલી જણાય છે. તે માટે એમ કહેવાય છે કે ઇટલીમાં મોચીઓને બુટની એડીની અન્દરમાં બાર ખિલ્લાઓ ઠોકવાનો જબરજસ્તીથી ફરજ્યાત કાયદો લાગુ પાડવામાં આવતો, અને ખિલ્લા મરતા થતાં તેની વચ્ચો વચમાં એક તેરમો ખિલો "ગુડલક" લેખીને ઠોકાવવામાં આવતો.

* * *

## કવીનીન.

ગયે વર્ષે લડાઇથી મોઘા થઈ ગયલાં કવીનીનને સરકારે "મેલેરયલ ફીવર" ના ગામડાંઓમાં આને આને પાકીત વેહેંચાવ્યાં, અને એ રીતે ઘણાક બાપડાં ગરીબડાંઓને તેનો લાભ છુટે હાથે આપ્યો; કેમજે એ એક આને સરકારી પડીકીનાં જેટલુંજ કવીનીન બાર. આને બાહાર વેચાતું હતું એવી વખતે એ નાહનાં પડીકાંઓ એક હાથ કરી લઇ તે ઉપર વળી વેર ઓરીટીયરો ભાવ નહીં ચહડાવી દયે તેની દરકાર સંભાલ સરકારે લીધેની જણાવવામાં આવે છે.

* *

## મધમાખીઓ.

લડાઇનાં મેદાન ઉપર વળી એક ઘણુંજ નવાઇ જેવું કુદરતી હથ્યાર તે મધમાખીઓનાં ડંખ છે, એ ડખ દેતાં હેરાન કરતાં કુદરતી હથ્યાર માટે એકાદ બે લડાઇનાં મેદાનો નોંધાયલા જણાય છે. પેહલો દાખલો તે એથીયન દર્શાવે છે તેમ થેતીસેફરાએ પોનટુસમાં ઘેરો ઘાલ્યો, મીથ્રીડાઇટેમથી વિરૂધની એ લડાઈ હતી. રોમનોએ મોટી ગંજાવર દેવાલો બાંધી લઇને બચાવનો ઘેરા ઘાલ્યો, પણ થેમીસેફરાનાં માણસોએ એ દેવાલોમાં ખોડી ખોડીને બાકોરાંઓ ઓલી નાંખી અંદર કામ કરતાં માણસો ઉપર જંગલી ભુખ્યાં ભુંડ વરૂઓ નાખ્યાં, તે સાથે ટોળે ટોળાંઓ માખીઓને અંદર છોડી આપી. એ પછી બીજો દાખલો "એની લાંટ" વખ્તે નોંધાયો છે. ડેન્સ અને નોરવેજ્યન્સો, ચેસ્તર ઉપર હુમલો લાવ્યા, એ હુમલાની વિરૂધમા પથરાઓનાં મારાઓ અને ગરમ ખળખળનાં પાણીનાં ફુવારાઓ ઉરાડયા પછી તે ઇલાજેથી હાકતાં સેક્ષન લોકોએ ગામની તમામ માખીઓનાં મોટા મોટા પુરાઓ કાપી કાહડી તેઓ ઉપર નાંખ્યા, જે ઇલાજેથી તે અકળાઇને નાહઠા

—:o:—

# મૂરખનો સરદાર કોણ?

રચનાર—કવિ આંદીલ.

સાચાને નિંદે સદા—હરવા તે હરવાર,
અવનિમા એવો નહીં—મુરખનો સરદાર
પંડીત કેરૂ પારખુ—લેવા કાજ ગમાર,
વાદવિવાદો વ્યર્થ કરે—મુરખનો સરદાર
સખી સખાવત ને કરે—રાખી પુરણ પ્યાર,
જળે જળણુમા આધળો—મુરખનો સરદાર
જોડે બુદ્ધિ બળ થકી—સ્વતંત્રતાનો તાર,
શું સમજે તેને ચપલ—મુરખનો સરદાર
વિન બોલાવે જાયે જે—દુખમા દેવા વહાર
નિન્દે નિન્દક તે તણે—મુરખનો સરદાર,
બળ ને કળની સાથમાં—જળ નિજ રાખે યાર,
દુર્બળ તેથી શુ જીતે—મુરખનો સરદાર
'આંદીલ' એવાબી વસેચ—અવનિમા નિર્ધાર,
પાપ પુન્ય ના પારખે—મુરખનો સરદાર

---

## જોઈએ છે.

'નવરંગ'ના જેન્યુઆરી, ૧૯૧૭ અને નવેમ્બર, ૧૯૧૭ના અંકો.

રૂપીયો એક રોકડો આપીશું.

# લડાઈનો એક ભોગ.

## ઇંગ્રેજી સંસારની એક ટુંકી વાર્તા.

લખનારઃ—મીસ ઝીણી એરચશાહ વકીલ.

"સ્ટેનલી કોર્ટનું" ભવ્ય મકાન શાન્ત ચુપકીની વચ્ચે હાલ ઘણું બીહામણું લાગતું હતું. ત્યાંનો બાગ આંખે ઉડીને વળગે એટલો બધો રમણીય અને દીલખુશ હતો અને તે મકાન એક મેહલ જેવું સુંદર હતું મગર રાતની ગંભીર શાન્તી વચ્ચે તે કાંઈ ભયંકર ભવીશની આગાહી આપતું હોય તેમ હાલ તો ઘણુંજ બીહામણું નજરે આવતું હતું.

સુંદર માયાળુ દેખાવની લેડી લીનાં સ્ટેનલી હાલ પોતાનાં આગસ્તે ઓરડામાં ગમગીન હાલે બેઠી હતી તેની સામે એક ઘણોજ સોહામણો ભાગ્યે વીશ વરસની ઉમરનો જવાન ધીમે સાહદે તેણીને વીનવતો અને વાત કરતો બેઠો હતો

લેડી સ્ટેનલીએ પોતાની મધુર બ્લુ આંખો ઉઠાવી તે જવાન તરફ જોયું. તે સુંદર આંખોમાં એક હેતવંતી માતાનું વ્હાલ અને મગરૂરી વચાતી હતી.

"ત્યારે મારા દીકરા તું જવાનીજ જીદ લઇ બેઠોચ?" તેણીએ ધીમે નાજુક સાહદે પુછયું.

"તમે સમજુ થઇને એમ કેમ કરોછ, વ્હાલા મમાં?" તે અધીરાઇથી બોલ્યો.

આ સોહામણો જવાન સર જેમ્સ અને લેડી સ્ટેનલીનો એક પુરો બેટો અને ભવીશ્યનો વારેસ હતો તે તેનાં દયાળુ માતાપીતાની આખી દુન્યા બલકે સર્વસ્વ હતો. બલ્કી લેડી સ્ટેનલીએ તેને હદબહાર લાડ અને વ્હાલથી ઉછેર્યો હતો જો તેણી એક ઘડી તે વ્હાલા પુત્રને જોતી નહી તો વીહવલી વીહવલી પડતી

હાલમાં તે લડાઇ ઉપર જવાની હઠ લઈ બેઠો હતો મગર તે હેતવંતી માતા તે જુદાઇ કેમ સહન કરે?

"જો હર્બર્ટ દીકરા, હું તારી જુદાઇ કેમ ખમી શકશ? આજે એક વરસથી ત્હારા બાપ તો લડાઈ ઉપર ગયા છે તેની ફીકર કરતાં કરતાં હું મરૂછ. અધુરામાં પુરો વળી તુબી પજવવા બેઠોછ? હજુ બી માન બેટા, અને એ વાતથી ત્હારા હાથ ઉઠાવ, હર્બર્ટ મને છોડી જતો ના.

જવાન હ્યુબર્ટ ઉઠીને તેણીની પાસે ગયો.

"જુવો મધર," તે ઘણાં લાગણી ભરેલા માયાળુ સાહદે બોલ્યો.

"આ પીકચર જુઓ, આ માહરા પપા એક ખરા બહાદુર શુરવીર લડવૈયા છે તમે જાણોચ કેની કે હાલ તેઓ પોતાના પ્યારા જાનની બી દરકાર ન કરતા કેટલી હીમતથી લડાઇમા ગયા છે? વલી આ માહરા બીજા વડવાઓની તસ્વીર જુઓ, તેઓ કેટલા બહાદુર હતા? કેવી દલેરીથી પોતાનાં દેશ અને રાજાને ખાતર લડી મશહુર થયા હતા. કહો ત્યારે વ્હાલા મમા કે એજ ઉમરાવ બહાદુર કુટુંબનો હુ વારેમ એમ હીચકારો કેમ થાઉ? આ તસ્વીરખાના મગરૂર ચેહરાઓ જાણે હાલ ચેષ્ટાથી માહરી નબલાઇ ઉપર હસ્તા હોયની તેમજ દેખાય છે.

"એ બધાં ચેહરા છે હ્યુબર્ટ" તે માતાએ કાંઇક કરડાઈથી કહયું "ત્હારા પપાના શબ્દો શુ હતા? તેઓ સદા મને સભાળવા માહરી કાળજી કરવા તને સોંપી ગયા હતા ત્યારે તુ તો ઘાતકીપણે મને એકલી મુકી ચાલી જવા તૈયાર થયો છે" અને તે હેતાળુ માતાની મધુર આંખ્યો આંસુઓથી ભરાઇ ગઈ

સઘલુ ફોકટ

લેડી સ્ટેનલીની ગમે એટલી મીનતજારી અને કાલાવાલા ફોકટ ગયા જવાન હઠીલો હ્યુબર્ટે લડાઇ ઉપર જવાની જીદ છોડીજ નહી અને પરીણામમાં આખરે તે હેતવંતી માતાના કરોડો આશીષો લઇ તે બહાદુર છોકરો ગમગીન હાલે લડાઇના મેદાનમાં બહાર પડવા ચાલી ગયો. પણ લખ્યા લેખ કાંઇ ટળે છે?

તેને પોતાનું ખરૂ નામ ફેરવી નાખ્યું અને એક નાના માદા નામે તે ભયંકર લડાઈમાં જોડાઈ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

લડાઇ પુર જોશમાં ચાલી રહી હતી સામેથી દુશ્મનો લખોની સખ્યામા ઘેરો લઇ આવતા હતા.

એક સખત ધડાકો થયો અને કેપટને બુમ પાડી.

"જુઓ બહાદુર સીપાહો, આપણો 'ફલેગ' નીચે ઉતરી પડયો છ કોણ હીમત કરશે તે ઉપર ચહડાવી આવવાની? ચીઅર અપ બોઇઝ, કોણ નીકલેચ?" કોઇએ જવાબ કર્યો નહી.

"કોઇજ નહી?" તે કેપટને ગુસ્સા અને અજાયબીથી પોકાર કર્યો "શું આપણે હીચકારા થઈ પાછલ હટવાનુ છે? વાવટો બચાવા કોઇજ હીમત કરશે નહી? એક વાર ફરીથી, કોણ નીકલે છે?"

"હું" એક છોકરવન હિંમતભર્યો સાહદ તે ટોળાંમાંથી સમજાયો "કૅપટન હું વાવટો બચાવીનેજ પાછો ફરીશ" અને તે બહાદુર હીમતવાન સીપાહ સ્હેજ નમીને ચાલી ગયો.

દારૂગોલાના અવાજો અને ધુમાડા વચ્ચે તે બહાદુર નનો પહેલવાન આગલવધ્યો.

પોતાના જવાન જીવ કરતાં, તેને રાજા, દેશ, અને આબરૂ વધારે પ્યારી હતી. એકજ પળ અને તે દેશને આબાદ રાખનારો વાવટો દોસ્તોની ભારે ખુશાલીનાં પોકાર અને તાલીઓના ગગડાત વચ્ચે સહીસલામત ઉપર ચહડાવી દીધો બીજી પળે ખુશાલીથી ભરપુર જીગરે તે બહાદુર જવાન પાછો ફરે તે પેહલાં કૃર દુશમનોની ગોલીનો તે નીર્દોશ ભોગ થઈ પડયો.

કૅપટને ભયની એક બરાડ પાડી અને સર્વ ત્યાં દોડયા. તેઓએ ઘણાજ માનથી તે બોજને લાવી હેઠલ સુવાડયો.

જેનરલ સ્ટેનલી આ બધો વખત મગરૂરીથી આ કોઈ ખરેજ દલેર જવાનની હીમત ઉપર આફ્રીનના ઉદગાર કહાડતો એક બાજુએ ઉભો હતો તે હવે તુરત પાસે દોડી આવ્યો.

"એ કોણ બહાદુર જવાન છે ?" તેણે પોકારીને મોટે માહડે પુછયું.

કૅપટન તે મરણ પામતા બહાદુર લડવૈયાની પાને ગુઠણે પડયો હતો તે હવે જેનરલ તરફ ફર્યો,

"જુઓ જેનરલ સ્ટેનલી" તે બોલ્યો. 'એનો જવાન જીવ આખર થઈ જાય છે. એણેજ આપણા દેશને બચાવ્યો છે"

"બચ્ચીતજ" તે ભલા જેનરલે કહયું "એ આ જવાનની બહાદુરીનુંજ પરીણામ છે. મગર એ છે કોણ ?"

"વીલ્યમ રીડ" તેને જવાબ મલ્યો.

તે ભલો બહાદુર જેનરલ દયાથી દાઝી જતે જીગરે સર્વને બાજુએ હટાડતો રસ્તો કરતો આગળ વધ્યો. અને મરણ પામતા તે ખરેજ દલેર સોલજર પાસ જઈ માયાથી તેની ઉપર વાંકો વલ્યો. પણ અરે બીજીજ પળે તેણે સખત ચોંકી દુખનો એક પોકાર કીધો ત્યાં હાજર રહેલાં દરેક જણના જીગરમાં તેની એ બુમ કોતરાઈ રહી. તેઓ કદી તે ગરીબ જેનરલના અતી દયામના ચ્હેરા ઉપરનો છાપ ભુલ્યા નહી.

"હયુબર્ટ" તેણે તેની પાસે ફસડઈ પડતાં દુઃખથી કહ્યુ. "હયુ, માહરા દીકરા તું અહી કેમ આવ્યો ?"

જવાન હયુબર્ટ સ્ટેનલીએ પોતાની (ચો હયુબર્ટજ હતો) આંખો ખોલી. અને મરતી ચશમોએ ચોપાસ જોવા લાગ્યો.

"પપા, વ્હાલા પપા" તે મહા ઝહમતે બોલ્યો "હું હઠીલો બનીને આવ્યો, ઓહ માહરી ગરીબ માતા, તે આ કેમ ખમશે ? તેણીને તમે દીલાસો દેજો ને

સંભાવજો પપા તણીને કહેજો કે તમારો 'નાનો હયુ પોતાનાં દેશને ખાતર બહાદુર મોહતે મર્યો છે. અને માહરી હઠ માટે મને માફ કરજો" તે ભરે કકલાટથી બોલ્યો.

"માહરો બહાદુર બેટો," તે જેનરલ બોલ્યો "ઓ દીકરા, માહરા હયુબર્ટ આ તે શું કીધું?" અને તે હેતવંતા પીતાનો કકલાટ હૃદયભેદક હતો.

તેણે તે એક પુત્ર વ્હાલા વારેમને હઝારો લાડકાં નામે પોકાર્યો. તેણે ઘણો વીલાપ કીધો મગર તે સઘલું છતાં તે બહાદુર જવાન તેનાં પેદરનાં ખોળામા શાન્તીથી મરણ પામ્યો. એક ફીરેસ્તાઇ હસવું તે ઓહામના છોકરવાન ચ્હેરા ઉપર છવાઈ રહ્યું તેનાં છેલ્લા બોલો તે હેતાળુ માતપીતાને લગતાજ હતા. બંદગીનાં થોડા પવીત્ર શબ્દો અને સઘળું ખલાસ

તેઓએ તેણે ઘણા માનથી દફન કીધો.

"ખુદા એ બહાદુર જવાનને ઉત્તમ બેહસ્ત બક્ષે." તેઓ સઘલા ગંભીરાઈથી બોલ્યા.

* * *

તે વ્હાલી માતાએ આખરે તે ભયંકર સચ્ચાઈ જાણી. જેનરલ સ્ટેનલીએ પોતે આવી તે દુ:ખી પગંબેતરને પોતાનાં બહાદુર શુરવીર હયુબર્ટની કહાણી કહી અને તેણીએ, તે ભલી મીઠી માતાએ શુ કર્યું? તેણીએ તે કારી ફટકો કેમ સહન કર્યો?

"હવે તો ત્હારે હીમત રાખવાની છે, વ્હાલી લીનાં' સર જેમ્સે સમજાવ્યું "ખુદા આગળ આપણે સર્વ નાચાર છીએ."

તેણી કાંઈ બોલી નહી.

મુગી કાકલુદી ભરી બંદગીમાં તેણીએ પોતાની નીરમળ બ્લુ આંખો આસમાન પર ઉઠાવી, અને પોતાનાં વ્હાલા પનોતા બેટાનાં નામની એકજ ચીસ સમેત સદાની આખેર થઈ ગઇ.

અને સર જેમ્સ સ્ટેનલી? તે દુ:ખી જેનરલ, તેનું શું? અફસોસ તે પણ આ કારી ઘા પછી થોડોજ વખત જીવ્યો. તે પોતાની વ્હાલી અમીલ મોહરદાર તથા બહાદુર બેટાની જુદાઈ ખમી શકેગોજ નહી અને થોડાજ વખતમાં તેઓની પાછળ તુટેલે જીગરે ચાલ્યો ગયો.

તેને એકજ વાતનો સંતોશ હતો, કે તેનો બેટો, તેનો વ્હાલો બહાદુર બેટો, પોતાના દેશને ખાતરજ મરણ પામ્યો હતો. અને તે દેશ તથા રાજા સલામત હતા.

# કાળપરિવર્તન

૧

અરે હિંદુઓ ! તમ વર્તનમા, વિપર્યાય શો વહતો ?
પ્રમાદ—ઈર્ષા—પ્રપચ ધરી ઉર, ગુણજ્ઞતા નવ ગ્રહતો,
ઘરમેળાયા ધરા તરફ કા, પછી પેખશો આરો,
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

૨

ફુરર ફુરગ ફેલાતા ચાલે, નવા નવા મત નરવા.
પ્રણાલીકા પુરાણી છેદી, ધર્મધુર્તતા ધરવા,
જડશે જીવને કેમ કરી પછી, કહો મોક્ષનો કયારો.
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

૩

સગી માતૃ પણ રૂતુ મતિ ઘરમા, સ્પર્શ રહીત સમજાતી.
દશદીન રહેતા અલગ દષ્ટિએ, સુતકતણુ સધાતી,
પ્રજા તેમની ઢંઢ દોસ્તીનો, ધરે અક્કલે ધારો.
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

૪

કુટુંબમા કામનિયો કેવી, ગૃહિણી ગુણે ગરકાતી
સુતા તેની સમજે રાખ્યામા, છતે ઉઘાડી છાતી,
મરદ સભામા મુકી મરજાદા, વદે મૃદુલ ઉચ્ચારો,
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

૫

વનસ્પતિના કાવા પાવા, લખ્યા પુર્વના વઇદે,
સ્પીરીટના સજોગે સઘળે, કહીં લખ્યા છે કહી દે
અગણીત આજ પિણામા ઉભર્યા, જળચા ખાય ગમારો,
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

૬

અનેક બીજા અનાચારની, હદ વળી દીઠી હવામા,
આદિત્યનો સગ વિલબ વધતો, નથી ચોળાઈ જવામા,
સડયા સુધારાની ખરીદીથી, બચવો દેશ બિચારો
'ચીમનલાલ'નુ સ્નેહ સુચન આ, વીરલા કોક વિચારો

ચિમનલાલજી ભાઇશંકરજી પંડીત.

# હાથનાં કીધાં હૈડે વાગે.

( એક ટુંકી વારતા. )

લખનારઃ—દારાં ડાકટર.

"માહરી નામોશી ધોઇ કાઢવા મે બજાવેલાં તે કાર્ય પછી બરાબર આજે ત્રણ વરસ પસાર થઇ જાયેછ, લ્યુકાસ.'

"ત્હમે ઈનસાફ ખાતર કીધેલાં તે કાર્ય અને એક બેવફા દીકરાને ત્હમારી ઓસરીએથી ઉતારી દીધાનાં બનાવને, મી૦ મારસડન, આજે ત્રણ વરસ થાયછ? આહ! તે બાઇને ત્હમે હજી નથી જોઈ, સાહેબ, નહિ તો ત્હમને પશ્ચાતાપ જેવું કદીબી થતે નહિ–એક છાકટી, અભણ, કલાંટ દદા કે જેની કાતર જેવી જીભલીની એકેએક રગમાં ગાળગળોચ સીવાય કશુંબી ભરાયલું નથી! છે, દેખાવડી તો છે, પણ સદાનો સમજુ અને શ્યાણો મોરીસ એમ ઉછાછળો બની એને પરણી કાંય બેઠો તે સમજી શકાતું નથી."

"હા, હા, લ્યુકાસ, તેં એ બધું મને અગાઉબી કહેલું છે તે છતાં, મને લાગેછ કે, મેં મોરીસને આપવી જોઇતી તક નથી આપી એ મને તેણીને દેખાડવા માંગતો'તો અને પછીજ તે માટે મત બાંધવા કહેતો હતો, પણ હું કોધથી દીવાનોજ બની ગયો હતો અને મેં ના પાડી"

"અને તેમ કરી ત્હમે સઉથી ડાહપણભર્યો માર્ગ અખત્યાર કીધો હતો, સાહેબ, નહિ તો ત્હમારા કોપ અને તીરસ્કારની કોઇ સીમાંજ ન રહેતે. એક એવી અગાળાનું ચીત્ર ત્હમારી આંખ આગળ ધરો કે જે ત્હમારી ટેબલ ઉપર વડી તરીકે બેઠી છે, ત્હમારી વહુ તરીકે સર્વ પહરોણાને આવકાર આપે છે અને તેજ વખતે ત્હમારી કરોડાની દોલત મેળવવા કાજે ત્હમારા મોહતની આર્જુ–"

"ચુપ કર, લ્યુકાસ, દરેક વખતે જ્યારે તુ એમ વાત કરે છે ત્યારે મ્હારો ગુસ્સો એ છોકરા તરફ વધતો અને વધતોજ જાયછ. જ્યારે હું એખલો હોઉછ ત્યારે માહરૂં જીગર એના તરફ વધુ પીગળી જાયછ અને એને પાછો તેડી લેવાનું મન થઈ આવેછ, પણ ત્હારી જીભલી માહરી ખફગીનાં અંગારને એકદમ વધારી મુકેછ અને જે દીવસે તે જનમ્યો હતો તે દીવસને હું ખરાં અંતકરણથી શ્રાપ દેઉછ. મેં મ્હારી સઘળી દોલત અને અસકેયામત તાહરા–માહરા સાવકા

દીકરા-કે જેનો હક માત્ર હુ એક વિધવાને પરણ્યાથી તે ઉપર પુગેઠ તે નામ ઉપર કરી આપવામા ખરેખર ઘણુ ઘાટકી કામ કીધેલુ છે"

'હુ ત્હમારી દરગુજર ચાહુછ, સાહેબ હુ તો ફકટ ત્હમને કશુ એવુ પગલુ તાહ અટકાવા માટે બોલ્યો'તો, કે જે વિષે પઠવાડેથી ત્હમને પસ્તાવો થાયે એક વખતે એ અહી તેની કુછદી પરણેતર અને બાળક સાથે આવી વસ્યા પછી ત્હમે એને હાકી કાઢી શકવાના નથી કલ્પના કરો કે રોજ એક અજ્ઞાન કજ્યાખોરી દારૂડી વહુ અને તેના તેવીજ રીતે ઉધરેલા બાળક સાથે ખાણાની ટેબલ ઉપર બેસ્તા ત્હમને કેવો મોટો સતાપ અને નામોશી લાગશે એવી એક વહુ સાથે આખ્ખો વખત એકજ ઘેરમા કેવી રીતે વસી શકાય તેનો ખ્યાલ કરો અને પછી-"

"બાઈ હેવન! તુ ખરો છે, લ્યુકાસ"

"હુ કહુછ તેજ માનીને ખાલી બેઅી ના રહો ત્હમે કહેલા પીકચરને ખુદ અજમાવી જુઓ. કોઇ 'વર્ક હાઉસ'મા રહેતી એક ચીથડેહાલ બાઈને તેના બચ્ચા સાથે અહીં બોલાવો તેણીને ત્હમારી ખાણાની મેજ ઉપર બેસાડો અને જુઓ પછી જો એ અનુભવ ત્હમને ગમે તો હુ પોતે લડન જવશ અને ત્હમારા દીકરા મોરીસને તેની કગાળ ધણીઆણી અને બાળક સાથે અહીં તેડી લાવશ"

"લ્યુકાસ કેન, હુ માનુછ કે તુ એક સહેનાન છે એક લગભગ સળગતા મકાન ઉપર કેરોસીન તેલનો દબ્બો ધોળ્યા માફક તુ મ્હારા કોપને ઉશકેરેછ પણ, ખુદાના નામથી કેહુછ કે, હુ ત્હારી શીખામણ માનુછ અને તે પ્રમાણે જરૂર કોશેશ કરશ! સૌથી કગાળમા કગાળ વસ્ત્રમા સજ્જ થયેલી એક અબળા મ્હારી મેજના મુખડે બેસશે, અને તને, લ્યુકાસ મ્હારી કરોડોની દોલતના એખવા વારે સને, તેણી જાણે એક ગ્રાન્ડ ડચેસ હોય તેમ, તેણીની પહરોણાગત કરવી પડશે"

'ત્હમે ઠઠ્ઠા કરોછ, સાહેબ?"

"હા, કદાપી તે એક ગભીર ઠઠ્ઠા થશે, પણ હુ તે જરૂરજ બજા લાવવાનો બસ જાસ્તી ના બોલ; તે ત્હારી સુચના છે અને હુ તે કબુલ રાખુછ ચાલ, હવે જોઉછ તો—તુ આજની સાજે લડન ઉપડી જા, અને રાબેતા મુજબ મોરીસને પાચસો પાઉડ આપી આવ જોકે એ અત્યત કડોડા થયોછ મે એને હડધુત કરી તીરસકારી કાઢયોછ, તોબી મને માત્ર એખલો એ તો સધ્યારો છે કે મે એને કદીબી મોહતાજમદ નથી રાખ્યો"

"હુ ઈચ્છુઠ કે હુ એને શોધી કાઢી શકુ ત્હમે ભુલી તો નહિ ગયા હોવ, સાહેબ! કે ગયે વરસે જ્યારે હુ એને છેલ્લો મળવા ગયો હતો ત્યારે તો એ ઓસ્ટ્રેલીયા હડારી જવાની તૈયારીમા હતો?"

"પણ એ જનાર તો એખલોજ હતો-એની મોહરદાર અહીંજ હશે, તેથી જો તુ મોરીસને શોધી નહિ શકે તો આ પૈસા તેણીને આપજે તેમ કર્યાથી કાઈ નહિ તો હુ એટલો તો સતોષ લઈ શકશ કે મે તેઓને મદદ કરી છે આહ! હુ

જોન મારસડન-લોકો કહેછે તેમ, ધખારાવાળો કરોડપતી—કદીબી ધારતો'તો નહિ કે મ્હારી આશા આવી રીતે નાશ પામશે. મને મ્હારા દીકરા માટે ઘણી ઝળકતી ઉમીદો હતી-પણ મેં કદીબી ધાર્યુંતું નહિ કે તે સર્વ આટલી બધી ઘાટકી રીતે જમીનદોસ્ત થશે. આએ કોઇ ઓરતને એ મળ્યો ત્યાંસુધી મોરીસ મ્હારી જીંદગીનો પ્રકાશ હતો, અને હવે મ્હારા બુઢ્ઢાપામાં હુ મને મ્હારાં પોતાનાં માંસ અને લોહીથી તજાયેલો અને પૈસાનાં એક પુંજારી અને ખુશામદ ખોરાથી પોખાયેલો જોઉં છુ."

"સાહેબ, મ્હારે વાંધો ઉઠાવવોજ જોઇયે, હું———"

"મ્હારી નજર આગળથી દુર થઇ જા, લ્યુકાસ કેન. માત્ર ત્હારો ચેહરો-મને મ્હારાં દુઃખ કરતાં વધુ સંતાપ દીયે છે. એક કલાકમાં લંડન ઉપડી જવા સારૂ તૈયાર થઇ જા; અને ખુદાને વાસ્તે મ્હારે કાજે સંતોષ અને સધ્યારાનો એક બોલ લેતો આવજે, નહિ તો હું જરૂર દીવાનો થઇ મ્હારાં દુઃખની વેદનાએ ટવળીટવળી મરી જવશ!"

એક કલાક પછી જ્યારે લ્યુકાસ કેન લંડન જવા ઉપડયો ત્યારે તેનાં મગજની સ્થિતિ અદેખાઇ ઉપજાવવા જોગ નહિ હતી. જ્યારે તેની માતા જોન મારસડનની બીજી પરણેતર થઈ આવી ત્યારે તે વિસ વરસનો એક ગબરૂ જવાન્યો હતો. તે લગન પછી તે તેનાં સાવકા બાપ સાથેજ આવી વસ્યો હતો, અને ઘણાજ થોડા વખતમાં મોરીસ, જોન મારસડનની પહેલી બાયડીનો બેટો અને તેની રૂએ તેની ગંજાવર મીલકતના એખલા વારેસને એક નહિ છીમાઇ શકાએ એવી ઈર્ષાની લાગણીથી નિરખવા લાગ્યો. તેણે તે છતાં, તે અદેખાઈ ઢોંગી મીઠ્ઠાચારીનાં બાહણાં હેઠળ છુપી રાખી હતી; અને જ્યારે મોરીસ મારસડન જે છોકરીને તે ચાહતાં શીખ્યો હતો તેણીને, તેનાં બાપનાં સખ્ખત વાંધા છતાં, પરણવાની જીદદજ લઇ બેઠો ત્યારે તેને ઘણી ફાંકડી તકો તે બુઢ્ઢા બાપને મોરીસની વિરૂદ્ધ ઉશકેરવાની મળી અને તેનો લાભ તે નિમકહરામે પુરેપુરો લીધો.

"હું અજાયબ થાઉંછ કે હાલમાં મોરીસ કયાં હશે?' તે વિચારવા લાગ્યો; "જો, જેમ તેની બુઢ્ઢી ઘેરવાળીએ મને ગયે વરસે કહ્યું હતું તેમ, એ ઓસ્ટ્રેલીયા ગયો હશે તો ઘણું બનવા જોગ છે કે એ પાછો નજ ફર્યો હશે. એની ધણીયાણી કેવી હોશે? એને ત્યાં કાંઇ છોકરાંછઇયાં થયાં હશે કે? બુઢ્ઢાજીને તો આપણી કલ્પના શકિતના આધારે એવું અસતમ પસતમ સમજાવી દીધુંછ કે તે તો જમીન ઉપરથી બબે ફુટ ઉંચો કુદેછ!—" અને તે બેશરમ એખલું એખલું હસ્યો. "વેલ, દર વરસે લંડનબી જવાનું મજાહનું મળેછ ને આયે પાંચસો પાઉન્ડ નોટ-એબી કેટલા દીવસ ચાલવાની છે? એને માટે સંતોષને સધ્યારાનો એક બોલ લેતો આંઉ? અરે, બુઢ્ઢા એક બોલ તો શું, પણ ત્હારે માટે એક આખ્ખી ને આખ્ખી 'ડીક્ષનરી'જ ઉપાડી લાવશ!"

જો કે તેની ખાત્રી હતી કે તે મોરીસને મળી શકવાનો નથી તોણી લ્યુકાસ કેને તેનાં પગળાં બ્લેક ફ્રાયરસ ભણી ખેંચ્યા અને સ્ટેમફર્ડ સ્ટ્રીટમાંના એક કંગાળ 'લોડજીંગ હાઉસ'મા તેનાં સાવકા ભાઇ માટે ખોળ કાઢી.

"મી૦ મારસડન? હા, સાહેબ હું ધારૂ છ કે તેવણ અંદર છે, ત્હમે એવણને ત્રીજા નંબરમાં મળી શકશો."

ઘણો અજાયબ થતો લ્યુકાસ કેન માળ ઉપર ગયો. એક અતી ઘણી મોટી' કંગાળ્યતનો ભાસ આપતો એક 'બેડ રૂમ'માં, એક સગડીની નજદીક ખુરસી ખેચી મોરીસ મારસડન—'ઘખારાવાળા કરોડપતી'નો એકપુરો બેઠો—બેઠો હતો. તેનો મુખડો એકબી લોહીનાં છાંટા વિનાનો ફીકકો ફ્ચ્ચ હતો; તે ખોરાક વિના અને દરેક હાલહવાલીની મોહકાણે તમામ સોહરાઇ સુકાઈ ગયેલો અને ઘણો નગળો પડીગયેલો હતો; તેનાં કપડાં ચીથડે હાલ હતાં, અને તેના ઠીંગડઠાંગડ મારેલાં બુટમાં બધે બધે કાનાંઓ જણાતાં હતાં. ગરીબાઈ અને કંગાળ્યતનુ એક ઘણું દયા ખાવા જોગ ચિત્ર તે બિચારો તે પળે રજુ કરતો હતો. તેનાં ઓરડાનું ધીમેથી બારણું ઉઘડયું ત્યારે તેને તેની ઠાકેલી નજર કટાળાથી આજુબાજુ ફેરવી પછી અજાયબી અને દુ:ખની એક બરાડ સાથે તે ભુરકો મારી જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠી ઉભો થયો.

"લ્યુકાસ!"

"વેલ, મોરીસ, ઓલ્ડ બોય, તુ કેમ છે? તું ઘણો નખાઈ ગયેલો લાગેછ."

"હા, હું ઘણો માંદો હતો મને ઓસ્ત્રેલીયામાં એક જાતની તાવ લાગુ પડી હતી, જેમાંથી હું જોઇએ તેવો સાજો હજી થઈ શકયો નથી"

"હું, ત્યારે તુ ઓસ્ત્રેલીયા ગયો હતો? ત્હારી ધણીયાણી કયા છે? હજી સુધી તે બાઇને મળવાની મને એકબી તક નથી મળી."

"હું પરવરદીગાર કને માંગુંછ કે એ કયાં છે તે હુ જાણી શકુ. અધાર મહિનાની વાત છે કે જ્યારે તેણી એક બુદ્ધિ બાઇને ત્યાં 'હાઉસ કીપર' તરીકે રહી હતી. હુ તેણીને ત્યાંજ તેણીનાં નાના ગેટકાં—અમારા એકના એક બાબા—સાથે રહેવા દઈ મ્હારૂ કીસમત અજમાવા અને બને તો ત્યાંજ એક ઘર' માંડી તેણીને બોલાવી લેવા ઓસ્ત્રેલીયા ગયો. પેહલ્લાં હું ઘણો ફાવ્યો, પણ પછીથી મ્હારાં કમનસીબે મને સખખત તાવ લાગુ પડી અને હુ કાઈમી કરવાને માટે તદન નકામો થઈ પડયો એક હોસપીતાલમા મહિનાઓ સુધી હુ સબડયો. મ્હારી કને ઘણાંજ થોડા પૈસા રહ્યા, જેની બરકતે હું જેમ તેમ મરતો પડતો, ધકેલા પછાડા ખાતો, અહીં આવ્યો, અને ત્યારેજ મેં જાણ્યુ કે પેલી બુદ્ધી બાઈ મરી ગઇ હતી. મે મ્હારી ધણીઆણીની ઘણી ખોળ, ત્યારપછી, કીધી; પણ મને તેણીનો હજી સુધી કસોબી પતો મળ્યો નથી. હું એક એકકે ઘર અને ખુણું ઢુંઢી વળ્યોછ—પણ યા ખુદા!—તે કયાં છે, મ્હારૂં એકનુંએક બચ્ચુ કયાં છે તેની મને કીંચીત માત્રબી ભાળ નથી મળી શકી."

"ઓહ, ત્હારે તે માટે એટલી બધી ચિંતા ન કરવી જોઇયે. તું જેવી એકને પરણ્યોછ તેવી અબળાઓ પોતાના પતીની જરાબી કનવાર રાખતી નથી. કદાચ તે તો એક ફક્કડ ઘેરમા મોજ અને સુખથી પડી હશે."

એક પળમાં મોરીસ કુદકો મારી ઉઠયો અને તેનાં બદમાર ભાઈનો જાણે ભક્ષજ કરી નાખવા માંગતો હોય તેમ તેને તોટે બાઝી પડયો।

"ત્હારા બોલો પાછા ખેંચી લે, યુ સ્કાઉન્ડ્રલ, નહિ તો આવું બદમાશીભર્યું બોલવા માટે આએજ ઘડીએ હું તને ગુગળાવીને મારી નાખશ."

ટ્યુકાસ તેનાં ઝનુની હાથોમાંથી ઘણી મુશીબતે અળગો થઈ શકયો.

"ધીમે! શાત થા! હું નહિ ધારતો'તો કે તુ એમ એકદમ તપી જશે"

"બચ્ચાજી, તેં તહારા બોલો ખેચી લીધાઠ, નહિ તો તુ જાણતો નથી કે તેનુ પરિણામ કેવુ ગમખ્વાર આવતે? બાઇ હેવન! મ્હારી પરણેતર તો એક ફરેસ્તા જેવી પાક છે—આય કગાળ દુન્યામાં જીવતી એક સોથી સરસ અબળા."

તે પાછો બેસી ગયો અને સગડી ભણી ઘણી શોકાતુર કીસમે જોતો ચુપ બેઠો. ટ્યુકાસ કેને તે ચુપકીદી દરમીયાન તેનો નેકટાઇ બરાબર સમો કરી લીધો

"મ્હારા બાવા કેમ છે?"

"જેવા છે તેવાજ—ચીરડાઉં, પાજી સ્વભાવના, અને ધખારામાં આવે તેજ બસ કરે તેવા"

"એવણ કદીબી મ્હારે માટે કાંઈ બોલેછ કે?"

"હું માનુછ કે દીવસના દરેક કલાક એવણ તુને શ્રાપ દેછ, પણ કોઇ વખતે રાતના સુવાની અગાઉ જ્યારે અમે લોકો ત્હારીજ વાત કર્યેછ, ત્યારે જે રીતે તેવણ ત્હારી ભણી વર્તયાછ તે રીત માટે પસ્તાવો કરેછ અને ગમ ખાયછ."

"આહ!"

"અને હું ઘડી ઘડી વિચાર કર્યા કરૂંછ કે એવે વખતે-એમ રાતનાં વખતે જ્યારે તેવણનુ દીલ તહારે માટે નરમ બનેછ ત્યારે-જો તુ એકાએક દેખાવ દે તો બધુ પાછું ઘણું જલ્દી સમાધાન થઇ જાય."

"તુ' એમ ધારેછ?"

"હું તે માટે લગભગ ખાત્રીપૂર્વક છેઉ અંહી જો, દોસ્ત, આપણે હમેશા મીત્રો હતા, અને હું ઘણો દલગીર છું કે જરાવાર ઉપર નહિ ધારેલુ મ્હારાથી ત્હારૂ અપમાન થઇ ગયુ, પણ હવે હું તુ અને તહારા પીતાજી વચ્ચે જલ્દી સલાહ થઇ જાય એવું કરવા માગુછ, હું શુ કરશ તે હુ તને કહુ. આજે રાતે જ્યારે અમો સુવા જવા અગાઉ છેક છેલ્લી વેળા 'સ્મોક' કરતા સાથે બેસસુ—અને અમો રોજ લગભગ મધ્ય રાત્રી સુધી એમ બેસ્યેછ-ત્યારે હું વાતચીતનું વહેણ ત્હારી ભણી ખેંચી જવશ અને ત્હારી કાંઈ બ્રુટકાળને લગતી વાત કરાવી હું એવણના

આંખમાં આશુઓ લાવશ, એટલે કે એવણનું દીલ તે વખતે ત્હારે માટે તલપશે. હું સોઈંગ રૂમની ફ્રેંચ વીન્ડો ઉઘાડી રાખશ અને જો તું બરાબર સાડા બારે અંદર ઘુસી આવશે તો હું ધારૂંછ કે સઘળું ઘણું સંતોષકારક બની જશે"

"પુઅર ઓલ્ડ ડેડ! ત્યારે એવણ હજી મને ચાહેછ?"

"ખચ્ચીતજ, એમાં તો જરાબી સંદેહ નથી. પછી મેં કહયુંછ તેમ કરશેકે?"

"હા, હું આવીશ-પણ જો. પણ જો ત્યાં આવવાનું તું મને ભાડું આપે તો. મ્હારી પાસે તો હાલમાં ખાવાની એક પેનીબી નથી.

"અચ્છુ, હું તુને એક સોવરીન ઉછીની આપુંછ હું જાસ્તી આપી શકતો નથી કેમજે બુધ્ધાજી મને કાંઇ તોલતા નથી અને મ્હારી અવસ્થા દેવલનાં ઉદર જેવી છે."

બપોરે જ્યારે લ્યુકાશ કેન જોન મારસડન આગળ પાછો ફર્યો ત્યારે તેનાં કપટી હોઠો છુપા સંતોષનાં હસ્વાથી બધા મળકમળક થતા હતા. તે તેનાં સાવકા બાપને ઘણી ઉટાવલથી જઈ મળ્યો અને મોરીસ સાથની તેની મુલાકાતનું બયાન આપવા લાગ્યો.

"ઘણો અદભુત ફેરફાર તેમાં થયોછ. સાહેબ, તે હતો તેનાં કરતાં વધુ બદતર થયોછ. મેલો, ચીથડે હાલ અને બધો દારૂથી બેહેક બેહેક થતો. જ્યારે હું ગયો ત્યારે તો એ સૂધ્ધીમાંબી નહિ હતો અને તેને ઓળખી કાઢતાં મને ઘણી મુશીબત પડી હતી. તેની બૈરી ને છોકરાં માટે તો-તોબાહ, તોબાહ! સાહેબ, હું તેઓ માટે કાંઇબી બોલી ત્હમારૂં લોહી ઉશકેરવા નથી માગતો."

"તેં એને પૈસા તો આપ્યાની?"

"અરે, હારે, મુરબ્બી; તે લેતી વખતે એને વાપડેલા કચવાત ઉપજાવે એવાં વિષેશનો અને એની કળાંત પરણેતરે ત્હમને દીધેલી કળેજું કાપી નાખે એવી ગાળગળોચ-અરે, ખુદા!-કદી કોઈ દીકરા વહુએ પોતાનાં વડાને દીધી હશે કે? એની બાયડી તો ત્હમને ગાળ દઇનેજ મુંગી રહિ નહિ હતી, પણ એટલે સુધી બોલવાની તેણીએ સરકશી કીધી કે જો તમે કદી કવચીત તેણીના રસ્તામાં આવશો તો તે અને તેજ ઘડીએ ત્હમારી ગળચી ભચડી નાખી—"

"ઓ, તું બસ કર! ખુદાને ખાતર તું ચુપ થા, લ્યુકાસ!" બુધ્ધા જોન મારસડને ત્રાસ પાંમી રગેરગ ધ્રુજી ઉઠતાં કહ્યું.—પછી થોભીને-"હું તો ધારતો'તો કે એ મને પાછો મળવાની ઇચ્છા દેખાડશે."

"બોલોજ ના, સાહેબ. હજી તો બીજી મને એવી ગમખ્વારી ભરેલી ખબર કહેવાની છે કે, હું બીહુંછ, તે સમજતાં ત્હમે જરૂરજ ખફગીથી દીવાના જેવા બની જશો,"

"જે હોય તે મને ઝટપટ કહી દે," તે વૃધ્ધ પીતાએ અધીરાઇથી પુકાર

કીધો; "તેં અત્યાર આગમચનુ અરધુ અરધ ખંજર તો મ્હારાં જીગરમાં ચલાવી દીધુ છ-હવે આખ્ખુંજ ભોકી દઇ તેનો પુરેપુરોજ નાશ કરી મુક"

"હુ મોર્ગીસને છોડી આવ્યા પછીની આય વાત છે. 'હું લુડગેટ હીલ ગયો હતો, અને સ્ટેમફર્ડ સ્ટ્રીટમાંથી થઈને વોટરલુ સ્ટેશન ઉપર જતો હતો, જ્યારે મે ત્હમારા દીકરાને કોઇ બે ત્રણ રફીઅન જેવા દેખાતા સખ્શો સાથે એક પીથાંમાં દાખલ થતાં જોયો હું જાણુતો નથી કે મ્હારા શકો કેવી રીતે ઉત્પન્ન થયા, પણ હુંબી બીજા દરવાજાથી તે પીથામાં દાખલ થયો અને ખુદાનુ ચાહવું એવું થયુ કે તેઓ જે બાંક ઉપર બેઠા હતા તેની પછવાડેના બાંક ઉપર એક અંધારા ખુણામાં મને બેઠક મળી"

"વેલ? જલ્દી આગળ ચાલ, લ્યુકાસ; તુ શું કહેવા માંગેછ તે ઝટપટ કહી દે"

"પહેલવાં તો એ લોકનાં ટાહેલા મને સમજ નહિ પડયાં, પણ પાછળથી હુ સમજી શકયો કે તે લોકો એક મોટી ચોરીને લગતી ગોઠવણ કરતા હતા."

"ચોરી!" તે બુઝ્રર્ગે દબાઈને પોકાર કીધો.

"હા, સાહેબ; અને વધારે તો એ કે જે ઘર તેઓ ફાડવા માંગતા હતા તે ઘરની બારીકમાં બારીક વિગત મોરીસજ તેનાં ગોથીઆઓને આપતો હતો."

"ને તેઓ કોણુ કમનશીબનુ ઘેર ફાડવા ને લુટવાનો મનસુબો કરતા હતા તે કાંઈ તે સમજ્યુ'તું કે?"

"ઓહ, સાહેબ; એ સવાલ તો ત્હમે મને પુછયોજ નહી હતે તો સારૂં. તેઓ 'શેલે મેનોર' લુટવાનો કસદ કરતા હતા."

"શેલે મેનોર! શુ? મ્હારો દીકરો મનેજ લુટવાના તાગરાઓ રચેછ? હુ માનતોજ નથી"

"તે તદન ખરૂં છે, સાહેબ મોરીસ પોતે નથી આવવાનો, કાંય જે અહીંના દરેક જણુ તેને પીછાણેછ. બધું કામ એને એનાં ગોથીઆઓને સોપ્યુછ તેઓ 'શ્રબરી' માંથી થઇ અદર આવવાના છે અને ડ્રરોઈંગ રૂમની ફ્રેન્ચ વિન્ડોમાંથી પેહલ્લો હુમલો કરનાર છે"

"એ ખુની કાર્ય એ લોકો કયારે બજા લાવવાના છે?"

"આજે રાતે—લગભગ સાડાબાર વાગે."

"ને—ને મોરીસ તેઓ સાથે તો નહિ આવશેની?"

"નહિ, સાહેબ, એ લોકની વાતચીત ઉપરથી એ નથી આવવાનો એવુજ હુ સમજી શકયોછ."

"એમ છે તો ઠીક જા જઇને ફેરીમને કહી આવ કે આજે રાત્રે બે માણુ-સોને ભરેલી બદુક સાથે બગીચામા છુપાવી રાખે અને મ્હારી તરફથી હોકમ કર કે જેબી બદમાશ પેહલ્લો 'શ્રબરી'માંથી અદર દાખલ થાય કે તેનાં ઉપર ગોળી

છોડે. ટેક કેર! નેમ કાંઈ ઉંચી ટાંકવા ના કહો-બસ પગ ઉપર મારી તેને લાઈ-લાજ કરવાનો છે. મ્હારા ઘેરમાં ખુના મરકી મને પસંદ નથી. અને હવે, ચાલ આપરે જઈને બુક બાચકો ખાઈ લઈએ." અને તે ડોસો ઉશકેરણીથી રગેરગ ધુજતો ઉઠયો.

"આઈ બેગ યોર પારડન, સર," એજ ઘડીએ બટલર અંદર દાખલ થતાં બોલ્યો-"પણ ફેરીસ-આપણા ગેમકીપરનાં જોવામાં એક રસ્તામાં તદન બેસુદ્ધ હાલતમાં પડેલી જવાન બાઇ આવી છે. એને તેણીને ઉપાડીને રાંધણીમાં આણી છે સાહેબ."

"એ કોણ છે, અને કયાંથી આવેલી છે?" મી૦ મારસડને ચકીટ થઈ પુછયું.

"હું જાણતો નથી, સાહેબ; બિચારી ભુખ અને ઠંડકથી ઘણી અકળાઈ ગભરાઈ ગયેલી છે અને કશાબી જવાબો દઇ શકતી નથી. બિચારીનાં આંગમાં પુરે પાધરાં કપડાં પણ નથી, પરંતુ તેણીનાં બાળકને તો સારી સંભાળથી કપડાં પહેડાવવાની તેણીએ કાળજી કીધેલી લાગેછ."

"ઓહ! ત્યારે તો એક બચ્ચુબી છે?"

"હા, એક નાનો ખુબસુરત છોકરો—ઘણો શોહામણો છેજી."

"વેલ, એ લોકની બરાબર ખાતરદારી થાયછ તેની સંભાળ લેજે-ને બને તો રાતનાં આપણાં મકાનમાંજ બિછાણું કરી આપજે. એલોકને હુ સહવારનાં જોવશ."

"શુ, સાહેબ, એ ડાહપણભર્યું છે," અંહી લ્યુકાસ વચ્ચે પડયો, "કે એક કોઈ ભમતીભામતીને ત્હમે ત્હમારા મકાનમાં આશરો આપોછ? અંહીથી 'વર્ક હાઉસ' માત્ર ચાર માઇલનાં છેટા ઉપર છે. ત્યાં તેઓને ત્હમો મોકળી શકશો."

'આવી કકડતી ઠડીવાળી રાતે! બાઈ જ્યોર્જ-નહિ! પણ ગઇ કાલની ત્હારી સુચનાં યાદ છે? મ્હારી ખાણાંની મેજની વડી તરીકે એલીજ કોઇ ચીથરેહાલ અબળાને બેસાડી તેની મેહમાનદારી કરી જોવા તેં મને કહ્યું હતું, આજની રાત્રે એ મ્હારી ટેબલ ઉપર મીસીસ મોરીસ મારસડન તરીકે બીરાજશે. તેણી તરફ જાણે તેણી એક ડચેસ હોય તેમ વર્તણુંક ચલાવવામાં આવશે. અને તને, લ્યુકાસ, એની ખુરસીની પાછળ ઉભો રહી દરેક માન અને ધ્યાનથી એની મેહમાંનદારી કરવી પડશે"

"સાહેબ, હું સખ્ત વાંધો ઉઠાવુંછ!"

"વાંધો ઉઠાવેછ! તું સારી રીતે સમજી શકતો હશે, લ્યુકાસ, કે મ્હારા પૈસા મેળવવાની તાહરે આશા અહીંજ સુધી રાખવાની છે કે જ્યાંસુધી 'તુ માહરા એકેએક શબ્દને હુકમ મીસાળ માન આપે." પછી નોકર તરફ ફરી—"જા, તેણીને અને તેણીના બચ્ચાને બાઆદરમાન લઇ આવ."

થોડીક મીનીટો પછી બટલર તે કોઇ બાઇને ડાઈનીંગ રૂમમાં લઈ આવ્યો. જોન મારસડન કોઇ ઇન્તેરડીનીતરડી જેવી આ જોવાની અ થામાં હતો. પણ તેને બદલે કંગાળ કપડાંમાં ઘણી સંભાળથી સજ થયેલી એક શોકાતુર સુંદરતાને જોઇ તે ઘણો વિસમય પામ્યો. દુઃખ, ભુખ, થાક ઇત્યાદીએ તેણીની ખુબસુરતી ઘણી છીનવી લીધી હતી તોપણ તેણીનાં ગમગીન મુખડા ઉપરથી કલ્પી લઈ શકાતું હતું કે તે કોઇ સારાં ખાનદાનની અને સારા ગુણો ધરાવતી અબળા હતી. તેણીની છાતી ઉપર પોઢતું બાળકળી ઘણું ખુબસુરત હતું.

"હમને માહરા ઘેરમાં આવકાર આપતાં મને ખુશાલી ઉપજે છે, બાનુ," ઘરડા મી૰ મારસડને કહ્યું. "હું હવે કોણ છો, શું છે, કયાંથી આવ્યાં છો તે હમને પુછવા નથી માગતો, પણ એ મ્હારી ઇચ્છા છે કે હમે આજે અમારી સાથે ખાણું લઈ અમને માન આપો. આજે રાતે હમે મીસીસ મારસડન છો, અને મ્હારી ટેબલના વડાં તરીકે બીરાજશો."

"પણ—"

"હું માંગી લઉંછ કે એક શબ્દ્ગ ના બોલો. લ્યુકાસ, મીસીસ મારસડનને હારો હાથ આપ અને જમવાની ટેબલ ઉપર તેવણુને લઈ જા."

તે બાળકને ઘણી સંભાળથી ત્યાં પડેલા એક સોફા ઉપર સુવાડવામાં આવ્યું.

"મને હમારૂં નામ જાણવાની રજા છે, સાહેબ?" તે અબળાએ ઘણાં મધુર હલકે પુછ્યું.

"મ્હારૂં નામ જોન મારસડન છે-મને બધાં 'ધખારાવાળો કરોડપતી' કહે છે."

"જોન મારસડન!" મોહુત જેવી એકાએક ચીસ મારી જતાં તે અંજાણીએ પુકાર્યું.

"આહા! હું જોઉંછ કે માહરૂં નામ હમે કંઠે સમજેલું છે. લ્યુકાસ, મીસીસ મારસડનની ખુરસીની બરાબર પછવાડે ઉભો રહે અને જોકે તેવણુને બધુ બરાબર મળેછ."

હાથના કીધાં હૈડે વાગે! માંહેથી ક્રોધ અને ખફગીનાં અંગાર વચ્ચે બળી મરતો લ્યુકાસ કેન તે વગર નોતરેલા અને તમામ અજાણ્યા પહુરોણાંની પહુરોણાગત કરતો ઉભો. તે સામે થઇ શકયો નહિ. તેને બુઢ્ઢા મારસડનનાં ફાંદાઓ વિષે પુરતી માહીતી હતી અને તેથી તેનાથી કશીબી જાસ્તી તકરાર થઇ શકી નહિ. તે એક ઘણું સુંદર ખાણું હતું અને તે ખાયા વિના જાણે ચાકરી કરતો હોય તેમ એક ખીલફુલ નવી અને ભામતી જેવી સ્ત્રી પાછળ ઉભું રહેતાં તે કમબખત સાવકાને ગળે જાણે છરીજ ફરી. તે ખાણું તેને હદ વિનાનું લાંબુ અને કંટાળાભર્યું લાગ્યું. બુઢ્ઢો મારસડન ખુબ ગેલમાં એકાએક આવી ગયો હતો, અને પેલી સાથે જાતજાતનાં તાહેલાંઓ કરી વગર અગતે ખાણું લંબાવ્યા કરતો હતો. તે લ્યુકાસનો કંટાળો અને બીજવાત જોઈ શકતો હતો અને તે જોઇ અને જાણી તે બુઢ્ઢો એક જાતની ઝનુની ખુશાળી લેતો હતો.

આયર્દે ખાણું ખતમ થયું.

"હવે આય ફારસ ખતમ થયો છે," જોન મારસડને કહયું. "અને હું ખીહુંછ કે તે એક ફતેહ નથી પુરવાર થયો. મેડમ, હું ત્હમારી કંપની અમને આપવા માટે ત્હમારો ઉપકાર માનુંછ. આજની ગત ત્હમે અંહીજ તોડી પાડજો. આએ નાનાં બચ્ચાંને એક બીછાણાં ઉપર પોઢાડી દેજો,, અને પછી, બાનુ, હું ત્હમારી સાથે કાંઇ વાત કરવા ચાહુછ. લ્યુકાસ. આએ બાળકને આપણી હાઉસ કીપર આગળ લઈ જા અને પછી લાયબ્રેરીમાં આવી મળ."

જોન મારસડન ઘણાં ગંભીર ખયાળો કરતો બેઠો; લ્યુકાસે તેને કહેલી વાતથી તેનાં ઉપર ઘણી ગમગીન અસરો ઉપજી હતી. તે અવાર નવાર તેનાં દીકરા સાથે સલાહ કરી તેને પાજો પેટપાંસામાં દાબવા ઇચ્છતો હતો. તેનું જીગર તેને કીધેલા ઘાટકી અન્યાયથી તેને વારંવાર ઠપકો દેતું હતુ અને તે મોરીસને ભેટવા ઘણો તલપાપડ બનતો હતો. તેનાં જીગરમાં સમાયતો બાપનો પ્યાર તેને તેનાં બેટા ભણી અવારનવાર નમ્ર અને દયાળુ બનાવતો હતો.

બાપનો પ્યાર! પ્રીય વાંચનાર એક દયાળુ, બોહળા જીગરનાં ઉમદા બાપનો પ્યાર જેટલો ખુલંદ છે, જેટલો જોરાવર છે તેટલોજ પવિત્ર અને અસ્વાર્થી છે. તે જેટલો બાજે વેળાએ ઘાટકી બને છે તેટલોજ તેની અસરમાં ઉમદા છે-મીઠો છે બાપનું વાહાલ—એક વાહાલા, સાચ્ચા પ્યારથી ચાહી જાણનારા પીદરનું હેત ખુદ અમૃત જેવું મધુર છે! એક બાપ તેનાં પાજી કપુતડાં ખીજાએ હીણાયેછ, એક કુર. મીજાજી મનુષ્યમાં ખપેછ, સર્વ ગમથી તરછોડાયછ અને તે છતાં આખર કરે તે એક વાહાલામા વાહલોજ બાપ પુરવાર થાયછ! તે જેટલા તીરસ્કારથી તરછોડી જાણેછ તેટલાંજ વાહાલથી પાંસામા દાબી જાણેછ—હૈયામાં સમાવી જાણેછ! જેમ પરવરદેગારે દમમાં લેવાની હવા ચોકખી ઓકસીજન નથી બનાવી, તેમાં બીજી ઝેરી હવાને ભેળી છે અને તે જેટલી ઉપયોગી છે તેટલોજ અને તેવોજ ઉપયોગી એક બીનસ્વાર્થી પીદરનો ઉમદા પ્યાર છે તેનો ધાક, તેનો ત્રાસ, તેની મારફાડ જેટલી સખ્ખત છે, જેટલી કડવી અને ઝેરી છે તેટલી નમ્ર અને ઉપયોગી છે, તેનું શીરછત્ર ખુદ આકાશમાંથી આપણને મળતા આશરા જેવુ બોહળુ છે. પરંતુ આપણે આપણી વારતાથી તેનાં કારણે વેગળા નિકળી ગયા.

જોન મારસડન તેનાં બેટાનોજ ગમ ખાતો એખલો બેઠો હતો, તેટલાં તેનો લાવકો દીકરો તેને આવી મળ્યો.

"વેલ, લ્યુકાસ; રમુજ ખતમ થયેલી છે. અને હું ધારૂછ કે તે નિષ્ફળ ગઇછ. મ્હારૂં જીગર એમ એક કોઇ નિર્દોષ બાનુ અને તેની કમનશીબી સાથે ચેડાં કાઢવા માટે મને ઘણો થપકો દેછ. પણ હવે બની તે તો બની. તેં બંદુક આપી માણસોને તૈયાર ઉભાં રાખેલાં છે કે?"

"હા; એ ચોરોને આવકાર દેવા માટે બધું તૈયાર છે."

"જા-ત્યારે હવે મને છોડી દા. આજે મને ત્હારી સગત નથી ગમવાની"

ઓખલો પડતાં તે બુઝર્ગ પાછો ઉંડા ખ્યાલોની ખુમારીમાં ગરક ગયો, તેનાં વિચારો ઘણા શોકાતુર હતા, અને મીંટ ભાત્રી થતાં લગાર ચમકીને તે પોતાનાં વિચારોમાંથી જાગ્યો અને તેને એક નોકરને તેડયો.

"પેલી બાનું સુઇ ગઇછ કે?"

"નહિ, સાહબ."

"જા ત્યારે એને અહીં મોકળ."

થોડીક મીનીટો પછી તે બાઇ તેણી સનમુખ આવી ઉભી.

"મને બીહદ લાગેછ, બાનુ, કે આજની મ્હારી ચાલચલગત માટે મેં ત્હમારી જોઇયે તેવી દરગુજર ચાહી નથી. મને વિશ્વાસ છે કે ત્હમે મને માફ કરશો. જ્યારે મેં એ રમુજ શરૂ કીધી હતી ત્યારે મને એમ નહિ લાગ્યું'તું કે હું એક અબળાનાં કમનશીબ સાથે ચેડા કાઢીશ"

"માફ કરવા જેવું કાંઈ નથી, સાહેબ. ત્હમારી માયા મેહેરબાનીની માટે હું ઉલટી ત્હમારી ઉપકારી છેઉં."

ત્યાર પછી તેણે તેણીને આંખમાં આંસુઓ સાથે તેનાં મોટા સંતાપ અને દુઃખની વાત કહી સમજાવી. "જો ત્હમાગજ જેવી મ્હારા દીકરાની બાયડી હતે તો એ હું બંનેની માફી મેળવવા તેઓ આગળ ગુંથણમડીએ પડયો હતે," સેવટે તેણે ઘણી લાગણીથી ઉમેર્યું.

"ત્હમે લ્યુકાસ કેન ઉપર વિશ્વાસ મૂકી શકોછ?"

'ઘણો નહિ, એ તો મ્હારે કબુલ કરવુંજ જોઇયે." તેણે જવાબ દીધો; પછી લાગણીઓથી ધ્રુજતા અવાજે તેણે લ્યુકાસે તેને પેલી ચોરીને લગતી કહેલી વાત કહી સમજાવી. તે બાપડાનું તન એ બધુ બોલતાં ડચકાંઓથી ધ્રુજી રહયુ.

"જુઠું! હડહડતું જુઠું!" એ સાંભળી પેલી બાનુએ લાગણીપુર્વક પોકાર કીધો. "મોરીસ મારસડન તો એક ઇજતદાર અને ઇમાનદાર આદમી છે. તેનું તેના બાપ ઉપર હેત અત્યંત છે. તેનાં પેહલવાન જેવાં જીગરમાં સચ્ચાઇ અને વફા સીવાય બીજું કશુબી વસ્તુ નથી."

"ઓ, બાઇ, ખુદાને વાસ્તે કહે ત્યારે કે તું કોણ છે?" અજાયબીથી દંગ થઇ તે વૃધ્ધ મરદે ઘણી કરૂણોત્પાદક બરાડ પાડી.

એજ ઘડીએ બંદુકનાં એક જબરદસ્ત ધડાકાથી બધી હવા ધ્રુજી રહી

તે મોટો ધડાકો સમી જતાં એક કાનનાં બેહદ ફાડી મુકે એવી કારમી ચીસ અને તેની લગોલગ એક શરીર જમીન ઉપર ટપકાઇ પડવાનો દુઃખદાયક આવાજ આવ્યો. જોન મારસડન લાયબ્રેરીમાંથી એક ઉછાળો મારી બાહાર આવ્યો, જેની પાછળ પેલી અંજાણી અબળા પણ દોડી. તેઓ ડ્રાઇંગરૂમમાં આવ્યા, જ્યાંની મથળી મોટી બારીઓ ખુલ્લી હતી અને તેઓએ એક કદાવર અંગનાં જવાનને તેનાંજ લોહીમાં તરબોર થયેલો ત્યાંનાં ગાલીચા ઉપર પડેલો નિહાળ્યો.

તે કમનસીબનાં આકાર ઉપર ઈલેકટ્રીક લાઈટનો ઉજાશ ફેંકવામા આવ્યો અને તેને પીછાણતાં ઘરડા જોન અને તેની મધ્યરાત્રીની પહેરેગીરીનાં મુખમાથી એક સામટી એક કરૂણામય બુમ નિકળી પડી અને બંને જણાં ગોયા તેઓનો આત્મા હથેલીમાં પકડી તેની તરફ દોડયાં.

"મોરીસ! મ્હારા દીકરા! મ્હારા દીકરા!" તે બુઢ્ઢો તેની નજદીક ફસડાઇ પડી બરાડ પાડી ઉઠયો.

"મોરીસ–મ્હારા ભરથાર!" પેલી સ્ત્રી તે આકારનું માથું ખોળામાં મેળી પોકારી ઉઠી. "આહ, એ મરી નથી ગયો; એ જીવેછ. મોરીસ, એક બોલ તો બોલ?" તે જખમી થયેલા જવાને તેની ચક્ષુઓ ઉઘાડી ઉપર જોયુ.

"મુરીયલ, આખરે તુ મને મળીછ!"

ચકીટ થયેલો જોન મારસડન ઉશકેરાત, અજાયબી, દુ:ખ અને ખુશાળીથી રગેરગ ધ્રુજતો હતો. "ત્હમે કોણ છેઓ, બાનું?" તેણે પુછયું.

"હું મુરીયલ મારસડન–ત્હમારા દીકરાની ધણીઆણી છેઉ" તેણીએ કહ્યું. "ઓ, પણ બીજો ખુલાસો આપણે પછી કરશું. એવણ પાછા બેસુદ્ધ થઇ ગયાછ. મદદ બોલાવો."

ઇજા પામેલા કમનશીબ મોરીસને તરત બીછાણે લઇ જવામાં આવ્યો અને ડાકટરોને બોલાવાની થોડા વારમાં ઘરફરી ચાલી રહી. ડાકટરો આવ્યા અને તેઓએ મત આપ્યું કે ઘણાં મોટા નશીબે ગોળી તે જવાનને ઘણી ઇજા કરી શકી નહિ હતી અને તે ઘણો જલ્દી સાજો થઇ જશે એમ હતું.

"બંદુક કોણે ફોડી હતી?" જોન મારસડને બધું સમાધન થઈ ગયા પછી ગેમ કીપરને પુછયું.

"સાહેબ, મેં કે કોઇબી નોકરે ફોડી નથી." જવાબ મળ્યો. "પીસ્તોલનો ધડાકો થયો તેની થોડીજ મીનીટો અગાઉ એક બંદુક સાથે મેં મી૦ લ્યુકાસ કેનને બગીચામાં જોયો હતો."

"લ્યુકાસને અંહી મોકળ."

પણ લ્યુકાસ કેન ત્યાં હોય તો આવેની? તે કંગાળ પોતાના સાવકા ભાઈનુ ખુન કરવામાં નિશફળ ગયેલો જાણી અને હવે તેનું સઘળું પોગળ ઉઘાડુ પડશે એવુ માંની ત્યાંથી સદાબરો તેનું મોંહ કાળું કરી ગયો હતો.

બસ હવે કહેવાનું બાકું રહયું નથી. મોરીસ ઘણો જલ્દી સાજો થયો અને તે તેની નેકબ્તદ પરણેતર અને બાળકનાં વાહાલમાં સુખી છે. જોન મારસડનની ખુશાલી અને સુખનો તો કાંઇ સૂમારજ નથી. તે કારગા કાનનાં બુઢ્ઢાએ પોતાની ભુલ અને મૂર્ખાઇ જોઇ ઘણો ગમ ખાધો–ઘણો પસ્તાવો કીધો અને પછી સર્વની ઘણી માફી ચાહી. ત્યારબાદ તે પણ જ્યાં સુધી જીવ્યો જાગ્યો ત્યાં સુધી તેના દીકરા વહુ અને પૌત્રનાં લાડ અને વાહલ વચ્ચે સુખી સુખીજ રહયો.

———:o:———

# વિશ્વે સર્વ વિચારિ, કરિયે ચારી.

---

[ચંદ્રાવળા]

૧

## "દૈવ કદી છોડે નહિ દાદી."

દૈવ કદી છોડે નહિ દાદી, નરનારી નાદાન,
પુરણ ગણિયે કર્મ—પ્રસાદી, સુણ સાદી આસાન;
સુણ સાદી આસાન જરા તું દૈવ લેખ બસ નોખ ખરા તું.
એની અમર ગણી છે ગાદી, દૈવ કદી છોડે નહિ દાદી.

૨

## "કવિતા શી દરબારી કરિયે."

કવિતા શી દરબારી કરિયે, ધરિયે હરિનું ધ્યાન,
મન મુકી નૃપ કાજે મરિયે, ફરિયે નહિ ઇનસાન.
ફરિયે નહિ ઇનસાન ન ડરિયે, અંતરમાં ભૂપતિ આદરિયે;
તન પટકી દાદી ભવ તરિયે, કવિતા શી દરબારી કરિયે.

૩

## "ધન્યવાદ તે નરને નામી."

ધન્યવાદ તે નરને નામી, જે જશ લેતી જાય,
સ્વામી—ભક્તિમા નવ કશી, પામી પ્રીત વખણાય.
પામી પ્રીત વખણાય ખરેખર. ગુણના ગીત ગવાય ઘરે ઘર,
સજ્જનતા દાદી વર્ણ સામી, ધન્યવાદ તે નરને નામી.

૪

## "ગુણી ભુપતિ ભોગવશે ગાદી."

ગુણિ ભુપતિ ભોગવશે ગાદી, નાદીનુ નહિ નામ;
પ્રજા—પાળ નૃપનીજ પ્રસાદી. આબાદી અભિરામ
આબાદી અભિરામ પ્રજામાં, જન તન મન ધન ધાન ધજામાં
દિલખુશ મહુચ્ચત દિલ દાદી, ગુણિ ભુપતિ ભોગવશે ગાદી

૫

## "નીર્લજથી નીંદાયો દાદી."

નિર્લજથી નિદાયો દાદી, વનિતા કેરો વર્ગ,
નેક નારિનું પગલું નહિ કર, સકલ સુખિનું સ્વર્ગ.
સકલ સુખિનુ સ્વર્ગ ખરેરે, દોજખ દારા દુષ્ટ અરેરે!
મસમોટો છે વર્ગ વિવાદી, નિર્લજથી નિદાયો દાદી

૬

"વર પામે નહી સુખ વનીતા વણ."

ભલી ભામિની ભુખ સહે પણ, તજે ન ભવ ભરથાર.
સુખી કરે નિજ સત્યપણાથી, પથ અને પરિવાર.
પથ અને પરિવાર બચાવે. રકપણે પણ રાજ રચાવે;
વર પામે નહિ સુખ વનિતાવણ ભલી ભામિની સુખ સહે પણ.

૭.

"દાદી દુષ્ટ ગણી છે દારા."

દાદી દુષ્ટ ગણી છે દારા, પોકળ એનો પ્યાર,
હજારમાંથી એક જડે છે આ કેરો સણગાર.
આ કેરો સણગાર સુસંગી, ત્રિયા-વર્ગ છે ખરો ત્રિભંગી;
પ્રાણ ગયા કૈંકોના પ્યારા, દાદી દુષ્ટ ગણી છે દારા

૮

"ઓ કુદરત! તારી બલિહારી."

ઓ કુદરત! તારી બલિહારી, ગાતાં નહીં ગવાય;
સર્વેશ્વર તુજ શકિત કેરો, પાર ન લેશ પમાય,
પાર ન લેશ પમાય તમારો, તુ રક્ષણ કરનાર અમારો;
રગ રગની રચના ન્યારી, ઓ કુદરત! તારી બલિહારી.

૯.

"સુણ સખી આજ શીખામણ સારી"

સુણ સખી આજ શિખામણ સારી, ધારી મન તુજ ધીર,
વિવેકથી શુભ વાત વિચારી. નારી બન ગભીર;
નારી બન ગભીરપણાથી, ગુણ કીર્તી વખણાય ઘણાંથી;
જાળવજે તુજ ઈજ્જત જારી, સુણ સખી આજ શિખામણ સારી

૧૦.

"સારાંની સોબતમાં ફરીયે."

સારાંની સોબતમાં ફરિયે, ભરિયે નહિ મદ અંગ;
કુલક્ષણીનાં ઢંગ ન ધરિયે સધરિયે શુભ સંગ,
સધરિયે શુભ સંગ સલૂણી, પાપ તણી સખી બાધ ન પુણી;
તન સંભાળી આ ભવ તરિયે, સારાંની સોબતમા ફરિયે

મરહુમ કવિ દાદી એ. તારાપોરવાલા.

# "મોહતનો કેહેર."

## શું મોહત ખરેખર ભયંકર છે?

લખનારઃ—Mr. J. M. Hormusji.

—·o·—

### (૬) "મોહતનો ઘંટ."

Death is the liberator of him whom freedom cannot release, the physician of him whom medicine cannot cure, and the comforter of him whom time cannot console."

*Colton.*

અત્યારસુધી આપણે "મોહત"ના અતિ ગંભીર વિષયપર જ્ઞાનની દૃષ્ટિએ વિવાદ કર્યો છે, હવે આપણે "મોહતનો ઘંટ" જ્યારે વાગે છે—યાને જ્યારે કોઇની અજલ આવે છે—ત્યારે શું શું બનાવો જુદી જુદી કોમોમાં બને છે તે વિગતવાર તપાસ્યે. પ્રથમ આપણીજ કોમનો દાખલો લઇએ.

જ્યારે આપણી કોમમાં કોઇ ઘેર મરણનો પ્રસંગ થાય છે ત્યારે તે ઘરનાં અજ્ઞાન નર નારીઓ ઘણીએકવાર બહુજ નઠારો અને ધિક્કારયુક્ત દેખાવ રજુ કરે છે, અને તેમાં મુખ્ય રડવા કુટવાનો અતિશય નિર્લજ્જ અને કઢંગો રિવાજ છે. આ રિવાજ કેવી રીતે પડ્યો તે એકદમ કહી શકાતું નથી, પણ એટલું તો આપણ ખાત્રીથી કહી શકયે કે એવો બેશરમ રવૈયો હિંદમાં આવ્યા પછીજ આપણી અતિ શુદ્ધ કોમમાં પગપેસારો પામ્યો છે. "શાહનામા"માં પણ ઇરાનીઓને આવી વખ્તે નાહિંમત થઇ સ્ત્રીઓની મુવાફેક રડતા ચિતારવામાં આવ્યા છે ખરા, પરંતુ બનવા જોગ છે કે પોતાના કાવ્યને કરૂણારસનો શૃંગાર આપી તેની ખુબીમાં વધારો કરવાને વિષે શાયરે અતિશયોક્તિને પોતાની મદદમાં લીધી હોય કોઇપણ સાદી અક્કલનો માણસ એટલું તો જોઇ શકે કે આપણાં વ્હાલાંઓના વિયોગથી આપણને દુખ અને શોક તો લાગેજ લાગે, અને તેથી આપણી આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેજ વહે, પરંતુ તે મર્યાદામાં રહીનેજ થવું જોઇએ. બેશક રડવાથી આપણી છાતી ઉપરનો ગમગીનીનો બોજો કંઇક ઓછો થાય છે ખરો, છતાં પણ ઘણીએકવાર આપણ જોઇએ છીએ કે ઘણાંક નરનારીઓ માત્ર બહારનો દેખાવ કરવા માટે નહિ ચલાવી લેવાય એવાં ઘતેડાં કરે છે. રડવું આવવાનું મુખ્યમાં મુખ્ય કારણ એજ છે કે ઘણાં મનુષ્યો દેહભિન્નાત્મવાદનું તત્વજ્ઞાન સમજતાં નથી

અને તેથીજ દેહ અને આત્માના વિયોગને અઘટિત ભયકર રુપ આપી દે છે, અને પોતે નકામા દુખી થાય છે અને બીજાઓને કરે છે. તેઓ જો જાણે કે—

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक'।
नचैनक्ले दयंत्यापो नशीषयति मारूत ॥
अच्छे चोडयम दाह्योडयमक्ले चोडछोष्यएवच ।
नित्यः सवगतः स्थाणुमचलोडंयसन तनः ॥

એ આત્માને શસ્ત્ર છેદતુ નથી, અગ્નિ બાળતો નથી, તેમજ પાણી કોહવડાવતુ નથી, અને વાયુ સુકવતો નથી,—કેમજે એ આત્મા છેદાય નહી, બળે નહી, અને સુકાય નહી એવો છે. તેમજ નિત્ય, સર્વ વ્યાપી, અચળ અને સ્થિર છે—તો તેઓનો વ્યર્થ શોક ઘણે દરજ્જે કમતી થઈ જાય. બે વ્હાલાંઓ વચ્ચેની પ્યારની ઝંઝીર એકાએક તૂટી જવાથી તે વિયોગ નિશંક અસહ્ય થઇ પડે છે, અને તેથી જે શોક લાગે તે હિમતથી આપણે ખમવો જોઇએ અને એકાદ એકાન્ત જગામાં તેને રસ્તા આપવામા કઇ પણ ખોટું નથી, પરંતુ લોકના દેખના ક્રત્રિમ ઢોંગ કરી એમલગામણા સાદ કાઢવાથી કઇ ખરેખરોં શોક જણાવાતો નથી. આપણે દુન્યવિ દર્પ કે શોકનુ માનિકશાસ્ત્ર બારીકીથી જોઇશું તો આપણે એટલાજ અનુમાનપર આવી શકયે છીએ કે આપણી માનુષિક ઝીંદગી માત્ર આપસ્વાર્થની ધરી ઉપર ભ્રમણ કરે છે. એકાદ દીકરો મરી જશે તો માબાપ મનમા એટલાજ વિચારથી શોકગ્રસ્ત થશે કે, એ અમારૂ વૃધ્ધવયમા પોષણ કરનાર હતો; ભાઇના મરણ ઉપર ભાઇ એજ સકલ્પવિકલ્પથી વિલાપ કરશે કે એ મારો જમણો હાથ જેવા સહાયક હતો, એક મિત્રના અવસાન ટાકણે બીજો મિત્ર એનીજ જારી કરશે કે એ મારી તરફ સંપત્તિવિપતિમાં મદદનો દસ્ત લંબાવતો હતો, હવે એના વગર મને કોણ સાહાતા આપશે? એક સ્ત્રી જો ન્હાના બાળકોને મુકી સ્વર્ગવાસ શોધશે તો તેનો ભર્તાર એમજ કલ્પાન કરશે કે તેણીના વગર આ ભુકાની કોણ સંભાળ લેશે! ખરેખરી રીતે જોતાં એ સઘળા હાયસોસાશ અને એ તમામ આહોઝારી નિરર્થક છે, સબબ કે બળવાન વખત પોતાનું નિમિત્ત કાર્ય કર્યો જશે, વયોવૃદ્ધ માબાપનું પોષણ, એકલા પડી ગયલા ભ્રાતને મદદ, ઝુરી જતા મિત્ર તરફ મદદનો દસ્ત દરાઝ કરવો, તેમજ સ્ત્રી વગરના ભર્થાર તેમજ ઠેલા છોકરાપર નજર રાખવી, ઇત્યાદિ કરનાર શું દુનિયામા કોઇ છેજ નહી? એવા વખતમા ખુદા અને તેની મહેરબાનીને સાફ સાફ ભૂલી જવામા આવે છે, પરંતુ તે હેમાકત સિવાય બીજું શું હોઇ શકે? શોક કરવાની મનાઇ વિષે વંદીદાદની ૫ મી પરગર્દના ૧૧ મા ફકરામા સાક્ષાત કહેવામાં આવે છે કે.

"દાતરે ગએથનામ અસ્તવઇતિનામ અશાઉમ! કવ પુઆેમ્ અઘદાઓ ઝેમો આશાઝઉમ્?" આઅત્ મ્રઓત અંહુરો મઝદાઓ "યત બા પઇતિ નરે અષઓનો સ્પિતમ ઝરથુસ્ત્ર નાઇરિકય અપેરેનાયુકય્ય વરઇથીમ પંતાંમ્ અઝોઇત પાસ્નાઓંઘહેમ હિકવાઓંઘહેમ જરેઝીમ બરઇતિ વાચેમ."

યાને—"હોરમંદ સુખકોના આપ અશો પેદા કરનાર! આ ઝમીનની પાયમી કઇ જગા ઘણીજ નાખુશ છે?" ત્યારે અહુરમઝદે કહ્યું "અય સૌથી પવિત્ર ઝરથોસ્ત! જે જમીનની

ઉપર ખચ્ચીન અશો માશુમની બાયડી તથા છોકરા બચ્ચા આડે માગે જાય, તે માર્ગ ધુળવાળો તથા કાદવવાળો તથા જે ઝમીપર અશો મશુમનુ કુકુમ નહિતો પોકાર કાઢે!" મતલબ એટલીજ છે કે જે જમીનપર રડાપીટ થાય છે તેની નીચે ખુદ ઝમીન પોતે પણ નાખુશ થાય છે, અને ત્યાંના આમશાસ્પંદોનુ આવુ કમી થાય છે વલી પાકઝાદ અર્દાવિરાફ કે જે સાસાની ઝમાનામા થઈ ગયો હતો અને જેણે જીવતા જીવત બહેશત અને દોઝખની મુલાકાત લીધી હતી તે પોતાનો અનુભવ કહે છે કે "હુ એક જગે આવ્યો અને એક મોટી નદી દીઠી, જે ભયંકર દોઝખના જેવા ઉગ્ર આકારની હતી ને નદી ઉપર ઘણાં રવાનો તથા ફરોહરો હતા, અને તેમનામાના કેટલાક તે પાર કરવાને શકિતવાન ન હતા, બીજા કેટલાકે તે મોટી મુશકેલીથી પાર કરી હતી અને કેટલાક સહેલ પાર કરી ગયા હતા. "આ કઈ નદી છે?" મે પુછ્યુ, "અને આ લોકો જે આટલા દુખી થઈને ઉભાં છે તેઓ કોણ છે" અશો સરોશે તથા આતર યઝદે કહ્યુ આ નદી ઘણાક આસુઓથી બનેલી છે કે જે મણુષો ગુજરેલાઓને માટે રડતી વખ્તે તથા કલાપિત કરતી વખતે પાડે છે! લોકો ધર્મ વિરૂદ્ધ જે આસુ પાડે છે અને તે આસુઓ આ નદીમા એકઠા થઈને વધી જાય છે! જેઓ આ નદી ઓળંગવાને શકિતવાન નથી તેઓ તે રવાનો છે કે જેમને માટે તેમના ગુઝરયા બાદ ઘણુંજ કલાપિત અને રૂદનો થતા હતા! અય અશો અર્દાવિરાફ! દુનિયાના લોકોને જાહેર કરજે કે 'તમો લોકો દુનિયામા હોવ ત્યારે ધર્મ વિરૂદ્ધ રડવુ તથા કલાપિત કરવી નહી મરઘુ - જેટલી કલાપિત તથા રૂદન થાય છે એટલી મુશ્કેલી અને ઈજા તમારા ગુઝરેલાઓના રવાનોને થાય છે!" મે વળી એવરતોના રવાનો દીઠા જેમના માથા ફાડી નાખેલા અને શરીરથી જુદા પાડેલા હતા અને જીભને હમેશ બુમ મારતી રાખી હતી મે પુછ્યુ "આ કોણના રવાનો છે?" અશો સરોશ અને આદર યઝદે કહ્યુ આ રવાનો તે એવરતોના છે કે જેઓએ દુનિયામા ગુઝરેલાઓ માટે ઘણો વિલાપ તથા રૂદનો કર્યા હતા અને માથા તથા મોહડા કુટ્યા હતા!' એ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે રડવા કુટવાનો આપણા પવિત્ર મઝહબમા સખ્ત નિષેધ છે, અને આ અઝીમ ગુનાહને "શીનમોઈ" તે નામે જણાવેલો છે ધર્મનુ આ બાબે એવુ સખ્ત ફરમાન છે છતા આપણામાંથી થોડા ઘણા પણ આંસુ પાડયા વગર તો રહેતાજ નથી, અને થોડા આસુના પ્રાયશ્ચિત માટે યઝદેજર્દી ૧૧૦૬માં લખેલી એક ફારસી રેવાયતમા કહે છે કે "જો કોઈએ ગુજરનારની પુઠે રડવુ કીધુ હોય તેના ગુનાહની તોબેરને માટે કાઈમી એક ફરેસ્તના નામથી એક વંદીદાદ ઈજશ્ને અથવા કરાવવો!"

બદીન રફતન અફતુન ન બાયદ ગેરીસ્ત,
ન દાનીમ ફરજામે ઈન કાર ચીસ્ત?

શાયર ફેરદુસી કહે છે એવી રીતે કોઈનુ મરણ થાય તે માટે અશ્રુપાત કરવો નહી, કારણ આપણે જાણતા નથી કે એ બનાવના પેટામા શુ સમાયલુ છે આપણો ગમ ફક્ત મઝહબ ખાતર કરવો બારીક છે, અને તેથી વંદીદાદમા કોઈનુ મરણ થાય ત્યારે કેટલો શોક રાખવો તે ખુલ્લુ જણાવેલુ છે "જો બાપ કે મા ગુઝરે તો બેટા અથવા બેટીએ આ પ્રમાણે તેનો શોક પાળવો જો મરનાર પંદર વરસને પાને ગયા અગાઉ બાળ પરની દીન પ્રમાણે તાલીમ લીધા વીના ચોઝખુ થયા વગર મરણ પામ્યુ હોય તો બેટા બેટીએ ૩૦ દિવસ સુધી તેનો ગમ રાખવો

એ મુદત ગુજરવા પછી શોક મૂકવાની ક્રિયા કરીને મંગળકાર્યમાં સામેલ થવું.* જો બેટો અથવા બેટી ગુઝરી જાય તો માય અથવા બાપે "દહ" હાલતમાં મરણ થાય તો ૩૦ દહાડા અને "તનું પેરેથ" હાલતે ગુઝરે તો ૬૦ દિવસ શોક રાખવા પછી શાદી રામશનીમાં ભાગ લેવો. જો ભાઇ અથવા બહેન ગુઝરે તો, "દહમ" હાલતમાં ૩૦ દહાડા અને "તનું પેરેથ"માં ૬૦ દહાડા જીવતા ભાઈ અથવા બ્હેને ગમ કરવો. જો ધણી અથવા સ્ત્રી ગુઝરે, અને મરનાર જો "દહ" હાલતે ગુઝર્યું હોય તો ૬ મહીના અને "તનું પેરેથ" હાલતે ગુઝર્યું હોય તો ૧૨ મહીના જીવતા માટી અથવા બૈરીએ શોક રાખવો. જો બપાવો કે મમાવો, અથવા બપાઇ કે મમાઇ ગુઝરે, અને જો "દહ" હાલતે ગુઝરે તો ૨૫ દિવસ, અને "તનું પેરેથ" સ્થિતીએ ગુઝરે તો ૫૦ દહાડા, નબીરા અથવા નબીરીએ શોક રાખવો. જો નબીરો અથવા નબીરી ગુઝરે, એને જો "દહ" હાલતે ગુઝરે તો ૨૫ દહાડા અને "તનું પેરેથ" હાલતે મરણ પામે તો ૫૦ દહાડા મમાવા કે બપાવા અથવા મમાઇ કે બપાઇએ શોક રાખવો. ભત્રીજો અથવા ભત્રીજી "દહ" હાલે ગુઝરે તો ૨૦ દિન અને "તનુ પેરેથ"માં ગુઝરે તો ૪૦ દિન સુધી શોક રાખવો. જો કાકો, મામો, માસો કે ફુવો, અથવા કાકી, માબી, મામી કે ફુઇ, અગર "દહ" હાલતે મરણ પામે તો ૧૫ દિવસ, અને "તનુ પેરેથ" માં ગુઝરે તો ૩૦ દિવસ ભત્રીજા અથવા ભાણેજે યા તો ભત્રીજી અથવા ભાણુજીએ શોક કરવો. જો પિત્રાઇ અથવા મમસાઇ, ગર "દહ" સ્થિતિમા મૃત્યુ વશ થાય તો ૧૦ અને "તતુપેરેથ" માં હોય તો ૨૦ દહાડા પછી શોક મુકવો. જો કાકા, મામા કે માસાના દીકરા કે દીકરીનો દીકરો, અથવા કાકા, મામા કે માસાના દીકરા કે દીકરીની દીકરી, અગર "દહ" હાલતે મરણ પામે તો પાંચ દિન, અને "તનુપેરેથ" હાલતે મરણ પામે તો ૧૦ દિવસ સુધી શોક કરવો." એની રીતે આપણા ધર્મમાં શોક કરવાની બારીકે બારીક વિગત આપવામાં આવી છે. વળી ફિરદોસી કહે છે તેમ,

નેગેહ કુન બરીન ગુમ્બદે તીઝગર્દ,
કે દરમાન ઝુયસ્તો ઝુયસ્ત દર્દ;
યઝુ ઝાર ગર્દી ઉઝુ સરફરાઝ,
યઝુ દાન ફુઝુની ઓ હમઝુ નેયાઝ!

---

* આ મોઅતેબર કાયદાથી હિંદમાં આવ્યા પછી આપણામાં પેવશ થયલા કેટલાક કઢંગા અને વિચિત્ર વહેમોને કેવો ઝબુન ફટકો પડે છે! આપણાં બૈરાંઓમાં એવો એક વહેમ છે કે વર જો ગુજરી જાય તો બૈરીએ એક વર્ષ સુધી ઘેરની બહાર નહી નીકળવું તેમજ શાદી રામશનીમાં ભાગ નહી લેતા એક ખુણે પડી રહેવું! શું કામકાજને ખાતર પણ ઘરની બહાર નીકળે તો શોક મકી દીધેલો કહેવાશે? અને એક ખુણે નાખી મૂકવાથી બાપડી સ્ત્રીની કેવી દુર્દશા થાય છે તે સૌ કોઇ જોય છે, છતાં પણ આ જડ ઘાલી બેઠેલા વહેમનું કોઇ નિકંદન કરતું નથી. આ રેવાજ આપણામાં હિંદુઓ તરફથી આવેલો લાગે છે, સબબ હિંદુઓમાં વિધવાઓને એક ખુણે નાખી મેળવાનો કઠગો રવૈયો અદ્યાપિ પર્યંત જારીઝ છે, પરંતુ તેથી વિધવાઓનું જીવતર કચડાઇ જાય છે તે હવે સૌ કોઇ જાણવા લાગ્યું છે. આપણ આશા રાખીશું કે આપણામાંથી આ "શોકને માટે બહાર ન નીકળવાનો" કફોડો રેવાજ જલદીજ નાબુદ કરવામાં આવશે.

યાને "તેઝ ચાવના ગુબઝ ઉપર તું નઝર કર, કારણ કે સલામતી તેમજ દુ ખદર્દો એનાથીજ છે; એનાથીજ તુ ખ્વાર થાય છે, અને એજ પાછો તને કીર્તિની ટોચે ચઢાવે છે, માટે જાણ કે તવનગરી અને દરવીશી બક્ષનાર એજ છે!" બધી વિગતોને બાજુએ રહેવા દઇ આપણે જોઇએ કે આપણા ધર્મમા "મોહતને ખરેખર ભયકરજ ચિતારવામા આવ્યુ છે કે કેમ, પ્રથમ તો મરણ ટાકણે જે ભણતર ભણવામા આવે છે તે "ગેહ સારણુ" કહેવાય છે. જે ખરેખરી રીતે અવસ્તાના "ગાથાઓ સ્રાવૈય"નું અપભ્રંશ છે. હવે "ગાથા"નો શબ્દસ અર્થ "પવિત્ર ગાયન" છે જે બરોબર સસ્કૃતના "ગાથા" શબ્દને મળતો આવે છે, અને અહીં પણ શબ્દાર્થ ઉપયોગ થાય છે. આ ઉપરથી એટલું તો નક્કી થાય છે. કે "ગેહસારણુ" એક જાતનું ગાયન છે, અને ગાયન હર હમેશા કોઇને કોઇ આનદ કે ગમતની સાથેજ જોડાયલુ હોય છે, ત્યારે એમ કહી શકે કે મરણ પ્રસગ આપણા મહઝબ પ્રમાણે આંતદનો વખ્ત છે!! હવે "સ્રાવૈય" શબ્દનો ધાતૂ "સ્રૂ" યાને ગાવુ થાય છે જે ફારસી "સરૂદન" અને સસ્કૃત *શ્રાવય* ને મળતો છે, અને "સ્રૂ" ઊપરથી કારણ ભૂત 'સ્રાવૈય' થયો, તે ઉપરથી "ગાથાઓ સ્રાવૈય"નો બેલેબોય અર્થ "ગાથા ગાવા*" યાને પવિત્ર ગાયનો ગાવા એવોજ થાય છે, અને મરણ પ્રસગે કઇક ગાવાનીજ બીના હોય તો આપણુ સહજ જોઇ શકશે કે મોહત ભયકર કેવી રીતે હોઇ શકે? વળી ગાથાની રચના, શૈલી કિવા એબારત એવીજ છે કે જાણ્યાજાણ્યે પણ ભણનારથી ગાયનની મુવાફેક લવકારયા વગર રહેવાયજ નહીં! † હવે "ગેહસારણાના ભણતર માંથી આપણુ એક ફકરો લઇએ અને જોઇએ કે તે શુ સમજ આપે છે

અહા યાસા નેમધ્રહ્વા,
ઉસ્તાનઝસ્તો રફેધ્રહ્વા
મન્યેઉશ મઝદાઓ પોઉર્વીમ
સ્પેન્તહ્યા અષા વીસ્પેગ શ્યઓથના
વંઘહેઉશ ખતુમ મનઘહો યા
ક્ષ્નેવીષા ગેઉશચા ઉર્વાનેમ.

મતલબ કે: "નમનતાઇથી હાથ,ઉંચા કરીને સૌથી પહેલા અશુદ્ધિ તથા આબાદી કરનાર અહુર-મઝદના તમામ રાસ્તી ભરેલા કામોને તથા ભલા મનની અક્કલને આએ ખુશાલીમાં હું માગુ છું,

---

* અવસ્તા 'સ્રૂ' નો અર્થ "ગાવુ" તેમજ "સાભળવુ" બને થાય છે આપણે અહીં "સ્રૂ"=સંસ્કૃત श्रु=ફારસી "શનુ"="સાભળવુ" લઇએ તો "સ્રૂ' ઉપરથી કારણ ભુત "સ્રાવૈય" થાય જેનો અર્થ "સંભળાવવુ" એવો થાય એ ઉપરથી "ગાથાઓ સ્રાવૈય"નો એમ પણ અર્થ થઇ શકે કે "પવિત્ર ગાયનો સભળાવવા કિંવા મોટેથી બોલવા," અને મોટેથી બોલવાની મતલબ એટલીજ કે માંક્ષની ધ્વનીથી તે જગામાથી સઘળી પલીદી દૂર થઇ જાય.

† આ ઉપરથી એક કિસ્સો યાદ આવે છે. એકવાર કેઠે મરણ થયું હતું ત્યાં એરંદ કાવસજી કામા પણ પાયદસ્તે ગયા હતા, ગેહ સારતા મોબેદોમાથી એકને તેઓએ આવા ગભીર પ્રસગે લલકારીને ભણતા જોયો જેથી તેઓ ઘણા ગુસ્સે થઇ ગયા હતા, પરતુ એમા પેલા ભણનારનો કઇપણ વાક ન હતો, કારણ કામા પોતે પણ જાણતા હતા કે ગાથાની ઇબારતજ એવી ઉતમ છે!

જેથી કરીને દુનિયાના આત્માને હું ખુશાલ કરૂં!" અહીં ખુલ્લે ખુલ્લો "ખુશાલીમાં" એવો શબ્દ માલુમ પડે છે, અને તેનો અવસ્તા "રફ્રે ફ્રેત્થા" છે. "રફ્રે ફ્રેત્થા" નો ધાતુ "રપ" છે જે લૅટીન "rep-ere" તેમજ ઈંગ્રેજી "reptue" ને મળતો આવે છે, અને તેનો અર્થ "ખુશી કરવી" એવોજ થાય છે. ત્યારે અહુનવદ ગાથાના ફકરા ઉપરથી તો એમજ સ્પષ્ટ થાય છે કેની કે ઝરથોસ્તી દિનમાં મરણને એક ખુશાલીનો દિંગામ ગણેલો છે, જેથી "દુનિયાનો આત્મા" પણ "ખુશાલ" થાય છે? અહીં પાછો 'આત્માનાં પ્રગટિકરણનો સવાલ આવીને ઉભો રહે છે. આપણું અવસ્તાનું ભણતર ખરેખર ઘણુંજ ગૂઢ અને અગમ્ય ફિલસોફી ધરાવે છે, અને આ ફકરો પણ તેના એક દ્રષ્ટાંતરૂપ છે. હવે આપણે જાણીએ છીએ કે આપણો આત્મા વૃદ્ધિના તબકકાઓ પસાર કરતો પોતાની હાલની યાને માણુસાઇ સ્થિતિએ પુગેલો છે, અને તેણે કલેશ કે શોક રહિત સંપૂર્ણ સ્થિતિ—બીજા બોલોમાં કહીએ તો ઇશ્વર સાથે એકતા—પ્રાપ્ત કરવા માટે હજી અનેક તબકકાઓ ઉપરથી ગુજર કરવાનું છે, તો હાલનો માનુષિક તબકકો તે પસાર કરી વધું અને વધુ દિવ્ય ભુવનોમાં આગમન કરે તો તે શું તે આત્માને પોતાને માટે એક "ખુશાલી" ભરી બીના નહીં કહેવાશે? હવે જ્યારે આપણો આત્મા પોતાનું આ લોકને વિષેનું ખરૂં ખોળ્યુ છોડી વિસ્તિર્ણ અનંતના તરફ પહોંચવાને માટે વચ્ચે આવતી નડતલો આંતરે આંતરે દુર કરતો આ ફાની જગતની પોતાની સફર પૂરી કરી દૈવી દુનિયાઓ તરફની પોતાની મુસાફરીને માટે કદમ લંબાવે છે તો તેમાં દિલગીર થવા જેવું છે બી શું? આત્માની ગહન પ્રકૃતિ સમજ્યા વિના—તેની અમર જીંદગી ઉપર લેશ માત્ર પણ લક્ષ દીધા વિના—આપણે તે આ ક્ષણિક જગતમાં જે ખાકી શરીર ફેંકી જાય છે તેનેજ નિરખ્યા કરીએ છીએ. તે ચૈતન્ય રહિત મૃત્તિકા છિન્નભિન્નતા, વિલય, આદિ કુદરતનાં કાર્યોને શરણ થવે આપણાં દેહાદિક ચક્ષુઓ સમિપથી અદૃશ્ય થઇ જાય છે તેનેજ આપણે મોહતને નામે ઓળખીએ છીએ! ખરી રીતે જોતાં "મોહત" એક નવો જન્મ છે, તે આત્માને બીજો અને તાજો તબકકો છે, તો તેથી આપણે હર્ષ પ્રદર્શિત કરવો જોઇએ કે શોક? વળી ફકત ફકરાના આ શબ્દો પર ધ્યાન આપવાની જરૂર છે "દુનિયાના આત્માને હું ખુશાલ કરૂં!" જો એક મનુષ્ય "મરણ" પામે તો કુદરતના આત્માને ખુશી થવાનું શું કારણ? અહીં ઇશ્વરનો એક સર્વોત્તમ કાયદો—"The old order changeth yielding place to new,"—આપણા ચર્મચક્ષુ સામે આવી ખડો થાય છે; જેવી રીતે આપણે એક જુનું લુગડું ઉતારી નવું પહેરીએ અને આપણું મન મગન થાય તેવીજ રીતે એક જુનાં માણસની જગાએ એક નવું માણસ દુનિયામાં જન્મે તો કુદરતી રીતેજ દુનિયાનો આત્મા "ખુશાલ" બને। આત્માની જીંદગી માટે "દીનકર્દ"માં કહયું છે કેઃ—

> "અદ્દશાન દેનાકૃચ આંગુત દારત અઓધ રૂબાન હ અન—
> શુંતાઆન અકર્જ મદમ ઝીવાઈહ હા ગેતિવિમુનેઃ, મા અગ્રશ આર્ઝન—
> ગીય હમાઈ અવઝાયેદ અયુઝ હમાઇ કાહેદ અદ્દશાન અવઝુદન વ
> કાસ્તન હના ચૂદન અઓધઃ વદ ગમ્યા રૂબાન કામક હમાઇ અવ—
> ઝાયેદ વ ચીગુન તન કામક આદિનીય રૂબાન કાહેદ."

યાને—"તેઓ વળી એમ માનતા હતા કે, માણસનું રવાન કદિ પણ એક સ્થિતિમા (હમેશાં) રહેતું નથી, કારણુ કે તેને લગતા નિયમ મુજબ તે આગલ વધે છે યા પાછળ હટે

છે. તેના આગળ વધવા અને પાછળ હઠવાના સંબંધમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે કેઃ 'જ્યાંસુધી માણસ મિનોહ આત્મિક ઇચ્છાઓની પુઠે જાય છે ત્યાં સુધી તે આગળ વધતો જાય છે; જ્યારે તે તનોમદ ઇચ્છાઓની પુઠે જાય છે ત્યારે રવાન હલકું પડતું જાય છે!" આ પ્રમાણે જોતાં જણાશે કે આપણા ધર્મમાં પણ આત્માના તબકકાઓ અને દરજ્જાઓ વિષે અનેક એશારતો મલે છે.

* * *

હવે હિંદુઓમાં મરણ સમયે શું શું થાય છે તે આપણે "નર્મગદ્ય"માંથી જોઇએઃ

## મરણ સમયની પુરૂષની ધાંધલ.

પુરૂષોમાં સેવાનીજ ચાલ છે, છાતી કુટવાની નથી. પુરૂષોની શોક કરવાની પતંણુક જોયાથી ઘણું દિલગીર થવાનું કારણ નથી, પરંતુ તેઓની માણસનાં મરણ સમયની ધાંધલ જોતાં સમજતા પુરૂષોને ધિક્કાર ઉપજે છે. માણસ મરી ગયું કે તેને કયારે ઘરમાંથી બાહાર કાઢી બાળી આવે એ કાળજીમાં સઘળા હોય છે. મરતાં પહેલાં પણ શાસ્ત્રયુક્ત નહીં એવી કેટલીએક કલ્પિત જંગલી રીતિઓથી નિર્દય સગાં મરનારને ઘણું દુઃખ દે છે. મુએલું માણસ કોઇ ઉપાયે જીવતું થનાર નથી તેને કહેલા સંસ્કાર લાયકી પકડીને કરવા જરૂરના છે તે ઘટતી રીતે ન કરી, ચાલો ચાલો. મડદું ભારે થઇ જશે અને ઉંચકાશે નહીં અને ડાઘુઓને ઘણીવાર ખોટી રહેવું પડશે માટે વહેલા થાવ, એવા શબ્દો કાઢે છે. ચૈતન્ય હોય છે. ત્યારે શ્વાસના જોરે હવા શરીરમાં લેવાય છે તથા પાછી કઢાય છે, પણ બંધ પડયા પછી હવા પાછી બહાર નીકળી શકતી નથી, અને તેથી હવા ભરાયા કરવાથી શબ ભારે થાયજ, અને નહી કે ભુતપિશાચાદિ પ્રેતમાં નિવાસ કરે તેથી તે ભારે થાય। સઘળી હોહો મરણું ભોંય આગળ થાય છે તેજ ઠેકાણે નજદીકનાં સંબંધીઓ પોક મૂકે છે અને તેજ ઠેકાણે બૈરાં મુંધે શરીરમોંહાની તરફ જઇ છાતી સાથે હાથ અફાળે છે. કહ્યું છે કેઃ

नष्टं मृतमतिक्रान्तं मानुशोचन्ति पण्डिताः ।
पण्डितानां च मूर्खानां विशेषोऽयं यतः स्मृत ॥

અર્થાત જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઇ ગઇ, તેનો શોક પંડિતજન કરતા નથી. પંડિતમાં અને મૂર્ખમાં એટલોજ ભેદ। શરીર હાલતું બંધ થાય છે એટલે જીવ ગયો એમ મનાય છે. થોડેક ઉંચે ઠેકાણેથી પડયા પછી કેટલાએકને મુર્ચ્છા આવે છે તો રીબાયલાં માંદાને હજામત કરાવી, ટાંગાટોળી કરી, ખાળમાં પછાડી, ટાઢે પાણીએ નહવાડી તરત લીંપેલી ભોંય ઉપર વગર લૂગડે સુવાડયાથી તેનાં ગાત્ર શિથિળ અને નાડી બંધ થાય એમાં કંઇ નવાઇ નથી, અને તેમ થાય છે એટલે તેણે દેહ છોડી ગણાય છે. ઉક્ત અવસ્થામાં રોવા કૂટવાના કોલાહળથી તે જીવની મુંઝવણમાં ઘણોજ ઉભેરો થાય છે, અને પોતાથી બોલાતું નથી ત્યારે તે અંદરથી મોટો નિશ્વાસ નાખે છે। એટલામાં કેટલાએક જન વાંસ દોરડી લઇ આવી ચકલા આગળથી ઓ ઓ કરતા આવે છે, તેઓ તુરત પેલાં શબને તાણીને ઠાઠડી બાંધે છે ને રામ બોલો! રામ બોલો। રામ બોલો! ભાઇ રામ! એમ બુમ પોકતા રાગો કાઢતા દોડતા દોડતા શબને ઉછાળતા અને તેનું માથું

આમતેમ લબડાવતા વિચિત્ર રૂપે મસાણમાં જઇ* ઠાઠડીને અકળામણથી ભોંય સાથે પછાડે છે!—મરનાર ઉપર કેવી અભ્રકના છે આ! ચિતા ઉપર શબને ઝોકી ઓ! ઓ! કરી આગ મુકી તે બળી રહે ત્યાં સુધી નિરાતે ગપ્પાં મારે છે!—ત્યાંજ કેટલીએક કાયચ વગેરેની નાતોમાં વખ્તે વિવાહ લગ્નની વાતો થાય છે, જે વેળાએ ખરેખર સાટાંમરાય છે ને બીડી હુકકા પણ પીવાય છે! કેટલેક ઠેકાણે ભાડેલાઓમાં શબ બળી રહયું ને સૌ નાહવા કે તરત તેઓ લાડુ ખાવા મંડી પડે છે! બાળી આવીને ઘેર આવે તે વખ્તે ચકલા આગળથી પાછું ઓ ઓ ઓ ઓ ઓ ઓ શરૂ થાય છે. શબને બાળી આવ્યા પછીની પુરૂષની વર્ત્તણૂક ડાહી છે. તેઓ એક બીજાને મળવા આવે છે ત્યારે વિવેકની રીતીએ એકબીજાંના દુઃખનું સમાધાન કરે છે. નવ દહાડા સાકદી નાખી બેસવાનું રાખે છે તે પણ ઘણું ઠાવકું છે મરણ દિવસ ગયા પછી પુરૂષો રોવાનુ રાખતા નથી. પણ મરનારની ક્રિયા કરવાની તેથા નાતના કરો આપવાંની ફિકરમાં રહે છે. એ ઉપર ભગવદ ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને બોધ દે છે કેઃ

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥
वांसांसिजीर्जोनियणा विहायनवानिगृहकातिनरोपराणि ।
तथाशरीराणिविहायजीर्णान्यन्यानिसंयातिनवानिदेही ॥

ભાવાથ કે અરે અર્જુન! તું જેનો શોક કરવો યોગ્ય નથી તેનો શોક કરે છે અને વળી હુ પંડિત છું એમ વાદ કરે છે, પણ પંડિત કંઇ મુવાંનો કિંવા જીવતાંનો શોક કરતા નથી. જેમ મનુષ્ય જુનાં લુગડાં ઉતારી નવા લુગડાં પહેરે છે, તેમ એ આત્મા જુના દેહનો ત્યાગ કરી નવા દેહનું ધારણ કરે છે.

## સ્ત્રીઓની રોવા કુટવાની રીતી.

મરણ પ્રસંગની ગુજરાતી બૈરાઓની વર્ત્તણૂકથી તો તોબાહ! શબ ઘરમાંથી નીકળ્યું કે જાણે ધુંધવાટો જ્વાળામુખીજ ફાટયો હોયની તેમ તેઓ છાતી અને માથા કુટે છે ને રોઇને બરકા પાડવા મંડી જાય છે,—શબને ચકલા લગી વળાવી, આવી ત્યાં ધબડધબડ છાજીઆં લઇ ભેડા વાળતાં અને કલ્પાંત કરતા ઘર આગળે આવે છે, અને એ ઠેકાણે રિવાજ

* હાલ વિદ્વાનોનું એવું માનવું છે કે અર્ધો ભાગ આસામીઓને લગભગ જીવતાં જીવત દફનાવવામાં આવે છે! દિલ ઠંડું થયું એટલે જીવ ગયો સમજી સઘળાંઓ કહેનાતાં શબને ઉતાવળથી ઠેકાણે પાડી દે છે, પરતુ એ બહુજ ગંભીર ભુલ છે. માણસ બહારથી ઠંડુ લાગવા છતાં ઘણીકવાર બેભાનવસ્થામાં હોય છે, અને જ્યારે તે શુદ્ધિમાં આવે છે ત્યારે પોતાને દાટેલો જુવે છે! ઘણીક કબરોની તપાસ કરતાં મુડદાઓ ઉંધા થઇ ગયલાં માલુમ પડયાં છે! પારસીઓમાં પણ પત્થરની લાદી પરથી ઉઠેલાં ઘણાં માણસોનાં દાખલા છે! એ ઉપરથી આપણ એટલુ તો જોઇ શકયે છીએ કે શરીર ઠંડું લાગતાં તેને એકદમ ઠેકાણે પાડવાની ઉતાવળ કરવી એ મુર્ખાઇ છે.

પ્રમાણે રડવું કુટવું થાય છે. ઘોઘા ભાવનગરમાંના બૈરાંઓ એ વેળા જોવા લાયક રમુજ કરી મુકે છે. 'રાજવણું તે એજ દેશની. એણી પામનાં ગામો મધ્યે મધણી નાતમાં રાજવણો ગાવાની ચાલ છે, બીજા ગુજરાત તરફના દેશોમાં બ્રાહ્મણ વાણિયામાં અમલ એ ચાલ નહોતી, પણ હાલ દેખાદેખીથી ચાલવા માંડી છે. સોનારણો, સુતારણો, કપોળણો, ભોઈઅણો, અને કેટલીએક બ્રાહ્મણીઓ રાજવી ગાવે નામજાદી કહેવાય છે. જે નાતમાં રાજવણ ગાવાની ચાલ નથી ત્યાં તો સારી પેરે કુટવુ કુટાવવું અને છેડા વાળવા એ હોય છે, અને રાજવણુના જેવાં પણ ધીમા સૂરનું "હાય હાયરે વજ્જર બાણ માર્યાં! હાય હાયરે તાંકી તીર માર્યાં" એવી રીતનું જમ્મર કુટણું ચાલે છે, તે નહાઈ આવ્યા પછી ચાલે છે તે ઠેઠ ડાઘુ આવતા સુધી, ને વળી પછી થોડીએક વાર. ક્ષત્રિઓમાં "હાય"ને બદલે "વાય" બોલાય છે. "વાયરે ઉલટી ગંગા! વાયરે અવળા ચક્કર! વાયરે નેવના પાણી! વાયરે ઉલટાં વળ્યાં! વાયરે રમતાં! વાયરે જમતાં! વાયરે ઘોડીયાં! વાય વાય વાય!" રાજવી રાજવણુ ગવાય છે તેમાં એવી રીત છે કે મરનાર જુવાન હોય તો લાકડા કિંવા રાજવીને ટેકે; ઘરડા પુરૂષને બાપજી, અને ઘરડી બૈરીને માવડી તથા માબાઇને રેકે ગાય છે. એ કૂટણાંમાં કંઈક નીચે પ્રમાણે ગાવામાં આવે છે:

"રાજવીરે ઉંચો તે બગલો બજારમાં
રાજવીરે નીચા તે સોનીડાના હાટરે!
રાજવીરે આ એવો સોનીડો તારે પર ગયો,
રાજવીરે સાકળી લઇ આવ્યો મોઘા મૂળનાં
રાજવીરે આડણી તે હોરી હોરી શું કરો!" ઇત્યાદિ. ઇત્યાદિ

ઓ ઓ ઓ લાડા રે! આજનો દિન ઉજ્જરશે,
ઓય ઓય ઓય ઓય રે લાડા! ઇ. ઈ.

હાય રે ઉંચી મેડી તે અસમાનમાં રે!
ઓય ઓય લાડા! હાય હાય રે!! ઇ. ઇ.

ઓય અભિમન રાવણ સીતા હરી ગયો,
ઓય શિખામણ દીધી સારી રાત;
મમતા મોહના ભર્યા વહી ગયા,
ઓય-અભિમના મનોહરી મનસું બોલાવિયાં,
ઓય રે રામની સાથે માંડયાં જુદ્ધ! ઇ. ઇ. ઇ.

બાપજી! છાંડયો મૂકીને
ધુપમાં કેમ હાલ્યા રે બાપજી?
ગુલાબોના ફૂલ ઢળી પડયા!
એલાયચીની ખુશબો ઉડી ગઈ રે!
ગોકૂળ મેળીને મથુરાં ગયાં! ઇત્યાદિ. ઇત્યાદિ. ઇત્યાદિ.

હવે એ ગીતોમાં ભલીવાર શી છે તે સૌના જાણ્યામાં હશે. મરણ અને મરનાર જોડે કંઇ એવા ગીતનો ખરેખરો સંબંધ દેખાતો નથી. પરાક્રમી અને સુખવાસી પુરૂષોનું તથા

ઉદાસ થઇ જાય છે જેથી શરીર રફતે રફતે ક્ષીણ થતું અને લય પામતું જાય છે: કંઇ કામ કરવું ગમતું નથી. વિચાર કરી શકાતો નથી, બુધ્ધિબળની ન્યુનતા થાય છે. સ્મરણ શકિત કમજોર થાય છે અને આખરે મૃત્યુ નિપજે છે. શોકગ્રસ્ત રહ્યાથી સગાંવ્હાલાં ઉપરથી પ્રીતિ ઉઠી જાય છે, સ્વભાવ ચીઢીયો થાય છે, દયા અને પરોપકાર બુદ્ધિ મંદ થઇ જાય છે એ દુષ્ટ રોવા કુટવાની ચાલને લીધે નીતિથી ઘણું ઉલટું વર્તાય છે. આલોકમાં જે ધર્મ પ્રમાણે ચાલવું જોઇએ તે પ્રમાણે ચલાતું નથી અને પરલોક સંબંધી પણ કંઇ સાધન થતું નથી. ભર્તૃહરી કહે છે:

दष्टं प्रायो विकलमखिलं कालसर्पेण विश्वं
क्रूरेणेदं शिवशिव मने ब्रुहि रक्षाप्रकारम् ।
अस्यास्त्येकं शृणु मुररिपोर्ध्यानपीयूषपानं
त्यक्त्वा नन्यत्किमपि भुवने दृश्यते शास्त्रदृष्टया ॥

રહસ્યાર્થ કે: હે મુનિ! કાળરૂપી ક્રુર સર્પ અખિલ બ્રહ્માંડને કરડ્યો છે, તેથી જગત્ વિકલ બની ગયું છે. શિવ! શિવ! હવે તેની રક્ષાનો ઉપાય મને કહો. તેનો ઉત્તર આપનાં મુનિ બોલ્યા કે: શાસ્ત્રદ્રષ્ટિથી વિચાર કરી જોતા તો કાળરૂપી સર્પ કરડેલ પુરૂષને બચવાનો શ્રી મુરારિના ધ્યાન રૂપી અમૃતનુ પાન કરવારૂપી એકજ ઉપાય છે. તે છોડીને આ જગત્‌માં બીજું કોઇ પણ ઔષધ જોવામાં આવતું નથી. પ્રખ્યાત ધિરા કવિને વિષે એવુ કહેવાય છે કે જ્યારે તેનો જુવાન છોકરો વૈકુંઠવાસી થયો ત્યારે મરેલ્લા પ્રમાણે બૈરાંઓએ રાજીયા ભારે કુટણું ચલાવ્યું. તે તે સહન કરી શકયો નહી તેથી ક્રોધયુકત થઇ કહ્યુ "આમ કલ્પાન્ત કરવાથી મૃત્ત પુત્ર કંઇ પાછો આવવાનો નથી, માટે કૂટતા બધ પડો અને છોકરાની અસદ્‌ગતિમા કરો।" એવુ કહી તેણે પોતાનો જોડેલો રાજીઓ તેમો પાસ ગવાડયો જેમાનો કેટલોક ભાગ આ પ્રમાણે છે:

કહણ છગી કરી કાળની રે, મરણ મોટેરો માર,
એમાંથી કોઇ નવ ઉગરે: કોઇ નરપતિ ને રંક રે!
હેને હરિરસ પીજીએ, ગુણ ગાઇએ ગોવિંદ રે!
શિવજીના તાપને તારવા ઉરમાં રાખ્યે આનંદ રે!—જીવો આણીગર બંધવા-ટેક૦
થયા તે જાવાના સૌ, જારો જણનાર રે;
મૂઆં તેને તમે શું રૂવો? રોનાર નથી રહેનાર રે।—હેતે હરિરસ પીજીએ. ધ. ધ.

પશ્ચિમ તરફની પ્રજાઓમાં મરણ પ્રસગ સાધારણ રીતે કંઇક શાન્તિથી પસાર થાય છે, જો કે રડાતું ત્યાં પણ જાયજ તો છેજ. એક માણસ મરણને કાંઠે આવી રહે છે ત્યારે વડા પાદરીને તેની આગળ લાવવામાં આવે છે જે મરતા માણસ પાસે તેના સ્વત્તાં કાળાંધોળાં કૃત્યોની કબુલાત કરાવે છે, અને તેની પાસે તેનાં દુષ્કર્મોનું પ્રાયશ્ચિત કરાવી તેને ક્ષમા બક્ષે છે અને એવી દુઆ ચાહે છે કે ખુદા પણ તેને માફ કરે. ત્યારપછી મરણ થતાં તેને કાફી-નમાં મુકી છેલ્લી આરામગાહની જગાએ લઇ જવામાં આવે છે જ્યારે પાદરીએ ગંભીર અવા-ઝથી નીચનું ભણતર ભણે છે:

"Dies iral, dies illa,
Solvet saeclum in favilla,
Teste David cum Sibylla," et caetera.

યાને—"ડહાપણના બાદશાહના પૂર્વજે એવું કહેલું છે કે તે દિવસે—તે ખુદાઇ ગઝબને દિવસે—પૃથ્વિ ધગધગતા અગ્નિની જ્વાળાથી પીગળી જશે!" ઇત્યાદિ. આ ગંભીર ગીત ઘણું લાંબુ છે, પણ અહીં આપણે આટલેથીજ સંતોષ પકડશું. આ ગીત કંઇ ખરેખર મોહતને પ્રસંગનું નથી, ઔર તે રોઝે આખેરને માટે રચાયું હોય એવું લાગે છે, જેથી "Dies irae" યાને "ગુસ્સાનો દિવસ" ખ્રીસ્તી ધર્માધ્યક્ષો મોહતના વખ્તને કંઇક અયોગ્ય રીતે લાગુ પાડે છે. એની રીતે આપણે જોઇ શકયા છીએ કે હયબતનાક "મોહતનો ઘંટ" વાગતા સર્વે કોઇ ગમગીન બની જાય છે, છતાં પણ જો એવે ટાકણે સારી સમજ આપણે વાપરે તો મોહતની ધાસ્તી ઘણી ઓછી થઇ જાય બલ્કે તો ઘણું પણ એવે વખ્તે પાક ખુદાને બદનામ નહી કરતા તેની આપણ ખાકી બંદાઓ ઉપરની અથાગ દયામાયા યાદ કરી સંતોષ લેવા

* * *

(અપૂર્ણ)

# વખતની કસોટી

માંથી પસાર થએલી, હજારો ઉંચા મતો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદોએ વટીક તારીફ કીધેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા મરદ યા હમેલવાલી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક ભુરાં, કઠણ દરદો માટેની વનસ્પતીની ડૉ૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

માટે. દાંત દાઢનો દુખારો તથા લોહી પડતું જતું નરમ પાડે છે, કી૦ ૦ા= તથા રૂ. ૦ાા. તથા રતલ ૧| ના રૂ. ૬.

**ડાયરીઆ**, કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧| ના રૂ. ૦ા= તથા રૂ. ૦ાા.

**દરાજ**, ફીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧| ના, કી૦ રૂ. ૦ા=

દરેક જાતના જખમો માટેનો મલમ, કી. રૂ. ૦ાા.

**નબળી પાચન શકતીથી પીડાતાઓ માટેની હજમીતની ગોળીઓ**, કી૦ રૂ. ૦ા=. તથા રતલ ૧| ના રૂ. ૮.

**હરસની ભુકી**·-બાહેરના કે અંદરના, લોહી-આર કે મસાવાલા, નવા કે જુના, હરસ તુરત મદા માટે નરમ પાડે છે, કી૦ રૂ ૦ા=.

**હરસનો મલમ**·-ઉપલી ભુકી સાથે વાપરવા માટે ડબી ૧| ના, કી૦ રૂ. ૦ા.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવા** શીશી ૧| ના, કી૦ રૂ. ૦ાા, ૧ા ને રૂ. ૨.

**મીઠી પીશાબની દવાઃ**-થોડોક વખત વાપર્યાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧ા ને રૂ. ૨.

**લેપઃ**-રંમ, ગાંઠ, લચક, રૂમેટીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે. ડબી ૧| ના, કી. રૂ. ૦ાા.

**ખાંસીની ગોળીઓ**·-ખાંસી, ખહી, દમ, હાફણ, માટે-કી૦ રૂ. ૦ા, ૦ાા, ૦ાાા તથા રતલ ૧| ના રૂ. ૯.

**પલમોનીક પાઉડરઃ**-ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે-ડબી ૧| ના, કી૦ રૂ. ૦ાા.

**જુલાબનો પાકઃ**-ગમે તેવી સખત કબજ્યાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ. ૦ાા.

**તાવની ભુકીઃ**-દરેક જાતની તાવ માટે, રૂ. ૦ાા.

**તાવની ગોળીઃ**-દરેક જાતની તાવ માટે, રૂ ૦ાા. તથા રતલ ૧| ના રૂ. ૧૦.

**તાવ ગવા પછી લાગતી થાક**, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧| ની, કી૦ ૧ા તથા રૂ. ૨.

**ટોનીક ઓફ લાઇફ**-આ દવાથી શરીરનુ બીગડેલું લોહી શુધરે છે, ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીનો વધારો થાય છે. થાક, નાટવાણી નબળાઈ દુર થાય છે. કી૦ શીશી ૧| ના રૂ. ૪.

**દાંતનું મંજનઃ**-(ગેજના વપરાસ માટે ફકત) દાંત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાનો ગંધ દુર કરે છે. કી૦ રૂ. ૦ા તથા ૦ા=. તથા રતલ ૧| ના રૂ. ૪.

**દાંતનુ મંજન**·-ફકત દુઃખતા દાંત તથા દાઢ,

હજારો સર્ટીફીકેટોમાંથી ફકત એકજ અત્રે છાપી છે.

૧ ડૉ૦ સર ભાળચંદર કૃષ્ણ, કે.ટી., જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા ડાકટર, લખે છે, "મોતીવાલાની ખાંસીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે. શરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર એઓની માંથી નરમ પડી ગઈ અને તેની પીડાકારી મટી ગઈ એવું મેં જોયું છે."

એકલા બનાવનારઃ—**ડૉ૦ બે૦ મોતિવાલા**

મોરલેન્ડ રોડ, ભાયખલા કલબ પાસે-મુંબઇ.

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ મુના કાવસશાહ ઇરાની.

## પ્રકરણ ૨૩ મું.

### અજાયબીનો આંચકો!

બીજો એક માસ મડગડાટ પસાર થઇ ગયો. જોવા લાયક દરેક શેહેરો તેવણે પોતાની મહોરદારને દેખાડયાં હતાં અને હવે ખોરશેદ પોતે પોતાનાં વ્હાલાંઓને મળવા આતુર બની ગઈ હતી.

મુંબાઇથી એક અગતનું કાગળ મળતાં તેવણ એક સહવારે ઘરપચ કરતા પોતાની મહોરદાર સામે આવી ઉભા.

"હવે આપુને મુંબઇ તો જવુંજ જોઇએ, ખતી" તેવણે કહયું. "વળી તાહરી મરજી નહી બી થાય તો હું કંઇ હવે થોભવાનો નથી."

"માહરે મનથી હયાં રહેવુ બી સરખું છે ને ઘેર ગયલું બી સરખુંજ છે."

"ત્યારે તો હવે જલદીજ ઘેર જવાની તૈયારીઓ કરાવ," તેવણે હુકમ કરી ચાલતી પકડી.

ઘેર બોલ સમજતાં ખોરશેદનાં ગુલાબી ચહેરા પર જે રીતનો ફીકાસ ફરી વળ્યો તે સારે નસીબે સર જેહાગીર જોઇ શકયા નહીં.

વ્હાલા, એડીનો ચહેરો હવે જલદીજ જોવાના ખ્યાલે ખોરશેદનાં દીલમાંથી ખુશાલીની એક ઝઝની પસાર થઇ ગઈ.

કલકતામાં મોટા માતબરોથી વસાયલા ફેશનેબલ લત્તાપર એક ખુશબોદાર, આંખને ટાઢક આપતા વિશાળ બગીચાની વચ્ચોવચ્ચમાં ઉભેલો તે સુશોભીત મોટી 'કાસ્ટલ'ની રોનક આગલા મુગલવંશી રાજાઓનાં મેહેલની મીસાલ દરેકના મુખમાંથી આફ્રીનનો ઉદગાર કઢાવતો હતો.

તમામ અપ-ટુ-ડેટ ઇંગલીશ ઢપ પર ઉંચા ફરનીચરથી સણગારાયલો તે માહાલ, પોતાની મોહોતાઈથી દરેક જોનારને છક કરી મેલતો હતો.

હંમેશના તે શાંત કાસ્ટલમા આજે કંઈ અજબ ગડબડ મચી રહી હતી. ચોક ચાંદન, અને સુગંધી ફુલપાનની તોરણોથી આજે "મોદી કાસ્ટલ"માં સગન કરવામાં આવ્યા હતા. નોકરો ધોતાં પુલ કપડામાં શેઠ શેઠાણીને આવકાર આપવા ખટકે ખટકે તેઓની આવવાની રાહ્યા જોતા ધીમા ગુસ ગુસ કરતા ઉભા હતા.

વાંચનાર, તાહરી નજર, સર અને લેડી જેહાંગીરને તેઓના કાસ્ટલ તરફ, પુર ઝડપે દોડી લઈ જતી, તે કીમતી સીક્ષ સીલીંડર રોલસ રોઇસ કાર તરફ ફેરવ:

તે સુંદર કારની મોટી નરમ સીટ પર માથે ડાર્ક કલરનો સકાર્ફ વીંતાલી અર્ધ બંધ આંખ્યો સાથ વિચારવંત ઢબે અઢેલાઈ પડેલાં સુંદર લેડી જેહાંગીરની છાતી આજે કંઇ અજબ લાગણીથી ઉડ ઉડ થતી હતી.

મુંબઈમાંની પોતાનાં કુટુંબની ગેરહાજરીથી તેવણ મનથી ઘણાંજ ખળભડેલાં હતાં. મદર દિવસ આગમજની દુગાશ શેઠ પોતાના બેહેન અને સેક્રેટરીને લઈ નોર્વેને દુનિયા ફરવા નીકળી પડયા હતા ને તેથી જેહાંગીર મુંબઇમાં નહિ થોભતાં પોતાની મોહોરદારના ગમે તેવામી અનગમમાં છતાં તેણીને કલકતા ઘસડી લાવ્યા હતા. અલબત, દરેકને મોઢે વખણાતા તે લખ્ખોની કીમતના "મોદી કાસ્ટલ" ને જોવાને તે પર સાહેબી કરવા ખોરશેદ બાનુનો જીવ ભરાઈજ રહેલો હતો પણ તે એક હેતવંતા જીવને જોવાની મહિનાઓ આગમજની તલબમાં છેક છેલ્લી ઘડીએ જે રીતની નાસીપાસી ગળી હતી તે માટે તેવણનો જીવ હાલ તમામ બેકરાર અને બરખેલાફ હતો.

તેણી કંઈ આય પાસે બેઠેલા ધણીને મુદ્દલ ચાહાતી હતી, નહિ. ફક્ત, તેનાં પૈસા અને પદવી બદલ તેણીએ પોતાની ખુબસુરતી તેને વેચી હતી ખરી, પણ ગમે તે પણ તે હવે તેણીનો હકદાર ખાવિંદ હતો ત્યારે બનતાં સુધી તેની સાથે સલ્લાહથીજ રહેવાનો તેણીએ મનથી ઠરાવ કીધો. આવા સરસ કાસ્ટલ પર રાજ કરવા કોણને નહિ ગમે?

તે ગંજાવર મેહેલ નજદીક આવી થોભતાં તે સુંદર સીક્ષ સીલીંડર કાર પોતાની ચાલમાં જરાક ધીમી પડી ગઈ, અને એક નાનો વાંક લઇ ખુશબોદાર બગીચો વતાવતી તે મેહેલની સીડી આગળ આવી ઉભી

દીલને રાહાત બક્ષતા ચો બાજુ લીલા લેહેર માંડવાઓ, અને સુંદર કારીગીરી ભર્યા કયોરાઓ પર એક ઉડતી નજર પડતાં બાનુ ખોરશેદનાં દીલમાથી ખુશાલી અને વખાણની એક અહા! નીકલી પડી!

ઓ! એ બધું પોતાનુંજ ધારતાં, પોતાનાં ખાવીંદ તરફની અનગમાની લાગણી તેણીએ જેમ તેમ દીલમાંથી કહાડી નાખવાની કોશેશ કીધી. અને તેની તરફના એક હેતવંતા આવકારની આશામા તેણી જેહાંગીર તરફ ફરી,

અરે! જો ફક્કત તે ખાવિંદે "ભલે પધારી માહરી મોહોરદાર" નો હેતવંતો આવકાર તેણીને આપ્યો હોતે તો તેણી આજ પછી લદન જુદીજ

છોકરી બની હોત, પણ નહિ! તે મહા માનભર્યા આવકારને બદલે "મને તો એવી કકડીને ભુખ લાગીચ, ખોરશેદ, કંઇ મઝેનું જેવું ખાવાનું તૈયાર હોય તો સારૂં!" પોતાનો હાથ આપી તેણીને ઉતારતાં તેવણની આય સુકૃયની ભાષા સમજીને તેણીના દીલમાંથી કચવાતની દરૂજરી પસાર થઇ. હવે પછીની જીંદગીમાં તેની સાથ સલાહથીજ વર્તવાના તેણીનાં ભલા વિચારો એક તડાકે ઉડી ગયા

બે હાથો જોડી નમી નમીને સલામ કરતા નોકરોને તેણી કંઇ હસ્તે ચહેરે ડોકાંના તોરવત લેહેકાથી તેઓની સલામ સ્વીકારતી મારબલની સફેદ પુલ જેવી કંઇ સંખ્યાબંધ સીડીઓ ચઢી તેઓ વરંદા પર આવી ઉભા.

"તું ડ્રોઇંગ રૂમમાં જા, ખુરશેદ, હું ત્યાં ઓય એક ગીનીટમાં આવી લાગો!" અને એમ કહેતાંજ પોતાની બાજુપર ટેકવાયલાં તેણીના આંગલાં તેવણે છુટાં કીધાં;

તેણી બે ડગલાં આગળ વધી કે ઘણોજ નાજુકઇથી ત્યાંનો [illegible] કારીગીરીનો કીમતી લેમ્પીમનો મડદો ખમી ગયો અને પહેલ[illegible] તેણી પોતાના ધણીના કુશાદે ડ્રોઇંગ રૂમના ઉંબર ઉપર આવી ઉભી—હજુ[illegible] તેણી કયાં ઉભીય તેનાં ખ્યાલમા આજુબાજુ જોય તેટલા તો પોતાની સામે ટટાર ઉભેલી એક બૈરાંને જોઇ તેણી અજાયબીનાં એક આંચકા સમેત પાછી હઠી.

પચાસથી ઓછાં નહી પણ વધુ વરસની ઉમ્મર છતાં તેવણનાં જરાકબી કરચલી વિનાના ગોરા ઉંચા કપાલ સાથનો હાલનો સોહામણો ચહેરો જુવાનીની ખુબ-સુરતીની સાક્ષી આપતો હતો. નીદારથી સાધારણ દુર બંધાયલાં તેવણનાં કરચલી વિનાનાં ધોળાં પુલ માથાના અંદરના કરચાયલા બાલના વચમાંથી પાડેલા જીણા સેંથામાં આછા આછા રૂપેરી બાલના તારો ઘડપણની શરૂઆત બતાવતા હતા. તેવણની આંખ્યો, સામેવાલાઓનું અંતઃકરણ વાંચી શકતી હોય તેવી ઉંડી, તિક્ષણ અને ચળકતી હતી, જયારે તેવણનું ટેકદાર ઉંચું પટલું ટટાર કદ એક ગણીનોજ તોર બતાવતું હતું. આટલા સોહામણા દેખાવ છતાં, તેવણનાં ચહેરામાં માયા ને મીઠાશની કોતાહીજ હતી, તેમજ તેવણને જોનાર બે ઘડી થથરી જઈ દુર નાહાસવાનીજ વેતરણમાં પડતું ખાનદાની મગરૂરી અને સત્તા તેવણની આંખ્યોમાં ખુલ્લી પ્રકાશતી હતી.

કોર વગરની ધરખમ ચીનાઇ ગાજની કાળી સાડી અને દીલને બંધ બેસ્તાં જીના હોજર્યાની લાંગી બોહે સાથના કાળાજ સાદા બદીયાનમાં, જીના જાલીનાં મોજાં સાથે કાળી મખમલની સપાટપર ધેરીતાં બારીતાં આય કોઇ ઉંચા ટેકદાર કરડા દેખાવનો ચળકતી આંખ્યો સાથનાં પરાયાં બૈરાંને પોતાનાં ધણીનાં કાસ્ટલમાં જોઇ ખોરશેદની આંખ્યો અજાયબીમાં પોરપરાક ઉઘડી ગઇ.

એક પલ તેઓ એકમેકને તીકતાં ચુપ ઉભા પણ બીજીજ પળે તો ખુરશેદે, જાણે તે બૈરાં કોણ હતાં તેનો ખુલાસો પુછતી હોય તેવી ઢપે ડોકાંનો એક નરમ લેહેકો કીધો.

"હું ધારૂચ કે તમેજ ખોરશેદ છેઓ!" તે બૈરાંએ થોડુંક નજદીક આવી સામે ઉભેલી આય છોકરીની, પોતાનાં નાકપર સખ્ત બેઠેલા ફેરી ગલાસમાંથી; ઉપરથી તે નીચે વેરની સરવે લેતા પુછયું, "જેહાંગીર કયાં છે?"

"હુ નહિ જાણુતી" ખોરશેદ ટુંકો જવાબ કર્યો. આય કોઈ પારકાં બૈરાંની પરપુછ તેણીને જરાક થઇને ગમી નહિ.

"તમે નથી જાણતા" તેવણે પોતાનાં ભવાનો ચીલ્લો ચઢાવી અચરતીથી પુછયું "ત્યારે હું તમુને પુછી શકું કે તમે મને ઓળખોચ કે નહિ!"

"મને તમુને ઓળખવાનું માન નથીજી." તેણીને જવાબ આપવાની ફરજજ પડી. આય બૈરાંની એક ઘરના ધણીયાણી જેવી પુછવાની કઇક તોરછડી રીતથી તેણીને મનમાં ગુસ્સો તો ઘણો આયો, પણ હજુરતો ખોરશેદ કઈબી વધતો જવાબ કેરે તે અગાઉ જેહાંગીર દાખલ થયા અને પેલાં બૈરાં હવે તેવણ તરફ ફર્યાં.

"કેમ જેહાંગીર," તેવણે તોરમાં પુછયુ. "હું ઘણીજ અજબ થાવુંચ કે આય છોકરી મને ઓળખતી નથી."

એકજ પળ જેહાંગીર ગુચવાઇ ગયા પણ તોબી તેવણ કઇક રમુજતું મુછમાં હસી પોતાની મોહોરદાર નજદીક ગયા

"ખરેખર, કેવું અજબ જેવુ?" તેવણ બોલ્યા. "હું તો ભુલીજ ગયો કે તમે આય આગમજ એકમેકને મળેલાં નહિ. માયજી, માહરી ખોરશેદ સાથ મને તમુને ઈન્ટ્રોડયુસ કરવા દેવો. ખોરશેદ, એવન માહરાં માયજી થાય."

સાસુજીએ પોતાનાં વહુના સુંદર કપાલપર એક અલગી કીસ લીધી.

"તમુને જોઇને હું ઘણીજ ખુશી છેવુ" તેવણ તોરથી બોલ્યાં. "માહરા પોતાનાં દીકરાના લગનમાં હાજર થઇ શકી નહિ તે માટે હું ઘણીજ દલગીર છેવું. હું તે વખતે ઘણીજ સીક હતી. તમે ઘણા થાકી ગયાં હોશો, તમારા ઓરડાઓ મે તૈયાર રખાવેલા છે માટે હવે તમે જરાક આરામ લેવા જાઓ." ખોરશેદ તમામ હરનફાર થઇ તે મા દીકરાનુ મોંહ જોવા લાગી. જોતાંની સાથે અનગમતી થઇ પડેલી, આય બૈરીની તોરવત ને હુકમ કરતી અદા, ખોરશેદને જરાક થઇને ગમી નહિ.

"મને સમજ પડતી નથી, જેહાંગીર." ખોરશેદે જેમ તેમ પોતાના ગુસ્સાપર કાબુ મેળવતાં પુછયું "એવન બધો વખત આંહીજ રેહેચ કે?"

"માહરા પોતાનાં ધણી દીકરાનાં ઘેરમાં નહિ તો હું બીજે કયાં જઇને રેહુ!" આય નાનકડી છોકરીનાં અજબ જેવા સવાલ પર તેવણ તુચ્છકારથી હસ્યાં.

અરે! ગરીબ.બિચારી.ખોરશેદ! ખરી વાત તો એ હતી કે સર જેહાંગીરે પોતાના માય વિષે ઈશારો કરવા છતાં ખોરશેદને તેવણુની યાદ કોઇ દિવસ બી થઇ હતીજ નહિ. અને હવે આય પોતાનાં હકદાર ઘેરમાં સાસુની હુકમ કરતી ઢપે તેણીને ઘણીજ ગુસ્સે કીધી હતી.

આય મોટે ઘેરનાં લેડી દાવેજર, પોતાનાં ધણીનાં મરણ પછી ઘણીજ એકાંત જીંદગી ગુજારતાં હતાં, બધું સુખ પોતાનાં એક પુરા દીકરામાં ભરી તેવણ કદીબી દુન્યામાં ભેલાતાં હતાં નહિ. કવચીતજ તેવણ પોતાની બરોબરીયાં તેવાંજ ખાનદાની બે ચાર કુટુંબમાંજ આવજાવ કરતાં હતાં. આવી જાતના એકાંતથી તેવણ જરાક કુંજરાં બની ગયાં હતાં. તેવણ બપોરનો વખત ફીલસુફી ભરી ચોપડીઓ વાચવામાં પસાર કરતાં હતાં. ગરીબ વર્ગ અને ઉતરતાં ખાનદાનની તેવણને જબરી સુગ હતી. પોતાના ખાનદાન, પદવી અને પૈસાને જાણ કરતાંજ કુટુંબની છોકરીને વરવાને તેવણ સદા પોતાનાં દીકરાને શીખામણ દેતાં હતાં અને તેવાજ જાણીતા શેઠયા દાદાભાઈ દુબાશની કેળવાયલી ને સુદર બેટી સાથની જેહાંગીરની સગાઈથી તેવણ નાખુશ તો હતાંજ નહીં. વડુ આવ્યા છતાં સદા પોતાના દીકરાના આયજ ગંજાવર કાસ્ટલમાં રાજ કરવાની તેવણની મરજી વિરૂધ જેહાંગીર જઈ શકતા હતા નાં. બધાને પોતાના હલકા ગુસ્સાબાજ સ્વભાવથી રૂમરૂમ બોલાવતો આય પારસી શેઠયો માતાની હાજરીમા મોમ મીસાલ બની જતો હતો. માતાની મરજીને તેવણ કાયદા સમાન લેખી માન આપતા હતા અને ત્યારે એજ મરણા સ્વભાવની આ ય આય દીકરાની ગીયાં માહાદેવની જોડી, એકમેકને તદન બંધ બેસ્તી હતી

હવે દાવેજર લેડી આવાંબાઈએ ઘંટ જોરથી વગાડયો અને ઘેરનાં એક અધી ર ઉમ્મરનાં પારમણ કારભારણ તેવણ સામે આવી ઉભાં

"વીલરબાઈ, આય નાલ્લાં બાઇને એવણનાં માલપરના તૈયાર કીધેલા ઓરડાઓ દેખાડો!" તેવણે તે કારભારણને હુકમ કીધો.

જેમની તેમ સ્થીર ઉભેલી મુશકેલીથી દમ લેતી ખોરશેદ તરફ હવે તેવણ ફર્યા. "તમે થાકી ગયલા હોશો, જરા આરામ કરીને નીચે ઉતરજો. ગાહનો વખત થવા આવેલો છે ને મને કોઈ બી માહરા જમવાના કે ચાહેના ટાઈમ પર લેટ કરે તે પસંદ નથી," જાણે પોતાનીજ સત્તા, ત્યાં હવે પછી બી ચાલશે તેવું દેખાડવા માંગતા હોય તેવી ઢપે તેવણે આય નવી વહુને પોતાનો અણગમો બતાવ્યો.

ખોરશેદે ગુસ્સાથી પોતાનો હોઠ કરડયો. જેહાંગીર માટે તેણીએ આખા રૂમમાં નજર કીધી પણ તેવતો તો ત્યાંથી મોત ચેતીને ખસ્તીજ માપી હતી. આય ઘેરાં પોતાના મનમા ચાહે શું પીતા હતાં? પપાજીનાં ઘેરમા જેમ ગમે તેમ લાડ કરી બધાંને ત્રાહે ત્રાહે પોકરાવી આવેલાં આય સર્વેનાં લાડનાં છોકરીબાઈએ આવી ઢપના બોલવાને એક ઇનસલટ તરીકે ધારી લીધું. કાલાં ભવાંપર ચઢી ગયલા ગુસ્સાનાં ચીલ્લા સાથે ફફડાતનો એક જબરો લહેકો કરી, બાનું ખોરશેદે ચુપચુપ ત્યાંથી વીલરબાઇ કારભારણ સાથે માળ પર ચાલતી પકડી.

"આયા? એકદમ જઈને શેઠને માહરી આગલ મોકલ! અને પેલી બૈરી જે હમણાં મને મુકી ગઇ તેને કહે કે માહરી ચાહે ઉપર મોકલે!"

તેવણે પોતાનાં ઓરડામા દાખલ થતાજ એક જબરી ઝટાક માહરી હાથમાંનો સ્કાર્ફ દુર ફડારી મુકયો અને આયાને ઉપલો હોકમ કરતાં તેવણ એક નરમ ગાડીની ખુરશીપર દમ ખાવા અઢેલાઈ પડયાં.

---

## પ્રકરણ ૪૨ મું.

---:o:---

### કોણનું માને, માયનું કે મોહોરદારનું?

પાંચેક મીનીટ ખોરશેદે જેહાંગીરની વાર જોતા ભારે અકડવકડમાં પસાર કીધી. આખી પાંચ મીનીટ પછી તેણીની આયા દાખલ થઈ.

"બાઇજી, શેઠના નોકરે, મને, શેઠ રોકાયલા છે કરી એવણ આગળ જતાં રોકી તેથી હું પાછી ફરીચ."

ગરીબ બાપડી ખોરશેદ! સાસરે આવતાં સાથેજ જે રીતની નાસીપાસી ને આવકાર તેણીને મળ્યો હતો તેથી તેણીનું જીગર જીમાઇ જતું હતું. શરૂઆતમાંજ જ્યારે, તેણીપર સત્તા ને રોબ ચલાવવામા આવે તો ત્યારે આયજ મકાનમા આવાં સાસુ સાથે તેવણના દોરમા આખી જીંદગી કેમ કહડાય?

બસ નહિજ! આય રીતના જુલમ સામે થવાનો બાનું ખોરશેદે પોતાના મનથી મક્કમ વિચાર કીધો અને આજેજ પોતાના ધણી સાથે જે તે લટકો ફટકો કરવાના નક્કી ઠરાવ પર તેણી આવી.

પણ ત્યારે જેહાંગીર કયાં હતા? ખોરશેદ સાથના આટલા માસના સંબંધથી તેવણ પોતાની મોહોરદારની વીચીત્ર રીતભાતથી પુરતા વાકેફ હતા. તેણી હવે કઈબી રમખાણ કરશેની તેવણને પુર ખાત્રી હતી તેવણને માલમજ હતુ કે જરૂર ખોરશેદ પોતાનાં ઓરડામાં જતાં સાથેજ તેવણને બોલાવીને તેવણના માયની હાજરી વિષે પુછશેજ.

"કોઇબી મને બોલાવતું આવે તો કહેજે કે હું રોકાયલો છઉ," તેવણે પોતાના નોકરને હુકમ કીધો. ચાહા લીધા પછીજ ધીરે રહી તેણીને મલવાનો તેવણે ઠરાવ કીધો.

ચાહાનો વેળ થતાંજ તેવણ જમવાના ઓરડામાં દાખલ થયા પણ ત્યાં ખોરશેદને નહિ જોતાંજ તેવણે પોતાનાં માય આવાંબાઇને પાધરો સવાલ કીધો.

"ખોરશેદ કયાં છે, માયજી?"

"થાકી ગઇચ તે ચાહે ઉપર મંગાવીચ" માયજીએ જવાબ કર્યો. કપાલ પર કચવાટની કરચલી સાથે તેવણે ટેબલ પર જગ્યા લીધી અને માયજીએ તૈયાર બનાવેલી ગરમ ગરમ ચહા સીપ કરવા માંડી.

"તાહરી બૈરી ઘણી વીચીત્ર સ્વભાવની દીસેચ, જેહાંગીર," દીકરાને ચુપ બેઠેલો જોઈ માયજીએ બોલવા માંડયું "જો માહરા બોલવાથી એને કાંઈબી હમણાં મનમાં ઓછું આવ્યું હોય તો તાહરા સુખને વરે મેને ફીકર લાગેચ"

"તેની તમુને ફીકર કરવી નહિ માય."

"જો તુને એ છોકરીને કેળવવા બાબદમાં માહરી મદદ જોઈશે તો હું ખુશીથી આપશ" દીકરા સાથ મલી જઈ પોતાની સત્તા પુરેપુરી દેખાડવાનાં વિચારથી તેવણે કહ્યું.

પણ આવાંબાઈએ જોયુ કે ખોરશેદ બાબદ તેવણનો દીકરો મુદ્દલ વાત કરવા રાજી હતો નહિ. છતાં કંઈક વિચાર થતાં તેવણે પોતાના દીકરાને બીજો સવાલ કીધો.

"જેહાંગીર" તેવણ બોલ્યા "ખોરશેદ આવતાં સાથે મને અત્રે જોઇને ઘણીજ અજબ થઇ ગઇ. શું એ ખરૂં છે કે હુ અત્રેજ રેહુંચ, તેની એને ખબર નહિ હતી!"

"હું તે કહી શકતો નથી, માયજી."

"પણ તું કેમ નહિ કહી શકે?" માયજીનાં ભવાંનો ચીલ્લો ચઢી ગયો. "તેં તાહરી બૈરીને શું કહ્યુંજ નથી કે હુ અત્રેજ રેહુંચ ને આય મેહેલની શેઠાણી દાખલ માહરૂંજ રાજ વહુ આવ્યા છતા બી ચાલવું જોઈશે?"

"નહિ માયજી, તે બધુ મેં નથી કહ્યું!"

"કાય તેં નથી કહ્યુ?", બધાને પોતાનાં ડોલાનાં દાબથી ઠઠરવી નાખતા દીકરાને માયજીએ તકાજો કરી પુછ્યુ!

"માયજી હમુને બીજી ત્રીજી ચીજો પર એટલું ધ્યાન આપવાનું હતું કે એ વાત કરવા જેવી તક મને મલીજ નહિ" દીકરાએ બચાવ કીધો.

"તુ તદન ખોટો છે." આવાંબાઈ છેડાયાં, "એમ કેહેની કે તું તાહરી બૈરીથી બીહેચ ને તેણીના ગુસ્સાનો ડર કરીનેજ તેં સાચ્ચી વાત નહિ કહી."

"આય દુન્યામાં 'હું' કોઈબી ઓરત જાતથી બીહીતો નથી. માય." નીચી મુડીએ જેહાંગીરે જ્વાબ કર્યો. માયજીની ગુસ્સાથી ચળકતી આંખ્યો સામે તે જોઈ શકયો નહિ.

"ચાલ, ખોટું ના બોલ," આવાંબઈએ તદન ઠંડઈથી કહ્યું, "તું માહરીથી તો ઘણોજ બીહેચ?

આ ખુલ્લા તાણાથી જેહાંગીર ચાત બની ગયા.

"પણ તમારી તો બીજીજ વાત છે, માય."

"ને તેથીજ હું કેહુંચ કે જેમ તું માહરાથી બીહેચ તેમ તું તેણીથી બી બીહીતો ફરેચ. અત્યારથીજ તુ તેણી સાથે મક્કમ બન દીકરા."

"માયજી, તમે બેફીકર રેહો, બૈરીનાં ગુલામ થવા જેવું નોનસંસ હું કદી સાંખી શકતો નથી." અને તેવણનાં પટલા ઘાતકી હોઠો પર તુચ્છકારનું હસવું પથરઇ રહ્યું.

"એજ વિચારે તું સદા મક્કમ રહેજે." આવાબાઇએ શીખામણ દીધી, "મેં બરાબર જોઈ લીધુંચ કે માહરી અત્રેની હાજરી એને મુદલ ગમતી નથી પણ મને એટલી નાહ્લી છોકરીની કયાં દરકાર છે? માહરા દીકરા, તું માહરાં એક પુરાં બચ્ચાંનાં સુખ ખાતર એને તો હું ચલાવી લેવશ આજના જમાનાની ઉછાછલી હુલ્લડ છોકરીઓનાં રંગઢંગથી હું બરાબર વાકેફ છેવું. એ તુંને હવે બોલાવશે જેહાંગીર, ને પોતાનાં નખરાથી તુંને આંજી નાખી મને આય મેહેલમાંથી મોકલી દેવાનુ વચન માંગશે. ત્યારે તું એવા નખરાથી અંજાઇ તો નહિ જશેની.!"

"નહિં કદી નહિ." જેહાંગીરે કંઇક જોશથી ખાત્રી આપી. "તમે માહરી પર વિશ્વાસ રાખો, માય; હું બૈરીનું કહ્યું કરી માયને દુઃખ દેવું તેમાંનો દીકરો નથી"

"ત્યારે તો જોઈશુ" અને તેવણ ફત્તેહનું હસ્તા ત્યાંથી ચાલી ગયાં.

"માય કેહેચ તે બરાબરજ છે." જેહાંગીર એખલા પડતાં મુછ નુછતાં મનથી બડબડયા. "મને અત્યારથીજ ખોરશેદને કાબુમાં રાખવી જોઇએ!"

થોડીક પળ વેર ગુપચુપ તેવણ વિચારમાંજ બેસી રહ્યા, પણ તેટલાં તે રૂમમાં ખોરશેદની આયા ધીમે પગલે તેવણ સામે આવી ઉભી

"માહરાં બાઇ તમુને મળવા માગેચ, શેઠ" તેણી નમીને બોલી. "જમવાની અગાઉ તમે રોકાયલા હોવાથી હું તમુને માહરા બાઇનો પેગામ પોહોંચાડી શકી નહિં."

"જા તેવણને કહે કે હું હમનાં આયો!"

ખરૂ જોનાં તો તેવણ પોતાની મોહોરદાર આગળ જતાં બીહીતા હતા. આય કાસ્ટલમાં સદા તેવણના માયનીજ સત્તા ચાલશેની ખબર તેવણે કદી ખોરશેદને આપી હતી નહિ કેવી રીતે આય છેડાયલી છોકરીને ઠડી પાડવી તેના વિચારમાં તેવણ બે પળ ગુંચવઇ ગીયા.

પણ સદા માયનીજ ચઢતી કરતો આવેલો આય દીકરો અને તો ખુરશેદ તરફ ઘાતકી બી થઈ તેણીનું કઇબી નહિજ કબુલ કરવાના ઠરાવપર આવીને ત્યાંથી તેણીનાં ઓરડા તરફ ગયો.

ગુસ્સાથી ઉચક મેલ થતી છાતી અને તપી આવેલા ગુલાબી ગાલો સાથે તેણીને જોતાંજ ન ગ બે ઘડી દરવાજાપર થંભ થઇ ઉભા.

'જેહાંગીર?" ણીનાં અવાજમાં વટીક તેવણને ગુસ્સો સભલાયો "જેહાંગીર, મને તમુને કંઈ [illegible] પુછ [illegible]ચ."

"તું કંઈબી ખુલાસો મને પુછ, દીકરાં" તેવણે ધીમે પતામની ઢપે જવાબ કર્યો, 'પણ એક ટ્રેજેડી કવીનનો પાર્ટ ના ભજવ."

"હું કઇ ટ્રેજેડી કવીન નથી," તેણીએ દમામથી જવાબ વાળ્યો. "હું દાદાભાઈ દુબાશ જેવા આબરૂદાર ગ્રહસ્થની દીકરી છેઉં ને હું જાણવા માંગુચ કે તેવા એક મોટા માણસની દીકરીને મળવો જોઇતો આવકાર મને કાંય નહી મળ્યો?"

સામેવાલાનું પાકી આવે તે ઢપે સર જેહાંગીર ખડખડાટ હસી પડયા અને તેવણે વાંકા વળી ખોરશેદને એક બાઉ કીધું.

"તમો નામદાર બાનુને કેવી રીતનું માન આપવામા હું પછાત પડયોચ ?"

"મને એકજ સવાલનો જવાબ જોઇએચ," આય મશકેરીની તેણીએ જરાક બી નોટીસ લીધી નહિ, 'શું તમે તમારાં માયંને આય કાસ્ટલમાં સત્તા ચલાવવા રહેવા દેશો ?,'

"હાસ્તો વરી !" જેહાગીરે ખરાં દીલનાં જોશથી કહયું.

"તમે મને પરણ્યા ત્યારે બી શું એજ તમારો વિચાર હતો?" ફરી પાછો સવાલ થયો.

"હા એજ માહરો વિચાર હતો." શાંત જવાબ મળ્યો.

"ત્યારે હું તમુને ફરીથી કહુંચ કે જેહાંગીર તમે મને સર્યામ ઠગીચ. જો તમે એ વિચાર મને લગનની આગમજ જણાવ્યો હોતે તો તમે એક બેરોનેટ તો શું પણ એક રાજા હોતે તેણી હું તમુને પરણતે નહિ." ખોરશેદે મક્કમતાથી કહયું.

"પણ એવણ રહ્યાં રહે ને કારભાર ચલાવે તેમાં તુને શું અડચણ છે ?" તેવણે હજુરથી નરમીથી પુછ્યું.

"શું અડચણ છે ?" તેણી છેડઇ પડી, "હજુર તો તમે મને એમ પુછોચ ? તમારી હકદાર મોહોરદાર થવા સાથે મેં તમારા ઘેર, નોકર નફર સર્વ પર એક હકદાર ધણીયાણી તરીકે રાજ કરવા ધારેલું. દરેક મોહોરદારનો હક છે તેવી રીતે માહરીજ મરજી મુજબ મને જેમ મરજી પડે તેમ મેં સત્તા ભોગવવા ધારેલી. શું દરેક મોહોરદારનો તેવો હક નથી ?"

"તુને દલગીર કરવા માટે હું પોતેબી ઘણોજ દલગીર છેઉં, પણ તેમાં કઇ બી સુધારો થઇ શકશે નહિ."

"નહિ કેમ થાય ?" તેણી બજીદ થઇ. "હું કોઇને બી તાબે થવશ નાહ."

"ત્યારે તું શું કરશે ?" તેવણે નેણ જમાવી પુછયું.

"શું કરશે ?" તેણી પુશકળ ઉશકેરાયલી ઉઠીને ઉભી થઈ, "સાંભલી લેવો, સર જેહાંગીર કે જ્યાં તમારાં માયજીનું રાજ ચાલે ત્યાં હું કદી બી રહી શકશ નહિ.

"ત્યારે તમે કયાં જશો !"

"હું માહરા પપાને ત્યાં ચાલી જવશ."

જાણે પપાને ત્યાં જવું એ એક દુન્યામાં કદી નહિ બને તેવું હમ્બગ હોય તેમ તેવણ ફરી પાછા ખડખડાટ હસી પડયા.

"માહરી બતી ડાર્લીંગ, તું કેટલી નાદાન છે. તાહરા પપા હવે કદીબી પોતાને ત્યાં તુને આશરો આપી શકે નહિ !"

"હું ફરીથી કહુંચ જેહાંગીર, કે તમારાં માયની સત્તા હેઠલ હું કદીબી રહેવશ નહિ, કદી બા નહિ તેમ કરવા પહેલાં હું મોતને વધારે પસંદ કરશ!" તેણીએ પગ ઠોકી તરારો કીધો.

"ત્યારે તો તુને મોતનેજ પસંદ કરવું પડશે, ખોરશેદ," તેવણ હવે ગંભીર થયા. "જો હુ જાણતે કે આવી નજીવી બાબદમાં તું એટલી બધી ઉશકેરાઈ જશે ને જીદ લેશે તો હુ ખચ્ચીત તુંને લગન અગાઉ માહરાં ઘેરનો કાયદો કહી દેતે. પણ મને તેવો સ્વપનેબી ખ્યાલ નહિ હતો.

"જાણે હુ એક નાહલું નાદાન બચ્ચું હોઉં તેમ તમે ને તમારાં માય માહરી પર રાજ ભોગવો, એવો જો તમે ખ્યાલ રાખ્યો હોય તો તેમાં તમારી ભુલ છે. મેં તમુને માહરો નક્કી ઠરાવ કહયોચ હવે જોઈએ તે તમે પસંદ કરો."

"અને મને શામા પસંદગી કરવાની છે તે તમે મહેરબાની કરી કહેશો બાનુ!"

"જોઈએ મને જવા દેવો યા તો તમારાં માયને અત્રેથી મોકલી દેવો. જો એવણ હયાં રહેશે તો હું જરૂર ચાલી જવશ."

"માહરી વ્હાલી ખોરશેદ, તું જાણેચ કે હવે તુંને તાહરી મરજી મુજબ ચાલવાનો એક રતી ભાર બી હક નથી. ખુદરત અને આદમીના એ બંનેના કાયદા મુજબ હું તાહરો હકદાર ધણી છેઉ ને તેથી તું માહરી સત્તા હેઠળ છે. જો તું તેમાંથી છટકવાની ઝરા બી કોશેશ કરશે તો યાદ રાખજે કે હું કોર્ટનો આશરો લેવશ."

"મને કાયદા ને કોર્ટની થોડીજ દરકાર છે," તેણીએ મગરૂરીથી પોતાનું સર ફેરડાવ્યું.

"પણ તુંને તેની પરવાહ કરવીજ પડશે," તેવણ બજીદ થયા. "તું માહરા હાથમાથી કદીબી છટકી શકશે નહિ."

"તમારાં ઘાટકી માયની સત્તા હેઠળ રેહેવા કરતાં હું આપઘાત કરીને મરી જવશ."

"પણ તેવણ મારા પોતાનાં જણેતાં માય છે, ખોરશેદ" તેવણે લાગણીથી બોલ્યા અને માતા તરફની આવી ઉંડી લાગણી માટે તેણીનું દીલ જરાક પીગલ્યું.

"માફ કરજો, જેહાંગીર; મને તમારાં માય વિષે એવો બુરાણ શબ્દ નહિ વાપરવો જોઈએ. ગમે તે પણ તેવણ તમારાં માય છે ને અલબત, તમુને તેવણનું લાગવુજ જોઈએ; ને તેથીજ મનેબી તેવણને માન આપવું ઘટેચ જેહાંગીર ને તેમ હું કરશ. પણ એવણ સાથ એકજ છાપરાં હેઠળ રહી શકશ નહિ."

"હવે કેવી ઠેકાણે આવી?" તેવણ તેણીને નમી પડેલી જોઈ મનથી ખુશ થઇ બબડયા, "વખત જતાં છોકરી સુધરી જશે ખરી"

"અલબત, ખોરશેદ; મને તેવણ ઘણાં વ્હાલાં છે; ને તેથીજ તેવણ બિચારાંને માહરા ઘેરમાંથી કહાડી મુકી શકતો નથી"

"ત્યારે મને જવા દેવો."

"ખોરશેદ, માહરાં જીગર, તે કેમ બની શકે? તુ માહરી સાથ એટલી ઘાટકી ના બન!"

"તમુને હમો બેમાંથી એકની પસદગી કરવી પડશે, જેહાંગીર!" ખોરશેદ બજીદજ થઈ. "જો જેહાંગીર, તમે વિચાર કરશે! હમો બેમાંથી કોણને તમે વધતા ચાહોચ, મને કે તમારાં માયને?"

"અલબત તુંનેજ ખોરશેદ," તેવણે તુરત જવાબ કર્યો

"ત્યારે મને ખુશી કરવાની તમારી ફરજ છે, જેહાંગીર માહરીજ મરજી મુજબ તમે ચાલો ને તમારાં માયને હયાથી મોકલી દેવો."

"નહિ. તે સિવાય તું બીજુ કંઇબી માહરી પાસ માંગ તે હું કરશ પણ માહરાં માય તો આથ કાસ્ટલમાથી કદીબી જઇ શકશે નહિ"

"ત્યારે તો તમે તમારી પસંદગી કરી લીધીચ."

નાસીપાસીથી તેણી હવે ઉભી થઈ, ગુસ્સાથી તેણીની કાળી આંખ ચમક ચમક થતી હતી. "યાદ રાખજો જેહાંગીર, કે જ્યાં સુધી તમારાં માય હયાંથી જશે નહિ ત્યાં સુધી તમારી સાથ વાત કરશ નહિ."

(અધુરી.)

---



---

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. ડીસેમ્બર, ૧૯૨૦. અંક ૪ થો.


# બાપના શ્રાપ.

## ( યુરોપ્યન સંસારની એક વારતા.)

### પ્રકરણ ૧૨.

એક વાગી ગયો અને લીમા પાછી ન આવી. ખાણાની તૈયારી થઇ ચૂકી હતી જૉન ડરવન્ટ આ રૂમમાંથી પેલા રૂમમા ફફડાટથી ફરતો હતો. હૅલન પોતાની દીકરીની આતુરતાથી રાહ જોતી બારી નજદીક તેણીનાં આગમનના વાટ તરફ નિગાહ રાખી બેઠી હતી. મધ્યાન્હ થઇ ગઇ પણ લીમા દેવળમાં ગયલી પાછી ન ફરી લીમાની મા ફિકરમંદ બની. તેણી કયાં હતી? તેણીને શું થયુ હતુ? શું તેણી એગએક બિમાર પડી ગઇ હતી? કે તેણીને કંઇ અકસ્માત નડયો હતો? શું તે તેણીને શોધવા નીકલે?

પણ તેટલા આતુરતાથી આકુળવ્યાકુળ થઇ ગયલી તે હેતવંતી માતાને લીમા દુરથી આવતી દેખાઇ. છૂટકારાનો દમ તેણીએ તે જોઇ ભર્યો. તેણી તેને લેવા–તે કાં મોડી આવી હતી તે પૂછવા બાગમાં દોડી, પણ તેણી ઉપર નજીકથી નજર પડતાજ તેણીએ શું નિહાળ્યું? લીમા તમામ ફેરવાઇ ગઇ હતી. થોડા કલાકની આગમચ ગયલી તે છોકરી હાલમા કંઇ નવાજ રૂપમા પાછી ફરી હતી. તેણીની આંખો આનન્દ અને પ્યારના ઉમળકાથી ઝગમગી રેહી હતી. તેણીના રૂખ્સારાઓ ગુલાબી થઇ આવ્યા હતા અને હોઠોએ વટિક રતાશ પકડયો હતો. તેણી બદલાઇજ ગઇ હતી. તે મા અસાધારણ ઉત્સાહ ને અજાયબીથી પોતાની રૂપસુંદર બેટીને જોઇ રહી.

"મમા!" તેણીએ પૂછયું. તે અવાજ પણ ફેરવાઇ ગયલો હતો–શોકાતુર બદલ ખુશાળ ને મધુર હતો "શું હું મોડી આવી?"

"ઘણીજ મોડી, માહરી વ્હાલી! અમો કયારના ઘણી આતુરતાથી તાહરી રાહ જોઇએ છીએ—તું કયા હતી?"

એક પલકારામા તે કયાં હતીનો ખ્યાલ તેણીને થઇ આવ્યો. તેના નાજુક હાથો હજી તેના આશકના સ્પર્શથી ગરમ અને લાલ હતા તેણીનુ હૃદય તેણીના પ્યારાના મિઠા શબ્દોની

ઉત્કેરણીથી જોશમા ધડકી રહ્યુ હતુ. તેણીની ઝીની તેની હાઝરીની ખુશાલીના વિચારથી જોશમા ધડકતી હતી એ બધુ તે બાએ હવે જોયુ અને તેણીને તુરત લાગ્યુ કે તે—લીમા પોતાના કરેલા આશકને મળી આવી હોવી જોઇએ તેટલા ત્યા મીવર આવી લાગ્યો તે એક વિચિત્ર ત્રગડી હતી તે બાપ કરડો અને દ્રઢ નિશ્ચયનો હતો, તે માતા ગભરાયલી અને હવે શું થશેના વિચારોથી ડરેલી હતી તે છોકરી ચુગલી કરતા ગુલાબી રૂખ્સારોથી પોતાના વાકનો ગવાહ આપતી બીધેલી છતા પોતાના પ્યારા અને પ્યારને મુકકમતાથી વળગી રહેવાના ખ્યાલથી ભરેલી હતી

"તુ મોડી આવી લીમા?" તેણીના પિતાએ કહ્યુ

તેણીની ગમે એટલી તઝવીજ છતા તેણી લીઓંને મળવાની, તેની સાથ વાત કરવાની—તેની પરણેતર થવાની, તેની કરગરતી આજીજીઓ સમજવાની ખુશહાલીના પોતામા પેદા પડેલા ચિન્હો છૂપાવી શકી નહી તે તેણીના ચ્હેરા કે જે એક થોડા કલાક અગાઉ ફિકકો અને કાહેલી હતો તે ઉપર ખુલ્લુ વચાતુ હતુ

તે બાપ અને બેટી સામસામા ઉભા હતા તે બાપ કે જેણે પોતાની બેટીને અતિ લાડથી ઉછારી હતી અને તે બેટી કે જેણે અત્યારસુધી પોતાના પિતાની દરેક મરજી સાચવી હતી

"તુ મોડી આવી ને દેવળમા બી તુ ન ગઇ હતી!" તે બાપે તેણી તરફ નઝર કરી કહ્યું "મિસિસ ગ્રે એક કલાક અગાઉની ઘર ગઇ તે કહેતી ગઇ કે દેવળમા તુ નઝરે આવી ન હતી તુ ત્યારે કયા ગઇ હતી?" તેની ગુસ્સાથી ચમકારા મારતી આંખો લીમાનુ જાણે જીગર વાચી લેતી હતી "તુ ઘરથી ગઇ ત્યારે ફિકકી, ઉદાસ ને બેચેન હતી મે તે હાલતમા તને ખેતરમાથી ચાલી જતી નજરે નિહાલી હતી તુ પાછી ખુશહાલ, આનદી ને ઉમગી ફરી છે એ ફેરફારોનો સબબ શુ છે? તુ કયા હતી?"

તેણીએ સાચુ કહેવુ જોઇએ યા તો એક હડહડતુ જુઠાણુ અડાવવુ જોઇએ અને તે બાળક જેવી નિર્દોષ મહિલા આજ તક જુઠુ બોલી ન હતી તેથી તે તેમ કરવાથી ડરી ગઇ જુઠુ બોલી તે પોતાને બચાવી લઇ શકતે, પણ તેણીનું પવિત્ર હૃદય તે ખોટી કિસમે પોતાને બચાવી લેવા લલચાયુ નહીં તે જુઠુ બોલી શકી નહીં

"તુ કયા હતી?" તે મિવરે ગુસ્સાથી ગગડાટ કર્યો અને હવે તેણીની સાધારણ હિમ્મત તેણીમાં પાછી આવી

"મને ના પૂછો, પપા!" તેણી બોલી "હુ તમને કહેવા માગતી નથી તમે તે જાણી ગુસ્સે થશો—ક્રોધે ભરાશો!"

"હુ જાણવાજ માગુ છુ! એકદમ મને કહે તું કયા હતી—કોણ સાથ હતી?"

"હુ એવનવૉટરને કિનારે હતી," તેણી ધીમેથી બોલી -

"કોણ સાથ?" તેણે અણહદ ગુસ્સાથી પૂકાર્યું.

"લીઓં સાથ, પપા!" તેણી બોલી, અને ત્યા ગભીર ચૂપકીદી તે પછી ફેલાઈ રહી

હેલન બાપડી થરથરી ગઇ તે બને બાપ દિકરીને સામસામે વિચારોમા જોઇ તે ધ્રુજી ગઇ

"અને તું મને તે કહેવાની સરકથી કરે છે?" તે મિસર પૂકાર્યો. "મેં તે ચંડાળને ફરી ન મળવાની તને શું મના ન કરી હતી?–તેની સાથ વાત કરવાની બધી ન ફરમાની હતી? મે તને નહોતું કહ્યું કે તે આ ઘરમાં કદિ આવવા બી ન પામે અને તેં આખા બે કલાક તેની સંગતમાં ગુઝાર્યા! કે જ્યારે તાહરે માહરા હુકમ સુજબ તો દેવળમાં જવું જોઇતું હતું! તું એ મારે શું કહેવા માગે છે?"

"પપા! હું મને પોતાને રોકી શકી નહી! હું એને મળવા માંગતી કે ગઈ ન હતી. એ એનેકાક મને મળી ગયો. પપા, ગુસ્સો ન કરો! એને જોતાજ મને એવું લાગ્યું કે માહરે માટે જાણે બહેસ્તના બાગના દરવાઝા ખુલી ગયા. તેણે મને એનનર્વાટરના કિનારાપર ફરવા આવવાની માગણી કરી–હુ બધું વિસરી ગઇ: તેના સિવાય મને કશાનો ખ્યાલ રહયો નહી!"

"લીમા તેને અતિ ચાહે છે, જોન!" હેલને પોતાની બેટીના બચાવમા ધીમેથી પોતાના શોહરને કહયું. પણ તે ગુસ્સાથી તેની તરફ ફર્યો.

"માહરી વચમાં ન બોલ!" તેણે કહ્યું. "માહરા બચ્ચાંએ માહરૂં કહેવું માનવુંજ જોઇએ."

"ખ્રસ્ચીનજી! હું તમારૂં દરેક કહેવું તાબેદારી અને પ્યારથી માનના તૈયાર છું: ફક્ત આજ બાબતમાં મને માફ કરો પપા. માહરી ને માહરા જાનથી બી જ્યાદાની જીંદગીના સુખના પ્રકાશની વચ્ચે ન આવો! પપા,–" તેણી આંસુઓના દર્યાવ વચ્ચે, તુટી જતાં જીગરે બોલી: "મને જોઇએ તો મારી નાખો પણ એને મળવાથી ન રોકો!"

"તાહરે પસન્દગી એની ને માહરી વચ્ચે કરવાની છે." તે મીનરે કહયુ. "તાહરા બાપને તરછોડી દે યા તાહરા પ્યારાને:—બીજો કોઇ ઇલાજજ નથી!"

"ઓ! હું એ કેમ કરૂં?" તે બોલી. 'હુ બન્નેને ચાહુ છું. ઓ મમા! માહરી તરફથી બોલો–પપાને સમજાવો!"

"હેલન! તું વચમાં ના પડતી!" તેણે ગુસ્સાથી કહયું. "હું એનો ફેસ્લો માહરી રીત મુજબજ કરવાનો છું; હું ફરીથી કહું છું કે એ નાપાક ફ્રેંચમેનને લીમા કદી પરણી શકશે નહી!" તે ઝનુનથી પોતાની બેટી તરફ ફર્યો–"તું મને નાફરમાન થઇ છે?–માહરી ઉપર ચારી થઇ છે! ફરીથી તને ઘર બહાર મોકલવામાં આવશે નહી–આ ઘરનો ઉંબર ઓળંગવાને પણ તને હું મના ફરમાવું છું! મેં તાહરામા વિશ્વાસ મુકવામાં ભૂલ કરી છે!"

તેણી રડતી પોતાના ઓરડામાં ચાલી ગઈ. તે રડવું ખરેજ હૃદય ભેદક હતું. તે દિવસે કોઇએ ખાધું પણ નહી. બધાં ઉદાસ થઇ ગયાં શાન્તિ અને સુખનો લોપ થઇ ગયો. તે મીનર અતિ ગુસ્સે થયો હતો. તે ઘરમા રહયો નહી. આખો દિવસ તે નાપાક ફ્રેંચમેનને ગાળો બાંડતો તે ખેતરોમાં બેચેન ફર્યા કીધો.

તે પછીના થોડા દિવસો કેમ ગયાં તે કહેવાજ નહી એમ નથી. તે મીનર અને તેની પત્નિ સખ્ત વૈતરૂં કરીને પોતાનો ગમ ભૂલાવવાની તજવીજ કરતાં હતાં જ્યારે લીમા બાપડી રડી રડીને દિવસો ગુઝારતી હતી. પ્યાર, નિરાશા, દુ:ખના આંસુઓ તે બેઅંદાઝ ખેરવતી હતી.

તેણી હવે સમજી શકી કે તેનો પ્યાર અને બીજાઓના પ્યાર વચ્ચે સરખામણી થઇ શકે એમ ન હતું. ખુદ તેણીનાં માબાપનું વ્હાલ પણ તે મ્હોટાં વ્હાલ આગલ તુચ્છ હતું, અને ત્યારે તેની સાથ તે દુનિયાને ત્યાગી દેવાને તૈયાર થઇ.

એક અઠવાડીયુ પસાર થઇ ગયુ. તેણીએ બહાર જવાની ઇચ્છા એ અરસા દરમ્યાન દાખવી ન હતી તેનો પિતા પણ પોતાના હુકમની સખ્તાઇથી બાઝ આવ્યો ન હતો. અને ફરી એકવાર એક ચાંદરણી રાત્રે તેણીનાં રૂમની બારી બહાર ઍવનવૉટરનાં આબ ઉપરથી હલેસાનો અવાઝ આવ્યો. તેણીએ જાણ્યું કે તેણીનો વ્હાલો લીઑ તેણીને મળવાની ઉમીદમાં ત્યાં આવ્યો હતો. હવે તેણીના અંતરમા પ્યાર અને ફરજ વિરૂધ્ધ કોઇ જંગ જાગ્યું નહી. પ્યાર હવે સર્વોપરિ પૂરવાર થઇ ચૂકયો હતો. તેણી ઉઠી; બારી નજીક ગઈ અને તે ખોલી, બરાબર બારીની નીચે તેનો માનીતો ચ્હેરો બોટમા બેઠેલો તેણીની નજરે પડયો. તેણીએ તેને સઘળું કહ્યુ ને તે સમજી તે પોકાર્યો: "એ એક જુલમ છે—ઝબરદસ્તી છે—અન્યાય છે! તું મારી છે, લીમા! દુનિઆમાં કોઇ બી શકિત આપણને છૂટા કરી શકે એમ નથી. જો ત્હારો બાપ આપણાં લગ્નની મંઝુરી નહી આપશે તો આપણે તે વગર પરણીશુ!"

તેણી તે માટે કબુલ થઇ ત્યાં ટક તે જવાને તેણીને મનાવી-સમજાવી. તે તરત બની શકે એમ ન હતુ. રેજીસ્ટ્રારની ઑફીસમાથી પરવાનગી મેળવવાની જરૂર હતી.-પણ તે બધુ જો તેણી 'હા' ભણે તો થઇ શકે એમ હતુ.

તેણીએ 'ના' ન પાડી: તેણીએ સ્પષ્ટપણે કહી દીધું કે તેની (લીઑની) અને તેના બાપની વચ્ચેની પસન્દગીમા તે તેણીને વધારે પ્યારો હતો, અને ચન્દ્રમાના પવિત્ર ઉજાશમાં અને તેની નીચે ચમકારા મારતાં ચળકતાં આબ ઉપરથી બોલાયલા તેણીના તે શબ્દો તેને માટે અતિ પવિત્ર હતા.

"તે કયારે પાછો આવશે?" તે તરતવેળા કહી શકયો નહી. તેઓનાં લગ્ન માટેની કાયદાની બારીકીઓની ગોઠવણ કરવાની હતી અને તે પૂરી થતાં તે તુરતજ આવશે એમ તે હેતથી સમજાવતો હતો.

"હુ એક સ્હવારે તું વ્હાલીને લેવા આવશ!" તે બોલ્યો, "આજ બારીની નીચે-પ્રભાતની પણ આગાઉ હુ તાહરી ઉપર બારીમાથી ગુલાબનો એક ઝૂમખો ફેકશ તે પરથી તું જાણી જશે કે આપણા સ્વર્ગિય સુખનો સમય આવી પહોચ્યો છે! તું તે વેળા મ્હારી આગળ આવજે—હુ તને ઍવનવૉટરમાથી હંકારી જઇશ. હેસ્લીંગડનની રૅજીસ્ત્રી ઑફીસમાં જઇશું અને કદિ છુટા ન પડવાના સંસારના પવિત્ર ગાહથી એક થઇ આ દુનિઆને સ્વર્ગિય સ્થિતિમાં નિરખીશું! પછી આપણને મોહત સિવાય કોઇ છૂટાં પાડી શકશે નહી!"

ઓ! તે મીઠા મગરૂરીના ઠાલી શબ્દો!

---

## પ્રકરણ ૧૩.

---

થોડા દિવસો ગબડી ગયા અને એક બડી ફજરે લીમાને હલેસાંનો પાઠો નાદ સંભળાયો. તે ઝટ ઉઠી, બારી આગળ જઇ તે ખોલી નાખી કે તેવોજ મધમધતા ગુલાબોનો

એક ગોરો-બચ્ચં અંદર આવી પડ્યો. તેણીએ બ્હાર ડોકાવ્યું: તેનો વ્હાલો હર્બિન્ હજુ બોટમાં ઉભો હતો.

"જલ્દી કર, મ્હારી ડાર્લીંગ!" તેણે કહ્યું: "તાહરા વિનાની દરેક મિનિટ અને કલાક જેટલી ભારી ને લાંબી લાગે છે!"

તેણીએ કશાં કાગળો લખી રાખ્યાં ન હતાં કે જેમ દરેક આશક સાથ ન્હાસી જતી છોકરીઓ હમેશ લખે છે. ફેવટની સલામનો પેગામ વંઠીક તેણીએ લખ્યો ન હતો. તે ફાકટ હતો એમ તે માનતી હતી છતાં અંતઃકરણના ભારી દુઃખ સાથ જ તે તે પ્યારૂં પનોતું ઘર છોડી જવા તૈયાર થઇ. તેણીને અતિ લાગી આવ્યું, પણ જવાનીનો પ્યાર બહુ જોશપર ચઢેલો રહે છે—તે કાબુમાં આવી શકતો નથી. તેણી પોતાના માતાના ઓરડોની બહાર થોડીક ક્ષણો ખંચાઇને ઉભી, તેણીનું જીગર તે પોતે જતી હતી એમ તેણીને કહેવા—બુમ પાડવા ઇચ્છતું હતું, પણ તેણીએ પોતાને રોકી. શું તેઓ તેને ભુલી જશે? પોતાના નેક આસિર્વાદો તેણીપર વરસાવશે? તેણી જતી હતી–પોતાના નવા પ્યારા સાથ અતિ સુખી અને આનંદી જીંદગી બશર કરવા જતી હતી એ વિચાર વિજળી વેગે પાછો તેણીનાં મનમાં ધાઇ આવ્યો. શું તે વાતથી ને તે તેની માને વાકેફ ન કરે?

તેનું કશુંબી પરિણામ આવનાર ન હતું, અને તેનો બાપ તે જાણે તો જરૂર તેણીને કેદ કરે અને તેણીના આશકને નિરાશ થઇ પાછું જવું પડે. તેણીએ પોતાની માતાવાળા ઓરડાનું બારણું બહારથી ચુમ્યું અને ત્યાંથી નીકળી. તે માનીતા ઘરનો ઉંબર ઓળંગતાં તેના પગો ધ્રુજી રહ્યા—તે ઘર કે જ્યાં તેણી જન્મી, લાડમાં ઉછરી અને મોટી થઇ હતી, તે છુપાછુપ છોડી જતાં તેના જીગરમાં અસહ્ય વેદના થઈ આવી.

તેણી તે ઘરમાંથી બહાર પડી—તે ઘર કે જે તેનું સલામત મકાન અને બચાવ હતો. તેણે તે ત્યજતી વેળા તેણી પ્રત્યેની ભલાઇ, માયા, મમતા આદિ માટે તેના રહિશોનો ઉપકાર પોતાનાં ખરાં અંતઃકરણથી માન્યો.

"તેઓ મને માફ કરશેઃ અને પરણ્યા પછી પાછાં ઘર આવીશું ત્યારે તેઓ અમને દરગુઝર કરશેઃ તેઓ માફી બક્ષવા ના પાડશેજ નહી!"

તેણી લીઅાંની બોટભણી દોડી. તેણે તેણીને હાથ આપી અંદર લીધી અને એલનવાટરને સામે કિનારે બોટ હંકારી.

"હમેશ માટે મ્હારી!" તે ગંભીરાઇથી બોલ્યો; "હવે આપણને કોઇ જુદાં કરી શકશે નહી!"

"ઓ લીઅાં! હું કેટલી બીહું છું—" તે બોલીઃ તેણીનો ચ્હેરો ફીકકો પડ્યો હતો.

"હિમ્મત પકડ! મ્હારી મેંકુરી!—મ્હારી મનોહર મંગેતર! હિમ્મત પકડ! એ તો પહેલે જરા એમજ લાગે. હું કેટલી ભલી કે આવીઃ આજનો દિવસ બી કેવો ખુશનુમા છે!"

પણ તેણી ધ્રુજતી હતી. "ઓ લીઅાં! પવન કેટલો ઠંડો છે! ને પાણી બી કેટલાં ઠંડાં છે! મને ડર લાગે છે."

"જ હવાનું કંઇ નથી," તે બોલ્યો, "જો, એક હંસ તરતું હોય એટલી બધી નાજુકાઇથી હું બોટને હંકારૂં છું!"

"હું પાણીથી બીહતી નથી, ઓ લીઑ—લીઑ! મેં ભુલ કરી છેઃ મેં ખોટું પગલું ભર્યું છે: માહરે અહીં આવવું જોઇતું ન હતુ—માહરે ઘેર ત્યજવું ન હતુ

"એ ઘણું મોડું થયું!" તે બોલ્યો "તને હવે પાછી લઇ જવા વાસ્તે ઘણું મોડું થયું છે: આનંદી બન, લીમા! આજે આપણો લગ્નનો દિવસ છે ધ્રુજ ના—રડ ના! તાહરી હવે પાછીની જીંદગી આ ચળકતાં આપ ને આકાશ જેવી સુંદર છે! તું કાં બીહે છે? હું તાહરી મોહબતનો ગુલામ તાહરી બાજુમા છું!" તેણે તે ધ્રુજતા હોઠો ચૂમ્યા અને તેના બરફ જેવા કરો હિમ્મત આપતી રિસમે દાબ્યા. તેણે તેને ધીરજના અને હવે પછીના આવતા મોટા આનંદના મિઠ્ઠા શબ્દોથી સમજાવી અને તેણી તેથી થોડા સમયમા પાછી હસતી થઇ.

"મને તેઓને છોડતાં સ્વભાવિક લાગ્યુ. તેઓ માહરા પ્રત્યે હમેશ બહુ માયાળું હતાં. તેઓ મને ચાહતા હતા, મને કોઇ બી ચીઝની મુના ન હતી."

"હું બી તાહરી તરફ માયાળુ રહેવશ—તને ચાહવશ—તને કોઇ બી ચીઝની ના નહી પાડશ"

"છેલ્લી સલામ માહરાં વ્હાલાં ઘર!" લીમા પોતાના મકાન તરફ નજર કરી બોલી.

"તાહરૂં બીજું ઘર તને એથી વધારે પ્યારૂ લાગશે!" તેના આશકે કહ્યું. તે પોતાના ઘર તરફ એટલો ચાહ બતાવતી હતી તે માટે તે જરા અદેખો પડયો હતો. "જો, જોઇ લે તાહરાં ઘરને! આપણે હમણા વળાણુ લપશું એટલે તે દેખાતું બંધ થશે"

તેણી એકી તગરે તે માનીતા મકાનને જોઇ રહી. પછી તેણીએ પોતાના હાથો તેની ભણી લામા કર્યા. "લીઑ! મને માહરા જુના ઘરનીજ સામે વચન આપ કે તું મને સદા સાચો અને વફાદાર રહેશે! એ ઘર માહરે મન પવિત્ર છે એટલે તે સામે લેવાયલુ વચન પણ હુ તેટલુંજ પવિત્ર લેખીશ."

"હુ વચન આપું છું, હું કદી બી બેવફા કે જુઠો નિવડીશ નહી!"

"મને વચન આપ કે જેમ તું મને હમણા ચાહે છે તેમ સદા ચાહશે—મને એકલીને સર્વથી વધારે ચાહશે! વચન આપ કે તું સદા સચ્ચો, સભ્ય, માયાળુ ને મમતાળુ રહેશે!"

"હું વચન આપું છું!" તે જવાબે કહ્યુ અને તેજ વખ્તે તે બોટે વળાણુ લીધી અને તે પ્યારૂ ઘર દેખાતું બંધ થયું.

* * *

તે મિલર તે સહવારે સકાળેથી ઉઠયો હતો કેમકે તેને ઘણું અગત્યનું કામ આટોપવાનું હતું. તે નાસ્તા માટે બે કલાક રહી પાછો ફરશે એવી વરદી આપી ઘરમાથી બહાર પડયો. ઍલનવૉટરના કિનારેથી પસાર થતાં તેણે ત્યા હમેશ મુજબ પડી રહેતી બોટ જોઇ નહી. તે જરા અજબ થયો અને તે કયાં હતી તે માટે નજર તાણવા લાગ્યો, તો તેને જણાયું કે તે સામે કિનારે લાંગરેલી હતી. તે ત્યા કેમ જવા પામી હશે તે માટે તે સહજ અચરત થયો પણ તે વિષે કશો વધુ બુરો શક તો તેને આવ્યોજ નહી

તે ઘરમાંથી બહાર પડયો ત્યારે તેને પોતાની પરણેતર સાથ લીમા વિષે વાતચીત થઇ હતી. તેણે કહ્યુ કે લીમા તંદુરસ્તી મેળવતી જતી હતી, જ્યારે તેની પરણેતરે તેથી ઉનટોજ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો

"મને થોડા દિવસ થયા એ બાબે ઘણો ખરાબ ખટકો થયા કરે છે!" મીસીસ ડરવન્ટ પોતાના શોહર આગળ બોલી. "હું કેવું ઇચ્છું છું કે એ ફ્રેંચમેન કદિ અહીં આવ્યોજ ન હતે અથવા તો તમે તમારો વિચાર ફેરવી શકો!"

તે સાંભળી જૉન ડરવન્ટ ગુસ્સે થયથો પોતાની પત્નિ તરફ ફર્યો.

"શું તુ એમ કહે છે કે તે તને ગમે છે?"

"લીમા જેને ચાહે તેને ચાહવા હુ ખુશી છું."

"પણ બારની વખ્ત તે તને ગમનાર નથી!' તે મીસર બોલ્યો. 'એમ તુ મારી આગળ બોલી તો બોલી પણ લીમા આગળ ના બોલતી નહી તો તે ધારશે કે તું તેણીની તરફેણમા છે અને એમ જો તેણી જાણશે તો તેના હકમા ફાયદો કરતા નુકસાન બાબ્તીજ થશે. તે માહરાથી ફટાઉ થશે!'

"જૉન! તમને ન ગમે એવું કંઇ હુ તેને કહેવશ નહી તેની ખાત્રી રાખજો!" મીસીસ ડરવન્ટે કહયું, જો કે તેણીનુ હદર તો પોતાની બેટીની તમામ તરફેણમાં હતું. તે મીસર પોતાને કામે ગયો. તે પોતાના દિલને પત્થર કરી લીમા વાસ્તે કરડો થનો હતો છતાં તેને તે મારે મનમાં દુ:ખ તો ઉપજતું હતુ.

હૅલન ડરવન્ટ પણ પોતાને કામે બળગી. કામથી પરવારી તેણીએ ચાહ તૈયાર કરી અને એક હેતવંતી માવતરના અથાગ હેતથી એક કપ ખાસ તજોમયથી તૈયાર કરી તે, લીમાને પીવાડવા તેના રૂમમા લઇ ગઈ.

"લીમા! ગુડ મૉર્નીંગ! લે આ ગરમગરમ ચાહ પી કે હુસ્યારી આવે!" તેણી તે રૂમમાં દાખલ થતા બોલી—પણ જવાબ ન મળ્યો, તે અંદર ગઇ પણ લીમા ત્યા ન હતી. પહેલે તો તેણીને કઇ બેચેની લાગી નહી કે કશો શક આવ્યો નહી. તેણી નીચે ગઇ હશે. એવા ખ્યાલે તે ચાહનું કપ લઇ પાછી નીચે ગઇ. ત્યાં પણ લીમા ન હતી. હવે તે જરા બીહીધી અને તેણીની શોધમાં નીકળી. ઘરમા—બાગમા, ઍવનવૉટરના કિનારા ઉપર સર્વે સ્થળે તે બીહતી ધ્રુજતી જઇ આવી પણ લીમાનો પતો ન મળ્યો. અને જ્યારે મીસર બે કલાક પછી નાસ્તા સારૂ આવ્યો ત્યારે તેની મહોરદાર ધ્રુજતી લખલખતી ફિકકે મ્હોરે તેને બારણા ઉપર મળી.

"જૉન!" તે બોલી. "લીમા જતી રહી છે!"

"જતી રહી?" તેણે પુકાર્યું; "જતી રહી? કયા?"

તે કંઇ સમજી શકયો નહી.

"એ નથી મળતી! તેણીનો રૂમ ખાલી છે ને તેણી કંઇ બી નથી જડતી." હૅલને ધ્રુજતા સાદે કહયું.

તે મીસર મોહત જેવો ફિકકો પડયો.

"તું શું એમ કહે છે–" તે બોલ્યો, "કે તે ન્હાસી ગઇ છે?"

"હુ નથી જાણતી!" તે દુખી માવતરે કહ્યુ, "ખુદાને ખબર! એ મને મળતી નથી ઓ જૉન! હુ બીહુ છુ કે તમે એની ઉપર અતિ સખ્ત થયા તેથી તે કેડે ચાલી ગઇ છે!'

"જો તે ચાલી ગઇ હશે," જૉને કહ્યુ, "તો હુ એને શોધશ-માફ કરશ ને પાછી લાવશ પણ જો એ પેલા ચડાળ સાથ ગઇ હશે તો માબાપોને નાફરમાન થનરાઓ ઉપર ઉતરતા ગઝબ ખુરા શ્રાપો એ કમબખ્ત ઉપર ઉતરો અને તેઓ તેણીને જીદગી સુધી જળાવતા સતા વતા રહો!'

પોતાની પરણેતરના મુખમાથી નીકળેલી દુખની કારમી ચીસ તે મીનરે સમજી નહી, કેમકે તે ઉપતુ બહુ ઝનુનથી ઓની લીમાને શોધના ત્યાથી ચાલી ગયો

## પ્રકરણ ૧૪.

બપોરના ઠેક મોડેથી તે મીનર ઘરે પાછો ફર્યો તે તમામ ફેરવાઇ ગયો હતો સહવારના તે ગયો ત્યારથી ૨૦ લાબા વર્ષો તેની ઉમ્મરમા એકાએક વધી ગયા હોય એવ્હો અદભુત ફેરફાર તેનામા થયો હતો તેનો ચ્હેરો ફીકકો અને કાહેલી હતો તેના કપાળ ઉપર કરચલીઓ વળી હતી કે જે ત્યા ગઇ માને ન હતી તેનો રંતાશવાળો મુખડો ઉશ્કેરાત અને દુખથી જર્દ મારી ગયો હતો

તે પોતાની બાયડી રાધણીમા કામ કરતી હતી ત્યા ગયો તેનો ભયભરાયલો અવતાર જોઇ તે બાપડી ડધાઇ ગઇ

"હેનન! તે ધીમેથી બોલ્યો! "જા! જઇને બાઇબલ લાવ!"

તે બીધેલી ભારજા કઇ પણ પ્રશ્ન પુછવાની હિમ્મત આદર્યા વગર ચુપચુપ તેના હુકમને તાબે થઈ તે જઇને બાઇબલ લઇ આવી તેણે તેના પાના પછી પાનાઓ ફેરવ્યા કે જે ઉપર તેના કુટુબના બાગાનોની જન્મ મરણની નોધો હતી તેણીએ તેને પોતાનુ નામ બબડતો સાભળ્યો, 'જૉન ડરવન્ટના લગ્ન હૅલન ગ્રે સાથે' ત્યાર કેડે થોડીક પળો તે ચુપ થયો તેના ચ્હેરા ઉપરથી તેના બાતેનમા ઉપજતુ અગાધ દુખ કઇક કળી શકાતુ હતું

'સમજ! તે બોલ્યો, "લીમા ડરવન્ટ ઉપનાઓની છોકરી જન્મ મે ૧૮——તુ સમજે છે કે, માહરી મ્હોરદાર?"

"હા! હૅલને કહ્યુ

"મને ખડયો કલમ આપ!" તેણે કહ્યુ તેણીએ તે લાવી આપ્યો

"પાછુ સમજ! તે બોલ્યો "લીમા ડરવન્ટ, જન્મ મે ૧૮——,મરણ ઑગસ્ટ ૨૨, તુ સમજી?'

"ઓ ખુદા!' તે કમબખ્ત માતા પુકારી "શુ લીમા મરી ગઇ? માહરી ખુબસુરત લીમા સ્વર્ગવાસી થઇ? ઓ નહી ખચ્ચીતજ એમ ન હશે!

શબ્દોની આપ લે આપણા વચ્ચે થઈ નથી, સચ્ચાઇ જેટલાંજ આપણે એકમેક તરફ સાચાં છીએ! તાહરા પ્યાર અને સચાઇને નામે હુ તને માહરૂં કહેવું માનવા ફરમાવું છું!"

"—પણ માહરૂં એક પૂરૂં બચ્ચું!" તે કગરી: "જોન! એટલા બધા સખ્ત - માહરી ઉપર ન થાવ!"

તે ગુસ્સે થયો.

"મેં તને એક બી કડવો શબ્દ આજ સુધી કહયો નથીઃ તે કહેવાની ફરજ મને ના પાડ! તાહરે માહરા હુકમને તાબે થવુંજ જોઇશે! મે માહરી દિકરીને માહરી અને તેના આશક વચ્ચે પસંદગી કરવા કહી હતી અને તે પસંદગી કરી ચુકી છે! હવે હુ તને—માહરી મહોરદારને માહરાં અને તાહરાં બચ્ચાને કે જે આપણને નાફરમાન થઇ તજી ગયું છે તેની વચ્ચે પસંદગી કરવા ફરમાવું છુ!"

"તમેજ, જૉન! તમેજ માહરી પસંદગી આખી દુનિયામાં છો, પણ માહરૂં જીગર તેથી તુટી જશે!"

"ત્યારે તું મને તાબે થવા વચન આપે છે?" તે બોલ્યોઃ "તું તેને નહી મળશે?—તેની સાથ નહી બોલશે?"

"તમારી મરજી વિરૂદ્ધ તો નહીજ!" તેણી બોલી, "પણ હું માંગી લેવું છું—હું ખુદા પાસ દુઆ ઇચ્છું છું કે તમારા દિલમાં તે દયા રેડે!"

"માહરી એકની એક દિકરી એક બેગાના ખાતર મને છોડી ગઇ!" તેણે અતિ દુ:ખ પામી કહયું—"આપણે બચ્ચાં વગરનાં બન્યા, હૅલન! આપણે છતે બચ્ચે બચ્ચાં વગરના બન્યાં!" અને તે મઝબુત માણસ એક બાળક માફક રડી પડયો!

તેણે તે પછી પોતાની બાયડીને બધી વિગતો સવિસ્તાર કહી. લોકો પાસથી કેમ જાણ્યુ કે તેઓ પરણ્યા હતા તે બધુ તેણે દુ:ખથી ધ્રુજતે સાદે પોતાની રડતી પરણેતરને કહી સમજાવ્યું.

તે સારો દિવસ મહા દુ:ખનો તેઓ માટે નિવડયો. તે મીસ્ટર કંઇ કામ કરી શકયો નહી—હૅલન રડયા ને રડયાજ કરી. લીમા મરી જતે તેના કરતાં જાસ્તી દુ:ખ તેઓને ઉપન્યું. હૅલન લીમાના રૂમમાં રડતી દોડતી ફરી. તે હેતવંતી મા પોતાની દિકરીની દરેક જણસો પોતાની છાતીમા પ્યારથી દાબી તે પર હેતથી બોકી ભરી રડતી હતી. તેણીનું જીગર ખરેજ તુટી ગયું હતું.

નિસાસાની એક રાત તેઓએ કાઢી. બીજી સહવારે એક કાગળ આવ્યું. લીમાના હાથે તે લખાયલું હતું. તે કેટલો વખત સુધી અડકયા વગર જૉન ડરવન્ટે પડી રહેવા દીધુ. તેને જોતાંજ તે મીસ્ટર એટલો તો ક્રોધે ભરાયો હતો કે તે વિષે બોલતાં હૅલન બીહી ગઇ હતી. ઓચિંતુ તેણે તે ઉપાડયું, ખોલ્યું અને વાંચ્યું. તે એક ઘણું દિલ ઉશ્કેરનારૂં, કરગરીને લખાયલુ પત્ર હતું: પણ તેની કશી અસર તે મીસ્ટર ઉપર ન થઇ. તેણીએ લખ્યું હતું કે તેણીએ પ્યાર અને ફરજ વચ્ચે અસહ્ય સંતાપ સહેવ્યો હતોઃ તેઓને છોડી જવાને બહુ નારાઝ હતી--તેઓને તે અતિ ચાહતી હતી, પણ તેના પતિ માટેનો તેનો પ્યાર તે બધાં કરતાં સર્વોપરિ હતો. તેને ખાતર તેણે બધુ છોડી દીધું હતું; પણ તેમ કરવાથી તેણીને

અણુહદ ખુશાલીજ પેદા થવા છતાં તેઓને ત્યજી જતાં તેણીનુ હૃદય ભાંગી ગયું હતું. તેણી પોતાના આશક વિના જીવી શકે એમ ન હોવાથી તેમ તેણીએ નાચારીથી કર્યું હતું. તેણી પરણી હતી–તેણીનો પતિ ઘણો હેતવંતો હતો–તેણી અતિ સુખી બની હતી, પણ તે સુખમાં માત્ર એકજ નિરાશાનો ઓળો હતો અને તે તેઓને તે ત્યજી ગઇ તે હતો. જો તેઓ તેણીને માફ કરે–તેણીને અને તેણીના વ્હાલા ભરથારને આવકાર આપે—આવકારના બે માયાળુ શબ્દો તેઓ પર લખે—તો તેણી અણુહદ સુખી થને.

તે મીલર તે બધું વાંચતાં જાસ્તી ક્રોધે ભરાયો.

તેઓ ઘણાં સુખી હતાં. લીઆએ ત્રણ દિવસની રજા નિશાળમાંથી લીધી હતી. લીન મધેના એક અતિ સુદર કોટેજમાં તેઓ રહેતા હતા. જે સુંદર ફરનીચરથી આરાસ્તા કરેલું હતુ—જે બધું સુખ તેઓ માણી બક્ષે તો ઑર ન્યારૂં થનારૂં હતું.

તે એક જોરાવર લાગણી ભરી અપીલ હતી, પણ તે મીલર તે વાંચી જાસ્તી ગુસ્સે થયો.

"માહરો જવાબ શું છે તે તેણી જોશે!" તે બોલ્યો. 'મેં તેને માહરી ને તેની વચ્ચે પસંદગી કરવા કહી હતી: તેણીએ તેને પસદ કર્યો છે, હવે તેણીએ માહરા વગર ચલાવી લેવું જોઇએ."

તે તે સવારે તેઓ રહેતાં હતાં તે ઝુંપડું જોવા ગયો અને તે જોઇ આવી લીમાને લગતી દરેક ચીજો—ચોપડીઓ, ડ્રૉઇંગનો સામાન, પ્યાનો, ઝવેરાતો અને તેણીનાં કપડાં વગેરે બધું—એકઠું કર્યું. તેણીનાં બચપણના રમતનાં રમકડાઓ પણ તેણે કઢાવ્યાં અને તે બધું બાંધી રૂંધીને તેઓ રહેતાં હતાં તે કોટેજમા મોકલી આપ્યુ.

"એને લગતું કંઇ બી હું રાખવા રાજી નથી!" તે ગુસ્સાથી બોલ્યો.

પણ તે રડતી માતાએ એક ચીઝ તેના ગુસ્સા ને ઉનાવળાપણાંનો લાભ લઇ બડી મુસ્કેલીથી સંતાડી રાખી તે તેણીનો એક ન્હાનો ફોટોગ્રાફ હતો. તે હેતવતી માવિતરે તે ખુબ સંભાળથી છુપાવી રાખ્યો.

તે ન્હાનો સુંદર રૂમ તમામ ખાલી થઇ ગયો. એટલું કરી તે ગુસ્સાથી ઘેલો બનેલો બાપ કઇ ધરાયો નહી. તે જે ઓરડામાં વસી હતી તે તેણે સદાનો બંધ કરી દીધો. ત્યાં કોઇ જાય—વસે તે બી તેને રૂચ્યું નહી. તેણે તે રૂમને તાળું માર્યું અને તેની ચાવી ઍચન-વૉટરનાં આગને સ્વાધીન કરી.

લીમાને લગતા તે સઘળા સામાનની સાથે નીચલી ચીઠી એક કાગળની કાપલી ઉપર તેણે ધ્રુજતા હાથોએ લખી મોકલી.

"તેં તાહરી પસંદગી કરી છે—હવે તેને વળગી રહે! માબાપોને નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગજબ ભુરા શ્રાપો તું કમબખ્ત ઉપર ઉતરો અને તેઓ તને જીંદગી સુધી જળાવતા–સતાવતા રહો!!"

(ચાલુ છે.)

———:o:———

તરફ જોઇ' અભાગીયા! મારા ભાગ્યની નૌકા ડુબાડનાર, મારા હૃદય મણીનો પ્રપંચથી નાશ કરાવનાર, કીર્તિને કલંક લગાડનાર ઓ પાપી તું કોણ છે? બોલ નહિ તો હમણાં શાપ દઇ ભસ્મ કરૂં છું.

વિષ્ણુ—(સ્વગત) ફજેતી. સતી શાપ દેશે તો બધી બાજી બગડી જશે. માટે લાવ મારૂં ખરૂં રૂપ પ્રગટાવી, બચાવ કરૂં. (ચતુરભૂજ દર્શન દે છે.)

વૃંદા—(વિષ્ણુને જોઇ) કોણ વિષ્ણુ? દેવાધિદેવ? આપને આવું ઘટે? પુત્રી સાથે આવો પ્રપચ રમતા ભય ન લાગ્યો? શરમ ન આવી? ખરી વાત છે कामातुराणा न भयं न लज्जा॥ કામાતુરને ભય કે લજ્જા હોયજ નહિ. તમે તો પ્રજાની લાજ રાખનારા કે, કલંકિત કરનારા? નજીવા સ્વાર્થ માટે આટલો બધો અન્યાય? (જાળધરના મસ્તકને ખોળામાં લેઇને) હાય નાથ તમારા પ્રાણ કેવી રીતે ગયા હશે, અરેરે તમે મને વ્યભિચારી લેખી હશે મારા ઉપર તમે તિરસ્કારનો વરસાદ વરસાવ્યો હશે. પ્રિયતમ! પ્રિયતમ! મ્હારા વ્હાલા પ્રિયતમ! હું તમારી બહેભવની ગુન્હેગાર બની છું મારા ખાતર તમારા પ્રાણ ગયા. (વિષ્ણુ તરફ ફરી તિરસ્કાર યુકત વચને) મારૂં શીયળ તજાવનાર ઓ કપટી વિષ્ણુ! તમે મને ભ્રષ્ટ કરી તો તમારી જડકૃતિ પ્રમાણે તમે જડ થઇ શીલારૂપે સરીતામાં જઇ પડો. (અવળા મુખે ફરી જાય છે.)

વિષ્ણુ:—(એકદમ વ્યાકુળ) અરે! અરે! આ શું? પુષ્પમાંજ કાંટા?

વૃંદા—એ વાત ગુલાબને પુછો.

વિષ્ણુ:—શું અગ્નિમાં શીતળતા?

વૃંદા—ચકવાને પુછો.

વિષ્ણુ.—શું ઝેરમાં અમૃત?

વૃંદા—તે મધમાખીને પુછો, મારી સાથે લાંબી વાત ન કરો.

વિષ્ણુ—એમ? મને જગપાળક જાણવા છતાં પણ શાપ આપવા તૈયાર થાય છે? ઠીક, તો લે હું પણ તને તારા શાપના બદલામાં શાપ આપું છું કે તું વિચાર વગરની વનસ્પતિ થઇ અરણ્યમાં ઉગજે.

વૃંદા—(ધર્મ પગવણ ભાવે સ્વગત) અરેરે! આ તો વિચાર વગરનું વિપરીત વેતરાયું. શાપ દેતા ઉલટો શાપ પામી (પ્રકાશ) જગતપિતા! આપને મહેશ્વર જાણી અનુગ્રહ કરૂં છું કે આપ શાલ થશો પણ સૃષ્ટિમાં શાલીગ્રામ રૂપે પુજાશો.

વિષ્ણુ:—(હર્ષિત વદને) ત્યારે જાવ, તમે પણ તમારા ધર્મથી ચલીત થયાં નથી તો તુળશીરૂપે પુજાશો. હું તમારા પ્રેમમાં આધીન રહીશ; અને તમારા વગર કોઈ સ્થળે અન્નપ્રાસન નહિ કરીશ.

વૃંદા:—(શિર્ષાસન સંકલ્પે, જાળંધરનું મસ્તક ખોળામાં લેઇ) પતિ! તમે તો મને વ્યભિચારણી ગણી હશે. દુષ્ટા ઠરાવી હશે. નથી નથી નાથ! તેવી

હું નથી. શુધ્ધ છુ મેં સુર્ય સન્મુખ હાથગ્રહી તે પછી તજ્યા નથી આપ પિનૃલોકને પામ્યા, તો ત્યાં પણ આ દાસી સેવાઅર્થે આવવાને તેયારજ છે. હે નાથ! આપ જ્યા બિરાજ્યા છો ત્યાંજ હું આવવા તૈયાર છું. અગ્નિદેવ! મને મારા પતીનો મેળાપ કરાવી દયો. સતી કરાવી દયો. પચભૂતમાં ભેળવી દયો. જય અંબે!!! જય અંબે!!! જય અંબે!! (જમણા પગના અંગુઠામાથી ધીમે ધીમે અગ્નિ પ્રદિપ્ત થાય છે, ને છુટા કેશે ખોળામા જાળધરનું મસ્તક લેઇ વૃંદા પ્રજળતી ઉચ્ચારે છે)

### ગાયન-૪૮ મું.

વૃંદા:— પ્રભુ! મારા પ્રાણુનો પંથ બતાવો,
ક્રુરતા ના લાવો—પ્રભુ૦

પતિ પ્રીતી ભાખુ ભુંસાયે બટકું, ડરની મારી દીવાની
સંકટ હરણુ સમય વિચારી, કર મારો ગ્હાઓ—પ્રભુ૦
ભવરણુમા ભરથાર વિના છેઉં, અબળા ઓથ વિનાની;
અર્પૂ જીવન અગ્નિ ઉદરે એ, દુખથીનો દાવો—પ્રભુ૦

(ભસ્મિ ભૂત થાય છે.)

વિષ્ણુ:—(વૃંદાની ભસ્મ બન્ને હાથમાં લેઇ સ્વયં કપાળે લેપન કરતા) ધન્ય છે સતીવૃંદાને. શીર સાટે સીયાળ સાચવનારી સુદરી તે આનુ નામ. કસ્તુરીને કચરવાથી તેમાંની સુગંધી સમાતી નથી પણ ઉલટી વિશેષ બહેકી નીકળે છે. ચદનની શાખાને અગ્નિમાં બાળવાથી તે પોતાની સુવાસના વધારે વિસ્તારે છે. મારી કસોટી પૂર્ણ થઇ જેમ રેતીમાં રઝળતાં રત્નોને ઉત્તમ ઝવેરી ઓપ ચઢાવી તેના ગુણને પૂર્ણ પ્રકાશીત કરી અમુલ્ય બનાવે છે, તેમ મારે પણ મારી સૃષ્ટિમાં પ્રગટેલા આવાં રત્નોને કસોટીપર ચઢાવી લોક દૃષ્ટિએ કેમ ન પાડવા? સતી, તું તારા શુદ્ધાચરણથી વેકુંઠપદની અધિકારણી થઇ ચુકી છે. તારા પતીસહ પરમાનંદ પ્રાપ્ત કરી ચુકી છે. (વિચારી) લાવ હુ વૈકુંઠ ધામમાં જઇ એ પ્રેમી જોડાને ધન્યવાદ સહ આશીર્વાદ, વિભૂષિતકરૂ.

### ગાયન-૪૯ મું.

શી સતી આ વૃંદા શાણી, જગતુ જવાહીર જાણી;
સંકટથી જેહ સ્હરાણી, પરડી ન પણ પાછી પાની
શીળ વિના સ્ત્રીઓ તે તો, સાચે શોભે કેવી:
નકટી સજીને નાકે, આભૂષણુ એવી,
પામે છે 'પારસ' સાટે, નરક નિવાસ કમાણી—જગતુ.

(હાથની લાકડી વતે આકાશ રેખા દોરી જાળંધર વૃંદા તથા અન્યદેવો સહીત વૈકુંઠ ધામ ઉત્પન્ન કર્યા પછી) ધન્ય છે સતી વૃંદાને. તન જતા લગી ટેક રાખ્યો, તો આ સ્વર્ગનો સ્વાદ ચાખ્યો. (વૃંદા તરફ નમન કરતા) મહાદેવી! મારું વર્તન

તમારા જેવાં ધર્મશીળને શાંતિ રૂપ થવાને બદલે શાપરૂપ નિવડ્યુ છે માટે ક્ષમા કરજો. તમે તમારા સૌભાગ્ય રક્ષક સહ આ સ્વર્ગના અખંડ સુખ અનુભવો લોકો દ્રિતમાનો લાંછન લેખાયું હશે, પણ જીજ્ઞાસુઓ તો જાણશે કે જે સુખ અનંત યુગના ઉપાસકોને નથી મળ્યું તે તમને મળ્યુ છે

વૃંદા.—(નમન કરતી) કૃપાળુ! આજે હું મારૂ અહોભાગ્ય સમજું છું; કે મને પરમ તપસ્વિના તપનું રૂપ પ્રાપ્ત થયું છે. પણ જગતજન જાણતા હશે તેઓ તો તર્ક ચલાવતા હશે કે લલના લાલચમાં લપટાઈ, ને દુઃખ સાગરમા દપટાઇ.

વિષ્ણુ:—એવા મલીન વિચારોથી મુકત થાઓ. (જાળંધર તરફ આંગળી કરી), આ પાંચ પ્રાણરૂપી જાળને ધરનાર તે જાળધર. તેમ વૃત્તિ છો. બન્નેના ઐક્યે ઉત્કર્ષ ને વિયોગે આત્મહાની નિર્વિવાદ છે. આ શંકર રૂપી તમો ગુણથી તેમાં વિચ્છેદ પ્રગ ટાવાનો ઓછો સંભવ છે પણ મારો રજોગુણી સ્વભાવ તમને સ્વરૂપ શ્રમે પોતાની પાછળ દોરી શકે છે. એ આ જળવંત દ્રષ્ટાંત દ્રષ્ટિગત કરે છે. બોલો હવે સ્વરૂપ સમજાયુ? તમારે ને જગતને સંબંધ શું છે? તમે જગત માટે ન હતા, કે જગત તમારે માટે ન હતું. એ સર્વે ભેદનાં તત્વો ભેદમાં સમાયાં; ને તમે અખંડ કીર્તિ કમાયાં.

જાળંધર:—(નમન પૂર્વક) વાહ પ્રભુ વાહ! સ્વરૂપ સમજાયું. જો આવું સ્વરૂપ આગળથીજ અમને સમજાયું હોત તો જરૂર અમો પ્રચંડ યોગ પ્રફુલ્લિત કરત.

વિષ્ણુ:—વિશાળ ધર્મની ગહનગતિ સમજવા જેટલો પુરતો પ્રકાશ તમારા હૃદયમાં થયો નથી. તેથી તમને યોગ તરફ અભિરૂચી પ્રકટાય છે. બાકી હું જે કરૂ છુ તે યથાર્થજ કરૂ છુ. કહો. તમારી જન્મ મરણની જંજાળ ગઇ તો પછી હવે તમારે જોવા જાણવાનું રહ્યુંજ શું?

બન્ને:—(સનમ્ર ભાવે) કંઇ નહિ.

વિષ્ણુ:—તો પછી?

બન્ને.—સંબંધને લીધે સંકટમાં સપડાયલા સર્વે મુકત થાય એજ અંતિમ યાચના.

વિષ્ણુ:—બરાબર. સમજ્યો શુક્રાચાર્ય કેની?

બન્ને:—જી હા.

વિષ્ણુ.—(શંકર તરફ ફરી) શંકર કૃત્યોને કહો કે શુક્રાચાર્યજીને બંધનમુક્ત કરે.

શંકર:—(મસ્તક નમાવી) નિશ્ચિંત રહો મહારાજ (નેપથ્ય તરફ ઉચ્ચસ્વરે) કૃત્યા....... ...

કૃત્યા—(દોડતી પ્રવેશી) જી.

શંકર:—જા ઝટ શુક્રાચાર્યજીને તેમની મૃત સંજીવનની વિદ્યા સહિત બંધનમુક્ત કરી અત્રે આણ.

કૃત્યા—પ્રભુની જેવી આજ્ઞા. (જાય છે)

શુક્રાચાર્ય:—(કૃત્યા સહીત પ્રવેશી, નમન કરતા) નમામી ગર્વેશ્વર.

વિષ્ણુ—શંકર:—તમારી મૃતસંજીવન વિદ્યાસહીત આનંદ પામો.

શુક્રાચાર્ય.—મહત કૃપા.

શંકર:—(વૃંદા તરફ ફરી) શાહબાશ છે સતીત્વને અહાહાહા. મહાદુઃખના પ્રસંગમા પણ જ્ઞાનવાન મનુષ્યો કેવા નિર્મળ રહે છે, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. કેવું અડગ હૃદય? પ્યારો પુત્ર કે દુઃખદાયક દુષ્ટાંત, ચૈત્રના બપોર કે શીયાળના સવાર, સ્વર્ગનાં સુખ, કે નરક યાતનાના દુખ, બંન્નેને સમાન સમજી લીધાં છે (આશીર્વાદિત હસ્તે) સતીવૃંદા! તું આ એક સ્વરૂપે અખંડ સુખ લેઈ સ્વર્ગ લોકને શોભાવ, ને બીજાં સ્વરૂપે શ્રી પ્રભુજીના શબ્દાનુસાર પૃથ્વી ઉપર તુળસી રૂપે પ્રકાશજે. મારા આશીર્વાદ છે..

આકાશના દેવો:—(વિમાનમા બેશી પુષ્પ વૃષ્ટિ કરતા) નિર્વિવાદ છે. નિર્વિવાદ છે. નિર્વિવાદ છે.

ગાયન ૫૭ મું.

દીપો દેશની ધુતિ, વધારી વિરતી પ્રબળ,
સુરતિ સકળ, શાન્તિનું શરણ રહાઇ........દીપો૦

સુભટ સુઘડ બહુ પુરૂષો પ્રગટો, શાયળધારી સુંન્દ્રી સતી;
સુનીતિ રસાળ, વિનયે વિશાળ કૃતિમાં કૃપાળ કરીને—દીપો૦

પ્રીતિ પુરાણી, સુખે પિછાણી શ્રેષ્ઠો સુખ સદા આ,
દીલથી રહો દુર દુરબળતા, વધી વીરતા, પ્રજાની આ, અમારી આ.
તનમાથી ત્યાગી, ગાડી ગતી, બેઉમી સતી, સજી સરસાઈ-દીપો૦

इति श्री कृष्णपुर (कावीठा) निवास कृद गृहस्थ श्री गौडद्विज कुलमणि श्रीमपंडित मयारामात्मज विद्यारामस्य पादारविन्दानुरागवता मध्यमसुतेन श्री कविभुषण भाइशंकरजी पंडितेनकृतं "जालंधरा रव्यं सती वृंदा रव्यं" नाटकं समातम् शुभं भवतु।



# મોતી મહાલ.

(બંગાળી ઉપરથી)

લખનાર:—રા૦ યોગેશ.

"સતીશબાબુ! તમે ગમે તે કહેશો તો પણ હવે તમારા 'વાયદા' પર મારો વિશ્વાસ બેસવો અશક્ય છે. ડીસેમ્બરની પહેલી તારીખે કાં તો તમે મારા એંશી હજાર રૂપીઆ પાછા આપો અથવા તો કુમુદિની મને પરણાવો. આ બેઉ બાબતો તમને નાકબુલ હોય તો તમારા નિવાસ "મોતી મહાલનો" કબજો મારે કોર્ટ મારફત લેવો પડશે". ....આવો અરવિંદબાબુએ સતીશબાબુને નિરોપ મોકલ્યો.

*　　　*　　　*　　　*

અરવિંદબાબુનો ડ્રેસ રજેરજ યુરોપિઅન પદ્ધતિનો હતો. ઇંગ્લાંડની સફર કરી આવ્યા પછી અરવિંદબાબુને 'કટ્ટી' પોશાક માટે મનમાં તિરસ્કાર આવેલો હોવાથી, તેણે યુરોપિઅન પદ્ધતિ ગ્રહણ કરી હતી. બોલવામાં, ચાલવામાં અને ખાવાપીવામાં સુદ્ધાં તેણે પાશ્ચાત્યોનું અનુકરણ ઘણી ખુશીથી સ્વીકાર્યું હતું. અરવિંદબાબુનું વર્ણન કરતાં પહેલાં પ્રથમ તો તેના કડક પોશાકની તારીફ કરવામાં આવતી. અરવિંદબાબુના પિતા બંગાળાના એક પ્રખ્યાત જમીનદાર હતા. પિતા મૃત્યુવશ થયા ત્યારે તેનું વય લગભગ અઢાર વર્ષનું હતું. તેની મા તો તેને ત્રણ વર્ષનો મુકીનેજ ગુજરી ગઇ હતી. કલકત્તા યુનિવર્સીટીમાં સારી ફતેહ મેળવી અરવિંદબાબુએ ઇંગ્લાંડનો માર્ગ પકડ્યો. આમ કરવામાં, પ્રવાસ કરવા સિવાય તેનો બીજો કંઇ હેતુ ન હતો. લંડન શહેરમાં બે વર્ષ આયશમાં ગુજારી, બાબુ સાહેબ પુનઃ સ્વદેશ પધાર્યા. તેના ટ્રસ્ટીઓએ તેની 'ઇસ્ટેટ' તેને હવાલે કરી. અરવિંદબાબુએ સત્વર પોતાની પંક્તિના એક શ્રીમંત જમીનદારની કન્યા સાથે વિવાહ કર્યો. આ પ્રથમ વિવાહને આઠ નવ માસ પસાર થયા ન થયા ત્યાં તો તેણે પોતાના એક સહાધ્યાયીની બ્હેન સાથે પાણિગ્રહણ કર્યું. આ અરસામાં મૅડમ જેકસનનું સુપ્રસિદ્ધ સર્કસ કલકત્તામાં આવ્યું હતું. તે સર્કસમાની મીસ ક્લોરીંજર નામની એક તરૂણ નૃતિકા (નાચનારી) પર અરવિંદબાબુની નજર બેઠી. તેના જેવા ગર્ભશ્રીમંત તરૂણ માટે, દશ પૌંડ વેતન લઇ, પરદેશી પ્રેક્ષકો સામે નાચનારી ઇંગ્લાંડના એક ભિખારીની છોકરીને વશ કરવી એ કંઇ અશક્ય ન્હોતું. તેણે સર્કસના મેનેજરનું ઓળખાણ કરી ક્લોરિંજર સાથે મિત્રાચારી કરી. શનૈઃ શનૈઃ ક્લોરિંજર બાઇનું તેના એક મિત્ર સહિત અરવિંદબાબુની "આર્યન કુટીર" નામની

ભવ્ય ઈમારતમા પ્રસ્થાન થયુ. કલોરિજર અસલ યુરોપિયન હતી અર્થાત તેનો તથા તેને દોસ્ત બનેલા બારટનનો મિજાસ એકાદ મોટા લૉર્ડના ફેમીલીને શોભે એ પ્રમાણે સચવાતો. કલોરિજરના તાબામા એક સ્વતંત્ર ડૉગકાર્ટ સોપવામાં આવી હતી. કોઈ વખત અરવિંદબાબુ કલોરિજરને પોતાની સાથે લઇ જતા હતા તો કોઈ વખત કલોરિજરની સાથે બારટન જતો અરવિંદબાબુની જમીનની ઉપજ મોટા પ્રમાણમાં હોવાથી, તેને આવો ખર્ચ ચલાવવો હમણાં તો ભારે પડતો ન્હોતો. આ ઉપરાંત અરવિંદબાબુની, કલોરિજર પ્રેમપાત્ર હતી, આવા પ્રેમપાત્રો થોડા ઘણા ઘેર રાખવાં એ બંગાળાના ગર્ભશ્રીમંતો એક પ્રકારનું ભુષણ સમજે છે.

અરવિંદબાબુનો લેવડદેવડનો વ્યવહાર પિતાના વખતથી ચાલ્યો આવતો હતો. તેમ હજી પણ ચાલુજ હતો. આ પ્રકારે બાબુ અરવિંદ દાસનું આયુષ્ય ખુબ અયશમા પસાર થતુ હતુ.

* * * *

"બાપા! તમે આજે આટલા ઉદાસ કેમ દેખાઓ છો, ભલા?" તેર વર્ષની એક કોમલ બાલિકાએ પોતાના બાપને પ્રશ્ન કર્યો. ગતીશબાબુના નયનોમાંથી બે આંસુ ગાલો ઉપર દડી પડયા; આ સિવાય કુમુદિનીને કઇ ઉત્તર મળ્યો નહિ આવો પ્રકાર જોઈ કુમુદિની ત્યાંથી ચાલી ગઇ. સતીશબાબુ પણ એક વેળા અરવિંદ બાબુ જેવો ગર્ભશ્રીમંત હતો પણ મદિરા અને જુગારને નાદે ચઢવાથી તે હમણાં કડક બંગાલી થઇ ગયો હતો. માત્ર "મોતીમહાલ" નામની ઇમારતજ સતીશબાબુની ઇસ્ટેટમાં બાકી રહી હતી તે પણ લેણદારના તાબામાં જાઉં જાઉ થઇ રહી હતી. સતીશબાબુને રોજ એક પાઇંટ અસલ 'પોર્ટવાઇન' પીવા જોઇતો. તે ન મળતાંજ તેનું માથુ ભ્રમિષ્ટ થઈ ક્રોધના ઉભરામાં તે ફાવે તેમ બોલી કાઢતો. એક વખત ઘરમાં શાક ન હોય તો ભલે પરંતુ પોર્ટવાઇનની પાઇંટ તો હોવીજ જોઇએ આવી તેની સ્થિતિ હતી. સતીશબાબુના દશ બાર શાહુકારો પૈકી અરવીંદદાસનું ઋણ સર્વે કરતાં વધારે હતુ. વળી સતીશબાબુની હવે પત પણ ગઈ હતી. "મોતીમહાલ" ઉપર ઘણાનો ડોળો હતો. વળી "મોતીમહાલ" જાય પણ તેટલામાં બધું દેવું અપાઈ રહ્યા ઉપરાંત કંઇક બચે એવી તેની ઇચ્છા હતી. આ સર્વે કરજ એકલો અરવિંદ બાબુ ધારે તો ફેડી શકે તેમ હતુ અરવિંદ બાબુનું ખાનગી વર્તન કેવા પ્રકારનું હતુ તે આપણે આગળ વાચ્યુ. આ લેણદારોની ધુસરીમાથી છુટવા એકજ ઉપાય સતીશબાબુને જણાતો હતો અને તે એ હતો કે અરવિંદને કુમુદિની પરણાવી દેવી. આમ કરી પોતાની લાડકી એકની એક કુમુદિનીને આવા સંકટમાં નાખવી એ અત્યંત નીચતા કહેવાય એમ તેને મનમાં થતું. પણ આજે તેને રોકડ રકમની જરૂર હતી. પછી તે રકમ ગમે તે મારગે મળે એ માર્ગ સ્વીકારવાની સતીશબાબુની સંપુર્ણ તૈયારી હતી. જુગારનો છંદ, મદ્યનું વ્યસન અને લેણદારોનો 'મોતી મહાલના' ના ઉંબરમા અડો જમાવવો, એ સર્વે દશ્યો આ સમયે તેના ચક્ષુઓ સમીપ સીનેમાની ફીલ્મની માફક એક પછી એક સરવા લાગ્યા. ડીસેમ્બ-

રની પહેલી તારીખને કંઇ દશપાંચ વર્ષની વાર ન્હોતી માત્ર બેજ દિવસ બાકી હતા. આ પ્રમાણે અડતાલીસ કલાકમા એશીહજારની રકમ નિયમસર અરવિંદ બાબુને અપાય એવી સતીશબાબુને બીલકુલ આશા ન્હોતી. અથાત્ પોતાનું દેવું ફેડવા, પોતાના કુળની આબરૂ રાખવા, સતીશબાબુને પોતાની માતૃહીન કન્યાનો ભોગ આપવો પડશે એમ જણાતું હતું આવા કટોકટીના સમયે સતીશબાબુ શી વ્યવસ્થા કરે છે તે જોવા બધાની આંખો તલપી રહી હતી સતીશબાબુ જોકે તદ્દન દ્રવ્યહીન થઇ ગયો હતો તોપણ તેના બાપદાદાના વખતનો “ કાલિમાતાનો હાર ” અદ્યાપિ તેની પાસેજ હતો. કાલિમાતાના હાર બદલ આખા બંગાલામાં પૂજ્યબુધ્ધિ હતી. ઘણા પ્રાચીનકાળથી તે હાર સતીશબાબુના કુળમાં આવ્યો હતો. દર વર્ષે દુર્ગાપૂજાના દિવસે કાલિમાતાના કંઠમા આ હાર ઘાલવાનો રિવાજ હતો મોતી મહાલના બીજા ચોકમાં આવેલાં દુર્ગામંદિરમાં દુર્ગાપૂજાના વખતે કાલિમાતાનો હાર જોવા ખાતર પ્રેક્ષકોની ખુબ ગીરદી થતી હતી. હારના મધ્ય ભાગે એક દિવ્ય હીરો હતો, આ હીરાની કીંમત લગભગ ત્રણ લાખ રૂપીયા હતી. આ ઉપરાંત બીજા માણેકો વિગેરે હારમાં જડેલા હતા તે જુદા. “ કાલીમાતાનો હાર” સતીશ બાબુના કુળના ભુષણનું કેંદ્ર હતું. સતીશબાબુની “કાલીમાતાના હાર” ઉપર સંપુર્ણ માલેકી હતી. જો તેના મનમા આવે તો, હાર કોઇને પણ વેચી પોતાનું ઋણ ચુકાવી શકે તેમ હતું પણ આ પ્રમાણે કરી કુળને કલંક લગાડવું એવી તેની ઇચ્છા ન્હોતી સતીશબાબુએ પુષ્કળ વિચાર કરી જોયો પરંતુ તેને એકે યુકિત સુજી નહિ ઘડીક તેને એમ થતું કે મોતીમહાલ વેચી નાખવો, પોતાની પુત્રીની જીંદગી બગાડવી નહિ અને વળી બીજોજ વિચાર આવતો કે કુસુદિનુ અરવિંદ સાથે જો લગ્ન કરી નાખું તો પોતાનાં કુળની આબરૂ કાયમ રહી દેવું પણ ફેડાઇ જાય ઉપલો વિચાર તેને પસંદ પડયો અને તે પ્રમાણે વ્યવસ્થા કરવા તે તત્પર થયો આખરે ડીસેમ્બરની પહેલી તારીખની સવાર થઇ. અરવિંદબાબુ સવારેજ ફ્લોરિન્જરને સાથે લઇને, ડોગકાર્ટમાં મોતી મહાલે આવ્યો. ફ્લોરિન્જર બાઇનો આજનો ભપકો ખરેખર પ્રેક્ષણીય હતો. અરવિંદ જેવો લક્ષ્મી પુત્ર હાથમાં આવ્યા પછી ફ્લોરિંજર બાઇ અગાઉની માફક ભિખારી પોશાકમાં રહે એવા ભોળા ન્હોતા. ફ્લોરિન્જર બાઈની પ્રત્યેક હોંશ પુરી કરવા અરવિંદબાબુ તૈયાર હતો. સતીશબાબુએ એ બન્નેનુ મોટા આદરથી સ્વાગત કર્યું. સતીશબાબુએ અરવિંદબાબુની પહેલી માગણી (કુસુદિને પરણાવવાની) કબુલ કરી. અરવિંદને ઘણો આનંદ થયો. કારણ કે કુસુદિનીને પ્રથમ જોતાં વેંતજ તેને દિલમાં થયું હતું કે આવુ રત્ન મેળવવાથી પોતે સુખી થશે. પોતાની ઇચ્છા પ્રમાણે તેની સાથે કુસુદિનીના વિવાહ થયા હોત તો તેને ખરૂં સુખ મળત પરંતુ બિચારી નિષ્પાપ કુસુદિનીનો આખો જન્મારો, વિષય વાસનામાંજ ખરૂં સુખ છે એવું સમજનાર વ્યક્તિ સાથે પસાર થઈ જાય એવી ઈશ્વરની ઇચ્છા ન્હોતી.

* * * *

"વિનોદ! હવે તારે મારૂં સ્મરણ કરવું તદ્દન નકામું છે. બાપા કહેતા હતા કે પરમ દહાડેજ મારૂં લગ્ન થનાર છે." એક તારૂણ્યાવસ્થામાં પ્રથમ પ્રવેશ કરતી સુસ્વરૂપ બાલિકાએ, ઓગણીસ વીશ વર્ષની વયના એક તરૂણને ઉદ્દેશીને કહ્યું, બાલિકા અસ્પષ્ટ શબ્દોથી બોલતી અને તેના બન્ને નયનોમાંથી અશ્રુ વહેતાં હતાં મુગ્ધ થઈ વીનોદ પણ ગંભીર મુદ્રા ધારણ કરી ઉભો હતો. દુનીયાનો અનુભવ ન્હોતો એવા તરૂણને આગળ શું બોલવું એ સુઝતું ન્હોતું. વિનોદ બોલ્યો, "કુમુદિની! મારાથી હવે બોલાતું નથી. પરમેશ્વર તને સુખમાં રાખે." વિનોદ તે ઉજાશવાળા દિવાનખાનામાંથી બહાર નીકળી ગયો. તે ગયો એ જોતાંજ કુમુદિની ધડ દઇને ગાલીચાપર પટકાઇ પડી.

"હાય! વિ—નો—દ" એટલાજ શબ્દો તેના હોઠમાંથી બહાર આવ્યા વિનોદ દિવાનખાનામાંથી ચાલતો થયો પણ ક્યાં જવું એ તેને સમજ પડતી ન્હોતી. આ સર્વ પ્રકાર દિવાનખાનાની સામેના ચોકમાંથી સતીશબાબુએ જોયો. કુમુદિનીને મુર્છિત થઇ પડતા જોઇ તે નિમિષ માત્રમાં તે ઠેકાણે આવી પહોચ્યો તેણે તેને સાવધ કરી. તે વેળાનો દેખાવ જોઇ પાષાણ પણ ગળી જાય. પોતાની એકની એક માતૃહીન કન્યાને પોતે પોતાના હાથેજ દુઃખસાગરમાં હડસેલી દે છે એ તેને સ્પષ્ટ સમજાવા લાગ્યું. કુમુદિની થોડીવારમાં પુર્ણ સાવધ થઈ, તેને ઉદ્દેશીને સતીશબાબુ બોલ્યો, "બેટા! ગભરાતી નહિ. હું મારા હાથે તારી જીંદગી બરબાદ કરીશ નહિ" સતીશબાબુના બોલવાનો અર્થ કુમુદિનીને બરાબર સમજાયો નહિ અને કંઈ પણ ન બોલતાં તે દિવાનખાનામાંથી ચાલતી થઈ અહીંઆ સતીશબાબુએ તાબડતોબ પોતાના સોલીસીટર મી૦ નકુલેશચંદ્ર બોનર્જીને ટેલીફોનદ્વારા મોતી મહાલમાં આવવા વિનંતી કરી. થોડીક વારમા નકુલબાબુ મોતી મહાલમાં આવી પહોંચ્યા. સતીશબાબુએ તેને પોતાની પરિસ્થિતિ જણાવી કહ્યું. "નકુલબાબુ! મારી આજની દશા આ છે માટે મારા કુળમા પૂજાતો "કાલિમાતાના હાર" વેચવા હું તૈયાર થયો છુ." સતીશબાબુની વાત સાંભળી નકુલબાબુને ઘણુ ખોટુ લાગ્યુ. પોતાના એક આસીલના કુળની આ પ્રમાણે આબરૂ જવાનો પ્રસંગ આવે એ ખરેખર શોચનીય વા છે એમ નકુલબાબુને લાગવાથી બોલ્યા, "સતીશબાબુ! તમારી આ સ્થિતિ જોઇ મને બહુ ખેદ થાય છે. મારા તરફથી જો તમને એક લાખનો ચેક મળે તો મને લાગે છે કે તમારૂં આ સંકટ દુર થઈ, તમારા કુળની આબરૂ રહે તથા કુમુદિનીનો ભવ પણ બગડતો બચે. ત્યારે હું ચેક લખી આપું કે?"

આંધળાને દ્રષ્ટિ મળે અથવા ગરીબ માણસના ઘરમાં લક્ષ્મી પ્રવેશ કરે એવી સ્થિતિ બાબુની થઇ. આઇતેજ વખતે, મનમા પણ ન હોવા છતાં આ અનપેક્ષિત મદદ મળતી જોઇ સતીશબાબુને કેટલો આનંદ થયો હશે, એની કલ્પના તેની માફક સંકટમાં મૂકાયા વગર થઇ શકશે નહિ સતીશબાબુએ ચેક લેતાં નકુલબાબુનો અંતઃકરણપુર્વક ઉપકાર માન્યો. એ કહેવાની જરૂર નથી આ પછી નકુલબાબુ પોતાને ઘેર ગયા આમાનુ કંઈ પણ અગતિદ

બાબુને જાણવા દેવું નહિ એવો સતીશબાબુએ નિશ્ચય કર્યો. બીજા દિવસની સવારથીજ મોતીમહાલને શણગારવામાં આવ્યો. મોતીમહાલના ભવ્ય પટાંગણમાં મંડપ બાંધવાનું કામ શરૂ થયું. અરવિંદને પોતાના વિવાહની તૈયારી થાય છે એમ લાગ્યું. જોતજોતામાં લોકોમાં વાત પ્રસરી ગઈ કે અરવીંદ અને કુમુદીનીના લગ્નની તૈયારી થઈ રહી છે. મુહુર્તનો દીવસ આવ્યો. હમણાં બોલાવવા આવશે, હમણાં બોલાવવા આવશે, એ આશાપર અરવીંદબાબુ સવારના નાચી રહ્યા હતા. પણ સાંજના ચારનો સુમાર થવા છતાં સતીશબાબુને ત્યાંથી કોઈએ બોલાવવા નહિ આવ્યું એ જોઇ બાબુજી ગભરાયા અને મોટરમાં બેસી મોતીમહાલ તરફ જવા નીકળ્યા. મોતીમહાલના દરવાજા પાસે લોકોની ઠઠ્ઠ જામી હતી. ફાટક પાસે સુંદર ઇંગ્લીશ બેન્ડ વાગી રહ્યું હતું. બધા આનંદમાં ગર્ક હતા. અરવીંદને અંદર જતાં ઘણો શ્રમ પડયો. પણ અંદર જતાજ તેણે જે દેખાવ જોયો તેથી પોતે સ્વપ્નામાં છે કે શું એવી ભ્રમણા તેને થવા લાગી. સુમુહુર્ત જોઇ વીનોદ-કુમુદીનીના વીવાહ પા કલાક પહેલાંજ કરી નાખવામા આવ્યા હતા. વરવહુને ભેટસોગાદ આપવા બીજા લોકોની ગીરદી જામી હતી. એની ગીરદીમાંથી ઝપાટાબંધ અરવિંદબાબુ બહાર આવ્યો અને આંખો લાલ કરી સતીશબાબુ સામો ઉભો રહી બોલ્યો. "સતીશબાબુ!" સતીશબાબુએ ગંભીર મુદ્રા ધારણ કરી હસતાં હસતાં અરવિંદબાબુને મખમલથી મઢેલી એક ખુરશી ઉપર બેસાડી, શાંતીપુર્વક ખીસામાંથી એક કાગળ કાઢી અરવિંદબાબુના હાથમાં આપ્યો. આ કાગળ બંગાલ બેંકનો એંશી હજારનો ચેક હતો. પણ અરવિંદબાબુને આ વખતે ચેકની જરૂર ન્હોતી. તેને થયેલા અપમાનનો બદલો કેમ લેવો એ વિચાર કરતો તે મોતી મહાલમાંથી બહાર નીકળ્યો.

વિનોદ સતીશબાબુની ન્યાતનો હતો. તેના માબાપ બાળપણથીજ ગુજરી ગયા હતા. વિનોદ પણ હુશીયાર હોવાથી તેનેજ ઘરજમાઇ કરીને રાખવો એમ સતીશબાબુનો ઘણા દીવસોથી મનોરથ હતો. પણ વચમાંજ તેના કર્જના લીધે અગાઉ વર્ણવ્યા પ્રમાણે તેના ઉપર સંકટ આવી પડયું. ઈશ્વરે તેમાંથી પણ સતીશબાબુને બચાવી લીધો. વિનોદ કુમુદીનીના વીવાહ થયે પાંચ દીવસ થયા પણ ન્હોતા એટલામાં સતીશબાબુએ હીરો ચુસી પ્રાણત્યાગ કર્યો. મરણ પહેલાં છ કલાક અગાઉ તેણે મૃત્યુપત્ર કરી રાખ્યું હતું, જેની અસલ પ્રત નકુલબાબુ પાસે હતી. સતીશબાબુ મરણ પામ્યા એ વર્તમાન તાબડતોબ અરવીંદબાબુના કાને પહોંચ્યા. તરતજ એંશી હજાર રૂપીઆની ઉઘરાણી કરવા તે મોતી મહાલે જઈ પહોંચ્યો. મોતી મહાલના દરવાજા આગળ ઈતર લેણદારો પણ આવીને બેઠા હતા. પણ એટલામાં સોલીસીટર નકુલેશચંદ્ર બૅનર્જીની મોટરનો અવાજ લોકોને સંભળાવા લાગ્યો. નોકરોને મ્હોંએ, નકુલબાબુ આવે છે એવું સાંભળતાંજ અરવિંદબાબુનો ચ્હેરો પડી ગયો. અરવિંદબાબુની યુકિત જુદીજ હતી. સતીશબાબુનુ સર્વ કર્જ ફેડી મોતી મહાલની માલેકી પોતે લેવી એવો તેનો બેત હતો. નકુલબાબુ અને તેના વૃદ્ધ દિવાનબાબુ આશુતોષ મુકર્જી મહાલના દિવાનખાનામાં આવ્યા કે અરવિંદબાબુ સહિત બધા લોક એકદમ શાંતિ ધારી ઉભા રહયા. એ દેખાવ જોઇ તે

વળને કોઈ એમ કહી દે કે જાણે મોતી મહાલનો ખરો માલેક આવ્યો છે અને બાકીના બધા ભુટ્ટા ચોર ત્યાં ભેગા થયા છે. અને આ વાત પણ ખોટી ન્હોતી. નકુલબાબુનો રૂઆબ વિલક્ષણજ હતો. ખુદ કલકત્તા હાય કોર્ટમાં તેની એવી ખ્યાતી હતી કે "નકુલબાબુના હાથમાં એકદા કેસ ગયો કે તે પક્ષનો જય થવોજ જોઈએ." નકુલબાબુની કેસ ચલાવવાની સુંદર રીત જોઈ હાય કોર્ટના ન્યાયાધિશો પણ છક્ક થઇ જતા હતા. નકુલબાબુનો ચ્હેરો પાણીદાર અને ભવ્ય દેખાતો હતો, આથી પ્રત્યેક ઉપર તેની છાપ પડતી. નકુલબાબુએ આવતાં વેંતજ અરવિંદબાબુ તરફ પોતાની તીક્ષણ નજર ઠેરવી. તરતજ તેના દીવાન આશુતોષ મુકર્જીએ ખીસામાંથી એક ન્હાનકડી ચોપડી કાઢી એકેકના નામો વાંચવા માંડયા. પહેલા પ્રથમજ આશુતોષ બાબુએ 'અરવિંદદાસ' એ નામ ઉચ્ચાર્યું. "તમારૂં કેટલું લેણું છે?" આ આશુતોષ બાબુના પ્રશ્નનો અરવિંદે કંઇ ઉત્તર આપ્યો નહિ. તે જમીન તરફ જોતો જોતો થોડીક વારે બોલ્યો, "હું આ બધા લેણદારોને પૈસા ચુકવી મોતીમહાલનો કબજો લેવા આવ્યો છું." આ અરવિંદ બાબુનું વાકય સાંભળી નકુલબાબુ બરાડી ઉઠયો. "આ બાબતમાં તમારો કંઇ પુરાવો છે કે?" નકુલબાબુ જેટલા સંતાપથી બોલતા હતા તેટલીજ શાંતતાથી અરવિંદ બાબુએ પોતાનું ભાષણ ચાલુ કર્યું, "હા! મૃત સતીશબાબુને મેં વચન આપ્યું છે કે મોતીમહાલ મારા તાબામાં લઇ તેની ઇસ્ટેટ ઉપરનું સર્વ કર્જ ફેડી મારા પોતાના એંશી હજાર રૂપીયા પણ જમે કરવા. આ વાત જગજાહેર છે." નકુલબાબુએ તરતજ મહાલમાંના બે પહેલવાનોને બોલાવી, અરવિંદબાબુ સરળ રીતે બહાર ન જાય તો ધક્કા મારી બહાર કાઢવા ઇશારત કરી. નોકરોએ પ્રથમ અરવિંદબાબુને નમ્રતાપુર્વક બહાર જવાની વિનંતિ કરી. પણ અરવિંદબાબુ સામાન્ય વ્યકિત ન્હોતી. આવા મોટા ઉમરાવને ધક્કા મારી બહાર કાઢવાની હિંમત નોકરોમાં ન્હોતી. આ વાત નકુલબાબુના લક્ષમાં પણ હતી. પોતાનો ક્રોધ શાન્ત કરી નકુલબાબુ બોલ્યો, "અરવિંદબાબુ! તમારા જેવા ઉમરાવે સતીશબાબુની પછવાડે આવી નીચતા બતાવવી એ સારૂં નથી. મોતીમહાલની બાબતમાં; જે કંઇ પુરાવો હોય તે ખુશીથી કોર્ટમા લાવવાની હું તમને સલાહ આપું છું. હું આ મોતીમહાલના માલેક અને અજ્ઞાન વિનોદ–કુમુદિનીના પાલનકર્ત્તા તરીકે તમને હુકમ કરૂં છું કે આજથી મોતીમહાલમાં તમારે પગ સરખો મુકવો નહિ. મોતીમહાલ મેં વેચાતો લીધો છે એ બાબતનો મારી પાસે સબળ પુરાવો છે. સતીશબાબુનું મૃત્યુપત્ર અને મોતીમહાલની ખરીદી બાબે બીજા કાગળીયાઓની નકલો તમારે જોવી હશે તો તે તમે ખુશીથી પુરસુદને વખતે મારા દિવાનજીની ઓફીસમાં આવી જોઇ શકશો. તમારા એંશી હજાર રૂપીયાનો ચેક પણ તમને દિવાનજી પાસેથી, જોઇએ તો હમણાં ને હમણાં મળશે." તરતજ આશુતોષ બાબુએ અરવિંદબાબુના હાથમાં પહેલાનોજ બંગાળ બેંકનો ચેક મુકયો. તે જોઈ અરવિંદબાબુનું મસ્તક પુનઃ ભ્રમણ કરવા લાગ્યુ. તેણે તે ચેક બરાબર તપાસી પોતાના ખીસામાં નાંખી, મોતીમહાલમાંથી પલાયન કર્યું. ઈતર લેણદારોની નાની સુની રકમો પણ નકુલબાબુની આજ્ઞાનુસાર

દિવાનજીએ ચુકવી આપી. સર્વ વ્યવસ્થા થઈ રહ્યા પછી બે શિખામણની વાતો વિનોદ અને કુમુદિનીને કહી નકુલબાબુ પોતાને ઘેર ગયા.

× × ×

બીજા દિવસેજ સવારે એક ભયંકર વર્તમાન સાંભળી સર્વેના અંતઃકરણ થરથર કાંપી ઉઠયા. મોતીમહાલને કોઈ દુષ્ટે ભયંકર આગ લગાડી હતી, મહાલમાંના માણસો માત્ર સુખરૂપ બહાર નીકળી શકયા હતા. આયતેજ વખતે જલયંત્રમાં કંઈક બિગાડ થવાથી આગનો બંબો આવ્યા છતાં પાણી ના આવવે, તે પાંચ કલાક એમજ પડી રહ્યા, અને આ પ્રમાણે મોતીમહાલ જેવી સુંદર અને ભવ્ય ઇમારતનો અગ્નિનારાયણે સ્વાહાકાર કર્યો. વિનોદ અને કુમુદીની તથા ઇતર નોકર ચાકર સર્વે નકુલબાબુ પાસે જઈ રહ્યા. કેટલાક કાળે એક શુભ વાતનો અકલ્પિત રીતે ખુલાસો થવાથી આગ કોણે લગાડી એનો સ્ફોટ થયો. પૂર્વ પ્રકરણમાં વર્ણવેલો મી૦ બારટન, કલોરીંજરબાઈનો ઉપપતિ અને અરવી દબાબુનો ફ્રેન્ડ. એક દિવસ કરઝન પાર્કમાં દારૂ પીઇ બેભાન થયેલો પોલીસના જોવામાં આવ્યો. શુદ્ધિમાં આવે ત્યાં સુધી તેને ચોકીમાં રાખવામાં આવ્યો હતો. પણ આ રાજેશ્રી દારૂના ઘેનમાં પોતાના બબડાટમાં, મોતીમહાલની ભયંકર આગની આખી વાત બબડવા લાગ્યો. કૉન્સ્ટેબલે આ વાત સુપ્રીન્ટેન્ડન્ટને કહી. બારટન શુદ્ધિમાં આવ્યો એટલે સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ તેને હકીકત પૂછવા લાગ્યા પણ આ ભાઈ સાહેબ જાણે પોતે Indian Nabab હોય એવો ઠાઠ કરી ઉદ્ધતાઈથી બોલવા લાગ્યો. સુપ્રીન્ટેન્ડન્ટને આ ગમ્યું નહિ. તેણે તાબડતોબ બારટનને સરળ ઉત્તર ન આપવા માટે ફટકા મારવાનો હુકમ કર્યો. થોડીજ વારમાં બારટનના અંગ ઉપર ફટકાનો માર શરૂ થયો. વાસ્તવીક બારટન કોણ હતો એ પોલીસને બીલકુલ ખબર ન્હોતી. ફટકાનો માર પડવાથી બારટન સાહેબ ઢીલા પડયા. રાત્રી આખી દારૂ પીને પડયો હતો. પોતે શુદ્ધિમાં આવતો હતો ત્યાં અંગ ઉપર ફટકા પડતા જોઇ તે પોતે અરવિંદને ઘેર રહે છે, અરવીંદના કહેવાથીજ પોતે મોતી મહાલને આગ લગાડી, એ બધું ખુલ્લી રીતે કબુલ કર્યું. પોલીસે તેને તાબડતોબ મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભો કર્યો. મોતી મહાલના માલેક અને સતીશબાબુની એકની એક છોકરી અને તેના ઘરના પાલક શ્રી નકુલબાબુ કોર્ટમાં હાજર થયા. નીયમસર કેસ શરૂ થયો. અરવીંદદાસે આ કેસમાં પૈસો કાંકરાની માફક વેર્યો પણ નીરર્થક. ઉલટું એવું નીચ કૃત્ય કરવા માટે અરવીંદબાબુને પણ બારટનની સાથેસાથ સાત વર્ષ તુરંગમાં મોકલવામાં આવ્યો. અંતે સત્યનો જય થયો. આવડા મોટા મહાલને એકલા બારટને આગ કેવી રીતે લગાડી એ જરાકે આશ્ચર્યકારક દેખાય છે. પણ કોર્ટની જુબાની વખતે બારટને એ બાબતનો ખુલાસો કરતાં બોલ્યો હતો, "અરવિંદના કહેવા મુજબ હું સુમારે બાર વાગ્યાને વખતે ફાટક ઉપરથી કુદકો મારી અંદર ઘુસ્યો. મારી મદદમાં એક મનુષ્ય હતો, આ મનુષ્ય અંદર આવતી વેળા સાથે ઘાસલેટના બે પીપ લાવ્યો હતો. આ પીપોનો ઉપયોગ અમે પ્રથમ દીવાનખાનાના દરવાજા પાસે કર્યો. પછી આડી ગલ્લીમાંથી ચોકમાં જઇ નાના બે બાકા ખોદી

તે ઠેકાણે સુરંગનો દારૂ સળગાવ્યો. થોડીજ વારમાં જે ભયંકર અવાજ થયેલો સર્વેને સંભળાયા. મહાલના ચાકરનોકરો બ્હાર જવાને મથવા લાગ્યા. આ અવાજને લીધે પ્રથમ તેઓનું લક્ષ આગ તરફ ગયું નહિં. આ ગરબડનો સમય જોઈ તક લઇ અમે બન્નેએ ગેટ ઉપરના આઉટ હાઉસને (out house) પણ આગ લગાડી. તરતજ ફાયર-બ્રીગેડના આગના બંબા ઠણઠણ અવાજ કરતા આવી પહોચ્યા પણ પાણી બંધ હતું. આ પાણી એજ વખતે કેમ બંધ હતું તે મને કઇ ખબર નથી." બારટનની ઉપલી જુબાનીને લીધે અરવીંદબાબુના વકીલોના મોં બંધ થયા. આગળ કેસ કેમ ચલાવવો એ તેમને ન સમજ પડવાથી ચુપચુપ કોર્ટમાંથી ચાલી નીકળ્યા. થયું. જગતની રીતજ એવી છે. જે અરવીંદબાબુને મોટામોટા સરકારી અધીકારી ટોપી ઉતારી સલામ કરતા, તેજ ઉમરાવનાં કાળાં કૃત્યો જગની આંખે દેખાતાજ, એક સાડાસાત રૂપીયાના પગારવાળો સીપાઈ તેને ધક્કા મારતો, હાથમાં લોખંડી જંજીર ઘાલી તુરંગમાં લઈ ચાલ્યો. આ પ્રમાણે અરવીંદબાબુના ઐશ્વર્યનો અન્ત આવ્યો.

* * *

મોતીમહાલનો સતીશબાબુએ વીમો ઉતરાવેલો હતો. કેટલાક દિવસ પછી વીમાની રકમ હાથમાં આવ્યા પછી નકુલબાબુએ તેજ જગ્યા ઉપર એક ઘાટદાર બંગલો વિનોદ અને કુમુદિનીને રહેવા સારૂ ચણાવી આપ્યો છે. આ બંગલો જો કે મોતીમહાલ જેટલો વીસ્તીર્ણ નથી તો પણ બીજી બાબતોમાં તે મોતીમહાલનુજ અનુકરણ હોવાને લીધે તેનું નામ "કુમુદિની મહાલ" રાખવામાં આવ્યું છે. વિનોદ, કલકત્તા યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ થયા પછી નકુલબાબુની ઈચ્છાનુસાર ઇગ્લાંડ ગયો. ને ગયા વર્ષેજ Bar-at-law થઇને આવેલો છે અને નકુલબાબુની સહાય્યથી તેનું પણ કલકત્તા હાય કોર્ટમાં વજન પડવા લાગ્યું છે. કુમુદિનીને બંગલામાં ગયા વર્ષ સુધી એકલા રહેવું ગમતું ન હોતું પણ આ વર્ષે નાહનકડી સરલાએ એ ખામી પણ પુરી દીધી અને બંગલામાં સરલાનો કોમલ સ્વર સર્વના અંતઃકરણને આનંદ આપી રહ્યો છે.



# વિષય વેલીને

(૧)
વિષય વેલીને અમૃત સિંચ્યું,
 ઇચ્છયો મેં ઉધ્ધાર.

(૨)
પુણ્ય ભર્યા આ સંત સમાગમ,
 ભરત મળ્યો તુજ ભ્રાત
કઠિન હૃદય વિકસ્યું નહી બ્હેની!
 પૂર્વ તણાં તુજ પાપ—વિષય૦

(૩)
સર્વ પરિશ્રમ, સત્ શિક્ષણ એ,
 ધૂળ કર્યું ત્હેં ગમાર;
બહાર દીઠી સખિ! પ્રેમ ભરી મ્હેં,
 અંતર વિષ અપાર—વિષય૦

(૪)
ગોપિચન્દ શો રમ્ય જોગીડો,
 ધરતો તુજ શું વ્હાલ;
પરખ્યાં નહી એ વ્હાલ સખિ! તેં,
 એ મુજ દુઃખ અપાર—વિષય૦

(૫)
મુખમાં રામ, બગલમાં છૂરી,
 ધરનારી એ નાર!
પુણ્ય જીવનનાં પુણ્ય વિચારે.
 પાવન થઇ ન લગાર—વિષય૦

(૬)
વિષ તણાં વિષયી જન કેરાં,
 જીવિત જન્મ નિ:સાર;
પ્રેમ ધરી વ્યભિચાર કરે શું.
 પ્રેમ નહી એ પાપ—વિષય૦

(૭)
વર્ણ, ધર્મ, ગૃહ, આશ્રય વિસરી,
 ધરતી સુખની આશ;
સ્વપ્ન સમાં એ સુખ ઘડીનાં,
 અંત જ દુઃખ અપાર—વિષય૦

(૮)
પ્રેમ ધરી સખિ! પાપ પિંજરે,
 અરરર! આમ ફસાઇ;
એજ પિંજરે અન્ય ફસાવે,
 પોપટ વ્યોમ વિહાર—વિષય૦

(૯)
વ્યોમ મંડળે વિહરનાર એ,
 તુજ પાપે પૂરાય;
એ જીવનાં અધિકાર લૂંટી સખિ!
 તુથી કેમ જીવાય?—વિષય૦

(૧૦)
મુક્ત કરી દે એ પંખીડું,
 તુજ પાપે દોરાય;
એ જીવની દોરી તુજ હાથે,
 ખેંચે તેમ ખેંચાય—વિષય૦

(૧૧)
પ્રભુ મય એ પંખીડું કોદી,
 બોલે ત્હારા બોલ;
પ્રેમ ધરી વ્યભિચારી બનશે,
 એથી પિંજર ખોલ—વિષય૦

(૧૨)
મુક્ત થઇ જા તુંય સખિ! એ!
 કરજે વ્યોમ વિહાર;
વન પંખીડું ઉડી ઉડી ગાશે,
 આશિષ દેશે અપાર—વિષય૦

(૧૩)
અલ્પ જીવન સખિ! આમ કરીશું?
 નિષ્ફલ તુજ અવતાર;
જીવ્યું જન્મ્યુ ફોગટ સઉ ત્હારાં,
 અંતર સહજ વિચાર—વિષય૦

(૧૪)
અન્ય પુરૂષનો સ્પર્શ કરીને,
 જીવન કેમ જીવાય!
હિન્દુ ગૃહિણી એ ધર્મ ત્યજી દે.
 અવનત દેશ મનાય—વિષય૦

(૧૫)
દેશ તણું ગૌરવ ડુબાવે,
 તુજ સમ નર ને નાર;
નર્ક મહી પણ માર્ગ મળે ના,
 સુખ ક્યાંથી મળનાર?—વિષય૦

(૧૬)
પૂર્ણ દુઃખ ધરી વિનીત હૃદયથી,
 અંતર પાપ વિચાર;
ઝલતાં ઉરથી મારી ગ્રહી લે,
 પ્રભુ છે સર્જનહાર—વિષય૦

નલિનીકાન્ત.

# દુનિયાઈ દર્પણ.

લખ ૧૨—"નાશાજ્ઞ્ગે ડેકી."

અમેરીકામા મેરી રેજીસ નામની સ્ત્રી ૭૦ વર્ષ અનાચર રહ્યા પછી બોનતી થઇ છે

ગાડા માણસ I ગા નની મ દથી માળ કરવાનો અખતરો અમેરીકામા ન્યુ યોર્ક ખાતે સત્તાવાર રીતે અજમાવવામા આવે છે

જેતનીનેસાગી મિસીસ પૉની કાર્ડ જે હમણાંજ ૯૦ વર્ષની થઇ છે, તેણીને નવા દાત ફુટવા લાગ્યા છે

આપ સાગીઓએ નિદ્રામા પડી રહેવુ સલાહકારક છે

૧૯૦૨ મા ઇગ્લાડ અને વેલ્સમા ૨૩ હજાર માણસો ગાડા થયા હતાં

દારૂની ટેવ છોડવા માટે કાફી અકસીર ઈલાજ છે કાફી પીનારને દારૂ પીવા ગમતો નથી

૧૯૦૨ ના સાલના હિન્દુસ્થાનમા થયેલા રેલ્વે અકસ્માતોમા ૧૨૩૧ માણસો માર્યા ગયા હતા અને ૧૧૪૬ જખમી થયા હતા

અમેરીકા ન્યુયાર્ક ખાતે મી૦ ડેવીસ નામના એક માણસે ૪૦ અપવાસ કર્યા પછી તેનુ લકવાનુ દરદ મટી ગયુ છે

બાળકોને ધમકાવીને કામ લેવા કરતા તેમને સમજાવીને કામ લેવાથી તેઓ વધુ હોંસથી કરે છે

પ્રસ્યમા સોદલમન ગામનો મી૦ હેરડેરડર નામનો શિક્ષક પોતાની ૮૭ વર્ષની ઉમ્મર છતા હજુ સુધી નિશાળમા શીખવે છે અને તેની આખી જીંદગીમા તે કદી માદો પડયો નથી

રૂશિયાના મોનાકવા શહેર ખાતે તીડોને ખોરાક તરીકે મોટા જથ્થામા વેચવામા આવે છે અને ઉત્તર આફ્રીકાના લોકો દરરોજ પોતાના ખોરાક સાથે સેકડો તીડોનો આહાર કરે છે ૫

જર્મનીમા ખાતે એક ડાકટરે અજીરણ થવાથી તેણે ૫૦ દિવસનો અપવાસ કર્યો હતો અને તે દરમ્યાન પોતાનો ધંધો અને ચાલવાની કસરત ચાલુ રાખી હતી

હોજરી બગડયુ હોય અગર આતરડામા ગરબડ હોય છે ત્યારે સ્વપ્નામા ભેદરૂપા દેખાવો નજરે પડે છે

ક્ષયીન આરોગ્ય હેય મસ્થાનના સેગોનના ડાકટર કાલમેટસે પેરીસના ડાકટરોની એકેડેમી ઑફ મેડીસીન આગળ સાપના ઝેર સામેના ઇલાજની હકીકત જાહેર કરતા જણાવ્યુ છે કે જે માણસને સાપનો ડખ લાગ્યો હોય તેના માથામા લોહી ફરવાના ચીન્હો દેખાતા પહેલા ચામડીની અદર કલોરાઇડ આફ ગોલ્ડ નામથી ઓળખાતી દવા દાખલ કરવાથી ઝેરની અસર તુટી જાય છે અને દરદી સાજો થઇ જાય છે

# દાનાઇના ગૌહરો.

## લેખક સુબોધ વચનો.

લખનાર—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.

૧. એ ભાઈ, જ્યારે તું ગુનાહના ડાઘથી ખરડાયો નથી, ત્યારે પવિત્રાઇથી રહે. કોઇથી ધાસ્તી ના રાખ. કારણ કે ધોબી લોકો મેલાં તથા ખરાબ થએલાં કપડાંને પત્થર ઉપર પટકે છે, વગર ખરડાયલાં કપડાંને કાંઇ પત્થર ઉપર મારતા તથા ઝીકતા નથી. મતલબ કે તું પાક અને પવિત્ર હશે તો તુંને કોઇ પટકવાનું કે દુઃખ દેવાનું નથી.

સાદી

૨. જો કદાપી તું પોતે ભુડો હોય, અને જગતનાં લોકો તુને ભલો કરીને કહે તે કરતાં તું ભલો હોય, અને સઘળાઓ તુને ભૂડો કરીને કહે, તે બ્હેતર છે.

સાદી.

૩. બન્ને જેહાંનમાં વિસામો તથા કાર પામવાની બીના બે હરફ ઉપર રહેલી છે. એક તો એ કે પોતાનાં ભાઇબંધો સાથે મ્હોબ્બતથી રહેવું, અને બીજો તો એ કે પોતાના દુશ્મણો સાથે નમ્રતાઇથી મળીને ચાલવું.

હાફેઝ.

૪. તું કાંઇ જાણેચ કે આય જમાનામાં શેર મરદી શી ચીજ છે! આંય જગતમાં વાઘના જેવો શુરો નર તેનેજ જાણવો કે જે શખ્સ પોતાના દોસ્ત આસ્નાવ સાથે મળીને ચાલે, અને દુષ્મનો સાથે ડહાપણથી જીંદગીના દહાડા કહાડી શકે.

અનવરી.

૫. અએ મિત્ર, જો કદાચ તારી સાથે તારો શત્રુ મોહબત નહિ કરે. તો તુંને તો ઘટેચ કે તે સાથે તું મળતો રહે. અગર જો તારાથી એ પ્રમાણે થઈ ન શકે તો થોડાક દહાડા ધિરજ પકડ; કે તેટલામાં નહિ તું પોતે, કે નહિ તારો દુષ્મન કે નહિ "ફખર રાઝી" (આ નશ્યત કરનાર) કોઇ રહેવાના; મગર નેકનામી તથા ખુબીજ એકલી રહી જશે.

ફખર રાઝી.

૬. અએ માનવી! તું જો, કે તારાં બદન ઉપરનો કોઇ બી બાલ કાળો નથી રહયો, પણ તારૂં દીલ એક બાલની અણીભારબી સફેદ થયું નથી, એટલે કે તું તો બુઢ્ઢો ખખ થયો, તોપણ ગુન્હામાંજ ફસેલો રહયો અને એક બાલની નોક બરાબરની દીલને પાક કરવા સારૂ તોબાહ નહિ કીધી. પણ તેં એવે વખતે તોબાહ કરવા માંડી, કે જે વેળા તારામાં ગુનાહ કરવાની શકિત રહી નથી.

અમીર હસનઃ

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનારઃ—મીસ સુના કાવસશાહ ઇરાની.

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

### ખુલાસો.

"એ વરી શું નવું આવતાંની સાથેજ રમખાન!" મીસીસ જરબાઈ બારજોર દાવરના ભવાંનો ચીલ્લો એક તેલીગ્રામ વાંચતાં ચઢી ગયો.

"ખુદા માલુમ કે વરી શું ખોરશેદને ઓછું પડયુંચ!" બેરીસ્ટર દાવરે ટેકો આપ્યો.

"ખોરશેદ નાદાન છે ખરી, પણ, કંઇ એ છેકજ તેવી છકેલી નથી કે સાસરે જતાંજ એ વર સાથ મારામારી કરે!" હજુરબી તેવણ તગર તગર તે તારનેજ વિચારવંત ટીકતાં બેઠાં, "એને પરણાવ્યા પછી મેં ધાર્યું કે ચાલ એની માહા દુઃખણ ઓછી થઇ, પણ નહીં હજુર બી એ છોકરી સુધરી નથી. કોણ જાણે એ કોણ પર પડી. હમારાં આખાં કુટુંબમાં એના જેવું કોઇબી હુલ્લડ બન્યું નથી."

"જરા, એ તાર, પાછો વાંચ જરાં!"

"સર જેહાંગીર—મોદી કાસ્તલ કલકતા.

મીસીસ દાવરને દાવર હોલ, મુંબઇ.

"મહેરબાની કરી કલકતાં તુરત ઉપડી આવો. ખોરશેદ સાથે મતફેર પડયોચ, તમે જલદી ઉપડશો તોજ વધતો બગાડ થતાં અટકશે. કલકતાનાં સ્ટેશન પર મારી કાર તમુને લેવા આવશે."

"બારજોર તમે એ ઉપરથી શું ધારોચ?" જરબાનુંએ તે તાર વાંચી રેહેતાં ધણીને પુછયું.

"ખુદા માલુમ મને કંઇ સમજ પડતી નથી. પણ આપુને જવું તો જોઇએજ. જહાંગીરે તુંને તાર કીધો તેના કરતાં તારા પપાપર કીધો હોતે તો બેહતર થતે."

'જેહાગીર, જાણેચ, બરજોર, કે ખોરશેદ પપાન મુન્લ ગાઠતી નથી, ને એવને એમણી ધાર્યું હોશે કે—જ્યારથી હુ ખોરશેદને કઈમી ણા દમા જીતી શ શ"

બરજોર દાવરની જીની મુછ પર રમુજનુ હમવુ પડ્યું—શું ખોરશેદ જેવી એકના ઠંડા, પત્થર જેવા સખ્ખત હઈયામા પ્યાર જેવી નરમ લાગણી હસ્તી ધરા વતી હોશે તેનો તેને શક હતો

તેજ રાતે તેઓએ કલકતા મેલમા ઉપડી જવાનો ઠરાવ કીધો વગવાલા બધેવીના તેડાને માન આપ્યા વિના કઈ ચાલે ?

જર અને બરજોર, દાવરના આ એક વરસના પરણ્યા સસાગ્મા પચાતી તો શુ પણ ગુસ્માનો એક ખોલગી પસાર થવા પામ્યો હતો નહિ—પોતાના બધે હાથો, કઈબી ચીજ મેળવવા ખાતર, પગમશી ઠમે પાનાના વ્હાલા ખાવિંદની ગરદન આસપાસ વીંટાગી એક પળ પ્યાર કરતી, અને તીજ પળે કઈ ઓછુ પડતા પોતાના વ્હાલાને હડસેલો મારી રૂમપ્રે જતી છોકરીઓ માફેની આપરી જર દાવર હતી નહિ બરજોર દાવર, પોતાની મોહોરદારની આવી તદ્દન શાત પ્રકૃતી જોતા બહુ કટાગી ગયો હતો

આચ તાર વાચતા બી જરબાનું જરાબી ઉશકેરાયા નહિ ખુબસુરત ખોરશેદ માટે તેણીના બધેની બરજોર દાવરને દયા બી પુશકળ લાગતી હતી

ત્રણ દીવસની ઠાકવી નાખનારી મુસાફરી પછી તેઓ કલકતાના મોટી કાસ્ટલમા જઈ પુગ્યા

આ મેહેલની મોહોટાઇ જોતા તેમા એશ કરવા બ લ અને ધણી સાથે મલી જઇ શાતીથી રેહેવા બદલ ખોટી તોડછોડ કરવા માટે જરને ખુરગદ પર બહુજ ધિક્કાર છુટયો

પોતાના ઓરડાઓમા ઠરીઠામ થયા પછી બાનુ જર અને બરજોરને લાઈબ્રેરીમા જવા માટે જેહાગીરે તેડુ મોકલ્યુ

"હુ તમો બધે મેહેરબાનોને જોઇને ઘણોજ ખુશી છેવુ" જેહાગીરે ઘણાજ દલગીર અવાજે શરૂ કર્યું 'ને બચ્ચીન આવા સંજોગ વચ્ચે મળતા થોડો દલગીર બી છેવુ"

તેઓ વચ્ચે શુ બનવા પામ્યુ હતું તે જાણવાની આ છેલ્લી ઘડી વેર જરે મુદલે આતુરતા દેખાડી નહિ તેવણની અને તેવણના મોહોરદારની ખબર અતર સાથે થોડીક યુરોપની હવા પાણીની વાત કર્યા પછીજ આચ ઠડી છોકરીએ ધીરેથી પુછ્યુ

"ખોરશેદ કયા છે? જેહાગીર!"

"તમુને શુ કેહુ જરબાનુ મને નહી ખબર હતી કે ખોરશેદ એટલી વિચીત્ર સ્વભાવની છે"

"પણ એને શુ કીધુ ?" ફરી પાછો સવાલ થયો.

"તે હું તમુને બધુ ટુકમાં કહેવશ." તેવણે હવે જરની બાજુમાં ખુરસી ખેંચી વાત કરવા માંડી. "મારાં માયજી આવાંબાઈ સદા હયાજ આય મોટી કાસ્ટલમાં રેહેચ. મારા બાવાજીનાં મરણ પછી આજે કેટલાં વરસો થયાં એવન આય કાસ્ટલ-માંથી કેયે એક દીવસ બી રેહેવા ગીયાં નથી. એનનજ આય "મોટી કાસ્ટલ"ના શેઠાણી છે તે વાતથી કોઇ અંજાણ નથી."

"હમે તો તે ચીપે કંઈ બી જાણતા નથી." બાનુ જરે જણાવ્યું.

"અલબત, તે માહરે પંહલેથીજ ખોરશેદને કેહેવું હતું ને તે મારી ભુલ હું કબુલ કરૂચ; પણ એ એટલી સાધારણ બીનાં હતી કે મને તે વખતે ખયાલ બી નહી થયો કે તમારાં બેહેન તેથી એટલા બધાં નાઊમેદ થશે. મે તમારાં બેહેન પાસ તે માહરી ભુલ માટે માફ બી માગી.

જરબાનું ડોકું ધુણાવી-ચુપજ બેઠાં.

"ગીયે અઠવાડયે જ્યારે હમે યુરોપની મુસાફરીએથી પાછાં ફર્યાં ત્યારે માહરાં માયજીએ હમુને આવકાર આપવા સાથે આય કાસ્ત.ના એક શેઠાણી દાખલ પોતાનો બધો ટેક જાળવ્યો.". .

"તે તો અલબત માહરી બેહેનને ગમ્યુંજ નહી હોશે!"

"નહીજ ગમ્યું. તમારા બેહેન નહી માફ થઇ શકે એવી રીતે વર્તયાંચ. થયું એમકે માહરા માયે ખોરશેદને જલદી કપડા બદલી નીચે ચહા લેવા આવવાની તાકીદ દીધી ને તેથી તમારાં બેહેનને ગુસ્સો લાગો."

"બસ, એટલુંજની!" એક છુટકારાનો મમ મોટો દમ લેતાં બરજોરે છુપી ખુશાલીથી પુછ્યું.

"નહી રે! તમે-સમજો તો ખરા!" જહાંગીરે તેને અટકાવ્યો.

"ખુરશેદે મને પોતાના ઓરડામાં તુરત બોલાવી મ ગાવ્યો અને એકદમ માહરાં માયજીને આય કાસ્ટલમાંથી બીજે કેઠે બી મોકલી દેવાની ખોંડાશ લીધી હવે તમે જાણોચ, જરબાનુ, કે તે કદી બની શકે નહી તે મેં ખુરશેદને તેથી ના પાડી."

"અલબત નહીજ તો વરી!" જર જેહાંગીરનાં વિચારને મળતી થઇ.

"અને ત્યારે જરબાનુ, ખુરશેદ માહરી પર છેડઇ પડી." જરને પોતાની બેહેનનાં વીચારો સાથે મળતી નહીં થતી જોઇને તેવણ ખુશી થયા. "અને જ્યાં સુની માહરાં માય આય મકાન છોડી જાય,નહી ત્યાં સુધી મહારી સાથે એક બોલ બોલવો નહી એમ તેણીએ માહરાં મોહડાંપર કહી પોતાનાં રૂમનાં દરવાજા બંધ કીધાચ અને તેમ આજે ચાર દીવસ થયા એવણ પોતાના રૂમમાંજ ખાણું લેચ ને મને બી માફ મલવા ના પાડેચ. મેં ધાર્યું કે તમારા જેવા ડાહયાં બેહેનની સમજાવટથી એવણ ઠેકાણે આવે બી, અને વધતો બીગાડ થતાં અટકે"

ગુસ્સાથી ઉકલતાં જીવ સાથે બાનુ જરે જેહાંગીરનું સાંભળી લીધું? આવો પદવીવાલો, ખાનદાની ધણી, આવી મોહોટાઇ એ બધાને ઠોકરે મારવા માટે જરનું લોહી ઉકળી આવ્યું.

"હાલ તુરત તો નોકર નફરો બી અજાણ છે." જેહાંગીરે થોડું થોભી પાછું આગળ બોલના માંડયુ. "નોકરો એમજ સમજેચ કે મુસાફરીની ઠાકથીજ એવણ એમ એકાંત શોધેચ પણ એમ કંઇ બધો વખત ચાલવાનું છે! મને ખાત્રી છે જરબાનું કે એક નાદાન છોકરીના ધખારાને તમે મળતાં નહીંજ થશો. આવી મોટી ઉમ્મરે હુ માહરાં માયજીને તેવણુથી વરસોથી વસાયલાં મકાનમાંથી બહાર કહાડી દુ:ખી કરી શકતો નથી"

'અલબત નહીં," આવી છેક હદ વીનાની નાદાન બનેલી ખુરશેદ માટે જરનો જીવ ફરી પાછો ઉકલી આવ્યો.

"જર, તમે હવે ખુરશેદના ઓરડામાં જાઓ અને એને સમજાવો કે માહરાં માય કદી બી આય મકાનમાંથી બહાર તો જઇ શકશેજ નહી. જોવો હું ખોરશેદનાં સુખ માટે એક બીજી બી ગોઠવણ કરવા રાજી છેવું. ખોરશેદ કદી જો માહરાં માય સાથ રાજી નહીજ થાય તો એનાં સુખ માટે માહરા બીજા મુંબઇમાં ઘણા બંગલાઓ ખાલી છે તેમાનો એ કહે તે તૈયાર કરાવી, એને પસંદ પડતો સગરાવીને ત્યાં લઇ જવા રાજી છેઉં. મુંબઇમાં મને થોડા માસ કામ છે ને એ બી જો મુંબઇ આવવા રાજી થશે તો મને ઘણુ સોહોવાશે.

"ઓ! વળી ત્યારે એને વરે એથી સરસ બીજી ગોઠવણ કઇ જોઈએ," જર હવે ઉઠી ઉભી થઈ. "મારી ખોરશેદને એ ગોઠવણ જરૂર પસંદ આવશે."

જર જાણતી હતી કે ખોરશેદ માટે એ તો દરદીને ભાવતુંજ વૈદે ફરમાવ્યા જેવું થશે. જેહાંગીરનો એકાદ સુંદર બંગલો પસંદ કરી, મનગમતી પાર્ટીઓ અને દીનરો આપવા એ તો ખોરશેદની મુખ્ય હોંશ હતી. તે અત્રે આવાંબાઇની સત્તા હેઠળ કદીબી બનશે નહી.

જર હવે લાઇબ્રેરીમાંથી બહાર નીકલી; ઘણા સુંદર ઓરડાઓ પસાર કરી તેણી ખુરશેદનાં ઓરડા બહાર આવી ઉભી.

"હુ ખોરશેદની જગ્યે હોતે તો હજીર બી સાસુ કાંય નહી આવા સરસ મેહેલમા રોઠઈ કરતે તો હું તેની એક તલભારની દરકાર કરતે નહી." તેણી હુંફાલા કારપેટવાલી લાંબી પેસેજ વટાવતી મનથી પ્રટપટી.

ઘણોજ ધીમેથી તેણીએ પોતાની બેહેનનો દરવાજો ઠોકયો.

"એ કોણ છે?" તુરત તેણીએ પોતાની બેહેનનો રૂપેરી નાજુક અવાજ પારખ્યો.

"એ તો હું જર, તારી બેહેન છેવું," તેણીએ ધીમેથી જવાબ કર્યો. "હું તુને મલવા આવીચ, ખોરશેદ, બારણુ ઉઘાડ!"

"જર!" ખોરશેદનો અચરતી ભર્યો અવાજ સંભલાયો. "નહી! નહી! એ કઈ જર નહી હોય!"

ખોરશેદે હવે ઉઠીને ઘણુંજ થોડું બારણું ઉઘાડયું અને જાણે તેમાં કેવી એક રમુજ પડતી હોય તેમ, ચીમઇને ખુશાલ, બેહેનને બે પળ દ્વાતમાંથી ટીકયું.

'વારૂ પણ જર, તારી સાથે બીજુ તો કોઈ અંદર નહીં આવશેની! હુ કોઈની બી સાથ વાત કરવાની નથી."

"વરી બીજું કોણ! એકદમ બારણુ ઉઘાડ!" જરે બાહારથી ગુસ્સો કીધો.

"ઓ! વરી આમથી ચીગી થાયચ, જરાં!" તેજ રમુજી ઢપે ખોરશેદે જરનુ વધતુ પાકવ્યું "બીજું તે આપરા સર જેહાંગીર બરજોરજી મોદી, સી૦ આઈ૦ ઈ૦ સમજી હવે!"

"ખોરશેદ!" જરનું હવે તદન પાકી આવ્યુ "તુ ઘેલી તો નથી થઈની! એકદમ બારણુ-ઉઘાડી મને અંદર લે!"

હવે ખોરશેદે આખું બારણું ઉઘાડી, જરને દાખલ કર્યા પછી ફરી બારણું બંધ કીધું.

"માહરી જરાં, તુ કેવી મજાની હમના પલંમપી બનીચ" જરની બરાબર સામે ઉભા રહી તેણી પર ઉપરથી નીચે વેર નજર નાખતાં ખોરશેદ પ્યારથી બોલી. "ઓ! આટલે લાબે વખતે તાહરો વ્હાલો ચેહેરો જોના મને ખુશાલી લાગેચ!" અને તેણીએ હવે જરનો હાથ પ્યારથી પોતાના હાથમા પકડગો.

એક જબરી ઝટાક મારી જરે પોતાનો હાથ ખોરશેદનાં હાથમાંથી છુટકી લીધો. હમણા, તેણી સામે પુર દમામથી તરી ને ખરી ઉલેકી જર, એક શાહાઝાદીના જેવી તોરવતી લાગતી હતી.

"હું કઈ તારી ઘેલી ગાંડી બકવા સાભલવા આવી નથી" તેણીએ દમામથી કહ્યુ, "મેહેરબાની કરી પેલી ખુરસી પર બેસો ને માહરૂ ધ્યાનથી સાભળો"

આય, મગરૂર, સખ્ખત, ઠડી બેહેનને તાબે થવાની અગાઉની ટેવ કંઈ તેણીને છોડી ગઈ હતી નહી. એક મેહેતાજીથી જેમ એક બચ્ચું બીહીને તાબે થાય તેવી ઢપે ખોરશેદ ઝટ ખુરશીપર જગ્યા લીધી.

"તાહરા જેહાગીરે મને બોલાવી તે ડહાપણ કીધુ" હવે જરે શુરૂ કર્યું "તુને ઠેકાણે લાવવાની ઘણીજ જરૂર છે"

"તુને એને મુંબઈ વેરથી બોલાવી મગાવી!" અચરતીથી સવાલ થયો.

"હા."

"એના પેલા કરડા ને ધાટકી દેખાવના માયની તરફના માહરા ગુસ્મા વીષે એણે તુને કહ્યું હોશે જર!"

"નહી, તે કહેવા એવણે મને મુંબઈ વેરથી નથી બોલાવી, પણ માહરી બેહેન પોતાનાં કુટુંબને અને એક કેળવાયલી મોહોરદારને નહી છાજતી રીતે વર્તાચ તે કહેવા ને દેખાડી આપવા એમણે મને બોલાવીચ."

એક ધીમું રૂપેરી હસ્વું બાનુ ખોરશેદ હસી પડી. આવી ઢપનું તેણીની બેહેનનુ બોલવું ખોરશેદને જરા થઈને ગમ્યુ નહી.

"એક વાતમા હુ તને મળતી થઈ શકુચ" બાનુ જરે હવે ખોરશેદને વીચારમા ગોઠવાયલી બેઠેલી જોઈ બોલવુ આગળ ચલાવ્યુ "કે આવાબાઈ, અત્રેજ સદા રેહેચ ને રેહેસેની ખબર એવને તુને અગાઉથીજ કહેવી જોઈતી હતી"

'જર, જો તુ એ બાબતસર માહરી સાથે તકરાર કરવા મુબઈ વેરથી ધસડઈ આવી હોય, તો ફોકટનો વખત ગુમાવી આપરા બેઉના માઠા ના દુખવ જેહાગીરના માયની મરજીને હુ કદીગી તાબે ચવસ નહી ને એવણ સાથે એકજ છાપરા તળે રેહવા હુ સારૂ ના પાડુચ ને માહરો બોલ કદીબી ફરને નહી ગમછી!"

"ઠીક છે, પણ જેમ તુ ઓહોમે પડીચ તેમ જેહગીર બી પોતાનો બોલ છોડશે નહી તાહરાથી એ ગોઠવણ છુપાવવા માટે હુ તેવણને બદનામ કરૂચ તેમ જે રીતે એવણ પોતાનો સુખ શાતીના ભોગે, બુઢા માયને ,માન આપેચ તેથી હુ એવણને ઘણા વખાણુચ બી"

"જો સમજ ખોરશેદ, માહરી વ્હાલી," જરે નરમ અવાજથી તેણીને પટાવી લેવા ધારી "ધાર કે આપણાજ મમાની વહુ આવતે ને જે રીતે તુ સાસુને કહાડી મુકવાની બોહોશ લઈ બેઠીચ, તેણી બી તેમ બોહોશ કરતે ને તેણીને સુખી ને ખુશી કરવા આપણો ભાઈ આપણા મમાને કહાડી મુકતે તો આપુને તે બધે પર કેવો ધીકાર આવતે! ખરૂ ની! એક વીધવા બાઈને તેવણના બુઢાપાના જે મકાનને તેવણ ચાહાતા હોય તેમાથી વગર વાકે કહાડી મુકવા એ એક અજીમ ગુનાહ છે ઓહો! શેમ! ખોરશેદ કે આવો ઘાતકી વીચાર તુ એક પળબી તારા મગજમા લાવી શકી"

ખોરશેદ જવાબ આપીજ શકી નહી શુ જવાબ આપે?" છતા તેણીએ પોતાનો બચાવ કીધો

"પણ જર તુ એ બૈરાને જોય તોજ તારી ખાત્રી થાય જે રીતે એવણે મારી તરફ આવતાની સાથે જોયુચ ને વાત કીધીચ તે વખતની ધાસ્તી હુ હજુર ભુલી જઈ શકતી નથી"

ખોરશેદે નાનું ડોકચું ધુણાવ્યું.

"હં! ત્યારે, હવે પરણ્યા પછી ખોટી-ગારા મારી કરવી ફોકટ છે. ખોરશેદ, તું તાહરા એ કાંટાથી શું શું ખોહોશે તેનો વિચાર કર. આવો સરસ મોભો, એક લેડીને મળતું માનપાન, પૈસો ટકો, એશઆરામ; એ બધું તું વગર ફોકટનું ખોહોશે. ખોરશેદ કુંવારા તરીકે તુંને બીજે ઠેકાણે બી વરવાના ઘણા ચાન્સીસ હતા. પણ, જો તું હવે જેહાંગીરને છોડી જશે તો તાહરે માટે સુખનુ એકબી કીરણ રેહશે નહી. ઓ! ખોરશેદ માહરી બેહેન, તાહરાં ઝળકતાં ભવીષ્યને તું ઠોકરે મારે તે અગાઉ જરા ધ્યાનથી વિચાર કરજે"

"પણ જર, જો તું માહરી જગે હોતે ને એવું અપમાન મલ્યું હોતે તો શું કરતે?"

"હું શું કરતે? હું કંઈ તાહરા જેવી લાડ લાડે છકી ગયલી છોકરી નથી, ખોરશેદ! તાહરા સાસુ આવાબાઈ પોતે એક મોટી દોલત ધરાવેચ. તેવણ કંઈ પોતાના દીકરાના આધારપર પોતાની જીંદગી ગુજારતાં નથી! તું જાણેચ ખોરશેદ, કે દાવેજર લેડી આવાબાઈ કોણનાં દીકરી થાયચ! તેવણ પારસીઓમાં, એક ઘણા પુરણા માન પામેલા ખાનદાની શેઠયાનાં એક પુરાં બેટી કેહેવાયછ. આય એવા દજન કાસ્તલ ખરીદતાંબી તેવણના પૈસામા ખાડો પડવાનો નથી. હું જો તેવણની વહુ હોતે તો તેવણના પેટપાસામા ભરઈ, તેવણ સાથ્‌ હલે મલે માહરી જીંદગી ગુજારતે. દરેક રીતે તેવણની મદારત કરી હું તેવણને ખુશી રાખી તેવણનું દીલ જીતી લેતે અને એજ રીતે ખોરશેદ, તાહરી જગે બીજી કોઈબી વહુ હોતે તો વર્તતે."

એક ધીમો નિસાસો ખોરશેદના મુખમાંથી નીકલી પડયો આય સમજાવતનો તેણી હવે શું જવાબ દઈ શકે!

"ને હમે તે જોયું ખોરશેદ કે હું તાહરી જગે હોતે તો કેવી બધા સાથે મલી ગઈ હોતે! એ તો તાહરાં સારે નસીબ જેહાંગીર તુને ઘણા ચાહેચ. કારણ જો, એવી આડી ચાલ તેં કોઈ બીજા સાથે ચલાવી હોતે તો ખચીત તે તુને કહાડી મુકતે. જેહાંગીરનો તો તારે ઉપકાર માનવો ઘટેચ."

જરનાં સબ્બત, મગરૂર ચેહેરાપર ખોરશેદે અજાયબીમાં જોયું.

"ખરેખર!" તેણીએ અજાયબીનો ઉદગાર કાઢયો.

"હા. તેવણ તુંને બીજી રીતે ગોઠવણ કરી ખુશી કરવા માંગેચ જો તું હયાં રેહેવા નહિ ખુશી હોય તો તેવણ તુને મુંબાઈનાં એવનનાં ઘણાએક બંગલાઓમાંનો એક તૈયાર કરાવી હયાંથી લઈ જવા ખુશી છે.

"શું એમ તુંને એવને કહયું, જરાં!" ખોરશેદ ખુશાલીને મારે ઉંચે દમે પુછયું.

"હા."

"એ રામજીને હું ઘણીજ ખુશી છેવું. માહરી મરજી કંઈ એવણ સાથ પંચોતી કરવાની હતી નહી. પણ પેલા એવનનાં માયનેજ ખાતર મને એવન સાથ એટલું

સખ્ખત થવુ પડયું. આવાંબાઈને ગમે તો એવન હયાં પોતાની આખી જીંદગીગી કહાડે તેની મને જરાકબી પરવાહ નથી."

"ચાલ ત્યારે હવે બધું નક્કી થયુચ ખતી, હવે ચોડી ના થતી ને એક બે માસ હયા તાહરો બંગલો તૈયાર થાય ત્યાં સુધી તોડી પાડજે. ને આવાંબાઈને બી માન આપીને ચાલજે. તું ઘણીજ નસીબવાલી છે આવો સરમ કાસ્ટલ, અસંખ્ય વાડી, ગાડીઓની શેઠાણી તું ગણાયચ. આવાંબાઈ, જીવી જીવીને કેટલુંક જીવવાનાં છે. એવણ પછી તો તુજ આય કાસ્ટલની શેઠાણી થશે!

અને એટલું બોલતા જર હવે ઉઠી ઉભી થઈ આ પહેલીજ વખત તેણીએ ખોરશેદને પ્યારથી પોતાની નજદીક ખેંચી એક કીસી લીધો.

"ચાલ, હવે હું જેહાંગીરને લઈ આવુંચ," અને એમ કેહેતાંજ તેણી ત્યાંથી ચાલી ગઈ.

"જેહાંગીર, ખોરશેદ તમુને મળવા માંગેચ. તમુને એમ દલગીર કરવા માટે એ બિચારી કઇ થોડી દલગીર થઇ નથી."

આ તેણી સર્વાંમ જૂઠું બોલતી હતી. ખોરશેદને જો કદી વરસોનાં વરસો વેર બી કેદ પડી રેહેવું પડયું હોતે, તોબી જેહાંગીરને કદીબી મળવાની આતુરતા દેખાડતે નહી, એટલી તેણી પોતાનાં ધણી તરફ બેદરકાર હતી.

"એમ કે?" સર જેહાંગીર ખુશ થયા. "ત્યારે તો હુ બધુ ભુલી જઈને એને માફ કરવા રાજી છેવું."

અને હવે ત્યારે તેઓ સઘળા તે હુલ્લડ છોકરીના ઓરડામાં ગયાં. આ ત્રણુને તેણીનાં ઓરડા તરફ સીરીયસ દાંચાઓ સાથે આવતાં જોઇ માહા મુશ્કેલીથી તે તુફાની છોકરી પોતાનું હસ્વુ અટકાવી શકી.

"હુ ઘણોજ દલગીર છેવુ કે આ નાનો મતફેર આપણા વચ્ચે થવા પામ્યો ખોરશેદ!" જેહાંગીરે આવતાં સાથેજ પોતાનો હાથ ખોરશેદને શેકહેન્ડસ માટે આપ્યો.

"હા," શાંત જવાબ થયો "એ ઘણુંજ દલગીરી ભર્યું છે, પણ આંપરે તે ભુલી જઈશું."

જેહાંગીરે કંઇ બીજુંજ સમજવાની આશા રાખી હતી કઇક પસ્તાવાના દલગીરી ભર્યા યા હેતનાં શબ્દો બદલ આય છોકરીની તદન ઠંડી અને બેદરકાર રીતભાત તેવણુને મુદલ પસંદ પડી નહી.

"તમારાં માયને હયાં બેલાશક રેહેવા દેજો જેહાંગીર પણ મને મેહેરબાની કરી બીજે ઠેકાણે લઇ જજો."

"જેહાંગીર એટલા માયાલુ છે ખોરશેદ," જર હવે કઇ વરી વાત વધી પડેની બીહીકે વચ્ચે પડી. "કે તુને સુખ આપવા ખાતર, એવણ તુને દુન્યાને બીજે છેડેબી લઇ જવા ના પાડશે નહી!"

"મર તનલી ખોરશેદ!" તેવણુ બોલ્યાં "આપરો મહાલક્ષ્મીનો 'સી વ્યુ' બંગલો ઘણોજ કુશાદે ને સુંદર છે ને તે તૈયાર થાય ત્યાં સુધી તુને હયાજ રેહેવાનું છે"

અને હયાં તે ધણી ધણીયાણીની મસ્તીનો છેડો આવ્યો.

જર અને બરજોર બીજેજ દિવસે મુંબઈ પાછાં ફર્યાં.

છુટા પડતી વખતે નાની બેહેનને ડાહી થઈને રેહેવાની ઘણી ઘણી શીખામણો દીધા પછી જેહાંગીર સાથે હવે પછી કંઈબી બગાડ નહી કરવાનું વચન ખોરશેદ પાસે લઈને જરબાનુ દાવર પોતાને ઘેરબારે સીધાવ્યા.

## પ્રકરણ ૨૭ મું.

### આફતનો ઓલો.

બીજા બે દિવસ પછી સાસુ અને વહુ નાસ્તાંની ટેબલ પર એકઠાં મલ્યાં જેહાંગીર ઘોડેસવારને પોહોરનાં બાહર ગયલા હતા.

આંખ્યોમાં ફતેહનાં ચમકાટ સાથે આવાબાઈએ પોતાની વહુ ગમ જોયું.

"તમારા બેહેન બંધેવી તો ગીયા કેની?" તેવણે પુછયું.

ખોરશેદે ડોકાંના એક લેહેકાથી હા પાડી.

"હુ ધારૂચ કે તમે તમારા મનમાં એમ સમજતાં લાગોચ, કે ઘણીજ હુશયારીથી તમે કામ લીધુચ પણ શું બન્યુંચ તે હુ બધું જાણુચ." તેવણે છેડતી ગોધી.

"તમે જાણોચ તેમા થઈ શું ગીયું?" જેમ તેમ શાંત રેહેવાની કોશશ કરી ખોરશેદે જવાબ દીધો.

"એમ કે! પણ તમો મોંટી બૈયરની મારામારીનું કારણ શું હતું જે?"

"ને તેથી તો તમે ઘણાંજ ખુશી થયલા દીસોચ."

"સમજી લેવો, ખરશેદબાઈ!" એકદમ આવાંબાઈ ગંભીર થઈ ગીયાં અને તેવણુની પેહેલીજ ઠંડી આંખ્યોમા વેરના ઝેરી પ્રકાશ ઝમકી રહયો "તમે મને જાણી જોઇને તમારી દુશ્મન બનાવીચ ને તેમાં તમે ઘણુંજ ખોટું કીધુંચ. ખરૂ છે કે તમે માહરા દીકરાના ધણીયાણી છેઓ, પણ હુ તો તેની નાનપણથી પાલીપોશી ઉધારનાર માય છેવું. હુંજ માહરા દીકરાનાં ઘેરપર ને જીગરપર સદા રાજકરતી આવીચ અને જીંદગીના છેડાવેર કરશ બી; માટે તમે ખરશેદબાઇ તેના શેઠાણી થઈ શકશો નહિ."

"પણ હું થવા માંગતીજ નથી. મને તેની દરકારજ નથી." ફરી પાછી એક પળ તેવણની આંખોમાંનો ઝેરી પ્રકાશ જોઇ તેણી ઠકરી ગઇ.

"નહિ કે! તમે ઘણાજ આપઅખત્યાર, મગરૂર અને હુલ્લડ છેઓ, ખરો, પણ તમારાં સાસુ સાથે દુશ્મનાઇ કરવા કરતાં તમે દોસ્તી રાખી હોતે તોજ તમુને હજી હુશ્યાર ગણાતે!".

યા અલ્લાહ! નાસ્તાનો એક બુક બી તે છોકરી ઉંચકી શકી નહિ. આય ભરમનું બોલવું તેણી ક્યાંથી સમજી શકે?

"મને કંઇ તમુને માહરા દુશ્મન બનાવા ગમતુ'તું નહિ." તેણીએ અવાજ ઠેરવી જવાબ દીધો. "જ્યારે હુ તમારા દીકરાને પરણી ત્યારે ખુદરતીજ મેં તેના ઘેરપર શેઠઇ કરવાની આશા કીધી. ખરેખરૂં કહી દેવામાં હું જરાબી શરમાતી નથી આવાંબાઇ, કે પરણ્યા અગાઉ હું જાણતે કે તમારા દીકરાના ઘેરમાં તમારી સત્તા ચાલશે તો હુ કદીબી જેહાંગીરને પરણતે નહીં."

આય છોકરીનું ખુલ્લા દીલનું બોલવું સમજી આવાંબાઇ બે પળ ચકીત થઇ ગીયા.

"ત્યારે તો તમે માહરા દીકરાને ચાહતાંજ નહીં હોશો?" તેવણે ભવાં ચઢાવી પુછયું.

"માફ કરજોજી, પણ એ પુછવાનુ તમારૂં કામ નથી. તમુને હમારી બંધે વચ્ચે આવવાનો એક જરાકબી હક નથી!"

"બચ્ચીત, હું માહરા દીકરાને વરે ઘણીજ દલગીર છેવું," ખોરશેદની પોતાનાં દીકરા તરફની ઠંડી લાગણી તેવણ એકે તડાકે જાણી ગીયાં.

"તેમ હું માહરે પોતાને વરે બી દલગીર છેવું." ખોરશેદે મમતથી જવાબ કર્યો. ક્યાં સુધી તેણી એમ આય બૈરાના ખુલ્લા તાણા જવાબ આપ્યા વિના ચલાવી લઇ શકે. તેણીનું એવું નરમ ખમીર હતુંજ ક્યાં!

"હું તમને ફરીથી કેહુચ આવાંબાઇ, કે તમુને દુશમન બનાવવાની માહરી મુદલ મરજી હતીજ નહિ. એક જરાકબી તમે માહરી તરફ માયાલુ બન્યા હોતે, ઘેર આવતા પ્યારથી તમે મને આવકાર આપ્યો હોતે તો મને તમે કદીબી અણગમતાં થઇ પડતે નહિ."

"માહરા પરવરદેગાર!" આવાંબાઇના મુખમાથી આટલા શબ્દો અજાણતાંને મારે નીકળી પડયા. દરેકને પોતાના આખનાં દાબમાં ઠકરાવી મેલનારા આય બૈરાં, વહુની મમત પર અજબ થઇ ગયાં. "હું તો તમારી સાથે સારી રીતેજ વર્તીચ. તમે માહરીપર ખોટું બોહોતાન મુકોચ.

"નહીજી, માહરી જીંદગીમાં માહરી તરફ, તમારા જેટલું આજ સુધીમાં કોઇબી અનકાઇન્ડ થયુંજ નથી."

"ત્યારે તો તમે લાડે લાડે વીખરી ગયલાં છોકરી હોવાં જોઇએ." આવાં-બાઇનો પીતતો હવે પુશકલ ઉછરી આવ્યો. "તમારી ભુલ તમે જલદીજ જોઓ.

હું ખુબ જાણુંચ. જ્યાં સુધી મને મારો દીકરો આય મકાનમાંથી મોકલી દે નહી. ત્યાં સુધી તમે તેની સાથે વાત કરનાર નથી. એ તમારા ઠરાવથી હું કંઈ અજાણ્યું હતી નહી. વરસોથી સાથે વરોલાં એક માય દીકરાને જુદા પાડવાની હીમતજ કેમ તમે, આટલાં નાહલાં છોકરી કરી શકયાં? તમારા બેહેને આવીને કંઈ બીજી ગોઠવણ કીધી ત્યારેજ તમે સમજ્યાં."

"તેમાં તમે મને કહેના શું માગોચ!" ખોરશેદે ફરી પાછો તરારો કીધો "તમારાં જેવા સખત દીલના કરડાં બૈરાં સાથે જનમ કહાડવાનાં ખ્યાલે હું બીહી ગઈ. હજુર તો મેં પુરો પાધરો તમારાં ઘેરમાં પગ નહી મુક્યો તેટલાંજ તમે તો તમારી સત્તા મને દેખાડી આપવા માંડી ત્યારે સદા સુધી તમારા દોર હેઠલ રેહેવાનાં ખ્યાલે કોણ નહી બીહી જાય? જો જરાકબી તમે મારી તરફ માયાલુ બન્યાં હોતે! એક પેટની દીકરીની માફક તમે મને પાયામાં થઈ આવકાર આપ્યો હોતે તો બેશક હું તમુને મારાં માગ મીસાલ ગણી રહ્યા વિના રેહેતે નહી"

આટલું સમજતા ગુલ્બાનુ આવાંબાઈની છાતી ઉગક મેલ થવા લાગી. બાપરે! આય દીકરી કોઈ જબરી હિમતવાલી હતી! આજ સુધીમાં તેવણનાં મોંહોપર તેવણનાં બાપે કે ધણીએ વટીક તેવણને એમ કેહેવાની હિમત કીધી હતી નહી ત્યારે આય નાનકડી વહુ મનમાં ખાન શું ખાતી હતી!

"એટલે! તું કેહેવા શું માંગેચ!" તેવણે હવે મીરજ ખોહી દીધી. "આવી રીતે મને અપમાન કરવાની તુ હિમતજ કેમ કરી શકેચ? તાહરી માય માહરા સમજ્યા મુજબ, ઘેલી થયલી કોઈ ખાનગી દીવાનશાલામાં મરહેચ, અને—અને મને લાગેચ હુકતી કે ઓધે ઉતરતાં ઘેલાપણાંનો અંશ તાહરામાં જરાક છે ખરો!"

આય ધાટકી બોલો સમજતાં ખોરશેદનો સુંદર મુખડો મોત જેવો ફીકકો મારી ગીયો યા અલ્લાહ! આય બૈરા હવે તેણીને ઘેલીમાં ફેરવવાની પેરવી કરતાં હતાં! એક ઝટાકે તેણી ખુરસીપરથી ઉઠી ઉભી થઈ અને આવાંબાઈની નજદીક જઈ ઉભી.

"આવા ઘાટકી શબ્દો બોલવા માટે. તમે એક નર્યાંજ ખરાબ બીકટ બૈરાં છેઓ. તમારા એટલાજ ઘાટકી શબ્દો માટે હું તમુને માહરી જીંદગીનાં છેડા વેર; ધિક્કારસ. જો માહરાં મમા બિચારા ઘેલા થયા હોશે તો તે માહરી, તેવણની કમનસીબ દીકરી માફક અણગમતી લગનની ફીકરીથી છે."

"તુ અત્યારથીજ અર્ધી ઘેલી તોં દેખાયચ." તેવણનાં શબ્દો વટીકમાં ખુકલો ધિક્કાર સમજાતો હતો "જેમ તાહરા બાપે તાહરી માયને રાખીચ, તેમ તુને રાખવા હું માહરા દીકરાને શીખામણ દેવમ, તાહરી સાથે એકજ છાપરા હેઠલ વસવામાં વટીક હુ માહરી હવે સલામતી જોતી નથી."

કમરે બે હાથ ટેકવી, દમામથી ઉભેલી આય છોકરીની બાજુ તેવણને એક તલવારથી હુમલા નહી હોય તેમ, તેવણે ચુપચુપ નીચી મુડીએ છરી કાંટા સાથે રમ્યા કીધું.

"આવાંબાઈ," ગરીબ તે છોકરી, વ્હાલી માતાની કમનસીબી માટે, તેણીની આંખોથી સડસડાટ આંસુઓ નીકળી પડયા "આવાબાઇ, તમે જાણોચ કે માહરાં માય બિચારાં કોઇ બીજાને પોતાનાં સઘલાં હેતથી ચાહાતાં હતાં તે છતાં માહરા પપાને પરણવા તેવણપર જાસ્તી ગુજરી જેવણુને મમા મુંગે મોઢે શરણ તો થયાં પણ બિચારાનુ દીલ તુટી ગીયુ ને ગમમાં ને ગમમાં તેવણ બિચારા મગજ પરનો કાબુ ખોહી બેઠા."

"દુન્યા ગમે તે ધારે," તેવણે ફરી પાછો ધિક્કારથી જવાબ દીધો "પણ હું તો માહરે ગમે તે ધારવાની. મને જોતાંની સાથેજ હુ તુને અનગમતી થઈ પડી, અત્રે પગ મુકતાંને વારજ તેં વગર ફીક્કટની તાહરા વર સાથ પંચાતી કીધી એ ઘેલાપણું નહી તો બીજું શું કેહેવાય? કોણ દાહી વહુ તાહરી માફક વર્તતે? માહરો ગરીબ દીકરો, હું તેને ચેતાવી રાખશ. મેહેરબાની કરીને તું માહરે માટે ઠીક થઈ પડશે, હું દુન્યાને જાહેર કરશ કે મેં તાહરામાં તાહરી માયની માફક કંઈક ઘેલાપણાંના ચીન્હો જોયા ને તેથીજ મે બીહીને તુને છુટી રાખી."

"તમે એટલાં બધાં ઘાતકી થઇ શકશોજ નહીં." ગરીબ બબ્ચું! દુઃખથી ઉછલઇ જતી છાતીપર, તેણીએ પોતાનાં બંધે હાથો જોરથી દાબ્યા અને પાસેની બેઠકપર ફસડઈ પડી.

"ઘાતકી નહીં થઈ શકશ!" તેવણ ચીંચવાયાં. "હું તુને દેખાડી આપગ છોકરી, કે કોણનું લોક ખરૂં માનેચ.—જા—હયાંથી તું જા! એક બુઢ્ઢી માયને તેણીનાં બુઢ્ઢાપામાં તેણીનાં એક પુરાં ફરઝંદથી તાહરા ફરેબથી છુટો પાડ—બધાંને બેલાશક જઈને કહે કે તાહરી સાસુ બુઢ્ઢી ને મીઝાસી છે. તેથી તુને તેવણ સાથે રેહેવા ગમ્યું નહીં. ને જ્યારે માહરો વખત આવશે. ત્યારે છોકરી, હું દુન્યાને જણાવશ, કે માહરી વહુમાં થોડા ઘણા ઘેલાપણાંની શરૂઆત મે જોઇ. ને તેથીજ હું તેણી સાથે રહી શકી નહીં. તું જા! ને કોણ જીતચ તે આપણે આગળ ચાલતાં જોઇશું." અને હયાં તેવણ ઉઠી ઉભાં થયાં ને તેણી પર ધિક્કારભરી એક નજર નાખી તેવણ ચાલતાં થયાં.

"હવે હુ શું કરૂં?" ખોરશેદ આખે આંગે ધાસ્તીથી ધ્રુજતાં પટપટી. "ઓ એડી! ઓ એડી! માહરો સાચ્ચો દોસ્ત! તું આય વખતે મને મદદ કરવા અહીં હાજર હોતે!"

જેમ તેમ તેણી ઉઠી ઉભી થઇ પોતાનાં ઓરડામાં જઈ શકી.

હવે જલદીજ આય ધાસ્તીભર્યા બેરાંથી છુટી પડવાનો તેણીએ મનથી નક્કી ઠરાવ કીધો. આવતી આફતની આય જાણે શરૂઆત હોય તેમ એક નહીં સમજી શકાય તેવી લાગણીએ તેણીના દીલમાં જગ્યા લીધી. મનપર જબરો કાબુ મેળવી લઇ, આય સાસુ સાથની વાત કોઇને નહીંજ જણાવવાના ઠરાવથી તેણી જેમ તેમ શાંત થઈ.

તેજ સાંહાંજે તેણી પોતાના ધણીને શોધતી બાગમાં બાહાર ઉતરી. એક ઝાડના છાંયડાં હેઠળની બેઠકપર અરઠાઇ પડી બીડી ફુકતા સપર પુરા ધણીને જોઈ તેણી ઝડપી પગલે તેની સામે જઇ ઉભી.

"આહા! તાહરી ખુબસુરતી સાથે કોઇગી બીજી ઓરત હરીફાઈ કરી શકેજ નહીં, ખોરશેદ!" પોતાની મોહોબ્દારની સુંદરતા વખાણતાં તેવણ હરખથી બોલ્યા.

જવાબમાં તેણી એક ઘણુંજ મધુર જીવને ખુશ કરી મેલનારૂ રૂપેરી હસ્યું હસી. આવી રીતે તેણીને હસ્તી જોવાની જહાંગીરને તો નવાઇજ હતી.

"જેહાંગીર માહરા વ્હાલા," તેણી તેની નજદીક બેઠક લેતાં તેને પટાવતી બોલી "એક માહરી અરજ તમે કબુલ કરશો?"

"તે વરી શું છે?" તેવણે અજબ થઈને પુછયું કારણ આવી રીતની અરજો તેણી કવચીતજ કરતી હતી.

"જો જાંનુ, મેં પપાને ઘણો વખત થયો જોયા નથી. ને માહરો જીવ કેવો એવણનામાં ભરઇ રહ્યોચ! જર કહેતી તી કે પપાની તબ્યતે ઠગો દીધો તેથી એવન પુંઇજી સાથે એવનના બંગલામાં પાછા ફર્યાચ? જો જેહાંગીર, મને એવણ આગળ, થોડા વખત મુને રેહેવા જવા દેવો!"

"હું તુને જવા તો દેવું, પણ એક સરતે કે એક જણુનેગી તું સાથે લેતી જાય." તેવણે ખુશ મીજાસથી કહ્યું.

"તે વરી કોણ?"

"તાહરો વર માહરી ડાર્લીંગ, જો તુને તાહરે ઘેર જવા ગમતું હોય તો આપણે સાથેજ જઇશું. તાહરા પપા આપુને જોઇને ઘણુંજ ખુશી થશે. હું ધારૂંચ ખતી, કે તુંને માહરાં માય સાથ બાજુ બનતુ નથી."

એક પળ તેણી મોત જેવી ફીક્કી પડી ગઇ. સહવારનો બનાવ યાદ આવતા તેણીનાં મુખમાંથી ધાસ્તીની એક ધીમી ચીકયારી નીકલી પડી!

"તમારા માય! એટલે! તેવણુની વાત કાય વચમાં લાવોચ જેહાંગીર!"

પોતાની મોહોરદારની સાસુ માટેની આવી ખોટી ધાસ્તી જોઇ તેવણ રમુજથી હસી પડયા.

"કઇ નહી બીહી ના ખોરશેદ માહરાં માયજી, પોતાની ફક્કત એકજ નજરથી નાધલા બચ્ચાંઓના એક આખાં ટોલાને બી કેળવી નાખે એવું તેવણ માટે માહરૂં પ્રાઇવેટ ઓપીન્યન છે સમજી!"

અને અંતે તેણીએ પોતાની સમજાવતથી, જલદીજ પપાને ઘેર જવા માટે જેહાંગીરને સમજાવી લીધા.

———o:———

## પ્રકરણ ૨૮ મું.

### છટકી!

નાની દીકરી અને જમાઈની મરજી પોતાને ત્યાં રેહેવા આવવાની જાણી, ત્યારે દાદાભાઈ ફુબાશ બહુજ ખુશી થયા. લગભગ એક વરસને લાંબે અંતરે પોતાના વ્હાલાં લાડકાં બચ્ચાંને જોવા તેવણ તલપી રહયા હતા.

"તમો બનતી ઉતાવળે આવો, તમો વ્હાલાંઓને જોઈને હું તેમજ દીનબાઈ ઘણાંજ ખુશી થઈશું અને તમારા માનમાં, આપણાં થોડાક ઓળખાણ પીછાણ વાલાંઓને આપણે બગલે મેહેમાન બોલાવશું કે આપણો વખતબી પાસ થાય." ખોરશેદના કાગળનાં જવાબમાં તેવણે ઘણી ઉલટ ને ઓહોંસનું લખી વાલ્યું.

ખોરશેદે હવેજ છુટકારાનો એક લાંબો દમ ખેચ્યો.

"તું હમણાં હમણાં એટલી ઉદાશ કાંય ફરેચ ખોરશેદ!" જેહાંગીર તેણીને વારંવાર વિચારવંત બેઠેલી પકડી પાડી પુછતા હતા. "માહરી ગાફક કંઈ બધાજ ધણીઓ પોતાની મોહોરદારોને સુખ આપતા નથી. જો તાહરી ખુશી રાખવા માહરૂં બધું કામકાજ મુકી હું તાહરી સાથે પુનેબી આવવા તૈયાર થયોચ." તેવણ વડઈ લેતા હતા પણ તેવણ પોતે પોતાના માયજીનાં દોળાનાં દાબમાંથી નાહાસવા-એકે પગે તૈયાર હતા તે બીચારી ખોરશેદને કયાથીજ ખબર હોય! માયજીની તીક્ષણ નજરથી દુર તેવણ મુંબઈમાં જેમ ગમે તેમ પૈસો ટકો ઉડાવી મજાહ મારી શકતા હતા જ્યારે અત્રે તેવણની નજર આગલ, જેહાંગીર, કશું કરી શકતા હતા નહી. બરાબર ટાઈમસર ઘેરે આવી જમવાનું, અંદાજામાં દારૂ પીવાનો, અને દિવસ કેવી રીતે ગુજાર્યો તેનો હિસાબ આપવાનો એ જેહાંગીરનાં જીવપર આવતુ હતું-ખોરશેદનાં તોફાનથી મુંબઈ રેહેવા જવાનું મલ્યું એ બી એક માયની નજર આગળથી છુટવાનું જહાંગીરને સારૂ બાહાનું મલ્યું હતું.

જેહાંગીર ખોરશેદ ઉદાસ ફર્યા કરવાની જે ફર્યાદ કરતા હતા તે ખરીજ હતી. બધાંને જેર કરનારી આય નાનકડી છોકરી હાલ કંઈ અજબ ઉદાશ અને ફીકરમંદ ફર્યા કરતી હતી. જેહાંગીર તેનું કારણ દીલથી તો બરાબર સમજતા હતા પણ બાહારથી તેવણ અજાણપણું દેખાડતા હતા. તેવણની ઘેર હાજરીમાં તેવણનાં માય કોઇબી રીતે ખોરશેદને સતાવતાં હોવાં જોઇએની તેવણને પુરં ખાત્રી હતી,-છતાં તે શું હતું તે જાણી અટકાવ કરવાની તેવાજ સખત દીલનાં ધણીએ કશીજ પરવાહ રાખી નહી.

"યા ખુદા! તદ્દન ખુલ્લી રીતે આવાંબાઈ તે ગરીબ છોકરીને ઘેલી ઠેરવતાં હતાં! જો કદી ખોરશેદ, પોતાની રીત પ્રમાણે કંઈબી બાબદમાં ઓહોંશ કરતી હતી તો તેવણ જાણે તેણીને ઉશ્કેરવા નહીં માંગતા હોય તેમ બધાંને પોતાનો હાથ અને

આંખ ઉંચકી સામેવાલાંને ચુપ રેહેવાની ઈસારત કરતાં હતાં. હંમેશનાં ભડભડયા હુલ્લડ સ્વભાવ મુજબ, તેણી કદી જો તડનું ફડ કરતી તો આવાંબાઈ દયાવંતી અદાએ પટપટી. એક ધીમો નીસાસો નાખતા! આવાંબાઈની એવી દયાનો અર્થ શું? સાંભળનારાઓમાં જેહાંગીર વટીક અજબ થઈ જતો; જ્યારે તેણી. ફક્ત ખોરશેદ તેનો અર્થ બરાબર સમજતી હતી.

એ બધું અટકાવવા તે છોકરીનો અવાજજ કયાં હતો? જો કદી જેહાંગીર તેણી સાથે મળી જવા જેવા હેતવંતા કે દયાળુ હતે તો વાત જુદીજ હતી. પણ. બસ; માયનાં એકેએક શબ્દોને કાયદા તરીકે લેખી કામ લેતો આય દીકરો, ખોરશેદનું કંઈબી સમજવા સારૂ મના કરતો હતો અને ગરીબ તે બાળા. કોઈની બી હિમત કે ઓડ વિનાં દિવસે દિવસ ગાલું દીકરથી લેવાતી જતી હતી.

જલદીજ પપાને ઘેર જવાના એકજ ખુંશીભર્યા વિચારમાં તેણીને હાલ તુરત તો કઈબી સુખ હતું.

અંતે તે બી દીવસ આવી લાગ્યો. અને છુદા પડતી વેળા તેઓ ત્રણે, માય દીકરો અને વહુ ડ્રોઇંગ રૂમમાં એકઠા મલ્યા. જેહાંગીર કંઇ ઓરડરો આપવા જેવા તે બે આગલથી ખસ્યા કે આવાંગઈ ખોરશેદની વધતાં નજદીક આવ્યાં.

"ત્યારે અંતે તમે જાઓય ખરા!" તેવણનાં અવાજમાં વટીક ખુલ્લો તુચ્છકાર સંભળાયો.

"હાજી, ને મારાં ઘેર મધેનાં વ્હાલાઓને જલદીજ મલવાના ખયાલે મને ઘણીજ ખુશાલી લાગેચ."

"હં! એમ કરીને માહરીથી જલદી નાહાસવાનો લાગડો તો તમે મજેનો ઘડયોચ!" દેખાઈતુંજ હતુ કે તેવણને ખોરશેદની એવી ઉલઠાપણી ગુસ્સો તો બહુજ લાગ્યો હતો.

ખુરશેદ, ચુપજ ઉભી. આવી જાતનાં ખારીલાં બૈરાંને એક વખત છેડયા પછી શું સુખ જોયું કે હવે વધારે વાત કરે!

"ઘણીક વેળાએ, માહરાં જેવાં બુઢાં માણુસોની શીખામણ બી જુવાનોને ઘણીજ ફાયદાકારક નીવડેચ, ખરશેદબાઈ ને માહરી તમુને સલ્લાહ છે કે તમે જેવી રીતે માહરી સાથ વર્તયાંચ તેવી રીતે કોઇબી બીજા સાથે વર્તો તેની અગાઉ એ તમારી હુલ્લડાઈનું શું પરીણામ આવશે તેનો વિચાર કરવા જરા થોભજો, સમજયાં!" ઓ ખુદા! આય સલ્લાહ પ્રમાણે તે છોકરી ભવિષ્યમાં ચાલે તો સારૂં! તેણીએ પોતાનાં હોઠ મજબુત કરડયો. હજુરબી ચુપજ રેહેવામાં તેણીએ ડહાપણ જોયું.

છુટાં પડવાનો વખત આવતા ખોરશેદ, દીકરમંદ લાગણીથી દીલમાં ધ્રુજતી, આવાંબાઇ નજદીક આવી. અને સેકંડેન્ડ માટે પોતાનો ગાલ નાંખો ... આવાંબાઇ તે જાતનાં બૈરાં હતાં નહીં. પોતાનો ગુસ્સો ને વેર, પુરે

આપવાનો મનથી નક્કી વિચાર કીધેલો એટલે આય વહુ તરફ સેહેજબી દોસ્તી દેખાડવા તેવણને ગમ્યું નહીં.

"આપુને સેકહેન્ડ કરવાની શું જરૂર છે!" તેવણે કહ્યું, "આપણે કંઇ એક મેક તરફ સારી લાગણી ધરાવીને છુટાં પડતાં નથી. સમજી લેવો ખોરશેદ! મેં એક વખતે તો તમુને ચેતાવેલાં છે, ને ફરીથી બી તમુને કેહુંચ કે વખત આવતાં તમારી માહરી તરફની તોચ્છડઇનો સ્વાદ હું તમુને બરાબર ચખાડશ."

ખોરશેદ બીહી ગઇ. આવાંબાઇ તેણી પર કેવી રીતે વેર લેશેના ખ્યાલે, ગરીબ તે બાળાનું હૈયું વધતું ફીકરમંદ બન્યું. અરેરે! ફક્ત, તેણીનું દુઃખ સમજનાર આય દુન્યામાં કોઇ હોતે!

તે લાંબી મુસાફરી દરમ્યાન બી ખોરશેદ બધો વખત ઉદાશ ને ચુપજ રહી.

માથે ટંગાયલી આફતમાંથી, અને તે ટ્રેન તેણીને દુર ઘસડી જતી હોય તેમ, તેણી તે શેહેરથી દુર નાહાસ્તાં છુટકારાનો દમ લેતી થઇ.

ઓ ઘેર! બચપણનુ સુખી ઘેર! કોણ પોતાને ઘેર જતાં સુખી નથી દેખાતું? પછી તે ગરીબનુ ઝુંપડુ હોય યા માતબરનો મેહેલ હોય, પણ એવીજ રીતની એકજ સરખી સુખભરી લાગણી દરેકને થવીજ જોઇએ.

વ્હાલા પપા અને દીનબાઇ ફુઇને મલવાના ખ્યાલે તેણીને ખુશાલી તો લાગતીજ હતી. પણ આહા! એડી! વ્હાલા એડીને જોવાના ખ્યાલે તેણીનું જીગર ખુશાલીને મારે ઉડ ઉડ થતુ હતું.

આખી કુંવારી જીંદગી સુખમાં ગુજારેલાં તે વ્હાલાં મકાનની સીડીઓ સપો સપ ચઢી જતાં ખોરશેદને આજે જાણે નવોજ જીવ આવ્યો હતો. એક પળમાં તો તેણી પોતાના વ્હાલા પપાને પ્યારથી વલગી પડી.

"પપા! માહરા પપા! તમુને મલ્યાથી મને એવી તો ખુશાલી લાગેચ!" અને તેણીએ હવે દીનબાઇ ફુઇને ચાંપીને કોટી કીધી.

ખબર અંતરની પહેલી ક્રિયા પુરી થતા દાદીએ તેઓને પોત પોતાનાં ઓરડામાં આરામ લેવા મોકલી દીધા.

"માહરી દીકરી કંઇ સુખી દેખાતી નથી, દીનબાઇ." દાદી અને દીનબાઇ એખલાં પડયાં ત્યારે તે બાપનો જીવ દીકરી માટે બરી ગીયો, "એના હમેશના ગુલાબી ગાલો કરમાઇ ને ફીક્કા મારી ગીયાચ!"

"ઓ વાય! દાદી! તમેબી કાંય કોટક પાડોચ! આટલા દીવસની મુસાફરીની હાકબી તો લાગેલી હોવી જોઇએ કેની!"

"પણ તેથી શું થયું?" તેવણનાં ધ્યાનમાં એ બચાવ સુદલ ઉતર્યોજ નહી. અને તેવણે નાનું ડોકયું ધુણાવ્યું "એના અવાજ વટીકમાં ફરક પડયોચ! માહરાં બચ્ચાંને શુ હોસે!"

ખરૂં જોતાં તો ખોરશેદ પરની એકજ નજરમાં દીનબાઇની અનુભવી આંખ્યો જોઈ શકી કે તેણી સુખી હતી નહી પણ તેવણે પોતાનો શક મનમાંજ દાબી રાખ્યો

રાત્રે દીનરપર સઘલાં એકઠાં મલ્યાં. પણ અરે! ઘણે લાંબે વખતે એડીના દમામદાર, ખુબસુરત પણ ઉદાશ ચેહેરાને નીહાલતાં ખોરશેદના મુખમાંથી એક નીસાસો નીકલી પડયો.

ઓ! શું કામ તેણી આવા સરમ જવાનના સાચ્ચા પ્યારને ઠોકડે મારી જેહાંગીરના પૈસા તરફ ખેંચઇ હોશે! અરે ખુદા! આજે તેણી દુઃખી હતી અને એક હેતવંતાં જીગરને તેની જુવાનીમાં તોડી નાખવા માટે તો તેણીને આવી રીતની શીક્ષા નહી થતી હોય!

કાલી આંખ્યોમા માન અને પ્યારનાં અજબ જેવા પ્રકાશ સાથે તેણીએ એડી નજદીક જઈને શેકહેન્ડ કીધી. ઘણીજ કાલજીથી તેણીએ તેની ખબર અંતર પુછી

આય હમેશની હસ્તી રમતી ખુશાલ છોકરીને બદલે તદન ફીકકી અને ઉદાશ ખોરશેદને જોઈ તે બે દગલાં પાછળ હઠયો. તેણીનાં હમેશના ખુશાલ રૂપેરી અવાજ વટીકમાં જબરો ફેર પડયો હતો.

"એ મુદલ સુખી નથી." તેણી પરની એકજ નજરમાં તેને મજબુત શક લાગ્યો.

ત્યાર પછી એડી, ઘણીજ બારીકીથી આય છોકરીની દરેક હીલચાલ તપાસ્તો રહયો. અને દિવસે દિવસ તેનો શક વધતો મજબુત થતો ગયો.

હુંમેશ કરડો ડોળો રાખવાવાલાં દીનબાઈ વટીક તેણીની ઉદાશી દુર કરવા તેણી પરથી કાલજીથી ઓઠઇ પંઠરઇ જતાં હતાં અને રફતે રફતે પેલી નહી સમજી શકાય તેવી ફીકરમંદ લાગણીઓ ખોરશેદના દીલમાંથી ભુસરઇ જવા લાગી.

"હું એટલી બધી પેલાં આવાબાઈની વાહીયાત વાતથી બીહી ગઈ હોવશ!" તેણી હુવે મનથી વીચાર કરવા લાગી. "માહરા પપા ને ફુઇજી કેવાં છે! કોણ મને ઘેલી કેહેવાની હિમત કરી શકશે. માહરા પપા ને ફુઇજીઃ માહરો—માહરો એડી એ લોકનો જીવજ લઇ લે." એવા એવા તુરંગોથી તેણી પોતાનો જીવ મનાવતી હતી ખરી પણ—પણ, તક મલતાં

"ફુઈજી, માહરાં મમા સાથી ઘેલાં થઇ ગીયાં!" તેણી વારંવાર ફુઇજી ને તક મલતાં ખતી ખતીને પુછવાનું ચુકતી હતી નહીં.

આ સવાલથી દીનબાઇ, ઘણાજ અજબ થતાં હતાં. આય આગમજ, કદી પણ તે કમનસીબ ગરીબ માતા વિષે પરપુછ કરવાની દીકરીઓએ ખંતખોદ કીધી હતી નહિં. નાની દીકરીને જન્મ આપ્યા પછી, ઘણાજ થોડા વખતમાં તે કમનસીબ માતા મગજથી બેમગજ થઇ ગઇ હતી. અને સમજમાં આવ્યા પછીજ એ વાત

ને બંધે દીકરીઓને ફુઇએ સમજાવીને કહી ને તે બે છોકરીઓએ પોતાની માતાની એ કમનસીબ કૈજ ઉપર દુઃખના ઘણા ઘણા આસુઓ ખેંચ્યા.

"એ તું એમ કાંયઝૈમને ઘડી ઘડી તાહરી માયને વરે પુછયા કરેચ, ખોરશેદ!" આય બેહુદા સવાલ કરવા માટે ખોરશેદને કઇબી ચુસ્તકીમ કારણ હોવું તો જોઇએજનો તેવણને મજબુત વહેમ ગીયો.

"તાહરી માયને, તાહરા મમાવાએ મનગમતા ધણી સાથે નહિ પરણાવ્યાથી તેવણને, એટલો બધો તો ગમ લાગેલો, કે તે ખમી શકી નહિ. તે બિચારી બે મગજ થઈ તેમા ઘરી ઘરી પુછવાનું શુ છે ખોરશેદ?"

"ત્યારે એ કંઇ ઓધે ઉતરેલું તો નહીંજ હતું કેની, ફુઇજી!"

"નહીંજ તો વરી!" દીનબાઇ છેડઇ પડયાં "એ વરી નવો ધખારો તાહરા મગજમાં કયાંથી ભરાયો? જન્મથીજ તાહરી માય ઘણીજ નગલા બાંધાની હતી ને તેમાં એનો પ્યાર તે કોઇ છોકરાપર એટલો બધો કેહેવાનો હતો કે આય ફટકો તે બિચારી ખમી શકી નહિ ને તેમાં તમો બે બચ્ચાંઓનો જન્મ આપ્યા પછી તો એની તબ્યત પુરી લથડી પડી તેમા ચાલુ ગમ એટલે એના મગજપર તુરત અસર થઇ.

હયાં ખોરશેદે છુટકારાનો એક મસ મોટો દમ ખેચ્યો "ત્યારે તો મને અથવા તો જરને કોઇ પણ વખત ઘેલી થઇ જવાની ધાસ્તી નહિજ કેની!"

આય બેહુદા સવાલપર દીનબાઇ બેઆખત્યાર હસી પડયા.

"ઓ વાય ખોરશેદ! એ શા કોટક! તુંને તાહરી બેહેન ઘેલી થાય! માહરા કુટુંબના બૈરાંઓની મગજ શકતી સામટી લેતાં જરની તેઓ ૨ના વધની મજબુત પુરવાર થાય ને તું—" અને ફરી તેવણ હયાં રમુજનું હસ્યા. 'હુ ઇચ્છુચ કે તાહરા જેટલું સાબુત ભેજું માહરૂં હોતે! માહરી દીકરી તું એટલી બધી ગાહિલ કાય!"

આ જવાબથી સતોશ માની લઇ, ખોરશેદ હવે દીનબાઇને ઉઠાવીને ત્યાથી ઉઠી ગઈ.

"ખચ્ચીત ગમે તેવો એનો વર આકલા સ્વભાવનો ને ઝનુની છે ખરો ને કોઈ વખત હું જોઉચ કે ખોરશેદ પર દોરાબી ફેરીવી નાખેચ, પણ, એની માયની કમનસીબી યાદ દેખાડીને માહરા ફુલ બચ્ચાને પજવવા જેવો ખવીસ તો નહીજ થાય." દીનબાઇએ મનથી વિચાર્યું. વલી તેવણ જોતા હતા કે ઘણીક વેલા આવાજાઇ વિષે પરપુછ કરતાં, ખોરશેદ હર વખત તેવણ વિષે વાત કરવા ખુશી દેખાતી હતી નહી. અને તે વખતે તેણીની આંખોમા ધાસ્તીનો ખુલ્લો પ્રકાશ નજરે જોઇ શકાતો હતો.

(ચાલુ છે)

---

# વખતની કસોટી

માંથી પસાર થએલી, હજારો ઉંચા મટો મેળવનારી, તબીબો, હકીમો અને વૈદોએ વકીક તારીફ કીધેલી, બાળક કે ઘરડાં, નબળા કે જબરાં, તથા ગરદ યા હમેશવાલી ઓરતને માટે એક સરખી ફાયદાકારક અને ખાત્રીભરી, અનેક પુરાં, કઠણ દરદો માટેની વનસપતીની ડૉ૦ બે૦ મોતીવાલાની ચમત્કારીક ગુણોવાલી દવાઓની કીમતનું લીસ્ટ અત્રે છાપ્યું છે.

માટે. દાંત દાઢનો દુખારો તથા લોહી પડવું જતું નરમ પાડે છે, કી૦ ૦ા≈ તથા રૂ. ૦ાા. તથા રતલ ૧/૨ ના રૂ. ૬.

**ડાયરીઆ**, કોલેરા, સંગ્રહણી માટેની દવાની શીશી ૧/૨ ના રૂ ૦ા≈ તથા રૂ. ૦ાા.

**દરાજ**, કીડ ખુજલી, વિગેરે ચામડીના દર્દો માટેની ભુકી, શીશી ૧/૨ ના, કી૦ રૂ. ૦ા≈

**દરેક** જાતના જખમો માટેનો મલમ, કી. રૂ. ૦ાા

**નબળી પાચન શકતીથી** પીડાતાઓ માટેની **હજમીતની ગોળીઓ**, કી૦ રૂ. ૦ાા≈. તથા રતલ ૧/૨ ના રૂ. ૮.

**હરસની ભુકી**:—બાહેરના કે અંદરના, લોહી આર કે મસાવાળા, નવા કે જુના, હરસ તુરત મટી માટે નરમ પાડે છે, કી૦ રૂ. ૦ા≈.

**હરસનો મલમ**.—ઉપલી ભુકી સાથે વાપરવા માટે દબી ૧/૨ ના, કી૦ રૂ. ૦ાા.

**હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની દવા** શીશી ૧/૨ ના, કી૦ રૂ. ૦ાા, ૧ા ને રૂ. ૨.

**સીડી પીશાબની દવાઃ**—થોડોક વખત વાપરવાથી દરદીને ફાયદો જણાય છે. કી૦ રૂ. ૧ા ને રૂ. ૨.

**લેપઃ**—રસ, ગોઠ, લચક, રૂમેટીઝમ, ગાઉટ, સોજો, વિગેરે માટે. દબી ૧/૨ ના, કી. રૂ. ૦ાા.

**ખાંસીની ગોળીઓ**—ખાંસી, ખાંસી, દમ, હાંફણ, માટે—કી૦ રૂ. ૦ા, ૦ાા, ૦ાા તથા રતલ ૧/૨ ના રૂ. ૬.

**પલમોનીક પાઉડર**—ઉપલી ગોળીઓ સાથે ખાવા માટે—દબી ૧/૨ ના, કી૦ રૂ. ૦ાા.

**જુલાબનો પાકઃ**—ગમે તેવી સખત કબજીયાત નબળાઇ કર્યા વીના દુર કરે છે, કી૦ રૂ. ૦ાા.

**તાવની ભુકીઃ**—દરેક જાતની તાવ માટે, રૂ. ૦ાા.

**તાવની ગોળી**—દરેક જાતની તાવ માટે, રૂ ૦ાા. તથા રતલ ૧/૨ ના રૂ. ૧૦.

તાવ ગયા પછી લાગતી થાક, નાતવાણી નબળાઇ માટેની દવાની શીશી ૧/૨ ની, કી૦ ૧ા તથા રૂ ૨.

**ટોનીક ઓફ લાઇફઃ**—આ દવાથી શરીરનું બીગડેલું લોહી શુધ્ધ છે. ભુખ વધે છે. ખાધેલું જરે છે. લોહીમાં વધારો થાય છે. થાક, નાટવાણી નબળાઈ દુર થાય છે. કી૦ શીશી ૧/૨ ના રૂ. ૪.

**દાંતનું મંજનઃ**—(રોજના વપરાસ માટે ફકત) દાંત મજબુત કરી સફેદ બનાવે છે. મોઢાની ગંધ દુર કરે છે. કી૦ રૂ. ૦ા તથા ૦ાા≈. તથા રતલ ૧/૨ ના રૂ. ૪.

**દાંતનું મંજનઃ**—ફકત દુખતા દાંત તથા દાઢ,

**હજારો સર્ટીફીકેટોમાંથી ફકટ એકજ અત્રે છાપી છે.**

૧ રાવ સર બાળચંદર કૃષ્ણ, કે.ટી., જે. પી., એલ. એમ., તે વડોદરાના ખાસ તબીબ તથા વડોદરા રાજ્યના સરવેથી વડા ડાકટર, લખે છે, "મોતીવાલાની ખાશીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે. ગરદી તથા સખત શરદીની ખાંસીના ઘણાએક દરદીઓ ઉપર દરદીની ખાશી નરમ પડી ગઈ અને તેની પીડાકારી મટી ગઈ એવું મે જોયું છે."

**એકલા બનાવનારઃ—ડૉ૦ બે૦ મોતિવાલા**

મોરલેન્ડ રોડ ભાયખલા પુલ પાસે—મુંબઈ.

---



---

# બીજી દુન્યાં સાથે વાતચીત.

## એક ટુંક ઉપજાવી કાહડેલી વાર્તા.

લખનાર—મિસીસ મેહરબાનુ ફિરોઝશાહ એડનવાળા.

---

મી૰ બારકર કે જેવણુ એક મોટા બેકર પોતાને કેહવાડતા તેવણુને ત્યાંની ઓફીસના મોટા રૂમમાં એક દહાડો એક જવાંન, ઘણીજ નર્મીભર્યા સુંદર દેખાવની નાજુક નાર હાથમાં એક નાહની બેગ લઈ આવી ચહડી.

બેકર સાહેબ, કોનસર્ટોની કે નાટકોની ટીકીટો ખરીદતા ખરીદતા મરવા પડેલા, તે ઉપ્રાત ફલાંણાં ખાતાંને મદદ અને ચીનાં ખાતાને મદદ, મદદ, મદદ, ને મદદ કરતા તદન હવે તો અકળાઈ ગભરાઈ રહેલા તેવણે જ્યારે આ ખુબસુરત છોડીને ઓફીસમાં આવી બેસતા જોઇ કે તુર્ત પોતે ન્યુઝ વાંચવાનું છોડી દઈ ઉઠીને એક પૂરાં બારણાંમાંથી બાહાર નિકળી જવાનું કરતા હતા તેટલા તે છોડીએ તેવણુને અટકાવ્યા.

પણ તેણી કંઇબી બોલે તે પેહલાં તેવણેજ કહ્યું "ના, ના, હવે લડાઈનો ઈતયાસ," કે 'અપંગોનાં ખાતાં' યા 'નાવારેસોનાં મકાનો' કે એનસાઈકલોપીડયા. કે "લડાઈના નામાંકીત નરો"ની બુક છપાવામાં મદદ કરવાને મને કેહુગોજ નાં હું હું ગળા સુધી એ અને એવી એવી બીજી અનેક બાબદોથી ગુંગળાઈ ભરાઈ ગયેલ છુ."

"પણ મારા નેક દેલાવર દેલનાં હાતમ સાહેબ:" તે નાજુક નારે મીઠી વાંસલી જેવા સાદે આજીજી કીધી "કશી પણ મદદ હું તમો પાસથી ચાહવા આવીજ નથી. હું તો આ વેચવા આની છું એકાદ ટીકીટ તમો ખરી—"

"નહીં, બાઈ, નહીં, મને માફ કરો. એવા ઢોંગ ધતુરાનાં હસાવનારા નચાવનારા એલોનો મને શોખજ નથી, ફુરસદજ નથી." તેને બે હાથ જોડયા. "મારો વખ્ત બધો મારા ધંધામાં અને રસાયણ શાસ્ત્રની ખોલમાં રોકાઇ ગયલો છે."

"હું: ત્યારે મેં જાણ્યુ તે ખરૂંજ છેની:" તે છોકરી ખરી ખુશીથી ચમકી ઉઠી. "મેં તમારા દેખાવથી પહેલાં એમ ધાર્યું કે તમો કોઈ લાહેર એટલે વકીલ હશો.

પણ હું જાણુંછ કે તમે સાહેબ 'ફીઝીકલ રીસર્ચ સોસાયટી'નાં એક આગેવાન—મોટો ભાગ લેતા-મેંમબર છો. ત્યારે મને તમે ઘણા-ઘણાજ કામ લાગશો."

બારકર વુડવર્થ તેણીની કાકલુદીથી એક ઘડીભર શું કેહવુ તેનાં વીમાસણમાં અકળાઇ ઉભો.

તેણીએ તે જોઈ વધતું ચલાવ્યુંઃ "મારા મેહરબાંન સાહેબ. તમે એક મોટા શાસ્ત્રી પંડીત છો, તો તમે સારી કાણી અત્યારે તો સમજી શકયા હશો કે-હું હેમણાં દેખાઉંછ તેવી ખરેખરી જીવતી જાગતી જવાંન નારી નથી, પણ અત્યાર પેહલાં ૨૦૦ વર્ષ આગમજ ફનાં થઈ ચુકેલી, મરણ પાંમેલી અને ગુજર ગયલાંઓ વચ્ચે જઈ વસેલી જવાંન નાર છુ. હું તો એક રૂહ છું. મીનુઈ રૂહ. આજ બસો વર્ષો પેહલાં ગુજરી ગયલી છું. પણ હમારા મેનેજર અને માસ્તર મી૦ શોકટન, કે જેવણ અહીંના એક હોટલમાં આવી ઉતર્યા છે, અને જેવણનાં નામનો આ એક કાર્ડ છે તેવણે મને મીનુઇ જગતમાથી આં ખાકી જેહાંનમાં કોઈ એક માર્થા વોશીંગટનને બદલે ભુલમાં અહીં તેડી ખેંચી મગાવી છે; એ માર્થા અને હું બન્ને એકજ શહેરમા, એકજ ઉમરે, એકજ સાલમાં, એકજ વખતે ગુજર પાંમ્યાં હતાં."

બારકર વુડવર્થ પડયો એક તો 'ફીઝીકલ રીસર્ચ સોસાયટી'નો એક ઘણોજ ધુંધી આગેવાન મેમ્બર, તેને આ વાત ઘણીજ ધ્યાન ખેંચવા જોગ અને મનપસદ લાગી આવી. તેનામાં હોંશ હર્ષ એકદમ ઉભરી નિકળ્યો. "ફીઝીકલ રીસર્ચ સોસાયટી" એટલે ગુજરી ગયલા રૂવાનોને લગતી બાબદોની શોધખોળ કરનારી મંડળીનો તે એક વડો કેહવા માંગતો પુરૂષ હતો.

તેને ચીપી ચીપીને જોયુ તો ખરેખર, બસો વર્ષ પહેલાં જે ઢપે ડ્રેસ સ્ત્રીઓ કરતી હતી, તેજ ઢપે તેણીએ ડ્રેસ પેહરેલો. માથાંનાં બાલબી તદન જુનામાં જુની રીતે, કે જેવી રીતે તો હવે ઘરની આયાઓબી કરતી નથી, તેમ તાણી તતડાવીને અંબોડો બાંધીને કોઇ પણ રીતનાં સેંઠા વનાં એબ્યલ રીતે ઉંચેથી બાંધી લીધેલા, એવાં અવલોકનમાં તે હતો તેનો લાભ લઈ તેણીએ હજીબી બોલવું જારી રાખ્યું.

"એ હમારા માસ્તર મી૦ શોકટને એ પોતાની એ ભુલ સુધારવાની જરાબી કાળજી લીધી નહીં, અને તેનાં પરીણામ માહરૂં રૂહ જે અહીં એનાં તેડવાથી અહીં આવેલું તે રૂહ જેવું હવાઇ અને પાઈશક મીનુઈ રેહવું જોઈતું હતું, તેબી જડ થઈ જઈને આ જડવાદી દુન્યામાં જેવી અસલ ૨૦૦ બસો વર્ષો પેહલાં હતી તેવી ખાકી તનબદન સાથની જીવતી રહી. મારૂં રૂહ ફેરવાઈને હું ખાકી બની ગેઇ છું."

"ખોદા બાસ્તા, વાહલાં બાનુ, અથવા-અથવા તો-તો મીનુઈમા નવી, બહેસ્તી સન્નારી, હવાઇ રૂહ, જે કેહવો તે એ-" તે બંકનો વડો ધારાશાસ્ત્રી બારકર સુધારી સુધારીને બડબડયો. "આ એક હમારી સોસાયટી માટેની બહુ-બહુ—બહુજ અસાધારણ ખોળ થઈ પડવાની. પણ-પણ એવાં કંઇબી બાહાંણાં હેઠળ તમો ટીકીટો વેચવાની જો તજવીજ કરતાં હશો, તો તમો જાણોછ કે તે ગુનેહગારીની શિક્ષા કેટલી છે?"

તેણી ગિડાગથી હસી. આંખો પળપળાવી, મોંઢું મટમટાવી, અસ્લી ઢબે પગ ઉપર પગ ચઢાવી, બાંગળાંનાં કકડા ક્રોડનાં શરમાઈને નીચું ગીવડને જોઈને બોલી. “મેહેરબાન મુરબ્બીજી, હું કેહુંછ તેમ હું તો ૨૦૦ વર્ષ પેહલાંની જન્મેલી હમણાંજ આ તમારી નવી સદી આંખ ખોલીને જોઉંછ. હમણાં તમારી નવી સુધરેલી સદીમાં શું શું ફાયદા અને શું શું ધાગની બારીકીઓ છે તેનો મને કશો ખ્યાલ નથી. તમારી નવાઈ જેવી નવી નવી વાતો હું દર મીનીટે જાણતી જાઉંછ અને અજાણ થતી જાઉંછ. હમારાં જમાનાંમાં તોજી, હમે ગોગ દોરા અને કેનવાસ અને કવીલથી બે પૈસા કમાતાં'તાં, હવે-હવે—તો મારી માઓ, મને વેહલી તેડી લે, તે બાપ-બાપ-બાપ કંઈ નવા સચાઓ કંઈ સંચાઓ-જોઉંછ કે મારી અકલ નહીં કામ કરતી. કેહવોની કે જ્યારે જોઉંછ કે લખવાનાં મશીન, શીવવાના મશીન, ઉન કાંતવાનાં, સુતર કાંતવાનાં મશીન, મશીન, મશીન ને મશીનો બધે જોઉંછ તે મારી તો બા કીકુડીજ ફાટી ગેઈછ. જરા મને કેહશો ગેડ. કે એ હું ખરેખરીજ ફાની જેહાંનમાં આવી ગેઈછ કે વગી કંઈ સત્તર દુન્યાંના પડ કહેવાય છે તેમાંનાં એકાદ જાહીલ દુન્યાંનાજ પડમાં છું!”

તેણીની અજાયબીથી તે હુ હસીને હસ્યો.

તે ગુજર પામેલાંઓની શોધખોળ કરનારી મંડળીનો એક મજાનો ખંતી અને મેહેનતુ મેંમ્બર-સભાસદ હતો, પણ આજના જેવું નવાઈ જેવું તેણે કદી અગાઉ સાંભળ્યું ન હતું. આમ રૂહ ગુજર પામેલું-શરીર બાદ થઈ ફરી આ દુન્યામાં આવેલું તેણે જાણ્યુંજ ન હતું, જોયું બી ન હતું. શું બોલવું તેનાં ગુંચવાડામાં તેને જોઈને તેણીએ ચલાવ્યું.

“મને તો લાગે છે કે બમાં ગામોનાં નામો અને ઘરો મોહલ્લાંનાં બી ઘણાં ખરાં નામો જેનાં તેજ છે તો એ હુ ૨૦૦ વર્ષો પહેલાં ગુજર ગયલી તેજ દુન્યાં છે. અરે મને પાછું આવી તમારા જમાનામાં આવી દુન્યામાં આવીને કેવું જીવવા ગમેછ, મને બી એક મશીન ઉપર બેસી જઈને “કલીક, કલીક, કલીક” ચાવીઓ દબાવતાં રહીને લખવા કેવું ગમેછ, જો એને ટાઇપ રાઇટર કહેછ હો! મને ‘ન્યુ વુમન’ થવા ઘણું ઘણુંજ ગમે છે. મને વગર દર્દે પિછાણ કર્યે માહરી કાચી કુમારી ૧૮ વર્ષની નાજુની નાજુક ઉમરે તે વખતનાં અભણ ડાકટરોએ મારી નાંખી, પેટમાં દુઃખે ને માથું ફુટે જેવા અડબંગ ઇલાજે મારી નાંખી, વગર મોતે રૂહમાં ફેરવી નાંખી, તેનો મને હવે કેવો બળાપો થાય છે. અત્યારે હું એજ બિમારીએ પટકાઈ હતે તો એક ડાકટર મને ટોનસીલ સુજ્યા છે કરીને ગળાંમાં ઓપરેશન કરતે ને તેની સીરમ ભોકતે, બીજો ડાકટર ફેફસાંની નળીનો ઇલાજ કરવા મને પોલ્ટીસમાં બાંધતે; જ્યારે ત્રીજો ડાકટર મને માથાની ગરમી થઈ છે કરીને કહેતાં માથે મણની આઈસની લાદી મુકાવતે અને એમ બધી મારી કેવી ઉઠવેઠ થતે. તે જમાનામાં કશુંજ મારા ઉપર થયું નહીં, હું જવાન વયે ગુજરી ગેઈ, અને સગાંઓ રડી રહ્યાં.”

"હવે તમુને જ્યારે જીવતાંજ કીધાં છે તો જીવતાં રહીને આ જમાનાંની બધી સંગવડો સુખો ભોગવોની, નડ કોણની છે?" બારકરે તે બોલ્યા કરતી છોકરીનાં બળાપા ઉપર ઠંડુ પાણી રેડયુ. તે આ પોતાના અજબ જેવાં અસીલથી ઘણોજ અકળાઇ ગયલો જણાતો.

"કારણ કે મારા માસ્તર—મી૦ શોકટન—કે જેમણે મને પેલી દુન્યાંમાંથી આ દુન્યાંમાં લાવી નાંખીછ, તેવણ મને દરેક તાકીદે પાછી મોકલાવી દેવા નિકળ્યાછ," ગમગીનીનું એક ઇચકું ખાઇને, "અને તે મને ઘણો ઘણોજ બળાપો છે. શું હું પાછી અધુરીજ ઉમરે કંઇબી દુન્યાદારીની મોજમજાહ ભોગવ્યા વિનાં પાછી મરી જાઉ, અને રૂહોમાં ભળી જાઉં. ખાકમાં ખાક અને મીટીમાં મીટીની મીલાવત બની જાઉ?" બીજું છાતી તોડ ઇચકું, હવે તે બારકર જેવા પાકટ માણુસ કરતાં ખમાય તે કરતાં વધારે હતું. તેની પક્કીજ ખાતરી થઈ કે તે છોડી પેલી દુન્યામાંથી તેડેલું રૂહ હતી. પણ કોઇ 'સમાધ્યા' ની ભુલથી તેણી રૂહ જેવી હવાઈ મીનુઇ ન રહેતાં ખાકી સ્વરૂપમાં આવી ગેઇ હતી, પણ પાછું જવાનું તેણીને ઘણું કડવુ લાગતુ.

"એમ ?" એટલુંજ બારકર પૃછી શકયો.

"અરે હા, એ હાજી શેઠ. હા, એ લુચ્ચો માણુસ મને ભુલમાં પેલી દુન્યાંમાંથી જેને તેડવાનો હતો તેને બદલે તેડી લાવ્યોછ, તો હવે ચીહડમાં અને મરડાતમાં મને પાછી, હવે પછીની પેહલી 'સમાધી'માં એ પડશે કે મોકલી દેવાં નિકલ્યોછ. એ કેવો જુલ્મ મને જીવતીને હવે મારી નાંખશે, સુવેલીને ગગડવા નહીં દેતાં, જીવતી કરીને પછી તુર્ત પાછી ટુંક વખતમાં મારી નાંખવા નિકલ્યોછ, તો હવે તમારા ધારાની કલમે એને મહને મારી નાંખતી નહીં અટકાવી શકો?" અને જુનાં કાળની ઢપે તેણીએ ભોય વેર વાંકી વળી તેનાં બુટ સાથે નાક ઘસ્યું.

બારકર એકર, ઘણોજ ઉડા અભ્યાસનો માણુસ, જુના વખતનો, આંગળીનાં ટેરવાં ઉપર કાયદાની બારીકી ભરી કલમોને ઉકેલી રાખનારો તે ઉંડા વ્રમાસણમાં પડયો. એ કોઇ કહેવાતા સમાધીવાળા શોકટનને આવા નહી જણાયલા અપરાધમાં શી રીતે અટકાવવો અને તેનાં ઉપર કયા ગુનાહની કઇ કલમ કેટલી વખતે લાગુ પાડવી તેનાં ઉડા ગોરમાં તે ઉતરી ગયો. હેબ્યાસ કોરપસનું કે કશાંનું બી લખાણ તે અહીં આવા શોકટનનાં અપરાધ માટે અટકાવની કલમ યાદ કરી શકાયું નહીં.

ટોપી માંથે ઓળવી તેણે તે સ્ત્રીને દિલાસો દેતાં ધીરજ આપતાં કહ્યું.

"તમે અહીં જરાક બેસી રેહજો, હું હું એ શોકટનની ખાનર જમા કરી આઉં; તમારૂ નામ—"

"માહરૂં નામ તે વખતે એમી એોકરાઈટ હતુંજી," ઘણોજ મિઠાસથી હસી ને તે મદદ કરવા નિકળેલા વકીલને તેણીએ ઝડપમાં જવાબ દીધો.

તેણીએ આપેલું કાર્ડ નામ નિશાન સાથનું લઇને તે ઠેઠ 'શોકટન'ની ઓરડીમાં તે ચોકસ હોટલમાં તેની રૂબરૂ ગપાટામાં જઇ પુગ્યો. અને બીજી ત્રીજી કશીગી લંગાણુ પંચાત કર્યા વિનાં આ વકીલ સાહેબ—કે જેવણ વળી ગુજરેલાંઓનાં રૂહોની શોધખોળ કરનારી મંડળીનાં એક ધુંધી કરતા કારવતા મેમબર હતા તેવણે તતડાવેલા અવાજે શોકટનને દબરાવી દેતા અવાજે કહ્યું. "આગો સમજોછ કે? મીસ એમી ઓકરાઈટને આ ખાકી વાર્તાવર્ણ—કે જેને આપણે હાડકાં, માંસ; લોહીની નાચીઝ દુન્યાં કહ્યે છીયે તેમાજ રહેવાને ઘણુ પસંદ છે, અને અહીંજ રહેવાની દરેક ખ્વાહેશ રાખે છે, તેથી હવે વધુ કાંઇબી તમોએ એ બાઈ ઉપર અખત્રા કર્યાછ તો હું તમુને કાયદામા સપડાવીશ"

"આ એક ટીકીટ લ્યો, મહેરબાન," શોકટને અંજીર જેવુ મોંહ ફાંડતાં એક ટીકીટ તેનાં નાક આગળ ધરીને કહ્યું "આજે સાંજે ૭ા વાગે એબની જેવો ચમત્કારીક ખેલ છે, ૧૦ રૂપ્યાનો ભાવ છે આજે ને આજે હું એ જુની પુરાંણી ડુકતીને એને ધામ પુગાડી દેવાનો છઉં એને હું Dematerialise કરી નાંખુ તો હું ખરો. એ ડુકતી મારે કામની નહીં? જ્યાં જ્યાં ટીકીટ વેચવા મોકલુંછ ત્યા ત્યાં મારી ચાડી ચુગલી ખાય છે? આજે એની ખરી વળે કરૂં."

"જરાક વીચારીને વાત કરો, મારા સાહેબ, એ શું બકોછ? આજ ને આજ તમે એ નિર્દોષ નિરાધાર નારીને "Dematerialise" કરવા માગોછ. એટલે એને પાછી હવાઇ કરી નાંખવા માંગોછ, મીનુઇ બનાવી દેવા ચાહોછ, કેમ વારૂં? એની હવા બનાવીને માણુસની આંખથી અદ્રષ્ટીગોચર કરી નાંખવા——"

"અરે હા, માહરા મુરબ્બી સાહેબ, હા. હું એ ચાડયન ચુગલીખોરીને હવાઇ, મીનુઇ, એક પવનને સપાટે પવનમા ભોગવી, ભળાવી દેવાનો છઉં. પીગળાવી મુકવાનો છઉં, દફે કરી નાંખવાનો છઉં. જુના કાળની તે જુનાજ કાળની હં! મુઈ ચાડી કેવી ખાવા બેઠી; આજ કાલની કોઇબી શીખેલી નારી એવુ કામ કરે વારૂં? કેટલું શરમાઇને ભોંયમાં ભરાઈ જાય?" તે સમામીએ ચઢનારા એ આકળા ઉતાવળા ગુસ્માબાજ અવાજે ધાંધલ કરી દીધી

"પણ તે તમે જાણોછ કે? હું આણી ગમ વળી હુ છઉં જો. જીવતી જાગતી છોકરીને પાછી મારી નાંખવી તે ગુનાહ કીધા બરાબર લેખાશે અને તેની સજા—"

"અરે જાઓ સાહેબ, વાત કયાંથી લાવ્યાં છો?" તેણે ઝડપથી કહ્યું. "એ છોકરી છે કોણ? એ કયાંથી આવીછ? મુવેલી તો છે! એનો વારસદાર, એનો વાલી બેલી, એને માગનાર લેનાર કોઈ ધણી ધોરી છે આએ દુન્યાંમાં? ૨૦૦ વર્ષો થયાં એ મુવેલી છે, ત્યારે નહીં ને આજે એને પાછી પીગળી જતી શાના અટકાવવા આવ્યા? એક ટીકીટ જેવી ટીકીટ નહીં વેચી શકતી? એ કામની શું છે જે? તે કેહવોની? જે કંઈ નેય છે ત્યાં વળગીને હાચું ફાડીને જોયાજ કરેછ, આએ

તો મેં અગાઉ સાંભળેલું બી નહી ને જોયલું બી નહીં, એમ કર્યા કરે છે. એને પોતાને પીગળાવી દેવાનો તમાસો આજે થનારો છે તેની ૩૦૦ કે ૫૦૦ ટીકીટ એ સુખેલી હુકતી ખપાવી નહીં શકતી તો:"

"ત્યારે શું આજે એ જવાન નિરાધાર બાનુને તમે પાછી ખાકી પરથી ના ખાકી, ફાંનીમાંથી મીનુઈ, લોહી માંસનીમાંથી હવાઈ, જીવતીમાંથી રૂહમાં ફેરવી દેવાનાંજ કે?" બારકરે ઘણા બળાપા સાથે પુછયું.

"તો ની! તમે જાને આવીને એ આજનો ચમત્કાર જોજોની: તમે પેલી દુન્યાનાં રૂહોને બોલાવીને વાત કરવાની બાતમાં તો ઘણું માનવાલા છેઓ ત્યારે હવે આજે નજરેનજર ખાકી ને પાછી હવાઈ રૂહમાં ફેરવાતીબી જોજે. તમારા દોસ્તોને વાસ્તે દીકરા દીકરી પાડપાડોસીને વાસ્તે, ધણ્યાણી, બેનો, સાલીઓ, ભાઇઓને વાસ્તે જેટલી ટીકીટો જોઈતી હોય તેટલી લેવોની, કેટલી આપું. એ ચમત્કારી તમાસો જુવો પછી મને કેહજો કે હું જુઠો છઉં કે સાચ્ચો."

"ઠીક! હું ત્યારે, એની એક હમારી મંડળીને ઘણુંજ નવું જાણવાનું, જોવાનું થશે તેથી, મંડળનાં સભાસદો અને પોલીસને લઇને હું આજે એ તમાસો જોવા આવીશ"

"બેલાશક! પોલીસને લાવો, ભાઇ ભાંડુને લાવો, મંડળના સભાસદોને લાવો, ગમે તેને લાવોની? તેટલી મારી ટીકીટ વધુ ખપશે, ખરૂ પુછો તો સાહેબ હું એ સમાધીના અને પેલી દુન્યાં સાથના વહેવારનાં ખેલો મુફત કરવા તૈયાર છું, પણ મારી પાસે જો પૈસો હોય તો બેસીને ખાવાનું થાય. નહીં તો હું બીજો કયો ધંધો કરી શકું કે મારી પાસે પૈસો ખાવા પૂરતો બી આવી શકે?"

"ત્યારે શું ખરેખર તમે એ છોકરીને હવાઇ, મીનુઇ, કરી દેવાનાં?"

"જરૂર! તદન સાચેસાચું કેહુંછ. હવે સાંજનાં પેટમાં શું દુખ્યું? આંએ ઓય લઈને બપોર થશે ને પછી સાંજની સાંજ તમારી નજર બાર જોજો પછી કંઇ છે? લેવો, હું તો એમબી કેહુંછ કે તમારે જોઇએ ત્યાં એ છોકરીને સાંતો. સાત કુવા ઉંડા ખાડામાં પુરો કે લોખંડી કિલામાં પુરો પણ આજે એ છોકરી પિગળી જવાનીજ જવાની લેચો તમારે મારે શરત; એને સાચવવાને વાસ્તે મજબુત કિલ્લામાં પૂરો તો બી જો હું એને આજે સાંજે ખેલ વખતે નહીં મીનુઇ કરી નાંખું, પિગળાવી નહીં દઇ શકું તો એક સો રૂપ્યા હું હારૂં? હવે કંઇ છે?"

હવે તો બારકર પુરી ખાત્રી કરી ચુકયો. આ શરત ઉપર તે કુદીને વળગી પડયો. તેને ઝપાટામાં રૂહો સાથે મળનારી મંડળીનાં શોધક મેમબરોને એકઠા કરી બધી વાતો કહી, અને બધા સાથે તે જુના વખતની છોકરીની ઓળખાણ કરાવી અને હવે તેણીને પિગળી જતી મીડયમ 'સમાધી' ધરનારનાં હાથમાંથી છોડવી લેવાની પેરવી રચવાનું બધાઓએ સામટા મલીને કીધું. તેઓ બધાને લાગ્યું

કે શોકટનનાં સેતાંની પંક્તમાંથી તે નિર્દોષ નાવાલી છોકરી છુટી ને છવતી રહેવાને ઘણી આર્જુમંદ હતી. તેણીએ કાલાવાલા તે બધા ગ્રહસ્થોને જોતાં કીધા.

"ઓ! માહરા સુરબ્બી મહેરબાન સાહેબો," બને હાથો જોડીને તેણી કરગરી. "આજે આટલાં વર્ષો થયાં રૂહ—સ્પિરીત થઈને પડી રેહતાં મને ઘણોજ કંટાળો આવી ગયો છે. આ તમારી નવી સુધરેલી દુન્યાંની લાખો નવી નવી ચીજો જોવાનો જાણવાનો મને હર્ષ થાય છે. વાસ્તે મને બચાવો. માહરા માસ્તર શોકટનનાં હાથમાંથી છોડવવાને મને એકાદ મજબુત ઓરડામાં પેક કરો કે જ્યાં હું તેનાં બસથી છુટીને સર્વાઈ રહું. પાછું મરી ન જાઉ, પાછું રૂહ ન થાઉ, પાછી પીગળી ન જાઉં."

હવે મરણ પામેલાંઓ સાથનાં સંદેશાઓ કે શોધખોળ કરનારાં તે મંડળનાં એકેએક સભાસદે જોયું કે આ તેમની મંડળીને એક મોટો ધરખંમ મજબુત પુરાવો ઘણોજ મોટા ચમત્કારનો મલશે જોઈએ, શોકટન પુંકરાછ કરેછ તેમ તે ખરેખર આ છોડીને હવાઈ કરી શકેછ. તે માંજણું જોવાને બારકરે ગોતાની બેંકનાં મજબુત કિલ્લા જેવા ઓરડામાં તે છોકરીને તમામ સભાસદોની એકમતીથી લઈ જઈ બેસાડી. ત્યાં તેણી માટે રાત્રે ખાવાનું સારી સારી ઉંચી વાંણીઓમાં ટેબલ ઉપર કટકો બિછાવી મેલાવ્યું. ઝળઝળતાં ગ્લાસોમાં ઠંડા પાણી સાથનાં વાઈન શરબતો મેલાવ્યાં. ફ્રુટ, મેવા, મિઠાઈનો નાહનો જેવો ઢગ ટેબલને એક કોરે ગોઠવાયલો જણાતો.

એટલું કરી બત્તવી બારણાં બંધ કરી તે તમામ સભાસદો પેલા મીડયમ શોકટનનાં તમાસામાં જઈ બેઠા.

આખા બે કલાકો તુલીક અંધાબીત જેવા જગ્યા ઉપર તે લોકો ઉંચે દમે બેસી રહયા. કેમકે શોકટનને બરાબર સમાધી ચઢતા હંમેશાં એટલો વખત લાગતો એમ તેને કાર્ડમાંજ છાપેલું હતું. પછી સહેજ ઉજાસ ઘણોજ સહેજ ઉજાસ ત્યા જણાવા લાગ્યો. તે પછી ઘણુંજ ધીમું, જાણે કોઈ હવાઈ આકારો ઉંચે આકાસ ઉપર ગાતાં બજાવતાં હોય તેમ મીઠું સુરીલું ગાયન તેઓને કાંને પડયું.

હાઉસ ટક ટક લગાઈ ગયલું. એક સજીવન કીધેલાં રૂહને પાછું મીતુઈ કરી નાંખવાનું હતું, એવું હેંડબીલો મારફત વાંચીને લોકો એ દુન્યાંની દરમી અજાયબી જોવાને બહુ સારી સંખ્યામાં દોડા દોડી કરેલી જણાતી.

આખરે તેઓની અધીરાઈનો વખત પુરો થયો. કોઈ જાણે બારણું ઠોકતું હોય તેમ તે ચુપકી વચ્ચે બારણાં ઉપર ટકોરા પડયા.

"હં; હા, બરાબર છે! આખરે એમી ઓકરાઈટનું રૂહ આવ્યું ખરૂં." શોકટન ધીમા, ગોગારી રાહે બોલ્યો. તેનો આવાજ એવો લાગતો કે જાણે કોઈ માણસે મોંહડાં ઉપર એક ટીનનો ઢાબડો પહેર્યો હોય ને બોલતો હોય તેમ દુરથી આવતો લાગતો. "એ કોણ ઠોકેછ? એ કોણ છે?"

"એ તો હું એમી ઓકરાઈટ છું. આજ બસો વર્ષ પેહલાં ડાકટરની મુર્ખાઈથી

"તું લોહી માંસમાં છે કે તારૂં ખાલી રૂહ છે? સ્પિરીત છે?"

"મુંઈ હું તો મરી ગયલી છું. અફસોસ, સદ હજાર વાર, હું મુવેલી છું, માહરી સ્પિરીત અહીં આવી છે."

"બસ ત્યારે, માહરૂં કામ પાકું થયું છે." અને શૉકટન કુદી ઉઠી સ્વીચ ફેરવી લાઈટ કરતાં બોલ્યો "હવે મહેરબાનો તમે કેદ કરેલી એમી આગલ જઇને જુવો ત્યાં કંઇ બી છે?"

"સત્તર પાયા બ્હેસ્તમાં વસનાર ખોદા પાક!" મંડળીનાં સભાસદો ભભડી ઉઠયા, અને ઘણાજ જોરમાં દોડયા બેકમાં. તે ચોકસ ઓરડો ખુલ્લો હતો, ખાવા પિવાનું પુરૂ થયલું પણ એમી ન હતી. ખાણાં, કબાટ, પેટીઓ અને ત્રોજેરી વટીક ખુલ્લી પડેલી. તેમાં ટીંગાઇને જોતાં જણાયું કે એમીની સાથે ત્યાંનો માલ ખજાનો બી ઘણે ભાગે ગેપ થઇ ગયલો!!

બારણાં બારી તે નિર્દોષ છોકરીએ! અંદરથી પોતાને હાથે બંધ કીધેલાં!

આવા ધુતારાઓને લીધે બાપડી "ફીઝીકલ રીસર્ચ કમીટી"ની હાંસી કરાવવાનું તે મેંમબરોને ઠીક લાગ્યું નહીં, અને તેથી ગળે ગાંઠ જેવી વાત કરી ગયા.

ગુજરેલાંઓ સાથે સંબંધ જોડી આપનારો તે કેહવાતો ધુતારો મીડયમ શૉકટન એવા તમાસાઓથી! પોતાનું ગુજરાંન કરતો દેખું.

ભોલ્યાઓ હોય ત્યાં ધુતારા ભુખે ન મરે!

---

સહવારના ચાર વાગી ગીયા હતા. તે ધ્રુજતો ધપકતો ઘણુંજ હલકે પગે દાદર ચઢી આવ્યો. તે આજે કલબમાંથી ઘણોજ મોડો આવ્યો હતો. દમ લીધા વગર ગુપચુપ પોતાના ઢોલ્યાપર ચઢી બુટની દોરી છોડવા લાગો.

"ઓ ખોદા! નવલં," મીસીસે જાગી ઉઠતાં કહ્યુ, "તમો આજે કેટલા જલદી ઉઠયા, કેવું અજબ જેવું!"

"હા, ડીયર," તે કમનસીબ જવાને ફેરવી તોલી જવાબ આપ્યો. "આજે મને કામસર જ—જરા વાં-વાંદરે જવુંચ."

અને એટલું બોલી પાછા બુટ પહેરી જેવો આવ્યો હતો તેવો કકડતી ઠંડીમાં તે બહાર પડયો. ગરીબ બાપડો!

B. V. M.

# નયન જ્યોત:

લેખક—પાંદરાકર.

(પ્રીતિની વાંસલડી વાગી—એ રાગ.)

નયનમાં દિસે ઝળહળ જ્યોત, (૨)
દરશને આનંદ પારાવાર—નયનમાં.

પ્રભા પ્રસારે અંતર ઠારે, અમિપય એ અણમોલ,
આંજે ને અજવાળે હૈયાં, બોલાવે અણબોલ—નયનમાં.

અંતરીઆં પ્રભુમય એ પુરાં, પ્રભુતા પુણ્ય કલોલ,
રગ રગ રેલાવી રસભર એ, ડોલે ડોલ અડોલ—નયનમાં.

મૃદુતાની મુર્તિ મનભર એ, જીવન સમ અણમોલ,
નદ નવન કેકા ગજવે શા? હૃદય કલાપી કલોલ—નયનમાં.

વલવલતી પુરી પ્રાણ-ચેતના, દેતાં કોલ અબોલ,
નવ જીવન નવ ચેતન, હિયે- પ્રભુ નયન હિન્ડોલ—નયનમાં.

પરમોજ્વલ મણિમય નવ કિરણુ- પ્રેમ તણાં અણુ મુલ!
નયને નિતરંતાં નવ રાંચે, એ પર દિલડાં ડુલ—નયનમાં.

સૂક્ષ્મ સ્થુલના ભેદ ભણાવે, માનવ કરતાં દેવ!
તિમીર ભર્યાં હૈયાં અજવાળે, શીખવે માનવ સેવ—નયનમાં.

નવલ રંગ નવરંગ જગાવે— જ્યોતિ નયન નવરંગ—
નવરંગે ન્હવરાવે-નુતનતા— નિર્મળ દે જગ અંગ—નયનમાં.

જ્યોતિ જગને સ્વર્ગ બનાવે, આત્મ વિકાસે પુર—
અલખ અભેદ તણાં એ જનીઆં, આંજે કાંઈ ભરપુર—નયનમાં.

ચન્દ્ર પ્રકાશ તણી શિતળતા, જ્યોતિ નયન છલકાય,
વિશ્વ રસાયણ અંજન રસીદે, મણિમય કહી ન જાય—નયનમાં.

---:o:---

# "ખલકનો ખેલ છે ખોટો."

ખલકનો ખેલ છે ખોટો, પાણીનો પીંડ પરપોટો,
ફુટીને થાય છે ફરીથી, ખલકનો ખેલ છે ખોટો. ૧

મુરખ તું ડુબી માયામાં, ગરવ આણી થયો ગાંડો,
મરતી વેળા મનાશે આ, ખલકનો ખેલ છે ખોટો. ૨

જનમ ને મોતના ઝરણાં, વિકારી વિશ્વમાં વહતાં;
છતાં લાગે નહિ છેડો, ખલકનો ખેલ છે ખોટો. ૩

પુલકમાં પ્રાણ પકડીને, જમના દુત લઈ જાશે;
પરાણે નાંખી પાસામાં, ખલકનો ખેલ છે ખોટો. ૪

મુકી દે મોહ ને માયા, મિથ્યા છે મોહ ને માયા;
જુઠી માયા ઉડી જાશે, ખલકનો ખેલ છે ખોટો. ૫

કસુંબી રંગ કાયાનો, બનાવટી રંગ બદલાશે;
ભવાની શો ભરોસો છે, ખલકનો ખેલ છે ખોટો. ૬

જરા નહિ ચાલશે જોર, ચતુર પકડી જશે ચોર;
પડયો રહેશે પરિવાર, ખલકનો ખેલ છે ખોટો. ૭

સગાં વ્હાલાં નહિ સાચા, કુટુંબી લોક કહેવાના;
અચાનક જાવું છે અંતે, ખલકનો ખેલ છે ખોટો, ૮

સગાઈમાં સગાઇ છે, શ્રીમંત પ્રભુ તણી સાચી;
લગની તું તેની બાંધી લે, ખલકનો ખેલ છે ખોટો. ૯

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

---:o:---

1 ઉત્તમ સ્મરણ શકિત.
2 શ્રેષ્ઠ શરીર સંપત્તિ
3 દીર્ઘ જીવિત સુખ.
4 અખુટ ઉત્સાહ વૃત્તિ

# ચાર અલભ્ય લાભ
અને
## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

☞ જો તમો વિદ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શકિત ચાહતા હો, જો તમો ઉદ્યોગમાં આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામાં પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આંતકનિગ્રહ ગોળીઓનું સેવન કરો.

આંતકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે. માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સીઓની દુર બેમવાની કોઈપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શકિતની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામાં આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો.

બ્રાંચ ઓફીસ.
કાલબાદેવી રોડ, મુંબઈ.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય.
જામનગર—કાઠિયાવાડ.

# નવસારીનો મહાન યોધ્ધો.

## મરહુમ દેશાઈજી મીનોચેહેરજી ખુરશેદજીની જાણવાજોગ કારકીર્દી.

નવસારીનો અમારો ખબરપત્રી જણાવે છે કે નવસારીના મોટા દેશાઈજીના ખાનદાનના મુળ સ્થાપક અને સમસ્ત ભગર અનજુમનના આકાગર દેશાઈજી શ્રી ટેહમુલજી રૂસ્તમજીના વડા ગાદીનશીન સાહેબજાદા દેશાઈજી શ્રી ખુરશેદજી તેહેમુલજીના એમ્પુરા ગાદી વારસ દેશાઈજી સાહેબ મીનોચેહેરજી ખુરશેદજીની તારીખ ૨ માહે નવેમ્બર સને ૧૯૨૦ રોજ દીન માહે અરદીબેહેસ્ત સને ૧૨૯૦ યઝદેજરદીને રોજે એકસો અગીઆરમી બાજ રીવાજી ગણતરી મુજબ પડનાથી મરહુમના ટ્રસ્ટમા કઢાડેની મોટા વીસ્તારની જામીનગીરીમાથી નવસારી તથા તેના આસપાસના ગામના જરથોસ્તીઓનુ જમણ એમની માયેજીની "ખુરશેદવાડી'મા એમના હાનના ગાદીવારસે ચાલતા આવેના રીવાજ મુજબ કયુ હતુ. આ જમણમા "ધી" પીરસવામા આવતુ હોવાથી સાધારણ રીતે 'ધી"ની ન્યાતના નામે આ જમણ ઓળખાય છે.

એક દીવસ આગમચ સાજના "ખુરશેદવાડી'મા વડા દસ્તુરજીની આગેવાની હેઠળ અન-જુમન ભેગુ મળી 'વધાર'ની ક્રીયા કરે છે અને વડા દેશાઈજીની તંદોરસ્તી ભણે છે

આ "વધાર" નાખવાનો રીવાજ ઇરાનમા દેવ્‌ફરજ દૈફ કરવા માટે હતો અને તે રીવાજ અત્રે આ પ્રસંગે પેસતરથી ચાલુ રહેલો છે

આ નામવર દેશાઈજી પોતાના પુજ્ય પીતાજી ખુરશેદજીના ગુજરવા બાદ લગભગ ઓગણસાઠ વરસની ઉમરે ગાદીએ આવ્યા હતા અને તે એકત્રીસ વરસ સુધી પુરતા દમામ ઇજ્જત અને નામદાર ગાયકવાડ અને અંગ્રેજ સરકારના ઇતબાર પ્યાર અને માનપાન સાથે ભોગવી હતી.

મરહુમ દેશાઈજીના માનવંત બાપ બપાવાએ મેળવેલી દેશાઈની સત્તા હક ઇનામ અને હકુમતમા તથા જાગીરોમા એ નામવરે પોતાની લાગવગ અને કુનેહથી મોટો વધારો કરી નવા નવા હકો સંપાદન કર્યા હતા

મરહુમના પીતાજી ભગર અનજુમનના સરદાર અને 'ખોરશેદ" ખુરશેદજી તેહેમુલજી દેશાઈએ જે કરો રૈયત તરફથી તથા જરથોસ્તી અનજુમન તરફથી આપવા આગ્રહ કર્યો હતો પણ એઓએ તે લીધો ન હતો

નવસારીની વડી દરેમેહેર ઘણી પુરાણી થવાથી તેને ઉખેડી નાખી પોતાને ખરચે નવે-સરથી તા૦ ૭ ફેબ્રુવારી ૧૭૯૫, રોજ ૧ માહે અમરદાદ ૧૧૬૪ યઝદેજરદી, સંવત ૧૮૫૧ ના માહા વદ ૩ ને બંધાની હતી

વળી એ મુજબ સુરત ખાતે રૂસ્તમપુરામાં વસનારા નવસારીનાં ભગર સાથના મોબેદો વીગેરેના ઉપયોગને માટે તા૦ ૨૨ સપ્ટેમ્બર ૧૮૦૯ રોજ ૨૦ માહે અસપનદાદ સને ૧૧૭૫ યઝદેજરદીને રોજે એક દરેમેહેર બધાવી આપી ઇજાની હતી. તા૦ ૨૮ માહે નવેમ્બર ૧૮૧૦ રોજ દીન માહે અરદીબેહેસ્ત સને ૧૧૮૦ યઝદેજરદીને દીને પોતાના માનવંત પીતાજી ખુરશેદજી, તેહેમુલજી સાહેબે બનાવેલા આતશ બેહેરામની ઇમારતને નવેસરથી પાછી બંધાવી આપી તેને લગતુ જશન કર્યું હતું અને જશન પુરૂ થના પછી તુરતજ બેહેસ્તનશીન થયા હતા. આ દેશાઇજીનો દરજ્જો નવાબી હતો તો પણ તેવણુનો દમામ અને દરજ્જો તદન સાદો હતો.

દુશમન તરફથી દોસ્તીથી વર્તવું એ તેમનો કાનુન હતો અને તેથી તેઓ શત્રુઓને ખેરખાહ અને તાબેદાર જેવા બનાવી દેતા હતા. એઓનું નામ આખા હીંદમાં મશહુર હતું.

મુબઇના લક્ષાપતી એક મોટા પારસી શેઠીયા એવણ માટે બહુમાન ધરાવતા હતા અને તેથી એમના વડા બેટા રૂસ્તમજીને ચોકસ રાજદ્વારી કામ સારૂ મુંબઈ મોકલ્યા હતા તે કામ સરંજામ ઉતરવામાં ઘણી મુશ્કેલી નડી. આ બનાવ વહી ગયો અને ત્યાર પછી થોડીક મુદત રહીને અંક્લેશ્વરનુ દોખમુ જોવા માટે તે શેઠના બેટી બાઇ સુનાબાઇ તે તરફ જતાં નવસારી ખાતે આવ્યા આ વીશેની ખબર મળતાંજ, આ બાઇના પીતા સાથનો અણબનાવ વીસરી જઇ તેવણને એસ્તેકબાલ લેવા માટે પોતાની પાલખી તથા જરથોસ્તી નોકરો મોકલ્યા અને પોતાના મકાનમ ઉતારો આપી ઘણીજ મદારત કીધી. બાઇ સુનાબાઇની વકી ઉપરાંત આ સઘળું બની ગયું. દેશાઇજી બાપ ઉપરનો ખાર દીકરી ઉપર લેશે. એવો એ બાનુનો ભય તદન ખોટો પડયો એટલુંજ નહીં પણ તેવણે જોયું કે બાપની ગરજ સારે એવી માવજતથી દેશાઇજીએ પોતાની સાફ દીલી દેખાડી આપી છે. એ બાબત તેવણે તુરત પોતાના બાપ તથા ખાવીંદ ઉપર કાગળો લખ્યા. આ ઉપરથી તે શેઠે પોતાની ભુલ માટે દેશાઇજીની દરગુજર ચાહી પોતાની બેટીની મદારત માટે ઉપકાર માન્યો અને તે દીવસથી દેશાઇ ખાનદાનના મોટા મીત્ર થઇ પડયા.

મુંબઇના શેઠીઆઓએ ઘણી વેળા દેશાઇજી ઉપર કાગળો લખી તેમની મોટાઇ કબુલ રાખી ચોકસ કામોમાં મદદ માગી છે. એવાં એક કાગળમા દાવર; વાહાડીઆ, શેઠ ખાનદાનના સાન આગેવાન સદસ્યોએ ભેગી મહી કરીને એક ચોકસ આસામીને છોડી મુકવા માટે બાજે મીનત કીધી હતી. દેશાઇજીના સખી દીલગુરદાની સર્વે તરફથી તારીફ થતી હતી અને તે તારીફ કરવામાં બ્રીટીશ સરકારના યુરોપીઅન અમલદારો ઉપરાત મોગલ તથા મરાઠા રાજ્યના મોટા સદસ્યો પણ હતા.

એ બાબદ મુંબઇમાં તે વખતે પ્રગટ થતા "કુરીયર"એ ઘણી તારીફમાં લખેલું છે.

ઇ૦ સ૦ ૧૭૭૯ મા એ સાહેબ નવસારી વીગેરે માહાલોના હાકમ થયા તે પેહેલાંથીજ પોતાના મહાન પીતાજીના વખતથીજ સુરત, મુંબઇ તથા વડોદરા દરબારમાં પોતાની હુશીઆરી કુનેહ અને શકતીથી વગવસીલો વધારી દીધો હતો.

નામદાર ગાયકવાડ સરકાર ફતેહસીંગરાવને ગાદી આપવામાં એમની મુખ્ય મદદ હોવાથી સરકાર મોશુફે એમના વતન વજીફા વીગેરેની સલામતી માટે પર્વાનો વંશપરંપરાનો કરી આપેલો

છે. એ દેશાઇજીએ તેમજ એમના બાપ બપાવાએ તથા એમના દીકરા જમશેદજી સાહેબે જુદી જુદી વખતે જુદા જુદા ગાયકવાડોને ગાદી આપવામાં મદદ કીધેલી હોવાથી સાધારણ રીતે "King Maker" "રાજા બનાવનાર" ને નામે એ સાહેબો ઓળખાય છે. વડોદરા રાજ્યના માહેશ અને વીદ્વાન વડા જડજ ખુરશેદજી રૂસ્તમજી થાણેવાળાએ હાલના શ્રીમત મહારાજા સયાજીરાવના પ્રમુખપણા હેઠળ બ્રીટીશ રેસીડન્ટ મેલવીલ મહેમની તથા મોટા મોટા યુરોપીઅન તથા દેશી અમલદારો સરદારો જાગીરદારોની રૂબરૂમા ભાષણ આપતી વખતે મોટા દેશાઇજીના ખાનદાનને "King Maker" તરીકે ઓળખાવ્યુ હતુ અને રેસીડન્ટ સાહેબે છુટા પડતી વખતે મહારાજા સાહેબ સાથે શેકહેન્ડ કરતી વખતે કહયુ હતુ કે "નવસારીના દેશાઇનો મુખ્ય હાથ ગાયકવાડ સરકારને રાજા બનાવવામાં છે." આ મહારાજા સાહેબના સેટલમેંટ કમીશનર મી૦ ઇલીઅટ સાહેબે પ્રગટ કરેલા વડોદરા ગેઝેટીઅરમાં બી એવોજ અભીપ્રાય દરશાવેલા છે.

ફતેહસીંગરાવ ગાયકવાડના મરણ બાદ ગોવીંદરાવ ગાયકવાડે બ્રીટીશ સરકારની બાહેધરી હેઠળ મીનોચેહેરજી સાહેબને નવો પરવાનો કરી આપ્યો છે.

ગોવીંદરાવ ગાયકવાડ ઇ૦ સ૦ ૧૮૦૦ મા મરણ પામવાથી તેમનો હકદાર દીકરો આનદ રાવ ગાદી ઉપર આવ્યો તેમની સામે બીજા દાવેદાર કાહાનાજી થયો. આ વેળા ગોવીંદરાવના દીકરા આનંદરાવને દેશાઇજીએ મદદ આપી અંગ્રેજ સરકારને વચે નાખી હતી. અંગ્રેજ સરકારની મદદથી ગાયકવાડ સરકારને ઘણી પુષ્ટી મળી અને તેમના શત્રુઓની હાર થઇ. આ વખતે આરબ લશકરે બંડ ઉઠાવ્યું અને ગાયક્વાડને મેહેલમા ઘેરી લીધા. મુબઇથી મેજર વોકરની આગેવાની હેઠળ લશ્કર મગાવ્યું અને મડખોરીને તારીખ ૨ જી ડીસેમબર ૧૮૦૨ ને દીને તાબે કર્યા. આ દરમ્યાન ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે "છુપા કોલકરાર" થયા તેમા મીનોચેહેર સાહેબની સામીલગીરી હતી તેમને મુબઇના ગવરનર સર જોનાથન ડનકન સાથે મળી એવા બંદોબસ્ત કરાવ્યો કે "આરબ લશકરને બદલે બે હજાર બ્રીટીશ લશકરને વડોદરા ખાતે રાખવું અને તેના બદલામાં ઇંગ્રેજોએ આરબોને મારી કહાડવા." આ કરાર મુજબ આરબોને તેમના ચઢેલા પગારના સાડાસતર લાખ રૂપીઆ આપી વડોદરામાથી બાહેર કહાડયા અને તેમની જગ્યા બ્રીટીશ લશકરે લીધી.

આનંદરાવ મહારાજાએ દેશાઇજીની આ કીમતી મદદના બદલામાં મોટી ઉપજનું ઇનામી ગામ "કોનામશુ" વંશપરપરા બક્ષીસ કીધુ તથા "પાલકીમા" બેસીને ફરવાના હક્ક બદલ વંશપરંપરાના રૂપીઆ બારસોની નેમણુક કરી આપી જ્યારે એમના દીકરા જમશેદજી સાહેબને "નીવાના" મસાલની રૂપીઆ સાડીમાનશોની અને તેમના નબીરાને "ગારી મસાલની" રૂપીઆ ત્રણશોની વંશપરંપરાની નેમણુક કરી આપી છે.

આવી રીતે પગભર થવાથી દેશાઇએ નવસરી, ગણદેવી ઉપરાંત સુપા પારચોલ ચોરાસી ચીખલી કોશ અનાવલ વીગેરે પરગણાંઓની હકુમત બ્રીટીશ તથા ગાયકવાડ સરકાર પાસેથી મેળવી.

બ્રીટીશ સરકારનો સુરત અઠાવીશીમા તથા વડોદરા રાજ્યમા પહેલવહેલો પગપેસારો કરાવ-આ દેશાઇજી હોવાથી બ્રીટીશ ગવરનર તથા પોલીટીકલ એજન્ટોએ ઇગ્લાંડની સરકાર ઉપર એવા લખાણો કર્યો હતા કે, "The Desai is the channel between the

# વિશ્વે સર્વ વિચારિ, કરિયે ચારી.

૧૧

"નીદાયો નર નામ જમાવે."

નિદાયો–નર નામ જમાવે નારી કદિ નિદાય—
અવનિ વિષે ભવ આખો અથડે, પાર ન લેશ પમાય,
પાર ન લેશ પમાય તમારો, પતિ ગણિયે નિજ પ્રાણથી પ્યારો,
આગરૂ અગળાની નહિં આવે, નિદાયો નર નામ જમાવે

૧૨

"સતી કદી સતને નહી છોડે."

સતી કદી સતને નહિ જોડે, કોડે ધરશે કથ,
જીવ સમાનો જશ નિજ જોડે ફોડે નહી કદી પથ,
ફોડે નહિ કદી પથ જમાને પોષે મન પ્રતિવૃત્ત પ્રભાવે;
સત્ય થકી કદી તન પણ તાડે, સતી કદી સતને નહિ છોડે

૧૩

"કાચ સમી લજ્જા ધર કોરી"

કાચ સમી લજ્જા ધર કોરી - ગોરી થા-ગુણવાન,
પાળી પતિવૃત્ત પરગંજુ પોરી દોરી બન દિલજાન,
દોરી બન દિલજાન તણી તું, ભવ શિક્ષણ લે નેક ભણી તું,
ચતુર બનવુ એ નથી ચોરી કાચ સમી લજ્જા ધર કોરી

મરહુમ કવિ દાદી એમ તારાપોરવાલા

---

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—મી૦ અરદેશર ખરશેદજી દેશાઇ.
ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઇ.
વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૩. છુટક નકલ ૮ આના.
" " પ્રદેશમાં રૂ. ૪.
૬ ઠા સાલના ગ્રાહકોને મી૦ મા. દી. મીસ્ત્રીનું એક પુસ્તક ભેટ.

પુસ્તક ૬ ઠું. જાન્યુઆરી, ૧૯૨૧. અંક ૫ મો.

અનુક્રમણિકા.

## લુક હીયર પ્લીઝ!

આજે દેખાવના પઈસા છે. તમારા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી અને પગ દીપી રહે એવાં ફાકડાં અપ–ટુ–ડેટ સ્ટાઇલના બુટ યા શુઝની એક તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવા કયાં જશો?



**ધી બોમ્બે ગુડ લક બુટ એંડ શુ માર્ટ,**

દુકાન નં૦-૭, લાલસીંગ બીલ્ડીંગ,
લુહારચાલ ક્રાફર્ડ મારકીટ, મુંબઇ.

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપર્સોનું એક મોટું સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે. જોઈ જઈ ખાત્રી કરો.

**માલેક:—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.**

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."

---

તમારા ફાયદા માટેજ છે.

એક નીતીએ. ઘણા વર્ષો થયાં જુની અને વિશ્વાસુ દુકાન છે.

## ચાલુ જમાનામાં દરેક માણસને પુષ્ટાઈની જરૂર છે.

તો પુષ્ટાઇ મેળવવાનું સાધન એકજ છે તે એજ કે હાલ ચાલતી ઠંડીની મોસમનું તાજુ વસાણું બનાવીને ખાવું જેની અંદર શીંગોડાં, કમરકાકડી, ચાર જાતના બી, ચારોળી, પસ્તાં તથા સફેદ મુસલી, ગોખરૂ, બાવળો ગુંદર, પંજાબી સાલમ, વીગેરે કીમતી વસાણા તથા તેજાનાં નાખી બનાવવામાં ઘણોજ ઉત્તમ ગુણ આવે છે.

દરેક જાતનાં તાજા મુરબ્બા જેવાં કે સફરચંદ, આંબરાં, મોટી હરડે, ગુલકંદ વીગેરે. તથા સુખડ મલબારી તથા સીંગાપોરી. લોબાન અગર મહાવરથી તથા સુકો મેવો, મસાલો, ઘી, ચાહા કોડી વીગેરે મારકેટ ભાવે વેચનાર.

એક વખત ત્રાયલ લઇ ખાત્રી કરશો.

**શા૦ ભગવાનદાસ તુલશીદાસ.**

૨૯, ગનબાવા લેન, કોટ મુંબઇ.

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. જાન્યુઆરી, ૧૯૨૧ અંક ૫ મો.


# બાપના શ્રાપ.

## ( યુરોપ્યન સંસારની એક વારતા )

### પ્રકરણ ૧૫.

શિઆળો શરૂ થઈ ચુક્યો હતો. બર્ફ અને કરાંઓનું રાજ્ય વ્યાપી રહ્યું હતું. ઉન્હાળાની બલિહારી ભૂતકાળની ગતિમાં ફેરવાઇ ગઇ હતી. ફુલો કરમાઈ ચૂક્યાં હતાં. પક્ષિઓ ખુશનોમાં તડકાંની શોધમાં અન્ય સ્થળે વાસો ઉઠાવી ગયા હતાં. પવન ઠંડો ફુકતો હતો—ખેતરો ઉજ્જડ અને જીવવિનાનાં જણાતાં હતાં.

તે ન્હાની મીલમાં ઉદાશી અતિ તિવ્ર પ્રમાણમાં ફેલાઇ રહેલી હતી. તે ન્હાનાં ઘરનો સૂર્ય જાણે પાછો તબૂ થનારજ ન હોય તેમ અસ્ત પામી ગયો હતો, અને હતુ ભી તેમજ, લીમા તે માબાપને મનસે તેઓના ઘરનો સૂર્યજ હતો. તે ન્હાનું ઘર કે જે એક વેળા આખા ઇંગ્લંડમાં સુખી ને ખુશાલ ઘર હતું તે તમામ ફેરવાઈ ગયું હતું: ખુશાલી ને આનંદની જગા દલગીરી ને નિરાશાએ લીધી હતી.

માસો કંઇ ઘણા વિત્યા ન હતા પણ તે મીલરમાં ગજબ ફેર પડી ગયો હતો તેના વાળો સફેદ થઈ ગયા હતા. તેના ભવા ઉપર દુઃખની કરચલીઓના ડગલા વળી ગયા હતા. તે તમામ ફેરવાઇ ગયો હતો. નિયમસર તે પોતાના કામ ઉપર જતો હતો ખરો પણ આનંદી અને ઉલટભર નહી પણ ઉદાશ અને બેચેન જેવો જતો હતો. તેને હમ્નો કે ગાતો કોઇ હવે જોતું ન હતુ તેના ખુશ ટાહુકાટુચકાઓ ને હસવાના બાવટાઓ તમામ આખર થઇ ગયા હતા. તેનું જીગર તૂટી ગયું હતુ. તેણે પોતાની જીંદગીથી અધિક વ્હાલુ માનેલું ને ગણેલું રત્ન ખોયું હતું—પાછુ કદિ ન મેળવવા ગુમાવ્યુ હતું. તેના આડોશીપાડોશીઓ તેને મળતાં તેને દિલાસાના ને સધિયારાના બે સખુનો કહેતાં અને પોતાની પુત્રીના લગ્ન માટે એટલો બધો ગમ કરવો તેને શોભતો ન હતો એમ દયાથી કહેતાં પણ તે તેઓનું સમજવા ન્હાનો ન હતો.

તે પોતાનો હાથ તેઓને ચુપ લઇ જવા ઉંચકતો અને તેઓ કંઇજ વધુ બોલી શકતાં ન હતાં. તેઓનાં પિછાણવાળાઓ તે બાપબેટીને એક કરી આપવાના નેક હેતુથી તેની દીકરીની પરણી જીંદગીના મોટાં સુખ વિષે–તે સુખી સ્થિતિમાં તે કેટલી ખુબસુરત દીસતી તે વિષે–તેની સાથ વાત કરી જોતાં પણ બીજી મર્તબે તેમ કરવાની હિંમત તેઓ આદરતાં ન હતાં.

તેણીને લગનો સર્વ સામાન બાંધીરૂંધીને તેણી ઉપર મોકલાવી દઇ તેણીના રૂમને પણ બંધ કરી તાળુ મારી તેની ચાવી ઍલનવૉટરનાં પેટામાં ડુબાવી દીધા પછી તે મીલર એ પોતાની એકવારની અતિ લાડકી પુત્રીનું નામ વટીક હોઠ ઉપર લાવતો ન હતો, પણ તેણીની જુદાઇથી તેને ઉપજતું અગાધ દુઃખ અને ગમ તે છુપાવી ન શકતો હતો. વે તેના ચ્હેરા ઉપર થયલો મોટો ફેરફાર સ્પષ્ટ દેખાડતું હતું. તે પોતાના કામમાં હવે ઉલટ કે મજાહ લેતો ન હતો. પોતાના ખેતરમાં ઉતરતા સુંદર, ફુલફુપ પાક વાસ્તે હવે તેને દરકાર રહી ન હોતી. તેની બેંકમાં વધતી જતી પૂરાંતનો હવે તેને મોહ રહયો ન હતો. તેણે પોતાની પુત્રીને ખાતર જીંદગી ભર મહેનત મજુરી કરી હતી પણ હવે તેમ તે કરી શકનાર ન હતો. તેણે જમા કરેલી દોલત–તેમાંની એક પેનીબી પેલા ચંડાળ ફ્રેંચમૅનને તવંગર કરવા જાય એ તેને ગમતું ન હતું. તે તેને પોતાની પ્યારી પુત્રી ચોરી જવા વાસ્તે અતિ ધીક્કારતો હતો. એક વખત એવો હતો કે તે મીલર એક અતિ રમૂજી, ખુશ ને બટકબોલા સ્વભાવના માણસ તરીકે ઓળખાતો હતો પણ હવે તેમાંનું કશુ નજરે આવતુ ન હતુ. લોકો તેનાથી હવે ડરીને દૂર ન્હાસતાં હતાં.

તેના મિત્રો અને પાડોશીઓ તેને સંગદીલ માનતાં હતાં સબબ કે તે એક પ્યારનાં લગ્ન નિવડયાં હતાં અને તેથી ઘણાંઓની તે જવાન જોડાં ભણી સહાનુભૂતિ હતી. તે મીલરની પરીસુરત પુત્રીને દૃઢ નિશ્ચય કરી છુટી જવાની મર્દાનગી બતાવવાના સબબસર તે જવાન ફ્રેંચમૅનને ઘણાં જણ ચ્હાતાં ને વખાણતાં હતાં. તે ન્હાની મધુરી મેહેરદારને પણ પોતાના પ્યારા ખાતર બધું છોડી દેવાની હામ બિડવા માટે સૌ કોઇ માનની નજરથી જોતું હતું. અને દરેકને આશા હતી કે વખ્તના વહેવા સાથ તે બાપદીકરી વચ્ચેનો મિનાકેશો ટળી જશે. વખ્ત તે મીલરના ગુસ્સાને ઠંડો કરી મેલશે. તે દરમ્યાન લોકોની દયા તો તે જવાન જોડાં તરફજ વધુ પ્રમાણમાં ખેંચાયલી હતી. લીઑની સ્કુલનો વડો શિક્ષક પ્રથમ તે લગ્નની ખબર સમજી ગુસ્સે થયો હતો. તેણે લીઑને બીજે કંઇ નોકરી શોધી લેવાની બધધડચરી નોટીસ વટિક મોંઢેથી આપી હતી અને તે વિષે તેને વધુ ખખડાવવા તેનાં કૉટેજમાં ગયો. ત્યાં તેનો લીમા સાથ ભેટો થયો. તેણીનો મધુરો મીઠ્ઠો મૂખડો નિહાળતાંજ લીઑને પાણીસું પકડાવવાનો તેનો ઠરાવ અલોપ થઇ ગયો!

એ રીતે તે પહેલું વર્ષ તો ગરીબાઇના કશા પણ ડંખ વિના તે ન્હાનાં સુંદર કૉટેજમાં પસાર થયું. તેઓનાં પ્યારનાં વાતાવરણમા ખલલ પડે એવું કશુંજ બનવા ન પામ્યું.

તેઓએ લીધું હતું તે કૉટેજ અતિ મનહર હતુ. તે માટે તેઓ આભારી હતાં. તેઓને હાલમાં જોઇતું દરેક પ્રકારનું સુખ ત્યાં મોજુદ હતું: ફક્ત લીઆ માટે એક દિલગીરી હતી અને તે તેણી પોતાનાં હેતવંતા માબાપથી છુટી થઈ હતી તે હતી. તે મનમનાવી લેતી હતી કે તેઓ વચ્ચેનો વિયોગ કંઇ સદાનો ન હતો વખ્ત જતાં પપા સમજી જશે-અને તેડશી-માશી બક્ષશે અને મળતા ભેટતા થશે.

તેણી પોતાના બાપે લખી મોકલેલી ચીઠ્ઠી વાંચી અતિ બીહી ગઇ હતી. તે ધાકકી શબ્દો તેણીનાં હ્રદયનાં ઉંડાણમાં થરથરાત કરતા ઉતરી ગયા હતા.

"માબાપોને નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગઝબ ખુરા શ્રાપો—!"

અને તેણીના અતિ મોટા ખેદ વચ્ચે લીઓંએ તે શબ્દો હસી કાઢયા. તેણે કહ્યું કે તેના બાપે નાટકી બાષા વાપરી હતી અને તે એવીજ રમુજ બીજી કરવા ગયો પણ તેટલાં તેની પરણેતરને તેથી ઉપજતા દુઃખ ઉપર તેની નેગાહ ખેંચાતાં તે ચુપ થયો.

"તમારીજ બાષામાં એક મસલ મશહુર છે કે શ્રાપો વરસતા ધણીઓ કરતાં વરસાવનારાંઓ ઉપરજ આક્રે વખ્ત વરસે છે!" જવાન કાઉન્ટે સમજાવ્યું. લીઆએ તેની બણી અર્ધી બીહીતેલી અજાયબીથી જોયું. બાપના શ્રાપને એટલા હસી કાઢવા જોગ શું ફ્રેંચમેનો લેખતા હશે? શું તેઓ એટલા બેદરકાર એવી ગંભીર ચીઝ પ્રત્યે પણ હશે? તેણીને મનગે તો બ્રહ્માંડ તુટી પડવા જેવું હતું.

"તેમ હોય તો તે માહરી પરજ તુટી પડે એવું હુ સદધર્મથી ઇચ્છું છું!" તેણી બોલી.

"ઘણુ ખરુ તો એ પ્યાલી બ્યર્થજ પુરવાર થાય છે!" લીઓંએ હસીને કહ્યું. પણ તેણી પોતાના પિતાના તે શબ્દો ભૂલી શકી નહીં! તે તેણીના હ્રદયમા થરથરાત અને કાનોમા ગણગણાટ ઉપજાવતાજ રહ્યા, અને તેણી એકલી પડી ત્યારે તે કેવી રીતે ખરા પડશેના ગભરાટ વિચારે હવેરીબાવરી બની ગઇ.

માબાપને નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગઝબ ખુરા શ્રાપો! તેણી ઉપર શું ગઝબ ઉતરશે? શ્રાપ કંઇ આફત લાવનારી ચીઝ છે એમ તે સમજતી હતી પણ જ્યાંસુધી પોતાના પતિના પ્યારમાં સુખી હતી ત્યાંસુધી તેણીને કંઇ થનાર ન હતું, એમ તે મન મનાવતી હતી. ગરીબાઇના હાંદેસાઓ બેશક ખમવા મુશ્કેલ હતા, પણ જો લીઓં વ્હાલો તેની બાંહ્યમા હોય તો તે ગઝબ પણ તેણી માટે અસહ્ય ન હતો. બિમારી ખરાબ હતી પણ જો લીઓં નઝદીકમાં તેને દિલાસો દેવા ને તેની ખાનરદારી કરવા હાઝેર હોય તો તેને મનમે તુચ્છ હતી! તેણી પોતાનાં પતિનાં પ્યારમાં સુખી હોય ત્યાં ટક કશી બી ખરાબી નીરખી શકી નહી, અને તેણીના પતિનો પ્યાર તો તમામ અખંડ સલામત હતો. તેણી તે માટે ખાત્રીપૂર્વક હતી. જેમ દિવસ પછી રાત મુકરર છે—સુર્યનું ઉગવું આથમવું નિયમિત છે—તેમજ—તેટલીજ તે પોતાના પતિના પ્યારને કાજે નીરાંત હતી. તે અખંડ હતો—તે તુટે એવો ન હતો—કોઇથી ફેરવાય એવો ન હતો—કોઇના બી શ્રાપથી બદલાય કે પલટાય એવો ન હતો એવી તેણીની પકકી

"તે ખરૂંજ છે, લીમા!" તેણે કબુલ્યું. "તમામ ફ્રાંસ દેશ કરતાં તને માહરી કરીબ રાખવાનું હું જાસ્તી પસંદ કરૂં છું!"

"લીઑ ડીઅર! શું તું પાછો ફ્રાંસ કદિ ન જશે?"

"હું કદિ ત્યાં ગયો નથી!" તેણે નિશ્વાસ નાખતાં કહ્યું. "માહરો જન્મ આ દેશમાંજ થયો હતો! નહી—મને ફ્રાંસ જવાની મૂતલક આશા નથી!"

"પણ તું છુપા વેશમાં તો જઇ શકે બી ને તેટલાં પકડાઇ જાય તો શું થાય?"

"મને પાછો મોકલી દે યા કૈદ કરે!" તે હસીને બોલ્યો. "શું કરે તે હું કહી શકતો નથી? મારા મમા ફ્રાંસમાં એક નહિ જણાયલી તેવી એકાંત જગાએ રહે છે. માહરી ગરીબ પણ મગરૂર મા! તેણીનું જીગર મને મળવા ભેટવા માટે અતિ તલપી રહયું છે!——પણ તેમ થઈ શકતું નથી· હું ફ્રાંસ જઇ શકતો નથી કે તે ત્યાંથી આવી શકતી નથી!"

"તાહરાં મમા મગરૂર છે?" તેણીએ અજાયબીથી પ્રશ્ન કર્યો.

"આખી સૃષ્ટિ ઉપરની સર્વથી ગરીબ પણ સર્વથી મગરૂર સ્ત્રી માહરી મા છે! તેણી મને તો એક હક્ક-ડુબાવલો, ન્હાનો શાહજાદોજ ગણે છે અને પોતાને પદભ્રષ્ટ કરેલી રાણીજ માને છે!! એક માણસની વ્હાલામાં વ્હાલી ચીઝ એકાએક ગુમાઇ જાય તો તેની મગરૂરીને કેવો ધાટકી—જાલુન ગઝબ ફટકો લાગે? માહરી માતાને તેમજ થયું છેઃ એક ઉમરાવઝાદી તે હોવી જોઇએ તે બદલ એક ફકીર જેવી રખડે છે! ખચીતજ જો એ ગમ તેણીને ન હોય તો તેણી સોસાયટીની એક અતિ કિમતી આભુષણ થઇ પડે!"

"શું ત્યારે હમણાં તેઓ તેવાં નથી?"

"નહી! તેઓ અતિ મગરૂર, અતિ કરડાં અને અતિ તુમાખી છે!" તે બોલ્યો. ને તેના આ શબ્દોનો ખરો ખ્યાલ તેણીને વર્ષો બાદ આવ્યો અને ત્યારે તે અજબ થઇ કે તેણીએ તે વિષે અત્યાર ટક વિચાર કાં ન કર્યો હતો?

એક સાંકળની અંદર જેમ કડીઓ રહે છે અને એક કડી સાથ બીજી કડી અગત્યનો સંબંધ ધરાવે છે તેમ તેણીએ એ બધી કડીઓ એકેક પછી બંધબેસ્તી પાછળથી જોઇ કે જે અંતે એક બદબખ્ત સાંકળજ તેણી માટે પૂરવાર થઇ!

તે એક દિવસે મધ્યાન્હને સમયે પોતાના પતિના રૂમમાં ગઇ. તે હાથમાં કોઇના ચિત્ર સાથ બેઠો હતો. તે તેને બારીકીથી જેતો હતો અને ને ઉપર ગૌર કરતો હતો. તે એટલો તો મશગુલ હતો કે તેણી તેની નઝદીક આવી હતી તે પણ તે જોઇ શકયો નહી! આમ આ પ્રથમજ વેળા બન્યું હતું, નહી તો તે જ્યારેગી દુરથી આવતી દેખતી કે તે હેતથી

"શહેનશાહ લુઈ નેપોલ્યન!" તેણી બોલી. "એને નિર્ખીને તું શું કરે છે?"

"હું એના ચ્હેરાનું બારીકીથી અવલોકન કરૂં છું, લીમા!"

"કારણ?"

"હું શોધી કાઢવા માગું છું કે એ કેવી પ્રકૃતિનો ઇસમ છે? એનામાં શું સદગુણો છે! તું મને એ કામમાં મદદ કરી શકશે?"

તેણીએ તે છબી ધારી ધારીને જોઇ. "એ એક અમીરી મુખડો છે." તેણી બોલી, "પણ વધારે કંઇ કળી શકાતું નથી! એ કેવો ગંભીર ને ઉદાસ દેખાય છે!"

"હા!" તેણે પોતાની મ્હેહરદારને પોતાની બાજુમાં બેસાડી તે છબીનું જાસ્તી અવલોકન કરતાં કહયું, "એની આંખો—એના હોઠો બનો ઉદ્દામીનોજ ભાસ આપે છે! મને લાગે છે, લીમાં, કે વિશ્વાસ મુકી શકાય એવો એ ચ્હેરો છે! તે માયાળુ છે?" તેણે દમ રૂંધીને ઉપલો પ્રશ્ન કર્યો હોય એવી લીમાને બ્રાંતિ થઇ.

"હા હું એમ ધારૂં છું!" તેણે કહ્યુ "મને તો એ મુખડો ઘણો માયાળુ લાગે છે!"

થોડીક મિનિટ ચુપકીદી ફેલાઇ.

"લીમાં!" તેણે ઓચિંતુ કહ્યું, "એના ચ્હેરા ઉપરથી તુ એમ ધારી શકે છે કે એ કંઇ ભલું કે ઉદાર કાર્ય કરી શકશે?" લીમાએ પોતાના પતિના મુખડા ગમ જોયું. આ વેળા તેણીની ખાત્રી થઇ કે પ્રથમવાર તેણીને થયલી બ્રાંતિ બ્રાંતિ નહીં પણ સત્ય વાત હતી. કારણકે આ વાર પણ તે અતિ ઘણી આતુરતાથી બોલ્યો અને તેણીના પ્રત્યુત્તરની કાગને ડોળે રાહ જોવા પડયો.

"હા!" તે બોલી "એનો ચ્હેરો જોઇ હુ કહી શકું છું કે તે ઘણાં ઉદાર હૃદયનો છે, પણ એ સવાલનું કારણ? એ વળી શું ધખારો તાહરાં ભેજામાં ભરાયો, લીઓ?"

"ધખારો બાઝે વખ્ત માણસ વશ કરી શકતું નથી!" તે બોલ્યો અને તે ચિત્ર તેણે એક કાગળમાં લપેટયું.

"એ ચિત્ર તું કયાંથી લાવ્યો?"

"અમારા વડા શિક્ષકનાં રૂમમાં હતું ત્યાથી માગી લાવ્યો!" તેણે કહ્યુ અને તે જવાબ સમજી લીમા વધતી અજબ થઇ

"શું એના ચ્હેરાનું અવલોકન કરવાના એકલાજ હેતુથી એ તું માગીને અત્રે લાવ્યો, લીઓ?"

"હા!" તેણે કહ્યુ, અને પછી તેણે વાત ફેરવી નાખી.

બીજી કડી બી તેણીની ખાનાખરાબીની સાંકળમાં પુનઃ પરોવાઇ. તે એક બપોર હતી કે જ્યારે તેના ભરથારે તેણીને બહાર જવા ફરમાવી. તે તે દિવસે નિશાળેથી ધારા કરતાં વ્હેલો પાછો આવ્યો હતો અને તેણીને એક એવી ચીઝ લાવવાનો હુકમ કર્યો કે જે ગામડાંમાં

જવા સિવાય લવાય એમ ન હતું. લીમા તે લાંબો ટપ્પો ચાલવા રાજી ન હતી એટલે તેણીએ એક નોકરને રવાના કર્યો અને તેણી પોતાના પતિ પાસે ગઇ, પણ તેણીને લાગ્યું કે તે તેણીને બ્હેજ નારાઝ થયો હતો.

"મેં તો ધાર્યું કે તુંજ જશે!" તેણે ધીમેથી કહયું.

"મને ચાલવાનો કંટાળો લાગ્યો." તેણીએ જવાબ દીધો. ત્યારે તેણે કંઈ બીજું લાવવા જણાવ્યું કે જે લાવતાં પણ થોડોક વખ્ત નીકળી જાય એવું હતું. તેણીએ અચરતીથી તેના ભણી જોયું. એમ તે એક ક્ષણ તેણીને વ્હીલી મુકતો ન હતો. તે ઓરડામાંથી બહાર જતી તો કયાં જતી હતી એમ કાળજીથી પૂછતો અને ઘણો ભાગે તેણીનું કામ પોતેજ ઉંચકી લઈ બજાવતો અને આજે તે એકલો પડવા કાં માંગતો હતો? તેણી દિલગીર જેવી ઉઠી, તેની ઇચ્છાને માન આપી તે રૂમમાંથી બહાર પડી અને પછી બહારજ બેસી રહી. તેણીએ મનમનાવ્યું કે વખ્ત ઘણો જતો તે તેણીને બોલાવશે-પણ તેમ બન્યું નહી; તે શું કરતો હશે? શું આસાયેશ લેતો હશે? નહી: તે કદિ તેણી વિના નિરાંતે બેસતો ન હતો! તેણી વિચારોથી બેચેન બની બાગમાં ફરવા ગઇ તથા કેટલો વખત તોડી પાડયો અને તેના બોલાવવાની કાગને ડોળે રાહ જોવા પડી. પણ તેનો અવાજ સભળાયો નહી—અને તેણીજ તે રૂમ તરફ ગઈ—બારણું ધીમેથી ઉઘાડી અંદર ડોકાવ્યું: તે લખવામાં ખુબ તરેહથી મશગુલ હતો: તેનો ચ્હેરો રતાશવાળો અને આંખો ચળકતી હતી: તે એટલો તો ચકચુર હતો કે બારણું ઉઘડવાનો સંચારો કે અવાજ વીક સમજ્યો ન હતો. તેની ટેબલપર તેણે ચીત્રી કાઢેલાં કાગળોના શિસ્લો વેરવિખેર પડેલાં હતાં. તેણીએ બારણું પુનઃ બંધ કરી દીધું. થોડો વખ્ત તેણીને દુન્યા સુની ને ખાલી લાગી. આ પહેલીજવાર તેણીને આમ તે ભુલી ગયો હતો!

## પ્રકરણ ૧૭.

એક બીજી કડી તે બદબખ્તીની મોટી સાંકળમાં તે પછી પરોવાઇ. તે ઘણી નિર્જીવ પ્રકારની હતી કિંતુ પાછલી જીંદગીમાં વહી ગયલાં વર્ષોનો શાંતિથી વિચાર કરતાં તે તેણીને વધારે મહત્વની દીસી. તેઓ પરણ્યાં તેના પહેલવહેલાં વર્ષ દરમ્યાન તેણીના કે તેણીના પતિને નામનાં પત્રો ટપાલમાં જવલ્લેજ આવતાં હતાં. ટપાલચી તેઓના કોટેજ આગળથી દુરથીજ હસીને ટપલી ઝાડતો નિત્ય પસાર થતો હતો, પણ હવે પત્રો ઝાઝાં આવવા લાગ્યાં. અને અજબ જેવું કે તે બધાં મોટા ભાગે ફ્રાંસથી આવતાં હતાં. કેટલાંક મ્હોટાં અને ભારી, કેટલાંક લાંબા બ્લુ પરબીડાંમાં શીલસાખ થયલાં તો વળી કેટલાંક ન્હાનાં નાજુક પરબીડાંમાં આવતાં હતાં.

એક ખુશનુમા સહવારે-સપ્ટેમ્બરની તે શરૂઆત હોવાથી બાગમાં ફુલો અતિ ખુશબહારમાં ખીલી રહયાં હતાં. લીમા તે હરખથી તોડતી અને વિણતી હતી તેટલાં પોસ્ટમૅન કોટેજના દ્વારપર આવ્યો અને તેણીના હાથમાં આ પત્રો મેલ્યાં-બે મોહટાં ને ભારી હતાં જ્યારે

બીજાં બે સાધારણ હતાં. તેણીએ તે ફુલો સમેત પોતાના ધણીના રૂમમાં લઇ જઈ તેને આપ્યાં. તેણે તે અતિ આતુરતાથી લીધાં અને તે કરતાં વધું ઉંડી છન્નામાથી તે બધા એકેક પછી વાચ્યાં.

"તાહરાં બધાં પત્રો ફ્રેંચમાં આવે છે, લીઓ?" લીમાએ પૂછ્યુ,

"હા! અને બધાં ફ્રાંસથીજ આવે છે," તે બોલ્યો. "તે તને પસંદ આવશે નહી કેમકે તે સર્વ એકજ અગત્યના કાર્યને લગતા છે!"

"હું તો ધારતી હતી કે તમને હવે ફ્રાન્સ સાથ કશો સંબંધજ ન હશે!" તેણીએ કહ્યું. તે શબ્દો અનાયાસેજ તેણીનાં મુખમાંથી ધસી પડયા.

"મને એમ લાગે છે ડીઅર કે તું ગાહરાં ખુબસુરત ફ્રાંસની અદેખી બનેલી છે!" તે બોલ્યો.

"તાહરો એક બી વિચાર માહરાથી દુર એવી કોઇ બાબદમાં પરોવાયલો રહે તો તે માટે હું અદેખી પડું!" તેણી બોલી. "અને મને લાગે છે કે આજ કાલ ફ્રાન્સ તાહરા ઘણા ખ્યાલો આકર્ષી બેઠું છે!"

"એક પણ એવો નહીં કે જે તાહરા જેટલું આકર્ષણ ધરાવતો હોય!" તેણે કહ્યું. પણ તેની તે દિલાવર ખાત્રી છતાં તેણીએ તેથી ઉલટુંજ જોયું. હવે તે ફરવા પણ એકલોજ વિચારોમાંજ નિમગ્ન બનેલો નીકળી પડતો હતો. તેણી સાથ ફરવા જવાને વખતેજ પોતાના ઓરડામાં ભરાઇ બેસી લખલખ કર્યા કરતો હતો. જો કે તે આમ કરતો હતો છતાં તેણી તરફ તો અસલ જેટલોજ અતિ માયાળુ અને પ્રેમાલ હતો તેણી ગુંચવાતી હતી—તેણીને લાગતું હતું કે તેની અને તેણી વચ્ચે એક અણદિઠ પણ અજાયબ પ્રકારનો પડછાયો ઉતરતો હતો- -કાય, તે તેણી કહી કે કલ્પી શકે એમ ન હતું? તેણીને લાગતું હતુ કે ધણીના વિચારોના રોહ ભિન્ન ભિન્ન દિશાએ વહન લેતા હતા—તેમ કા થતુ જોઇએ તે તેણીની સમજમાં ઉતરતું ન હતુ. તે હવે હમેશા ખ્યાલોમા મશગુલ માલૂમ પડતો હતો. તે કે જે એક વખ્ત સ્કુલેથી આવતાં અતિ ઝડપથી બાગમાંથી ચાલી આવી તેણીને બચકી કચડીને ફાંસી કોટી કરી વ્હાલ કરતો હતો તે હવે ધીમે કદમે આવતો હતો, અને તેણીની હાજરી કે ગેરહાજરીની દરકાર કે પુછપરછ કર્યા વગર પોતાના રૂમમા જઈ બેસતો ને લખવા મંડી જતો. તેણીએ તેને હરકત નહી કરવામાં—તેના ખ્યાલોમાં હરકત ન પહોંચાડવામાં ડહાપણ માન્યું—અને તે મજાગ તેણી વર્તી. તેણી એમ પોતાના મનને મનાવતી હતી કે તેને ન છુટકે એમ ગોર કરવો ને લખવું પડતું હશે. તેનો ધંધો તેને તેવી ફર્જ પાડતો હશે અને એક ભલી ધણયાણી તરીકે તેણીની ફર્જ હતી કે તેને તેની પવિત્ર ફર્જની બજાવણીમાથી રોકવો નહી.

એમ શિઆળો આવ્યો અને જો કે તેણીનો વ્હેરો અસલ જેટલો તેજ ન મારતો હતો છતાં તેણી સુખી તો હતીજ. ઠંડો પવન સુસ્વાટાભેર ફુંકી રહ્યો હતો—જ્યાં ત્યા બધું બધાઇ જતું હતુ અને દેખાવ ઉન્હાળાની તાઝગી જેટલો તો નહીજ તોબી મઝાનો ઠંડો ખુશનુમાં દિસતો હતો. શિઆળા સાથ નાતાલના તહેવારો ધમધમ કરતા આવી લાગ્યા અને તે વખતે લીઓ ઠ સૅાલડાનાને છુટી મળી.

"લીમા!" તેણે એક સહવારે પૂછ્યું, "આ સ્નાતના દિવસો ગુજારવા તું કોઇ અન્ય સ્થળે જવા માગે છે?"

"નહી! મને ઘર જેટલી બીજી કોઇ જગ્યા પ્યારી નથી!'

## પ્રકરણ ૧૮.

———:૦:———

વીસમી ડીસેમ્બર આવી પુગી—તે દિવસ જે લીમાની જીંદગીમાં હમેશ માટે યાદગાર રહી જનાર હતો–તે દિવસ કે જ્યારે એ વર્ષની પરણી જીંદગી પછી પ્રથમ વેળાજ તે ધણી ધણીઆણી વચ્ચે વિયોગ થનાર હતો. તેણે ફ્રાંસ જવાનો પોતાનો મનસુબો જાહેર કર્યો હતો ત્યારથી લીમા બેચેન બની ગઈ હતી. તેણીનું હૃદય ઘવાયું હતું: તેણીને કુદરતી ધક્કો બેઠો હતો. તે ગયા પછી તે શું કરશેનો વિચાર તેણીને બેબાકળી કરી મેલ્તો હતો. તેણી શું કરશે ? તેણીનું શું થશે ? તેણી કલાકો કેમ વિટાડશે ? તેણી કે જે તેને માટેજ જીવી હતી તે તેના વિના કેમ વખ્ત બશર કરશે:—બસ એ અને એવાજ ગમના ખ્યાલો તેના જવાનો દિન આવ્યો ત્યાં ટક તે કરતી રહી.

તે એક ટુંડો ખુશનુંમાં દિવસ હતો. બર્ફ સખ્ત બંધાઇ ગયું હતું. ઍંજીનવૉટર પણ બર્ફથી બંધાઇ ગઇ હતી! સર્વત્ર બર્ફ નઝરે આવતું હતું. ને દેખાવ પણ એક રીતે અલૌકિક ને આનંદી હતો! પણ તે જવાન પરણેતરના જીગરમાં તેની કશી અસર થતી ન હતી. તેણીએ તેને તરછોડી ન જવા ઘણા કાલાવાલા કર્યા હતા પણ તે સર્વ વ્યર્થ પુરવાર થયા.

"હું તો તમને તજી કદિ ન જાવું–પછી ભયે મને કોઇ સ્પેનની રાણી બી બનાવવા માગે!" તેણીએ તેને વિનવ્યો.

"મને કોઇ ફ્રાંસનો શહેનશાહ કરનાર નથી, લીમા!" તે હસીને બોલ્યો. "અતિ જરૂરી કામ વગર હું કદિ નજ જાવું."

"શા માટે તમે સિધારો છો તે બી જો તમે મને કહો તો અને કેટલી નીરાત મળે!"

"હું પાછો આવ્યા પછી તે બધું તને જરૂર કહીશ વ્હાલી!" તે બોલ્યો. ને સમજી શક્યો નહી કે તેની પરણેતરને તે જતો હતો તે માટે એટલું બધું દુઃખ કાં થતું હતું? "હું જલદી પાછો ફરીશ! થોડાંજ અઠવાડયાંમા હું આવીશ."

તેણીએ તેની આજ્ઞાથી તેના સામાનની ટ્રંક ભરી. તેણે લખતાં જોયું કે તેનો સામાન ગોઠવતાં તે નવધાર રડતી હતી. તેતી દરેક ચીઝોને અતિ પ્રેમથી ચુંબન લઇ તે ટ્રંકમા સીંચતી હતી અને ત્યારે તે ભરથારને તેની પરણેતર તેના ઉપર કેવા ઉંડા પ્યારથી કુરબાન હતી તેનું કંઇ ભાન આવ્યું!

તેના જતી વખ્તે એકથી અનેક વખ્ત તે જુવાન માહરુએ તેને કંઠે વળગી તેને ચુમીઓથી ભરી મેલ્યો અને હજી બી ન જવા તેને વિનવ્યો. તે બધું તે ભરથારની સ્મરણશક્તિમાં સાબુત નોંધાઇ ગયું. તેણીએ તે સહવારે કંઇ ખાધું પણ નહી—ઘણી તજવીજથી તેણીએ કૉફી અને ટોસ્ટ તૈયાર કર્યો પણ તે એક કગરસ ખાઇ કે એક ઘુંટડો કૉફીનો પી શકી નહી.

"લીઓ! હું તાહરી સાથ સ્ટેશન સુધી આવું?" તેણીએ પુછ્યું.

"ઓ ખચીત!" તે બોલ્યો. "તને ગમે તો જરૂર આવ!"

"મને ગમે છે! હું અહીં તને 'ગુડબાઇ' ઇચ્છી શકતી નથી કેમકે અત્રે આપણે અતિ આનંદમાં રહયાં છીએ. હું 'ફૅર-વૅલ' અત્રે નહી પણ કોઇ અન્ય સ્થળે તેને ઇચ્છવા ઇચ્છું છુ! તાહરા ગયા પછી મને આ જગ્યા હંમેશ ન સતાવે કે આ જગ્યા-આ રૂમમાં તેં મને ફૅર-વૅલ કરી હતી. છેલ્લી કીસ અને સલામ ભરી લીધી હતી! હુ તને સ્ટેશન ઉપર ગુડબાઇ ઇચ્છીશ, અને તે તુ પાછો આવશે ત્યાં ટક કદિ પાછુ ન જોવશ! તું જ્યારે જશે ત્યારે તું હમણા બેઠો છે તે ખુરસી ઉપર હું આવારનવાર નઝર નાખશ ને માહરા મનશે બધું હમણા આપણાં વચ્ચે થયનું હું યાદ કરી લેવશ!" તેણી આંખમાં આસુ સહિત બોલી! "મને અત્રેજ કીસી કર-તે મહારે માટે એક સુખી સમરણ સિદ્ધ થશે! હું મનથી સંભારો લેવશ કે તેં મને કીસ કરી સદા મને ચાહવાનું પ્યારૂ વચન આપ્યું હતુ!"

"બચીનજ માહરી વ્હાલી!" તે બોલ્યો અને તેણે તેણીને પ્રેમથી એક બકી કરી, પણ તે બકી કરતાં પણ તેણે ઘડયળ ઉપર નઝર કરી કે રખે તે ટાઇમ ચુકે!

"ઓ લીઓ! મરવું પણ એ કરતા બદતર ન હશે!" તેણી તેની સાથ જવા ઉઠતાં બોલી "હું અહીં પાછી એકલી આવશ-આ એકલાં ઘેરમાં એકલી રહેવશ-ઓ! મને તે વેળા શું લાગણી થશે તે તું કયાંથી કલ્પી શકશે?"

"તે થોડા સમયને માટેજ છે, માહરી વ્હાલી!" તેણે કહ્યુ. તેણીને પસવારતાં ને સમજાવતાં તેનો હાથ અને સાદ—તેનું કલ્પાત જોઇ ધ્રુજતો હતો!

તેણી પોતાનાં પતિને સ્ટેશન ઉપરથી વળાવી જ્યારે પાછી ફરી ત્યારે તેણીનો અવતારજ ગોયા ફેરવાઇ ગયો હતો. તેણીને ઓળખવાનું કાર્ય પણ તેણીથી પરિચિત માણસોને પણ કઠણ પડે એટલો બધો ફર્ક તેણીમાં થઇ ગયો. તે સારો દિવસ તેણીએ રડીનેજ પસાર કર્યો. તેણીએ અનનો એક દાણો વટિક મોંહ પર મુકયો નહીં કે પાણીનો એક ઘુંટડો વટીક પીધો નહી. બધું તેણીને અકારૂ ઝેર જેવું કારી થઇ પડયું. અરે! આ ઘડીએ જો તેની વ્હાલી માતા તેણીની ઓર્દુંમાં હતે તો તેણીની દયા અને દિલસોઝી તેણી કેવી ને કેટલી મેળવતે? તે વ્હાલી છાતી ઉપર દુઃખથી ઝુમી પડતુ પોતાનું સર નાખી પોતાનાં દીલનો ગમ તેણી કેટલી હદે કમ કરી શકતે! પણ તેમ કયાં હતું? આ સારી દુન્યામાં તેના ધણી સિવાય તેનું દાદખાહ બીજું કોણ હતું? અને તે એકનો એક ગમગોસાર ગયો હતો એટલે તેણીને જાસ્તીજ સંતાપ ને ગમ ઉપજ્યો. તેણી તે પ્રથમ દિવસ કદિ કદિ ભુલી નહી.

"જો બધા આવાજ દિવસો તેની ગેરહાજરી દરમ્યાનના જશે તો તે આવશે ત્યા ટક હું જીવતી રહેવાની નથી!" તેણી તે રાતે બીછાણે જતી વેળા દુઃખથી રડી દેતાં બબડી.

* * * *

"લીઓ" ડ સારડાનાના ફ્રાંસ ભણીના પ્રયાણની ખબર લીમાની માને તુરત મળી ગઇ. તેણીએ તે ખબર પોતાના પતિને તે બપોરે જમવા પાછો આવ્યો ત્યારે કહેવાની કોશેશ કરી.

"તમે આજે કંઇ નવી ખબર સમઝ્યા કે?" તેણીએ પુછ્યું.

"નહી!" તે બોલ્યો.

"મેં સમજી છે!" તે ધ્રુજતાં બોલી, પણ તે શું હતી તે જાણવાની જીજ્ઞાસા જૉન ડરવન્ટે બતાવી નહી. "મેં એક ખબર સમજી છે, જૉન," તેણીએ જાસ્તી ધ્રુજી જતાં જીગરે કહ્યું. તે સમજવા ચાહતો ન હતો મગર તે ખબર તો તેણી તેને કહેવા માગતી હતી? "તે સમજીને હું બીહી ગઇ છું!"

તો બી તે કંઇ બોલ્યો નહી! તે બાબત શું હતી તે જાણવાની આતુરતા તેણે મુતલક બતાવી નહી પણ પોતાની બાયડીના અસાધારણ ગભરાટ ઉપરથી તે કંઇ ભય જેવું કળી ગયો.

"હું સવારે ગામમા ગઇ હતી!" તેણીએ ધ્રુજતે સાદે કહ્યું: "સમજીને મ્હારી ઉપર ગુસ્સે ન થતા! હુ શા માટે તે કહેતાં એટલી બીહું છું, તે હું સમજી શકતી નથી. તે હું તમને કહેવાજ માગું છું. પછી તે સમજી તમો મને મ્હારી પણ કાં ન નાખો?"

"તને કોઇ મારી નાખવુ નથી!" તે બોલ્યો.

"મેં સમજ્યું કે પેલો જવાન ફ્રેંચમેન ગયો છે—ફાંસ ગયો છે અને તેણી——" લીમાનું નામ તેણી દઈ શકી નહી "—એકલી પડી છે—તમામ એકલી, વ્હાલા જોન!" તેણીએ પોતાના ધ્રુજતા કરો તેનાં ખભાં પર મુકી કહ્યું "અને તે સમજી મ્હારૂ જીગર સખ્ત ઘવાયું છે! તેણીને મળવા મને અસહ્ય તલ્પ થાય છે—જાણે કોઇ મ્હારાં હૃદયને તાણી જતુ હોય તેમ તે તણાઇ જાય છે! જોન! વ્હાલા જોન! મને જવા દેવ! મ્હારી જીગરની જાતને મળવા દેવ! લોક કહે છે કે તે તહેવાર ગુજારવા ગયો છે! ક્રીસ્ટમસ પછી તે પાછો આવનાર છે—પણ મને ચેન પડતુ નથી! એક જણે તેણીને રસ્તામાં જોઈ તે કહે છે કે તેણીનો ચ્હેરો અતિ ઉદાસ ને રડમસ હતો! મને જવાની રજા આપો, જોન! હુ તમને ગુસ્સે કરવા કે પજવવા ચાહતી નથી, પણ તે આખર કરીને મ્હારૂ બચ્ચું છે—મને તેનું લાગે છે!"

"હું તાહરી સાથ ગુસ્સે નથી! તું ઓરત જાત છે અને તેથી સ્વભાવિક નરમ લાગણીવાળી છે!—એક મિનિટ થોભ!" તે એટલુ બોલી ઉઠયો અને પેલી મોટી બાઇબલ અભરાઇ ઉપરથી લઈ આવી તે ખોલી તેની સન્મુખ ધરી-"આ વાચ!"

તેણીએ વાંચ્યું.

"લીમા ડરવન્ટ: જનમ મે, ૧૦: મરણ આગસ્ટ, ૨૨!"

"તે મરણ શબ્દ જોયો?" તે બોલ્યો. "મરેલાંને આપણ કેમ મળી શકયે? એ મ્હારો જવાબ છે!'

તેણી ધસાંધસ રડી પડી અને તેને ખુબ આજીજીઓથી વિનવ્યો.

"મ્હારો જવાબ તને મળી ચુકો છે!" તે કરડાઇથી બોલ્યો "અને તેની ઉપરવટ થઇ તુ જવા માંગતી હોય તો જા! પણ ફરી મ્હારાં મકાનમાં પગ મેલતી ના!"

"ઓ ખુદા! તમે એટલા પત્થરનાં હૈડાનાં કેમ બની ગયા?" તે ભારે કલ્પાંત કર । બોલી, પણ તેણીની જાસ્તી ગિનતઝારી સમજવા તે ત્યાં થોભ્યો નહી!

(સાંધણ છે.)

# જીભલી મધુરી તો જેહાંનમાં ચકબાલી.
# જબાંમાં ઝેર તો જગ જોડે વેર.

લખનાર—માણેકશાહ દીનશાહ મીસ્ત્રી.

બેત.

ત્તનુતક આદમી બહેતર અસત અઝ દવાબ;
દવાબ અઝ તો બહે ગર ન ગુઈ સવાબ.

(શેખ સાઅદી.)

વાણીના પ્રભાવે ઈનસાન અહેવાન કરતાં ચઢયાતો લેખાય છે, પણ તુ સારા સખુન ન બોલે તો તારા કરતાં અહેવાન ઉત્તમ

દોહરો.

ન્હાની સરખી જીભનો, જુદો જુદો ખવાસ;
કોઈ મિઠાશે રીઝવે, કોઈ માહા કડવાસ.

પ્રત્યેક શ્યાના પુરૂષે આડો શબ્દ ઉચારવા પહેલાં અદેશો કરવો રવા છે જેથી સામા આદમીનું દિલ દુઃખતાં અટકે એટલુજ નહિ પણ, પાછળથી પસ્તાવું ન પડે. જેમ છુટેલો તીર પાછો ફરતો નથી, કે થુંકેલુ ખેંચી લઇ શકાતુ નથી, તેમ બોલાયલો બોલ અંતઃકરણને કાયમ અડકતો રહે છે. વખ્તના વહેવા સાથ મતફેરીના ઘાની ફાટ રૂઝાય છે, મગર કપાઇને છુટો થયલો સાંધો અસલ પ્રમાણે પાછો બરાબર વળગતો નથી. તેજ મિજાસ શબ્દોથી થયેલા ઘા ઘણી વેળા તરવારના જખ્મથી જ્યાદા જાલમ અને ઝેરી થઈ પડે છે. એક ગમે તેવો ધર્માતુ ઇસમ જબાંપર કાબુ ન ધરાવી પોતાનાં અંતઃકરણને ઠગતો હોય તો, તેનો ધર્મ રદ છે. (If any man seems to be religious, and bridleth not his tongue but deceiveth his own heart, that man's religion is vain.) ખામોશી નામોશી લાવતી નથી. વિચારીને બોલેલો બોલ સોનાને તોલનો છે. મનની વાત મનમાં રાખવી, યા તો પાકી કરી એવી રીતે જાહેર આણવી, કે તે માટે સંતાપ કરવો પડે નહિ. આપ મોઢે તાળું દેવાથી જગને મોઢે તાળું રહેશે. જે વાત જાહેર કરવી ન હોય તે એકને જણાવવામાં પણ જોખમ છે; કારણ એક પરથી બે અને બે પરથી બાર થાય છે. જે હોઠ બાહેર નિકળ્યું તે કોટ બાહેર જવાનુંજ!

તે ઇચ્છા અટકાવવા માટે (તેઓ) પોતા પાસે એક સાધન (મોજુદ છે) અને તે એ કે તે ઇચ્છાના બાબમાં (જીભનું) સાધન તેઓએ ચુપ રાખવું. જીભ વાચાથી (નિપજતાં) નુકસાનને માણસથી અળગ કરે છે એથી કરીને તેઓનો સખુન દુનિયાને પ્હોંચનારો (થાય છે.) આદમીના શરિરની અંદરની સ્હાયતા માટે અને દરૂણીઓથી જીભની બાહેશ બચાવવા માટે ભલાં મનનું ડહાપણ. નમનતાઇ (આર્મઇતિ), ફરમાનબરદારી (સરોશ) અને બીજાં ભલા મિનોઇ આપવામા આવ્યા છે, કે જેથી કરી પોતાનાં શરિર ઉપર કાબુ ધરાવવાથી આદમી હાકેમી કરેછે. જ્યારે જીભને (બુરી) વાસના બોલવાથી તે ચુપ રાખે છે. ત્યારે ભલી મિનોઇ શકિતઓ દોસ્તીપણામાં તેને ચાહે છે. જે સખુન અંતઃકરણમા તે રાખે છે તેની ઉપર પુરેપુરી રીતે તે ધ્યાન પુગાડે છે અને નેગાહ પ્હોચાડે છે, કે જેથી કરીને ડહાપણ અને, બીજા ભલા મિનોના હુકમથી જીભને (બુરી) વાસના બોલવાથી તે ચુપ રાખે છે. બીજા હાથ ઉપર, ક્રોધ અને બીજી વધારે બુરી, બર્બાદી બનાવનારી મિનોઇ શકિતઓની (ઉશ્કેરણી) મુજબ બોલવાથી, જીભને (જે કોઇ) પાછી ખેચે છે તે વાચાથી (નિપજતો) ફાયદો સંપાદન કરે છે અને તેથી (નિપજતુ) નુકસાન પોતાથી (અળગ) હાંકી દે છે; અને જ્યારે પુરેપુરી ખબરદારીથી તે બોલતો નથી ત્યારે તે હમેશાં બોલવાથી (નિપજતા) મહાન ફાયદાને પોતાથી અળગ કરવાથી પુરબીધેલા થાય છે, અને તેથી પોતા ઉપર જબુન દુઃખ ખેચે છે.

પદ.

શિતળ શબ્દ ઉચારવો, ખોફ ખેંચવો નહિ;
ત્હારો દોસ્ત તુંજમાં વસે, દુશ્મનબી તુજ માંહિ

એક પંડીતનો પુત્ર પુખ્ત વયનો, ચાલાક અને ચતુરાઇ ભરેલો હતો. પરંતુ તેનામાં એક આદત એવી હતી કે પ્રથમ જે મનમા આવતુ અને મોંઢેથી નિકળતુ તે વગર વિચારે બોલી દેતો. પાછળથી તેની સચાઈ યા જુઠાઇની તપાસ કરીને જો ફેરવવા ઘટતુ તો ફેરવતો. પિતાને તેની આ ગાલ પસંદ પડતી નહોતી. એક દિને તેને પોતાની પાસે બેસાડી તે બોલ્યો. "ઓ બેટા, તારા એક સિવાય બીજા સર્વે સદ્‌ગુણોથી હુ સદા ગુર્ગંન ને મગરૂર રહુ છું. આગમચથી ધ્યાન કરી સખુન બોલતાં તુને આવડતુ નથી. બુઝોર્ગો અને અકલમંદોની નજરે આ એક મોટી ખામી અર્થાત એબ ગણાય છે. માટે મારી શિખ ધ્યાનમાં ધરીને તારી ખોડ સુધાર. ઇનસાનના હોઠમાંથી સખુન બાહેર પડતાં નથી ત્યાં સુધી કે તે તેના અખત્યારમાં છે. તે ચાહે તેવી રીતે તેને આગળ યા પાછળ લઈ જાય. અને પોતાનાં મનની ખરી મતલબપર તેને દોરવે. પણ વગર વિચારે તે સખુન બાહેર પાડવામા આવે છે ત્યારે આપણી મુરાદના શિકારમાં કડવાસ વસાવીને ભરણી કરતા આગળ વધે છે, અને પાછા ફરવા પામતા નથી."

અવાજ નહિ કાઢે ફુટેલું ઢોલ,
પાછો ન આવે બોલાયલો બોલ.
હાથ નહિ આવે છુટેલો તીર,
ગયલો પ્રાણ ન લાવે તદબીર.
પાછી નહિ ફરે પડેલી થુંક,
બદનામજ કરે થયલી ચુક.
અટકીજ નહિ શકે કહેલી વાત,
ફરી ન આવે ગુજરેલી રાત,

(ગંજનામું.)

"જભાં ઉપર આવતી વગર વિચારની વાત આપણુને જંજાળમાં નાખે છે. તું સારી રવેસે યાદ રાખજે કે જભાં આપણા દિલની છુપી વાતનો તરજુમો કરનાર દુભાષ્યો (*Interpreter*) અને આપણાં તમામ બદનનાં ભાગનો સપેહસાલાર છે. સખુન, આપણી જીંદગીના બેમુલ ખજાનાના દરવાજાની ચાવી છે. તે ખજાનાના દરવાજાપર ખામોશીનુ તાળું મારેલુ રહે છે અથવા ચુપકીદીની મોહરથી તે દરવાજાનું મોઢું સીવી રાખવામાં આવે છે ત્યાં સુધી સખુનના બાગ પર લિલોતરીનો બાહાર રહે છે, ને ખુબીનાં ઝાડપર ચમન તથા ચેનના ફળ પાયદારી ભોગવે છે. પણ તે દરવાજો બેપરવાઇથી ઉઘાડીને અંદરના બોલકના બેમુલ બુલબુલને ચોતરફ ઉડવાની છુટ આપવામાં આવે છે ત્યારે ચેનનાં ચમનમાં ચંડાળ ચિંતાનો વસવાત થવા સાથ ખુશીની જગ્યા ગમી પચાવી પાડે છે. બીજા શબ્દોમાં બોલતાં, સખુનના દાણ ડાનુ સિલ ઇનસાન હુલડાઈથી તે.ડીને તે માહેલાં છુપાં ગાહરોને અક્કલમંદ નુકતેચીનીની તપાસ અર્થે આગળ ધરે છે ત્યારે તે હજાર કિસમના તરંગોમાં પોતાને મુકે છે તે વખ્તે તેની શકિત અને વજન તુરત માલમ પડી આવે છે, ને તેના બિસ્તરના ગુણ-અવગુણ જાહેર થાય છે. જીભના હાલવાથી કોઈ વેળાએ મહા મોહકાણ અતી આસાન થાય છે, તો કોઈ અવસરે તે બોલનાર અને સાંભળનારની ગરદન ઉડી જાય છે." એટલુ સાંભળી તે છોકરાએ પોતાના બાપ આગળ સર નમાવી પોતાની ચુક સુધારવાનું માથે લીધું. સારાંશ, કે હરેક સખુન પુખ્ત સંભાળથી બોલવો સજાવાર છે. જે ઇસમ વગર વિચાર્યું વદે તે જંગલમા વસનાર અહેવાનથી કોઈએ કારણે બરતર નથી. તમામ પ્રાણીને ખાવાનું, પિવાનુ ને સુવાનુ આવડે છે, મગર માણુસ જાતને પશુ ઉપર સરફરાજી આથીજ છે કે, તે સાહેબની કારીગરી પિછાણે ને પુખ્ત વિચારના ડાહ્યા શબ્દોનો ઉપયોગ કરે. એક બાળકે પોતાની માને સવાલ કીધો કે, "ઇશ્વરે આપણુને બે આંખ અને બે કાન ભેગા એકજ જભાં કાં આપી?" મા બોલી, "ઇનસાન ઘણું જોઇ તપાસીને, તથા ઘણું સાંભળી લઇને, ઘણુ થોડું બોલે એવી ધારણાથી!" આ બોહળી સૃષ્ટિમાં જન્મથી તે મરણ તુલિક એટલું તો અવલોકન કરવાનું છે કે, ઘણા લાંબા આવરદાનાં નર-નારીઓ પણ તેને કિંચિત રવેસે પુગી ન વળે. હરેક પળ ને હરેક કદમ પોતાની જોડે નહિ જોયલી જીનસો અને નહિ ધારેલી અજાયબીઓ લાવે

છે. થોડું સાંભળીને નકામો બકબકારો કરનાર ધણી' નાહક પોતાનો પદ ગુમાવે છે. જગમાં જશ યા અપજશ, લાભ યા ખોટ, ફાયદો યા ગેરફાયદો મેળવવો કે ગુમાવવો, અનય ઉપર નહિ પણ ખાસ જબાં અથવા વાણી ઉપરજ છે. કહેવત છે કે એક બોલી બંધાવે ને એક બોલી છોડાવે. એક બોલી અમૃત સમાન ઇચ્છિત ગણાય છે, ને એક બોલી વિખથી પણ વધુ વિનાશી રહે છે. તેની ખાતરી કાજે કાગડા અને કોયલનો મુકાબલો આપી બતાવ્યું છે કેઃ—

દુહો.

કાગા કિસકા ધન હરે, કોયલ કિસ્કુ દેત;
સુ શબ્દ સુનાયકે, જગત પ્રશસા લેત.

કાગડો કોઈનું દ્રવ્ય પડાવી લેતો નથી, ને કોયલ પક્ષી કોઈને ધન આપી દેતું નથી એટલે કે, બંનેથી જન સમાજને કશું નુકસાન કે કશો નફો થતો નથી. ત્યારે કાગડાથી કાયર થઇએ છિએ કાં ? કોયલથી રીઝયે છિએ શા કાજે ? કારણ કાગડાની જબાં ઉપર કઠોર વાણી છે, તેનુ બોલવું અરૂચીકર જણાતાં તેને ઉરાડી મુકવામાં આવે છે. મગર કોયલની વાણી આનંદમય હોવાથી, તે વધુ વખ્ત બેસીને બોલ્યા કરે તેમ સવે કોઇ ઇચ્છે છે. તેજ મુવાફેક કાગડાની માફક ભુંડુ ભાખનાર શખ્શોને કોઈ ચાહતું નથી જ્યારે કોયલ જેવું મધુર બોલનારાઓ પોતાની વાણીથી આલમનાં દિલ હરી લે છે સખુનને રબર માફક માગો એટલો તણાય!

બેત.

સખુનમાં છે મિઠાશ મહેર ને માયા,
સખુનથી જણાય છે મુર્ખ, ને ડાહ્યા.
સખુનથી વમે છે દુશ્મનીનું ઝેર,
સખુનથી થાય છે સલાહ ને વેર.
સખુનમાં ફાયદા ને નુકસાન છે,
સખુનથીજ અહેવાન—નેક ઇનસાન છે.

(મનસુખ.)

કેટલીક વખ્તે આપણે એવા આંધા ધુંધી કિંવા વાભગી સખુન વદયે છીએ કે તેથી બાજે વેળાએ આપણી પોતાનીજ હમી થાય છે, અને ત્યાર કેડે વધુ સાવધ રહીને બોલવાની શુદ્ધ ઉઘડે છે. એક ફોજદાર સાહેબ રાત્રે તપાસ અર્થે શહેરમાં ફરવા નિસર્યા અધારામાં એક શખ્સ સગાથ અથવાડથી તેમના ડોબામાંથી "રાઝ-બરી" નિકળી. રસ્તા ઉપર તે પ્રસંગે બની જેવું કાંઇ ન હોવાથી, "તેરીભી ચુપને મેરીભી ચુપ"ના કાયદે તેવણ વાત અખાડા કરી ગયા. રાતના સમયે પોતાનાં ફાનસ વગર કોઇએ બાહેર ન ફરવાનું ફર્માન બળતે દિને તેવણે વિદિત કર્યું. થોડા રોજ પછી પેલાજ શખ્સ સાથ અચાનક પાછી "હુમાલેર" થયાથી તેવણના મિઝાજનો પારો *Boiling Point* ઉપર ચઢી ગયો.

"કેમ રે ઓ બેઅદબ! ફાનસ સાથે રાખીને રાત્રે હિંડવાનો મે હુકમ કર્યો છે તે તુ જાણુતો નથી કે?"

"મે હુકમનો ભગ કર્યો નથી મહેરબાન!"

'ત્યારે કયા છે તારી સોડે ફાનસ?"

આ ઉપરથી તેણે પોતાનાં પહેરણુ નીચેથી' એક ફાનસ કાઢીને ફોજદારને બતાવ્યુ

"મુર્ખા! તેને છુપાવીને કા ફરે છે? હાથમા છુટુ રાખ!"

"આપે તે બાબેનો કશો હુકમ હજી આપ્યો નથી આપનુ ફર્માન ફાનસ વગર બાહેર ન નિકળવાનુ માત્ર છે'

ફોજદાર છીજર થઇને ત્યાથી ચાલી ગયો- બીજી સવારે તેણે હુકમનામુ બાહેર પાડયુ કે, રાત્રે સર્વેએ પોતાના ફાનસ ખુલ્લા દેખાય તેવી રીતે હાથમા ગ્રખવા પેલો શખ્સ ખાઇ પીને ફોજદારની પુઠજ પકડી બેઠેલો હોવાથી, એક રાત્રે તેણે ફરી જાણીજોઇને ફોજદારના હાડગ દોડરા યા શિક્ષા કરવા માટેનો લાગ ઠીક મળેલો જોઇ ફોજદારને ઓર ચરબી ચઢી

"કમબખત કુત્તા! હવે તુ બાણુત સપડાયો ફાનસ કેમ નહિ બળે?"

"આ જુઓ સાહેબ!" તેણે તુરત ફાનસ દેખાડયુ

"પણુ તેમા મીમબતી કયા છે?"

'તે સબધે આપે કશુ ફર્માવ્યુ નથી"

રાતની વેળાએ ફાનસો સાથે મીમબતી રાખીને'બાહેર નિસરવાનો હુકમ ફજેત થયલા ફોજદારે ત્રીજી મરતબે ફાએસ કર્યો થોડા રોજ ગુજરવા બાદ તે તુફાની, ફોજદારને પાછો જોરથી'ભેટી પડયો, અને કશામા હોય નહિ તેમ બિન સળગાવેલા ફાનસ સાથે બાકરૂ થઈને ઉભો

'નાપેકાર શયતાન તારા ફાનસ–મીમબતી કયા મુવાં?"

તેણે સિના ભેરવીને તે બતાવતા, ફોજદાર ખુબ ખફા થઈ બોલ્યો—

'સુવરના સમરા! તેમા રોશની કા ન કીધી?"

'રોશની કરવાનો હુકમ આજકાલમા બાહેર પડવે તેને માન આપીને ફાનસમા મીમબતી જરૂર બળગાવતો રહીશ હુ તો ફર્માવેલો બદો!"

તે દિવસથી ફોજદાર સાહેબ શિખ્યા કે હુકમ કાઢતા કેટલુ ચોકસ રહેવુ. હુકમ અર્થસુચક હોય તો, અને વચન વિચારશિલ હોય તો જજાળની જાળમા સપડાવુ ન પડે! છીભની પોતેજ જણુાવે છે કે—

દેખો મદગુણુ મારા-કયારે, ઢાણુ મુજપર હોય ત્યારે
ઢાણુ વિનાના મુજથી હારે, સુર કૃપાઉ હુ બુઠી ધારે

કોણ કહેછ કે ટુંકા વાળ_લાંબા થતા નથી? કોણ કહેછ કે ખરી ગયેલા વાળ પાછા આવતા નથી? કોણ કહેછ કે ખરબચડા વાળો નરમ રેશમ જેવા થતા નથી?

એ બધુ બોલવું સદતર હંબગ છે

# મધરાસ હેર ઑઇલ.

એ બધા વાધાઓનો ખોટા પુરવાર કરે છે. એ વિખ્યાત તેલ બાલને રેશમ જેવા નરમ, સુવાળા ને ચલકતા કરે છે તેનો કાળાસ ટકાવી રાખે છે, માથાને ઠડક આપે છે. મગજને આરામ તેમજ શકિત બક્ષે છે. શીશી એકના આના બાર

**સોલ એજન્ટ:—સોહરાબજી ડી. પટેલ,**

પ્રોવીઝન એન્ડ પેટન્ટ મેડીસીન મરચન્ટ,

પારસી બજાર, કોટ, મુંબઈ.

---

## ધ્યાન રાખજો આ તમારા લાભ માટે છે!

કારણ કે

આ વખતમા બજારમાં ભાવના ઠેકાના નથા પણ અમે એકજ કીફાયત ભાવ રાખેલો છે માટે જો તમુને દરેક ચીજ જેવીકે દરેક કંપનીની પેટન્ટ મેડસીન,




પ્રોવીઝન, પરફ્યુમરી વીગેરે વીગેરે જોઇતી હોય તો નીચલા ઠેકાણે આવી ખાત્રી કરો.

બહારગામના ઓરડરપર પુરતુ ધ્યાન આપવામાં આવશે.

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ ગુના કાવસશાહ ધરાની.

## પ્રકરણ ૨૯ મું.

### સંસારમાં સડો.

બે માસ પાછા પાણીનાં રેલાની માફક વહી ગયા અને જેહાંગીર નવો બંગલો તઈયાર થયલો હોવાથી ખોરશેદને મુંબઈ લઈ જવા આતુર બન્યા હતા.

"ઓ પપા ડીયર ! જેહાંગીરને થોડો વખત હજુર હયાં રેહેવા માટે કાલાવાલા કરો ! મને એટલું જલદી તમારાથી છુટાં પડવા ગમતું નથી" જલદીજ બધાંઓથી છુટાં પડવાના વિચારથી તે છોકરી બીહી જતી હતી. અને તેણી ત્યારે પોતાનાં વ્હાલા પપાનાં ગલાં આસપાસ હાથ વીંટાતી, થોડો વખત જેહાંગીર પાસે માંગી લેવા કાલાવાલા કરતી હતી, "ફકત થોડોજ વધુ વખત પપા, જેહાંગીર તમારૂં કહ્યું જરૂર કરશે."

અને એમ થોડા દિવસ રહેવા ઉતરી પડેલાં તે જોડાંએ દાદાભાઈની ઓહોંમથી ત્યાં બે માસ વધતા ગણડાવી નાખ્યા

દીકરી અને જમાઈના માનમાં દાદી દુબાશે પોતાને ત્યાં થોડાંક મેહેમાનો બોલાવ્યાં હતાં જેઓમાં એક ઘણીજ ખુબસુરત પૈસાવાળી વિધવા તેહેમીના વકીલ ઘણીજ જુવાન ઉમ્મરમા એક બુઢા લક્ષાધીપતી શેઠયાને પરણી થોડાજ વખતમાં ધણીને ખોહી તેનાં લખ્ખોની એકલી હકદાર ધણીયાણી થઈ હતી. તેણી એક જબરી નખરાંબાજ ઓરત હતી. પોતાની ખુબસુરતીથી આંખનાં એકજ પલકારામાં તેણી ભલા ભલાઓને પોતાની મરજી મુજબ ચલાવતી હતી. તેણીનાં નખરાથી અને પૈસાથી અંજાઈને ઘણા ખાન્દાની ભુખરી બારગો તેણી સાથે પરણવાનાં ફાંફાં મારતા હતા પણ આય નખરાબાજ બૈરીને લગનની ઝુમરી પસંદ નહી હોવાથી હજુરણી તેણી એકલીજ જીંદગી ગુજારતી હતી.

આવી એક ડેનજરસ બૈરીને પોતાના કુટુંબમાં મેહેમાન બોલાવવા માટે દીનબાઈ કુઈનો જીવ અંદરથી ઘણોજ કચવાતો હતો પણ તેવણુ પોતાના ભાઈની મરજી

સામે થઇ શકયાં હતાં નહી. જેહાંગીરને તેણીની પાછલ ઓળા માફક ભમતા જોઈને દીનબાઈ તેહેમીનાં વકીલ પર ઘણુજ ખફા હતાં પણ તેની તે વિધવાને ભલ પરવાહ હતી!

ગરીબ બાપડી ખોરશેદ! તેણીની નીરદોશ આંખો સામે ચાલતી ઠગઈ તેણી જોઇ કે સમજી શકતી હતી નહી! આય બૈરીનાં નખરાંથી અંજઇને જે રીતનું ધ્યાન જેહાંગીર તેણીપર આપતા હતા તે માટે એડીનુ લોહી ઉકલી આવતું છતાં તે હમેશનો શાંત જવાન ખોરશેદ ખાતર, તેને કંઇબી રીતની શીક્ષા કરી શકતો નહિ.

તે એક ખુશનુમા રળીયામણી સહવાર હતી. જયારે જેહાંગીર ખોરશેદ, એદી અને તેહેમીના વકીલ આજની સહવાર કેવી રીતે ગુજારવાની ખુશ ગુફતેગોમાં રોકાયલાં હતાં.

તેહેમીના વકીલે, કંઇભી મીસચીફ કરવાની આય એકજ તક જવા દીધી નહિ.

"જેહાંગીર આજે તો તમો મને તમારી નવી ડોગકોર્ટમાં ફરવા લઇ જવાના હતા!" ખોરશેદનો ઉપલો સવાલ સમજી તેહેમીનાંએ એક અર્થ સુચક નજર જેહાંગીરપર ફેંકી.

જેહાંગીર ખોરશેદને કંઈબી જવાબ આપ્યા વિનાં ચુપ બેઠા. ઈંગ્રેજી કહેવત છે કે Lookers-on see most of the game અને તેમજ તેહેમીનાં વકીલે જેહાંગીરને આપેલો એક આંખનો પલકારો એડી બરાબર જોઈ શકયો. ખોરશેદે થોડું થોભી ફરી પાછો તેજ સવાલ જેહાગીરને કીધો, અને હવેજ તેવણે જવાબ કર્યો.

"નહિ ખોરશેદ, કોઇ બીજાનેજ માહરી સાથે તે નવી કાર્ટમાં ફરવા લઈ જવાનો આજે માહરો વિચાર છે, માટે મને માફ કરજે. એક વરને હુમેશાં પોતાની મોહોરદાર સાથેજ જયાં હોય ત્યાં ઘસડાવાનો મને જબરો કટાલો છે."

એક અમીરથી તે એક ગરીબ ખેડુત વટીકને તે જવાબ શરમાવનારો હતો.

ખોરશેદ આવા ઉઘાડાં અપમાનથી એક પલ ખેજાલતને મારે લાલ બની અને પછી બીજીજ પલે તમામ ફીકકી થઇ ગઈ. એડીએ જેમ તેમ પોતાના ગુસ્સાપર કાબુ મેલબ્યો

કંઈબી સામો જવાબ આપી આય નાચીઝ ઓરત સામે પોતાનું પત ખોહોવા, ખોરશેદને ગમ્યું નહિ અને તેણી ચુપજ રહી.

બે પળ વધુ અને જેહાંગીર હસ્તા હસ્તા તેહેમીના વકીલ નજદીક ગીયા.

"તમુને ફરવા લઈ જવાનું મને માન આપશો, બાનુ!" તેવણે પુછયું.

"એમ તે કંઇ હોય! તમારાં બૈરીની મરજી મને પહેલી પુછવી જોઇએ" એ ધીમુ ઢોંગી હસ્યુ હસી તેણીએ ખોરશેદ ગમ જોયું.

"મોટી ખુશી સાથે તમે જાયો!" જાણે જેહાંગીરના અપમાનની તેણીને એક તલભારબી પરવાહ નહિ હોય તેવી ઢબે હસીને ખોરશેદે જવાબ દીધો. અને હાલ

તુરત તો મીસચીફ પુરેપુરી થયલી જોઇ, તેહમીનાં વકીલ જેહાંગીરની બાજુપર હાથ તેકવી બાહાર પડયાં.

ખોરશેદ, એક લપેરો ખાઈ બાજુની ખુરસીપર ઠપકઇ પડી. આય ખુલ્લાં, અપમાનથી તેણીનું આખું બદન ધ્રુજતું હતું. ખરી પડતાં આંસુઓ ઢાંકવા તેણીએ પોતાનો ચેહેરો બધે હાથોમાં ઢાંકી દીધો.

આય વ્હાલી છોકરીનું વેર વાલવા એડી આય પળે પોતાની જીંદગી આપવા તૈયાર હતો. તેણીને અપમાન કરનાર તરફ ગુસ્સાથી તેને પોતાનાં દાંતે દાંત કચકચાવી મેલ્યા.

"ખોરશેદ, એવી રીતે અફસોસ કરવામાં શું ફાયદો છે?" તે તેણીની નજદીક ગયો અને તેણીનાં હાથોમાં નમી પડેલા શેનકદાર માથાંપર તેને પ્યારથી હાથ ફેરવ્યો.

"ખોરશેદ," ખોરશેદને દચકાં ખાતી જોઈ તેને પાછું સમજાવ્યું "આખી દુન્યા જાણેચ કે તેહેમીનાં વકીલ એક ફ્લર્ટ છે અને ત્યારે એવી એકને માટે કંઈ વિચાર કરવોબી ફોકકટ છે, તમે એ નોનસન્સ ભુલી જાવો, ખોરશેદ."

"હું ભુલી જાવું, એડી!" તેણીએ પોતાનાં બધે હાથો ફીકકા ચેહેરાપરથી ખીસાડી મેલ્યા "તાહરી અને તેણી સામે તેણે મને પડતી મુકી ને તેણી જેવી એક ફ્લર્ટ સાથ જવામાં તેને માન સમજ્યું તેને તું નોનસન્સ કેહેચ?" તેણીનાં અવાજ વટીકમાં નીરાસી સમજાતી હતી

એડીની ઘણી ઘણી સમજાવત પછી ખોરશેદ ઠંડી પડી. જેહાંગીર તરફની પોતાની ગુસ્સાબરી લાગણી તેને ખોરશેદને મુદલબી જાણવા દીધી નહિ. આહા! તે બાહાદુર જવાને જેહાંગીર સાથ બનતાં સુધી શાંતીથીજ વર્તવાની શીખામણ આપી તેને તેણીને ઓરડામાં મોકલી દીધી.

દીનબાઈની ઘણી ઘણી સમજાવત છતાં ખોરશેદ આખો દિવસ પોતાનાં ઓરડામાંજ ભરઇ રહી. આજે સહવારે તેણીને થયલાં અપમાને બહુજ દુઃખી બનાવી હતી. સાહાંજે, જીવને ઠીક નથીનું બાહાનું કહાડી તેણી ફરવા જવાબી નીચે ઉતરી નહિ.

અને ત્યારે તેહમીના વકીલની છુપી રમુજ વચ્ચે, જમવાની અગઉ ફરી આવ્યા પછી જેહાંગીર ગુસ્સાથી ભવાંપર ચઢી ગયલા ચીલ્લા સાથે માલપર ખોરશેદનાં ઓરડામાં જઈ ઉભા.

"આવી રીતનાં ઢોંગ ધતુરા કરવાનો મીનીંગ શું?" તેમણે ઓરડામાં દાખલ થતાંની સાથેજ ગગડાત કીધો.

"શાંનો મીનીંગ?" તેવણનાં ઉશકેરાયલાં ચેહેરાપર એક નજર નાખતાં ખોરશેદે પુછ્યું.

"આવી રીતે આખો દિવસ ઓરડામાં ભરઇ બેસી માહરો ફેસ્તો કરાવા માટે તમારે શરમાવું જોઇએ ખોરશેદ!"

"એટલે?" તેણીએ પુછયું

"એટલે એમ કે હું તાહરી ચાલથી ઘણોજ ગુસ્સે છેવું. આજે સાડાંજે ત્રણ ત્રણ વખત તુને મેં ફરવા લઈ જવા બોલાવી તો તું આવી નહિ એ શું કેહેવાય?"

"માહરૂં માથું દુખ્યું ને હું નીચે નહિ ઉતરી તેમાં થઈ શુ ગયું?" તેણીએ નેણ જમાવી પુછયું

"નહિ એવી નાતાબેદારી હવેથી માહરી આગલ ચાલવાની નથી. મને ખુશી રાખવાની તમારી ફરજ છે તમે શું કરવા ઘેરમા ગંધઇ રહયાં તે હુ બધું સમજુંચ! તમે તેહેમીનાં વકીલના અદેખા બન્યા ખોરશેદબાઇ!"

ખોરશેદનાં મુખમાંથી કડવાસનું એક હસ્તું નીકળી પડયું "તેહમીના વકીલની હું અદેખી બની! તેવું કદી હતુજ નહિ."

"નહિ, હું તાહરો બચાવ માનતો નથી. ઘેરમાં ગંધઈ રહીને તેં બધાને તે દેખાડી આપ્યુ. હુ જ્યારે તેહેમીનાને માહરી સાથે ફરવા લઇ ગયો ત્યારે ઘણાકને મશકેરીની ઢપે હસીને ગુસ ગુસ કરતાં જોયાં. આય છેલ્લીજ વખત હુ તુંને કેહુંચ ખોરશેદ કે એવી તાહરી અદેખી રીતભાતથી મને બહુજ ખોટું લાગેચ. ખોરશેદ, માટે બીજી વખત ખુબ સભાલીને વર્તજે."

"હું માહરી જીંદગીમા તમારી પર એકબી વખત અદેખી બની નથી" તેણીએ તુચ્છકાર કીધો અને તે ખરૂજ હતુ. પ્યાર હોય તો દીલમાં અદેખઈ ઉત્પન્ન થાય કેની! તેણી તો તેના પૈસા ખાતર પરણી હતી તેને નહિ "તમારી ચાલપર લોક હસ્યું તો તેમાં માહરો શું વાંક? મેં તો સહવારે તમારી સાથે ફરવા જવા માગ્યું ને તમે મને પેલી ફ્લર્ટની આગળ તુચ્છકારી કહાડી."

"એટલે?" તેવણ ફરી પાછા ગુસ્સાથી લાલ લાલ થઈ ગયા "શું હું કોઈનેબી માહરી સાથે ફરવા લઈ જવું તેની અગાઉ તાહરી મરજી પુછવા આવુ એમ?"

"હું કંઈ તેમ કહેતીજ નથી" મગરૂબીથી તેણીનું સર ફરી ગયું, "ગમે તો તમે એવી બીજી સત્તર તેહેમીના વકીલો સાથે ફરો હરો તેની મને શું દરકાર? હુ તો ફકત તમારી પાસે એટલુજ માગી લેવુચ કે બીજી વખત તમે એટલા બધા રૂડ જાહેરમાં માહરી સાથે થતા ના. અલબત, જેબી કઈ તમુને કેહેવું હોય તે હું એકલી હોવું ત્યારે કેહેજો"

"તે તો જેવી માહરી મરજી ને વખત." અને તેવણ એટલુ બોલતાંજ રોહોંસાભેર તેણીનો ઓરડો છોડી ગીયા.

હવે ખોરશેદ બિચારી શું કરે? આવી રીતના કઢંગા સ્વભાવના માટીડાની સાથે તેણી કેવી રીતે રહી શકે? તેની દરેક મરજીને તાબે થવા સિવાય છુટકોજ કયાં હતો?

ઓ ખુદા ! તેણી કે જેનાં એક શબ્દ પર ભલા ભલાઓ પોતાનું સર ઝુકાવના હતા. તેણી તરફની એકજ મીઠી નેજર કે હસવા માટે તરસના-હતા, તે આવું અપમાન કેવી રીતે સાખી શકે ?

જેમ તેમ તેણી પોતાની લાગણીઓ પર કાબુ મેળવી લઈ આખે દિવસે નીચે જમવા ઉતરવા તૈયાર થવા પડી.

“કંઈ નહિ, હું જમવા તો નીચે જરૂર ઉતરશ. માહરાં એડી !” અને એડીને માટે તેણીએ એક ઉંડો નીસાસો ખેચ્યો “માહરા એડીને જોયાથી ને તેની ડહાપણ ભરી વાત સમજ્યાથી તો મને સુખ મલશે !” અને તેણી ઘણીજ તજુબતાથી તઇયાર થઇ નીચે ગઇ.

———.o———

## પ્રકરણ ૩૦ મું.

### એક તક!

ભલા એડીએ મહા મુશ્કેલીએ સમજાવીને ખોરશેદના દીલમાં ઉશકેરી મુકેલી ભલી લાગણીઓભી જેહાંગીરની દિવસે દિવસની વધતી જતી દયાહીણ રીતભાતથી નાશ પામતી ગઈ.

તે સુંદર નીરદોશ છોકરીના ભવિષ્ય માટે હવે તે જવાન ખરે મને બીહીવા અને ઠમકમવા લાગ્યો.

હજુરણી, કઇબી કરીને વ્હાલી ખોરશેદને સમજાવીને તેઓનો બીગડેલો સંસાર રાહા ઉપર લાવવાનો તેણે મનથી મક્કમ કસદ કીધો. દર દિવસે છુપી ગમીથી લેવાતી જતી તે સુંદર છોકરી માટે તેનું જીગર બળી જળી જતું હતુ, અને ત્યારે એક છેલ્લીજ વાર, ખોરશેદને જેહાંગીર સાથ વધતો બગાડ નહિ કરવા માટે સમજાવવાની તેણે એક છેલ્લીજ તક લીધી.

રાતી સાંહાંજનું અજકલું શરૂ થઇ ચુકયું હતું. પણ, આખો દીવસ ઉંધી મુંડીએ લખીને બે કલાક ઉપર થઇ પરવાર્યા છતા એડી, આજે એક પાચ મીનીટની બાગમાં લટાર લેવા ઉતર્યો ન હતો.

ખોરશેદ શિવાય તેને બધાં પરોણાઓને એક એક પછી મોટર, ગાડીએ ફરવા જતાં જોયાં હતાં. જ્યારે ખોરશેદને એકાંતમાં મળી તેણીને સમજાવવાની આય છેલ્લીજ તક તેને જવા દીધી નહી

ઘણીજ નરમ પગલે તે બારી આગળથી ઉભેલો હવે પ્યાનો વગાડતી ખોરશેદ નજદીક જઇ ઉભો. તે રીઢા આંખોમાં આંસુઓનો ચળકાત તેને ખુલ્લો જણાયો.

તે વ્હાલા જવાન સામે રડતી પકડાઈ જવા માટે તેણી એક પળ ચેહેરામાં તમામ લાલ બની ગઈ. તેની તરફ કંઈક ફીકકું હસતાં તેણીએ પોતાનો મુખડો આંસુએ છુપાવવા એડી તરફથી ફેરવી નાખ્યો અને તુરત વગાડતાં અટકી પડી.

એડી તેણીની લગોલગ જઈ ઉભો.

"ખોરશેદ" તેણે ઘણાજ ગંભીર અવાજે બોલવાનું શુરૂ કીધું, "ખોરશેદ, જો તમે દુન્યાને તમારા બાહારનાં ખુશાલ દેખાવથી છેતરવા માંગતા હોવો તો મનેબી શું કરવા તેઓની સાથે છેતરવાની કોશેશ કરોચ? તમારાં આંસુઓ તમે બીજી આંખ્યોથી છુપાવી શકો પણ, માહરી આંખ્યો તે જોવાને સદા ખુલ્લી છે."

તેણી નમાવેલી ડોકે અને નીચી નજરે ચુપ બેસી રહી.

"ખોરશેદ." તેણે થોડુ થોભી ફરી પાછુ બોલવાનું શુરૂ કીધું. "તમે બાહારથી હસોચ બોલોચ, ગાવોચ વગાડોચ, અને બીજાંઓને છેતરી શકોચ, પણ હું, હું કે જે તમને પુરેપુરા ઓળખુચ, તે કેવી રીતે એ તમારા બાહારના ઢોંગી દેખાવથી છેતરાઉં? હું જાણુચ કે તમે અંદરથી ઘણાજ દુઃખી છેઓ."

"એ દુ:ખ મેં માહરે માથે પોતાને હાથે ખેંચી લીધુંચ, એડી." નાશીપાશીથી દબાઈ જતા ધીમા અવાજે તેણીએ જવાબ કર્યો. "એ બધી મને માહરા લોભની શીક્ષા છે"

"આજે કેટલેક વખત થયો માહરા દીલમાં રમી રહેલું મને કેહેવાની તમારી રજા છે, ખોરશેદ!" તેણે પુછ્યું.

"એડી, તમે એમ પુછીજ કેમ શકોચ?" તેણીએ તેણી તરફ ઉંચે જોયું, "તમે કંઈ બી કેહેવો ને તે નમજવા હુ ખુશીથી તૈયાર છેવું." અને એક લાંબો દમ તેણીએ ખેંચ્યો.

"તમુને હું દુઃખી જોઈ શકતો નથી." આગલું બોલતાં તેના અવાજ વટીકમાં દુઃખ સમજાતુ હતું; "અને તેથીજ તમારી સાથે વાત કરવા હું તલપી રહયોચ. ખોરશેદ, તમારા ધણી સાથ વધતો બગાડ થતો અટકાવાનો શું કઈબી ઉપાય નથી? ને ત્યારે એક ઉપાય જે માહરા ધ્યાનમાં છે તે કેહેવાની મને રજા આપો!"

ઓ! તે કાકલુદી ભર્યો મીઠડો અવાજ સમજતાં તેણીનાં દીલમા શુંબી ઉભરા ઉશાતા હતા તે તે કયાથીજ સમજી શકે? એક ધીમી, હાય સાથ, તેણીનું રોનકદાર માથું તેણીનાં બંધે હાથોમાં નગી પડયુ.

"તમુને જેબી ઉપાય સુચવવો હોય તે બેલાશક સુચવો."

"હું તે સુચવી શકુચ," તેણે નરમ અવાજે પાછું શુરૂ કર્યું, "પણ તે પ્રમાણે વર્તવાનું તમારા હાથમાં છે. ધણી ધણીયાણી વચ્ચે માથું મારવાનો મને જરાકબી હક નથી, ખોરશેદ બાનુ, પણ, પણ, તમારા સુખમાં મને પોતાને એટલું સુખ છે કે–કે, જેબી માહરા દીલમાં છે તે બોલવા માટે હુ માહરાં દીલને થોભાવી શકતો નથી. માફ કરજો ખોરશેદ, પણ હું જાણુચ કે નરમાસથી ઘણા કઠણ અને ઘાટકી દીલોબી છુતાયલાં છે. ઓ! માહરૂ માનો ખોરશેદ, ને તમે તમારા ધણી આગળ

જઇને બધી ગઇ ગુજરીની માફી માંગો; ને તેને નરમાસ અને પ્યારથી જીતી તેની સાથ સંપથી નવી જીંદગી શુરૂ કરો. તેવણુની દરેક મરજીને તાબે થવાનું તમે તેવણુને વચન આપી ખુશી કરો."

અરેરે! તેણીનાં પોતાનાંજ સુખની કાલજી કરનારા આય બાહાદુર જવાનની માંગણી તેણી કેવી રીતે ના પાડી શકે! નીરાશીથા તેણીએ પોતાનું માથું નકારમાં ધુણાવ્યું.

"એ બધું તેની આગલ ફોકકત જશે એડી. સુરજ ને બરફ, પાણી ને આતશ કદી સાથે સંપથી મલી શકે પણ માહરા અને તેવણનાં વિચારો કદીબી એક મલતા થઈ શકશે નહિ."

"તમે કોશેશ તો કરો!" તેણીને પીગલતી જોઈ તેણે ફરી પાછું કાલાવાલાની હપે માંગી લીધું, "કોશેશ કરો ને જો કદી તમે તેમા નાસીપાસ થાવો તો તમે તમારૂં બનતું કીધુંચ નાં બિચારેબી સંતોષ લઇ શકશો."

"જવાબમાં તે મને અપમાન લાગે તેવુંજ બોલશે તો!" તેણીએ ફરી પાછી આનાકાનીથી વાંધો લીધો.

"નેવર માંઈન્ડ, જોવો ખોરશેદ, તમે કેટલાં જુવાન છેઓ. તમારી નજર સામે બધી આખી લાંબી જીંદગી પડેલી છે, ને તે આખી જીંદગી તો તમે સુખી દેખાવાનાં ખાલી ઢોંગ કરવામાં તો પસાર કરી શકશોજ નહિ. તમુને ધરખમ સુખ મલવું જોઇએ ને તે એકમેકના સંપ વગર મલી શકેજ નહિ."

"ને જો મને તેવી કોશેશમાંબી નાસીપાસીજ મલી તો!"

"તો ખુદા. તમુને એવું દુઃખ ખમવાની શકતી બક્ષશે! પણ તમે કોશેશ તો જરૂર કરો."

"હું તમારૂં કહયું કરંશ. એડી" તેણીએ બે પળ વિચાર કરી લઈ જવાબ કર્યો "જો કે ઘણી વખત આય આગમજ હું દોસ્તીની આર્જુ કરતી તેવણ આગળ ગયલી અપમાનભર્યા શબ્દો સમજીનેજ પાછી ફરીચ અને મને ખાત્રી છે કે તે આય વખતબી માહરા બોલને ધિકકારી તો કહાડશેજ. પણ એડી, તમારૂં કહયું હું જરૂર કરશ." અને ગરીબ તે છોકરી! તેણે કંઇબી કરીને તે કડણ હયાના કઢંગા સ્વભાવના ધણી સાથે વધતો બગાડ નહિ કરી તેની સાથે મળી જવાનો પકકો ઠરાવ કીધો.

અરેરે! પ્યાર જેવી પવિત્ર લાગણી તો તેઓ બંને વચ્ચે-હતીજ નહિ. પણ ફકકત તેઓ હવે પછીની જીંદગીમાં સંપથીજ રહી શકે તો ખોરશેદને મનથી ઘણું હતું.

તેને, એટલે જેહાંગીરને, ખુશ મીઆજમાં જોવાની તેણી તે પછી તક શોધતી રહી. કોઈ બીજી વખત તેવણ સાહેબનો મીઆજ બરખેલાફ હોય ત્યારે તેવણુની નજદીક જઇ દોસ્તી કરવાનાં ભલા વિચારો જણાવવા તેણી ડરતી હતી.

ને ત્યારે તેવી એક તકતી તેણીને જલ્દીજ મલી ગઈ.

એક સહવારે નાસ્તા પછી ખોરશેદનાંજ ઓરડામાં તેણીને કંઇ અગત્યના હુકમો આપવા, તેણીની ઓરડામાં આવવાની રાહા જોતો એક બારી નજદીક ઉભો હતો. કોટનાં ગજવામાં બે હાથો ખોસી, એક બારીએ લટકાવેલાં નાનકડાં રૂપેરી તારના પીંજરમાં ગેલથી ઉડ ઉડ કરતાં ખોરશેદનાં માનીતાં ચકલીઓને વ્હીસલ મારી રમાડતાં, તેવણને જોતાંજ ખોરશેદનાં જીગરમાં તે વાત છેડવાની ઉલટ પેદા થઇ.

ઘણુંજ હલકે કદમે તેણી તેવણ નજદીક ગઈ અને તેવણનાં ખભાંપર પોતાનો નરમ શેપદાર હાથ મેલ્યો.

"મને તમે બોલાવી, જેહાંગીર." તેણીએ નરમાસથી શુરૂઆત કીધી.

"હા ખતી, મને તાહરી સાથ આપણા નવા તૈયાર થયલા બંગલા બાબત વાત કરવીચ." અને તેવીજ અને બીજી કેટલીક જુદી જુદી બાબતો ઉપર અર્ધોએક કલાક તે માટી ધૈયરે ગુજ ગુજ કીધી.

અત્રે આવ્યા પછી આ પહેલીજ વખત તેને આમ પોતાની મરજી રાખતો જોઈ ખોરશેદનાં જીગરમાં આશાના ઝાંખાં કીરણો પ્રકાશી નીકલ્યાં.

"શું કામ તેણી આવી સરસ ટક જવા દે! નહિ, આજેજ, હમણાજ તેની સાથે કંઈબી લટકો ફટકો કરી નાખવાના મક્કમ ઠરાવપર તેણી આવી.

"જેહાંગીર વ્હાલા." અતિ ઘણી નરમાસ અને કાલાવાલા કરતી હમે તેણી તેની નજદીક એક ખુરસી તાંણી બેઠી. "હું તમારી સાથે હમણાં કંઇ વાત કરવા માંગુંચ તે તમે સમજશો!"

"તુને જેબી ગમે તે બોલ, દીકરા." દેખાઇતુંજ હતું કે આજે તે શેઠયો ખુબ લાહાતમાં હતો.

"માહરા પપાને, ને પુઈજીને છોડી જતાં મને ઘણુંજ ફીલ થાયચ જેહાંગીર." તેણી બોલી શકી, "હું તમારી સાથે પરણીને પહેલી માહરૂં મહીરૂં છોડી ગઈ ત્યારે મને જેટલું ફીલ થયું તેથીબી વધારે મને હમણાં થાયચ."

"આપરાથી હવે વધારે વખત રેહેવાય નહિ ખોરશેદ" તેવણેબી તેમજ નરમાશથી જવાબ કર્યો. "આપરે અહિયા એટલો લાંબો વખત થયો તાહરા પપાનાં ઘેરમાં ધાઈ પડેલાં છેયે, ખોરશેદ, કે તેનો વિચાર કરતાંબી મને તો હવે શરમ લાગેચ. હમણાં તો આપુને જવુંજ જોઇએ પછી બીજી વખત જોઇ લઇસું પતી."

"તે તો હુંબી સમજુચ, જેહાંગીર" તેણીએ ધીમો જવાબ કર્યો પણ કંઇ ઝુબી દેહેસ્તથી તેવણની ગરદન આસપાસ વીટલાયલા તેણીનાં સફેદ હાથો ધ્રુજ્યા અને તે સફેદ ચેહેરો વધતો ફીકકો થયો.

"આપરે આટલા વખતમાં સુખથી નથી રહયાં, જેહાંગીર રોજ ને રોજ કંઇ કંઇ કજ્યો કંકાશ આપરી વચ્ચે થયાજ કરેચ." જેમ તેમ બીહીતાં ધ્રુજતાં તે બાપડીએ શુરૂઆત કીધી.

"હા," તેવણ હસ્યા "ખરૂજ છે, ખતી; આપરે સંપ ને શાંતી તો પરણ્યા પછી તો જાણે જાણીજ નથી."

ઓ! કેવો તે રાહા ઉપર આવતો હતો! તેણીએ મનથી ખુશી થઈ વમાસ્યું.

"તે બધું વીમરી જઈને મને નવી સંપીલી જીંદગી શુરૂ કરવા કેવું ગમેચ, જેહાંગીર! જો તમે મને મદદ કરો તો તમુને ખુશી ને સુખી કરવાની હું કેવી કોશેશ કરૂં!"

"તું કંઈ આજે 'રીવાઈવલ મીટીંગ'માં તો નથી જઈ આવીને, ખોરશેદ!" કંઈ તુચ્છકારનું હસ્તાં તેવણે પોતાની ગરદન આસપાસ વીંટલાયલા તે બે નાજુક હાથો અછાતી મેલ્યા.

આવા ખુલ્લા તુચ્છકારથી એક પળ ગુસ્સાથી ખોરશેદનો મુખડો લાલ લાલ બની ગયો પણ નીકળી પડતા ગુસ્સાબાજ શબ્દો અટકાવવા તેણીએ પોતાના હોઠો મજબુત પીસ્યા.

"નહિ તેમ નથી, જેહાગીર," કઈ મુશ્કેલીથી પોતાના અવાજપર કાબુ મેળવતાં તેણી બોલી "તેમ તો નથી જરાક તો આપરે શાતી ને સપથી રહી શકયે તો અરે! આપરે કેવાં સુખી થઇ શકયે! જો જેહાગીર વ્હાલા, માહરી સાથે હવે પછી ગુસ્સા અને ધિકકારથી નહિ વર્તવાનું તમે મને પ્રોમીસ નહિ થઈ શકો?"

"એવું કંઇ ઘેલું ગાંડુ પ્રોમીસ હું તુને આપવાનો નથી, ખોરશેદ" તેવણ ગુસ્સે થયા. "દરેક માણસને પોતાની મોહોરદારનો વાક પડતાં ગમે તેમ ધમકાવવાનો હક છે ને તે હક હુ આપી દઈ શકતો નથી"

ઓ! હજુરથી તે બાપડીએ શાત રેહેવાની મજબુત કોશેશ કીધી ગુસ્સાથી ઉછલતા જીવ પર તેણી જેમ તેમ કાબુ મેલવી શીકકુ હગી.

"અલબત જાંણુ, માહરો વાંક પડતાં તમે મને ધમકાવજો, માહરી પર ગુસ્સે થજો પણ બીજી વખત તો તમે જરા માહરી સાથે વધતા હેતવંતા, વધતા માયાલું થઇ શકશો કેની!"

"જો રે! ખતી! હું તુને સાફ કેહુંચ." તેવણે હવે હદ વિનાના ગુસ્સાથી પોતાનું માથું ફફડાવી મેલ્યું "એ તાહરા મગજના ફાંતાને હું કંઇ તાબે થવશ નહિ, એ તાહરી માંગણીનાં દેહાણમાં મને તો કંઇબી ભેદ, કંઇબી ભરમ માલમ પડેચ."

"નહી!" તે બાપડીએ જવાબ કર્યો "નહી, તમે એવું ધારવામાં ભુલ કરોચ. આપરૂં ભવિષ્ય સુખમાં જાય તે જોવા હું આતુર છેવું, આપણે લગનનાં મજબુત ગાંઠથી જન્મ ચેરનાં બંધાયલા છઇયે. એક લાંબી જીંદગી આપણી સામે પડેલી છે તો તે હવે પંઝીથી સાથે સંપથી ગુજરવાની માહરી ખાહેસ છે. બીજું કઇજ નહી"

"એટલે!" તેવણનાં ભવનો ચીલ્લો ચઢી ગયો. "તે હું શું તાહરી સાથે હમણાં સુધી સારી રીતે ચાલ્યો નથી? મે શું તુને દરેક વાતમાં સુખ આપ્યું નથી!"

અરેરે! જેહાંગીરજી શેઠ! આંક દિવસની વાતે ઉપરજ એક નખરાંબાજ ઓરતના નખરાંથી અંજઈ જે રીતનું અપમાન તમે તમારી બાઈરીને કીધું હતું તે કેમ ભુલી જાવોય? રોજ અને રોજ શું કંઇ છીતાં છબતરાં શોધી આંય નાની મોહોરદારને પોતાનાં ધાકથી ઠઠરાવી મેલતાં તમુને જરાકબી દયા આવેચ કે?

તે ગરીબ બાળા ચુપજ બેસી રહી આય ભેજાં ફાટેલ માટીડાને તેણી કેવી રીતે પુરી પડે?

"તમુને જાણવું જોઈએ, ખોરશેદ બાનું." તેવણ હવે ગુસ્સાથી હાંફતા પોતાની ખુરસીપરથી ઉઠી ઉભા થયા, "કે મેં જેટલી તમારી સાથે ભલાઇ કીધીચ. તેટલી કોઈબી બીજો ધણી કરી શકતે નહી. મેં તમુને કંઈ બાબદમા નારાજ કીધાચ! તમારી મરજી રાખવા હું માહરાં માયને છોડી આયો. તમારા ફાંટાને ખાતર મેં માહરો આવો ઉત્તમ કાસ્ટલ છોડયો. તમુને ખુશી કરવા હુ તમારા બાવાને ઘેર તમુને એકે બોલે માહરૂ કામકાજ છોડીને બી લઇ આયો ને અહીંયાં તમારીજ મરજીથી લાંબો વખત તોડી પાડયો તમારાજ સુખને ખાતર મેં માહાલક્ષ્મીનો માહરો બંગલો નવેસરથી સાફસુફ કરાવી તમારા ટેસ્ટ મુજબજ ફરનીસ્ડ કરાવ્યો. હીરા મોતી, વાડી ગાડી, દરેક ચીજ તો તમારા એકે બોલે હાજર થાયચ તો હવે બોલશો, ખોરશેદબઇ કે હવે તે બીજી કઇ રીતે હું તમારી તરફ માયાળુ થઇ શકું!"

ઓ ખુદા! તે જે બી બોલતો હતો તે ખરૂં હતું! મગર, સાચો પ્યાર. એ એકજ ભારી ખોટ આગળ તે તમામ સુખ બેહીસાબ હતું તે તે મુર્ખ કયાંથીજ સમજી શકે?

"હીરા, મોતી, વાડી, ગાડી એ બધાંથી જીંદગી થોડાજ વખતમાં ધરઇ જાયચ. જેહાંગીર. સંપ અને શાંતી વગરની એ બધી એશઆરામ શું કામની, જેહાંગીર! ઓ! તમે બસ માહરી સાથ માયાથી વર્તો! ને હું તમારી પાસ બીજું કંઈજ માગશ નહિ? ખુદા ખાતર, તમે માહરી તરફ એટલા ધિક્કારથી ના જોવો!" હજુરબી આ દયાહીણ ધણી પાસે કાકલુદીથી માંગી લીધું.

"સચ અતર નોનસન્સ! સચ રબીશ!" તેવણ બબાલ્યા. "એવું રોમેન્ટીક નોનસન્સ કોણ તાહરા ભેજામાં ભરેચ! તેં જેબી કઈ માંગ્યુંચ તે મેં બધું તુને આપ્યુંચ ને હવે એહેરબાની કરી કેહેશો કે બીજું વધારે તુંને શું જોઈએચ?"

અતિ ઘણી કાકલુદીથી તેણીએ પોતાની સીહા ચશમો તેની સામે ઉંચકી.

"મને માયા જોઈએચ! ઓ જેહાંગીર, હું તમુને સાચ્ચુંજ કેહુંચ કે મને તમારી તરફથી દયાળુ મીઠા શબ્દો જોઇએચ! બીજું કંઇજ નહિ!"

અરેરે! અભાગ્યો તે! કેવાં ઘાટકીપણે તે આ ગુલાબનાં સુંદર ફુલને કચડી નાંખતો હતો! "ઓ જેહાંગીર, બસ તમે મને એટલુંજ કેહો કે તમે ગઇ ગુજરી માટે દલગીર છેઓ ને હવે પછી તમે માહરી સાથે ધીરજ અને સંપથી રેહેશો!"

"એટલુજ તમુને જોઇએચની, બાઈ સાહેબ!" તેવણે ઘાટકીપણે ઠકો કીધા "વેલ ત્યારે સમજી લેવો તે તમુને નહિ મલશે કોઈગી ઓરતનો ગુલામ થવાનો મને મોટો ધિક્કાર છે ને માહરી મોહરદારે માહરીજ મરજી પ્રમાણે વર્તવું જોઈએ, નહિ કે તેણીની પોતાની!"

"બસ! તમે બોલી રહયા!' અને તેણી હવે દુખથી આજેજ થયલી પોતાની ખુરસીપરથી ઉઠી ઉભી થઇ

"હા હુ કઇ તાહરી સાથ લયલા મજનુનનાં ખેલ કરવા નથી પરણ્યો ને તેમ તે આશા રાખી હોય તો તુ ઠગઇચ તુ માહરી સાથે સુખી નહિ હોય તો તેમા માહરો નહિ પણ તાહરો, તાહરા મીજાજી ને મગરૂર સ્વભાવનો વાક છે!"

"હાયબી! પણ ધ્યાન ગણજો જેહાગીર કે હવે પછી એવી વાત હુ તમારી આગલ કદીગી છેડશ નહિ"

"ત્યારે તો તમે ઘણુજ ડહાપણ કીધેલુ કેહેવાશે"

"જો તમે હમનાં માહરી તરફ દયા દેખાડી હતે! માહરી ખામીઓપર આખ વીચામલ્યા કરી, માહરી સાથે ધીરજથી વર્તવાનુ પ્રોમીસ કીધુ હતે, એક નમુનેદાર મોહોરદાર નીવડવામા તમે મને મદદ આપી હોતે, તો હુ આજ પછી કોઈ બીજીજ ઓરત થતે, પણ આય તો જાણે હું તમારી પાસે એક રોટલાનો ખુક માગવા આવી ને તેને બદલ તમે મને પત્થર આપ્યો"

"ચાલો બસ કરો એ બધી ડાહી ડાહી વાતો મને નથી સમજવી," તેવણે તરારો કીધો

"ફરીથી એવી વાત હુ કદીગી કરશ નહિ વખત આવતા જો મને એક સાચ્ચા દોસ્તની જરૂર પડશે તો તમારી આગળ તો હુ કદીબી સલ્લાહ કે દયા માગવા આવશ નહિ" તેણી દુખથી બોલતી ગઇ

"સો મચ ધી બેટર!" તેવણ ઠડાઇથી બોલ્યા 'જેટલુ હુ તમારી તરફથી માથાદુખણ થોડુ સમજસ તેટલુ સારૂ"

એક લાબો દમ ખેચી તે ઓરડો, છોડી જવા તેણી ફરી

"થોભો ખોરશેદ!" તેવણે તેણીને જતી અટકાવી હુકમ કર્યો, "આપરા પેકીંગ બરાબર તૈયાર થાય તેપર દેખરેખ રાખજો!'

"તમે તે માટે બેફીકર રેહેજો હુ બધુ જોઇ લેવશ" ને તેણી તુટેલે જીગરે ગઇ

---

## પ્રકરણ ૩૧ મુ.

---

### આવતી આફતની આગમચેતી!

"ખોરશેદ આનુ કઈ દીસતા નથી, દીનબઇ!" ડોઈગ રૂમમા પરોણાઓ વચ્ચે ટાહેલા મારતા દીનબઇને એડીએ સવાલ કીધો

"કોણુ જાણે દીકરા કે એ કયા ભટકેચ ?" તેવણે જવાબ કર્યો "આજે આખો વખત ખોરશેદ અનગમીજ ફર્યા કીધીચ તે કદાચ એ એના ઓરડામા આસાએશ લેવા ગઇ હોસે"

અને ત્યારે એડી નાસીપાસ જીવે તે વ્હાલી છોકરીની શોધમા તે ઓરડા માથી બાહાર પડયો

રે ! આવતી કાલે તો તે બે જીવો જુગ પાડનાર હના ! ત્યારે તે વ્હાલી છોકરીને એકાતમા મળી લેવાનો તેનો જીવ થોભ્યો નહી

દીનબઈ, આગળથી નીકળેલો તે માળ ઉપર ખોરશેદના ઓરડા તરફ જવા ચઢયો પણ માર્ગમાજ દાદરપર તેને ખોરશેદની આયા લીસબર્ન મળી ગઇ

"લીસબર્ન, તાહરા બાઇ સુતેલા છે કે ?" તેણે પુછયુ

"નહિ શેઠજી, બાઇનુ માથુ દુખતુ હોવાથી તેવણ અરધો એક કલાક થયો ખુલ્લી હવા માટે બાહાર બાગમા ગીયાચ !' તેણીએ જવાબ કર્યો

ઝડપી કદમે તે દાદર ઉતરી બાહાર બાગમા પડયો આવી ઠડકવાલી સર્દ રાતની વખતે ખોરશેદ બાગમા શુ કરવા ઉતરી હોશેના વિચારમા તે ઉતાવળે પગલે, એક ખુશબોદાર ફુલના માડવા હેઠળની તેણીની માનીતી જગ્યા નજદીક આવી લાગ્યો

તે બેઠકના લોખડી કતેરાપર, ટેકવાયલા હાથોમા પોતાનો સુદર ચેહેરો છુપાવી ધીમા દુખના દચકા ખેચતી આય સુદર છોકરીને જોતા એડી બે પળ અજાયબીમા થભ થઇ ઉભો."

આવી રાતની વખતે, આ ચેહેરેનમુન બાળાને એમ એકાતમા ગમ કરતી દેખી, તેના જીગરમાથી દુખનુ એક સુકકુ દચકુ નીકળી પડયુ

ઓ કેવી ખુબસુરત ?, કેવી પૈસા ને પદવી વાલી છોકરી ? ને તેના આ શા હાલ ?

ધીરેથી તે તેની નજદીક ગયો અને ઘણીજ માયા અને માનથી તેણે તે નમી પડેલુ રોનકદાર માથુ પોતાના બને હાથોમા પકડી ઉચુ કર્યુ

"ખોરશેદ," તેણે લાગણીથી ધ્રુજતા અવાજે તેણીને શાત કરવાની મકસદે સહાદ માર્યો "તમે શુ કામ રડાચ ?"

તેણીએ ચમકીને તેની તરફ ઉચે જોયુ તેણીના દુખમા ભાગ લેનાર આ એકજ વ્હાલા જીવની અચબુચ હાજરીથી તેણીનુ હૈયુ ભરાઈ આવ્યુ અને તેણી જોરથી રડવા લાગી

"ખોરશેદ, ખુદા ખાતર સુમા રહો તમુને દુખી જોઇને હુ પોતેબી ઘણોજ દુખી થાઉચ કઈ રીતે હુ તમુને મદદ કરી શકુ ?"

"નહિ તમે કે કોઇબી હવે મને મદદ કરી શકશો નહિ, એડી." તેણી દચકાઓ અટકાવતાં જેમ તેમ બોલી શકી "માહરા સુખી ઘરને છેલ્લી સલામ કરવા તો હુ અહી આવીચ"

"છેલ્લી સલામ શું કરવા?" તે દુઃખથી બોલ્યો. "જલદીજ તેમે તમારા વ્હાલાઓને મળી શકશો."

"તે કોણ જાણેચ?" તેણી હવે રડતી શાંત થઈ હતી, "માહરાં લગન વખતે માહરાં ઘેરથી ને માહરાં વ્હાલાંઓથી છુટાં પડતી વખતે મને જેટલું લાગેલું નહિ તેટલુ હમના લાગેચ"

તેણે જોયુ કે કંઈ અજબ જેવી ફીકરમંદ લાગણીઓથી તે બાળા તનબદનમાં ધ્રુજતી હતી

"ખોરશેદ, જો તમે એમ ચાલુ ગમ કરશો તો જરૂર સીક થઇ જશો, તમે શા કારણસર એટલાં બધાં દુખી છેવો તે જણાવશો!"

"મને કઇ ખુદરતી બીહીક લાગેચ" તેણીએ જવાબ કર્યો "આવતી આફતની મને કંઈ આગહી થાયચ. ઓ એડી! તમે એમ અજબ ના થાવો. પણ, મને આય ઠંડો ઘાતકી ધણી કે જેને હુ માત્ર પૈસા ખાતરજ પરણી તેની સાથે જતાં મને ઘણીજ બીહીક લાગેચ અરેરે! હુ શુ કરવા તેના પૈસા ને ખેતાબપર અજઇ ગઇ હોવશ! ઓ! બેર્યો એનો પૈસો! બરી એવી જીદગી! એનેથી છુટી પડવા હુ માહરી જીદગીબી આપી દેવા તૈયાર છેવું હે ખુદા! તુ મને આય માણસથી છુટી કર! અને હુ એક રોટલીના ટુકડાને ખાતર, રાત ને દિવસ મેહેનત કરવા તયાર છેવુ માહરી બધી મોજમજાહો તજી દેવા હુ આય પળે તેયાર થાવુ. ઓ! ફક્કત હુ-એનેથી છુટી થઈ શકુ!"

એ ખરાં મનનો પસ્તાવો હતો પણ તે ઘણોજ મોડો હતો એક વખત એજ છોકરીના પગ પાસે પડી એડીએ તેના પૈસાપર પરણી તેણીની જીદગી નકી રદ કરવા સમજાવી હતી પણ તે વખતે તેણીની આખ્યોપર ફરી વળેલો સોનેરી પડદામાથી તેણીને ભવિષ્ય ઘણુ જ સુખકારક લાગ્યું હતુ. પણ હવે! હવે મોડુ થવા પછી આવી રીતે કળાપીત કરતી આ છોકરી માટે એડીએ એક નીસાસો મેલ્યો

"ખોરશેદ," તેણે કઇ અજબ ગભીર અવાજે પાછુ બોલવા માડયુ, "ખોરશેદ, એમ કદીબી બનશે નહી મોત સિવાય તમોં બન્નેને કોઇબી છુટાં પાડી શકશે નહિ. માટે એવી દુઆ કરવી એમા બી પાપ છે. તમે હિમત રખો"

"નહી, હવે માહરી હિમત ખુટી ગઇચ" તેણી પાછી ફગલી પડી "હુ હવે હિમત રાખતાબી થાકી ગઇચ ઓ એડી, આય દુન્યાથી હવે હું તદન ધરાઇ ગઇચ. હુ વીસ વરસની છેઉં પણ, જાણે મને ઘડપણ આવ્યુ હોય તેમ માહરૂં જીગર તમામ નાઉમેદ ને તાકાત વિનાનુ થઇ ગીયુચ.

"મને કહો ખોરશેદ કે તમે શાથી એટલા બધાં બીહોચ" તેણે તેણીનાં ઠડા કર માયાથી પકડી પુછ્યુ.

"હુંજ તે જાણતી નથી, એડી" ખરી પડતાં આંસુઓ પોતાના રૂમાલથી લુંછતા તેણી બોલી. "મને બસ આગાહી થાયચ કે આફતનુ એક વાદળું માહરા

માથાપર લટકેચ. ને કોઇબી પળે તે જરૂર તુટી પડશે. ઓ એડી! જો કદી માહરા જીવને કંઇબી હાની પુગે તો તમે સદા યાદ રાખશોની કે માહરો તમારીપર સાચ્ચો પ્યાર હતો! ઓ એડી, મેં તમુંને સદા ચાહયાચ."

કંઈ છુપી ધાસ્તીથી ફાટું ફાટું બોલતી આય સુંદર છોકરીના બોલોનો લાભ તે ભલો જવાન કેમ લઈ શકે!

"જોવો, ખોરશેદ," અને તેમ કહેતાં તેનો સાદ ધ્રુજ્યો, "હું તમારો સાચ્ચો દોસ્ત છેવું. તમે મને એક તમારો હેતવંતો ભાઈ ગણો. કદી જો; તમુને મદદની જરૂર પડશે તો હુ માહરા જાનના જોખમેબી તે આપવા તૈયાર થવશ."

તેણીએ ઉપકારની લાગણી સહીત તેનો હાથ દાબ્યો. "તમેજ એખલા માહરૂં દુઃખ સમજી શકોચ. ને અરે! તમારાં ભલાં ને બહાદુર જીગર માટે હું કેટલી બધી ઉપકારી છેઉં તે કેવી રીતે તમુને દેખાડું! પણ જોવો એડી, માહરીપર અચ્ચીત કંઈબી દુઃખ પડશેજ. ને ત્યારે, અરે ત્યારેજ તમુને માહરા આજનાં બોલો યાદ આવશે."

એવો ખોટો ધણારો ને વહેમ નહી રાખવા માટે એડીએ તેણીને ઘણીબી સમજાવી પણ, કંઇ અજબ જેવી રીતે આય છોકરી તે આવતી આફત માટે ખાત્રી બતાવતી હતી.

ઓ! આય વ્હાલી ખોરશેદને પ્યારથી પાસામાં ખેંચી, સદા તેણીનું રક્ષણ કરવા તે કેવો આતુર હતો? પણ, પણ, તેણી હવે બીજાની પરણેતર બની હતીનો ખ્યાલ થતાં તેણે પોતાનુ દીલ કઠણ કીધું.

## પ્રકરણ ૩૨ મું.

### કમબખ્તીની શુરૂઆત.

ખોરશેદ દુબાશને લેડી જેહાંગીર થયાને બરાબર બે વરસ પસાર થઈ ગયા બે વરસ કે જે લાંબા અરસામા તે મધુર છોકરીએ સુખની સામટી પાંચ મીનીટબી અનુભવી હતી નહિ તેણીએ પોતાની અથાગ ખુબસુરતી તેના પૈસા ને ખેતાબ બદલ વેચી હતી અને તેનું પરીણામ તેણીએ ઘણુંજ ખરાબ અનુભવ્યુ હતું.

મગરૂર છતાં મીઠા ને દીલજીત સ્વભાવની આય ખુબસુરત છોકરીને કોણ ચાહી નહિ શકે? પણ નહિ! ભુંડા સ્વભાવના તે ધણીને કયાં એ સઘળું જોવાની આંખ્યો હતી. રોજ ને રોજ, કઈ ને કંઈ છીટાં છબનરાં શોધતો, તરેહવાર એકકેલ બકતો, આય દારૂડયા ધણીનાં જુલમપર રોજ તેણી એકાંતમાં અમંખ્ય ગમના આંસુઓ ખેરવતી હતી. સોસાયટીમાં તો અલબત્ત, તે ઘણોજ લાયકીવાળો ખુશ

મીઆંઆીમાં ઠંડો રહી શકતો, પણ ઘેરમાં—ઓ ખુદા! તે ગરીબ છોકરીને એક પળનીબી શાંતીનો કરાર હતો નહિ.

પેહેલાં પેહેલાં તો તેણીએ તેને સુધારવાની ઘણીબી કોશેશ કીધી. પણ નહિ દર દિવસે તેનો સ્વભાવ વધતો બગડતો જોઇ તેણી તેની ખામીઓ પર ચુપચુપ પુરો મુકવા લાગી. રફતે રફતે તેને દારૂનો એટલો તો લખ લાગતો ગીયો કે ભાગ્યેજ તે ડીનર-તેબલ પુર હુશયારીમાં છોડતો. ઓ! તે દારૂ પીતો ત્યારે તે ઇનસાન કરતાં હેવાન વધુ લાગતો હતો. ઘણીક વખતે છાકટપણાથી નોકર નફરોમાં થતા ફજેતા માટે તે મોહોરદાર શરમથી દુઝીને મરી જતી હતી.

દર દિવસે તેણી આ અભાગ્યા ઘણીની બદીઓ જોતાં જીગરથી બળી જળી રાખ થતી હુતી. હવે—હવે તો તે ઘણીક વેળાએ બાહાર સોસાયટીમાંબી તેણીનું માન જાળવતો હતો નહિ, ને ત્યારેં તેણીના વખાણનારાંઓ આ સુંદર મહીલાનાં ફેઇજ માટે દયાની આહા! મારતાં સમજતાં હતાં.

આય તે વરસ હતું કે જે વરસમાં આખી મુંબઇ અને તેની અતરાફાન શેહેરોને, મેદમ દયુબાએ પોતાની દાટીલ ખુબસુરતી અને મુરીલા અવાજથી પોતા પાછલ ઘેલાં બનાવ્યાં હતાં. તેણી એક જાણીતી પેરીસ્યન ઓપેરા સીંગર હતી. દરેક આંખ્યોને આંજી નાખતી પોતાની હદ વિનાની સુંદરતાથી તેણી જ્યાંબી જતી ત્યાં વખણાઇ જતી-એવી કે ગોયા તેણીને ફેશનેબલ દુન્યા પુંજતીજ હતી.

પ્રમાણીકપણું અને નિતી, એ મેડમ દયુબા જાણે સમજતીજ હતી નહી. પૈસાનો લોભ તેણીને પુષ્કળ હતો. બસ, કીમતી દેસીસો અને ઝગઝગતા અમુલ્ય ઝવેરાતો પેહેરી પોતાની સુંદરતામાં વધારો કરી, લોકોને આંજી નાંખવાનોજ જાણે તેણીનો ધંધો હતો. આવી રીતના પ્રમાણીકપણા સિવાય, મેડમ દયુબા બીજું કઇજ જાણતી હતી નહી.

લોક તેણીપર દીવાનું હતું. તેણી સ્ટેજ પર જેવી ગાવા માટે હાજર થતી કે તાલીઓની ગરજનાથી અને પુલોનાં દગથી લોક તેણીને મીનીટો વેર વધાવી લેતું હતુ. તેણીનાં દરેક હાવ ભાવમાં બટીક એવી રીતની સુંદરતા નજરે આવતી હતી કે તેણીને જોનારાં જાણે બે પળો દમ લેવાનુ મોકુફ કરતાં હતાં ને ત્યારે આજ ને કાલ તો મુંબઇનું બધું ફેશનેબલ લોક આય સુંદર મેડમ દયુબાને જોવા ને ગાતી સમજવા જાણે તે ફુશાદે ઓપેરા હાઉસ પર તુટીજ પડતું હતું. બસ બધા માટીડાઓ તો જ્યાંબી હોય ત્યાં, કલબ, નાટક, સીનેમાં, પાર્ટી, ટ્રામ, ટ્રેન કે ગાડીમાં મેડમ દયુબાનીજ વખાણ કરતા સંભલાતા હતા.

મુંબઇમાં જ્યારે તે સ્ટેજ પર પહેલ વહેલી હાજર થઈ ત્યારે તે મોટા ઓપેરા હાઉસનું ખુણેખુણું લોકોથી ચીકાર ભરઇ ગયુ હતું અને લોકોનાં ટોલે ટોલાંઓને ટીકીટ નહિ મલ્યાથી નિરાશ થઇ પાછું જવું પડયું હતું.

આગલી હરોલનાં એક બોક્ષમો સર અને લેડી જેહાંગીર બેઠેલાં નજરે આવતાં હતાં. દરેક ઓપેરા ગ્લાસીસ લેડી જેહાંગીર પર વખાણથી ટીકાયલા હતા.

"પણ ખુબસુરતી વખાણવામાં ગીયું શું ?" તેણે ફજેત પડતાં ખોટી હુજ્જત લીધી. "ગુડ ગાડ! કયારે પહેલો સીન પુરો થાય કે હું એ બ્યુટીની ઓળખાણ પાડવા સ્ટેજપર જાવું !"

અગાઉની, હમેશની આકળી ને ઉતાવળી સ્વભાવની સુંદર ખોરશેદની હાલની ધીરજ જોતાં એડીએ તેણીપર મનમાં આફરીન કીધી કંઈ કાલાવાલા કરતી ઢબે ખોરશેદે પોતાનાં વરનાં ખભાપર હાથ મુકયો

"મને બધાનાં દેખતાં નાં છોડી જતા, જેહાંગીર, જો તમે સ્ટેજપર ના જતા. બધાં જોશે તો ખરાબ લાગશે !" રો તેણીના અવાજ વટીકમાં આજીજી સંભલાતી હતી.

"કોઈ મને ત્યાં જોઈને હસે તેથી તમે બીહોય કે !" તેણે ઘણાજ ઘાટકીપણે ઠઠ્ઠા કીધા. "પણ એ બધું આપણે લઈ ચલાવવું જોઇએ. માહરાં બાનુ ! હું કંઈ એક પક્ષી નથી કે સદા એકજ પીંજરામાં બંધાઈ રહુ."

અને પહેલો એકટ પુરો થતાં ખોરશેદે, ઘણીજ દગાઈ જતા જીવે તેને તે બોક્ષ છોડી જતાં જોયો.

"એવણ પેલી એકટ્રેસને જોવાજ ગીયાચ કેની ?" તેણીએ ધ્રુજતા અવાજે એડીને પુછયું.

"એમ તો ઘણાઓ તક મળતાં જાચ્ચ તેમાં થઈ શું ગીયું ?" ને તેણે તે અણગમતી વાત પાછી ફેરવી નાખી.

પણ એડી અને ખોરશેદ, બંનેએ ઘણીજ દલગીરીથી જોયું કે તે બેરોનેટની ન છાજતી ચાલપર ઘણાક મોટે ઘેરનાઓનાં ટીચકાં ચઢી ગીયાં. એ તે કંઈ રીત છે! આવી સરસ બૈરીને કોઈ પારકાને સોંપીને તે આવો વગતાલો આદમી એક નીચ એકટ્રેસ સાથે ઓળખાણ પાડવા જેવો નીચો ઠરે! તે પછી કલાકો વેર તે પોતાના બોક્ષમાં પાછો ફર્યોજ નહિ. જાણે તે પોતીકી મોહોરદારની તો હાજરી તમામ ભુલીજ ગયલો દેખાયો. ને ત્યારે ગુસ્સા અને બેજ્તલાથી તે છોકરીનાં ગાલો ગુલાબી બન્યા. અરધા અરધ મુંબાઈના દપદપ્યા લોકોએ તે શેઠયાની પોતાની મોહોરદાર તરફની બેદરકારી ખુલ્લી જોઈ લીધી. ત્યારે એ બેજાવત કંઈ ખોરશેદ માટે થોડી નહિ કહેવાય? શાંત રેહેવાની એક મજબુત કોશેશ કરીને તેણીએ હસી હમીને હવે એડી સાથે વાત કરવા માંડી અને તેણીને પોતાને બી તે બેદરકાર ધણીની થોડીજ પરવાહ હતી તે લોકોને સાફ સાફ દેખાડી આપ્યું. તે ખરેજ બાહાદુર અને ભલા જવાને, આવી રીતની તેણીની ઉશકેરાયલા મગજની સ્થીતીનો તેણે જરાએ અનગ-તો લાગ લીધો નહિ ને તેણીને શાંત પાડવાની તેણે દરેક કોશેશ કરી જોઈ.

તે જાણીતી એકટ્રેસ, અને બીજાઓના ગાવા પછી ખેલ ખતમ થયો અને સર્વ જવા ઉઠયા તો બી જેહાંગીરે તેઓ આગળ આવી ખોરશેદને ગાડીમાં બેસાડવાની જરાક બી કાલજી કીધી નહિ અને ત્યારે એડીએજ તેણીને સાનીનનો કલોક પહેરવામા મદદ આપી અને તેણીને હાથ આપી બાહાર લઈ આવ્યો.

થોડીક મીનીટ વેર તેઓ જેહાંગીરની વાર જોવા બાહાર દરવાજા ઉપર થોભ્યાં ને અતે તે ખોતી ખોતી દોડધામ કરતો તેઓને શોધતો આવ્યો.

"તમે આવોચ કે જેહાંગીર!" તેણીએ જેમ તેમ અવાજ શાંત રાખી પુછ્યું.

"હમણાં નહિ ખોરશેદ દીકરા." તે ફુજેત જેવું હસતાં બોલ્યો "હમણા નહિ, આપરો ફ્રેન્ડ દોરાબ દાદીશેઠ ને તેની સાથે વેલાતથી આવેલો તેનો યુરોપ્યન ફ્રેન્ડ મી० હેરીસન, એ બધેને મેડમ દયુબાએ આજે તાજમાં ડીનરપર બોલાવેલા છે ને તેઓએ મને મેડમ સાથ ઓળખાણ પડાવતાં મેડમે તેઓ સાથે મને બી ડીનર પર બોલાવ્યોચ હું તો જલદી ઘેર આવશ! ને એદી દોસ્ત જરા તુંને કંઈ ઉતાવળ નહિ હોય તો માહરી ખોરશેદને ઘેર પુગાડનો જશે તો તાહરો મોટો ઉપકાર થશે."

એક મુગી હાય ખેંચી ખોરશેદ ચુપચુપ પોતાની બંધ જોડીની ગાડીમાં બેઠી. ને તેણીની સામે એદી બી ગોઠવાયો.

"સાહેબજી! હું કે!" ને જેહાંગીર ત્યાંથી જવા ફર્યો.

તેઓ ઘેર પુગ્યાં અને એદી તેણીની રજા લઇ તેણીનીજ ગાડીમાં દુબાશ હોલ તરફ હંકારી ગયો.

તે ગયો ને ખોરશેદ પોતાના રૂમમાં એખલી પડી. નજદીક નવ વાગતાનો વખત હતો. આજે તેણી એટલી બધી ઉદાશ હતી કે જમવા વદીક તેણી ચોલી નહિ.

કાચનાં એક મોટા તખતા સામે ઉભી રહી, તેણીએ પોતાનો સરોવર જેવો સીધો આકાર નીહાલ્યો. ઓ! આય જાતની સુંદરતા તેણીને શું કામ આવી હતી?

"ઓ! હજુર તો નવ વાગાચ!" તેણી બબડી. "હું કેમ આખી રાત કહાડસ! ઓ માહરાં એદી!" ને તેણીનાં મુખમાંથી એક ડચકું નીકળી પડયું, "માહરા એદી! તાહરી ને તેની વચ્ચે કેટલો ફેર છે? ને મેં આંધળી થઇ, તાહરા સાચ્ચા પ્યારને ઠોકરે મારી, માહરૂં જીગર, માહરો પ્યાર, તેના પૈસા ખાતર વેચ્યો! ને હું શું સુખ જોવુંચ? ઓ! પરવર માહરાંજ નશીબમાં તે કાંય એવું દુઃખ સર્જ્યું!"

થોડીક વાર તેણી વિચારમાં બેસી રહી પછી ઘંટ વગાડી પોતાની આયાને બોલાવી.

"તું બી ઠાકી ગઇ હોશે લીસબર્ન, ચાલ માહરા કપડાં ઉતારવામાં મને મદદ કર!" તેણીએ માયાથી કહયું.

કીમતી પોશાક ને હીરા મોતીના દાગીનાઓ આયાએ પોતાની શેઠાણીના આંગપરથી તજુમલથી કાઢવા પછી એક ઘણોજ શોભીતો લેસ ને રીબનથી મઢી લીધેલો રેશમી નાઇટ ગવન તેણીને પહેરાવી તેણી બાઇની રજા લઇ ઓરડામાંથી બહાર પડી કે ખોરશેદ એક ખાનામાંથી કંઈ વસ્તુની નાની બાટલી કાઢી એક ગલાસમાં નાખી એક ગોટે પી ગઈ.

વાચનાર, આ ઉઘ લાવવાની ખોરશેદની હમેશની નાશકારક કોશેશ હતી. તેણી જેવી જુવાન ખુબસુરત મજબુત ઓરતને આય જાતના ફાકા થોડાક કલાકની ઉઘ માટે મારવા પડતા હતા

ઓ! એ બધુ શાનુ પરીણામ? પૈસાના લોભનુજ

---

## પ્રકરણ ૩૩ મું.

### 'શુ એ ખરૂ છે?

શુ એ ખરૂ હતુ? એકટ્રેસ મેડમ કરુણા સાથની સર જેહાગીરની ગાઢી દોસ્તીની અફવા શુ ખરી હતી? સોસાયટીમા ચાલુ આય એકનો એક સવાલ અગવાયા કરતો હતો છડેચોક લોક હવે જેહાગીર માટે મોહો ભાગ્યુ મત આપતુ ત્યારે દાની હુન્નારા જેવા જાણીતા માણસના કુટુબને કાને પોતાના જમાઈની આવી નાલેશી કાઈ આવ્યા વિના રહે? શુ એ ખરૂ હતુ? યા તો સરાહઘાટ હતી! દર દિવસે તે એકટ્રેસનો ઠોરઠમામ પૈસાથી વધતોજ જતો હતો ફેશનેબલ લત્તાપર શોભીતો બગલો, હીરા મોતી ને બે ઘોડાની જોડી એ બધો વૈભવ તે એકટ્રેસ પોતાની કમાઈમાથી ભોગવે તે માટે લોકને મોટો શક હતો! અને ત્યારે તેણીના હલકા શોખો પુરા પાડનાર કોણ હતુ? લોક કહેતુ કે સર જેહાગીર આય ખુબસુરત મદમસ્તીપર બખશણ પૈસા ખરચતા હતા! ત્યારે એ શુ ખરૂ હતુ?

આય નાલેશીભરી અફવા ખોરશેદની બેહેન જરબાનુ દાવરને કાનેબી આવી ને તેણીએ પોતાના બનેવીની આવી રીતની બુરાઈ પર પોતાના દાતે દાત કચકચાવી મેલ્યા તેની આવી ચાલથી તેણીની નાની બેહેન કેવી લોકમા હલકી પડતી હતીના ખ્યાલે તેણીનુ લોહી ઉકળી આવ્યુ.

"બગ્લોર, હુ જરૂર ખોરશેદને જઈને આય વાત કહી દેવુ" તેણી વર આગળ ફર્યાદ કરતી હતી. "કોણ જાણે ખોરશેદ કેમ એ બધુ નોનસેન્સ ચાલવા દેય એને એના વરને સુભાલવો જોઈએ" અને તેણી તેજ માહાજે બેહેનને બગલે જઈ ઉભી

તેણી ગઈ અને તે બે બેહેનો એકમેકને હેતથી મલી ભેટી વાતે બેડી—તે બે બેહેનોના સ્વભાવ જુદા છતા તેઓનો એકમેક પર માસ્યો પ્યાર હતો

ખોરશેદ, હમેશની રીત મુજબ જરને નવી નવી ખબરો આપવા પડી

"જેની જર દીકરી, મે પેની ગવર્નરને ત્યાની પાર્ટીમા જવા માટે એવી ફુકડર સાડીનો ઓરડર કીધોચ ને માહરી નવી ગાઈડીગ હેબીત તે જોઈચ કે? ને તે દિવસે વકીલવાળાઓને ત્યાના લગનમા મે નવો હીરાનો નેકલેસ પેહેરયો તે તે

"કાંય કેઠે ગીયાં નહિ, ખોરશેદ બાનુ!" તેણે એક ખુરસીપર ઊમતાં વાત ચલાવી.

"આજની સાહાંજ માટે મને છ ઠેકાણેથી તેડાંનાં કાર્ડો આયાંચ. પણ કેઠેગી સસરવા જાણે ગમતુંજ નથી." અને તેણી ઘણે-વખતે મીઠાશથી હસી.

તે ચગોર જવાને બે પળ ચુંચી આંખે તે વહાલી છોકરીના ચેહેરામાં ધારી ધારીને જોયું. આય સુંદર છોકરી, કે જેને તે પોતાનાં સઘળાં હેતથી ચાહાતો હતો. છતાં તેણીને તે માનનીજ નજરે જોતો હતો, તેના સદાના ગુલાબી મુખડાપર એક જાતનો ફીકાશ ફરી વળેલો તેણે જોયો. તેણીનો પ્રેમપુલ બાંધો વધતો પટલો બન્યો હતો અને મોહાંપરથી ગમે તેવીબી ખુશ દેખાવાની મજબુત કોશેશ કરવા છતાં તેણીની કાલી આંખ્યોમા દેખીતી ચીંતાનો ઓળો છવાયલો જણાતો હતો તેનો દયાળુ જીવ, આ જાન કરતાંબી વ્હાલી છોકરીનો દુખી અવતાર દેખી દુઃખથી દાઝી ગયો.

"ખોરશેદ," તેણે માયાથી પુછ્યુ. "તમે કંઇ સારીકાની મને નથી દેખાતાં. હું આજની સાહાંજ તમારે ત્યાં ગુજરવા આવ્યોચ તો બોલો હું તમુને રીઝવવા ખાતર શું કરી શકું! તમારે માટે હું બ્રાઉનીંગની નવી પોએમસ લાવ્યોચ. કહેવો મને! મને તે તમુને વાંચી સંભળાવવાની રજા છે!"

"હા, વાંચોની મને ઘણુંજ ગમશે." તેણીએ જવાબ કર્યો અને તે વાંચવા બેઠો. તે ઓરડામાંનો દેખાવ જાણે એક ઘરનોજ ચીતાર રજુ કરતો હતો. એડી વાંચતો ગયો અને એક ખુરસીપર અલેટાયલી તે ખ્યુટી વિચારવંત તેના મુખમાંથી પડતા શબ્દો સમજતી ગઇ. જાણે તે વહાલાના અવાજમાં વટીક મ્યુઝીક સંભળાતું હતું. થોડીક પળોવેર તેણી તેને આતુરતાથી સમજતી બેઠી, ખરી પણ પછી જલદીજ તેણીનાં વિચારો જરની ચેતવણી પર દોડયા. એડીએ હવે, તેણીની અસ્વસ્થ હાલત જોઇને વાંચવાનું બંધ કીધું.

"તમે વરી કંઇ જુદાજ વિચારમાં છેઓ, ખોરશેદ બાનુ" તેણે પુછયું.

"હા", તેણીએ ગમગીન જવાબ કર્યો "એડી, હુ જાણુંચ કે પોતાનાં વરને વરે કોઇ પારકા સાથે વાત કરવી તે બુરૂ છે, છતાં તમારી દયામા માહરૂ સુખ, માહરી સલામતી હું સમજુંચ તો મને કહેશો એડી, માહરા વરને માટે લોકોમાં શું બુરૂં બોલાયચ? એ નવી નાલેશી શું છે?"

અજાયબીમાં એડીએ તેણી ગમ જોયું.- તેના હાથમાંથી તે સુનેરી પુઠાંની ચોપડી સરી પડી. તેણી શું કેહેવા માંગતી હતી? જેહાંગીર વિષે ફેલાયલી અફવાની એડીને ખબર તો હતી! તે ખુબસુરત એકટ્રેસ સાથના સંબંધની વાત દરેક ઠેકાણે થતી તે સાંભળતો હતો. તે ત્યારે આય હાલના સવાલનો શું જવાબ આપી શકે?

"કોઈ સોરતીનું સર જેહાંગીરને પહેલું ઈનામ લાગુ તે વિષે મને બાહારથી ખબર પડીચ, બચી!" તેણે ઉડાવનારો જવાબ દીધો.

"ઇનામ લાગું! તેમ હોયજ નહિ. તેવણને ઈનામ લાગુ હોય તો માહરી જર તેને મુર્ખાઈનું નામ આપે નહિ. કંઇ બી બીજુંજ છે ને એડી મને કહે કે તે શું છે?"

"બચ્ચીત મને–મને તે વિષે કંઇબી ખબર નથી."

"હશ એડી." તેણી ચીરડાઇ પડી. "માહરો તમારીપર મોટો વિશ્વાસ છે. કારણ મને ખબર છે, કે તમે કોઇ બી વખત મને જુઠુ બોલી છેતરતા નથી. તમે ગુંચવઇ ગીયાછ. તમારી આંખ મને જોતા નીચી નમી પડેચ બોલો, તમે જાણોચ તે બધું મને કહી દેવો."

ખોરશેદ, હવે ઉશકેરાયલી ઉભી થઇ, ને તેની નજદીક આવી તેનાં ખભાંપર નાજુક હાથ મેલ્યો.

"તું માહરી સાથ એમ છુપાવી ને ધાટકી ના થા, એડી, એ ભેદ મને કેહે કે જે બધાજ માહરા સિવાએ જાણેચ"

"બાનુ ખોરશેદ, હું કે જેનો પ્યાર તમે તુચ્છકારેલો તે કેવી રીતે તમારા ધણીનીજ નાલાયક ચાલ જાહેર કરી શકું!"

"તમે માહરા ફ્રેન્ડ છેઓ, માહરા એકજ સાચ્ચા દોસ્ત તમે છેઓ. તો મને ખુદા ખાતર કેહો કે એ ભેદ શું છે?" તેણી બજીદ થઇ.

"હું તે જાણુંચ પણ હું તે તમુને કદીબી કહી શકશ નહિ. નહિ કદી નહિ, ખોરશેદ બાનુ. ઓ! હું માહરૂં બધું સુખ, માહરી આખી જીંદગી, તમુને અને જેહાંગીરને સુખી જોવા આપી દેવા તૈયાર છેવું. પણ તમે કે જેને માટે મને હદ વિનાનું માન છે તે તમારાજ ધણીની બદગોઈ કેવી રીતે કરી શકાય? મને બીજું કંઇબી પુછો ખોરશેદ ને હું તમુને જવાબ આપવા તૈયાર છેવુ."

"ત્યારે તો હું તમુને કંઈબી પુછશ નહિ." તેણી નાસીપાસીથી ધીમેથી બોલી "પણ જેબી હોશે તે મને તુરત જણાશે. હું શોધી કાહડવાની કોશેશ કરશ."

"યાદ રાખજો, ખોરશેદ." એડીએ હવે તેણી પાસે જવાની રજા માંગી લેતાં કહ્યું. "કે જગને મોહે કઇ તાળુ નથી, જે બી કંઇ તમે સમજો તે અરધુ બાદ કરજો ને તેમાંથી બી અરધું ખરૂં માનજો. લોકને મોહેથી જે બી કંઇ તમે સમજો તેથી તમે કંઇ તમારા ધણી માટે ખુરૂં માની લઇ પંચાતી કરતા ના."

"પણ એને વરે શું લોકો બદગોઈ કરેચ?" તેણીએ તે ભલા જવાનની ભલઈ મનથી વખાણતાં હજુર બી એક વખત પાછું પુછ્યું.

"દરેક માણસ પઇનારે ખુરૂં ફોલાયંગ." ને તે કંઇ બી વધતો ખુલાસો આપ્યા વિના જલદીજ ચાલી ગયો.

(સાંધણુ છે.)

# "મોહતનો કેહેર."

### શું મોહત ખરેખર ભયંકર છે?

લખનાર—Mr. J. M. Hormusji

## [૭] મોહત——પછી શું?

"Science regards man as an aggregation of atoms temporarily united by a mysterious force called the life-principle. To the Materialist, the only difference between a living and a dead body is that in the one case that force is active, in the other, latent. When it is extinct or entirely latent the molecules obey a superior attraction, which draws them asunder and scatters them through space. This dispersion must be Death, if it is possible to conceive such a thing as death where the very molecules of the dead body manifest an intense vital energy."—H. P. Blavatsky.

## [ક] આ દુનિયામાં:

મરણ થયા પછી પ્રથમ કાર્ય જે આપણે કરવાનું છે તે લાશની વ્યવસ્થા છે. કેટલાક વિદ્વાન માણસો પણ એમ ધારતા માલૂમ પડે છે કે 'આપ મુવે પીછે ડૂબ ગઈ દુનિયા'ના સૂત્ર મુજબ ઈશ્વરી અંશ જ્યારે ખાકી ખોળીયું અહીં છોડી જાય છે તો પછી તે નિર્જીવ કલેવરનું ગમે તે પણ થાય તો શું? અનગત આપણા પાક અવસ્તામાં પણ કહ્યું છે કે ખાકી શરીરનું પાછળથી ગમે તે થાય છતાં પણ આત્મા ઉપર તેની સહેજ પણ અસર થતી નથી, છતાં પણ આપણું સાદું અક્કલ, ઉમદા ખ્યાલ અને વિવેકથી જોઈએ તો આપણને તુરત લાગશે કે મૃત શરીરની દુર્દશા થાય તે કોઈથી પણ ખમી શકાય નહીં. એકાદ જાનવર પ્રાણીના શરીર ઉપર પણ અત્યાચાર પડતો જોઈ આપણને અનુકંપા લાગી આવે છે તો શું માનુષિક શરીરની અસદ્ગતિ થતાં આપણા અંતઃકરણમાં સહેજ પણ અસર ન થાય? આજ કારણને અનુસરી પુરાતન તેમજ આધુનિક પ્રજાઓએ મુએલા શરીરની ઘટિત વ્યવસ્થા કરવાની કાળજી

ગએલી છે. આપણા વદીદાદમાં તો રવાનને* હેફાઝતથી લઇ જવા માટે બહુ સખ્ત તાકીદ કીધી છે, અને રવાનની સાથે કેવી રીતની વર્તણુંક રાખવી એ બાબે બહુજ બારીક વિગતો આપેલી છે જે ઉપરથી આપણો ધર્મ કેટલો ઉત્કૃષ્ટ છે તેની માત્ર એક ઝાંખી કલ્પના થાય છે. વળી કોઈ ઉંચી જગાએ લઇ જઇ તેને સૂર્યદાહ કરવાનું પણ ખાસ ફરમાન છે. અને આ રીતિ ખરેખર ઘણીજ પસંદ કરવા જોગ છે, કારણ જો લાશને બાળવામાં આવે તો પાક આતશપર નસો મુકવાનો અઝીમ ગુનાહ થાય છે એટલુંજ નહી પણ એવુ કહેવાય છે કે જ્યારે શબનાં સ્નાયુઓ બળવા માડે છે ત્યારે ચેતન વગરનું શબ જમીનથી કંઇક ઉંચે ઉઠળે છે! આ બાબતની સત્યતા બાબે મને શક છે પરંતુ એવી બીના મારા સાંભળવામાં આવી છે. જ્યારે લાશને જમીનમાં દાટવામાં આવે છે ત્યારે વંદીદાદ પ્રમાણે અસ્પંદારમદ અમશાસ્પંદ નારાઝ થાય છે, તેમજ વળી કિડાઓ આદિ લાશને ઘણે લાંબે વખ્તે ફોળી ખાઇ શકે છે, જેથી ખરેખર લાશની અધોગતિ થાય છે. અશો ઝરતોસ્તે પુછયુ કે:

"દાતરે ગએથનાંમ્ અસ્તૂવઇતિનાંમ અશાઉન્! કુવ નરાંમ ઇરિસ્ત.
નાંમ્ તનુમ બરામ અહુરમઝ્દ કુવ નિદથામ?" આઅતૂ અમ્રોત્ અહુરો મઝદાઓ:
"બરેઝીશ્તએશ્વચ પઇતિ ગાતુશ્વ સ્પિતમ ઝરથુસ્ત્ર યથોઇત્ દિમ બાવિ-
શ્નેમ્ અવઝનામ્ સુનો વા કૅરૅફ્શ-ખ્વરો વયો વા કૅરૅફ્શ-ખ્વરો!"

"હાડમંદ મુલકોના અય અશો પેદા કરનાર! મુવેલાં માણસોનાં તનને, અય અહુરમઝદ અમે ક્યાં લઇ જઇએ? તથા ક્યા મુકયે?" ત્યારે અહુરમઝદે કહયું: "અય સૌથી પવિત્ર ઝરતોસ્ત! સૌથી ઉંચી જગાપરજ કે જ્યાંથી તેને કાવખુદ ખાનારા કુતરા અથવા કાવખુદ ખાનારાં પક્ષિઓ ઘણાંજ ખચ્ચીત જોઈ શકે!" આપણા ધર્મનું આ એક બીજું ફરમાન છે કે પક્ષિઓ માંસનું ભક્ષણ કરી જવા પછી બાકી રહેલાં હાડકાંની પણ જાલવણી કરવી. તે એમકે તેને સાચવવા માટે પત્થરનું યા છોયનું અસ્તોદાન બનાવવું, તે એટલુ ઉચું કે કુતરૂ લોકડી, આદિ પ્રાણીઓ તેની ઉપર છલાંગ મારી શકે નહી, તથા બધી તરફથી બધ્ધાર કે જેથી તેની અંદર વરસાદનું પાણી પેવશ થઇ શકે નહી. વળી બીજું એવું ફરમાન છે કે જો કોઈ મુફ્લેસ હોય અને તેને માટે પત્થર કે છોયનું અસ્તોદાન બનાવવા જેટલા પૈસા ન હોય તો તે જેમ થોડો ખર્ચ થાય તેમ હલકી કિસમનું બનાવવું. આ હાડકાંની જાળવણી કરવાનું કારણ એમ હોય કે ફરવંદીન તેમજ જમ્યાદ યસ્તો મુજબ રોઝે કેઆમતને વખ્તે સોષ્યોસ (જેને "અસ્તવત ઍરેત" યાને હાડકાં ઉભાં કરનાર કહે છે તે) મુવેલાંનાં હાડકાં પાછાં ઉભાં કરશે, જ્યાર પછી દાદર અહુરમઝદ બધાંને હાડમંદ કાયા બક્ષશે. મહેર યસ્તમાં કહે છે કે: "સ્પએત દએનયાઓ માઝદ યસ્નોઇશ ઉપમનેમ" યાને પવિત્ર સુફેદ પોશાક એજ માઝદયસ્ની દિનની નેશાન છે, તેમ આપણે ખુશી ગમીને પ્રસગે સુફેદ પોશાકજ પહે-

---

* આપણુ ચેતન રહિત "શબ"ને માટે "રવાન" શબ્દ કેટલો ખોટે અર્થે વાપર્યે છીએ! ફારસી "રવાન" શબ્દ પહેલ્વી "રોબાન્" ઉપરથી નીકળ્યો છે જે અવસ્તાના "ઉર્વન્" ("ઉર=ઉંડું અને "અન્"=દમ લેવો)ઉપરથી ઉત્પત્તિ પામ્યો છે, અને તેનો શબ્દાર્થ કાબાજી "ઉંડો શ્વાસ લેવો" કરે છે, ત્યારે અમર આત્મા ઉંડો દમ લેવાને અશક્ત હોઇ શકે કે જડ અને ચૈતન્યરહિત શબ?

કરે છીએ. યુરોપમાં આવે પ્રસંગે શુધ્ધ કાળો પોશાક પહેરવામાં આવે છે, અને તે ખુશાલી અને રોશનીની ગેરહાજરી-યાને વ્હાલાંના વિયોગથી અંતઃકરણ સિઆહ રાત જેવું થઇ ગયલું દર્શાવવા માટે છે. પ્રાચીન રોમન, તેમજ ગ્રીક લોકો પણ શોકનો પોશાક કાળોજ રાખતા હતા દક્ષિણ સમુદ્ર તરફના રહેવાસીઓ આવે વખતે કાળો અને સફેદ ચટાપટાવાળો પોશાક પહેરે છે, એવું જતાવવા કે સિઆહ ગમગીની તો લાગી છે છતા પણ આમને આશા છે ઇથ્યોપિયન લોકો મરણ ટાંકણે ખાકી પોશાક પહેરે છે, સબબ કે મરનાર ખાક થઇ જાય છે। ઇરાનમા ચીમળાયલાં પાંદડા જેવો શીક્કો ભુરો પોશાક પહેરાય છે સીરીઆ, અને આર્મીન્યામાં આકાશને રંગનો પોશાક પહેરવામાં આવે છે, કારણ મરનાર આકાશી સ્વર્ગમાં જાય છે એવી તેઓની માન્યતા છે. આવે સમયે એબીસીનીઆ શુંખ બદામી રંગના વસ્ત્રો પહેરવામાં આવે છે. પારસીઓની માફકજ ચીનાઓ, સ્પેનીઆર્ડો, તેમજ રોમ અને સ્પાર્ટાની બાનુઓ શોકનો પોશાક સફેદજ રાખતાં હતાં કારણ આખરે બી—

જેહાન ચીસ્ત? મેસ્લે સરાયે દુ દર,
અઝીન સૂ એયા ઓ અઝાન સૂ ગુઝર!

દુનિયા શું છે? બે બારણાંવાળું ગોયા તે એક ઘર છે, જેમાં એક બારણેથી દાખલ થઇ બીજે દ્વારથી આપણને નીકળી જવુ છે। ઇજીપ્ત અને બરમાહમા શોકને વખતે કરમાઇ ગયલાં પાંદડાંનાં જેવાં પીળાં કપડાં પહેરવામાં આવે છે, તેમજ બ્રિટનીમા વિધવાનાં કપડાં પણ પીળાં રંગનાંજ હોય છે. અનાદિ કાળનાં મોગિયાહઓની હાલ થયલી શોધ ઉપરથી આપણ જાણી શકએ છીએ કે પૂરતન ઇરાની, ઑસિર્યન, ઇજીપ્શીયન, પેરૂવ્યન, મૅક્ષિકનાદિ પ્રજાઓ મૃત શરીરની કેટલી બધી હિફાઝત કરતી હતી. હાલનો "મમી" શબ્દ ઇજીપ્શીઅન "મમ" (=ફારસી "મૂમ"?) ઉપરથી નીકળ્યો છે જેનો અર્થ મીણ થાય છે, અને ઉકત પ્રાચીન લોકો મૂએલાંનાં મોંનને તમામ મીણથી ભરી નાખી તેના પેટમા તેમજ બીજી જગાઓમાં સુગંધી વસ્તુ ભરતા હતા તેથી તે શરીર ઝમાનાઓ ગુઝરતા છતા પણ એમનું એમ જળવાઇ રહેતાં પ્રથમ ભેજાને નસ્કોરા વાટે બહાર કાઢતા અને પછી પેટમા છેદ પાડી આંતરડા કાઢી લેતા. ત્યાર બાદ શરીરને ધોઇ સાફ કરી તેમા સુગંધી ભરી બામથી ભરેલાં શણનાં કપડાંએ વિંટાળતા, અને તે શરીરને એક સલામત જગાએ મુકતા. આવી રીતે ચેતન રહિત શરીરની પણ તેઓ અત્યંત કાળજી કરતા હતા. પૂરાતન ખાલ્ડીઅન (Chaldaean) અને ઑસિર્યન લોકોમાં જુદી જુદી ત્રણ રીતે મુડદાને ઠેકાણે પાડવાનો રેવાજ હતો, ઇટોના ચણેલા ગુમ્બઝો બનાવીને તેમાં મુડદાઓને ઘરેણાં તથા ખાનપાન ભરેલા વાસણો સાથે મુકીને તે ગુમ્બઝો ચણી લઇને બંધ કરતા હતા, અથવા ઢાંકણ જેવાં માટીનાં વાસણો બનાવી જમીનમા ખાડો ખોદીને તેમા એક ઓટલો બનાવીને તે ઉપર સાદડી બિછાવીને મુડદાને તે ઉપર સુવાડીને તેની સાથે ઘરેણાં અને ખાનપાન સુધાંનાં વાસણો મુકી ઉપરથી પેલા માટીનાં મોટાં વાસણો ઢાંકતા હતા, અથવા બે મોટા ખુમ્બો બનાવીને તેઓમાં મુડદાંને ઉપલી બધી વસ્તુઓ સાથે મુકીને તેઓનાં મોઢાં એક બીજા સાથે જોડીને ગચ્ચ વડે સાંધ પૂરી લેતા હતા, અને એવી બરણીઓની એક ઉપર એક ચોરો ચઢાવીને તેઓના મોટા વિશાળ ટેકડાઓ કરતા હતા, અને તેઓની ઉપર વરસાદનું પાણી નીકળી જવા માટે ઘણી ચતુરાઇથી તેઓમાં ગાળા અને મોરીઓ બનાવતા હતા. રૉલીન્સનના

કહેવા પ્રમાણે મુડદાને ઘણું કરીને ડાબાં પાસાં ઉપર કોર મરડીને સુવાડવામાં આવતું હતું. જમણો હાથ ડાબા હાથ તરફ પડતો હતો, અને જમણા હાથની આગળીઓ ડાબા હાથની હથેલી ઉપર મુકેલા ત્રાંબાના એક મોટા પ્યાલાની કોર પર ઘણું કરીને મુકવામા આવતી હતી માથાની નીચે સૂર્યના તડકામાં સૂકવેલી એકજ ઇટનો તકીયો કરવામાં આવતો હતો. એવું જણાય છે કે એ ગુમ્બજ રૂપી કબરોમા વારે ઘડીએ ખોરાક પણ મુકવામાં આવતો હતો, અને ઘડા અને બીજાં પીવાના વાસણો તો હમેશા મળી આવે છે. આ ઇટનાં ગુંબદો એક એક આખા કુટુંબનાં માણસોની કબરો હોય એવું માલુમ પડે છે. તેઓમા મુખ્યત્વે ત્રણ કિંવા ચાર મુડદા હોય છે, અને એક ગુંબદમાથી તો અગ્યાર હાડપિંજરો માલુમ પડયાં છે! હવે ગુજરેલાંઓની લાશો ઉપર મીણનું પડ એટલા માટે કરવામા આવતું હતુ, કે તેઓ માટી સાથે પાધરા સંબંધમા આવીને તેને ખરાબ નહી કરે. વળી પારસી પાદશાહોના મુડદાંને ઠેકાણે પાડવા માટે એક તદન જુદી રીતિ કામે લગાડવામા આવતી હતી—પરસેપોલિસમા હખામની વંશને માટે એક દખ્મખાભરેલું કબ્રસ્તાન જુદુ બનાવેલુ હતુ, જેમા સાઇરસથી તે છેક તેની નીચેના સર્વ હખામની બાદશાહોને મરણ પછી મુકવાના આવતા હતા. ડાયોડોરસના કહેવા પ્રમાણે તે એક પહાડની દેવાલમા ખડકોની અંદરથી કોતરી કાઢવામા આવ્યુ હતું, અને તેની અંદર ઘણાએક ઓરડાઓ હતા જેમા મડદાની પેટીઓ મુકવામા આવતી હતી તે ઉપર ચઢીને તેમા જવાનો રસ્તો ન હતો તેથી તે મડદાની પેટીઓને યન્ત્રકળાથી ઉપર ખેંચી લેવામા આવતી હતી. આવી રીતની આરામગાહો (કબ્રસ્તાન?) ખાસ કરીને ઉમરાવ વર્ગ માટેજ બનાવવામા આવતી હતી. અને તેઓ વિષેનો ચિત્તાકર્ષક અહેવાલ 'બરઝોનામા" તેમજ "બહમનનામા"માથી મળે છે. સ્ટ્રૅબો કહે છે કે કાસ્પીઅન લોકોમા મુડદાંને ઠેકાણે પાડવાની રીત બીલકુલ ઇરાનીજ છે તેઓ ગુજરેલાંની લાશને જંગલમા મુકે છે અને દુરથી તેને નિહાળ્યા કરે છે. જો તેઓને જણાય છે કે તે લાશને તેની જગાએથી માંસાહારી પક્ષિઓ ખેંચી જાય છે તો તેઓ તે મરનારને ઘણું ભાગ્યશાળી ગણે છે, જો જંગલી જનાવરો અને કુતરાઓ તેનું ભક્ષણ કરે છે તો તેઓ તે મરનારને ઓછું ભાગ્યશાળી ગણે છે, પણ જો એઓમાંનુ કોઇબી તેની ચાસ્ની કરતું નથી તો તેઓ તે મરનારને ઘણુજ હિણભાગ્ય ગણે છે? બૅક્ટ્રીઅન, હિરકૅન્યન અને ઑરીટન લોકો પણ લાશને કુતરા પાસેંજ ભક્ષ કરાવતા હતા. હવે આપણે જે "દખ્મુ" શબ્દ વાપરીએ છીએ તેનો ધાતુ અવસ્તા "દઝ"=સંસ્કૃત "दह"=બાળવું, એવો છે, અને જેવી રીતે ઍસિર્યન, ખાલ્દીઅનાદિ પ્રજાઓ સુર્યની ગરમીમાં બાળેલી કિંવા પકવેલી ઇટોથી બનાવેલા મકાનને માટે મજાળ લેતી હતી તેમ આપણું "દોખ્મુ" પણ એવીજ બાળેલી ઈંટોનું મકાન છે. "દખ્મુ" શબ્દ કંઇ ખાસ લાશને બાળવા માટે નથીજ વપરાયો, કારણ આતશ ઉપર નસો બાળવાનો આપણા મઝહબમા અઝીમ ગુનાહ કહેવાયો છે. ઉપર કહેલા કાસ્પીઅન લોકોમા લાશને ઠેકાણે પાડવાની જે રીત છે તે ઇરાનના કબર (=ગબર—આતશપરસ્ત?) નામના લોકોની રીતને ઘણી મળતી આવે છે. તેઓમા એવો રિવાજ છે કે કોઇનું મરણ થતાં તેઓ એક મરઘાને છોડી મુકે છે. જો એમાદ ગિઆળ તે મુર્ગનો શેકાર કરે છે તો તેઓ સમજે છે કે મરનાર બહેસ્તમા ગયો! ને આ પ્રયોગ નિષ્ફળ જાય છે તો તેઓ મૃત શરીરને દેવાલને ટેકાવીને મુકે છે, અને જો પક્ષીઓ તેની જમણી આંખ પહેલે કાઢી લે છે તો તે કબર સ્વર્ગમા ગયેલો મનાય છે, પરંતુ જો તેની ડાબી આંખ પ્રથમ કાઢી લેવમાં આવે છે તો તે મુડદાંને એકાદ ખાઇનાં ફેંકી

દેવામાં આવે છે –એવી માન્યતાથી કે મરનાર દોઝખમાં જનારો હશે!! ગમે તે રીતે તમો નાશની વ્યવસ્થા કરો પણ આખરે તો તે માટીમાંથી બનેલી તે માટીમાંજ મળી જવાની!

જેહાન આય બેરાદર! નમાનદ બકસ
દેલ અંદર જેહાન આફરીન બંદો બસ!
મકુન તક્યે બર મુલ્કે દુનિયા ઓ પુસ્ત,
કે બ્રુ સુ તુ બીસ્યાર પરવર્દો કુશ્ત!
સુ આહંગે રફ્તન કુનદ જાંને પાક
ચે બર તખ્ત મુર્દન ચે બર રૂયે ખાક!

"ગુલેસ્તાન"મા શેખ સાદીની બેત છે કે હે બાદ! આ એનક્ષ દુનિયા કોઇની સાથે રહેલી નથી, માટે તું જગતકર્ત્તા ઉપરજ દિલ બાંધે તો પુરતું છે માયાવી પાદશાહીની ઉપર મદાર બાંધતો રખે, કે તારા જેવા ઘણાને એણે પ્રથમ લાડ લડાવી આખરે ખાક બરાબર કરી નાખ્યા છે! જ્યારે આ પવિત્ર આત્મા આ જગતમાંથી ગુજર કરવાનો નિશ્ચય કરે છે તો પછી છત્રપતિની માફક તાજો તખ્ત સાથે મરવું કે એક નિર્ધન મજુરની માફક જમીન પર પડીને મરવું એ બંને સમાન છે! ગ્રીક લેખક એપીહિમ્નસ કહે છે કે પુરાતન ઇજીપ્શીઅન, બેબીલોનીઅન, ફીનીશીઅન, અને ફીનીસ્યન પ્રજાઓ જો કોઇ ઘણોજ બહાદુર રાજા મરણ પામે છે તો તેને નામની મુર્તિઓ બનાવી તેની પુજા કરતા ભરદોની મુવાફેક ખ્યાતિ પામેલી સ્ત્રીઓના બાબમા પણ તેઓ એવુંજ કરતા ક્રોનસ, સેનર્ન, બેલ, ઇસ, થોથ, હરમિસ, બેક્સ, મરકયુરી, ઓસાઇરીસ, ડાયો નિસ્યસ, થમુઝ, એપોલો, હોરસ, માર્સ, હરક્યુલીસ, જ્યુપિટર, આદિ દેવતાઓ અને દેવીઓ કઇજ નહિ પણ સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવી ગયલા મનુષ્યોજ હતા હોમરનો સમકાલિન હીસી-ઓડ કહે છે કે દેવતાઓ કઇજ નહી પણ હસ્તી ભોગવી ગયલા માણસોના આત્માઓ છે હરમિસ ટ્રીસ્મેજીસ્ટસ કહે છે કે ઇસ્યુ વેપ્ટુસ, ઓસાઇરીસ અને થોથ અતિપવ પવિત્ર માણસો હતા જેઓની પાછળથી ઇજીપ્શીઅનો પુજા કરતા હતા પ્લુટાર્ક કહે છે કે ઇજી-પ્શીઅન ધર્મગુરૂઓ ભાર મુકીને એવું શિક્ષણ આપતા કે ક્રોનસ, ઓસાઇરીસ, હોરસાદિ એક વાર માણસોજ હતા સેન્કોન્યાથોન કહે છે કે ઇલ અને સેનર્ન શરૂઆતમાં તો ફીનીસ્યનોના રાજાઓ હતા. ડાયોડોરસ સિક્યુલસ ઓસાઇરીસ તેમજ વંકનને માટે પણ એવુંજ કહે છે સિસેરો કહી ગયો છે કે જેઓ "Dii Majorum Gentium" યાને મ્હોટા દેવતાઓ કહેવાય છે તેઓ મુળે મનુષ્યજ હતા વિદ્વાન ઑગસ્ટી લખી ગયો છે કે એલેકઝાંડર ધી ગ્રેટે એકવાર પોતાની માતાપર લખ્યું હતું કે મને ધર્માધ્યક્ષ લીઓએ કહ્યું છે કે જ્યુપીટર, જુનો અને સેતર્ન પ્રથમ આહીજ હસ્તી ભોગવી ગયા હતા હિંદુ ધર્મશાસ્ત્રમાં પણ આવુંજ કેરકેર માલુમ પડે છે એકજ દૃષ્ટાંત આપીએ મનુ સત્યવ્રત આ દુનિયામાં એક માણસ હતો પરંતુ મોહત પછી વિષ્ણુ દેવતાને નામે ઓળખાવા લાગ્યો. આપણા પાક પયગમ્બર ઝરતોસ્તને ઘણીવાર 'મઝદ'ના ઓડ્ડામથી ઓળખવામાં આવે છે તેમાં પણ એજ મતલબ સમાયલી છે

વોહ ઠાઠવાલે કહતે રહે જો એયશ કર ગયે?
મર ગયે આખેર–ન કીમસે આશનાઇ કર ગયે!

ઉમરે બે પાયાંપે અપને ઘસ કદર નાઝાં ન હો,
મર્ગને ઉનકુ ન છોરા જો ખોદાઇ કર ગયે!
આરસીમે અકસ અપના દેખ કર લાયે ગુઝર,
ચાર દિનકી ઝીંદગીમે ખુદ નુમાઇ કર ગયે!
અયંબ જોઇ કરકે અકસર વોહ જો હંસતે થે કીસે,
હાથસે અપને વોહ અપની જગ હંસાઇ કર ગયે!
રેહ ગયા ઐાસાફ કરની-આખેરશ દોનો ગયે,
જો ભલાઇ કર ગયે ઐાર જો બુરાઇ કર ગયે!

વળી મુડદાંને છેલ્લી આરામગાહમાં લઈ જતાં જુદી જુદી પ્રજા જુદી જુદી રીતો વાપરે છે. હિંદુઓમાં કોઇ વૃદ્ધનું મરણ થાય છે ત્યારે ગાણાં બજાણાં સાથે હાડકીને ઉંચકી જવામાં આવે છે. એક પારસીઓજ એવી કૌમ છે કે લાશને લઇ જતાં શાંત્ત ચુપકીદી રાખે છે, પરંતુ મુસલમાનો અને ખ્રીસ્તીઓ ધર્મનાં ભણુતર ભણતાં તેને લઇ જાય છે. ભારત વર્ષમાં લિંગાયતી તથા બીજી કેટલીક નાતના લોક પોતાનાં મુવેલાંને વાજતે ગાજતે સ્મશાનમાં અગ્નિ-દાહ કરવા લઇ જાય છે તે આવી સમજણ ઉપરથી કે જેમ જન્મવેળા ઓચ્છવ કર્યે છીએ તેમ મરણ સમે પણ કરવો જોઇએ, માણસ જ્યાંથી આવ્યું ત્યાં ગયું તેમાં વળી રોઇ કુટીને વિલાપ અને આક્રંદ શા માટે કરવું? હવે આવે દુખપ્રદ પ્રસગે આનંદોત્સવમાં નિમગ્ન થવું એ માનુષિક પ્રકૃતિથી વિરૂદ્ધ છે, માટે તેમ તો નજ કરવું: પરંતુ ઉક્ત વિચાર આપણને કંઇક આશ્વાસન આપે છે માટે અણુદદ શોક કરવાથી બાઝ આવવું. આપણને દદબહાર ગમ તો ત્યારેજ લાગે છે કે જ્યારે આપણાં સંબંધમાં આવેલો કોઇ પત્થરમાંથી પાણી કાઢે તેવો નવ યુવાન પથ્થો ભરજવાનીમાં કૈલાસ શોધે છે, પરંતુ મહા દયાળુ મહેશ્વરનાં કાર્યો અત્યંત ગહન અને જ્ઞાનાતિત છેઃ અને આવો કોઇ સંજોગ બને ત્યારે આપણે એટલુંજ યાદ રાખવું જોઇએ કે તેમ કરવામાં ખુદાની કંઇ નેકજ નિષ્ટા હશે. વળી આપણે ક્યાં નથી જાણતા કે: "Those whom God loves die young!" વિદ્વાન પ્લૅાટસ કહે છે કે:

"Queen do diligunt,
Adolescens moritur, duon valet, sentit sapit."

જેને દેવતાઓ ચાહે છે તે જ્યારે પુર તંદુરસ્તી, ડહાપણ અને હોંશમાં હોય છે ત્યારેજ મરણ પામે છે.

* * * *

હવે મોહત પછી આ દુનિયામાં જે બીજી મુખ્ય ચીઝપર આપણને ધ્યાન આપવાનું છે તે મરણ પામેલાં માટેનાં ક્રિયાકામો છે. દરેક ધર્મ અને હરેક પ્રજામાં મુવેલાંઓ તરફની આપણી સર્વેથી છેલ્લી ફરજ એજ જણાયલી છે. એ ક્રિયાઓ કરવા કરાવવામાં ગફલતી કે બેદરકારી થતાં આ ફાની અવનિમાંથી ગુઝર કરી ગયલા આત્માઓને પણ ખમવું પડે છે, અને તેનાં પરિણામ રૂપે જીવતાંઓને પણ અહોરાત્ર ધાસ્તીમાં રહેવું પડે છે. અનેક કામોમાં આ ક્રિયાઓ નહી થતાં મુવેલાંઓ ભુતનું સ્વરૂપ લે છે એવો વહેમ છે, અને તે વહેમ કંઈ તદતજ હસી કાઢવા જેવો નથી; આપણા અતિશય પવિત્ર મઝહબમાં એ વિષય

વિષે બહુજ બારીક વિવેચન કરવામાં આવ્યું છે, પરંતુ તે માટે અત્રે વધુ ઉહાપોહ કરવાની કશીજ આવસ્યકતા નથી. આપણા ધર્મનાં અનેક ભણતરોમાં (અર્દાફ્રવશનું આફ્રીગાન, ફ્રવરદીન' યસ્ત, ૪૦) મરણ પામેલાંઓના આત્માને એવું કહેતાં ચિતાર્યા છે કેઃ

"કો નો સ્તવાત, કો યઝાઇતે, કો ઉફ્યાત કો ફ્રીનાત, કો પઇતિ
ઝનાત, ગઓમત ઝસ્ત વસ્ત્રવત અષ–નામ નેમંઘ. કહે નો ઇધ નામ
આધર્યાન, કહે વો ઉર્વ ફ્રાયેઝ્યાન કહ્માઇ નો તત દાથ્રેમ દયાત,
યત મે અંઘહત ખ્ષીતિમ અજ્યમ્નેમ યવએચ યવએતાતએચ"

યાને—કોણ અમોને વખાણશે? કોણ અમુને આરાધશે? કોણ અમારી કીર્તિ ગાશે? તથા કોણ અમારી ઉપર મોહબત રાખશે? ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે અશોઇ તરફ પહોચાડનારી બંદગીથી કોણ અમને આહરમાન આપશે? અમારાઓમાંનાં કોણનું નામ અહીં યાદ કરવામા આવશે? તમારામાંનું કોણનુ સ્તાન અમોને આરાધશે! અમારાઓમાંના કોણને તે ભેટ આપવામાં આવશે? કે જે ભેટ હમેશા હમેશ સુધી તાજા ખોરાક તરીકે થાય? ત્યારે મરણ પામેલાઓની આરાધના કેવી રીતે કરી શકાય? આપણુ મુખ્ય કરીને "બાજ" અને આફ્રીગાનથી તેમ કર્યે છીએ. હવે "બાજ" એટલે શું? "બાજ" એ ફારસી શબ્દ છે જેનો મુળાર્થ "ખંડણી" થાય છે, અને એ 'ખંડણી' તે ગેયા જીવતાઓએ મુવેલાઓને આપવાની છે. હવે "બાજ" શબ્દનો દ્વિત્યાર્થ પણ થઇ શકે. શાયદ કે એ પહેલ્વી–પાઝંદ "વાજ" ઉપરથી નીકળ્યો છે, અને "વાજ" નો મુળ અવસ્તા ધાતુ "વચ" યાને "બોલવું" છે, જે ઉપરથી "વાજ ગીરફ્તન" નો શબ્દે શબ્દ અર્થ "બોલવું બંધ કરવું" (to hold the speech) એવો થાય છે, અને તે દરોબસ્ત છે. પહેલા ત્રણ દિવસ સુધી ગુજર પામેલાંઓની ઘટિત ક્રિયા કરવા પછી તેઓની "બાજ" કયારે કરવી તે માટે આફ્રીગાનના દિબાચામા સાફ ત જણાવવામા આવ્યું છે કેઃ—

"હમા ફ્રવષ–ઇ અશોઆન અયોકર્દા ચેહારમ, દહુમ, સીરોજ,
સાલ–રોઝ, અઝ ગયોમર્દ અંદા સઓષ્યઓશ અએદર યાદ બાદ!"

મતલબ કેઃ—તમામ અશો માણસોનાં ફ્રરોહરો જેઓની ક્રિયાઓ જેવી કે ચેહારમ, દશમુ, આસિસો, તેમજ વરસીની ક્રિયાઓ, ગયોમર્દથી તે સોષ્યોસ સુધીમા થયાં હોય, તે બધાં સામટાં ફ્રરોહરો આ જગાએ યાદ થજો! આ ઉપરથી એટલું તો માલુમ પડે છે કે ચેહારમ, દશમું, આસિસો તેમજ વરસી, એ ચાર દિવસની ક્રિયાઓ તો શું તવંગર કે શું ગરીબ સર્વેના બ.બમાં અનિવાર્ય છે. પરતુ હાલે આપણામા કયાક કયાંક દર મહિને અને કયાંક કયાંક આખું વરસ સુધી ક્રિયાકામો કરવાનો ચાલ પડયો છે જે ગેરવાજબી છે. અલબત કોઇબી ભલુ કામ ભલી નિષ્ટાથી કરવાથી હાનિ તો થતીજ નથી, પરંતુ ગરીબોઓ તવંગરની પુઠે ગાડર્યા પ્રવાહ માફક ગુઝર પામેલાઓ પાછળ નાહકનો ખોટો ખરચ કરે તે ધર્મની શરીઅતથી ઉલટું છે. વળી આફ્રીગાનનાં ભણતરમાં પણ ઘણી ઉંડી ફિલસુફી સમાયલી છે. આફ્રીગાન માટે જે જૂદી જુદી વસ્તુઓ મુકવામાં આવે છે તે સાત અમશાસપંદોની આરાધના બતાવે છે. દાખલા તરીકે ગાડનાર મોબેદ પોતે માણસ છે અને તે અહુરમઝદનો પ્રતિનિધિ જેવો છે. દુધ બહમન અમેશાસ્પંદની પેદાશ છે, કારણ બહમન ગુસ્ફંદો ઉપર મુવક્કલ છે. અર્દીબેહેસ્તનો

પ્રતિનિધિ આતશ છે ચોથો, અમર્યાદિ શેહરેવરની યાદ આપે છે કુન ઝમીનમાંથી ઉત્પન્ન થાય છે અને ઝમીનનો રખેવાળ અસ્પંદારમદ છે ખુરદાદ પાણી, અને અમરદાદ મેવા અને ફળફળાદિ ઉપર મુકરર છે રાથી અને જેની ભણુના ભણુના હમાઝોર કરે છે તેની એટલીજ મતલબ કે આ વગમા હરહમેશ સુનેહ સપજ જાગી રહે આવી ક્રિયાઓથી ફરોહરો પોતે ખુશી થઇ દુઆ દે છે કે

"ખુષાત અહિ નમાને ગેઉસ્ય વાથ્ર ઉઃ વીરનામ્ય, સુષાત
આસુસ્ય અસ્પો દરેઝરસ્ય વાશો, ખુષાત ના સ્તાઓ વ્યાખનો,
યો નો બાધ ફ્રાયઝાઇતે, ગઓમત ઝસ્ત વસ્ત્રવન અપનાસ નેમઘઠ"

"આ ઘરમા ગાય ઢોરની તથા માણસોની ઝીઆદતી થજો! શેતાબ ચાલના ઘોડા તથા મઝબુત ગાડી હોજો' જે શખ્સ ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે અશો! તરફ પહો ચાડનારી બંદગીથી અમોને ખુશ્નુદ આરાધે તે શખ્સ ઝોરેમદ તથા અનજુમનનો મરદાર થજો! હવે આપણામા એક બીજી પણ કદગી રસમ પડી છે, અને તે એ કે ગુજરેલાંઓ આટેની બાજમા બાનબાતના પકવાનો મુકવાની છે જેવી રીતે આફ્રીગાનમા અમશાસ્પંદોની આરાધના થાય છે તેવીજ રીતે બાજમા પણ થાય છે ત્યારે તેમા ભિન્ન ભિન્ન મિષ્ટાનો જેવા કે આઉદ કેળવઇ ખાજા, વિગેરે મુકવાનુ શુ પ્રોજન? આપણા અજાણ બૈરાઓ એવું ધારે છે કે બાજ ધરનાર મોબેદ દરુન, ઘી, પાણી મેવો, આતશ અને સુખડ લુબાન સિવાય પોતાની પાસે બાજ ધરતી વખ્તે કઇ રાખતો નથી અને ઉપલા નકામા વાણાંઓ તો તે બહાર કાઢી એલોકો ને મુકે છે. ગરજ કરીને નકામો જાસ્તી ખરચ કરવાનુ આપણા પાક મઝહબમા ફરમાનજ નથી જેવી રીતે આપણે હમસ્પથમએદેમ ગાહમ્બારને ટાકણે ફરોહરોની યાદ કર્યે છીએ તેની રીતે દુનિયાની બીજી જાતો પણ કરે છે. પેરુવ્યનો, પાસિફક આયલેંડના લોકો, ટાગા આયલેંડના રહિશો, ઓસ્ટ્રેલીઅનો, પુરાતન ઇજીપ્શીઅનો, ઉત્તર યુરોપના લોકો, જાપાનિસો, રોમનો, અાદિ મધળી પ્રજાઓમા આ રેવાજ ચાલુ હતો હિંદમા પણ આપણે હિંદુઓ, મુસલમાનો, અને સીખોમા આ રીતિને જોઇએ છીએ. પેરુવ્યન લોકો જે માસમા ઉપલી ક્રિયાઓ કરતા તે 'Aya Marca" યાને મુડદાને ઉચકી લઇ જવાનો મહિનો કહેવાતો જેવી રીતે તાબુત, પ્રમગે ઉચ્ચ કુળના સુન્ની અને શિઆ મુસલમાનો શોક પાળે છે તેમ પેરુવ્યન લોકો પણ આવે પ્રમગે ગમગીની રાખતા મેક્ષિકન લોકો મુખ્યત્વે નવેમ્બરની ૧૭ મી એ અને વાહુદીઓ બીજી તારીખે ગુઝરેલાઓની આરાધના કરતા રોમમા એ દિવસ ૧૭ મી ફેબ્રુવારી હતો અને તે "Dii Manes' યાને ફરોહરોનો દિવસ કહેવાતો. ગ્રીક લોકો ૧૧ મી ફેબ્રુઆરીએ રૂહોની આરાધના જે 'Anthest'' કહેવાતી તે એથેન્સમા ઉજવતા ઓસ્ટ્રેલીઆના પ્રાચીન રહેવાસીઓ મુવેલાઓને યાદ કરવાના દિવસે ગમત અને ખુશાલી કરતા, એવુ માનીને કે ગત આત્માઓ "Mormodellick" તેથી ખુશી થતા હતા સ્કેન્ડીનેવ્યન લોકોની પણ એવીજ માન્યતા હતી એવી રીતે જુદી જુદી પ્રજાઓ જુદી જુદી રીતે મરનાર વ્હાલાઓની આરાધના કરતી હતી

(અપૂર્ણ)

# "ઍન્ટલીની શોધ."

## એક વાર્તા.

લખનાર દીલખુશ.

"નવી બેલ વાગ્યો એન્ટલી, તુ જાણેછ તો ખરો કે હુ કેટલો રોકાણમા છુ. એ વળી કોણ આવ્યુ હશે?" ઍન્થની ચેસ્ટરટન તે ના શાકો ટુકડીના નડાએ પોતાના સીપાહ નોકરને પુછ્યુ. એન્ટલી બહાર ગયો અને પાછો આવીને કહ્યુ 'કોઇ ગ્રહસ્થ આપને મળવા માગે છે" તેટલા તો તે ગ્રહસ્થ અંદર આવી હસીને બોલ્યો 'ઠીક બાબ, કૅપટન સાહેબ મારી મુલાકાત લેશો' જેને ઓળખી ગેહેન્ડ કરી કૅપટન ઍન્થની બોલ્યો "કેમ દોસ્ત રૅડફર્ડ, તમે અહીં ક્યાથી? તમો સોલીસીટરો કાંઈ એટલા બધા પરવાડના તો હોતાજ નથી. તેથી ઘે કહ્યુ. કંઇ ફરમાવ?"

"કામ ખાતરજ તો દોસ્ત." તે સોલીસીટરે કહ્યુ. "મે સાભળ્યુ છે કે તમારી ટુકડીને ઉપડી જવા હુકમ થયો છે અને તેમ થાય તે પહેલા મારે તમુને જણાવવાની જરૂર છે, તમારા કાકા સર તીમોથી ગયે અઠવાડીએજ ગુજરી ગયા છે અને અખુત દોલત સાથે એક શરત કરી ગયા છે કે વરસો આગમ તેવને એક ગરીબ મરનાર મીત્રના દીકરા સ્થા દીકરીને પોતાનાજ ગણી કરી લીધા છે. છોકરી નામે પૅગી ડૅસ્ની માત્ર વીસ વરસની એક દીનકશ તારૂણી છે જ્યારે છોકરો નામે જીમ માત્ર બાર વરસનો એક શીકલી પોર્યો છે કે જેની બેન મીસ પૅગી સાથે તમારે પરણવાનુ છે અને તેગી માત્ર છ માસમાજ. અને તમો બે માથી એકણી જો આ શરત ના કબુલ કરશો તો આ દોલત બંની ધર્મ ખાને જશે જ્યારે બીચારી પૅગીને કંઇ કામ કરીને જીમ સાથે ગુજરાન કરવુ પડશે."

"વારૂ મીસ ડેરની આ બાબત જાણે છે કે અને તેણીનો આ બાબે શુ વિચાર છે?" કેપટને પુછ્યુ

"હા તેણી જાણે છે એ શરત તેણી ના પાડે છે પણ હુ ધારૂ છુ કે એ બન્નેના ભલા ખાતર તમે તેણીને સમજાવો તો ઠીક." તે સોલીસીટરે કહ્યુ

"હુ તેણીને સમજાવુ?, બાપ, શા માટે? મેં તે છોકરીને કદી જોઈ પણ નથી-તેમ વળી હુ પરણવાજ માગતો નથી." કેપટને કહ્યુ.

"કેપ્ટન, તમો જો તેણીને જોશો તો કદી નીરાશ ન થશો. તે ખરેજ એક છતના લાયક ખુબસુરત છે. તમે જઇને તેણીને મળી ન શકો?' મી૦ રેડફર્ડે પુછ્યુ.

"જીમીના ભલાં ખાતર?" તેણી બોલી અને થોડીક આનાકાની પછી જીમીના ભલા ખાતર તે ભલા પુરૂષ સાથે પરણવા નક્કી વિચાર કર્યો અને કહયું, "હાજી, જીમીના ભલા ખાતર હુ તમુને પરણીશ"

"ઠીક છે." ચેસ્ટરટને કહયુ, 'આવતે અઠવાડીએ આપણે એક થઇશું"

એક અઠવાડીયામા તેઓ પરણ્યાં અને કેપટન સર્વેને દક્ષીણ કોસ્ત ઉપરની પોતાની મીલકત ઉપરજ લઇ ગયો, જ્યા તે પોતે દરેક અડચણ ખમીને જીમીના ભલા માટે હદ બાહર કાળજી રાખતો તે જોઇ પેગીને તેને માટે પ્યારની લાગણી ઉત્પન્ન થવા માંડી, તે એટલે સુધી કે રખે તે વ્હાલાને ખુદા તેણી પાસેથી જલદીથી છીનવી લે તે માટે તેણી ડરવા લાગી. આ તરફ કેપટન જીમી સાથે હળી ગયો હતો તેનાથી એક દીને નિર્દોશપણે બોલાઇ ગયુ કે "તમારા આવ્યા આગલ એક જણ પેગીને ઘણો ગમતો હતો." આ સાંભળી કેપટન મનમાંજ મુઝાવા લાગ્યો. એક દીને તેઓ સર્વે બાગમાં ફરતા હતા તેટલા સામેના તલાવમા કોઇ એક ડુબી જનારની ચીસ સાંભળી ઍન્થનીએ જીમીને બેન્ટલીને બોલાવવા તથા પેગીને લાજ થોભવા કહી તે સુત દગનો કાઢીને પેલા ડુબતાની મદદે દોડયો જે જોઇ પેગી બોલી, "જુવો, વ્હાલા તમે ના દોડો, કોઇની મદદ આવે તેટલાં થોભો. તમે થાકથી મરી જશો"

"વ્હાલી, તે એક વખત ધાર્યું હતુ તેમ હું મોરના પીછમા કાગ નથીજ તે બતાવવા માગુ છુ–મારે જવુજ જોઇએ," કરી તેણીને શેકહેન્ડ કરી તે દોડયો અને તલાવમા ડુબકી મારી હવેજ પેગીને જણાયુ કે જો તે મરી જશે તો તેના વગર તેણી કદી જીવી શકવાની નથી. પેલી તરફ અન્થની તે ડુબતાને બચાવી શકયો ખરો પણ તેમ કરતા તે થાકી ગયાથી ડુબવા લાગ્યો પણ તે બહાદુર બેન્ટલીની મદદથી બચ્યો. પણ કીનારે આવતા બેશુધ્ધ થઇ પડયો. આ તરફ પેલો ડુબતો આદમી જે એક અમેરીકન ડાકટર હતો તે ઠીક થયાથી કેપટન આગળ આવ્યો અને તેને શુધ્ધીમા લાવી બોલ્યો કે "તમુને 'હાર્ટડીઝીઝ' છે, ખરૂ પણ તે એટલુ બધું ધારતી ભર્યું નથી. ખરૂ દુખ છેક જીગરમા નથી પણ તેની નજીકમા છે. જો તમો મુંજ પાસે ઓપરેશન કરાવશો તો જન્મભરની પીડા જશે અને તમે મને બક્ષેલી જીંદગીનો બદલો વળી શકશે તમે તે કસુલી મને ઉપકારી કરશો?"

"નહી, હુ એ જોખમ ખેડી શકતો નથી," કેપટને કહયુ "પણ આ વાત મારા ધણી-યાણીને કેહતા ના."

"ઠીક, તમે આટલા બધા બીચકારા હશો એમ મેં નહીં ધારેલુ છતા તમારો વિચાર હજીબી બદલાય તો મને 'રોક હાઉસ'મા લખજો. સાહેબજી." કરીને તે અમેરીકન ડોકટર ગયો. જ્યાર બાદ કેપટન બબડયો. "હુ કદી ઓપરેશન કરવા દઇશ નહીં, પેગી છુટી થવીજ જોઇએ. એ બીચારી મરજી વગર શા માટે મારી સાથે બંધાઇ રહે" તે વેળા કોઇ, હાજર ન હતું પણ ત્યાંથી પસાર થતા બેન્ટલીએ તેની તથા ડાકટર વચ્ચે થયલી ટુંક વાત તથા તેના બબડેલા શબ્દો સાંભળ્યાથી તે તુર્ત પેગી પાસે ગયો અને તેણીને સર્વે વાત કહી જે સાંભળી તુર્ત એન્થની આગળ ગઇ-અને કહયું કે "વ્હાલા, આપણા વફાદાર બેન્ટલીએ મને બધી વાત કહી છે તો તમો કાંય મંજુરી આપતા નથી અને તમો મને શા માટે છોડવા માંગો છો." જવાબમા તે બોલ્યો "હું તુંને છોડવા માગું, મારી વ્હાલી? કદી નહીં. તુ શું જાણતી

નથી વ્હોતી કે મારે મન તુજ મારી દુનીયા છે. મને જે દુખ થાય છે તે તો આગના ચહેલા એક પુરૂષની યાદથી થાય છે '

"હા ડીયર, આ વાત ખરી છે, પણ મને ગરીબ થયની જાણતા, તે હીચકારો નાઠો કે જેની યાદ વગીક હવે હુ કરતી નથી તમે જરૂર ઓપરેશન કરાવો વ્હાના—હુ છુટી થવા નહીજ પણ તમારી સાથે સદાની જોડાયનીજ રેહેવા માગું છું," અને તેણીએ પોતાનો ગુનાળી ચેહરો તેના ખભા પર છુપાવ્યો આથી એન્થનીની આખો ખુશાલીથી ચળકી રહી

"મારી વ્હલી, શુ એ ખરૂં છે? તે હરખાઇને બોલ્યો

"હા વ્હાલા, બીનકુલ ખરૂ હુ તમને અનલથી ચાહુ છુ" તેણી બોલી

ત્યારબાદ તે ઓપરેશન કરવામા આવ્યુ જે ફતેહમદ નીવડયુ. તે અમેરીકન ડાક્ટર ખુશી થઇને બોલ્યો કે "સાહેબ, તમે મારી જીદગી બચાવી છે જ્યારે મે તમારી જીદગી બચાવીને તેનો બદલો વાળી આપ્યો છે કે જે તમારા બેન્ટલીની તર્ફ શકતીજ આભારી છે. જો તે તમારા મીસીસને કહેતે નહીં તો આ વાત કદી નહીં બનતે. સાહેબજી' કરી તે ગયો—કેહવાની જરૂર નથી છેવત સર્વે ખુશી સુખીજ થયા અને વફાદાર બેન્ટલી હજી સાથેજ રહી ઉપરનના બચ્ચાઓને રમાડે છે સાહેબજી

---

# જોગીને.

(૧)

જોગી! ત્હેં તો અલખના લેખ આલેખીયા હોજી!
જોગી! ત્હેં તો સૂણાવ્યા સ્વર્ગના સન્દેશ,
જોગી! ત્હેં તો ગગાના ઓઘ ઉતારીયા હોજી!
જોગી! ત્હેં તો જમનાના વાળ્યા વ્હેન
જોગી! ત્હેં તો અલખના લેખ આલેખીયા હોજી!

(૨)

જોગી! ત્હેં તો દર્શન દીધાં દેવના હોજી!
જોગી! ત્હારો દેવભૂમિમા વાસ,
જોગી! તુ તો મત્રો ભણે ચાર વેદના હોજી!
જોગી! નહી જાણે વ્યવ્હારની વાત,
જોગી! ત્હેં તો અલખના લેખ આલેખીયા હોજી!

(૩)

જોગી! ત્હારો પુણ્યથી પાવન પથ ... હોજી!
જોગી! ત્હારે પથે ... કાળા નીરથી હોજી!
જોગી! પેલાં ઝુપડી પેલે પાર
જોગી! ત્હા ત્હેં તો અલખના લેખ આલેખીયા હોજી!

(૪)

જો... તુ તો કૈલાસ માનસરોવરે હોજી!
જોગી! તુ તો સાચા મોતી ચણનાર,
જોગી! અમે વનના તે કાળા કાગડા હોજી!
જોગી! અમે વિષ્ટા પૂરે મૂકનાર
જોગી! ત્હેં તો અલખના લેખ આયેખીયા હોજી!

(૫)

જોગી! એક એક અક્ષર આપીયા હોજી!
જોગી! ત્હેં તો ...યા નહી તલ ભાર,
જોગી! અમે ઘુ...ચા ગગનમા ઉડતો હોજી!
જોગી! તુ તો ...ત વ્યોમ વિહંગ
જોગી! ત્હારો અલખના લેખ આલેખીયા હોજી!
જોગી! ત્હેં તો

(૬)
જોગી! અમે નીચે નીચે બહુ ઉતર્યાં હોજી!
જોગી! અમે ભૂમિ પરે ફરનાર,
જોગી! અમે કાળાં તે કાજળ આંજીયાં હોજી!
જોગી! અમ ઉર ઘેર્યો અંધકાર.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૭)
જોગી! અમે સનોગડાં સંસારનાં હોજી!
જોગી! અમે શીખ્યાં નથી સદાચાર;
જોગી! અમે જાણ્યાં ન મૂલ ન સંસારનાં હોજી!
જોગી! અમે કીધાં બહુ અનાચાર.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૮)
જોગી! એમ મોહી રહયાં જડ ભોગમાં હોજી!
જોગી! ધર્યા દેહ પરે અનુરાગ;
જોગી! અમે પાપથી પુણ્ય પ્રજાળતાં હોજી!
જોગી! અમે શીખ્યાં નથી વૈરાગ.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૯)
જોગી! અમે ક્ષણમાં વિકારી થઇ જતાં હોજી!
જોગી! અમે ઇન્દ્રિઓને આધીન,
જોગી! અમે ભૂલી જતાં વ્રત પુણ્યનાં હોજી!
જોગી! અમ જીવન પંથ મલીન,
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૦)
જોગી! તમે ક્ષમજો આ પામર જીવને હોજી!
જોગી! ફરી આપો ઉંચા અધિકાર;
જોગી! લઇ ઉડો અમોને વ્યોમમાં હોજી!
જોગી! ન તો એળે જશે અવતાર.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૧)
જોગી! ત્હારા દેહમાં દેવનો નિવાસ છે હોજી!
જોગી! ત્હારા નયનોમાં નેહ ઉભરાય;
જોગી! ત્હારા અંતરમાં અમૃત ઉછળે હોજી!
જોગી! ત્હારી વાણીમાં વ્હાલ અપાર
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૨)
જોગી! ત્હેતો પૂર્વમાં પુણ્ય રૂડાં પાથર્યાં હોજી!
જોગી! તને સરસ્વતી છે પ્રસન્ન;
જોગી! તને આનંદ આઠે યામમાં હોજી!
જોગી! તને લક્ષ્મીજીનાં આસન્ન.
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૩)
જોગી! ત્હારે શ્રદ્ધા ને સ્નેહની ઉપાસના હોજી!
જોગી! ત્હારે વિશુદ્ધિનાં છે વ્રત;
જોગી! ત્હારે આશા નથી રતિમારની હોજી!
જોગી! ત્હારે સુખ દુઃખે સંતોષ!
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૪)
જોગી! ત્હારી આંખે અજવાળાં ઉગીયાં હોજી!
જોગી! ત્હારાં હૈયે ઉઘાડયાં દ્વાર,
જોગી! ત્હારો સ્નેહ સમુદ્ર ન સૂકતો હોજી!
જોગી! કીધા ઓછા ભૂમિનાં ભાર!
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૫)
જોગી! કહી દ્રષ્ટિથી આપને નિરખુ હોજી!
જોગી! કહું ગુરૂ કહું કે ભ્રાત,
જોગી! અમે ડુબતાને આજ ઉગારિયાં હોજી!
જોગી! નતો ડુબ્યાંતાં ખારેય વ્હાણ.
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૬)
જોગી! ઉંચા ઉચા વસ્યાં કુળ આપનાં હોજી!
જોગી! નીચાં નીચાં અમારાં દ્વાર;
જોગી! પુલ દેજો મીઠાં "રસકુંજ"નાં હોજી!
જોગી! યાચું એટલો હું અધિકાર.
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૭)
જોગી! ૐ શાન્તિનાં પાઠ ઉચ્ચારતો હોજી!
જોગી! સદા ગાતો રૂડાં રમ ગાન;
જોગી! મીઠા આંબાનાં બીજ ગધે વાવતો હોજી!
જોગી! અમે શું કરીએ સન્માન?
જોગી! ત્હેતો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૮)

જોગી! તું તો બાળીને ઉર બહલાવતો હોજી!
જોગી! ત્હેં તો કાર્યાં હૈયાનાં હીર;
જોગી! અમે નાગાં ઉઘાડાં જીવનાં હોજી!
જોગી! ત્હેં તો પુણ્યનાં પૂર્યાં ચીર.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

(૧૯)

જોગી! તપ ક્ષેત્રની વાડી વધારજો હોજી!
જોગી! જગ પાવન પુણ્ય પ્રકાશ;
જોગી! તમે રેલવજો અમ ઉરમા હોજી!
જોગી! એવી મોંઘી પૂરો અભિલાષ.
જોગી! ત્હેં તો અલખનાં લેખ આલેખીયા હોજી!

"નલિનીકાન્ત."

# રમુજે—નવરંગ.

લખનાર—"B. V. M"

તે-નાજાં, હવે હુ તારા આય બીલના બીલાડાં જોઈને તદન કંટલઇ ગીયોચ. તુ શું એમ ધારેચ કે મારી પાસે પૈસાના ઝાડ લાગાંચ કે હુ ભર્યા કરૂં?

નાજાં—ઓહ! તેનું મને શુ કેવોચ? તમારે યાદ રાખવું જોઈએ કે હું તમારી બૈરી છેઉ ને નહીં કે પૈસા મબધી સલાહ આપનાર!

* * * *

એક કડીયાને વકીલે નીચલા સંવાલો પુછયા, એની મતલબથી કે તે કોર્ટમાં તેને હલકો પાડી શકે.

"તુ કોઈબી વખત કેદખાને ગયલો કે?"

"હા સાહેબ, બે વખત"

"વાહ! પહેલાં કેટલો વખત?"

"એક આખી બપોર."

"હં! અને બીજી વખત?"

"ફકત એક કલાક"

"વારૂ, પણ કયા ગુનાહને માટે તુને એટલી નાની સજા થયલી?"

"સજા શાની હોય સાહેબ, હું તો ફકત એક કોઠરીને ચુને। લગાડવા ગયલો કે જેમાં તમારા જેવા એક વકીલને પોતાના કુલને ઠગવાના આરોપ માટે પુરવામા આવનાર હતો!"

* * *

ભરતી કરનાર ઓફીસર—કંઇ અગઉની ટ્રેનીંગ?

નવો સોલજર—હા સાહેબ, હું કસઈ હતો અને દરરોજના દમ બકરા મારતો હતો.

* * *

તેણી (પ્રોપોઝલ પછી)—તમે કેટલી સરસ રીતે "પ્રોપોઝ" કરી જાણોચ હં! તમે આયજ રીતે અગઉબી કોઈ છોકરીને કહેલું કે વ્હાલા?

તે—ત્યારે નહી? તું શુ એમ ધારેચ કે પહેલીજ વખત એક માણસ આટવી સરસ રીતે એમ કરી શકે?

* *

તે મુસાફર પોતાના દોસ્તો આગળ મુસાફરીની વાત કરતો હતો.

"એશીયા માઇનરમાં મને એક ટર્ક મલ્યો."

'મને બધી મલી સાત બૈરીઓ છે' તે ટર્કે ખુશાલ જીવે ધુવો કાઢતાં મને કહ્યું,

'સાત બઈરીઓ? ઓ ખુદા, જબરો તું! પણ તેઓના ડ્રેસના બીલ તો તું ભરતાં મરવા પડતો હશે. નહી વારૂ?' મેં કહ્યું; પણ તે ટર્કે પોતાનું ડાકું ધુણાવ્યું.

'નહી, નહી, બેરાદર, મારી બધી બૈરીઓ "ડ્રેસ-મેકર" છે. અને "ડ્રેસ-મેકરો"ને પણવાની મેં પુરતી સંભાલ લીધીચ."

ખરો કોઈ અકકલમંદ!

* * *

ત્યાં પાર્ટીની ધમાલ હતી. જેવામાં એકે પાર્ટી આપનારની બુચીને બોલાવી પુછયું.

"અહીં આવ બુચી, તું ઘણી ડાહી લાગેચ, પણ મંમાને કંઈ ઘેરમાં મદદ કરેચ કે?"

"હાસ્તો વરી" તે બબરાકે જવાબ આપ્યો, "મમાએ આજે મને કામ સોંપ્યુંચ કે તમો બધાં ઘેરે જાવો ત્યારે મારે સઘળા ચાંદીના કાંટા ચમચા ગણી જેવા કે બરાબર છે કે નહીં."

* * *

"લે વ્હાલી" તે ધણી એક પૈસાથી ભરપુર કોથલી પોતાની વ્હાલીના હાથમાં સેરવતાં બોલ્યો, "ગઈ રાતના હું પાનાંમાં ઘણાં નસીબ સંજોગે જીત્યો. હું ધારૂંચ કે જે ડ્રેસ તુંને જોઇતો હતો તે હવે સહેલાઇથી તુ ખરીદી શકશે."

તેણીએ તે કોથલી કાંઈબી બોલ્યાં વગર પોતાનાં હાથમાં લીધી. અને પછી એકદમ બોલી ઉઠી. "આહ! તમુને એમ રમતાં જોઈ મારાં રૂવે રૂવાં ઉભાં થાયચ. વ્હાલા, મને પ્રોમીસ આપો કે હવે ફકત મારા ડ્રેસ સાથે બુટ ખરીદવા જેટલાજ પૈસા જીતી, કોઈબી દહાડો એ ખુવારી કરાવનારી રમતને અડકશો નહી. મારો ધણી એક જુગારી હોય એ જોવા હું ઇચ્છતી નથી."

* * *

સપલ—કેમ દોસ્ત, તારા ફોનોગ્રાફનો કોઈ ઘરાક મલ્યો કે?

નવલ—હારે યાર! તે સમજની તે દહાડે રાતે મેં એક સરખો છ કલાક સુધી વગાડયો. તે આખા મહોલ્લામાં એવી તો સરસ જાહેર ખબર ફરી વલી, કે બીજે દહાડે આજુબાજુના પાડુશીની એક કમીટી મલી મને ઘણીજ સરસ ઓફર મોકલાવી. કેમ ઠીક થયું કેની?

નુસકો અજમાવવાની છુટ છે!!

# ઇન્સાફ!

## (એક ટુંકી વાર્તા.)

લખનારઃ—માણેકજી ફરામજી સુંનાવાળા.

તે એક પુરાણું ફ્રેંચ લડાયક બારકસ હતું જે ભર દર્યે પુર ઝડપે સહેલ કર્યું જતું હતું. સૌ કોઇ પોત પોતાનાં કામમાં ગુંટાયાં હતા. કપટાન પોતાની કેબીનમાંથી તુટક ઉપર આવતો હતો, જેવામાં એકાએક કેટલાક ખલાસીઓની તીક્ષણ ચીસો ને કોઇ આફતની આમદ પુકારતા પોકારો તે બારકસ ઉપર ફેલાઇ રહ્યા.

"દોડો, દોડો, મોટી તોપની સાંકળો તુટી ગઇ છે! જીવ બચાવવા દોડો!"

એવી કીસમના ભયાનક પુકારો ત્યા થઇ રહયા અને તે સાંભળતાંજ સર્વ કોઇ દહેશતથી ધ્રુજતાં મોટી તુટક ઉપરની બીજી નાની તુટક ઉપર જવા ધસ્યાં.

હવે જાણવું અગત્યનું થઇ પડશે કે તે વખતમા એ પુરાણી ઢપનાં બારકસો ઉપર જે તોપો રાખવામાં આવતી તેઓને પૈડા ઉપર ગોઠવવામાં આવતી અને મોટી રાક્ષસી સાંકળો વડે તુટક સાથ જીકડી લેવામાં આવતી. અને જો અકસ્માતીક સાંકળ તુટી જવા પામતી, તો એક ભયાનક દેવસ્થાનજ જાણે બારકસ ઉપર તુટી પડયુ હોય એવી જબરી ખાનેખરાબી થઈ જતી. એવા અકસ્માતથી જબરામાં જબરા ખલાસીઓ હેંમત ખાઈ જતા કારણ જો એક વાર એ રાક્ષસી તોપો છુટતી તો ભર દરયે ડોલતાં વહાણના આંચકાથી એ કાળા દેવો મજબુતમાં મજબુત વસ્તુઓનો નાશ કરી તમામ વહાણનો નાશ કરવા સામર્થવાન બનતા.

ઉપલા પુકારો થઇ રહેતાંજ કપટાન જે ઉપલી તુટકના દાદરની લગોલગ આવી લાગ્યો હતો તે ઉપર વીજળી વેગે ધસી ગયો અને તેની પાછળ સંખ્યાબંધ ખલાસીઓ ને અમલદારો જીવ બચાવવા દોડયા.

લેકીન થોડાક કમનસીબો તે છુટી થયલી દિવાન્ગત હવસ દાખવતી તોપના સપાટામા સપડાઇ ગયા અને તાતકાળીક તેમનો ચુરેચુરો થઇ ગયો. તે બાપડાઓની ચીસો એવી તો દુઃખભય ને ભયંકાર હતી કે ઉપર ઉભેલા કરડા દેખાવના ખારવાઓ સીધે ધ્રુજરા બની જઇ થરથર કાંપતા હતા. ગાંડા છેડાયલા હાથી માફક તે તોપ ઘડીકમાં આગળ ધસી જતી તો ઘડીકમાં વાંકી ફરી જઇ બારકસના કોઇ ભાગને જઇ અફળાતી ને તેનો ખુરદો કરી નાખતી; તો ઘડીકમાં જીવ બચાવવા દોડતા, કોઇ કમનસીબ ખલાંગીની પુઠ પકડી તેને સપાટામાં પાડી તેનો જોતજોતામાં રસ્તો સાફી નાખતી અને ટુકડે ટુકડા થઇ ગયલા શખ્સોની ઉપરથી ગગડી જઇ તેઓનાં હાડકાં માસનો ભુકો ખીમો કરતી દોડતી હતી.

તે કપટાન ખામોશ કરડા દેખાવે આ ખાને ખરાબી જોતો ઉભો હતો અને તેનાથી થોડે દુર બારકસનો વડો ઇંજનેર ખડો હતો. દેખાતુ હતુ કે એ ઇંજનેરનીજ બેદાદીથી આ હેબતનાક ખાનાખરાબી થતી હતી અને એ બાપડો પોતાની ફરજમાં આવું ગોઠું ખાઇ જવાથી પરેશાન થતો હાંફળો ફાંફળો બની ચાંથી ત્યાં દોડતો હતો. એવામાં એક શખ્સ તે

ખનાસીઓના ટોળાને બાજુ હડાવતો સામે આવ્યો અને દાદરના પગથ્યા ઉતરી નીચેની તુટક ઉપર જઇ થોભ્યો

'અરે એ તો આપણો પેલો ભેદી ઉતારૂ છે?' એક ખનારીએ બીજાના કાનમા ધીમેથી કહ્યુ

"હા, એ ખેડુત ત્યા કા મરવા ચાલ્યો?'

એ ગામડયો જો કે બહારના દેખાવ ઉપરથી દીસ્તો છતા એનામા કાઇ વિચિત્ર ઢસ્મો ને ભેદીપણુ દેખાઇ આવતું તે બારકમ ઉપર કોઇ તેનુ નામ વગીક જાણતુ ન હતુ કારણ તે કોઇ સાથ ભેળાતો ન હતો

પણ પેલી તોપ હવે એક જબરા આચકા સમેત મોટા ડોળ ઉપર યાહોમ ધસારો લઇ ગઇ અને તેના જોશથી તે લોખડી ડોળ પણ કડકડ અવાજ કરી ઝુકવા લાગ્યુ એવુ તે કાના કહેરનત દેવનુ જોમ હતુ

આ વખ્ત પેલો વડો ઇજનેર ગાડો ઝનુની બની કુદકા મારતો ધસ્યો અને કપ્તાનને બાજુ ખસાડી પેતોજ દાદર ઉતરી તે ગામડયાને કોણી વડે બાજુ કરી નીચે જઇ ઉભો અને નજદીકમાંજ પડેલો એક મોટો લોખડી સળીઓ ઉપાડી લઇ તે તોપ તરફ દોડ્યો, અને તે રાક્ષસી વસ્તુ જાણે તેને પીછાણતી હોય તેમ તેના ગમી ફરી ગઇ અને ખોફવત બની તેના પર ઓચીંત હુમલો કરતી ધસી ગઇ લેકીન જે વીજળી વેગે તે દોડતી ગઇ તેનીજ સાફ ઝડપે તે શખ્સ વકો વગી તેના પજામાથી છટકી નાઠો પણ તેજ ઘડીએ જાણે તેમા જીવ આવ્યો હોય તેમ વળી પાછી ફરી જઇ તે તોપ તેની પુંઠે ધસી, અને એ મુજબ એક જબરો જીવ સટોસટનો નાસો ગોસો રમાવો શરૂ થયો હરનેવા તે ઇજનેર તાજુબીભરી હિકમતે છટકી જતો અને હરપળે તે છેડાનુ દેવસ્થાન તુતક ઉપરના કોઇને કેઇ ભાગને અડકી સત્યાનાશી ફેલાવતી હતી એ મુજબ પાચેક મીનીટ જગ મચ્યુ કે જે ત્યા ઉભા રહી ઉચે દમે નીહાળતા શખ્સોને મનથી પાચસો વરસ જેવી લાગી તે શખ્સ પરસેવાથી તડબોળ થઇ ગયો હતો લેકીન જે ઢબે તે પોતાની તોપ સાથ લડતો હતો તે પુરવાર કરી આપતુ કે તે એક ભારે ઉસ્તાદ હતો, અને ગોયા તે જીવ વિનાની રાક્ષસી વસ્તુ તેની બાજીને ઉતાવળા ચાહતી હોય તેમ બે ઘડી તેને લલચાવતી લલચાવતી થંભ ઉભી રહી ગઇ એક અઠંગ કુસ્તીબાજ જેમ દાવપેચ ખેલે તેમ આપણો પહેલવાન બહુ સભાળથી એક હાથે લોખડી સળીઓ ઉગામી પોતાના હરીફ તરફ ફસડાતો ચાલ્યો તે તોપ બે પળ બીલકુલ સ્થિર ઉભી મગર જેવો તે શખ્સ તેની બાજુમા લગોલગ આવી પોહચ્યો કે ફરી જઇ જોશબંધ તેના ઉપર ઉછાળો મારી કુદી એક જબરદસ્ત છલાંગ સમેત તે ઇજનેર ત્યાથી હટી ગયો અને પેલો ગામડયો જે ચુપ ઉભો રહી સઘળો તમાશો નીહાળતો હતો તેની લગોલગ આવી ઉભો અને વિચાર કરવાનો કે જોવાનો સજોગ બને તે આગમચ તો પેલુ છેડાયલુ ભુડ મધગો બાર કાઢવા માગતી ઢબે તેને કચડી નાખવા તેના ઉપર તુટી પડ્યુ, અને ઉપરના સર્વે ખલાસીઓના મુખમાથી ધાસ્તી ને દુખની એક જબરી ચીસ પડી ગઇ

પરતુ પેલા ગામડયાએ સમયસુચકતા વાપરી તેને એક જબરો આચકો મારી દૂર ફેકી દીધો ને પોતે બીજી બાજુ કુદી પડયો, અને તેજ ઘડી તે તોપ ગડગડ કરતી બે ત્રણ

વાર પાછળ ગમડી ગઇ જો કે પેલો ઇજનેર પેલા ગામડયાના આંચકાથી અડધો ઓંખાઇ ગયો હતો છતાં તેણે સમયસુચકતા ખોઈ નહિ અને જોતજોતામાં વીજળી વેગે ઉઠી ઉભો થઇ પાસે આવી ઉભેલી તે તોપનાં પૈડાંમાં પેલો મોટો લોખંડી સળીયો ખોસી દીધો, અને તમામ જોર વાપરી તેને ઉંધી કરવાની કોશીશ કરવા લાગ્યો. એ જંગનો આ છેલ્લો તબકકો હતો જેમાં ચતુરાઇ કરતો અંગબળની વધુ આવશ્યકતા હતી અને એમાં પણ આપદે તે ફાવ્યો, કારણ બારકસની એક ઝોકા સમેત તે કેદ પકડાયેલો હૈત ઉંધો વળી ગયો અને લોખંડી જીવ પીનાનાં રાક્ષસી બળ ઉપર એક મનુષ્ય મન અને ચતુરાઇની ફતેહ થઇ.

છુટકારાનો દમ ખેંચતા અને બેફામ બનેલા તે ખલાસીઓ નીચે આવ્યા અને નવી મોટી સાંકળો લાવી તે તોપને નવેસર જકડી લઇ તેને આગળની સ્થિતિએ લાવી મેળી. પણ તે બારકસ ઉપર એટલી પળોમાં ભારે સત્યાનાસી થઇ ચુકી હતી.

* * *

તે કપટાન હવે પેલા ગામડયા તરફ ફરયો કે જે તુટકને એક નાકે ઉભો રહી શાંત ચહેરે દરયાની સપાટી ઉપર નજર ટાકી કાંઇ વિચારમાં મશગુલ બની ઉભો હતો, કપટાનની પેઠેક પાછળ પેલો ઇજનેર પોતાની ફતેહથી સંતોશ બની કાંઇક ગમગીન તો કાંઇક ખુશાલ ચહેરે ધીમે કદમે ચાલતો હતો, કે જ્યારે દુરથી અમલદારો અને ખલાસીઓ પોતપોતામાં હળવે હળવે વાતો કરતા ગુંચળું વળી ખડા હતા

પેલા ગામડયાની નજદીક આવતાંજ કપટાને સેલ્યુટ કરતા મોટે અવાજે કહયું,

"નામવર, આપ ચહરથ તમે એનો જાન બચાવ્યો તે માટે ઉપકાર માનવા ઇચ્છે છે."

ધરાવનારે સાંભળી ધીમેથી તે ભેદી શખ્સ ફર્યો અને પેલા ઇજનેરને પોતા નજદીક બોલાવી છતાં ફરમાને તેમ કહયું, "એમાં ઉપકાર માનવા જેવું કશુએ નથી. મિત્ર, મેં તારો જીવ ઉગારયો જેના બદલામાં તેં આ નાપાક તોપને જોર કરી જે બહુજ દલેરીનું કાર્ય કહેવાય ને તેની પીછાણમાં હું તને લીજ્યન ઓફ ઓનરનો સ્ટાર આપું છ, હાં મારી સાંમે આવ."

અને તે ગુંચવણમાં પડેલો શખ્સ જેવો તેની સાંમે આવી સેલ્યુટ કરતો ઉભો કે પેલા ભેદી શખ્સે પેલા કપટાનની છાતી ઉપર લટકતો 'સ્ટાર' ખેંચી કાઢી પેલા ઇજનેરની છાતીએ લટકાવ્યો, હજી તો તેની તેમજ સર્વે કોઇની અજાયબી દુર થાય તે અગાઉ તેજ સખ્શે મોટે સાદે ફરમાવ્યુ.

"તારી દલેરીનો આ બદલો છે, પણ તારી બેદરકારીનો નતીજો તારે ખમવો જોઇશે. કેપટન, હું ફરમાઉં છ કે આ શખ્સને એની બેદરકારી માટે બે મીનીટમાં શુટ કરી નાખવો."

બે ઘડી દંગ થઈ જઇ પેલો કપટાન ને ઇજનેર ચુપ ઉભા. જે જોઈ પેલા શખ્સે ફરમેર્યું, "જો હુસ્યારીનો બદલો આપો તો શું એક જીવલેણ બેદરકારી માટે સજા ન થવાય? મારો હુકમ તાબડતોબ બજા લાવો." તે કપટાન સેલ્યુટ કરી ગંભીર કદમે ત્યાંથી ચાલતો થયો, કે જ્યારે પેલો ઇજનેર સર ઝુંકાવી ત્યાંથી સહેજ હટી ગયો.

× × ×

એ મીનીટમાં તો ત્યાંજ અડધી ડજન હથ્યારબંધ ખલાસીઓ નેમ તાંકતા ગોઠવાઈ ગયા અને કપટાને "ફાયર"નો હુકમ આપતાંજ પેલો કમહીન શખ્સ ત્યાં મુડદું થઇ પડયો!

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. ફેબ્રુઆરી, ૧૯૨૧. અંક ૬ ઠો.

# બાપના શ્રાપ.

## (યુરોપ્યન સંસારની એક વારતા.)

### પ્રકરણ ૧૯.

વરસાયલના બાદશાહી મહેલના એક ઉત્તમ કિમ્મતી આરાસ્તા કીધેલા એક આલીશાન અપવાનમાં તે ઝમાનાની સર્વથી ખુબસુરત અને સર્વથી બહોળો વગવસિલો અને સાનમાન ધરાવનારી નામાંકિત બાનુ એકલી બેઠી હતી કે જેણીની જીંદગી જો કે તે એક તાજદાર હોવા છતાં દુઃખ અને હાદેમાઓમાંથી કોઇ પણ રીતે બાકાત કમનસીબે વિદી નહોતી, ઘણાજ દલગીરી ભર્યા બનાવો તેણીની જીંદગીના બાગમાં બનેલા હતા. તેણીના ગમ અને દુઃખમાં તેણીથી પરિચિત દરેક જણની ખરા અંતઃકરણની દિલસોઝી હતી. તેણી ફ્રાન્સ દેશની શહેનશાહ બાનુ યુજીની હતી.

તેણીની ખુબસુરતી કે જેણીએ આપણે તેણીના બાદશાહી અપવાનમાં એકલી જોઇએ ત્યારે પુર બહારમાં ખીલી નીકળેલી હતી અને તેણી એક એવી નામાંકિત ધણીની મહેરદાર હતી કે જેની સમક્ષ આખું યુરપ સર નમાવતું હતું! ફ્રાંસ દેશની ખુશાલ પણ બહાદુર પ્રજાની શહેનશાહ બાનુની માનવંત પદ્દિ તે ધરાવતી હતી અને દરેક જણ તેણીને ઓળખતું હોય યા ન હોય તે પણ તેણી માટે માન ધરાવતું અને મગરૂર હતુ.

તેણીનો ખુબસુરત ચ્હેરો શોકગ્રસ્ત હતો! તેણીની આંખોમા ગમી જોઈ લેવાતી હતી. શું તેણીને આવતાં દુઃખોની એ કંઈ ગેબી બશારત થતી હતી? આ બાદશાહી ભુવન છોડી દેશવટો અને દલિદ્રતા સહેવવાની તેણીની ભાવિ સરતજના શું એ છુપો એશારો હતો? તેણીના બાદશાહી પતિના હાથમાંથી રાજદંડ છિણવી લઇ તેના પદભ્રષ્ટ થવાની ભવિષ્યની સરજતતો અને તેણીના બહાદુર બેટાની પ્રદેશ મધ્યેની કતલનો તેણીને અર્થસુચક પૈગામ તો મળતો નહતો? તેણીની ભાવિ આપત્તિઓનાં કશાં ચિન્હો હાલ નજરે આવતાં ન હતાં તેણીના સુખનુ આકાશ હાલને તબક્કે તો સ્વચ્છ હતુ. અમોએ ઉપર કહ્યું તેમ તેણી એકલી હતી તેટલા

એક દાસી તે રૂમમાં દાખલ થઇ અને તેણીને ખબર આપી કે જે ઓરતની મુલાકાત લેવાની તેણીએ કબુલાત આપી હતી તે તેણીની હઝુરમાં આવવા બહાર ખોટી થતી હતી. તેણીએ તેને અંદર લાવવાનો હુકમ કર્યો અને થોડા સમયમાં એક ઉંચી તોરવંત દેખાવની, શોકના સિઆહ વસ્ત્રોમાં મજ્જ થયલી, મગરૂર પણ આકર્ષણ ધરાવનાર મુખડાવાળી એક બાઇ ત્યાં દાખલ થઇ. તેણી તે ખુબસુરત શહેનશાહ બાનુને અતિ માનથી નમી ઉભી.

"તમો માડામ ડ સૅાલ્ડાના છો?" તેણીએ નમ્ર આવાઝે પૂછ્યું.

"હા નામદાર! હુંજ તે અતિ દુઃખી–અતિ હેરાન થયલી–અતિ કમનસીબ ઓરત છું!" માડામે જવાબ કર્યો.

"તમે એમ ધારો છો કે હું તમને કશી મદદ કરી શકીશ?" યુજીનીએ પૂછ્યું: "તે કેમ–કેવી રીતે? મને કહેશો?"

"તમો નામવર શહેન્શાહ બાનુ મને ઘણા પ્રકારની સાહેતા આપી શકો એમ છો!" તેણીએ કરગરતા આવાજે કહ્યું. "તમો નામવરની રજાથી તે કેમ બને તે હું તમોને સમજાવીશ."

યુજીનીએ ડોકાંના લહેકાથી તેનાં બોલવાનો સ્વિકાર કર્યો.

"તમે જે કહેવા માંગો છો તે સમજવા હું ખુશી છું!" તેણી માયાથી બોલી.

માડામ ડ સૅાલ્ડાનાએ પોતાની કહાણી વિસ્તારથી તેણીને રડમસ સાદે કહી સમજાવી. પ્રથમમાં તેણીના કુટુંબ સાથ શહેન્શાહ તરફથી ચલાવવામાં આવેલી ગેરવર્તુણુકનું સ્મરણ થતાં તેણી ઉશ્કેરાયલા સાદે બોલી. પણ પછી ધીમે ધીમે તે સાદ ઘણો કરૂણોત્પાદક બનતો રહેયો. ઘણા જુસ્સાદાર અને દિલ ઉશ્કેરનારા શબ્દોમા તેણીએ પોતાની કથા તેણીને કહી સમજાવી સૅાલ્ડાનાના વારસો કેવા હતા–કેવાં મહાન કામો તેઓ દેશ ને રાજા ખાતર અંગત ભારી ભોગે બજાવી ગયા હતા–તેઓની હિમ્મત–બહાદુરી–ઇઝઝત કેવી મ્હોટી હતીઃ તેઓની દૌલત–માલમિલ્કત કેટલી બીસ્યાર ને જબરી હતીઃ અને તે બધું છોડાવી દઇ તેઓની આગળી મહેનત–રંજ–ભોગ–દેશ સેવા બધું બેપરવાઇ અને નગુણાપણાથી વિસારી દઇને તેઓને આવારાવતન કરી દેવામાં આવ્યા હતાઃ ફ્રાંસમાં વ્યાપી રહેલી અંધાધુંધીમાં સેંકડો અમીર કુટુંબોને દેશવટો આપવામાં આવ્યો હતો.–કાંય? તેને આ વાર્તા સાથે કંઇ સંબંધ ન હોવાથી તે બધું અત્રે ઉતારી લેવાની જરૂર અમે જોતા નથી–તેઓમાં સૅાલ્ડાનાનું કુટુંબ પણ હતું. તેઓને તિરસ્કારપૂર્વક દેશમાંથી હાંકી મૂકવામાં આવ્યા હતા. તેઓની માલમિલ્કતો, ખેતાબ, ઝપ્ત કરી લેવામાં આવ્યાં અને તેઓ પરાયા મુલ્કમાં અમીરના ફકીર થઇને રવડતા થયા. માડામ ડ સૅાલ્ડાનાએ તે બધુ વિસ્તારથી અને અસર કરે એવી રીતે યુજીનીને કહી સમજાવ્યું. તેઓએ ઇગ્લંડમાં કેવી દળિદ્રતામાં ઝીંદગી બશર કીધી હતી તેનું ઘણું દિલ ઉશ્કેરનારૂં બ્યાન તેણીએ કર્યું અને પછી પોતે પોતા સામે બધી હોવા છતાં તે ખુદ્દના વેશમાં પોતાના વ્હાલા વતનમાં આવી ત્યાંજ તે મરવા માંગતી હતીઃ તેણીનો બેટો એક ઉમરાવનો ખરેખર તો નબીરો ઇંગ્લાંડમાં એક શિક્ષક તરીકે નોકરી કરી પોતાનું ઉદરપોષણ કરતો હતો કે જે ખુબસુરત, ચાલાક અને બહાદૂર હતો–પોતાના રાજા અને દેશ માટે ગાન અને મગરૂરી ધરાવતો હતો. પોતાના દેશની સેવામાં કમર કસવા ખડે પગે તૈયાર હતો–જો બધું તે માતાએ બહુંજ ચાલાકીથી તે શહેન્શાહ

જનુ કહી સમજાવ્યું. છેવટે કહેવું પુરૂ થતાં તે અગાધ ગમથી રડી પડી આંસુઓનો ધોધ એકટકાવ તેણીની ચશ્મોમાથી નીકળી પડ્યો !

"હું તમારે માટે શું કરી શકું એમ છે, માડામ ડ સૉ'ડાના?" યુજીનીએ નરમાશથી પ્રશ્ન કર્યો.

"તમે ઘણું કરી શકશો-બધું કરી શકશો!" તેણીએ જવાબમાં કાલાવાલાથી કહ્યું. "એ એક જાહેર વાત છે કે માહરા લીઓના બાપાને જ્યારે અત્રેથી હાંકી મેળાગાં આવ્યા હતા ત્યારે તેમણે કંઇ પણ રાજ દ્રોહ કર્યો ન હતો. તેઓ તમામ નિર્દોષ હતા પણ તેઓના શત્રુઓએ તેઓનાં સુખનો સહાર કર્યો. તેઓ સામેનો એ મખ્ત અને ગેરવાજબી હુકમ રદ કરવાની એક અરજી તેઓના મિત્રોએ શહેનશાહ લૂઈ ફિલિપને કરી હતી પણ તેણે તે કોઈ કારણ વસાત યા પોતાના મશાહકારોની ભેરવણીથી નામંજૂર કરી હતી." ફરી એક વખત તે ઓરતે મિન્તઆરીથી બોલવું જારી રાખ્યુ "માહરા કુટુંબના મિત્રોએ અમારો પ્રશ્ન ઉપાડી લીધો છે' તેઓ નામદાર શહેનશાહને સૉલ્ડાનાના પુરાણાં કુટુંબની જાગીરો, મિલ્કતો ને ખેતાબ તેઓને પાછો સ્વાધિન કરવાની મહેરબાની ફરમાવવા અરજી કરનાર છે !"

"હું એ બાબતે ઘણી ખુશી છુ !" યુજીનીએ કહ્યુ.

"તમો નામદારની તે માટે મેહેરબાની માગવા હું અત્રે આવી છુ !"

"માહરી મેહેરબાની એમા કેવા પ્રકારની જોઇએ છે?" તેણીએ કહ્યુ. "માહરાથી બની શકતી મદદ હું જરૂર કરવા ખુશી થઇશ !"

માડામ ડ સૉલ્ડાનાની કાળી ગમરૂર ચક્ષો રાણી ભણી અતિ ઓઝરબાઢી અને આતુરતાથી ટીકાયલી હતી.

"મેં સમજ્યું છે અને અત્રે બધાંઓ કહે છે'કે તમો નામવરનો વગ તમારા બાદશાહી પતિ ઉપર ઘણો છે, ફ્રાંસમાં એમ દરેક જણ કહે છે ! તમો નામવર તમારા તે બળવાન વગનો માહરે ખાતર—માહરા દિકરાને ખાતર-ફ્રાંસ દેશની એકવાર અમુલ્ય સેવા બજાવનારો ખાન્દાનનાં છેલ્લા નબીરાને ખાતર ઉપયોગ કરશો ? અમારી ભલામણમાં બે બોલ બોલશો !"

શહેનશાહ બાનુ યુજીની હસી.

"તમને જો એમ લાગતું હશે કે તેથી તમને લાભ થશે તો હું જરૂર તેમ કરીશ, માડામ, પણ એ બાબત તો મોટે ભાગે પ્રધાનોના હાથમાં રહે છે !"

"હા-તેમ છે ખરૂં, પણ તેઓથીજ એવી અર્જીઓ મોટે ભાગે નિષ્ફળ જાય છે ! તમો મહેરબાન બાનુ તરફના તેની પક્ષના બે બોલ તેને જરૂર કામયાબ ઉતારશે !"

"હું જરૂર તેમ કરશ !" યુજીનીએ હસીને કહ્યું. "મને કહેવા જેવું પુછિમાં ઉમેરીશ નહીં !"

"તમો નામવરના ભલાંમાં હું નિત્ય બંદગી કરતી રહેવશ ! તમારૂં દિર્ઘાયુ થાવ-તમો સુખી આબાદ રહો એવી દુઆ નિત્ય હું કરીશ." માડામ ડ સૉલ્ડનાએ આભારી જીગરે કહ્યું.

યુજીનીએ તે બાદ તેના બેટાને લગતા ઘણા પ્રશ્નો તેણીને પુછ્યા.

"માહરો દીકરો જો ફ્રાંસ આવશે તો તે તમારો તાબેદાર થઇ રહેશે. તમારા વફાદાર

માહિલો સર્વથી મોટા વફાદાર નિવડશે !" તે માતાએ પોતાના પુત્રની તારીફ કરતાં ઉમેર્યું,

"મને વફાદારીનીજ જરૂર છે !" તે શહેનશાહ બાનુ હસીને બોલી ! "માડામ ! તમારો પુત્ર જવાન છે એટલે પરણેલો ન હશે !"

"તે કુંવારો છે, નામદાર !" માડામે જવાબ કર્યો બીજી થોડીક માયાળુ વાતચિત પછી યુવતીએ માડામને વિદાય કરી

"ઓ ખુદા !" માડામ ડ મોલ્ડાનાએ એકલી પડતાં તે પરવરની પનાહમાં ખરા દીલથી અર્જ ગુજારી. "અમારા વાજબી હકો અમને પાછા બક્ષ ! દુષ્ટોની જુલમવૃત્તીથી અમારા ડુબાવેલા હકો અમને પાછા બક્ષ ! માહરા વ્હાલા ખુબસુરત દિકરાને તેનાં બાપીકાં મકાનમાં રાજ કરતો કર ! મારો દિકરો કાઉ ડ સોલ્ડાના બને એવું કર ! અને ત્યારે તે સોલ્ડાનાનો છેલ્લો નબીરો પણ ન રહેશે—એ જુનું કુટુંબ હજી જીવશે ! માહરો દિકરો તેની મોટી પદ્દિને યોગ્યજ કોઈ મોટા ઉમરાવની ધનવાન ખુબસુરત દિકરીને વરશે. સોલ્ડાનાના કોઇ પણ આગળા નબીરા કરતાં વધારે કીર્ત્તિ સંપાદન કરશે ! ઓ ખુદા ! માહરી એ બધી તમન્નાઓ પુરી કર !"

---

## પ્રકરણ ૨૦.

---

આપણી વાર્તા ચાલે છે તે કાળમાં ખુશનુમા ફ્રાંસમાં ઘણી ઉથલપાથલો થતી હતી. લુઇ નેપોલીયન એક ઇન્સાફી અને માયાળુ સમ્રાટ હતો ! એક સારું અને ઇન્સાફી કામ કરવા માટે તે હંમેશા તત્પર રહેતો હતો. પોતાના વડીલોના જુલ્મી અમલમાં નિર્દોષ ભોગ થઇ પડેલા બાપડાઓનાં માલ મીલ્કતો અને ખેતાબો તેઓને પુનઃ અર્પણ કરી તેઓની મીત્રતા અને વફાદારીનો લાભ લે । તે અહોનિશ તૈયાર હતો. મોટે ભાગે તેની સન્મુખ રજુ કરવામા આવેલી એવી અરજીઓ તેણે મંજુર રાખી હતી. ઘણા ઉમરાવોને દેશવટામાથી તેણે છોડવ્યા હતા અને તેઓની મિલ્કત પાછી સ્વાધીન કરી હતી. છતાં બી સોલ્ડાનાના કુટુંબના મિત્રોને તેઓ માટે અરજી કરતાં સહજ ચિંતા ઉદ્ભવતી હતી. વખ્તે શહેનશાહ ના બી પાડે ! તે એમ પણ કહી દે કે તેણે જોઇએ તે કરતાં ઘણાઓને માફી બક્ષી હતી યા તેણે માફી બક્ષેલાઓ માહેલા ઘણાઓ તેને બાગેજ વફાદાર યા માફીને લાયક પૂરવાર થયા હતા. તેવાં કામથી તે ધરાઇ ગયો હતો યા એવાંજ બીજાં અનેક બ્હાના રજુ કરી તે તેઓની અર્જ નામન્જુર કરે એ બનવાકાળ હતું. અને તેથીજ લીઓં ડ મોલ્ડાના અને તેની માતા વચ્ચે એટલાં બધાં પત્રોનો આવજો જાવજો થતો હતો. કોઇવાર તે માતા બધી ભરી ઉમીદોથી લખતી હતી કે શહેનશાહ કંઇ એવું બોલ્યા હતા કે જેથી તેઓની અરજી મન્જુર થવાથી દરેક વકી હતી તો બીજી મર્તબા તે રનાનના સમાચાર લખી મોકલતી. લીઓંની આકુલવ્યાકુલતાનો પાર ન હતો. તે પોતાના ખુબસુરત જવાન પરણેતરને તે બાબત વિષે કંઇ કહેવા હાલને તબકે માંગતો ન હતો. જો બધું નિષ્ફળ જાય—તેને નામિપાસી સિવાય બીજું કંઇ પ્રાપ્ત ન થાય—તો તે જે સંતાપ ને અવિરતાનો બળાપો સહેવતો હતો તે તેણી ન અનુભવે એવા ખ્યાલથી તેણે મૌનનું અવલંબન ધારણ કર્યું

હતું. જો તેની મનની મુરાદનો વિજય થાય તો તે એકદમ જાહેર કરી તેને છક અને આશ્ચર્યના સાગરમાં ડૂબતી કરી મેલશે અને તેણીની તે મોટી અજાયબી અને સુખનો મઝાહથી લ્હાવો લેવાનો શુભ અવસર તેને પ્રાપ્ત થશે એમ તે વગાસ્તો હતો.

અને લીગાનો બાપ શું કહેશે? પોતાની બેટીને એક કાઉન્ટેસ બનેલી નિહાળી તેને શું લાગણી થશે? "પણ હું એને માફ કરશ!" તે જવાન મનસે વમાસતો. "જો માહરૂં ધાર્યું પાર પડશે તો હું એને માફ કરશ! એને માહરે ત્યાં માહરા બાદશાહી મહેલ પૅલ-ડ-ઑરમાં મેહેમાન બોલાવીશ અને એને બતાવી આપીશ કે અમો ફ્રેંચમેનો પણ આખર કેને ઇંગ્લીશ મેનો જેવંજ છીએ!"

તેણે લીગાને કંઇજ કહયું નહીં. પોતાના અંતરમાં જે ઉકળાપાકળો અને અસહ્ય અધિરતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યુ હતું તેવું તેણીનામાં વ્યાપે એ તે જોવા ચાહતો ન હોવાથી તે ખામૂશ રહયો. તેવામાં તેની માતાનું એક તાકીદનું પત્ર આવ્યું કે જેમાં તેને ફ્રાંસ એકદમ આવવાની વર્દી લખાઇ આવી કેમકે તેણી ખુદ પોતે શહેનશાહ બાનુને અર્જ કરવા જવાની હતી અને તેથી જરૂરનું હતું કે તે પોતાની માતૃભૂમિમાંજ તે પળે હોય!

આપણે આગળ જોઇ આવ્યા તેમ માડામ ડ સૉલ્ડાનાની શહેનશાહ બાનુ યુજીની સાથની મુલાકાત ફત્તેહમંદ નીવડી. તે મહાન બાનુએ તેણી માટે બનતો પ્રયાસ કરવાનું કબુલ્યું કે જે કબુલાતજ તેઓ માટેની આયંદેહની ફત્તેહની મુસ્તકીમ ખાતરી હતી.

શહેનશાહ બાનુ યુજીનીએ તેઓ માટે દિલસોઝી અને અનુકંપા દર્શાવી હતી એજ તેઓની લડતનો વિજય હતો અને શહેનશાહ બાનુએ પોતે આપેલાં વચનને તુરતજ અમલમાં મેલ્યું. તેણી તે બાબતમાં પોતાના પતિને સમજાવવા માટે લાગ જોવા લાગી. એક દિવસે તેણીનો ભરથાર ખુશ સ્વભાવમાં તેણીના રૂમમાં તેનાં તુરતનાજ ઇંગ્લંડથી થઇ આવેલા ઉમદા ફોટોગ્રાફો તેણીને બતાવવા કાજે લાગ્યો અને ત્યાં થોડો વખ્ત વાતચીત કરતો બેઠો. યુજીનીએ તે એક મજાહનો લાગ હાથ આવેલો ધારી વાત છેડવાનો મનસુબો કર્યો પણ તેટલાં તે ઓરડામાં તેઓનો લાડકો પુત્ર કંઇ પૂછતો આવ્યો. તે પ્રથમમાં પોતાના માતપિતાને વાતે વળગેલાં જોઇ ચાલી જવા કરતો હતો પણ તેના બાપે તે તેને અતિ વ્હાલો હોવાથી તેને અંદર બોલાવ્યો. તેઓ થોડીવાર સાથે પ્યારથી ટાહેલે બેઠાં. પુત્રના જવા પછી યુજીનીએ કહ્યું: "જો એને કંઇ કશું થાય તો આપણને કેવું લાગે!"

"એને કંઇ થનાર નથી!" શહેનશાહ મગરૂરીથી બોલ્યો: "એ ફ્રાંસની આશાની જ્યોત છે!"

"દરેક ઘર-દરેક કુટુંબને એવીજ આશાની જ્યોત હોય છે!" યુજીનીએ નરમાશથી કહ્યું: "હું એવી એક માને પીછાણું છું કે જેણીએ મને પોતાની તરફથી તમોને સમજાવવા વિનવી છે! થોડા વખ્તમાં એક ઉમરાવ કુટુંબનો ખુંચવી લીધેલો હકક અને મિલ્કત પાછી સપુર્દ કરવાની અર્જી તમો સમક્ષ રજુ કરવામાં આવનાર છે! હું આશા રાખું છું, લુઇ કે તે ઉપર તમો દયાની નજરથી જોશો! મને તેને માટે લાગે છે—કાંય?-તે હું, કહી શકતી નથી: તેના દિકરાનો વિચાર કરતાં મને મહારા દિકરાનો ખ્યાલ ફુટતી આવે છે!"

"તે કેમ બને?" લુઇ હસ્યો. "તું યુરોપની સર્વથી ખુબસુરત શહેનશાહ બાનુ—તાહરો બેટો ફ્રાંસનો ભવિષ્યનો સમ્રાટ અને તે કયાં?"

"તેજ તો હું તમોને કહું છું ! મને તેઓ માટે કાં દયા ઉપજે છે તે હુ સમજી શકતી નથીઃ તમે જરૂર દયાથી વર્તજોઃ મને તેથી ઘણું સુખ ને સંતોષ મળશે !"

"તે છોકરો નાનો હશે !" લુઇએ પ્રશ્ન કર્યો.

"નાનો કરીને વીસેક વર્ષનો હોવો જોઇએ એમ હું તેની દુઃખી માના બોલવા ઉપરથી ધારું છું: તમે જરૂર એ બીચારા માટે કંઈ કરજો !"

"માહરી આગળ જો એવી અર્જી આવશે તો તાહરી મેંર્જી જાળવવા હું જરૂર પ્રયત્ન કરીશ !" લુઇએ હસીને કહયું અને યુજીનીને તેથી સંતોષ થયો કે તેની ફ્-તેહ નિર્માણ થઇ ચુકી હતી !

× × ×

રૂ-ડ-સેનર સ્ટ્રીટમાં આવેલાં એક ન્હાનાં મકાનમાં તે મા દીકરાં વાતમાં મશગુલ હતાં. માડામ ડ સોલ્ડાના અતિ અધીરી પડેલી હતી—તેણીને ચેન પડતું ન હતું—તેણી ઘડીકમાં ખુરશી પર બેસતી તો ઘડીકમાં ઉઠી જઇ તે ખસેડી નાખી તે રૂમમાં આમથી તેમ ફરતી હતી.

"કાલે-કાલે-લીઓ, હજી કાલે આપણું કિસ્મત નકકી થશે ! એટલો વખ્ત હું કેમ વિટાડું-હું કેમ જીવું ?"

"મમા ! તમે બિમાર થઇ જશો !-જરા શાંતિ પકડો !" તે જવાન કાઉન્ટે સમજાવ્યું.

"શાન્તિ હું ધારી શકતી નથી !" તે બોલી. "કેમ ધારણ કરું ? લીઓ, માહરી જીંદગી ભરની દુર્દશા ને મુફલસીનો કેઆસ કર-દેશવટાના દારૂણ દુઃખોનો વિચાર કર ! આપણને માટે હવે સ્વર્ગના દ્વાર ખુલ્લાં થનાર છે !—હું કે જેનું એક ઘર ન હતું—હું કે જે અતિ ગરીબ ન્હાનાં ઝુંપડાંમાં રહેનારી બૅલ ડ ઑરના ભવ્ય મહેલની ધણીયાણી થઇશ !"

તેની માવિતરે જ્યારે એ શબ્દો કાઢયા ત્યારે લીઑને પોતાની જવાન પરણેતરની ભ્રાંતિ થઇ. ખચ્ચીતજ તે તે મહેલની માલેક હોવી જોઇએ નહી કે તેની માતાઃ તેણીના તે શબ્દો સમજી તે અજાયબીથી દિગમુઢ બની ગયો; પોતાની માતા ભણી જોવા પડયો. વિજળી વેગે તેને ખ્યાલ ધાઇ આવ્યો કે તેની માતા પોતે નહી ને લીમા તે મહેલની માલેક હતી એમ જાણતાં ખેદ ખાઇ જશે-તેણીની ખુશાલી મટી જશે-તેથી બહેતર હતું કે હાલ તરત તેણે પોતાની પરણેતરની વાત કરવીજ નહીં.

તેઓને કમનસીબે નિષ્ફળતા મળી. તેને સ્કુલેજ શિક્ષક તરીકે પાછું જવું પડયું અને તેની માતાને પણું કોઇ એકાન્ત સ્થળે ગોંધાવું પડે તો તે ઘટનામાં તે પરણ્યો હતો એ બાબત તેણીને કહેવાની કોઇ જરૂર રહેતી ન હતી. તે જાણીને તે મગરૂર મા જાસ્તીજ દુઃખી થાય એમ હતું. તેણે જોઇ ને જાણી લીધું હતું કે તેની માતા જેવી મગરૂર, તૌરવંત અને ઉંચપંકિતની ઔરત સાથ ખુબસુરત લીમાની સ્થિતિ સામાન્ય થવી કઠણ હતી. તેઓ વચ્ચે અાબુદ્દ અંતર હતો. તેણે તે દુઃખ સમેટજ નિશ્ચિંતપણે જોઇ લીધું પણ હાલમાં તેનો વિચાર વિસ્તારથી કરવાનો તેને અવકાશ પણ કયાં હતો? ફ્-તેહ મળ્યા પછી તે બધું થઇ રહેશે.

"ઓ લીઓ-લીઓ !" તેણીએ આંખમાં ચમકાટ સાથ પુછયું: | "ફકત માહરા ખેતાબનો વિચાર કરી 'માડામ-લ કૉંટેસ ડ સૉલ્ડાના !' હું તે ભોગવવાની આશાએ જીવી છું-તેને માટે

મેં નિત્ય બંદગી કરી છે; ઘણાં ગરમ આંસુઓ તેની તમન્નામાં વરસાવ્યાં છે: મારૂં અંતઃકરણ તે મેળવવા અહોર્નાશ પ્રજળતું રહ્યું છે: હવે તે સુખનો પ્યાલો મારા હોઠ આગળ આવી આવ્યો છે—ઓ પવિત્ર પરવર ! હવે કૃપા કરી મને તેનો શાંતિથી ઉપભોગ કરવા દેજે!"

તેણી થોડીક મિનિટો પછી શાન્ત પડી. તેણી ઉઠીને પોતાના દીકરા પાસે ગઇ. તેના ખભા પર હાથ મુકી બોલીઃ "લીઓં ! જો આપણે વિજય ન પામ્યે તો હું મરીજ જવાશ: હું જીવી શકશેજ નહી !"

તે તેણી માટે બીહીનો. તે મગરૂર ચ્હેરા માટે કે જે ઉપર મગરૂરીના સ્પષ્ટ છાપ સિવાય બીજું કંઇજ ન હતું: તે આંખો કે જે અગ્નિની કર્ણજ્વાળા ફેંકતી હતી–તેણીનો અતિ દૃઢ હૃદય–એ બધાને કાજે બાપડો લીઓં બીહી ગયો.

કાલ માહરે માટે મોહત યા જીવન નકકી કરશે !" માડામ બોલી, "કાલે માહરે ફ્રાંસનાં એક જનશુન્ય એકાંતમાં દળિદ્રતામાં રીબાતે મરવા જવું થશે કે માડામ લ કૉટેસ ડ સૉલડાનાનો માનવંતો ખેતાબ ધારણ કરવું થશે ? ! મને મુદ્દલ ચેન પડતું નથી. લીઓં તુ કેમ શાંતી ધારી બેઠો છે."

"મમા, મને બી ચેન નથી,

લીઓં બોલ્યો, "પણ જો આપણી અર્જી નિષ્ફળ નિવડે તો તે ફટકો આપણને ખમવેજ જોઇશે !"

"હું તે ખમી શકવાની નથી ! શહેનશાહ જો અર્જી કાઢી નાખશે તો હું ઘેલી થઇ જવશ, પણ ખુદા એટલો બધો ઘાટકી તો નજ થશે કે આવી જલકતી આશા આપણા અંતઃકરણમાં સ્ફુર્યા પછી તેને નષ્ટ કરી નાખશે !"

---

## પ્રકરણ ૨૧.

---

લીઓં કૉટ ડ સૉલડાનાના છુટકારા માટે શહેનશાહ સમક્ષ મુકવામાં આવેલી અર્જી ફ્રાંસ દેશના ઘણા મોટા મોટાઓ તરફના મુબારક ટેકા સાથેની હતી. લગભગ દરેક પ્રધાનોએ પણ તેને ટેકો આપ્યો હતો. તેઓ રાજા એકાદ એવું ભલું કામ કરતો ત્યારે બનતી મદદ આપવા આતુર રહેતા હતા કેમકે તેથી તેઓનાં માન અને લોકો પ્રિયતામાં વધારો થતો હતો જ્યારે તેમાં તેઓને ખોરવા જેવું કશુંજ ન હતુ. બાદશાહી કુટુંબના ઘણાઓની તે ઉપર સહીઓ હતી અને ફ્રાંસના ને વેજાના બીજા આગેવાન રાજદ્વારીઓની પણ શાખ તે ઉપર જોવામા આવતી હતી. શહેનશાહ ખુદ નેપોલ્યને તે ઉપર ખુબ ગૌર કર્યો.

તેનો એક બોલ અને સાંટો ડ સૅલડાના–એલ ડ એર, હેરલ ડ ઓર–તેને લગતી તમામ કીમતી જાગીરો–તેના ખરા હકદારને મળી જનાર હતી. દેશવટો ભોગવતા એક ભિખારી અવતારમાંથી તે ફ્રાંસનો એક પહેલી પંક્તિનો ઉમરાવ બનનાર હતો, શહેનશાહનો

ભાવિ મિત્ર થનાર હતો; અને શહેન્શાહ સારી રીતે જાણતો હતો કે ઘણા મિત્રો ધરાવવા એ તેને માટે શ્રેયસ્કર હતું. તેણે તે ઉપર થોડો વખત સુધી પુખ્ત વિચાર કર્યો; ના પાડવા જેવું કાઇજ કારણ નહી હતું: જે માણસને હાંકી મેલવામાં આવ્યો હતો તેને હાલની હૈયાત સરકાર સામે કશો ગંભીર પ્રકારનો ગુન્હા કર્યો ન હતો અને તેથી એ તમામ વાજબીજ હતુ-ઇન્સાફીજ હતું કે તેની માલ મિલ્કતો તેના હૈયાત વારીસોને મળવી જોઇએ.

તેણે ચુકવ્યું કે તેણે અર્જી ઘણો વિચાર કરીને મંજુર કરી હતી. જવાન કાઉન્ટ ઓફ સોલ્ડાનાએ પોતાને સ્વદેશ જલદી પાછા ફરવું-પોતાની માલમિલ્કતનો અખ્ત્યાર પુનઃ લેવો-અને તેનો દરબારમાં પણ તેના દરજ્જાના દરેક માનમર્તબા સાથ સત્કાર કરવો. તેના સલાહકાર પ્રધાનોએ તેનો આ ઇન્સાફી નિર્ણય વખાણ્યો અને શાબાશીથી વધાવી લીધો.

* * * *

"આજે-આજે જીવન યા મોહત માહરે માટે નકકી થશે!" માડામ ડ સોલ્ડાના બોલતી હતી: તેણીનો ચ્હેરો ભારતી ફિકરો દિલ્ગીર હતો: તેઓ જાણતાં હતાં કે આજે બપોરે તેઓની અર્જી શહેન્શાહ સમક્ષ મેળવામાં આવનાર હતી અને બપોર થઇ ચુકી હતી એટલે શું પરિણામ આવ્યું હશે તે જાણવા તેઓ અર્ધાં દિવાનાં બની ગયાં હતાં. મિનિટો તેઓને મનમે કલાકો માફક જતી હતી. તોવાની નોવાવીને અંતે સમાચાર આવ્યા કે શહેનશાહે તેઓની અર્જી મંજુર ફર્માવી હતી તેઓની જાગીરો અને ખેતાબો પાછા સ્વાધિન કરવાને રહેમદિલી બતાવી હતી. માડામ ડ સોલ્ડાનાએ ખુશીની એક બુમ તે સાંભળી પાડી બેથી તેણી અતિ દઢ નિશ્ચયની અને બહુ બહાદુર જીગરની બાઇ હતી પણ આ વેળા-અને તેણીની જીંદગીમા તે પ્રથમજ વાર હતું-તે શુભ સમાચાર સમજતાંજ તે હર્ષની એક ઉમગ સાથે શુદ્ધ ખોહી બેઠી!!

"શું એ ખરૂજ છે?" જ્યારે તેણી બેહોશીમાંથી ફારેગ થઇ ત્યારે અતિ આતુરતાથી બોલી. "શું આપણે એ બધું મેળવ્યું છે?"

"હા-મમા!" લીઓએ કહ્યું: "શહેન્શાહની કૃપાદૃષ્ટિ આપણા ઉપર ઉતરી છે! હું ખરાં અંતઃકરણથી ઇચ્છું છું કે એ માહરા પિતાજીના વખતમાં બનવા પામ્યું હતે!"

"હું બી તેમજ ઇચ્છું છું!" તે "મા બોલી પણ લીઓ! તું બધો ખંગ મને વાળી આપશે: માહરા પિતા જેમ મને રાજ કરતી રાણી ગણતે કે કરતે તેમજ તું મને સ્વિકારી માહરી તમન્ના પુરી કરશે એવી મને ઉમેદ છે! માહરી જીંદગી ભર મેં સત્તા, ખેતાબ ને વિલાસની આકાંક્ષા રાખી હતી હવે તે બધું માહરૂ થયું છે: અને તે માટે એટલી બધી તલબ હતી એમ હું જાણતી ન હતી.-જો, માહરા હાથો ધ્રુજે છે!-માહરી આંખે અંધારાં વ્યાપી રહયાં છે-એ ખુશ ખબરે આવી અજાયબ અસર માહરી ઉપર નિપજાવી છે! શુક્ર ખુદા-કે આપણો હકદારનો હકક બરહકક સિદ્ધ થયો છે!"

તે અજાયબ જેવું હતું કે તે માતા પોતાના પુત્રને અખુટ ચાહતી હોવા છતાં તેણીનો પ્રથમ ખ્યાલ તેને બારેનો નહીં પણ ખુદ પોતાને વાસ્તેજ હતો. તેણી-અને નહીં કે તે-બેરૂ ન ડ-ઓરની માલેક થઇ હતી એમ તે પ્રથમ માનતી હતી! ને એમ પ્રથમ ધારતી હતી કે બેઠોજી

ગાત્રમિત્ત્રોની તે મુખ્ત્યાર થઇ હતી અને નહી કે તેણીનો દીકરો ! તેણીના હાથમાં અઘુટ ધન આવ્યું હતુ તેમજ બહોળી સત્તા તેણીને હસ્તગત્ થઈ હતી-જો કે તે તેટલીજ તેણીના દિકરાની હતી પણ તેને તેણીને ખ્યાલ પ્રથમમાં ન થયો.

"તમે શાંત પડો, માયજી !" તે જવાન કાઉન્ટે સમજાવ્યું: 'જો તમે ધીરજ ન ધરશો તો જરૂર બિમાર થઈ જશો !"

"હવે મને કાંઇ નથી, લીઓ!" તેણી બોલી. "હું ધોમના હવેગ ગાવરી બની ગઇ હતી."

લીઑં પોતાની માતા ભણી ઘણો માયાળુ, સભ્ય અને હેતવનો હતો પણ તે બધો વખત પોતાની ખુબસુરત પરણેતરનો ખ્યાલ કરતો હતો. તેણી એ ખુશખબર સમજી કેવી આનંદથી છલકાઈ જશે-તેણી. કાઉન્ટેસ ઑફ સૉ'ડાના, અને તેણીની ખુબસુરતીથી તો ખરેખર ફ્રાંસમાં તેણી વખણાઇ જશે! તેણે પોતાની માતાની નજદીક બધું નક્કી થઈ જાય ત્યા ટક તે વાત છુપાવવાનો નિશ્ચય કર્યો. તે યાદગાર દિવસ પસાર થયો અને તેજ દિવસે માડામ ડ સૅાલ્ડાનાએ એક અતિ આભારદર્શક પત્ર શહેનશાહ બાનુ યુજીનીપર લખી નાંખ્યુ.

દિવસો અને અઠવાડયાંઓ વહી ગયા-લીઑંએ પોતાની સ્કુલના વડા શિક્ષક ઉપર લખી વાળ્યું હતું કે તે અતિ અગત્યનાં કાંમસર ફ્રાંસમા રોકાઈ ગયો હતો અને તે હવે શિક્ષક તરીકે પાછો કામપર આવી શકશે નહી તેણે પોતાની પરણેતર ઉપર પણ અવારનવાર લખ્યું હતું. ઘણા અગત્યના કામમાં તે રોકાઇ ગયો હતો તેથી આવી શકતો ન હતો, પણ તે અગત્યનું કામ શું હતું તે તેણીને લખતો ન હતો. તે લખતો હતો કે તે કાર્ય પૂરૂં થતાં તે તુરત તેણીને આવી મળશે અને ગાભ્વયમાં તો તેની ધારણા પણ તેવીજ હતી. પોતાના કામ મધ્યેના અગત્યના કામોને આટોપી લઇ તે ઇંગ્લંડ જઇ લીઆને ફ્રાંસ લઇ આવવા ઇચ્છતો હતો. તે તેણી ઉપર ચાલુ પૈસા મોકલ્યા કરતો હતો. તેણી અજબ થતી હતી કે તે પૈસા તે કયાંથી લાવતો હશે કિંતુ તેણીને તે મળતાં તેણી રાજી થતી હતી.

તે દિવસ ઘણી જલ્દીજ આવી લાગ્યો કે જે દિવસે તે માદિકરાંઓએ સૅાલ્ડાનાની બાપદાદી શાટોની માલેકી પોતાને સ્વાધીન લીધી. તેઓને તેઓના તાબાની રૈયાસતે અતિ દીર્ઘોર્જન આવકાર દીધો. માડામ લ કૉંટેસ ડ સૅાલ્ડાના તમામ ફેરવાઇ ગઇ હતી. તેણી ઘણી ખુબસુરત તો હતીજ નહી પણ સુખ અને તેણીની જવાની જાણે પાછી આવી હતી. તેણીની રીતભાત વધારે તોરવંતી બની હતી: તેણીના ભગરૂર ચ્હેરા ઉપર દમામદાર ઠરસો બિરાજ્યો હતો.

લીઑં તે નવાં મકાનમાં નવાં આડોશી પાડોશીઓ વચ્ચે થોડુંકમાંજ માનીતો થઇ પડયો. તેનો ખુબસુરત દેખાવ, હસમુખો સ્વભાવ, માયાળુ પ્રકૃતિ, એ સર્વેએ ત્યાંના સર્વેનુ દીલ જીતી લીધુ

કૉંટ ડ સૉ'ડાનાએ ત્યાંથી પેરીશ જવાનો વિચાર કર્યો પણ તેની માતાએ ના પાડી. તે એકદમ રાજધાનીના શહેરમાં જવા તૈયાર ન હતી.

"આપણો બેલ ડ ઑાર વધારે સલામત છે' તેણીએ કહ્યું. "હજી આપણી બધી ધાસ્તીઓ દુર થઇ નથી! આપણે રાજધાનીથી દુર હોઇશું તે લોકમાં ચકચાર કે નિંદા થશે

નહીં ને તેજ આપણા લાભનું થઈ પડશે. પેરીસ્યન સોસાયટીની આંખમાં આપણે એકદમ આવી જઇએ તેથી કદાપિ આપણને નુકસાન થશે!" લીઑએ પોતાની માતાની ફિકરોને ફરી કાઢી જો કે તેમાં વજુદ જેવું ન હતું એમ તો નજ હતું, પણ તે તેને તાબે થયો.

એમ તે માતા જેને તે ચ્હાતો ને માન આપતો હતો તેને રાજી રાખવા તેની સાથ તે પોતાનાં ગામડાંના મહેલ બૅલ-ડ-આરમાં થોડો વખત જઈ રહયો.

## પ્રકરણ ૨૨.

સૉલ્ડાનાનાં કુટુંબની કીર્તિનું કલગીરૂ તેનો બૅલ ડ ઑરનો બાદશાહી મહેલ હતો. સમસ્ત ફ્રેંચભૂમિમાં એવાં દમામદાર અને આલીશાન અયવાનો બહુજ જુજ—બલકે આંગળીના કાપાઓ ઉપર ગણાય તેટલાંજ દેખાતાં હતાં અને એવા એક બાદશાહી મહેલની રાજ કરતી રાણી બનવાની મગરૂરી માડામ ડ સૉલ્ડાનાને અતિ ઘણી હતી. તે જોઈ લીઑ મનમાં મુઝાતો ને બળતો હતો: તેણીને તે કહી દેવાની હિંમત આદરી શકતો ન હતો કે તેની તે કરણી કારવની માત્ર અલ્પ સમયને ખાતરજ હતી કેમકે તે એ પોતાના નવા અનુભવ અને વૈભવમાં હદ વિનાની સુખી હતી: અને તે સત્તાનો લોપ થતાં તેણીનાં તે મોટાં સુખનો સાવ નાશ થનાર હતો.

તેણે જોયું કે તે હિચકારો બનતો હતો કે પોતાની ઉમરાવ માતાને કહેતાં ડરતો હતો કે તે ઇંગ્લંડની એક સાધારણ વર્ગની સ્ત્રીને પરણેલો હતો. પોતાની માતાનાં મગરૂર દરમાદાર ચ્હેરા સામું જોઈ તે પરણેલો હતો એમ કહેવાની હિંમત એકઠી કરવા કરતાં તે હાથમાં શમ્શીર સમેટ જંગે મેદાનમાં શત્રુઓના એક મોટા સમૂહ વચ્ચે યાહોમ ધસી જવા હજારો જાનથી તૈયાર હતો! "હાલ તો હું તેણીને આ અપૂર્વ સુખનો લ્હાવો ચાખવા દેવું-પછી હું ઇંગ્લંડ જઇ માહરી પરણેતરને લાવીશ!" એમ તે વમાંસતો હતો. પણ તે તેમ કરી પોતાની જાતનેજ છેતરતો હતો. તે ખાત્રીથી માનતો હતો કે તેની મગરૂર મા તેની ગરીબ ખાયડી સાથ કદિ હેત પ્રીતથી રહેનાર ન હતી, કેમકે તેઓના વિચારો ને રહેણી કરણીમાં આસમાન જમીન જેટલો અંતર હતો.

તે તેણી તરફ કહેવાના વિચારથી અવારનવાર નઝર ઉઠાવી જોતો હતો. પણ કેવા શબ્દોમાં તેણીને કહેવું તે તે સમજી શકતો નહીં. તે અજેબ થતો કે પોતાની માતાની રજા વિના તે પરણ્યો કેમ હતો? એક એવું ઉછાછળું ને ગંભીર પગલું તેણે ભર્યું જ કેમ હશે? તેણે તે વેળા તો કશો ખ્યાલ ન કર્યો હતો. પોતાના ખાન્દાનની ટેવ અનુસાર તે માથાથી પગ સુધી આંધળા પ્યારમાં પડી જઇ તે પોતાની પ્યારી સાથ પરણી બેઠો હતો. તેણે તે વેળા સહજ પણ ખ્યાલ કર્યો ન હતો: હવે તેનું કડવું પરિણામ-તેની સામે ડોળા કાઢી આવી ઉભું હતું. તે વિચાર કરતો કે જો આવાં ભવિષ્યની તેને સહજપણ શંકા હતે તો તે જરૂર ન પરણતે-નહી કે તે લીઆને ચાહતો હતો તેથી, મગર તેણી તેની આ પરિસ્થિતિમાં—સૉલ્ડાનાના કાઉન્ટની ગાન બેરી પદ્દિમાં તેની અને તેણીની સ્થિતિમાં જે જંગી અંતર પડયો હતો તેથી!

લીઓ વારંવાર પોતાની ખુબસુરત પરણેતરનો વિચાર કરતો હતો અને તેને મળવા તલસતો હતો. તે તેણી ઉપર ચાલુ પત્રો લખી-પૈસા મોકલી-ન્હાની ન્હાની ભેટો પાઠવી-અને તે કામમાં અતિ અગત્યના નગરમાં પુરો ગરકાવ હતો અને તેમાંથી છુટક થતાંજ તુરત પાછો ફરનાર હતો એમ લખી પોતાનું મન મનાવતો હતો. તે લખતો હતો કે તેણીએ બેફીકર અને ખુશાળ રહેવું કેમકે તે જલ્દી પાછો ફરનાર હતો અને ત્યાર કેડે તેઓ કદિ છુટા પડનાર ન હતા.

લીયા બાપડી રડી રડીને ગળી ને અફસોસમાંજ દિનો કાઢતી હતી કે જ્યારે તે આનંદ અને વૈભવની જીંદગી કામમાં ગુજારતો હતો તેના દિવસો ઉડતા જતા હતા જ્યારે તે બાપડીના દિવસો કેમ બસર થતા હતા તે મ । તેણી કે તેણીના ખુદાનેજ ખબર હતું.

થોડા અરસામાં માડામ ડ મોન્ડાના પોતાની તમામ ફિકર રંજ અને આગળી મુસિબતો ભુલી ગઈ. તેણીએ જગી ટી અને ડીનર પાર્ટીઓ અને અન્ય મેળાવડાઓ કરી પોતાની આસપાસનાઓને છક્ક કરી મે ા અને પોતાના સફમાં જીતી લીધાં. તે કે જેણીએ પોતની જીંદગી દુખભરા અને દેશવટામાં કાઢી હતી છતાં તે બાદશાહી ઘરખરચો તે દરેક આવડતથી ચલાવતી હતી. તેણીના વૈભવ, આચાર વિચાર, રહેણી કરણી, એક શહેનશાહ બાનુને છાજતાંજ હતા તેણીમાં થયલુ તે પરિવર્તન નિહાળી લીઓ આશ્ચર્યમુગ્ધ બની ગયો!

"ગરીબ મમા!" લીઓએ વિચાર્યું તેણીએ કેવા ગરીબાઈના ગજબ હાડમારીઓ સોસ્યા હશે કે જ્યારે તેણી તો આની મતા ને માનમર્તબા વાસ્તેજ સરજાયલી છે. તેણી આ આનંદમાં તંદુરસ્તી મેળવી જવાન બનતી જણાય છે તેણીની જુવાનીની ખુબસુરતી પાછી ફરતી જણાય છે! પૈસો એવો અદભુત ફેરફાર કરી શકવાની શક્તિ ધરાવતો હશે એવું હું ધારતો ન હતો!"

"મમા! તમારામાં અજબ ફેરફાર થયો છે! તમો જવાન, તંદુરસ્ત ને મોહક દિસો છો!" તેણે પોતાના વિચારો એક રોજ માતા હજુર જાહેર કર્યા તેણી તે સાભળી હરી ખુશાલીના આસુઓ તેણીની ચક્ષુઓમાંથી ખરી પડ્યા.

"લીઓ!" તેણી ધીમેથી બોલી. "હું નહી માનતી કે એટલુ સુખી કોઇ બીજું હશે? જીંદગી શું છે તે હું જાણતી ન હતી. જીંદગીમાં એટલો મિઠાસ છે એની મને ખબર ન હતી. હું વરસે વૃદ્ધ છુ પણ સુખમાં તો જવાન છું! સુખ માહરે નસીબે હતુજ ક્યા?"

"તમો વૃદ્ધ છો! લીઓ અજબ થઈ બોલ્યો. "નહી મમા! તેમ હોય નહી!-તમારો એક વાળ પણ સફેદ થયો નથી! તમારા ભવાં ઉપરની કરચલીઓ પણ હવે લગભગ જતી રહી છે! મમા, તમારી ઉમર શું?"

તેણીએ મિજાશથી હસીને પોતાના બેટા ગમ જોયું.

"હુ બહુ ન્હાની વયે પરણી છુ! માહરી ઉમર તે વેળા ૧૭ વર્ષની હતી!"

"અને શા ામાં વીસ વર્ષ છે એટલે તમને ઘણું તો ૩૮ વર્ષ હશે! તે કંઇ મોટી ઉમર ન કહેવાય! ત્યારે તો તમારે માટે સુખના ' . સાચા દિવસો પડ્યા છે!"

"આટલાં વર્ષો એળે ગયાં ને માટે મને સંતાપ થાય છે! જો હું આ મહેલની ધણઆણી હું ૧૭ વર્ષની હતી તે વેળાજ બની હતે તો હુ કેટલો આનંદ ને સુખ અનુભવતે! એ ખુશનસીબી મને ૨૦ લાંબાં વર્ષો બાદ પ્રાપ્ત થઇ છે!"

"પેલી કહેવત છે તેમ કદિ નહી કરતા મોડું બી ભલું!" તે બોલ્યો. "શહેન્શાહની કૃપા અત્યારે પણ થઇ છે એ કંઇ જેવાં તેવાં સૌભાગ્યની વાત નથી!"

"તે તો ખરૂં, લીઓં! મને ઉમેદ છે કે શહેન્શાહ અને શહેન્શાહ બાનુ તાહરાથી ખુશીજ થશે!" તેણી બોલી. "તાહરાથી મેં ઘણી ઉમેદ રાખેલી છે! મેં તાહરૂ ભવિષ્ય નક્કી કરી મેલ્યું છે–માહરા દીકરા! તને ફ્રાંસનો સર્વથી આગેવાન માણસ કરવાનો માહરો મનોરથ છે, અને જો તુ માહરા કહેવા મુજબ વર્તો તો જરૂર તેમ થશે!"

"હું તમને રાજી કરવાના દરેક યત્ન કરીશ!" તે બેટાએ તાબેદારીથી કહ્યું, પણ તે જરા બેચેન બન્યો.

"સૉલ્ડાનાની કીર્તિ તાહરે હસ્તક છે! તેને વધારવી કે તેને કલંક લગાડવો એ તાહરા હાથમાં છે!"

"હું તે જાણું છું, મમા!" તેણે ધીમા દબાયલા અવાજે કહ્યું.

"—અને તે જોખમદારીઓને પુગી વળવા તુ તૈયાર છે માહરા દીકરા?" માડામ ડ સૉ'ડાનાએ તેના જવાબથી ઉત્તેજન પામી પુછ્યું.

"હા!" તેણે જવાબ કર્યો

"તું મને તાહરો સલાહકાર જો રાહબર નહી તો એક બે વર્ષ માત્ર બનવા દેશે?" તેણીએ પુછ્યું.

"હા–માયજી!"

"શહેન્શાહનું તેડું મળેલું હોવાથી હવે આપણને પૅરીસ જવાનું છે! એટલું બધું સુખ માહરા સ્વપ્નામાંએ ન હતું, લીઓં! પૅરીસમાં આપણને ફ્રાંસના ઘણા નામાંકિત ખાન્દાનનાઓ સાથ બેટો થશે અને તે વેળા માહરી સર્વથી પહેલી ફર્જ તાહરે વાસ્તે એક ખુબસુરત અને ધનવાન છોકરી તાહરી મહોરદાર તરીકે ગોટી કાઢવાની રહેશે!"

"મમા! હું પરણેલો છું!!" કરીને કહેવા જતો હતો પણ તેણીનાં મોઢાં ઉપર નજર જતાં તે અટકી ગયો. તેણીને હદ વિનાની નાસીપાસી ઉપજશે–તેણીની દરબારની પહેલી મુલાકાતના આનંદમાં વિષ રેડાશે એ ખ્યાલથી કરીને તે અટકી ગયો. દરબારી મુલાકાતમાંથી ફારેગ થયા પછી તે તેણીને ચેતાવશે એવો તેણે હાલતુર્ત નિશ્ચય કર્યો.

(સાંધણ છે).

# સોહબત કે મુશીબત?

## [પારસી સંસારની એક ટુંકી વારતા.]

લખનાર—દારાં કાપડીયા.

તવંગરી, જવાની અને ખુબસુરતી ધરાવતી એક અબળાને દુન્યાંની સૌથી સુખી સ્ત્રી હું આજ લગીન માનતી હતી; પરંતુ પાક મનની પ્રીત એક સુખી છોકરીનાં સુખમાં હાની ઉપજાવાજોગ અસર ઉપજાવે છે, તેણીનાં સુખી સમારને ધુળમાં રગદોળનો કરે છે તે તો મેં મ્હારી ગહી દોલત મેહતાનાં બાળમાં બની ગયેલા કમનશીબ બનાવોની કાહાંણી સમજી ત્યારેજ જાણ્યું

તે એક વરસ દીવસની વાત છે કે જ્યારે મને પુનાનાં "ન્યુ હોટેલ" માં ખાનબાહાદુર દોરાબજી મહેતાની એકપુત્રી દીકરી દોલત સાથે પીછાણ પડી હતી. દોલત—ખરેજ, તેણીનાં બાપની એક દોલત હતી; જાણે ચાંદમાંથી કોરી કાઢેલી હોય તેવી મનોહરતા સાથે નમાંની, ખાલેશ દીલની, ઉદાર મનની તે મધુરી આ દુન્યાં પર વસતો જાણે એક ફ્રેસ્તોજ હતી. તેણી જેટલી ખુબસુરત હતી તેટલીજ ભલી અને ભોળીહતી, તવંગરીની તકોબરી તેણીમાં રતીભારબી ન હતી. ટુંકમાં, તે એટલી મીઠી અને દીલજીન હતી કે હું, મને એકાતપણું વધારે પસંદ હતું અને જેની ગમે તેની દોસ્તીની ભારેમાં ભારે સુગ હતી છતાંબી, ઘણાં જલ્દી વખતમાં તેણી સાથે દોસ્તીનાં ગાઠથી બંધાઇ ગઇ; અને અમો ઘણા થોડા વખતમાં એક-મેકનાં ચીઅવલ મીત્રણો થઇ પડયા.

એક દીવસે "ન્યુ હોટેલ" નાં માલેકની એકપુરી બેટીનું વરસ હોવાથી હોટેલમાં અસાધારણ ધમાલ અને ગરબડ હતી. તે દીવસને માટે એક ખાસ સ્પોર્ટસ કરવામાં આવ્યો હતો અને હોટેલનાં લગભગ દરેક જણાં નીચે જીમખાનામાં પોતપોતાને મનગમતી જગાએ જઇ બેઠાં હતા. મ્હારાં મમાં પપા બી અગાઉનાં નીચે ઉતરી ચુકાં હતાં અને હુંબી તૈયાર થઇ અમારા ઓરડામાંથી નીચે જવા બાહાર પડી. અમારા ઓરડા પછીનાં બેજ ઓરડા દુર મેહતાવાળાંઓના બે રડાઓ આવ્યા હતા.

હું મ્હારો ઓરડો છોડી ધારા મુજબ દોલતનાં ઓરડામાં ગઇ, અને હું અજાયબીથી ત્યાં થંભાજ થઇ ઉભી! મ્હારી તો ખાત્રી હતી કે દોલત તેનાં પપા માર્ગે અત્યાર આગમચની નીચે ગઇ હશે, પરંતુ હજી તો અરધીજ તૈયાર થયેલી

હાથમાં બાળ હોળવાના નીચા બ્રશ સાથે માથે થેઓ દઇ તે છોકરીને ઘણાં દુઃખી ખ્યાલોમાં ગરક બેઠેલી જોઈ હું અત્યંત અચંબો પામી. હજી તો જાણે મ્હારી અજાયબી ઓછી હોય તેમ તેણીનાં મુખમાંથી દુઃખનું એક બેઅટકાવ ડચકું બાહાર પડતું મેં સમજ્યું. એટલું જોતાંજ મ્હારો જીવ અકળાઇ આવ્યો અને હું તે વાહાલી છોકરી ગમ હેતથી દોડી ગઇ.

"શું છે, મ્હારી દોલત?" મે તેણીનું માથું મ્હારાં પાસાંમાં દાબી કહ્યું. "તુંને શું છે?"

દોલતે પહેલ્લાં લગાર તરખાતથી મ્હારા તરફ જોયું અને પછી મ્હારાં પાસાંમાં માથું મુકી તે બેબોક્ રડી પડી. હું ઘણી ગભરાઇ ગઇ.

"કાંઇ નહિ, દીના," તેણીએ ડચકાંઓ વચ્ચે કહ્યું. "કાંઇ નહિ—ઓહ, ફકત—ઓહ, ફકત———"

મે આવી સ્થિતિમાં તેણીને કદીબી જોઇ ન હતી. હા, હું ઘણી અજાયબી સાથે જોતી હતી કે તેણી સદા ઉદાશ અને ગમખ્વાર રહેતી હતી—તેણીનાં મુખ ઉપર હસવું ઘણું કવચીતજ ફેલાઇ રહેલું હું જોતી હતી—છતાં તેણીનાં બાતેનમાં કાંઇ દારૂન ગમગીની સપોવાઇ હશે એવું તો હુ ધારી શકી'તીજ નહિ અને તેથી એમ તેણીને મેં ઓચીંતી ઘણાં દુઃખમાં દબાયેલી જોઈ ત્યારે મ્હારી અજાયબી અને ગભરાતનો જાણે કાંઇ સુમારજ ન રહયો.

"દોલત, તું એમ શું કરેછ જો, દીકરા?" મેં તેણીનો બરડો પસવાડી કહ્યું. "તુને શું છે? તું આજે એટલી બધી દુઃખી શાએ થઇ ગઇછ? મને કેહ-કદાચ, ત્હારૂં દુઃખ મને કહ્યાથી તુંને શાંતી ને કરાર મળશે. હુ તને મદદ કરી શકશ. હું આજે કેટલો વખત થયાં જોતી આવીછ કે જેવી જોઈએ તેવી તું સુખી નથી."

"સુખી! અરે, સુખ જેવો બોલજ મ્હારા જેવી કંગાળ માટે છે નહિ," તે બાળક મધુરીએ અત્યંત કડવાસની એક ચીસ પાડી. "મુંઇ હું! બરી ગઇ મ્હારી ખુબસુરતી અને તવંગરી!!" અને પાછું તે ઘણું રડવા લાગી

મને કાંઇ સમજ ન પડી શકયું; હું ઘણી ગુંચવાઇ-ગુંગળાઈ. નીચે બધી ગરબડ સરબડ થતી હતી; હસવાનાં, બચ્ચાંનાં રમવાનાં પોકારો ઈત્યાદીની ધમાલથી નીચેનુ જીમખાનું ગાજીવાજી રહ્યું હતું અને તેવા વખતમાં મ્હારી કમનશીબ સહી દોલત મેહતા તેણીની આવી દલગીર અવસ્થા વચ્ચે તમામ એખલી રડતી પડી હતી!

"ઓ, ખુદા, હું ગરીબની બેટી તરીકે કાંય નહિ અવતરી," જરા વારે પાછું દોલતવત દોલતે પોકાર કીધો, "કે જેથી એક અરધી વગરનાં પણ મનને ગમતા ધણીને પરણીને હું જુગજુગ સુખ જોતે, કે જેથી એક અણગમતા, જોઈને બીહક ઉત્પન્ન કરે, જેને હું મદા ધિક્કારૂં તેવા ગરદની જુસરી ગળે ઓળવવાની મને ફરજ પડતે નહિ?"

હવે મને સમજ પડ્યું. તેણી 'ન્યુ હોટેલ'માં આવી રહ્યા પછી કોઇ ફ્રામરોઝ ગઝદર નામનાં એક ચાલીસેકની ભરતીમાં આવેલા માટીડા સાથે અદરાઇ હતી અને તે જોડાણ તેણીને અણગમતું હતું તે મેં છેક હમણાંજ જાણ્યું.

"ત્યારે તું ફ્રામરોઝ ગઝદરની દરકાર નથી કરતી?" મેં પુછ્યું.

તેણીએ ઘણી દયાજનક રવેશે તેણીનુ માથું ઉપાડી મ્હારી તરફ જોયું.

"ઓહ, હું જાણુંછ કે એમ બોલવાનો મને કશોબી હક નથી, તોબી મ્હારી કમનશીબીનું દુઃખ મ્હારે બીજા આગળ રડવુંજ જોઇએ, નહિ તો ખચીત હું ઘેલી થઇ જવશ!" તે કોમળાંગીએ ઘણા તીક્ષ્ણ અવાજે કહ્યું. "દીનાં, તું હંમેશાં મ્હારા તરફ ભલી ને મમતાળુ છે; હુ જાણુંછ કે મ્હારો ભરમ તને કહવાથી મને કાંઇબી નુકશાની થવાની નથી. અલબત્ત, હું એને નથી ચાહતી! દીનાં, વિચાર કર કે જે માણસની આંખમાં ખુલ્લુ લાલ્ટીપણું વંચાઇ આવે, જે માણસનાં હોઠો ઉપર સદાકાળ લુચ્ચાઇ ને ખંધાપણાનોજ મલકાત જણાતો હોય અને જે માણસની વર્તણુંક દેખધતી રીતેજ તીરસકાર અને કચવાત ઉપજાવાજોગ હોય તેવા માણસને એક જણ ચાહીજ કેમ શકે? મને તો હમેશાં લાગેછ કે એ ફ્રામરોઝમાં માણસાઇ ખવાસ-જેવું છેજ નહિ. જો એવણને માટે એવણની માયે વગરની એકપુંત્રી દીકરીનો પ્યાર નહિં હોતે તો એ માણસ આદમ તો કદીબી હોઇ શકતેજ નહિ, કાંયજે જખુનમાં જખુન ઝનુન અને ઘાટકીમાં ઘાટકી નિર્દયતા એવણની છાતીમાં સદાકાળ બળ્યા કરેછ."

"ત્યારે, ત્યારે—એ સવાલ પુછવા માટે મને માફ કરજે, દોસ્ત,—પણ તું એને પરણવા કાંય તૈયાર થઇછ?" મે સવાલ કીધો. "તું આવી શોહામણી છે—આવી પૈસાવાળી ને આવાં ઉચા તોખમની છે; વળી ત્હારા પપાની આબરૂ ને આંત આવી ઊંહોળી છે—ત્હારા પપાનો ત્હારા ઉપર આટલો બધો જીવ છે, તો ખચીતજ તેં ત્હારા મનને ગમતો સાથી શોધી કાઢયો હતે."

દોસ્તે નીશશી અને નાઉમેદીનું એક ઉંડું ડચકું ખાધું, અને પછી તેણીનું માથું ધુણાવ્યું—તે માથું કે જેની ઉપર રેશમ જેવા સુંવાળા, કાળા કેશનો એક ખુબસુરત જથ્થો જમા થઇ પડયો હતો!

"આજે મ્હારાં કમબખ્ત કરમની કાહાંણી હું તને કહી નથી શકતી, દીનાં," તે માહાબુણે કહ્યું. પછી તેણીનાં આંગળાં ઉપરથી એક સાદી વિંટી કાઢી પોતાનાં ગજવામાં ઘણી સંભાળથી સેરવી દઇ એક બીજી ભારી અને ઘણી મોંઘી વિંટી તેજ આંગળાં ઉપર ઘણી આનાકાનીથી સેરવી દીધી. તે તેણીની "એંગેજમેન્ટ રીંગ" હતી, જે તેણી માત્ર બાહાર નિકળતી ત્યારેજ પેહરી લેતી હતી. "એવણ મને એક જણ ઘણું વાહાલુ છે તેનો ભરમ સાચવેછ," તેણીએ જરા વારે ઉમેર્યું. "જો તે ભરમ પપાનાં જાણમા આવે તો તેવણ કોઇ દુશમન નામોશીથી ત્યાં ને ત્યાંજ તરફડી મરે—તેવણ માટે તે ખબર નખ્ખોદ અને સંતાપ જેવીજ થઇ પડે. એ ફ્રામરોઝે ચુપકીદી અખત્યાર કરવાનું એવી શરતે વચન આપ્યું હતું કે હું મ્હારી

ખુબસુરતી અને જવાંનીનું બલીદાન આપી તેવણ સાથે પરણું. તેને એક સારા દેખાવની, ખાનદાંની બૈરી અને તેવણની નાહ્ની દીકરી માટે એક સમજુ માતા જોઈતી હતી. મને તે "પોસ્ટ"ની એવણે ઓફર કીધી, અને જે મેં કહ્યું તે માટેની ચુપકીદીની કીંમત તરીકે એવણે મ્હારી મંજુરીયાત માંગી. ફક્ત મ્હારા વાહાલા પપા અને એક બીજાં જણને નહિ ખમી શકાયે એવી નામોશીમાંથી બચાવી લેવા હું આવો માણસને પરણવા તૈયાર થઇછ—તે કે જેનો દયાહીણ ચહેરો જોતાંજ મ્હારી રગેરગ ધ્રુજેછ ને જેનો ઘાતકી, ખોખરો અવાજ સમજતાંજ મ્હારાં ગાત્રેગાત્રાં ઢીલાઘચ થઈ જાયછ."

"પુઅર સોલ! પુઅર સોલ!" મ્હારી આંખમાં આંસુઓ ધાઈ આવ્યાં અને હુ ઘણાં ધીમા અવાજે બબડી. "ત્હારા જેવી અભાગણી છોકરી દુન્યામાં કોઇજ હોશે."

"પહેલ્લાં તો મે એ ચીજની દરકાર કીધી નહિ," તેણીએ આંસુઓ વચ્ચે જારી રાખ્યુ, "કાયજે મ્હારાં વાહલાંઓને બચાવવા ખાતર હું એક સ્વભોગ આપતી હતી એ ખ્યાલે મને સુખ ઉત્પન્ન થતું હતું ને વરી—વરી હું બીજાં કોઈનેબી ચાહાતી નહિ હતી. પણ હવે———"

તેણીનો સાહાદ ઘણો ધ્રુજ્યો અને તેણી કશું બોલી શકી નહિ.

"ઓહ, મ્હારી ગરીબ દોલત! મ્હારી કમનશીબ દોલત!" ધીમે ધીમે બધું પરગટ મને સમજ પડી જતાં મે ઘણી દયાથી પુકાર્યું. "મને અત્યાર સુધી કાંઈબી માલમ પડી શક્યું'તુ નહિ. જેમ કેપટન મંચી કાવારાણા ત્હારી દરકાર કરેછ તેમ તું બી તેની કરેછ? મ્હારી ગરીબ, ગરીબ દોલત!" મને, ખરૂંજ કેહુંછ, ભલાં વાંચનારાંઓ, તે છોકરીને માટે જેટલું આ વખતે લાગ્યું તેટલું કદીબી નથી લાગ્યું. મ્હારાં દીલમાં ઘણું ચુંથાઇ આવ્યું; મ્હારી આંખ આંસુઓથી તર થઇ ગઇ અને હું ફકત તેણીનો બરડો પસવાડીયા કરવા સીવાય જ્યાદા કશું કરી શકી નહિ.

કેપટન મંચેર કાવારાણા એક ઘણો, શેહામણો, સાલેશીભર્યો, નેક જવાન હતો—એક એવો કે જેને જોબી જોય તે ચાહ્યા વિનાં રહે નહિ. દેખાવમાં તો સગી માયની બી નજર લાગે તેવો ગોરો ગોરો, ઉંચા કદ સાથનો તે ઇચે ઇચ એક ગ્રહસ્થજ હતો, જે અમારાં હોટેલમાં બધાંનો ઘણો માનીતો થઇ પડયો હતો. છેલ્લી લડાઇમાં તેને બ્રીટીશ સરકારની ઘણી ઉમદા સેવા બજાવી હતી, જેનાં બદલામાં તેને ઘણું માન અને ચાંદો મલ્યા હતા. તે હાલમાં છ મહિનાંની "ફરલો" (હંકની રજા) ઉપર હતો અને હાલમાં પુને કોઈ પોતાનાં મીત્રનાં કામ ખાતર આવ્યો હતો. તે બિચારાની સ્થિતિ કાંઇ ઘણી ચલેજાવ બલેજાવ નહિ હતી; તેની એક પૈસાવાળી કાકી હતી, ને તેણીની કજા બાદ જે તેણી પાસે હતું તે તેણી તેનેજ આપી જનાર હતી; તેનાં પગાર શીવાય તેની પાસે અંગત પુંજી જેવું કશું નહિ હતું.

તે જેવો હોટેલમાં આવ્યો તેવોજ હું તો તરત પામી જઇ શકી હતી કે દોલત મેહતાની ખુબસુરતીએ તેનાં જીગર ઉપર જોરાવર અસર કરી લીધી હતી. પણ પછી તેનાં આગમન પછીનાં ત્રીજા દીહ્મને દોલત તો ફરામરોઝ ગઝદર નામના

ગ્રહસ્થ કે જેવણ બી પોતાની દીકરી સાથે તેજ હોટેલમાં આવી ઉતર્યા હતા તેવણ સાથે પરણનાર હતી એવી વાત જાહેર થતાં એક ગ્રહસ્થ તરીકે તે તેઓ વચ્ચેથી હઠી ગયો—અને દોલતથી દુરનો દુરજ રહયો, જો કે તેનું જીગર હંમેશને માટે વિંધાઈ ગયું હતું અને તે જાણતો હતો કે દુન્યાંની કોઇબી અબળા હવે તેને મનહ આપી શકનાર નહિ હતી. તે બી ઘણો ગમખ્વાર અને દુઃખી ફરતો હતો.

જરા વારે દોલતે તેનું માથું ઉચકી મ્હારા તરફ જોયું. તેણીની ભુરી આંખો તેણીના સફેદ ચહેરા ઉપર તારાઓ પેરે ચકચક થતી હતી.

"હા, હું જાણુંછ કે તુ મને કોઇ આગળ ઉઘાડી નથી પાડવાની, દીનાં," તેણીએ ઘણાં સખ્ત અવાજે કહ્યું, "ને તેથીજ તુને કેહુંછ કે જોકે હું ફરામરોઝ ગઝદરને પરણવાની છઉં તોબી કેપટન કાવારાણાને તો હું ખરાં દીલથી ચાહુંછ ને સેવટની ઘડી સુધી ચાહાતી રેહવશ"

તે એટલું ઘણુ જુસ્સામાં બોલી. અને હજી મ્હારી આગળ તેણીએ તેણીની બધી દુઃખી કેફીયત કહી સમજાવી હતે પણ તેટલાં તો તેણીનાં પપા તેણીને શોધતા આવ્યા અને અમારા ટાહેલાનો અહીંજ અણધાર્યો અંત આવી ગયો. હું દોલતનાં ઓરડામાંથી બાહાર પડી અને ઉતાવળી ઉતાવળી—કાંય જે ઘણુ મોડું થઈ ગયું હતું અને સ્પોર્ટસ શરૂબી થઇ ચુકો હતો—ચાલ પસાર કરી નીચે ડાક્ટર આગળ જવા જતી હતી તેટલા હુ કોઈ સાથે લગભગ અથડી પડી. હું લગાર ઉશકેરાયેલી હતી અને ચમકીને મેં ઉપર જોયું તો એક એવા મરદનાં ચેહરા ઉપર મ્હારી નજર પડી કે જેને મને ધાસ્તીથી ખરેખર અતી ઘણી બીહધરાવી. તેનું અર્ધું મોહું બધી કાળી ખરબચડી દાઢીથી ઢંકાયેલું હતું; તેને તેનાં મુછના આંકડા છેક સોય જેવા પતળા રાખ્યા હતા; તેનાં મોટા, કાળા, ડોળા ઘણાં ઝનુની હતા તથા બાકા લગરતા હોઠોમાં નિર્દયતા સીવાય કશુંબી નજરે આવતુ નહિ હતું. તે એટલો તો પટબો, એટલો તતણખાર, એટલો સીહા અને તેનો આખ્ખો મુખડો એવો તો કાળો ઠણુક હતો કે એક જીવતા સેહતાનનોજ તે આબેહુબ ખ્યાલ આપતો હતો. હું તો તે ખવીસ જેવા મરદને જોતા—ખુદા ખબર કે કાંય પણ—બીહીકથી તમામ થથરીજ ગઈ.

તે ફ્રામરોઝ ગઝદર હતો-બાપડી દોલત મેહતાનો ભવિષ્યનો ભરથાર !-કેજે એમ મને તેને જોતાં અવાચક જેવી બની ગયેલી જોઇ એક દેણીને દુઃખી આવે એવુ કદરૂપું હસ્વુ બેસલુકાઈભરેલી રીતે હસ્વા લાગ્યો.

"હલ્લો, કાંહ નાહસેછ, દીનાં ?" મ્હારો રસ્તો રોકી જાણે મને તેની સાથે ઘણો ઘરોબો હોય તેમ તે બોલ્યો વાચનારને જણાવાની જરૂર છે કે મને તે મોંટીદા સાથે માત્ર સાહેબજી સલામ સીવાય બીજી કશીબી ઓળખાણ હતી નહિ-મેં ફકટ પેહલાં 'ઇનટ્રૉડચુસ' થયાં હતાં તે વખત સીવાય બીજી કોઇબી વખતે તેની સાથે મોંહ ખોલી વાત કીધી નહિ હતી. "ચાલ, એમ હંમેશાં મ્હારી

કંપનીમાંથી નાહસી જવાની વેત્રણ ના કર. આવ, આપરે સાથેજ નીચે જીમ-ખાનામાં જઇયે."

તેણે મ્હારો હાથ તેનાં પટળાં, મજબુત આંગળાંઓમાં ધર્યો અને મને તેની બાજુએ ખેંચી, ઓ, તે ખવીસ જેવા દેખાતા મરદને હું કેવી ધીક્કારતી હતી! પછી મને લાગ્યું કે બીહક દેખાડવી એ મ્હારી વિરૂધ્ધજ જશે તેથી હીમ્મત જમા કરી મેં ગુસ્સાથી નેણ ફેરવ્યાં.

"મ્હારા રસ્તા વચ્ચેથી એકદમ દુર થઈ જાઓ," મેં મીઝાઝીપણાંથી કહયું "હુ તમારા કરતાં વધારે સારા માણસની સોબત પસંદ કરૂંછ."

તેનાં ચેહરા ઉપર એક કદરૂપું હસ્વું ફેલાઈ રહયું.

"યુ સીલ્લી બીલ્લી!" મ્હારા ગાલ ઉપર બે આંગળાં મારી તે બેશરમ બોલ્યો. મ્હારા મીઝાઝથી મ્હારા ભીંગ ફરી ગયા અને મેં ઘણી ઝનુની અદાઓ સાથે મ્હારો હાથ તેનામાંથી ખુચવી લીધો અને યાહોમ દાદર ભણી દોડી જઈ નીચે સપસપ ઉતરી ગઇ, "રાંડ મીઝાઝની કુત્રી!" એટલું મેં તેને બોલતાં સમજ્યો. પણ મેં કશાંની દરકાર કીધી નહિ. ઝટપટ મોંઢ અને ખોળાયેલા બાલ સરખા કરી નાંખી હુ જીમખાનામાં દાખલ થઈ અને કોઈનીબી નજર નહિ પડે તેમ એક ખુણામાં જગા લઈ બેઠી.

સ્પોરટસ તો શરૂ થઈ ચુકો હતો. મને તે જોવામાં કાંઈ મજાહ લાગી નહિ. મ્હારૂં દીલ ઘણું દુઃખાયેલું હતુ. મ્હારી ગરીબ સહી દોલત મેહતા! તેણીનાં ભવિષ્યનાં ભરથારને આજે વધારે સારી રીતે પીછાણતાં હું તે છોકરી માટે દયાથી અત્યંત દાઝી ગઇ. અરેરે, છતા પૈસે, છતી જવાનીએ, છતી ખુબસુરતીએ તે સુળમાં ફસેલું નિર્દોષ ફુલ કેવું કમનસીબ હતું? મે આખ્ખો વખત એનો અને એનોજ વિચાર કર્યા કીધો અને એ વિચાર કરતાં હું માહ મુસીબતે મ્હારી આંખમાં ધસી આવતા આંસુઓ થોબાડી શકી.

વળી ત્યારપછી મને એ ફરામરોઝ ગઝદરની નાની દીકરી મનીજેહનો વિચાર આવ્યો. હું અજાયબ થવા લાગી કે આવી એક સુંદર છોકરી ધરાવવા તે કેમ પામ્યો હતો. તેણી છ વરસનુ એક નાનું ભુલકું હતું—મોટી બ્લુ આંખો, અને તમામ કર્લ થયેલા સોનેરી વાળનાં માથાં સાથની તે નાની બાળકી અત્યત મોહા-ગણી હતી; અને વળી તે એવી મીઠી અને નમ્ર ખવાસની હતી કે હોટેલનાં દરેક જણાં તેણી સાથે પ્યાર અને લાડ કરતાં હતાં, જ્યારે તેણીનો બાપ ત્યાંનાં લગભગ દરેક જણાંને અતી ઘણો અણગમતો હતો.

પણ તે તેની નાની દીકરી ઉપર બધો જીવ જીવ આપતો ... કે બે ઘાટકીપણાં અને ઝનુનતાનું એક બીજુ સ્વરૂપજ હતો ... તેની ... તે તો ચીન્વતપણાંથી ચાહાતો હતો કે તેને ખાતર જો ... તે કરવા બી તે અચકાય નહિ. તે કદરૂપો હતો, પત્થરે

કંટાળાભર્યાં તો નજ હતાં. મ્હારા પેલા કેટલાક અક્કડ ક્રુસ જવાનો બૈરાંઓને જોઈ બસ પોતાનેજ લગતી વાતો કરી તેઓને જે ગજબનાક કંટાળો આપે છે એવું તત્વ એ બાપડાની વાતચીતમાં સમાયુ નહિ હતુ.

તે ઘણાં સારાં ટાહેલાં કરતો હતો, તેટલા એ કેપટનને નામનો મુંબાઇથી તાર આવ્યો. તે તેણે ખોલ્યો અને વાચ્યો, પછી દેખીતી રીતે તેનાં ચેહેરામા ઘણો દયા ઉપજાવવાજોગ ફેરફાર થઈ આવ્યો; તે બિચારાના હાથો પણ લાગણીથી ઘણા ધ્રુજ્યા. પછી તે મને દુરથી નમી પોતાનાં ઓરડામાં જવા ઉપર ચઢી ગયો. હું તે વખતે ઘણી બીહીધી અને કાંઈ ઘણા માઠા સમાચારનો મને ભાસ થયો.

પણ તે વખતનુ મ્હારૂં તે અનુમાન ખોટું હતું. કાંયજે તેજ સાહજે જ્યારે હું રાબેતા મુજબ દોલતનાં ઓરડામા ગઈ ત્યારે તે છોકરીનો ચેહેરો દુઃખથી અતી ઘણો કંટાળેલો અને મોહત જેવો ફીકકો હતો.'

"દોલત, તુને શુ છે?" તેણી ભણી દોડી જતાં મે પુકાર્યુ--તે બિચારી એટલી અવતાર બેઅવતાર બેઠી હતી, તેણીનો ચેહરો એવો તો ધાસ્તીભરેલી રીતે ભણી ખાધેલા જેવો હતો કે મને બીહીક લાગી કે એ જરૂર બેશુધ્ધ થઇ જશે.

જવાબમાં તે કંગાળ બાપડીએ મ્હારાં ખભાં ઉપર તેણીનું માથુ નાંખી દીધુ અને જાણે જીગર વટીક તુટી જાએ એવાં ઉંડાઓ ડચકાઓ સાથે તે ધસાધસ રડી પડી.

"ઓ મ્હારાથી નથી ખમી શકાવાનું--નથી ખમી શકાવાનુ!" તેણીએ ગુંગળાતા અવાજે બોલી. "મ્હારા એખલા માટેજ નહિ—પણ ખુદ તેને ખાતરબી હું એ સીતમ સેહવી શકનાર નથી!"

"શુ થયુંછ? શુ થયુંછ?' મેં ગભરાતમાં કહ્યું--અને પછી તેણીના ડચકાથી ધ્રુજતા આકારને કમ્મરમાંથી પકડી મે એક ખુરસી ઉપર ગોઠવ્યો.

"મચેર—મ્હાગ વાહાલા મચેર!" જાણે તેણી પોતે પોતાને ભુલી ગઇ હોય તેમ તેણીએ એક દબાયલી ચીસ પાડી; પછી જરા વારે શાંત થઇ તેણીએ ઉમેર્યું. "આજે મુબઇથી કેપટન કાવારાણાને નામનો એક તાર આવ્યોછ, જેમાં જણાવવામાં આવ્યુ છ કે એનાં કાકી મરી ગયાંચ ને તેવણુની બધી દોલત એને મળેલી છે. એ હવે પૈસાદાર માણુસ થયોછ—અલબત્ત, ફ્રામરોઝ ગઝદર જેટલો તો નહિં પણ એક માણુસ સુખી થઇ શકે એટલો પૈસાદાર. એને મ્હાગે પાસે જે માણુસને હું ધિક્કારૂંછ તેને પરણવા પરથી હાથ ઉઠાવવા ઘણું કરગરી માંગી લીધું. ઓ, એને કેટલી બધી કાકલુદીઓ અને અરજીઓ કીધી! મ્હારૂં બધું જીગર ચીરાઇ ગયું. પણ હું શું કરૂં? હું મ્હારૂં વચન કેમ તોડુ? મ્હારા ખુદા!" અને તે કમનશીબ કુવારીકા છાતી તુટી જાએ એવી ડીસકે રડવા લાગી.

મેં તેણીનો બરડો પંપવાડીયા કીધો. "એક વચન કે જે ત્રણ જણાંઓની જીદગી દુઃખી કરેછ તે તોડવામા કશું ખોટું નથી," મેં સમજાવ્યું. "કાય જે કેપટન કાવાગણા અને મ્હાગ ઉપરાંત ફ્રામરોઝની જીંદગીબી કાંઇ ઓછી દુઃખી

એ વચન પાળ્યાથી થવાની નથી, કેમકે ફરામરોઝને તો તું ખરા અંતઃકરણથી ધીટકારેછ."

"જો તે એક સાધારણ વચન હોતે તો હું તેને તોડવાની હીમતથી કરતે." તે બાપડીએ લાચારીથી કહયું. "પણ તેમ નથી. મ્હારાં કંગાળ કમનશીબની કહાણી તને હજી બરાબર માલમ નથી, દીનાં, સમજ, હું તને બધું કેહુંછ—તેમ મ્હારે કરવુંજ જોઇશે, નહિ તો દુઃખથી હું સરબસર દીવાનીજ થઇ જવશ આએ વાતની વરાળ હું કોઇ આગળ કાઢવા માગતી નહિ હતી, પણ મને લાગેછ કે હું ત્હારા ઉપર વિશ્વાસ મુકી શકશ." તેણીએ ત્યાર પછી મને તેનાં પાસાંમાં બેસાડી અને ઘણાં ખેદયુકત અવાજે શરૂ કીધું, "તને કદાપી ખબર નહિ હશે, પણ મ્હારો એક ભાઈ છે. મ્હારો ગરીબ માણેક!" તે બાપડીની આંખમાં આસુંઓ આવી ગયાં, "નાનપણથીજ ઉછાછળો, ઉતાવળ્યો અને આકળો હતો; મ્હારો ગરીબ પણ બહાદુર ભાઇ! જે ગમે તે ચીજમાં હમેશા યાહોમ ઝીપલાવી દેતો હતો. એ એની બાહોશી અને અક્કલમંદી છતા કાઈબી શીખ્યો ભણ્યો નહિ, અને તેથી મ્હારા મગરૂર પપાએ એને દુશમનને ઘણો અકારો નકારો કરી મેલ્યો; પણ તેની એને આટલી તુંબા રહી નહિ વગી ત્યાર પછી એ આય ફરામરોઝ ગઝદરની ઑફીસમાં નોકરીએ રહયો. તુ જાણેછ તો ખરી કે મ્હારા પપા કેટલા મગરૂર ને સુગાત્રા છે; તેણી એવણે એ ગોઠવાયેલો રહે કરી એ ઑફીસની નોકરીની ઝાઝી પરવાહ કીધી નહિ. એવણને તો એવણનું અને એવણનાં ખાનદાનનું નામ પ્યારૂં હતું અને તે જ્યાંસુધી સ્વચ્છ રહે ત્યાંસુધી માણેકની કાઈબી બાબદમાં વચ્ચે આવવાની એવણે જરૂર જોઇ નહિ વાહાલી દીના, મ્હારા કમનશીબ ભાઇના કમનશીબીની શરૂઆત અહીંજ થઈ. એણે કેટલાક બદફેલ અને દુન્યાથી તમામ ઉખડી ગયેલા જવાનો સાથ દોસ્તી માંડી; મેં કહયુ તેમ એ હમેશાં દરેક ચીજમાં આંખ વિંચી યાહોમ ઝીપલાવતો અને તેમ તે બુરા દોસ્તદારોની સુઝે શરત, જુગાર અને શેર સટ્ટાનાં નખ્ખોદીભર્યાં ગારમાં એને ઝોકાવ્યું. એ તો બિચારો ભોળો અને ખુલ્લાં દીલનો હતો, તથી પેલા બદમાશોનાં દગાનો ઘણો જલ્દી ભોગ થઈ પડયો, અને જરાજ વખતમાં પૈસાની તંગીનાં ખરાબ સંકજામાં આવી ગયો. એને માથે કરજ ઘણું વધી ગયું અને તે કેમ ભરપાઇ કરી દેવું તે એને સુઝ કે સમજ પડયું નહિ. સચ્ચાઇ ખરીખંખારીને પપાને કહેતાં એ બિહધો—અરે, બિચારો શરમાયો, અને—અને તેથી એને—ઓહ, હું એ તને કેમ કેંહું, દીનાં?—એને ફરામરોઝ ગઝદરની ખોટી સહી કરી એક મોટી રકમનો ચેક લખ્યો! એને એમ કીધું ત્યારે તે બુરીબતથી સરીયામ ઘેલા જેવોજ બની ગયો હતો; તે ઉપરાંત પેલા બુરા દગાખોર દોસ્તદારોનીબી એને મજબુત કુસલવણી હતી. એ પાપી પગલું ભર્યા પછી એને હદની બાહાર પસ્તાવો થયો; અને જાણે કીધેલું નહિ કીધેલાં તરીકે બનાવવા તે પુષ્કળ તલપાપડ બન્યો. પણ અફસોસ, ઘણું મોડું થઇ ચુકું હતું!"

અને પોતાનાં ભાઈની નામોશીની કાહાંણી કહેતાં તે કમબખત બેહુનનું શીર તેણીની છાતી ઉપર ઝુમી પડયું.

"ગરીબ બિચારો! ગરીબ બિચારો!" મેં દયાથી પૂકાર્યું. "એવી રીતે બદોનાં ગામમાં ફ્રગી પડતા ઉછાછળા જવાનોનો ખુદા નેગેહુબાન થાય!" મને તે છોકરીને ખાતર તેણીનાં કમનસીબ ભાઈ માટે અત્યંત દયાની લાગણી ઉતપન્ન થઇ અને હું ખરી દીલસોઝીથી બોલી ઉઠી.

"ફ્રામરોઝ ગઝદરે એ 'ફોરજરી' તરત પકડી પાડી," તેણી જરા વારે ઘણાં ધીમાં સાહદે બોલી. "તેવણે તે દીવસે એને પોતાની આગળ બોલાવી ખુબ દમ ભરાવ્યો, અને કહ્યું કે તેના આવાં દુષ્ટ અને નીચ કામનો શું અંજામ લાવવો તે તે ને તેજ દીવસે નકકી કરી શકનો નહિ હનો. ત્યારપછી ફ્રામરોઝ મ્હારે ત્યાં મને મળવા આવ્યા. તેણે મને કહ્યું કે તેણે મને હંમેશ વખાણી હતી અને મને તેની ધણીઆણી બનાવા માંગતો હતો તે બોલ્યો કે તે કાંઇ મને ચાહતો નહિ હનો, પરતુ તેને એક નમુનેદાર પરણેતર અને તેની દીકરી મની માટે એક સમજુ માતા જોઇતી હતી; અલબટ, પેહલ્લાં તો–તુ સારી રવેશે સમજી શકશે, દીનાં, કે–મે એ માંગણી ઘણાં ઉપકાર સાથે ના પાડી.

ત્યાર પછી તેને મને મ્હારા ભાઇ વિષે બધું કહયું, અને પછી બોલ્યો કે જો હું તેવણુને પરણું તો લગનને દીવસે તે ખોટી સહીવાળો ચેક એવણુ ફાડી નાખશે; અને એ નામોશીને લગતી એક હુફ્ખી કદી તેવણુનાં હોઠો વાટેથી બાહાર પડશે નહિ; પણ જો હું નાં પાડું તો તેવણે સીધ્ધા મ્હારા પપા આગળ જઇ સઘળી સચ્ચાઇ કહી દેવાની ધમકી આપી અને વળી પછીથી હરહંમેશ તે માણેકનાં માર્ગમાં આડો આવી એ દુશમનનાં ભવિષ્યનો નાશ કરી નાખશે મ્હારો જાણે કોઇ ઉપાયજ નહિ ચાલ્યો!" તે બિચારી ઘણાં રડમેશ અવાજે બોલી. "હું મ્હારા ભાઈનાં ભવિષ્યનું કેમ સત્યાનાશ વાળી શકું, મ્હારા પપાનું દીલ તોડી નાંખી તેવણનાં તૉરી શીરને કેમ ધક્કો લગાડવા દેઉં, જ્યારે એ નામોશીભરી કંગાલ્યત માંથી બેઉને બચાવી લેવાનું મ્હારા હાથમાં હતું ત્યારે? હું તે વખતે કોઇને ચાહાતી નહિ હતી–ફક્ટ મ્હારા ગરીબ પપા અને મ્હારા લાડકા ભાઈને બચાવવા થકી ગળાં ઉપર છરી ફેરવીનેજ હું એ રાક્ષસ જેવા આસામીની ધણીઆણી થવા કબુલ થઇ—" અને જાણે તે ખ્યાલ તે ગરીબડી ખમી શકતી નહિ હોય તેમ તેણીએ કમકમાતથી બને હાથો વટી પોતાનું મોંહ ઢાંકી દીધું.

ધન છે એવી બેહુનને! આફ્રીન છે બેહુનનાં એવા ઉમદા પ્યાર અને ઉત્તમ સ્વભોગને!! બેહુન તો એક બીજી માં છે; એક હેનવંતી હમશીર વીનાંની જીંદગી એક જંગલ જેહાંન જેવી છે–એક તમામ લુખ્ખી, રસ કસ વિનાંની જીંદગી કે જે ભોગવવા ઘણાં કમનશીબ ભાઇઓનાં લલાટમાં લખાયલી હોય છે. ખુદા કોઇને બે ભાઇ ઓછા બક્ષજે, પણ એક નમ્ર અને દયાળુ દીલની બેહુનની નવાજીસ તો જરૂરજ કરજે!

હું મ્હારાં મમાં પપાની એક પુરી દીકરી છેઉ, પણ મને કદી બી ભાઈ કે બેહનનાં વાહાલની કોટાઈ વિષે લાગ્યુ'તું નહિ, જ્યારે ખરેખર આજે મને એક બેહનનાં વાહાલમાંથી દુર રહેલી જોઈ ઘણું 'ફીલ' થયું.

મેં દૌલતને ત્યારપછી ઘણી પતાવી સમજાવી અને ઘણો દીલસોઝીભર્યો સધ્યારો દીધો; તેણીનાં મનકુ જરા લગાર સમાધાન કરી હું તે ઓરડામાંથી ઘણાં દાઝેલાં દીલે બાહાર નિકળી.

અને પછી હું સરગોંગ મ્હારા ઓરડામાં ચાલી જવાનું કરતી હતી, તેટલાં મને ડૉ. અરદેશર દેશાઈ સાંમે થયા. એ ભલા ડાકટર સાથે અમોને વરસોની ઓળખાણ હતી અને મને 'નર્સીંગ'ને લગતું એજ ચચળ જવાને શીખવ્યુ હતું; હું કહેવાને ઘણી મગરૂર છેઉ કે 'નર્સીંગ'ને લગતું કામકાજ મને ઘણું સરસ આવડતુ હતું અને તે કોઈની ફરમાસથી-માત્ર મેહરબાની દાખલ-હુ 'નરર્સીંગ' કરતી તો મ્હારા હાથને હંમેશાં ઘણો સંતોષકારક જશ મળતો હતો ડાકટર અરદેસર દેશાઈને એ મ્હારી કાબેલ્યાત વિષે માહીતી હતી.

"દીનીં, સારૂંજ થયું તું મળી ગઈ," ડાકટર બોલ્યા: "હમણાં ત્હારા જેવીજ એક ચંચળ છોકરીની મને જરૂર છે," તેવણ ઘણાં ઉશકેરાયેલા જેવા દીસતા હતા, અને દેખાઈતી રીતે તેવણને મ્હારી ઘણી જરૂર હોય એમ લાગતું હતું. "પેલા ગી૦ ગઝદરની કમબખ્ત આયા નીચે ઉતરતાં દાદર પરથી આરીયાં થઈ ગઈ; એનાં હાથમાં નાની બેબી મની ઉતી તે બી એની સાથે ઘણી સખ્ખત રીતે ઈજા પામીછ. બિચારીનાં હાથ પગ અને માથામાં ઘણું સખ્ખત વાગુછ, અને બીલકુલ બેસુદ્ધ થઈ ગઈછ. આયાનોબી એક હાથ ને એક પગ ભાંગી ગીયોછ. તેથી, દીકરા, જા અને પેલાં નાનાં બેબીનો હવાલો તુ લે," તેવણે ઘણી નરમાશીથી મને અરજ કીધી.

મને બે વખત કહેવાની કશી જરૂર હતીજ નહિ. હું તરતજ તે ડૉકટરની પુઠે ફરામરોઝ ગઝદરનાં ઓરડામાં ગઈ, કે જ્યાં તે ઈજા પામેલી બાળકી ઘોડ્યા ઉપર તાસવિસ કરતી પડી હતી. મ્હારૂં જીગર જાણે ઉડીને તે છોકરી ભણી ગયું. તે બિચારી એક કુરતણીવાળા ઘોડ્યા ઉપર અણહદ અશાંતીથી અફરાતફરી કરતી સુતી હતી; તેણીનાં કાળા વાળના કર્ણી ઝુલ્ફાં બધાં લોહીથી ખરડાઇ ગયેલાં હતાં, જ્યારે તેણીનો કમળનાં ફુલ જેવો નાજુક મુખડો લોહીનાં છાંટાઓથી ખરાબ થયો હતો અને તે બિચારી બીલકુલ બેસુદ્ધ અવસ્થામાં હતી.

તે એટલી કોમળ અને એટલી તો નાજુક હતી કે જાગૃતિમાં આવ્યા પછી તેણીને થયેલી સખ્ખત ઈજા તે કેવી રીતે સહન કરી શકશે તે મને સમજ પડી શકયું નહિ-તેણીને થયેલી ઇજા ડાકટરે ધારી હતી તેનાં કરતાં વધારે ગંભીર પુરવાર થઇ. તેણી ખાલી કાંઇ સખ્ખત રીતે અફડાઈ છુંદાઈજ ગઇ નહિ હતી, પણ તેણીની કાંડી ઘણી ખરાબ રીતે ભાંગી ગઈ હતી. ગરીબ નાની મની! તે નાનું કુમળુ બાળક એ બધી હાંણી કેવી રીતે સહેવી શકશે?

પેહલાં તો ફરામરોજ ગઝદરે મ્હારી ચાકરી મુદ્દલ માંગી નહિ. તે તો તેનાં પૈસાના જોરે મુંબાઈથી ખાસ મોટી નરસો અને ડાકટરો તેડી મંગાવવા ચાહાતો

હતો પણ 'ન્યુ હોટેલ'નાં ભલા માલેક અને ડાકટરે તે અધીરા બાપને ઘણો સમજાવ્યો અને ત્યારેજ તે શાંત થયો. અને મને તેની દીકરીની 'નર્સ' તરીકે રહેવા દીધી.

આતુરતા, ફીકર, અધીરાઈ, દુઃખ અને વિલાપનાં ઘણાં દિવસો પસાર થઈ ગયા. ઓ બળીયા રે તે દીવસો! તે નાની જીંદગી ઉગારવા થકી મેં અને ડાૅ૦ દેશાઈએ ગોયા અમારી જીંદગીને ઘસી પીસી નાખી. કોઈ વખતે આશાનો સુરજ મધ્યાનમાં પ્રકાશતો જણાતો, તો કોઈ વખતે તે છેક દ્રષ્ટી મર્યાદા ભણી ઉતરી જતો લાગતો હતો. કોઇ દીવસે મને લાગતું કે તે નાની જીંદગી અમારી શકિત અને જેહમતની ઉપરાંત જોરાવર પુરવાર થનાર હતી તો કોઈ દીવસે હું વિચારતી કે તે પવિત્ર જીંદગીનો આતશ હજી જોઈએ તેટલો પ્રકાશ પાંમતો હતો. એમ દિવસો વહી ગયા–આશા નિરાશા, તવલાત, અધીરી ખુશાલી સાથનું તે એક પખવાડીયુ પસાર થઈ ગયું.

એ દીવસો દરમ્યાન તે બાપની વેદનાં હું જીંદગી સુધી ભુલી જઈ શકનાર નથી. તે કલાકો સુધી તે નાનાં બીછાણાં આગળ માંથે હાથ દઈ બેસતો અને ભૂખી, તવલાતથી તરસતી આંખોએ તેણીના કમજોર ચેહેરા ઉપર થતા એકે એક ફેરફાર ઘણી બારીકીથી જોતો, અને અવારનવાર આશાની અથવા તો નિરાશાની ઘણી કરૂણામય બરાડ પાડી ઉઠતો. તેની આંખોમાં વસ્તું નિર્દયપણું, તેનાં કપટથી મલકાતા હોઠો ઉપરનો વિક્રાળ દેખાવને એક વધારે મજબુત બળે તેનાંમાંથી દુર કરી નાખ્યો હતો–બાપનાં વહાલનું તે બળ કે જે એખલુંજ તેનાં લાગણીહીન જીગર ઉપર હર હંમેશાં અસર ઉપજાવી શકતું હતું. સઘળું છતાં–તેની આવી અગાધ ગમી છતાંબી મને તો એ ફરામરોઝ ગઝદર જેવો ને તેવોજ અપ્રીય હતો; કાંયજે હું જાણતી હતી કે આ ફીકર કે જે તેનું અંતઃકરણ કોતરી ખાતી હતી તે થોડા સમયમાં દુર થઈ જતાં તે જરૂર અસલનાં જેવો પાછો ઘાટકી અને પથરનાં દીલનો બની જશે. હું માત્ર તેનાં દીલમાં વસ્તા બાપનાં પ્યાર માટેજ દલગીર થઈ હતી.

મ્હારે આખખો વખત તે ઓરડામાં ગોંધાઈ રહેવું પડતું હતું. કે જે ઓરડામાં અમો મોહુતની સામે લડાઈ લડી રહ્યાં હતાં. તે ઓરડામાં કોઈને દાખલ કરવામાં આવતું નહિ હતું; ડોકટરના એટલા સખ્ખત હોકમ હતા કે બાપડી દોલત મેહતાનેબી અંદર આવવા દેવામાં આવતી નહિ હતી. થોડા દીવસો પછી ઘણો ભયંકર સમો આવ્યો, કે જ્યારે મ્હારે તન તોડીને સેવા બજાવવી પડી, કે જ્યારે આખખા બે દીવસ અને બે રાત મ્હારે જીવ ઉપર રહીનેજ કાંમ કરવું પડયું. કેમજે સમો છેક સોયની અણી જેવો બારીક આવી ઉભો હતો. મને ખાવા પીવા કે કપડાં બદલવાની બી ફુરસદ મળી નહિ તે બચ્ચાંની બાજુ છોડી બાહાર જવાની મ્હારી હીમ્મતજ ચાલી શકી નહિ, કેમજે તેણીની જીંદગીની જોત એક

સેકન્ડે છેક બુજાઈ જવા જેવી થતી, તો બીજીજ સેકન્ડે પાછી તેજસ્વી બનતી હતી.

પણ આયદે ધાસ્તી દૂર થઇ ગઇ. અને નાની મની-સફેદ ચાદર જેવી, તમામ હાકથી નમોસ બનેલી, બીલકુલ કમજોર પણ તદન સહીસલામત પોતાનાં બીછાણાં ઉપર આરામથી ઉંઘવા લાગી! લડાઇ ખતમ થઇ; તેનું મેવટ માણસાઇ શકિતની ફતેહમાં આવ્યું, અને હવે જવાની, સંભાળ, પ્યાર અને ચંચળાઇથી ખુદ મોહતનાં દરવાજા આગળથી તેણીને જીંદગી ભણી ખેંચી લાવવાની હતી, કે જ્યાં તેણી માટે તંદરોસ્તી, જીંદગી અને સુખ ખોટી થતાં હતાં.

ત્યારપછી, જ્યારે તેણીને બીજાનાં હાથમાં સોંપવાનું સહીસલામત હતું ત્યારે, મેં દોલત મેહતાને તે નાનાં બાળકનો હવાળો સોંપીને 'સીક રૂમ'માથી બાહાર નિકળવાનું દરૂસ્ત ધાર્યું; હું તે વિચારે ઉઠી, પણ મને એકાએક ચકકર આવી ગ્યાં. જાણે જમીન મ્હારા પગ હેથળ ધસી પડતી હોય તેમ મને લાગ્યું મેં મ્હારા બંને હાથો મ્હારા બચાવમાં લંબાવ્યા, અને પછી હું કોઇના બે મજબુત હાથોમાં જઈ પડી. ત્યારપછી શું બની ગયું તે હુ જાણી શકી નહિ.

જ્યારે મેં આંખ ઉંઘાડી જોયું ત્યારે મેં મને મ્હારા ઓરડાના બિછાણા ઉપર પડેલી જોઈ; મ્હારા વાહલાં માયબાવા મ્હારા બિછાણા આગળ ઉભાં હતાં મને ઘણી નાતવાંની અને બેચેની લાગતી હતી; અને તેઓએ મને કહયું કે હું ત્રણ ચાર દીવસ થયાં સખ્ખત માંદી હતી, સખ્ખત રાતદીસની એક સરખી હેજગારીની મોહકાણે હુ તાવે પટકાઇ પડી હતી. મે પછી ઘણી આતુરતાથી પુછયું કે નાની મનીજેહ કેમ હતી ત્યારે તેઓએ કહયું કે તે બાળક ઘણું સારૂ હતું અને તે ઘણી ઝડપથી તંદરોસ્તી મેળવતી જતી હતી.

મેં સુખ અને સધ્યારાનો એક ઉંડો દમ ખેંચ્યો.

તેજ સાંજે મને ફરામરોઝ ગઝદર મળવા આવ્યા. તેનો ચેહરો ફીકકો પુણી જેવો અને ઘણો કરડો દેખાતો હતો, પણ તેની આંખોમાંની ક્રુરતા ઘણે દરજ્જે કમી થયેલી નજરે આવતી હતી.

"મીસ ખરાસ," તે છેક મ્હારા બીછાણાં નજદીક આવી બોલ્યો; તેનો સાહદ ઘણો ધ્રુજતો હતો. "હું જાણુંછ-અને સર્વ જણાં જાણેછ-કે મ્હારી દીકરીની જીંદગી ત્હમે એકલાંએજ બચાવેલી છે. ઉપકાર કેમ માનવો કે ઉપકારમાં મોટા મોટા બોલો કેમ વાપરવા તે મને સુદ્દલ ખબર નથી તે મને આવડતુંજ નથી, કેમજે આજ સુધી મેં કદાચજ કોઇનો ઉપકાર માન્યો હશે. ત્હમને ખબર તો હશે કે મની દીકરી મને કેટલી બધી વાહલી છે. હું ત્હમને ફકટ આયજ ચીજ બદલા તરીકે આપવા સામર્થવાન છેઉં, જે ત્હમે મ્હારી તરફ કીધેલા ઉપકારનાં બદલા તરીકે જરૂરજ સ્વીકારશો એવી મને ઉમીદ છે."

તદન "મીકેનીકલી" મેં તેને લંબાવેલું એક કાગળયું હાથમાં લીધું. તે પચ્ચીસ હજારની રકમનો એક ચેંક હતો!

તે એક લાલચ હતી—એક ઘણી મોટી લાલચ કે જેને શરણે ગયાથી મને તેમજ મ્હારાં મધ્યમ સ્થિતિનાં વાહાલાં આયખાંવાને ઘણો સુખકરાર મળી શકનાર હતો. હું અતી ઘણી લલચાઈ ગઈ. પણ પછી મને લાગ્યું કે આ મરદ કે જે મને અતી ઘણો અપ્રીય હતો, અને જે એક નિરદોષ, આશાવંત છોકરીની રળીયામણી જીંદગીનું સરીયામ સત્યાનાશ વાળતો હતો તેની તરફથી તેની દીકરીની સેવા એક માણસાઈ ફરજ તરીકે બજાવી તેનાં બદલા તરીકે આવી ગંજાવર રકમ કબુલ કરવાનું મુદલ વાજબી નહિ હતું.

મે તે કાગળયું બે ત્રણ પળ ડામાડોળ મગજની સ્થિતિ વચ્ચે ધરી રાખ્યું. પછી વિજળીના ચમકારા વેગે એક ખ્યાલ મ્હારા મગજમાં ધાઈ આવ્યો.

"હું ત્હમારો આએ 'ચેંક' કબુલ નથી કરી શકતી, મી૦ ગઝદર," હું બોલી; "જે મેં મની માટે કર્યું છે. તેફક્ટ મ્હારાં તે છોકરી ભણીનાં વાહાલ ખાતર હતું—મેં માત્ર મ્હારી ફરજ બજાવી છે; તે ઉપરાંત, ત્હમારે યાદ રાખવાનું છે કે, હું કાંઈ "પ્રોફેશનલ નર્સ" નથી" હુ નબળી થઈ ગઈ હતી અને તેથી જરા થોભીને મક્કમ સાહદે મેં ઉમેર્યું; "પણ જો ત્હમે ત્હમને ખરેખર મ્હારા આભારનાં બોજ હેઠળ દબાયલા ધારતાં હોવ તો આ સિવાય કાંઈ બીજું મને બક્ષસો ?"

"હા," તે ઘણી ઉતાવળથી બોલ્યો. "મને લાગેછ કે મ્હારી પાસેથી જે ગમે તે માંગવાનો હક ત્હમે મેળવેલો છે. જો ત્હમે આએ પૈસાની બક્ષીશ કબુલ નહિ કરી શકતાં હોવ, તો તેને બદલે ત્હમ રે જે ગમે તે માંગો અને હું તે ત્હમને જરૂર આપશ."

હું પછી જેમતેમ મ્હારા બીછાણા ઉપર તડી થઇ બેડી.

"આએ એક વચન છે," મેં ઘણી શાંતીથી કહ્યું. "ત્યારે મને આએ 'ચેંક' ને બદલે પેલો માણેક મહેતાવાળો ખોટો સહીનો 'ચેંક આપી દેઓ'! હું તે એની બહેન આગળ લઇ જવશ અને ત્હમે તેણીને તેણી પાસે લીધેલાં વચનમાંથી મુકિત બક્ષોછો તેની ઇધાની દાખલ તેણીની સાંમેજ ફાડી નાખશ; એ 'ચેંક'- મને એમનો એમ આપી દેઓ, મી૦ ગઝદર."

તેની આંખમાં ઝનુન વસી રહ્યું અને તે ઘણાં જોશથી હાથપગ અફાળવા લાગ્યો.

"હશ!" મેં તેને શાંત પાડતી ધબે કહયું. "એટલી બધી અફરાતફરી કરવાની કાંઇબી જરૂર નથી." પછી ઘણાં કાકલુદી કરતા અવાજે મેં ઉમેર્યું.' ખ્યાલ કરો-ખુદ ત્હમારી પ્યારી દીકરીનો વિચાર કરો, મી૦ ગઝદર, ત્હમે એને કેવાં વાહાલથી ચાહોછ? શું દુન્યામાં માત્ર બાપ અને દીકરીનોજ પ્યાર વસી શકેછ? શું પવિત્ર મોહબત જેવી ચીજ ત્હમારે મનથી વસ્તીજ નથી? ત્હમારી વાહાલી મનીજેહનો દેખાવ મગજમાં લઈ ખ્યાલ કરો. શું કરવા એક આશા અને ઉમીદ વચ્ચે ઉછાળો મારતી છોકરીનાં ભવિષ્યનું સત્યાનાશ વાળોછ? ત્હમારી મનીબી કોઈ દીવસે એ

ઉમ્મરે પુગશે. શું જેમ દોલત મેહતાને ત્હમે દુઃખી કરોછ તેમ ત્હમારી દીકરીને કોઇ દુઃખી કરશે--કજોડા સંજોગનો તેણી ઉપર બુરો લાભ લેશે તો તે વખતે ત્હમને કેવું લાગશે? ઓહ, મી૦ ફરામરોઝ ગઝદર, ત્હમારી સુંદર બેટીનું પીકચર ત્હમારી આંખ આગળ લાવી જે ત્હમે બજાવોછ તેનો વિચાર કરો ત્હમે કહોછ કે ત્હમે મ્હારા કરજદાર થયેલા છો, તો તે કરજ હું માંગુછ તે રીતે-એક બાહાદુર મરદ બચ્ચાને છાજે તેમ-ભરપાઇ કરી દેઓ!"

તે આજેજ થયેલો દેખાયો; પણ કશું બોલ્યો નહિ તેની આંખમાં ગુસ્સો જણાતો ન હતો અને હું તેની એ નમ્ર લાગણીનોજ લાભ લેવા માગતી હતી, કાય જે હું જાણતી હતી કે તેની દીકરીનો તેનાં ઉપર ઘણો પ્યાર હતો અને તેણી ખાતર તે કશુંબી કરવા હમેશા તયાર હતો.

"મેં ત્હમારી દીકરીની જીંદગી બચાવીછ," હું ઘણાં ભારથી બોલી; "તો તેના બદલા તરીકે એક કુમળી બાળાની આશાવંત જીંદગીનું બીલકુલ નખ્ખોદ વળી જતું ત્હમે અટકાવો! મી૦ ગઝદર, ત્હમારી મની—ત્હમારી માનીતી મનીબી એક વખતે એ ઉમ્મરે પુગશે અને ત્યારે—જો ત્યારે———"

"બસ કરો, મીસ ખરાસ!" તે એક ખુરશી ઉપર ધગ દઈ બેસી જતાં પુકાર કરી ઉઠયો. પછી ઘણા બદલાયલા અવાજે તેણે વધાર્યું, "લાગણી જેવી ચીજ મ્હારામાં નહિ હતી તે હું અત્યારેજ જાણી ચુકોછ અને લાગણી શું ચીજ છે તેવી મેં અત્રેજ જાણીછ. હું આંધળો, ઝનુની, કુર અને મતલબી હતો." થોબીને-"દીનાં," તેણે તેનાં ગજવામાંથી એક કોથરા જેવી પોકીટ કાઢી અને તે ખોલી તેમાંથી એક ચુથાયલું પીંખાયલું કાગજ્યું બાહાર ખેંચી કાઢયું. "હીઅર યુ આર, આએ મ્હારી તરફની કીંમતી-બક્ષીસ લે અને એનો જે ગમે તે ઉપ્યોગ કરજે. દોલતને કેહજે કે તેં મ્હારી એકની એક દીકરીની મોથી વાહલામાં વાહલી જીંદગી બચાવીછ તેનેજ ખાતર ફકત હું આએ ચેંકનો હવાલો તને દેઉંછ અને જેમ અત્યાર સુધી કીધુછ તેમ હું એનાં ભાઇની નામોશીની વાત મ્હારી છાતીમાં સદાકાળ દાબેલી રાખશ. તેણી જેને ગમે તેને પરણવા હવે છુટી છે!"

"આહ!" મેં ખુશાળીની એક ચીસ પાડી અને પેલો માણેક મેહતાવાળો 'ચેક' મ્હારા હવાલામાં લઇ લીધો: "આવું એક ઉમદા કામ કરવા માટે ત્હમને કદીબી પસ્તાવો થવાનો નથી, મી૦ ગઝદર. તેથી ઉલ્ટુંજ, જ્યારે ત્હમે ઘરડા થશો અને ત્હમારી મની ત્હમારૂં જૈફ માંથુ પમવાડતી બેસશે ત્યારે એક જીવને સુખી કરવાનાં કાર્યની યાદ ત્હમને થતાં ત્હમારૂં જીગર ખુશાળી અને મગરૂરીથી બધું છલાછલ થઇ જશે! ખુદા ત્હમને અને ત્હમારાં એકપુરાં લાડકાં ફરજંદને સુખી અને આબાદ રાખે."

બસ હવે કેહવાનું કાંઇબી બાકી રહ્યું નથી: મેં તરતજ દોલત મેહતા અને કેપટન કાવરાણાંને મ્હારા ઓરડામાં બોલાવી મંગાવ્યાં અને ત્યાં જે 'સીન' થયો તે વર્ણવી આ વારતા વિનાં કારણે લંબાવાની હું જરૂર જોતી નથી—તે એક

વાહાલ, વફા અને માફીનો એક લાગણીપુર્વક દેખાવ હતો કે જે મને મ્હારી જીંદગી સુધી યાદ રહી જશે.

ત્યારપછી હું દોલત મહેતાની ઘણીજ જીવેજાનની સહી થઇ પડી અને પછી જ્યારે અમો સઘળાં પુનાં છોડી મુંબાઇ અમારે ઘરે આવ્યા ત્યારે તો એ મહેતા કુટુંબ સાથે મને તદન ઘરોબો જેવુજ થઈ પડયુ. મ્હારી ત્યા રોજની આવણજાવણ થઈ અને તે વખતે મને માણેક મેહતા સાથે પીછાણ પડી અને–અને વાંચનારા સાહેબો, ટુંક વખતમાં એ છોકરાને હુ ચાહતાં શીખી !

ચાલો બસ એમ હસ્યા ના કરો જે દીવસે દોલત મેહતા કેપટન કાવરાણું સાથે અદરાઇ તેજ દીવસે મને ગી વિંટી પહેડાવામાં આવી અને એક મહિનામાં અમારા લગન ઠેડવવામાં આવ્યાં. વાચનાર, આવતી ચાદરાતે આલબ્લેસ બાગમાં અમારા લગન છે; જરૂર આવજો. ચોઠી કે મોબેદના તેડાની રાહ જોવાની જરાબી જરૂર નથીજી !

# "મોહતનો કેહેર."

## શું મોહત ખરેખર ભયંકર છે?

લખનાર-Mr J M Hormusji

### (ખ) પેલી દુનિયામાં.

"For this* are various penances enjoined,
And some are hung to bleach upon the wind,
Some plunged in water, others purged in fires,
Till all the dregs are drained and all the rust expires
All have their manes and those manes bear
The few so cleansed to those abodes repair,
And breathe in ample fields the soft Elysian air
Then are they happy when by length of time,
The scurf is worn away of each committed crime.
No speck is left of their habitual stains,
But the pure aether of the soul remains,"
Dryden

### (૧) ધર્મો પ્રમાણે.

મોહતની ખરેખરી ધાસ્તી જો માનવી માત્રને લાગતી હોય તો તે એજ છે કે મરણ પછી આપણું થશે શું? અને આપણે જઈશું ક્યાં? પરંતુ એ ધાસ્તી ખરેખર હસવા જોગ હદ સુધી મિથ્યા છે, કારણ નહી તો "સૌનું થશે તે વહુનું થશે!" એ સૂત્રાનુસાર તો આપણે ધીરજ લેવી જોઈએ, મરી જવાથી કંઇ માણસ હમેશાની નીસ્તિમાં ગર્ક તો નથીજ થઇ જતો, ત્યારે ભવિષ્યમાં આપણું શું થવાનું છે તે માટે અજ્ઞાનપણાથી આપણે આજથી શા માટે ગમ ખાવો જોઈએ? હવે આપણે જોઈએ કે જુદા જુદા ધર્મો એ વિકટ વિષય વિષે શું ખુલાસો આપે છે.

* I. e., the after-existence of sinners

આપણા ધર્મશાસ્ત્રની હાદોખ્ત નુસ્કની બીજી પરગર્દ ઉપરથી માલુમ પડે છે કે અશો-ઝરથોસ્તે દાદાર અહુરમઝદને પૂછયું: "જ્યારે કોઈ રાસ્ત માણસ ગુઝરી જાય છે ત્યારે તે રાતે તેનું પોતાનું રવાન કયાં મુકામ કરે છે?" ત્યારે દાદાર અહુરમઝદે જવાબ આપ્યો: "તે માણસનું રવાન ઉસ્તવદ ગાથા ગાતું તથા સુખ માગતું પોતાનાં માથાં આગળ બેસે છે!" તે આ પ્રમાણે ભણે છે:

"ઉસ્તા અહ્માઈ યહ્માઈ ઉસ્તા કહ્માઇચિત.
વસે-ક્ષયાંસ મઝદાઓ દાયાત અહુરો!"

યાને "સુખ તેને છે કે જેનાથી બીજાઓને સુખ પહોંચે છે! પોતાની મરજી પ્રમાણે રાજ કરનાર હોરમઝદ એવા માણસને કૌવત તથા શક્તિ બક્ષે!" આ પછી બીજી રાત્રે તેમજ ત્રીજી રાત્રે પણ તે રવાન એજ પ્રમાણે પોતાનાં માથાં આગળ બેસી દુઆ માગે છે, અને જેટલું સુખ તમામ દુનિયાના લોકો મેળવે છે તેટલું સુખ તે રવાન એકજ રાતમાં મેળવે છે. ત્રીજી રાતની આખેરીએ જ્યારે ચેહારમની બામદાદ આવી પહોંચે છે ત્યારે તે રાસ્ત માણસનું રવાન ઝાડોમાંથી પમરાત લેતું પસાર થાય છે, અને દક્ષિણ તરફનો સુગંધી પવન તેની તરફ આવે છે, જેથી તે રવાન વિચારે છે કે આવો સરસ પવન મેં કદીપણ જોયો નથી તે કયાંથી આવતો હશે? તેજ પવનની લેહકીમાં તેની પોતાની કેરદાર સુંદર કન્યાનાં રૂપમાં તેની તરફ આવે છે અને તેને કહે છે: "અય નેક મનશની, ગવશ્ની તેમજ કુનશનીવાળા જવાન! હું તારી પોતાની કેરદાર છું. જેમ હું તને દેખાઉં છું તે તારી મ્હોટાઇ, ખુબીવંના ગુણો તેમજ નેક કામોને લીધે છે. જ્યારે બીજાઓ દીનની બામદાદની ઠઠ્ઠામશ્કરી કરતા, મુર્તિપૂજા કરતા, લાચારોને જોઇતી મદદ નહી કરતા તથા ઝાડપાનોને કાપી નાખતા હતા ત્યારે તું ગાથા ગાવા બેસતો, ભલાં પાણીઓને વખાણતો, આતશની આરાધના કરતો, અને રાસ્ત માણસોની હાજત પૂરી કરતો હતો! આથી તેં મારો પોતાનો દરજ્જો ઘણો વધાર્યો!" આ પછી તે રાસ્ત માણસનાં રવાને પહેલું પગલું "હુમત" યાને સત્તર પાયાનાં બહેસ્તમાં મુકયું, બીજું "હુખ્ત" યાને માહપાયાનાં બહેસ્તમાં, ત્રીજું "હવર્શ્ત" યાને ખુરશેદ પાયાનાં બહેસ્તમાં, અને ચોથું પગલું ગરોથ્માનમાં મુકી તે ભલા માણસનું રવાન બેહદ રોશનીમાં જઇ પહોંચ્યું. એજ પ્રમાણે ત્રીજી પરગર્દમાં કહે છે કે જ્યારે કોઇ દુષ્ટ માણસ મરી જાય છે ત્યારે તેનું રવાન નીચલા નિરાશી ઉપજાવનારા ગાથાના કલામ ગાતું પોતાનાં માથાં આગળ રોકી જાય છે કે:

"કાંમ નેમોઇ ઝાંમ?
કુથ્રા નેમોઈ અયેની?"

યાને "કઇ જગાએ જાઉં? કઇ તરફ વલાણ લેઇને હું જાઉં?" બીજી અને ત્રીજી રાત્રે પણ તે રવાન એમજ ભમ્યા કરે છે અને બોલ્યા કરે છે અને દરેક રાત્રે, જેટલી પિડાકારી તમામ દુનિયાના લોકો મેળવે છે તેટલી તે રવાન એકલું ભોગવે છે. ચેહારમની બામદાદે તે દુષ્ટ માણસનું રવાન બરફમાંથી બદબો લેતું પસાર થાય છે ઉત્તર તરફથી અતિશય દુર્ગંધી પવન તેના નસ્કોરામાં દાખલ થાય છે, અને તે અજબ થાય છે કે એવો પવન કયાંથી આવતો હશે? ત્યારબાદ એક ખોડખાંપણથી ભરેલી, કોહડવાળી, તેમજ જેનાં પગો સડી ગયા છે, એવી એક અતિશય બદસુરત ઓરત—તેની પોતાની કેરદાર—તેની નજ-

દીક આવે છે અને તેને શ્રાપ દે છે. આ પછી તે દુષ્ટ માણુસે પહેલું પગલું "દુસ્મત" દોઝખમાં, બીજું "દુઝુખ્ત"માં, ત્રીજું "દુઝવર્ન"નાં દોઝખમાં મૂક્યું, અને ચોથું પગલું ભરતાં તે ઉંડાં દોઝખના ગારમાં જઇ પડ્યું! પહેલવી "મિનોખેરદ"માં આ બિના ઘણી અસરકારક રીતે સમજાવી છે. "ચેહારમની બામદાદે અરોષ અશો, ભલો વાએ અને રામ યઝદ, અને ઈસ્તેહમંદ બહેરામ યઝદની મદદથી, તથાં "અરસ્તોવદાદ," બર્દ વાએ, ફ્રેરેઝીસ્ત દેવ, તથા નઝીસ્ત દેવ અને ગ્રેઆંગાર ખુનરેઝ અશેસ્મ દેવનાં હસદ ભરેલાં કામ. એ બધાંઓની અડચણથી તે આત્મા ભયંકર અને બુલંદ ચિન્વદ પુલ સુધી જાય છે, ત્યાં તે રવાનનો ઇન્સાફ કરવા મહેર, સરોષ તથા રશ્ને યઝદો પણ હાઝેર હોય છે. રશ્ને રાસ્ત પોતાનાં ઇન્સાફી ત્રાજવાંમાં રવાનનાં ભલાં બુરાં કામોની તુલના કરે છે. જ્યારે અશો મોઅમનનું રવાન ચિન્વદ પુલ પરથી પસાર થાય છે ત્યારે તે પુલ એક ફરસંગ જેટલો પહોળો થાય છે. અને સરોષ યઝદની મદદથી તે બહેસ્તમાં જઇ પહોચે છે, જ્યારે કોઇ દુષ્ટ માણસ મરી જાય છે ત્યારે ચેહારમની બામદાદે વિઝર્શ દેવ આવે છે, અને તે રવાનને બહુ મઝબુત બંદથી બાંધે છે, અને ચિન્વદ પુલ તરફ ઘસડી જાય છે જ્યાં રશ્ને રાસ્ત તેનો ઇન્સાફ કરી તેને પાપી ઝાહેર કરે છે જે ઉપરથી વિઝર્શ દેવ તેને નિર્દયપણે મારે છે અને દોઝખમાં ગનામિનો આગળ ઘસડી જાય છે જ્યાં દેવો તેની ઠઠ્ઠા ઉડાવે છે અને તેને ઇઝા પહોંચાડે છે, અને તેને ઝેહરી ખોરાક ખવાડવામાં આવે છે!" એવી રીતે "કરણી તેવી ભરણી" અચુક ઝાહેર થાય છે.

ન કર કીસીપે સેતમ, સોચ ચ્હે કે આખેર કુ,
ખુદાહીસે તેરા દારો મદાર હોવેગા!
અગર છુપાવે કીસી તરેહ તું જો અપના કિયા,
હરેક દિનકુ સબ વ્હો આશકાર હોવેગા!
હરેક હલાલસે તેરે હેસાબ પૂછેગે—
હરેક હરામકા તેરે શુમાર હોવેગા!
તુ અપની કુચથી કુચ્ચ દેક કર ચ્હાં, 'શેદા'
કલામે સઅદી તેરા યાદગાર હોવેગા!

હિંદુઓનાં "ગરૂડ પુરાણ"માં મોહત પછી મનુષ્યોની શી અવસ્થા થાય છે તેનું સવિસ્તર વર્ણન મલે છે. શરીરમાંથી પ્રાણ જાય છે એટલે પૃથ્વિનો અંશ પૃથ્વિમાં, પાણીનો અંશ પાણીમાં, તેજનું તત્વ તેજમાં, વાયુનું તત્વ વાયુમાં, અને આકાશનો અંશ આકાશમાં લય થાય છે. પછી ફકત પરમેશ્વર રૂપી પરબ્રહ્મ કે જે સર્વત્ર વ્યાપક જગતસાક્ષી અજરામર છે તે જેમ એકાદું ઘર બળી ભસ્મ થવાથી તેનો ત્યાગ કરી બીજાં નિવાસસ્થાનમાં આશ્રય લે તેમ પુણ્ય વાસનાવાળો શ્રેષ્ઠ પુરૂષ હોય તે સત્કર્મે પ્રાપ્ત થયલા દેહમાં પ્રવેશિત થાય છે. આ વખ્તે, તે પુણ્યવાન પ્રાણીને ન્હાની ન્હાની અનેક ઘંટડીઓ યુકત તથા ચામરાદિકથી સુશોભિત વિમાન લઇને દેવદૂતો લેવા આવે છે કે જે દેવદૂતો ધર્મતત્વવેત્તા હોઈ ધાર્મિકજન જેને અતિપ્રિય છે એવા ભગવાનના અનુચરો છે કે જેનાં સંરક્ષણમાં રહી તે પ્રાણી ગળામાં પુષ્પમાળા પહેરી, સુખરૂપ વિમાનમાં આસન લઇ ઉત્તમોત્તમ સ્વર્ગમાં પ્રયાણ કરે છે એવા શ્રેષ્ટ અને ઉત્કૃષ્ટ મનોવૃત્તિવાળા સત્પુરૂષો ત્રણ માર્ગે યમલોક કિંવા વૈકુંઠમાં આવાગમન કરી શકે છે. એક પુર્વ

તરફનો રસ્તો છે કે જે રસ્તે થઇને માત્ર મ્હોટા મ્હોટા રાજર્ષિ બ્રહ્મર્ષિ અપ્સરાઓના સમુદાય, ગંધર્વ, વિદ્યાધર, શેષાદિ નાગો, દેવોનુ આરાધન કરનારા, શિવ ભક્તિમાં આરૂઢ રહેનારા, જળઅન્નાદિનુ દાન કરનારા, વર્ષાઋતુમા વિશ્રાંતિ આપનારા, નિરાશ્રિતને આશ્રો દેનારા, દુઃખીજનો પ્રત્યે દયાર્દ્રભાવથી જોનારા, સત્યધર્મમા અનુકુળ રહેનારા, ક્રોધ લોભાદિ ષટ્દુર્ગુણો રહિત, માતાપિતા અને ગુરૂ ભક્તિમા તલ્લીન થઇ જનારા, પુરાણવકતા તેમજ શ્રોતાઆદિ જ મનુષ્યો પૂર્વ તરફને માર્ગેથી યમરાજાની સભામા ગમન કરી શકે છે એ પૂર્વ તરફનો રસ્તો સઘળા ભોગોથી ભરપૂર છે, તેમજ તે પારિજાતકના વૃક્ષોની છાયાવાળો, રત્નોથી ભૂષિત, વિમાનોના સમૂહવાળો, હંસાદિક પક્ષિઓથી શણગારાયલો પ્રવાળથી રચિત સગીચાવાળો, તથા અમૃતની મંદ મંદ વૃષ્ટિથી ભિંજાયલો એવો અતિ રમણિય છે દ્વિતિય માર્ગ ઉત્તર તરફનો છે જે અનેકાનેક રથોથી ખિચોખિચ ભરપૂર છે જેની સર્વે દિશાએ મળિયાગરી તથા ચંદનના વૃક્ષો છે, અને રસ્તાઓમા સુગધી પદાર્થોનાં છાટણ છાટેલાં છે, તથા માર્ગમા અમૃતનું રમ્ય સરોવર છે એવે રસ્તે થઇને વૈદિકધર્મ કર્મ કરનારા, અભ્યાગતનુ પૂજન કરનારા, અનશાનવ્રત ધારણ કરનારા, ધર્મ સંગ્રામમા, કાશીમા, કામધેનુ માતાનુ કષ્ટ સત્વર દુર કરવામા, દેવોના શુભ કાર્યો કરવામા, બ્રાહ્મણોને આપત્તિમાથી છોડવવામા, સ્વામિભક્તિમા તથા યોગાભ્યાસ સાધતા મરણ પામે છે, તે દરરોજ સત્પાત્રની પૂજા કરનારા અને નિરન્નિ મહાદાન આપનારા મનુષ્યો આ ઉત્તર તરફને રસ્તે થઇને સ્વર્ગ જઇ ધર્મની સભામા નિવાસ કરે છે હવે સ્વર્ગમા દાખલ થવાનુ ત્રીજુ દ્વાર કિંવા માર્ગ તે પશ્ચિમ તરફનો, રસ્તો છે, જે રત્નોના મંદિરોથી શોભાયમાન, અમૃતના ઉંડા કૂપોવાળો, અને ઐરાવતના કુળમા ઉત્પન્ન થયલા ઉત્તમ હસ્તીઓ તથા ઉચ્ચશ્રવા નામક સર્વોત્તમ અશ્વોવાળો છે, એ માર્ગે આત્મ ચિંતક, સ્વશાસ્ત્ર ચિંતક, એકાન્તિક વિષ્ણુ ભક્ત, ગાયત્રી મંત્રનો જપ કરનાર, પરનિંદાથી દૂર રહેનારા, પોતાનીજ અર્ધાંગનામા સંતોષ માનનારા, મસ્ત, અગ્નિહોત્રિ, વેદાધ્યયની બ્રહ્મતેજસ્વી, વાનપ્રસ્થી, તપસ્વિ શ્રીપાત, સન્યાસી, સમદૃષ્ટિ રાખનાર, સુજ્ઞાની, વૈરાગી, ત્રણે પ્રકારના ઋણથી મુકત થયલા, અહોરાત્ર પંચમહાયજ્ઞ કરનારા, પિતૃઓને શ્રાદ્ધપિંડ અર્પિત કરનાર, નિયમિત સંધ્યો પાસના કરનાર, અને સત્સંગી, વિગેરે ઉત્તમ આચરણોવાળા મનુષ્યો અપ્સરાઓના વૃંદથી સેવાતા છતા ઉત્તમ વિમાનમા બેસી અમૃતનું પાન કરતા કરતા ધર્મરાજાના મંદિરગૃહમા પ્રવેશે છે. તેઓ ત્યા જાય છે એટલે તેને જોઇને યમધર્મ વારંવાર નમસ્કાર કરીને કહે છે કે 'હે મહાપય! આપ અત્રે પધાર્યા તે ઉત્તમ થયું!" એટલું કહેતા યમ ધર્મ ચતુર્ભુજ હોઇ શંખ, ચક્ર, ગદા, અને તરવારાદિ આયુધો ધારણ કરી તે પુણ્યશાળી મનુષ્યોને આદરમાન આપી તેઓને મિત્ર તુલ્ય ગણી બેસવા માટે સિંહાસન આપે છે. પછી તેઓનાં ચર્ણે અર્ઘાદિક અર્પીને ચંદન તથા પુષ્પાદિ ઉપચારોથી પૂજન કરે છે. આવી રીતે તેનુ પૂજન કરીને યમધર્મ તે સભામાંના અન્ય સભાસદો પ્રત્યે કહે છે "હે સભાસદો! આ પરમ જ્ઞાની પધાર્યા છે તેમને ઉત્તમ આદર પૂર્વક નમસ્કાર કરો. આ મ્હાત્માઓ મ્હારા મંડળની યાત્રા કરીને બ્રહ્મલોકમા જવાના છે" પછી તે આવેલા પુણ્યવંત મનુષ્યો તરફ જોઇને કહે છે "હે બુધ્ધિવંત મહાભાગો! તમે નર્કનાં દુઃખથી ડરીને મ્હોટા પુણ્યોવડે અતિસુખકર દેવ પદ પ્રાપ્ત કર્યું છે અતિ દુર્લભ એવો મનુષ્ય જન્મ પ્રાપ્ત થવા છતા જે એ શુભ ફળ મળે એવુ સાર્થક કરતા નથી તે અવશ્ય કરીને નર્ક જાય છે. જે પ્રાણીઓ મળેલા અસ્થિર શરીર તેમજ ધનનો ઉપયોગ કરીને

પોતાનાં દેહનું સાર્થક કરે છે તેનેજ ઉત્તમ બુધ્ધિવાન જાણવા !" એવી રીતે યમધર્મની પ્રશંસા પામતા તે ભાગ્યવંત મનુષ્યો વિમાનમાંથી ઉતરીને સઘળા સજ્જનોને નમસ્કાર કરીને ત્યાં સિંહાસનપર બેઠક લે છે. પછી તેમાંના કેટલાએક તે સભામાંજ સભાસદો બનીને રહે છે અને કેટલાએક અતિ ઉત્તમ અને અતિ દુર્લભ એવાં ઇશ્વરી પદને પામે છે. તત્સંબંધે ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामा: ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःख संज्ञैर्गच्छंत्यमूढा पदमव्ययं तत् ॥
न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥

ભાવાર્થ કેઃ અહંકાર અને મોહ રહિત, સંગના દોષને જીતનારા, આત્મામાં નિત્ય તલ્લીન રહેનારા, તૃષ્ણાઓથી નિવૃત્ત થયલા, અને સુખદુઃખરૂપી જોડકાંઓથી મુકત થયલા જ્ઞાની પુરૂષો તે અવિનાશી પદને પામે છે. ત્યાં સૂર્ય ચંદ્ર અથવા અગ્નિ પ્રકાશતા નથી; જ્યાં ગયા પછી તેઓ પાછા આવતા નથી તે મ્હારૂં પરમ ધામ છે. ભક્ત કવિ સુન્દરદાસ ઘણા સરસ ચાબકા મારે છે કેઃ

યા શરીરસેં મમતા કૈસી ? પાકી તો ગત દિસત એસી,
જ્યોં પાલાકા પિંડ પિઘરના સમઝ દેખ નિશ્ચૈ કર મરના !
મૃત્યુ પકરિ કૈ સબન હિલાવૈ તેરી બારી નેરી આવૈ;—
જૈસે પાત વૃક્ષસે છરના સમઝ દેખ નિશ્ચૈ કર મરના !
દિન દિન છીન્ન હોત હૈ કાયા અંજુલિમે જલ કિન ઠહરાયા ?
ઐસે જાન બેગ નિસરના સમઝ દેખ નિશ્ચૈ કર મરના !
દેહ ખેહ માંહિ મિલિ જાઇ કાગ શ્વાન કૈ જંતુ કપાઇ:
તેસૈં કુતેક કહાં ભોજરના ? સમઝ દેખ નિશ્ચૈ કર મરના !

હવે હિંદુ શાસ્ત્ર પ્રમાણે પાતકી પુરૂષોની પેલી દુનિયામાં કેવી અસદગતિ થાય છે તે આપણે જોઇએ: પ્રથમ તો જે પાપી હોય છે તેનો પ્રાણ અતિદુઃખદ સ્થિતિમાં મળમૂત્રદ્વારા જાય છે. તે સમયે અતિ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી યમદૂતો આવે છે, જેઓની ભયંકર મુખાકૃતિનાં દર્શન કરતાં ગમે એવા બળિષ્ટનાં પણ ગાત્ર શિથિળ થઇ જાય. તેઓ તેને મારતા અને અનેક પ્રકારની હાનિ પહોંચાડતા લઇ જાય છે. માર્ગમાં તેને કૂતરાં, વરૂ, આદિ હિંસક પ્રાણીઓ કરડે છે. આવી રીતે અતિશય પિડિત થયલો તે પ્રાણી ક્ષુધાતૃષાથી વ્યાકુળ થયા છતાં પણ સૂર્ય અને દાવાગ્નિથી તપ્ત થયેલી રેતીના ધગધગતા ઉષ્ણ રસ્તા ઉપરથી એક અમિત થયલા બળદની માફક પડતો, આખડતો અને યમદૂતોના નિર્દય પ્રહારોથી પાછો ઉઠતો પોતાનાં દુષ્કર્મો માટે સ્વગત પશ્ચાતાપ કરતો અને દુર્ગતિ પામતો આગળ ચાલે છે, આવા અતિ દુર્ઘટ રસ્તા ઉપર તે ભાગ્યહિન પુરૂષ અન્ન જળ પ્રાસન કરવાની ઇચ્છા કરે છે, પરંતુ આવે સ્થળે તે કયાંથી દ્રષ્યમાન થઇ શકે ? ત્યાં સૂર્ય નિરંતર પોતાનાં દ્વાદશ કિરણોથી પ્રકાશે છે જે ન સહેવાતાં તે ઉંડા નિશ્વાસો નાખતો આગળ કોઇ ઠેકાણે તાપથી અને કોઇ ઠેકાણે પવ-

નથી પિડા ભોગવવી પડે છે. વળી ભયંકર કાળા નાગ ડંશ કરે છે, તેમજ સિંહ, વ્યાઘ્ર, નહારાદિનાં દુઃખો ખમતાં તે પ્રાણી અર્ધમૃત્ત થઇ જાય છે. વળી માગમાં અસિપત્ર નામક એક અરણ્ય આવે છે જે ૮૦૦૦ ગાઉ લાંબુ છે. તે વનના રસ્તામાં તરવારની ધાર જેવાં પાંદડાં પથરાયલા. હોઇ તેમાં કાગડા, ઘુવડ, ગીધો, મધુ મક્ષિકા, તથા વિકાળ ડાંસ ભરપૂર હોય છે. વળી ત્યાં અંધકૂપો પણ હોય છે, જે અતિ અગાધ કુવાઓ છે જેની ઉપર બળગી માટી નાખી દીધેલી હોય છે, પરંતુ તે ઉપરથી ચાલનાર તત્ક્ષણ ઉંડાણમાં ગર્ક થઇ જાય છે. પાપી પુરૂષ એમાં પડી જાય છે. પ્રણ યમદૂતો તેને ક્રૂર રીતે ખેંચી કાઢી શિક્ષા કરતા આગળ લઇ જાય છે, સત્તર દિવસ સુધી આવી રીતે કષ્ટ ખેંચનો તે પાતકી આખરે અઢારમે દહાડે સૌમ્યપૂરમા પ્રવેશે છે. આ મનોરંજક નગરમાં પ્રેતોના મ્હોટા જથ્થો, પુષ્પભદ્રા નામની નદી, ત્યા એક રમણ્ય વડનું વૃક્ષ છે, આ ઠેકાણે પેલા દુષ્ટને કઇક શાન્તિ લેવા દેવામાં આવે છે. અત્રે યમનાં જેવાંજ સ્વરૂપવાળો જંગમ નામે રાજા રહે છે, જેને જોતાંજ દુષ્ટ ભયભિત થઇ જાય છે. પછી તેં પ્રાણીને નગેન્દ્રભવન નામક શહેરમાં લઇ જવામા આવે છે જ્યાં અસિપત્રનાં અનેક જગવોમાં તે અવર્ણનિય કષ્ટો ભોગવે છે. અહીં સુધી આવતાં ત્રણ માસ પૂરા થવે તે પતિત પ્રાણી ચોથે મહિને ગંધર્વપુરમાં જાય છે. ત્યાંથી તેને પરેશાની ભોગવતો સૈલાગમમાં લઇ જવાંમાં આવે છે જ્યાં તેની ઉપરે પત્થરનો વર્ષાદ વરસે છે. પાંચ માસ વ્યતિત થતાં તેને ક્રૌંચ નગરમા લઇ જવામાં આવે છે. ત્યાંથી પિડા પામતો યમદૂતોની સાથે તે ક્રૂરપૂર અને પછી વિચિત્ર ભવન નામક શહેરોમાં ગમન કરે છે. છેલ્લાં શહેરમાં વચિત્ર નામક એક પ્રચંડ ભૂપ છે જેનું શરીર જોતાં પાપી પુરૂષ ભયથી કંપે છે. આજ નગરમાં વૈતરણી નામની એક નદી આવે છે જે ૪૦૦ ગાઉના વિસ્તારની છે. તે પરૂ અને રૂધિરથી વહે છે. મોટાં મોટાં હાડકાંથી જેની ભેખડો બંધાઇ છે, જેમાં લોહી અને માંસરૂપી કિચ્ચડ છે, જેમાં વાળ રૂપી શેવાળ છે, ત્યા જેમાં મોટા મોટા મકારો હોય જેને તિરે અસંખ્ય ભયકર પક્ષિઓ વસે છે. પતિત મનુષ્યનું ત્યાં આવાગમન થતાં આ વૈતરણી જ્વાળા અને ધુમાડામય થઇ ઉકળવા માંડે છે. સોયની અણી જેવા તિક્ષણ કીડાઓથી તથા વજ્ર જેવી કઠણ ચાંચવાળી ગર્ધણો અને કાગડાઓથી એ નદી ભરપૂર હોય છે. આ નદીમાં પડતાં પાપી પ્રાણી આક્રંદ કરે છે.અને હૃદયદ્રાવક બુમો પાડે છે. તેને તૃષા લાગતાં યમદુતો તેને રૂધિરનું પાન કરાવે છે. ત્યાં આગળ કેટલાક પાપી પુરૂષોને યમદૂતો દોરડાંથી બાંધીને અને કેટલાકને અંકુશ ભેરવી તે વડે ખેંચે છે, કેટચાકની પીડમાં સોયા ગોંચે છે કેટલાકનાં નાકમાં દોરડા પરોવી ખેંચે છે, અને અન્યજનોને કાળપાસથી બાંધી માથે લોઢાંનો ભાર મૂકાવી યમદૂતો આગળ ચલાવે છે. આ પ્રમાણેના તેઓના ત્રાસથી તે પ્રાણી લોહી ઓકે છે, એટલે તેજ લોહીનું તેને ભક્ષણ કરાવવામાં આવે છે। અનેકાનેક ઇતિઆપત્તિઓ ખમતાં જ્યારે તેને આ નદીથી પાર લઇ જવામાં આવે છે ત્યારે બહ્વાપદ નામનું નગર આવે છે. અત્યાર સુધીમાં સાત મહિનાની પૂર્ણાહુતિ થતાં તે દુઃખદ્પૂરમાં પ્રવેશ કરે છે જ્યાં તેને મહદ સંકટોનો અનુભવ લેવો પડે છે. નવમો માસ પૂર્ણ થતાં તે નાનાક્રંદ ગામમાં જાય છે. અહીં અતિ ધાટકી શબ્દો કરનારા ક્રૂરગણો હોય છે. પછી દશમો માસ બેસ્તાં એ પ્રેત આ ભુવનને ત્યાગી સુતપ્ત ભવનમાં અને ત્યાંથી અગ્યારમાં મહિનો પૂરો થતાં રૌદ્રપુરમાં જાય છે. સાડા અગ્યાર મહિના થતાં તે પયોવર્ષણ નગરમાં પ્રવેશે છે જ્યા રૂધિરનો વર્ષાદ વરસે છે. અત્રે

વર્ષની સમાપ્તી થતાં તે પ્રેત શીતાઢ્યમાં જાય છે. આ ઠેકાણે હિમાલય કરતાં પણ વધુ ઠંડુ બરફ વરસે છે. આ ઠેકાણે અતિ દુઃખનો ઉપભોગ કરી તે પ્રાણી યમ લોકની સમિપ પહોંચે છે, જ્યાં બહુભિતિ નામક નગર આવે છે ત્યાં એક હાથ ઉંચાઇનો જે તેનો દેહ હતો તેનો પરિત્યાગ કરીને, વાયુ આદિ સત્તર તત્વો વડે તેને ઉત્પન્ન થયલા લિંગ દેહમાં કરેલાં કર્મોની શિક્ષા ભોગવવા આશ્રય કરીને યમદૂતોની સાથે જાય છે. યમ ધર્મના નગરને ચાર દ્વાર છે. ત્રણ દિશાએથી સત્કૃત્યો કરનારા દાખલ થાય છે. જ્યારે દક્ષિણ દિશાએથી પતિત પુરૂષો પ્રવેશ પામે છે. અહીં, આવતાં પાપી માણસ કલાપિત કરે છે જેની ધર્મધ્વજ નામના દ્વારપાળને જાણ થતાં તે ચિત્રગુપ્તને ખબર આપે છે. પછી ચિત્રગુપ્ત પતિત મનુષ્યોનાં શુભાશુભ કૃત્યો વિષે યમધર્મ આગળ યથાસ્થિત વર્ણન કરે છે. ત્યાર બાદ તેઓ તે વિષે શ્રવણની સહાનુભૂતિ માગે છે. એ શ્રવણ બ્રહ્મદેવનો પુત્ર છે, અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળમાં સંચાર કરનારો છે. એની કર્ણેંદ્રિયો તેમજ નેત્રો એવાં ... છે કે જેથી ગમે એટલે લાંબે છેટે બનતા બનાવો કિંવા વસ્તુઓનું યથાયોગ્ય જ્ઞાન તેને તત્ક્ષણ થાય છે. આ પ્રમાણે યમધર્મ રાજાને મનુષ્યોનાં કાયિક, વાચિક, તેમજ માનસિકાદિ સકળ કર્મો જાણનારા દુતો છે જેઓની શક્તિ અત્યંત તિક્ષણ છે. યમધર્મ પછી પોતાનું રાક્ષસી સ્વરૂપ ધારણ કરી પાપી મનુષ્યને તેની શિક્ષા કહી સંભળાવે છે. આથી યમદુતો તેના હાથ બાંધી માર મારવા માંડે છે, શ્વાનો તેને ભક્ષ કરવા લાગે છે, જેથી તે દિનુ ભાગ્ય પુરૂષ કરૂણાજનક રીતે રુદન કરે છે. કેટલાએક પાપી પ્રાણીઓને ત્યાં કર્વત વડે વહેરે છે, કેટલાએકો ઉપર કુહાડાના પ્રહાર કરવામાં આવે છે. કેટલાએકનાં ધડ ભોંયમાં દાટીને તેનાં ડોકાંને બાણવૃષ્ટિથી વિંધી નાખે છે; કેટલાએકને કોલુમાં ઘાલી શેરડીની માફક પીલવામા આવે છે, કેટલાકને ધગધગતી ચિતામાં ફેંકઆવે છે, કેટલાએકને તેલની કઢામાં તળવામાં આવે છે, કેટલાએકને મદોન્મત્ત હાથીના પગ નીચે છૂંદી નાખવામાં આવે છે, કેટલાકનાં મુખમાં લોખંડના ખુંટાઓ ઘોચવામાં આવે છે, કેટલાકને કુવાઓમાં તેમજ પર્વતપર ફેંકી દેવામાં આવે છે, બીજાઓને-કીડાથી બદબદતા કુંડમાં નાખે છે જ્યાં તેઓ મહાવ્યથા ભોગવે છે. એવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારનાં ૮૪,૦૦,૦૦૦ નર્કો છે, જેમાં તામિશ્ર, લોહશંકુ, મહારૌરવ, શાલ્મલિ, રૈરવ, કુડમલ, કાલસૂત્રક, પુતિમૃતિકા સંઘાત, લોહીતોદ, સવિષ, સંપ્રતાપન, મહાનિરય, કાકોલ, સંજીવન, મહાપથ, અવિચી, અંધતામિશ્ર, કુંભિપાક, સંપ્રતાપન બીજું, તથા તપન, એ એકવીસ નર્ક મુખ્ય છે, એવી રીતનો મરણ પછી આત્માનું શું થાય છે તે હિંદુશાસ્ત્રનો કંઇક ચિતાર છે. માટે હે જીવ! તારે જો એકદમ સંસારરૂપી સાગરને તરી જઇને પેલી તીર, કે જે સર્વ જાતના કલેશોથી રહિત અને પરમકલ્યાણકારક છે, ત્યાં જવાની ઇચ્છા હોય તો સ્વાભાવિક રીતેજ પ્રકાશરૂપ, સર્વનાં અંતઃકરણમાં બિરાજમાન, અનંત, મહાપ્રખ્યાત પ્રભાવવાળા, અર્વિનાશી પરબ્રહ્મનું તું સદા ભજન કર.

ब्रह्मामूर्त्तं भज सदा सहजप्रकाशं
सर्वान्तरं निरवधि प्रथितप्रभावं ।
यद्यस्ति ते जिगमिषा सहसा भवाब्धेः
पारे परे परमशर्मणि निष्कलंके ॥

મુસલમાન દંતકથા પ્રમાણે મુવેલાંઓને ભૂમિદાહ કરવામાં આવે છે કે તુરત તેઓની આગળ મોનકર અને નેકીર નામના બે દેવદુતો આવે છે અને તેઓને પ્રથમ બે પ્રશ્નો પૂછે છે: "તમારો ખુદા કોણ છે? અને તમારો પયગમ્બર કોણ છે?" તેઓના આવાઝો ગર્જના કરતાં વધારે ભયંકર છે, તેમજ તેઓની બાહ્યાકૃતિ અત્યંત દેહશતનાક છે, અને જે આત્માઓ નાબકાર પૂરવાર થાય છે તેઓને આ દુતો એક વિચિત્ર ચાબુક—જેનો અર્ધો ભાગ લોખંડનો અને દ્વિતાર્ધ અગ્નિનો બનેલો છે—તેનાથી સખ્ત શિક્ષા કરે છે. હવે મોહત પછી આત્માનું શું થાય છે તે વિષેની વિગતો ઝરથોસ્તી તેમજ મુસલમાની ધર્મોમાં ઘણી ખરી મળતી આવે છે: (૧) જેમ ઝરથોસ્તીઓમાં મોમનનાં મરણ બાદ તેની કરણી એક ઔરતનાં રૂપમાં તેનાં રવાનની સામે આવે છે તેમજ ઇસ્લામીઓમાં તે ફરશી મરદને રૂપે આવે છે; (૨) ઝરથોસ્તી ધર્મ મુજેબ ગુજરેલાં રવાનોને "ચિન્વદ" પુલ પસાર કરવો પડે છે, તેમ ઈસ્લામીઓને "અલ-સિરાત" નામક પુલ ઓળંગવો પડે છે. બન્ને ધર્મોમાં એ પુલ તરવારની ધાર કરતાં તિક્ષણ જણાવ્યો છે; (૩) જેમ ઝરથોસ્તીઓનાં કામ મરણ બાદ જોખાય છે તેમજ ઇસ્લામીધર્મમાં પણ છે, (૪) ઝરથોસ્તી રવાનોનો ઇન્સાફ જેમ સરોષ યઝદ (મહેર તથા રશ્નૂ યઝદો સાથે) કરે છે તેમ ઈસ્લામીઓમાં (તેમજ યાહુદીઓમા પણ) ગેબ્રીઅલ ફરેશ્તો કરે છે; (૫) બને ધર્મોમાં બહેસ્ત દોઝખનો ચિતાર તેમજ ત્યાં મળતો બદલો કેટલીક હદે સામાન્ય છે; ઇત્યાદિ. *ઇસ્લામીઓમા જુદાં જુદાં સાત દોઝખો હોવાની માન્યતા છે: (૧) "જેહનમ" પાપી મુસલમાનો માટે છે. આ પતિત પુરૂષોને આયંદેહ મહમદની શીફાઅતથી દોઝખનાં દુઃખોમાથી મુકત કરવામા આવશે, તેમજ સજા દરમ્યાન પણ તેઓને એવી ગાઢ નિંદ્રામાં નખવામા આવશે કે તેઓને શિક્ષા ઝાઝી અસર પણ નહીં કરશે! આખરે અમૃતથી તેઓનાં શરીર ધોવામાં આવશે અને ત્યાર પછી તેઓને બહેસ્તમાં દાખલ કરવામા આવશે; (૨) લઝા—યહુદીઓ માટેનું દોઝખ; (૩) હુતમાહ—ખ્રીસ્તીઓ માટે; (૪) સઆઇર—સેબ્યનો માટે; (૫) સકર—આતશ પરસ્તો માટે; (૬) જહીમ—મૂર્તિપૂજકો માટે; અને (૭) હાવ્યાહ—ઢોળધાલુઓ માટે, જેઓ બ્હારથી મુસલમાન હોવાનો દાવો કરતા હતા પણ ખરેખર તો પર ધર્મીઓ હતા. આ સઘળાં દોઝખોમાં જો કંઇપણ ઓછામાં ઓછી સેઆસન થતી હોય તો તે એજ કે પાપી માણસના પગમાં "નારે દુઝખ" યાને દોઝખી ધગધગતા આતશના જોડા પહેરાવશે જેથી તેની ચામડી ગોયા ઉકળવા માંડશે! તત્સંબંધે શેખસાદી કહે છે કે:

વક્તી અગર બેરાનીયમ બન્દીએ દુઝખમ બેકુન,
કાતશે આન ફકે કુશદ ગુર્યેઅમ અઝ જુદાઇયત!

યાને—"અય મનમ! જો તુ કોઇપણ વખ્તે મને તારી આગળથી દૂર કરે તે મ્હેરબાની કરીને અને દોઝખમા કેદ કરજે, કે જેથી કરીને તારી ફુરકતનાં આંસુઓની ધારાથી દોઝખનો અગ્નિ બુઝવાઇ જાય!" વળી મુસલમાન ધર્મ પ્રમાણે બહેસ્ત આઠ પ્રકારનાં છે. (૧) જેન્નતે ખુલ્દ; યાને હમેશગીનો બાગ; (૨) દાર-ઉસ-સલામ, યાને સલામતીનું ઘર; (૩) દાર ઉલ્કરાર, યાને વિશ્રાંતિનું સ્થાન; (૪) જેન્નાતે અદિન, યાને ઇડનનો બાગ; (૫) જેન્નત-ઉલમાવા

*એના સંબંધમાં જુઓ અમેરીકાની કોલંબીઆ કોલેજવાળા પ્રોફેસર જૅક્સનનો વિષય Zoroastrian Elements in Muhamadan Eschatology.

યાને આરારાનો બાગ, (૬) જન્નતે નઅઇમ, યાને બાગે અશરત; (૭) જેન્નતે અદ્ન, યાને સર્વોત્તમ બહેસ્ત; અને છેલ્લું (૮) જેન્નતે ફિરદૃસ, યાને બાગે બહેસ્ત, એ ધર્મ પ્રમાણે બહેસ્તનો દ્વારપાળ ("ખાઝીનુલજન્નત") રીઝવાન્ નામનો ફરેસ્તો છે જ્યારે દોઝખનો મૂખી અને મલઉન જીવડાઓને થતી સઝા ઉપર નેગાહ રાખનાર ("ખાઝેનુન્નાર") માલિક નામક દેવદૂત છે. વળી બહેસ્તમાં સલસબીલ, કોસર વિગેરે મધની તેમજ દુધની ચાર નદીઓ છે જે તૂબા નામના એક કમળનાં ઝાડનાં થડમાંથી વહે છે.

ગમો શાદમાની બસર મીરવદ,
બગર્મ ઇન દુ અઝ સર બદર મીરવદ!
ચે ઇન રાકેબર સર નેહાદન્દ તાજ:
ચે આન રાકે બર ગર્દન આમદ ખેરાજ!
દરાન દમ કાજલ બર સરે હરદુ તાખ્ત,
નમી શાયદ અઝ યક દિગર શાન શનાખ્ત!

તફ્ઝીલ: "ખુશી અને ગમી તો દુનિયામાં ચાલ્યાજ કરે છે, પરંતુ મોહન વખ્તે એ બને મગઝમાંથી દૂર થઇ જાય છે. જેઓ તાજ રાખનારા હતા તેઓને મોહન વખ્તે શું (ફાયદો થયો)? અને જેઓ મુફલેસ હતા તેઓને એવે સમયે શું (નુકસાન થયું)? જે વખ્તે અજલનો ફિરસ્તો બને પરપોતાની તેઝ ચુગાલ મારે છે ત્યારે તેઓ બનેને ઓળખવા પણ મુશ્કેલ થઇ પડે છે!" (અપૂર્ણ.)

---

---



---

# પંખી અને બાળક.

## સંવાદ.

(દોહરા.)

બાળક:—

પખી નાનાં ચાલ આવ—લાવી તારે કાજ,
પજર આ સોનાતણુ—દીધો શણગારી સાજ;
સુદર તાજાં પુષ્પો ને—લીલાં ફળો ફુલ,
લાવી તારે માટ હુ—હીરા મોતી કુલ.

પંખી:—

ઉપકાર શેઠાણી તુજનો—લીધો શ્રમ હું માટ,
ઠડી સ્વચ્છ હવા સીવા—ગમે ન અન્ય સાજ,
માળો વડના ઝાડપર—ભલે નાનો તોય-
સ્વતંત્રતાના સાથમા—અતિ સુખ્યારો હોય;
પરાધારી પ્રાણ તો—ભલે મહેલ રહેનાર,
સૌ સુખો કાચા સદા—ધીક્ક તે અવતાર;
સોના પજરથી અધિક—મજ માળામા સુખ,
બાઈ માટે માફ કર—બેવડી મારી ચુક.

બાળક:—

ભલા-ભલી એ આજ છે—જાશે કયાં તું કાલ?
હિમ વર્ષશે હર્ષથી—ત્યારે શો તુજ હાલ?
હસ્તાં ખેતર હોશથી—હિમથી થાશે શ્વેત,
વડવૃક્ષ આલય હિમનું—થાશે જયારે છેક;
માટે ચાલને ચીપીયા—ઝટ નમી તું જા,
આવી મારા સાથમાં—ગુણ હરિના ગા.

પંખી:—

નારે મારી મીઠડી—જાઈ વસીસ હું દુર,
લીલા ખેતર જયાં હશે—ને તડકું ભરપુર;
વળતો જયારે આવશે—ખીલતો વસંત બહાર,
આવી કરીશ હોશથી—હૃદય ગાન લલકાર

બાળક:—

પ્રીયે પ્યારી પ્રીતડી—કોણ દેખાડશે વાટ,
દળાણુ પહાડ દર્યા ઉપર—કોણ થશે તુજ સાથ?

મુર્ખ હવે મમત છોડ—ના બન તું નાદાન,
ચુકે ફરતા ચોટતો—જાશે તારો જાન.

પંખીઃ—

ના ગોરી ગુલામ જાણુ—રહેબર હુંનો ઇશ,
દુઃખ આફતની આડમાં—કે જાતાં મારૂં શીશ;
તેજ દાતા દયાળ છે—તેજ કીરતાર કૃપાલ,
જેના હાથની છાયમાં—સદા રહીશ ખુશાલ;
સ્વતંત્રતા ને સુખથી—થાઇશ ભોગવનાર,
વાસ કરી હું ખાશ જ્યાં—'હોમી' ભજે કીરતાર.

---

સોરઠો.—

એમ વદી પંખી—ઉડી ચાલ્યું, આકાશે,
બાળ રહ્યું રડી—જોઇ જુદાઇ ઉદાશે.

જીવજાન.

---

# પુષ્પાનો પટારો.

લખનાર.—રા. યોગેશ.

પ્રાચીન કાળમા, જ્યારે આ દુનીયા તેની બાળવયમાં હતી ત્યારે 'અનિલ' નામનો એક બાળક હતો. તેને માતા પિતા ન્હોતાં. તે એકલો ન રહી શકે તે ખાતર તેનાં જેવીજ માબાપ વગરની એક બાળાને, એક દુર પ્રદેશથી તેની સાથે રહેવા માટે મોકલવામાં આવી હતી. તેનુ નામ પુષ્પા હતું. તે થોડા સમયમા તેની સાથે વિના સંકોચે રમત ગમતમાં ભાગ લેવા લાગી.

અનિલની ઝુંપડીમાં પ્રવેશતાજ પુષ્પાએ પ્રથમ જે વસ્તુ જોઈ તે એક મોટો પટારો હતો. તે જોતા વેંતજ, જે પ્રથમ પ્રશ્ન તેણે પૂછ્યો તે એ હતો કે—

"અનિલ ! પેલા પટારામાં તેં શું રાખ્યુ છે ?"

"મારી નાની બેન પુષ્પા," અનિલે ઉત્તર આપ્યો. "તે ગુહ્ય છે અને તેના વિષે એક પણ પ્રશ્ન ન પુછતાં મને ક્ષમા આપ. પટારો અત્રે સલામતીથી રહે તે માટે રાખવામાં આવ્યો છે અને તેમાં શું છે તે હું પોતે જાણુતો નથી."

"પણ એ તને કોણે આપ્યો ?" પુષ્પાએ પુછયું, "અને તે કયાંથી લાવવામાં આવ્યો છે ?"

"એ પણ ખાનગી વાત છે," અનિલે જવાબ વાળ્યો.

"એવી તે શી ગરબડ છે ?" હોઠ ફફડાવતી પુષ્પા બોલી ઉઠી, "આવો બેડોળ પટારો અહીંથી દુર કરવો એવી મારી ઇચ્છા છે."

"અરે, રહેવા દે, એના વિષે હવે લાબો વિચાર કરવો રહેવા દે," અનિલે મોટે સાદે કહયું, "ચાલો, આપણે બહાર જઇ બીજાં છોકરાં સાથે રમીએ."

અનિલ અને પુષ્પા જે યુગમાં રહેતા હતા તે યુગને આજે હજારો વર્ષ થઇ ગયા છે અને આ દુનિયા તેઓના વખતમા હતી તેનાથી તદ્દન જુદીજ થઇ છે. તે સમયે પ્રત્યેક વ્યકિત બાલ્યાવસ્થામાંજ રહેતી.—બાળકોની સંભાળ લેવાને માતપિતાની જરૂર ન્હોતી કારણકે કોઇપણ પ્રકારના ભય અથવા વિઘ્નો તે વખતે હતાંજ નહિઃ વસ્ત્રો બનાવવા પડતાં નહિ અને સર્વદા ખાવા-પીવાનુ પુષ્કળ મળતું.

જ્યારે બાળકને ભોજનની જરૂર પડતી ત્યારે તે તરતજ પાસેના વૃક્ષ ઉપરથી મેળવી શકતો. સવારે વૃક્ષ તરફ જોતાં રાતના ભોજન માટે ફળો તૈયાર રહેતાં અને સાંજે નજર કરતાં બીજા દીવસની સવારનું ભોજન તૈયાર દેખાતું. ખરેખર તે એક આનંદી જીવન હતું-કંઇપણ શ્રમ કરવો નહિ, કંઇપણ અભ્યાસ કરવો નહિ, આખો દિવસ હસવું, મધુર

સ્વરોમાં ગાવું, મિષ્ટ વાર્તાલાપો કરવા, રમતો રમવી અને નાચવું કુદવું એ સિવાય તેઓને અન્ય કંઈ કરવું પડતું નહિ.

મોટા આશ્ચર્યની બીના તો એ છે કે તે બાળકો પરસ્પર કદાપિ કંકાશ કરતા નહિ; તેમજ તેઓ રડતા નહિ. સૃષ્ટિનો આરંભ થયો ત્યારથી આ મૃત્યુલોકના નાના બાળકોમાંના એકાદે પણ રીસાઇને ખુણામાં ભરાઈ જઇ રૂદન કર્યું ન્હોતું. આવા સમયમા જીવન વ્યતીત કરવું એ કેટલું ઉત્તમ છે ? સત્ય હકીકત તો એ છે કે પેના બેડોળ નાની પાખવાળા રાક્ષસો (મુસ્કલીઓ, કષ્ટો), જે હાલ માખીઓ જેટલી સંખ્યામા ચોદિશ દેખાય છે તે, તે સમયે, પૃથ્વી ઉપર બીલકુલ દેખાતા ન્હોતા. કોઈપણ બાળક પહેલા પ્રથમ ચિન્તાતુર થયું હોય તો તે પુષ્પાજ હતી. પેલા ભેદપુર્ણ પટારાના ગુહ્યથી જ્ઞાત ન થઇ તેથી પુષ્પાને ક્રોધ ચઢયો. આ તે સમયના બાળકો માટે મહત્તમ દુ ખ હતુ. કદાપિ કોઇએ આવું દુઃખ સહ્યું ન્હોતું, માટે આ પુષ્પાને ભારે આપત્તિ જણાય એ સંભવિત છે.

કોણ જાણે શાથી પુષ્પા વારંવાર પટારા વિશેજ વાતો કરતી અને વિચરતી.

તેણે એક દિવસ અનિલને કહ્યું, "આ પટારો અત્રે કેવી રીતે આવ્યો તેટલુંજ કહીશ તો બસ છે."

"તું અહીં આવી તે પૂર્વે," અનિલે ઉત્તરમાં જણાવ્યું, "એક ગભીર મુદ્રાવાળા નિષ્ણાત પુરુષે આ પટારો પર્ણકુટીના દ્વાર સમીપ મૂકયો અને તે વખતે તેણે એક અંતંત મધુર હાસ્ય કર્યું. તે મહા પુરૂષને ચાર મસ્તકો હતા અને પગમાં પાદુકા હતી, માથે જટા રાખી હતી."

"ચાર મસ્તક વાળા પુરૂષ!' પુષ્પા બોલી ઉઠી, "ત્યારે તેના હાથમાં દંડ હતો કે ?"

"હા, ઘણોજ વિચિત્ર દંડ હતો." અનિલ બોલ્યો, "તે દંડ, એક લાકડીની આસપાસ સર્પો વીંટળાયેલા હોય તેવો દેખાતો હતો. તે એટલો તો સરસ કોતરેલો હતો કે પહેલી નજરે તો મને પેલા બે સર્પો જીવતાં હોય એમ જણાયું."

"ત્યારે તો હુ તે પુરૂષને જાણું છુ," પુષ્પાએ થોડોક વિચાર કરીને કહ્યુ, "બીજો કોઇ ચાર મસ્તકવાળો નથી તેમજ એવો દંડ પણ ધરાવનાર કોઇ નથી. તે જરૂર આ સૃષ્ટિના કર્ત્તા બ્રહ્મા હતા. તેણેજ મને તેમજ પટારાને અહીં આણ્યા છે. બેશક, તેઓ પટારો મારા માટે મુકી ગયા છે. ઘણું કરીને, મને પહેરવા માટે સુંદર વસ્ત્રો, અથવા તો મને તથા તને રમવા માટે રમકડાં કિંવા આપણ બન્નેને માટે મિષ્ટાન્ન અંદર હોવું જોઇએ"

"કદાચ એમ પણ હેય," અનિલે ઉત્તર વાળી મો ફેરવ્યું, "પરંતુ બ્રહ્મા પુનઃ અત્રે આવે અને તેમાં તેં કહ્યું તેવું કંઇક છે એમ તેઓ કહે, તે પહેલાં આપણા બેમાંથી એકેને પટારાનું ઢાંકણું ઉઘાડવાનો અધિકાર નથી."

અનિલના ગયા પછી પુષ્પા તે પટારા તરફ તાકીને જોઈ રહી. તેણે તેને મોએક વખતે બેડોળ કહયો હશે; પરંતુ આટલું બધું તેની વિરૂદ્ધ કહેવા છતાં. ખરેખર તે ઘણો સુંદર હતો. તે સુખડનો બનાવવામાં આવ્યો હતો અને ઉપર સીસમની કાળી તથા સુશોભિત પટીઓ લગાડવામાં આવી હતી. તે એટલી બધી ચકચકિત હતી કે નાની પુષ્પાનો ચ્હેરો તેની અંદર દેખાતો હતો. પટારાની કિનારીઓ તથા ખુણાઓ અત્યદ્ભૂત કારીગરી વડે કોતરવામાં આવ્યા હતા.

તે પટારાને તાળું દેવામાં આવ્યું ન્હોતું. પરંતુ તેને એક અત્યંત ગૂંચવાડા ભરેલી સોનેરી રજ્જુ વડે બાંધેલી ગાંઠથી મજબુત રીતે બાંધવામાં આવ્યો હતો તે ગ્રન્થીના આરંભ તથા અન્તના છેડા બીલકુલ જણાતા ન્હોતા. આટલી બધી નિપુણતાથી કોઇ પણ ગ્રન્થી અગાઉ કદાપિ બંધાઇ ન્હોતી. ઉપરાઉપરી તે એટલી વખત વાળવામાં આવી હતી કે કાબેલમાં કાબેલ આંગળીયો પણ તેને ઉકેલવામાં અતીજ્યી નિચડે. આમછતાં પણ તે ઉકેલવામાં મુશ્કેલી સમાયેલી હતી એ જાણ્યા છત્તાં, તે ગ્રન્થી કેવી રીતે બંધાઈ હતી તે બારીકાઇથી તપાસવા માટે પુષ્પા વધારે ઉત્સુક થઇ. બે ત્રણ વાર તો તે પેટી નજીક બેસી ચૂકી હતી તથા અંગુઠા અને આંગળીયો વચ્ચે ગાંઠને પકડી જોઈ હતી પરંતુ તેને ઉખેળવાનો પ્રયત્ન બીલકુલ કર્યો ન્હોતો.

"હું ખરેખર માનું છું," તેણે સ્વતઃ કહ્યું, "કે તે કેવી રીતે બંધાઈ છે તે મને ખબર છે. કદાચ તેને છોડવા પછી હું તેને પુનઃ બાંધી દઇશ. ખરેખર તેથી કોઇને કંઈ હાની થશે નહિ. એવી બાબતમાં અનિલ મને ઠપકો આપશે નહિ. ગ્રન્થી જો છુટી જાય તો તે પટારો ઉઘાડવાની મને કંઈ આવશ્યકતા નથી અને અલબત્ત, અનિલની સમ્મતિ વિના મારાથી પટારો ઉઘાડાય પણ નહિ"

એક દિવસ દરરોજ કરતાં પુષ્પાની જીજ્ઞાસા એટલી બધી વધી ગઈ કે અંતે તે પટારા સમીપ ગઇ. પોતાથી બની શકે તો પટારો ઉઘાડવાનો તેણે પચોન્તેર ટકા નિશ્ચય કર્યો હતો.

"આ ગ્રન્થિ બાંધનાર અત્યંત નિષ્ણાત વ્યક્તિ હોવી જોઇએ," તે સ્વતઃ બોલી, "પરંતુ હું ધારું છું કે એમ થતાં હું તેને છોડી શકીશ. રજ્જુના બે છેડાઓ શોધી કાઢવાનો મારો નિશ્ચય પક્કો છે."

આ પ્રમાણે બોલી તેણે કંચન રજ્જુ પોતાની આંગળીયોમાં ગોઠવ્યું અને યથોચિત બારીકાઇથી તેને છોડવાના પ્રયત્નો તે કરવા લાગી. પોતે શું કરવામાં ગુથાઇ હતી તેનો વિચાર સરખોએ ન કરતા, ગ્રંથીને છોડવામાં તે મશગુલ થઇ ગઇ.

એક સહજતમ આકસ્માતૂથી તેણે ગ્રંથીને એક પ્રકારનો વળ આપ્યો, જેનું પરિણામ અતિ અદ્ભુત આવ્યું. કંચનરજ્જુ જાણે જાદુ કર્યો હોય તેમ એક સપાટે ઉખળી પડ્યું અને પટારાનું બંધન છુટી ગયું.

"અદ્ભુત પરિણામ!" પુષ્પા બોલી, "અનિલ શું કહેશે? અને આ ગ્રન્થીને હું પુનઃ કેવી રીતે બાંધી શકીશ?"

તેણે તે ગાંઠ બાંધી દેવાને બેત્રણ વાર પ્રયત્નો કર્યા પણ આ કાર્ય કરવું તે તેની પટુતાથી અઢીયાતું હતું. ગાંઠ એટલી તો સહસા છુટી ગઇ હતી કે દોરડાને કેવી રીતે વળ આપવામાં આવ્યો હતો તે તેને બીલકુલ ધ્યાન રહ્યું ન્હોતું. અનિલ પાછો ફરે ત્યા સુધી પટારે જેમનો તેમ રાખ્યા સિવાય બીજો એકકે ઉપાય ન્હોતો.

પુષ્પા બબડી, "પરંતુ જ્યારે તે ગ્રંથીને છુટેલી જોશે ત્યારે તે માની લેશે કે મેં પટારો ઉઘાડ્યો હોવો જોઇએ. મેં તે પટારામાં બીલકુલ નજર સરખી કરી નથી એમ મારું કહેવુ તે કેમ માનશે?"

પછી તે તોફાની બાળાના મગજમાં એવો વિચાર આવ્યો, "અનિલ આવશે ત્યારે તેને શંકા આવશે કે મેં પટારો ઉઘાડેલોજ છે. આમ જ્યારે વગર ઉઘાડયે શંકાને પાત્ર હું ગણાઉં

ત્યારે શા માટે હું તે ઉઘાડી જોઉં નહિ?" અરે, ઘણી તોફાની અને અત્યંત મુર્ખ છોકરી! તારો મિત્ર અનિલ, જે કહેતો અને પોતે માનતો, તે કાર્યમાં મુકવાનો વિચાર તારે કરવો જોઇતો ન્હોતો. તારે તો જે અસત્ય લાગે તે ન કરવાનો અને સત્ય હોય તેજ કરવાનો વિચાર કરવો જોઇતો હતો.

જો પુષ્પાએ પટારાની અંદર મંદ સ્વરોનો ગણગણાટ ન સાંભળ્યો હોત તો તેણે ઉપર પ્રમાણે કર્યું હોત. તે સ્વપ્ન ભુમિમાં વિચરતી હતી કે શું? તે પોતે કહી શકતી ન્હોતી. પરંતુ તેના કર્ણોમાં ધીમા અવાજનો ગણગણાટ આવ્યા કરતો હતો. પટારામાંથી સાદ સંભળાયોઃ—

"અમને બહાર કાઢ, પ્રિય પુષ્પા, અમને બહાર કાઢ. અમે તારા હિલોજોન સોબતીયો થઇશું. માત્ર અમને બહાર કાઢી જો."

"તે શું હશે?" પુષ્પા વિચારવા લાગી, "પટારામાં શું કોઇ જીવ પૂર્યો હશે? એક જરાક જોઇ લેવાને મને વિચાર થાય છે. જરાક જોવામાં કંઇ હરકત ન હોઈ શકે."

આ દરમ્યાન બહાર ગયેલો અનિલ પુષ્પા પાસે આવવાને ઉપડયો. તેને આનંદિત કરવાની આશાએ તેણે કેટલાક પુષ્પોનો સંચય કર્યો હતો અને તેની પુષ્પમાળા ગૂંથી પુષ્પાને પહેરાવવા તે ઇચ્છતો હતો.

કેટલાક વખતથી એક મહાન શ્યામરંગી વાદળું આકાશમાં દેખાતું હતું ને જોકે અદ્યાપિ પર્યંત તેથી સૂર્ય ઢંકાયો ન્હોતો પણ જેવો અનિલ પર્ણકુટીના દ્વાર સમીપ પહોંચ્યો કે તરતજ વાદળાએ સૂર્યપ્રકાશ ઢાંકી દેવાનો અને આ પ્રમાણે એકાએક અધકાર પ્રસારવાનો આરંભ કર્યો.

જે પળે અનિલે ઝુંપડીમાં પ્રવેશ કર્યો તેજ પળે તોફાની પુષ્પાએ પોતાનો હસ્ત પટારાના ઢાંકણા ઉપર મૂકયો હતો અને તે ભેદપૂર્ણ પટારો ઉઘાડવાની અણી ઉપર તે હતી. અનિલે તેને જોઇ. જો તેણે બુમ પાડી હોત તો પુષ્પા ઘણું કરીને પોતાનો હસ્ત પાછો ખેંચત અને પટારામાંનો પ્રાણઘાતક ભેદ કદાપિ કોઇપણ જાણત નહિ.

જોકે અનિલ પટારા વિષે ઓછુંજ બોલતો, તોપણ પટારામાં શું હતું તે જાણવાને પુષ્પા જેટલોજ તે ઉત્સક હતો. જીજ્ઞાસા ગોપાવવા માટે તેણે પુષ્પાને કહેલા ડાહયા શબ્દો આ સમયે કયાંય અદૃશ્ય થઇ ગયા. ભાઈ સાહેબ પોતેજ પુષ્પા જેટલાજ મૂર્ખ અને અપરાધી ઠર્યા.

જ્યારે પુષ્પાએ ઢાંકણું ઉચ્ચુ કર્યું ત્યારે ઝુંપડીમાં ઘોર અંધકાર છવાઇ રહયો હતો, પેલા કાળા વાદળાએ હવે ભાનુંને તદ્દન ઢાકી દીધો હતો. અને જાણે તેને જીવતો દાટી દેવામા આવ્યો હોય એમ ભાસતું. પરતુ આ બધાની દરકાર કર્યા વગર, પુષ્પાએ એકદમ ઢાંકણુ ઉઘાડયું અને અંદર જોવા મોં ઘાલ્યું. પટારામાંથી પાંખવાળા જીવોનું એક મોટું ટોળું એકાએક તેના મોં ઉપર ડંખતું બહાર ધસી આવ્યુ, આજ પળે અનિલને દુઃખ થતું હોય તેમ તે પણ બુમો પાડતો સંભળાયો.

"કરડી ખાધો રે, મને કરડી ખાધો," તેણે ચીસ પાડી કહયું, "તોફાની પુષ્પા! શા માટે તેં આ શાપિત પટારો ઉઘાડયો?"

પુષ્પાએ ઢાંકણું બધ કર્યું અને અનિલના ઉપર શી આપત્તિ આવી પડી હતી તે જોવાને આમતેમ નજર ફેંકી. ઘોર વાદળાને લીધે ઝુંપડી એટલી બધી અંધકાર પૂર્ણ થઈ ગઇ

હતી કે અંદર શું થતું હતું તે પુષ્પા બરાબર જોઇ શકી નહિ. જાણે અસંખ્ય મક્ષિકાઓ આમતેમ ઉડતી હોય અને ગણગણાટ કરતી હોય તેમ તેને ભાસવા લાગ્યું. થોડોક સમય અંધકારમાં ગાળ્યા પછી તે ભયંકર ડંખવાળા ચામાચીડીયાના જેવી પાંખોવાળા બેડોળ નાનાં જીવડાં સંખ્યાબંધ જોઇ શકી. આ જીવડાંમાંના એકે અનિલને ડંખ માર્યો હતો.–થોડીક વખત પસાર થયો ને પુષ્પાએ પણ ચીસાચીસ કરી મુકી. એક કુબડો નાનો જીવડો તેના કપાળ ઉપર બેઠેલો હતો અને જો અનિલે તેને ઉડાડી મુકયો ન હોત તો તે જરૂર પુષ્પાને ડંખત.

પટારામાંથી નાસી છુટેલા આ બેડોળ જીવડાઓ કોણ હતા તે તમને જાણવાની ઇચ્છા હોય તો હું જણાવું છું કે તેઓ આ પૃથ્વી ઉપર પ્રચલિત છે એવી મુશ્કેલીઓ તથા કષ્ટોની આપ્પી ઓલાદ હતી. તેઓમાં કેટલીક દુષ્ટ વાસનાઓ હતી, કેટલીક પ્રકારની ચિન્તાઓ હતી, સેંકડો પ્રકારની દિલગીરીઓ હતી, દુઃખદ રોગો અને દર્દો સંખ્યાબંધ હતા અને જાતજાતની આપત્તિઓ હતી, જેનું વર્ણન અત્ર સ્થળ સંકોચને લીધે થઇ શકે તેમ નથી. સંક્ષેપમાં મનુષ્યોને જે જે કષ્ટો તથા મુશ્કેલીઓ વેઠવી પડે છે તે સઘળી આ ભેદપુર્ણ પટારામાં પૂરી રાખવામાં આવી હતી અને તેજ પટારો અનિલ અને પુષ્પાને સંભાળથી સાચવવા માટે આપવામાં આવ્યો હતો.

આ બે નાના બાળકો પેલા બેડોળ જીવડાને પોતાની ઝુંપડીમાં ગોંધી રાખે એ તેઓ માટે અશક્ય હતું. પ્રથમ કાર્ય તેઓએ એ કર્યું કે તેઓએ જીવડાને હાંકી કાઢવાની આશાએ બારી બારણાં ઉઘાડી નાંખ્યા અને ખરેખર સકળ જુથ ( પાંખાળા કષ્ટો તથા વિઘ્નો ) દુર દુર ઉડવા લાગ્યું. આવી રીતે એ દુષ્ટ જીવડા નાના બાળકોને દુઃખ દઇ એટલો તો જુલમ કરવા લાગ્યા કે બાળકોના મો ઉપર રમી રહેતું હાસ્ય કેટલાક દિવસ સુધી તો બીલકુલ દેખાયું નહિ. વળી બાળકો, જેઓ શાશ્વત શિશુવય ભોગવતા તેઓ હવે દિવસે દિવસે મોટા થવા લાગ્યા અને અપારામાં યુવાનો તથા યુવતીઓ તૈયાર થઇ ગયાં. શનૈઃ શનૈઃ તેઓમાં મનુષ્યો અને પ્રૌઢાઓ થવા લાગી અને તેઓ ખ્યાલ કરે તે પૂર્વે તો તેઓ વૃદ્ધ થવા લાગ્યા.

આ દરમ્યાન તોફાની પુષ્પા અને ભાગ્યેજ ઓછો તોફાની અનિલ, પોતાની ઝુંપડીમાંજ ગોંધાઇ રહયા હતા, બન્નેને અત્યંત દુઃખદાયક રીતે ડંખવામાં આવ્યા હતા, તેઓને અસહ્ય પીડા થતી હતી. સૃષ્ટિમંડાણ થયા પછી તેઓને આ પહેલવહેલુંજ દુઃખ સહન કરવું પડયું હતું એટલે તે તેઓને-માટે અસહ્ય થઇ પડયું. તદુપરાંત તેઓ બન્ને પોતાની સાથે તેમજ પરસ્પર ગુસ્સે થતા. અનિલ પોતાની પીઠ પુષ્પા તરફ ફેરવીને, રીસાઇ ખુણામાં બેઠો, જ્યારે—પુષ્પાએ ભોંય ઉપર પછડાઇ પેલા પ્રાણઘાતક તથા દુર્ભાગ્યજનક પટારા ઉપર પોતાનું શીર ટેકવ્યું. તે આર્ત્ત સ્વર રૂદન કરતી હતી અને જાણે હમણાં તેનું હૃદય ભાંગી જશે એવા ડુસકા તે ખાતી હતી.

એકાએક પટારાની અંદરથી એક મંદ આવાજ સંભળાયો.

"વળી આ કોણ હશે ?" પોતાનું મસ્તક ઉંચુ કરી, પુષ્પા ચીસ પાડી ઉઠી.

પુનઃ "ટપ" એવો આવાજ થયો. પટારામાં કોઇ સુંદર સ્વર્ગીય અપ્સરા હોય અને તે પોતાની આંગળીઓ ધીમેથી ઢાંકણા પર ઠોકે અને જેવો આવાજ થાય તેવો આ મંદ આવાજ હતો.

અગાઉની જીજ્ઞાસાનો થોડોક અંશ રહી ગયેલો હોવાથી પુષ્પાએ પૂછ્યું, "તું વળી કોણ ? આ દુર્ભાગ્યજનક પટારામાં તું વળી કોણ છે ?"

આંતરિક પટમાંથી એક મધુર અને મંદ સ્વર કર્ણગોચર થયો, "માત્ર ઢાંકણું ઉઘાડ અને તને ખબર પડશે કે હું કોણ છું ?"

"નહિ, નહિ," પુષ્પાએ ઉત્તર આપ્યો, "ઢાંકણું ઉઘાડવાનું મને અત્યંત મિષ્ટ (!) ફળ મળી ચુકયું છે ! તોફાની જીવડા ! તું પટારામાં છે ત્યાંજ પડયો રહે. આ દુનીયામાં સર્વત્ર તારા અસંખ્ય બેડોળ ભાઇઓ ને બ્હેનો ઉડયા કરે છે."

આટલું બોલી, અનિલ તેની વાકપટુતા માટે તેની પ્રસંશા કરશે એમ ધારી પુષ્પા તેની તરફ જોવા લાગી પરંતુ બાળક એટલુંજ બબડયો કે તેણે પોતાનું ડહાપણ જરાક મોડું દર્શાવ્યું હતું.

"વાહ !" ધીમો મંજુલ સ્વર પુનઃ સંભળાયો, "મને બહાર કાઢવાથી તમને ઘણો લાભ થશે. હું પેલા ડંખવાળા તોફાની જીવડા જેવી નથી. તેઓ મારાં ભાઇ બ્હેન થતાં નથી. એકજ દ્રષ્ટિએ તમને મારી વાતની ખાતરી થશે. ચાલ, ચાલ, મારી વ્હાલી પુષ્પા ! મને ખાત્રી છે કે તું મને બહાર કાઢીશ."

તે સ્વરમાં એક પ્રકારની એવી હર્ષદા જાદુઈ અસર રમી રહી કે તે સાંભળતાંજ કોઇ પણ વ્યકિત આકર્ષાયા ના પાડવાની હિમ્મત કરે નહી. પટારામાંથી નીકળતા એક એક શબ્દે પુષ્પાનુ હૃદય હલકું બનાવી દીધું. અનિલ પણ અર્ધો ગળી ગયો હતો અને પહેલાં કરતાં વધારે આનંદમાં દેખાયો.

"મારા વ્હાલા ભાઇ અનિલ !" પુષ્પા બોલી, "તે આ ઝીણો સ્વર સાંભળ્યો ?"

"હા, ખરેખર મેં સાંભળ્યો છે," તેણે કંઇક ઓછા આનંદમાં ઉત્તર આપ્યો, "પણ તેનું શું ?"

"વાહ તોફાની બાળક !" હાસ્યપૂર્ણ મંદ મંજુલ સ્વર પુનઃ પટારામાંથી બહાર આવ્યો, "તે પોતે જાણે છે કે મને જોવાને તે ઉત્સુક છે. આવ, મારી વ્હાલી પુષ્પા ! ઢાંકણું ઉઘાડ. તમને સુખી કરવા હું આટલી બધી ત્વરા કરી રહી છું. મને તાજી હવામાં મૂક અને પછી તું જોશે કે જેને તુ ગુંચવાડા ભરેલુ જાણે છે તે તેવું નથી."

"અનિલ !" પુષ્પા બોલી ઉઠી, "ગમે તે પરિણામ આવે પરંતુ પટારો ઉઘાડવાને, મેંતો નિશ્ચય કર્યો છે."

"અને ઢાંકણું ઘણું ભારે જણાય છે," અનિલ મોટે સ્વરે બોલ્યો, "એટલે હું તને મદદ કરીશ."

સૂર્યસમાન તેજસ્વી એક હસિત વદનવાળી નાની આકૃતિ બહાર નીકળી, ઝૂંપડીમાં ઇસ-સ્તત ભ્રમણ કરવા લાગી. જ્યાં જ્યાં તે જાય ત્યાં ત્યાં પ્રકાશ ફેંકતી જાય. તમે કોઈ દિવસ કાચની મદદ વડે સૂર્યનું પ્રતિબિમ્બ મારી અંધારી દિવાલ ઉપર પાડી નચાવ્યું છે કે ? ઝૂંપડીના અંધકારમાં તે અપ્સરાસમ આનંદિત આકૃતિ ઉપર વર્ણવ્યા પ્રમાણેજ દેખાતી હતી. તે અનિલ તરફ ઉડી આવી અને જ્યાં અનિલને ગુસ્સેલી કઇ જીવડાંએ ડંખ દીધા હતા ત્યાં

પોતાની આંગળી ફેરવીને તત્કાળ તેની પીડાને હરી લીધી. તત્પશ્ચાત તેણે પુષ્પાના કપોલપ્રદેશ ઉપર ચુમ્બન કર્યું અને તેની વેદના પણ ગઈ.

આ શુભકાર્યો કરી લીધા પછી, તે પ્રકાશીત આકૃતિ બાળકોના શિર્ષની આસપાસ આનંદથી નાચવા લાગી.

"અય સુંદર આકૃતિ! તમે કોણ છો?" પુષ્પાએ પ્રાર્થના કરતાં પુછ્યું.

"મને આજથી "આશા" કહેવામાં આવશે," તેજસ્વી આકૃતિએ ઉત્તર વાળ્યો, "કારણ કે હું આવી આનંદિત છું એટલે પેલા બેડોળ જીવડાંના દુઃખમાંથી મનુષ્યની જાતિને બચાવવાને, તેઓની (કષ્ટોની) સાથે મારે બહાર નીકળવું એવી આજ્ઞાથી મને આ પટારામાં પુરવામાં આવી હતી. તેઓ બધાની દયાની હોવા છતાં આપણે આપણું રક્ષણ કરીશું ડરતા ના.'

"તમારી પાંખો મેઘધનુષ્યના રંગની છે," પુષ્પા બોલી ઉઠી, "કેટલી બધી મનોહર!'

"હા, મેઘધનુષ્યના રંગની છે," આશાએ કહ્યું. 'કારણ કે મારો સ્વભાવ આનંદી છે. વળી મારો કેટલોક ભાગ હાસ્યનો તથા કેટલોક, અશ્રુઓનો બનેલો છે."

"ત્યારે તમે કેમ અમારી સાથે રહશો?' અવિવે પુછ્યું

હસિતવદને આશાએ કહ્યુ, "જ્યા સુધી તમને મારી આવશ્યકતા હશે ત્યાં સુધી હું તમારી સાથેજ વસીશ. હું તમને કદાપી ત્યજી નહિ દેવાનું વચન આપું છું.

અમુક પ્રસંગો અને અવસરો આવશે જ્યારે તમને એમ ભાસ થશે કે હું તદ્દન નાશ પામી છું પરંતુ પુનઃ પુનઃ અને પુન, જ્યારે કદાચ તમને મારો સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય ત્યારે તમારી ઝુંપડીના છાપરા પર મારી પાંખોનો ઝગઝગાટ તમે જોશો, વારૂ મારા નાના બાળકો મારી કને એક સુંદર અને લાભપ્રદ વસ્તુ છે, જે આજથી તમને આપી દેવામાં આવશે."

"અહાહા, અમને કહો" તેઓ બોલી ઉઠ્યા–" તે શુ છે તે અમને કહો!"

"મને પૂછના નહિ," આશાએ પોતાના સુવાળી ચ્હેરા પર આંગળી મુકીને ઉત્તર આપ્યો, "પરંતુ નિરાશ થના નહિ અને એ નિરાશા તમે આ પૃથ્વી ઉપર જ્યા સુધી વસો ત્યાં સુધી તમને ઘેરે એવું ન બને તો ઠીક. મારા વચનમા શ્રદ્ધા રાખો કારણકે હું સત્ય કહુ છું."

"અમને તમારામાં વિશ્વાસ છે!" એકજ સ્વરે અવિવ તથા પુષ્પા બન્ને બોલી ઉઠ્યા,

અને તે પ્રમાણે તેઓએ વિશ્વાસ રાખ્યો તથા તેઓએજ માત્ર નહિ પણ જેણે જેણે આ પૃથ્વી ઉપર જન્મ લીધો છે અને લે છે તે સર્વેએ તેનામાં વિશ્વાસ રાખ્યો હતો અને રાખે છે ખરૂં પૂછાવો તો પુષ્પાએ પટારામાં જોયું અને તે ઉઘાડયો તે માટે હું ખુશી થયા વિના રહી શકતો નથી; જો કે આ કાર્ય તેને માટે અસાધારણ હતું.

બેશક--બેશક--કષ્ટો અદ્યાપિ પૃથ્વી પર ચોદિશ ઉડયા કરે છે. તેઓની સંખ્યા ઘટવાને બદલે--વધી પડી છે, તેઓ વધારે બેડોળ થઇ ગયાં છે અને અત્યંત ઝેરવાળાં ડંખોવાળા તેઓ છે, મેં તેઓને લીધે સહન કર્યું છે અને જેમ જેમ મારૂં વય વધતું જશે તેમ તેમ તેઓ તરફથી કષ્ટ પણ વધતું જશે, પરંતુ પેલી સુંદર તેજોમયી નાની આશાની આકૃતિનું શું? આપણે તેના સિવાય દુનીયામાં શું કરી શકીએ? આશા સંસારને સુખમય બનાવે છે, આશા સર્વદા તેને નવિન બનાવે છે તથા જીવનના શ્રેષ્ટ અને મંગલતમ અરસામા આશા જીવનને અનન્ત આશીર્વાદ રૂપ બનાવી દેખાડે છે. અસ્તુ

સમાપ્ત.

# "અભિમાને આંધળો".

(ધોળ)

આંખો ઉંચી ગઈ અભિમાનમાં,
ભવાની થયો આંધળો શીત—અભિમાને આંધળો-૧.
આવ્યાં પડળ આંખે જુનાં પાપથી,
અતી જનતણું કરતો અહિત—અભિમાને આંધળો-૨.
પાછાં પગલાં ભરે નહિ પાપથી,
લોભ પાપથી નહિ લલચાય—અભિમાને આંધળો-૩.
દરકાર કરે નહિ દિનની,
દયાથી નહિ લેશ દબાય.—અભિમાને આંધળો-૪.
ચોરી, જારીમાં રાખતો ચપળતા,
વહાલામાંહિ વધારતો વેર—અભિમાને આંધળો-૫.
જુઠું બોલતો બહુધા જાહેરમાં,
મનમાં નહિ રાખતો મ્હેર—અભિમાને આંધળો-૬.
ત્રિયા નિરખી નિરખી અને તાકતો,
લંપટને ન આવતી લાજ—અભિમાને આંધળો-૭.
નિંદા કરતો બેસી નવરાસમાં,
દિલમાં નહિ દીનની દાઝ—અભિમાને આંધળો-૮.
ગળાં કાપતો રોજ ગરીબના,
શઠતાથી નહિ શરમાય—અભિમાને આંધળો-૯.
ખોટાં ખતરૂ કરીને ખેલ ખેલતો,
પાપના કામમાં ભરે પાય—અભિમાને આંધળો-૧૦.
વૃદ્ધ થયો પણ ન,વૃધ્યો વૈરાગ્યમાં,
ધોળ માંહિ પાડી દીધી ધુળ—અભિમાની આંધળો-૧૧.
મોત સુધી નાચી રહયો માંકડો,
પુણ્યનો બાંધી લીધો ન પુલ—અભિમાને આંધળો-૧૨.
આંખો ચઢી ગઈ આત્મમાનમાં,
પાસે પૈસાનુ આવતાં પૂર—અભિમાને આંધળો-૧૩.
પાય પૃથ્વી ઉપર પછાડતો,
ભવાની ભમે મદમાંહિ ક્રુર—અભિમાને આંધળો-૧૪.

# સ્વીટઝરલાંડ.

(એક સ્થળ વર્ણન.)

લખનારઃ—"B. Y. M."

યુરોપના નકશામાં દૃષ્ટિ નાખતાં ફ્રાન્સ, ઇટલી, જરમની અને ઓસ્ટ્રીયા દેશોની બરાબર મધ્યબિન્દુમાં આ નાનું સ્વીટઝરલાંડ આવેલું જણાય છે. તેનો આકાર ઇંડા રોકો છે અને કુલ એરીયા ૧૬૦૦૦ ચોરસ માઈલ છે ને ૩½ લાખથી ઉપરની વસ્તી ધરાવે છે. તે આખા યુરોપમાં સઉથી પહાડી મુલક છે અને ત્યાંની મન આકર્ષક સુંદર સીનરીઝ માટે જગ પ્રસિદ્ધ છે. સ્વીટઝરલાંડનું બીજું નામ "પ્લે ગ્રાઉન્ડ ઓફ યુરોપ" કરી છે અને યુરોપના લોકો તેને તેજ નામે ઓળખે છે.

ત્યાંની પહાડોની ટોચો ઘણી ઉંચી અને આખો વખત બરફથી ઢંકાયલી રહે છે. ત્યાં એટલું સખત બરફ પડે છે કે કોઈ કોઈ વખત બરફના મોટી ટેકરી જેટલા ઢેફાં, કે જેને "એવેલાંશ" કહે છે તે પહાડો પરથી એમના એમ સરી આવી બાપડા ઝાડપાન તથા જન જનાવરોને જીવતાં ને જીવતાં કચરી નાંખે છે, અને કોઇ કોઇ વખત તો એટલા મોટાં પ્રમાણમાં આ ઢેફાંઓ ધસારા બંધ સરી આવે છે કે નાના ઘરોને ગોળા આખા ને આખાં દાટી દે છે.

જ્યારે ફ્રાન્સના રાજા નેપોલ્યન પોતાનું લશ્કર આલ્પસ પર્વત કુદાવી ઇટલી પર ચઢાઈ લઇ ગયો ત્યારે આજ બરફના ટુકડાઓથી તેને ઘણું ખમવું પડ્યું હતું. તેનું આખું લશ્કર આ બરફથી ઘેરાઇ ગયુ હતું અને આખી ટુકડીઓ અંદર દટાઇ ગઇ હતી. આવા ગંજાવર અને જોરાવર આ બરફના ટુકડા હોય છે.

ત્યાંના સરોવરો ઘણા વખણાય છે. જેવા કે ન્યુશાટલ, ઝુરીચ, અને લ્યુસર્ન, પોતાની મોહ પમાડનારી સીનરીથી ઘણા પ્રખ્યાત થઇ ગયાં છે. જંગલોમાં "શેમો" કરી હરણો મળે છે, કે જેની ચામડીમાંથી ચશમા વગેરે સાફ કરવાના "શેમોલેધર" બનાવે છે. નીકાશમાં સ્વીટઝરલાંડ રેશમી અને સુતરાઉ માલ, ઘડીયાલો, ચીઝ અને "પ્રીઝરવડ મીલ્ક" મોકલે છે, જ્યારે દાણો, કાચુ સુતર અને રેશમ, કોલસો, તંબાકુ, ખાંડ અને કોફી બહારથી આયાત કરે છે.

સ્વીટઝરલાંડ યુરોપનું સઉથી સુંદર હવા ખાવાનું મથક છે. યુરોપના સઘળાં લોકો ત્યાં જાય છે. માટે ત્યાં હોટલનો ઉદ્યોગ એટલો મોટો છે કે બધાં મળી લગભગ ત્યા ૧૩૦૦૦ હોટલો હસ્તી ધરાવે છે. હોટલના ઉદ્યોગને લીધે ખેતીવાડીપર લોકો ઝાઝું ધ્યાન આપતો નથી અને તેથી અનાજની બાબતમા તેને બીજા દેશો ઉપર આધાર રાખવો પડે છે.

ત્યાંના લોકો હીમત, બહાદુરી અને મહેનતમાં અઠંગ હોય છે. તેઓ પોતાના દેશને તથા સ્વતંત્રતાને ચાહનારા છે. આશરે ¾ જેટલાં લોકો જરમન ભાષા તથા ⅕ જેટલો ભાગ ફ્રેંન્ચ અને બાકીનો ભાગ ઇટાલ્યન ભાષા વાપરે છે. લોકો પ્રોટેસટંટ અને રોમન કેથોલીક ધરમ પાળે છે.

આ દેશમા રીપબ્લીક ગવર્નમેન્ટ છે, અને લડાઈ કરવી કે સલાહ કરવી તેનો અખ્તાર લોકોનાજ હાથમા છે. જીનેવા ત્યાંનું સઉથી મોટું શહેર છે. અને "જીનેવા વૉચ" ને માટે પ્રખ્યાત છે. ત્યાંની કુલ વસ્તી ૧૧૫૦૦૦ જેટલી છે. ઘણા શોખીન મુસાફરો આ શહેર જોયા વીના રહેતા નથી; કારણ કે તે જીનોવા સરોવરપર આવેલું છે અને એટલું તો ખુબસુરત અને સીનરી માટે પ્રખ્યાત છે કે જોનારને બે ઘડી છક કરી મેલે છે.

સ્વીટઝરલાંડમાં સઉથી ઉંચો પર્વત આલ્પસ છે. જે ઘણા ઘાટો પસાર કર્યા પછીજ ફુદાવી જવાય છે. તેમાનો સઉથી મોટો ઘાટ "ધી ગ્રેટ સેન્ટ બનાર્ડ" છે. તેની ઉંચાઇ દરિયાની સપાટીથી ૮૧૧૦ ફીટ છે. આ ઘાટમાંથી પસાર થતાં મુસાફરો કોઇ વખત બરફના ઘસારાથી જીવતા ડટાઇ જાય છે. ત્યાં ઘણાં પરોપકારી સાધુઓ રહે છે, કે જેઓએ પોતાની આખી જીંદગી લોકોના જીવ બચાવવા માટેજ અર્પણ કીધેલી હોય છે. તેઓ પાસે ઘણાજ ચપરાક અને મજબુત કુતરા હોય છે કે જેઓની સુંઘવાની શક્તિ એટલી તો તિક્ષણ હોય છે કે જો એક માણસ બરફમાં ડટાઇ ગયો હોય તો બરાબર તેજ જગાએ તેઓ જઇ ઉભા રહી પોતાના માલેકોને તે જગા ખોદવા પોતાના પગો વતી સમજાવે છે. તેઓના ગલામાં એક દારૂની બાટલી તેમજ થોડાક "બેનડેજો" બાંધવામાં આવે છે અને કોઇ મુસાફર જો અકડી ગીયો હોય તો તેઓ તેની સોધ કરી પાસે જાય છે અને દારૂ તથા કપડું પુરૂં પાડે છે. આ કુતરાઓને "સેન્ટ બરનાર્ડ ડોગસ" કહે છે. આ સાધુઓ મુસાફરને બચાવવાની પોતાની આઇન ફરજ સમજી પરોપકારી જીંદગી ગુજારે છે અને નહીં કે આજ કાલના સાધુઓ આખા દીવસ રાખ લગાડી આળસુ બેસી રહી પારકા પૈસે જીંદગી ગુજારે છે તેમ ઢોંગ કરે છે, ખરેજ આવા પરોપકારી સાધુઓએ એજ પ્રમાણે ઘણાક મુસાફરોના કીમતી જીવો બચાવી ખુદાના તેમજ તે મુસાફરોના ખરાં દીલના આશીરવાદ ખેચી લીધા છે!

:o:

# પૈસા પર પ્યાર.

(પારસી સંસારની એક મોટી વારતા.)

લખનાર—મીસ સુના કાવસશાહ ધરાની.

## પ્રકરણ ૩૪ મું.

### નાસોપાસી !

સર જેહાંગીરની તે એક મસ મોટી ગુંચવણ હુતી. તેની એક મરજીને ખોરશેદ આધીન થશે કે નહિ તેની મસ મોટી ફીકર વચ્ચે સર જેહાંગીર એક દિવસ ખોરશેદના ઓરડામાં દાખલ થયા તેવણને દાખલ થતા સાથેજ પોતાની બીરીની ખુબસુરતીની વખાણનાં બેચાર બોલ પોપટની માફક ભરડી જતાં સમજવાનુ ખોરશેદને રમુજી તેમજ થોડુક ખીજવનારૂણી હતું.

"ખતી, ડીકુગ, આવતા મંગળવારે આપરે ત્યાં એક ડીનર પાર્ટી ને ત્યાર પછી રીસેપશનનો મેલાવડો છે કેની ?" તેવણે પુછયું.

"હા" તેણીએ જવાબ કર્યો. "એ તમારીજ ગોઠવણ છે ને તમેજ કેમ ભુલી જવોચ."

"ઓ યસ ! આઈ નો ! પણ આઇ સે, ખતી ! રીસેપશન વખતે વખત નીકલતાં નીકલતો નથી ! ગઇ વખતે તો એવું ઠળ લાગું કે બસ નહિ !

"એમ કે ?" ખોરશેદે જવાબ દીધો. "માહરા ધાર્યા મુજબ વખત તો ઘણો સરસ પસાર થયોતો."

"એ તો તુંને એકલીનેજ એમ લાગું હોશે, બાકી દીકરા ઘણા જણને મે અવાચી ખાતા ને કંટાળેલા જોયલાં છે ને તેથી હું કંઇ તેમાં સુધારો કરવાનો વિચાર રાખુંચ," ને હવે તેવણ પોતાની મતલબપર આવતા ગયા જ્યારે તેના કઈ ફીકરથી ચેહેરે ઉડતા હોઠો ને જોરથી ચાલતા દમના પુંફાડા ખોરશેદ ખુલ્લા જોઇ ને સમજી શકી !

"મે એમ વિચાર કીધોચ કે થોડું ઉમદા મ્યુઝીક સંભળાવ્યું હોય તો વખત કેવો સરસ પસાર થાય ? ગયાં વીકના લેડી તેમ્પલ્ટનના સોહાજનાં રીસેપશનમાં

કેવાં થોડાંક હુશીઆર ઓપેરા સીંગરોને બોલાવેલાં! ને માહરા—સાંભળ્યા મુજબ તો તે સાહાંજ ઘણીજ ફતેહમંદ નીવડીતી. હવે આપરે પહેલવહેલો તેવો સુધારે કરી શકવાનું માન નહિ મેળવ્યું તો કંઈ નહિ પણ ઇમીનેટ તો કર્યે! ને જો ખતુ દીકરા, મરજી હોય તો હું આપરાં ગેસ્ટોને રીઝવવા ખાતર હું માહરાં ધ્યાનમાં છે તે જાણીતાં ગાનારાંઓને બોલાવી શકું!"

તેણી અજબ થઇ ગઇ. વરી તે આજે ડાહયો થઇને તેણીની મરજી એટલી આજીજીથી પુછતો હતો તેમાં કંઈબી મતલબ સમાયલી તો હોવીજ જોઈએ. પણ ગરીબ તે બાળા! દુન્યાની કાળી બાજુથી તમામ અંજાણ તેણી કંઈબી સમજી શકી નહિ.

"તમુને ગમે તો બોલાવોની!" તેણીએ બેદરકાર જવાબ કરયો. "માહરી તો તદન ખુશી છે. એમાં શું મોટો સુધારો બન્યોછ!"

તે હવે પોતાનાં કપાળપર પ્રગતી નીકળેલા પરસેવાના ટીપાં છુપાવવા એક બારી નજદીક જઇ ઉભો. એક ઈંગલીશ ખેલનું જાણીતું ગીત હમ કરતો તે થોડીક પળ થોભીને ખોરશેદ નજદીક આવી ઉભો.

"ત્યારે તો એ આપરો નવો સુધારો સેટલ થયો કેમ ખોરશેદ!" તેવણે અંકે કરાવ્યું. "હું પેલા ઈટેલ્યન સીંગર સીનોર રોલ્ચો ને મેડમ ડયુગાને ગાવા બોલાવા માગુંચ."

ખોરશેદ તે જાણીતા નામોં પાછાં મોટેથી બોલી ગઈ "મેડમ ડયુગા તે પેલી ઘણીજ ખુબસુરત ગાનારીજ કેની? તેના સુંદર ચેહેરા જેવોજ તેનો રાગબી સુરીલો છે. ખચ્ચીત જેહાંગીર આપણાં પરોણાઓ ખુશ ખુશ થઈ જશે."

ને હવે તે પોતાની ફતેહ માટે પુગરાતો ખુશાલ ચાલતો થયો, જ્યારે તે બાપડી કંઈબી ખુરૂં હોવાનાં શકનાં એક ઓળા વગરથી બાકાત તે રીસેપશન માટેની સઘળી ગોઠવણમાં પડી.

ખરી વાત તો એ હતી કે એક દિવસે દોરાબ દાદીશેઠ અને પેલા ઈંગ્રેજ મીત્ર મી૦ હેરીસને, મેડમ ડયુબાને મશકેરીમાં સર જેહાંગીરને બંગલે એક મેલાવડો થાય ત્યારે ગાવા જવાની ખાહેશ જણાવી, ને જો કે જેહાંગીર પોને તો તેવું બેહુદુ સુચવવા માટે તે દોસ્તોપર ખફાબી થયો પણ મેડમ ડયુગા તો જાણે તે સુચના ને વળગીજ પડી. તેણીએ તો બસ તેને ત્યાંના એક મેલાવડામાં ગાવા આવવાની બોહોંશે બોહોંશ લીધી. તેણી અગજીજ નહિ. ઉમદા ડ્રેસીસ કે કીમતી ઝવેરાતો બી તેણીને તેને આપવા કહ્યા પણ તેથી બી તેણી સંતોષ પામી નહિ. બસ તે મડમરીએ તો તેને સાફ સાફ જણાવ્યું કે એક વગવાલો મેળાવડો કરી તેણીને જરૂર ગાવા બોલાવવી ને ત્યારે જેહાંગીરની ગમે તેવી બી સમજાવત, પતાવટ ને કાલાવાલા ફોક્ટ ગયા.

"તમુને જોઈએ તો મને ના બોલાવો," તે મડમે પોતાનું સુંદર રોનકદાર માથું મીજાજથી ફ્ફડાવી બેલ્યું "પણ યાદ રાખજો કે જો તમે મને નહિ બોલાવશો તો હું તમારૂં કદીબી મોહુ જોવશ નહિ."

ને તેટલીજ ધમકી તે મુર્ખાં માટે બસ હતી. તેને ખોરશેદના વાંધાનોબી ખ્યાલ કીધો નહિ ને તે મેડમની મરજીને તુરતંજ તાબે થવાને કબુલ્યું.

"માહરી બૈરી તો એક બેબી છે," તેણે ભર ટેબલપર પોતાના જેવાજ દોસ્તો અને તે બલા સામે પોતાની પવિત્ર નીર્દોષ બોહુરદારનો તુચ્છકાર કીધો, "ને હું માહરાં ઘરનો અને છીવનો ધણી છઉ જ્યારે મેડમ ડગુગાએ આવા મોટા મોટા વગવાળા યુરોપ્યનોનાં મેળાવડાઓમાં ગાયુ તો માહરે ત્યાં બોલાવશ તેમાં વાંધોજ શું છે?"

"તાહરી મરજીમાં આવે તેમ કર દોસ્ત," તેનાજ જેવા દોસ્ત દોરાબ દારૂશેઠે જવાબમાં કહ્યું, ને ત્યારે મર જેહાગીરે તાલતલાવતથી ખોરશેદની મરજીબી બેબાની લીધી. હવે વધારે શું જોઈએ? મેડમે પોતે તેની હિમતપર હસી શાબાશી આપી ને તે મુર્ખાનો છીવ તેથી તો સીધોજ બેહેસ્તમાં ગીયો. હુત! ગમે તો સોસાયટી હસે! ગમે તો તેને માટે બુરૂંબી ધારે પણ જ્યા આય ખુબસુરત મડમરી પોતે તેની પર કુરબાન તો પછી તેને બીજા કોઇનીબી તુલા હતીજ કયા?

તે જેહાંગીર હોલ મધેના યાદગાર એનટરટેનમેટની એક દિવસ અગાઉની સહવાર હતી, ને ખોરશેદ એક સુદર સાડી ને શર્ટ બ્લાઉઝમા તૈયાર થતાં, તેણીની આયાને તે શર્ટ બ્લાઉઝનાં કફ્મા પોતાના હીરાના લીંકસ મલ્યાં નહિ.

"બાઈજી, તમારા બોક્ષમાં હાથનાં હીરાના બટન નથી, તે તમે કેઠે બીજે ઠેકાણે ઉચા મુકયાંચ કે?" તે આયાએ બટન ગુમાઇ ગયલા હોવાનુ ધારી ફીકરમંદ સવાલ કીધો.

"હા ખરા! ઉભી રહે તો! શેઠનાં ઓરડામા માહરીથા તે દિવસે ભુલમાં મુકઇ ગયલાં છે, તુ આય સાડીની ઘડી કર તેટલાં હું તે લઇ આવુ." અને તેણી અરધી તયાર થયલી હાલપર એક રેશમી રેપર ઓરવી જેહાંગીરનાં ઓરડામાં દોડી.

તેણીએ બે ત્રણ ખાના ઉઘાડયા ને ઢાંકયાં ને તે દાયમંડ સ્લીવ લીંકસનો બોક્ષ સોધવા મંડયો પણ તેણીની મોટી અજાયબી વચ્ચે એક ખાનાના ખુણામાથી એક મોટો મોરાકો કેસ તેણીને હાથ લાગો. તે એક લેડીનો જ્યુવેલ કેસ હતો. એમા શું હોશેની ભારી ઇંતેજારી વચ્ચે તેણીએ તે બોક્ષની મજબુત આપ દાબી ખોલી નાખ્યો ને અરે ખુદા! અજાયબી અને ખુશાલીની એક ભેગી નાની ચીસ તેણીના મુખમાંથી નીકલી પડી. કદીબી નહિ જોયલો અતિ ઘણો સુદર, તેજસ્વી હીરા મઘી લીધેલો એક પરવાલાંના નેકલેસને ધારી ધારી અને ફેરવી ફેરવીને જોયો.

"ઓ ખોદાય! એ કેવો સુંદર છે?" ખોરશેદ ખુશાલીથી બબડી

તે હારની વચ્ચોવચમાં ગોઠવાયલા તેવાજ મોટા ચળકતા હીરાના પેનદંત સાથે ઝગઝગતા આંખને આંજી નાખતા હીરાઓથી મઘી લીધેલાં ગુલાબી પરવાલાનો

આય કીમતી નેકલેસ એક રાણીની બી ગરદન સોભાવે તેવો અમુલ્ય હતો. તે હારની બાંધણીજ ઘણી વિચીત્ર અને સુંદર હતી. તેણીએ ખુશાલીથી સેહેજ ધ્રુજતા હાથોએ તે હાર દાબરાની મખમલી ગેડકપરથી બાહાર કાઢયો, ને આરસીનાં મોટા તખ્તામાં જોઈ પોતાની ઉંચી, દુધ જેવી ગોરી સોભઈતી ગરદનપર ગોઠવ્યો.

ખરેખર! તેણીની આરસપહાણ જેવી સફેદ સુવાળી ડોક આય હારથી ઘણીજ દીપી રહી હતી.

"ઓ! મને એ કેવો ગમેચ?" તેણી ખુશાલીથી બબડી, 'ગમે તે પણ, પૈસા વાલા ધણીની બૈરી થવામાં બી કેવો ફાયદો છે!"

થોડીક મીનીટવેર તે હારને આમતેમ ફેરવી ફેરવીને જોયા પછી તેણીએ તેને પાછો દાબરામાં ગોઠવી દીધો અને તેણીનું દયાળુ દીલ જેહાગીરની તેણી માટેની આટલી બધી કાળજી માટે પીગળી ગીયું. ગમે તેવો બી તે હતો પણ તેનાં દીલમાં તેણીને માટે વિચાર તો કરતો હતોજ. તે કીમતી નેકલેસ તેને તેણી માટે ખરીદેલો હોવો જોઈએ અને તેણીને અજબ કરવા તે અચીંતો તેણી પર આવતી કાલના યાદગાર રીસેપશનની યાદમાં મોકલનાર હોવો જોઈએનાં વિચારથી તેણી ખુશ ખુશ થઈ ગઈ.

"પીંક કોરલ મને હંમેશાં ઘણુંજ શોભેચ," તેણી મલકાતનુ મનથી હસ્તાં બોલી, ગમે તે પણ તેણી એક ઓગ્તજ હતી ને એક ઓરતનુ જીગર ઇતરાતથી કદીબી બાકાત હોતુંજ નથી.

તેણીએ ત્યાર પછી તેને જણાવ્યુંજ નહિ કે તેના ખાણામાની તે કીમતી ચીજ તેણીએ અંજાણતાં જોઈ હતી.

તે જ્યારે તેણીને અજબજ કરનાર હતો પછી તેની ઉલટમાં ખતરો પાડવા તેણીને ગમ્યું નહિ. દાયમંદ સ્લીવ લીંકસતો તમામ ભુલઈજ ગીયાં ને તે વિષેબી તેણીએ તેની આગળ ઇસારો કીધો નહિ. ખોરશેદ પેલાં સુંદર પરવાળાનાં હાર માટે એટલી ખાત્રીપુર્વક હતી કે પોતાની માનીતી આયાના ભારે બીજવાત વચ્ચે કાલનાં સાડી કપડાં વટીકમાં તેણીએ ફેરફાર કરાવ્યો. આવતી કાલની રાત માટે પસંદ કીધેલી ફેનશી જીની હોઝર્યાં પર તમામ જીક ભરેલી ખુલ્લા ગુલાબી કલરની સાડી પહેરવાનો વિચાર માંડીજ વાળ્યો.

"પણ બાઈ," તે કેળવાયલી મોટે ઘેરની આયાએ વાંધો લીધો, "બધી હીરાની જણુસ સાથે ગોલાબી રંગજ વધારે શોભશે."

"પણ હું તુને ના કેહુંચની કે હીરાની કંઈબી ચીજ હું કાલે પહેરવાનીજ નથી. હું તો કાલે એક ઘણોજ શોભીતો કોઈએ કદીબી નહિ જોયો હોય તેવો એક કીમતી હીરા જડીત પરવાલાંનો નેકલેસ પહેરવાની છેઉં, સમજી!" અને તે સુંદર બાઈ મલકાતનું હસ્યાં.

"ત્યારે તો પેલી તમારી જુની સુંપ સફેદ તાસની સાડી એ પરવાલાનાં હાર સાથે ઘણીજ દીપશે. બાઈ, હુ તે કહાડું!" તે આયાબી જાણે બાઈ, હાલે કેવીએક સુંદર દેખાશેના હરખભર્યા ખ્યાલથી ખુશ ખુશ થઇ ગઇ.

"હા, તું તેજ સાડી તૈયાર રાખજે, પણ જોની લીસબર્ન તું એ પરવાલાનાં હારની વાત કોઇ આગળ કરની ના જો! કારણ શેઠનો વિચાર એ હાર મને અચબુજ ભેટ આપી અજબ ને ખુશી કરી નાખવાનો છે."

તે આખો દિવસ, ઓય તે હાર આવશે, હમણાં તે ભેટ આવશેની આતુરતા ભરી વારમાંજ પસાર થઇ ગયો પણ તે હાર તો આયોજ નહિ તોળી ગરીબ બાપડી ખોરશેદને, તે કદાચ તેણી માટે નહિ ખરીદાયો હશેનો એક ઝાંખો ખ્યાલ વટીક ગીયો નહિ. તેણીએ ધાર્યું કે કદાચ જેહાંગીર આજે મોકલતાં ભુલી ગયા હશે ને ત્યારે રાતે ડીનર પછી, કારણ આજે જેહાંગીરે ખોરશેદ સાથેજ ડીનર લીધું હતું, ખોરશેદ તેની નજદીક હસ્તી હસ્તી ગઇ.

"જેહાંગીર તમુને કંઇ મને આપવાનુ રહી ગીયુચ!" હવે છેક નહિજ ચોભતાં તેણીએ તેને અસેમસે યાદ આપ્યુ.

તેવણે અજાયબીમા તેણી સામે જોયુ.

"તુંને આપવાનું, ખતી!" તેવણે વિચારવંત ભવાં ચઢાવી પુછયુ.

"નહિ તેમ તો કઇંજ નથી, પણ તુને જે જોઇએ તે મગાવી લેની, દીકરા! તુને શું જોઈએચ? હુ ઓરડર કરૂ ડીયર!"

"નહિ કંઇબી નહિ," ને તેણી ત્યાથી કઇંબી ખુલાસો કર્યા વીના ખસી ગઈ. તેણીએ તો ખચ્ચીત માન્યું કે તેવણ પેલો હાર. તેણીને અજબ કરવા સહવારે તો જરૂરજ આપશે.

અા! ખોરશેદે જો તેજ ઘડીએ તે હાર માટે ખુલાસો કરી દીધો હોતે તો પછવાડેથી જે હાડમારી તેણી ભોગવનાર હતી તેમાથી બચતે. પણ નસીબમાં જે લખાયલું હતું તે ક્યાંથીજ ફીરે?

આખી સહવાર પસાર થઇ, પણ તે પ્રેઝંટ તો આવીજ નહિ બપોરે લંચની વખતેબી તેવણ ગેરહાજર હતા ને તેવણના નોકરથી તેણીને ખબર મળી હતી કે ડીનર માટે ડ્રેસ થતી વખતેજ તેવણ છેક સાહાંજે મોડેથી ઘેર આવનાર હતા.

"હું નહિ તો જઇને માહરે હાથે એ હાર લઇ પહેરૂં?" તેણીએ અધીરાઇથી મનથી વમાસ્યું, "પણ એવણ વળી નકામા ગુસ્સે થાય તે કહાં પીડા?" ને ત્યારે આતે તે વિચારજ તેણીએ નાસીપાસીથી માંડી વાળ્યો.

ડીનરનો વખત નજદીક આવતો ગીયો ને તેણીએ હવે તૈયાર થવાની ઉતાવળ કીધી.

"લીસબર્ન" તેણીએ કંઇ ઉદાસીથી આયાને હુકમ કીધો "તું પેલી માહરી ગુલાબી સાડીજ કહાડ. હું આજે તો હીરાનુજ બધું પેહેરસ." ને લીસબર્ને ત્યારે

પોતાની બાઈનાં ફાતાંપર મનની ગમુજ મેળવતાં શેઠાણીને તજુમલથી તૈયાર કરવા માડી.

આખી રાત ને દિવસ પેલાંજ રાતાં પરવાલાંનો વિચાર કરીને હવે તે નહિ મલતાં તેણી દીલથી ઘણીજ ઉદાસ થઇ ગઇ. કેવી તેણી આજે લોકોને તે કીમતી હાર પેહેડી છક કરી નાખતે?

છતાંબી આજે લેડી જેહાંગીર તમામ ગોલાબી પોશાકમાં અજબ મનોહર લાગતાં હતાં. ગોલાબી સાડી સાથે જીની વનતનાં તામની પોણી ઉંચ ડી બાહેવાલી સફેદ બલાઉઝ ને ખુલ્લા પ્રીકા કલરનાંજ હીરા જડીત બકલના સેટીનનાં શુંમાં તેવણ જાણે એક ખુશનુમા પીકચરજ રજુ કરતાં હતાં. ગળાંપર ફીત બેઠેલો હીરાનો નેકલેસ તેવણુની ગોરી ગોરી ગરદન સોભાવી રહ્યો હતો જ્યારે હાથની બાજુપરનો તેવોજ સરસ હીરાથી ઝગઝગતો બાજુબંધ તેવણુની ગોલાબી બાજુને અજબ જેબ દેતો હતો. તદન અપ–ટુ–ડેટ સ્ટાઇલપર બધાયલાં તેવણુનાં કાળા બાલના ઝુલફાંમાં એક મોટો હીરાનો સ્ટાર ઝગઝગ થતો હતો. દરેક આંખ લેડી જેહાંગીરપર વખાણ અને માનનાં ઉભરાથી ટીકાયલી હતી.

તે રાતે તેણી જોઈ શકી કે બધાજ પુરૂષો તેણી સાથે અતી ઘણા માનથી વર્તતા હતા. દરેક ગ્રહસ્થની આંખ્યોમાં આય સુંદર છોકરી માટે દયા અને દીલસોઝી વંચાતી હતી. તેણી અજબ થઈ કે એમ કાય? એમ કાંય બધાંજ આજે તેણીને એવી નજરે જોતા હતાં!

ફક્કત એોડીજ ત્યાં હતો દાદાભાઈ દુબાશ તેમજ જરાં ને બરજોર આવી કયા હતાં નહિ.

ગ્રાન્ડ દીનર ખોરશેદ ને જેહાંગીરના ઘણાજ સંતોષ ને ખુશાલી વચ્ચે હુસીખુશીમાં પસાર થયું અને ત્યારે સર્વ પરોણાઓ તે મોટા હોલમાં વાતચીત કરતાં એકઠાં મલ્યાં.

---

## પ્રકરણ ૩૫ મું.

### એક ભુલ ને જીંદગીની ધુળ!

ત્યાં તે ગજાવર દીવાનખાનામાં એકઠાં મળેલાં એકએકથી સરસ ખુબસુરત બૈરાંઓના હસ્વાના રૂપેરી નાદ માટીડાઓના ઉંડા અવાજ સાથે મલી જઇ ત્યાં ધીમો ઘોંઘાટ મચાવતા હતા. તે હોલની શેઠાણી, લેડી જેહાંગીરે હરખથી પુલાતાં જીગર સાથે તે હોલની આસપાસ નજર ફેરવી. બેશક તેણી જ્યાં બી જતી ત્યાં પોતાની આસપાસ બધેજ ખુશાલી ફેલાવતી હતી. લોક જાણે તેણીને રીઝવવા, તેણી

તરફથી એકજ મીઠું હસવું મેળવવા હરીફાઇ કરતું હતું. ને ત્યારે તેણી પરની આવી મજબુત લોકકીલગીરીએ તેણીને ઘણીજ મગરૂર બનાવી. આજે બી ફરતાં ફરતાંએ તેણી પરથી ઓઢઇ પંઢરઇ જતાં હતાં. તેણી એક બેરોનેટની મોહોરદાર હતી પણ સાથે આંજી નાખતી સુંદરતાથી પુરૂષો તેણીના પુઠે પુઠે ભમતા હતા કોઇ તેણીને એખલું પડવા દેતુજ નહિ.

હમણાંથી એક નીચી મખમલની ખુરસીપર અઢેલઈને તેણી બે જાણીતા ગ્રહસ્થો સાથ ખુશ વાતચીતમાં રોકાયલી હતી પણ તેટલાં હોલમાં "મેડમ ડયુબા આવી" નાં ધીમાં ગણગણાતથી તેણી તરી થઇ ઊઠી. તેણી સાથે વાત કરતા તે બંધે ગ્રહસ્થોની આંખ્યોમાં હવેજ તેણીએ દયાનો ચમકાત ખુલ્લો જોયો.

બે પળમાં તો બેડી કાંગા, તેણીનો સાચ્ચો શહાગર તેણીની બાજુમાં આવી ઉભો. તે જાણીતી ખુબસુરત એક્ટ્રેસને સર જેહાંગીરની બાજુમાં હાથ આપી લેડી જેહાંગીર ગર્મ ચાલી આવતાં જોઈને તમામ પરોણાઓએ જાણે દમ પટીક લેવાનુ મોકુફ કીધું.

શું આય બધો તેણી સ્વપનો જોતી હતી? તેઓને તેણી આગળ ચાલી આવતાં જોઇને બેરશેદે પોતાની આસપાસ ઉડતી. નજર ફેરવી. લોકોને પોતા તરફ એકી તગરે તીકતાં જોઇ તેણી મનથી ગુંચવઇ ગઈ કે એમ કાંય હોશે? જેહાંગીરનો ઉશ્કેરાયલો, જોરથી દમ લેતો, ને ગુંચવાયલો ચેહેરો જોઈ તેણી અજબ થઈ. બે પલ અગાઉનો બેડીનો રાતો ને હસમુખો ચેહેરો હમણા ફીકકો ને ગંભીર થયલો જોઈ તેણી વિચારમાં પડી. જેહાંગીરની બાજુમાં ચાલતા દોરાબ દાદીશેઠના મુછમાં હસવાનો ભરમ તેણી સમજી શકી નહિ, અને એક બે બાનુઓનાં ચેહેરાપર ચઢેલી અણગમાની કરચલીઓથી વટીક તેણી દબાઈ ગઇ ને છેલ્લે, તે સુંદર, ગાનારી, કે જેણી તરફની એકજ કાતીલ નજરથી પુરૂષો પોતાનાં જીગર ખોહી દેતા હતા, તેણીનો આખને આજી નાખતો, સુંદર ગુલાબ જેવો મુખડો, કાલી ભમર આંખ્યો, અને છેલ્લી ફેશનથી બંધાયલી તેણીની સુંદરતામા વધારો કરતા ડાર્ક બ્રાઉન બાલના ભરાવદાર ઝુલફા એ બધાંથી તેણીનાં મુખમાંથી વખાણની એક આહા! બેઅટકાવ નીકળી પડી. તે એક્ટ્રેસનો ઉંચો સીધ્ધો ગ્રેસફુલ આકાર કીમતી કાલા મખમલી ઝભામાં વીંટળાયલો કંઇ અજબ તોરવતો લાગતો હતો, અને છેલ્લે તેણીની ઉઘાડી છાતીપર લટકતા, પેલાજ પોતા માટે ધારી રાખેલા, હીરાના પેનદત સાથના વીચિત્ર આંધણીના હીરા જડીત ગોલાબી પરવાલાના હારને જોઇ તેણી દંગ થઇ ગઇ.

તેણી તમામ દંગ થઇ ગઈ. આય બધું સ્વપનું તો નહિ હોય? પણ કંઇબી વધતો વિચાર કરે તે અગમજ તો મેડમ ડયુબા તેણી સામે આવી ઉભી ને ત્યારે તેણી કંઇબી આવકારનું બોલવાની ફરજ તેણી ભુલી જઇ શકી નહિ.

પણ તેણીએ તે એક્ટ્રેસને ઘણોજ ઠંડો આવકાર આપ્યો. ગમે તે પણ તેણી પોતે એક માનવંત લેડી હતી ને તે તો એક ગાનારી લોકોને- રીઝવવાનો ધંધો કરનારી એક પરજાત હતી!

શું પોતાની હકદાર મોહોરદારને પડતી મુકીને આય નીચ ગાનારીપર તેણુનેતી વર આવો કીમતી, આવો સુંદર નેકલેસ આપવા જેવો નીચ ને હલકો પુરવાર થયો હતો ! નહિં ! તે નીરદોશ છોકરીના ધ્યાનમાં તે ઉતરી શકયું નહિ.

થોડીક મીનીટની ગોઠવણુ પછી મેડમ ડયુબા સીનોર શેલ્યો સાથ પ્યાનાં નજદીક ગાવા ફરી કે ફરી પાછાં કેટલાંક વખાણુનારાઓ લેડી જેહાંગીર આસપાસ ફરી વળ્યાં પણુ તેણીએ કોઇનું કંઇજ સમજ્યું નહિ. એડીને વટીક બોલતો તેણી સમજી શકી નહિ. તેણીને લાગ્યું કે તેણી ઉંઘતી હતી ને આય બધો સ્વપનો હતો જેમાંથી જલદીજ તેણી જાગૃત થનાર હતી.

મેડમ ડયુબાએ પ્યાનાપર ગાવાનું શરૂ કીધુ, તેણીનો મીઠો સુરીલો અવાજ તે ગંજાવર હોલમાં ગણુગણી રહયો. એકેએક જણુ ઉંચે દમે તેણીને ગાતી સમજતું અજાયબીમાં થંભ થઇ ગયું. ઓ ! તે અવાજ! જાને બેહેસ્તમાની કોઈ પરીજ ગાતી હતી ! લોકોપર પોતાનાં સુરીલા અવાજની કેવી અસર થશે તે મેડમ પોતે બરાબર જાણુતી હતી. તેણી જાણે પોતાનાં મીઠા અવાજથી તે સાંભળનારાં-ઓનાં જીગર દીલમાંથી ચોરીજ લેતી હતી. ભલા સાધુનુંબી સત ભુલાવે એવી તે સુંદર મેડમ ડયુબા આગળ બિચારા માટીડાઓ ભાનભુલા થઇ જાય તેમાં નવાઇ શી હતી ? જાણે આજની સાહાંજ તેણીની ફતેહની શુરૂઆત હોય તેમ તેણી મીઠાશથી ગાતીજ ગઈ અને લોક ઉંચે દમે સ્થીર તેણીને અજાયબીમાં સમજતુંજ ગયું.

તેણીએ ગાવાનુ પુરૂં કીધુ ત્યારે તે મોટા દીવાનખાનામાં તમામ ચુપકીદી વ્યાપી રહી હતી. ફતેહના એક ધીમા મલકાત સાથે મેડમે પોતાની આસપાસ નજર ફેરવી. દરેક ચ્હેરાપર તેણીએ લાગણીનો રતાશ ફરી વળેલો જોયો અને ફરી પાછું તેણીએ એબલીએ અને પછી સીનોર શેલ્યો સાથ ગાયું ને હવે તો લોકનું જાણે મગજજ ફેરવી મુકયું.

હવેજ તેણીની ફતેહ માટે મુબારકબાદી આપવાની લેડી જેહાંગીરે પોતાની યજમાન દાખલ ફરજ વિચારી. તેણી તે એકટ્રેસની નજદીક ગઈ. આય બધો વખત, તે હાર તે તેજ હતો યા નહિ, તે તપાસવાની તક તેણી જોતીજ રહી હતી. તે હારપરજ તેણીની નજર ચીટકી બેઠી હતી.

જ્યારે જેહાંગીરની મરજી તે હાર મેડમ ડયુબાને ભેટજ કરવાની હતી તો તેને માટે તેણીને કઇજ વાંધો હતો નહિ, પણુ તેણીથી છુપાવવાની મકસદ શું ? તેણીને અગાઉથી ચેતાવી શું કરવા નહિ ? એમ જાણીતા હુશયાર ગાનારાંઓ અને એકટ્રેસીમોને કીમતી ભેટ આપવાની ફેશન હતી, તે ખોરશેદ બરાબર સમજતી હતી. યુરોપનાં ઘણાક ગન્ન રાણીઓને હાથે જાણીતાં નાટકકારોને એમ કીમતી ભેટ સોગાદો આપવાનુ તેણીએ ઘણું વાંચ્યું હતું. પણુ તેઓ-બધાંજ સારી ચાલનાં ને એકબી ડાઘ વિનાનાં આબરૂદારો ગરજ નીસાર થતો હતો. તેવીજ રીતે જો જેહાંગીરે બી મેડમને તે નેકલેસ આપવાનો વિચાર કીધો તો શા સારૂં તેથી તેણીને પોતાને અંજાણુ રાખી હશે ? કાંય નહિ તેણીનું જેહાંગીરે પહેલાં મત

પુછ્યું ! બસ નહિ ! એમ મુજબ હોવી જોઈએ. એ હાર પેકાંજ પરવાળાંનો હોવો જોઈએ નહિ એવા વિચારથી મનમાં સંતોષ માની લઈ તેણી તે મોટા હોલને નાકે પ્યાનાં નજદીક ઉભેલી મીસીસ મેહેતા સાથે વાત કરતી મેડમ ડયુમા આગળ જવા ફરી.

આય અમીર મીસીસ મેહેતા કોઈ જબરા કાનાસોરીવાળાં બૈરાં હતાં ! તેવણનો ખોરાકજ બાલે લોકોની બદગોઈ કરવાનો હતો. તેવણ મેડમ ડયુમા સાથ વાત કરવાનીજ તક ઢોંધતાં હતાં ને તે તેવણને જલદીજ મલી ગઈ. તેવણની તિક્ષણ આંખ્યો મેડમ ડયુમાના વિચાર પારખવા તેણીના સુંદર મુખડાપર ઠરીજ રહી હતી. પણ તે મડમરી કોઈ જબરી કબાબાજ અને હુશ્યાર હતી તેણીએ હસી હસીને મીસીસ મેહેતાના જવાબો ઉડાવ્ય જ દીધા. આખી હિંદુસ્તાનનાં હજારથી એવાં કનવારખોરાં બૈરાંઓ આવેની તો પણ આય સામે ઉભેલી મડમરીનું એક પાપણ બી હીલે નહિ તેવી તે હિંમતવાલી હતી.

આજુબાજુ જોઈને હસી હસીને ધીમાં ઝાકાંના લેહેકા કરતી જુવાન ને સુંદર લેડી જેહાંગીર મેડમ ડયુમા નજદીક આવી પુગ્યા તે ત્રણ એકમેકને ટીકતાં ફક્કત એકજ પળ ચુપ ઉભાં.

લેડી જેહાંગીરે ઘણીજ મીઠાસથી મેડમ ડયુમાની આજની સકસેસ માટે મુબા-રકબાદી આપી. પણ તેવણની આખનો તે પીંક કોરલપરજ બધો વખત ચીટકેલી રહી. નહિ ! આય કંઈ ભુલી હતીજ નહિ

તેજ વિચીત્ર બાંધની, તેજ વચમાનું પેન્ડંત, તેજ આબ, બધું તેજ હતું.

અને ત્યારે લેડી જેહાંગીરે પોતાની જીંદગીમાં એક મોટામા મોટી ભુલ કીધી. કે જેથી તેણીનું ભવિષ્ય સીહા બન્યું. કઈંગી બુરૂં હોવાનો તો તે બાપડીને ખ્યાલજ નહિ ગાયો.

ખરૂં હતું કે તેણી દુન્યાની મોજમજાહોને માટે જીવતી હતી. પેસાથી મળતાં સુખોના ખ્યાલો, દીનબદ પુઈએ આય નાહ્લી છોકરીનાં ભેજાપર અચપાણથી બેસા-ડેલો હોવા છતાં દુન્યાની કાલી બાજુનો એક ઝાંખો વટીક ખ્યાલ તે નીરદોશ બચ્ચાંને તેવણે આપેલો નહિ હતો.

અને ત્યારે બોરશેટે, દુન્યાનાં રંગઢંગથી તમામ અજાણપણે જે રીતનું બોલી, તેણી એવું બોલી કે તેના પરીણામ માટે જો તેણીને આગમજથી ખબર હોતે તો તેણી પોતાની જીભજ કાપી નાખવાનું વધતું પસંદ કરતે.

તેણીએ પોતાની નિરદોષતામાં એક મોટી ભુલ કીધી. તે સવાલથી શું બી નુકસાન થશે તાં કંઈ બી ખ્યાલ વિનાં તેણીએ મેડમ ડયુમાનાં ચેહેરા ગમ જોયું.

"આય પરવાલાં કેવાં સુંદર છે.?" તેણી સ્પષ્ટ ઇંગ્રેજીમાં બોલી. "સાહેબ વરે એ તમુને આપ્યા, ખરૂ કેની !"

વીજલીની માફક, આય બોલવાથી તે સાંભળનારાંઓ પર અસર થઈ.

બે વરસની વાત ઉપર હનીમુન ગુજારી પેહેલવહેલો સાસરયાંમાં પગ મેલતાં સાસુને જોઇને તેણીએ એજ કીમમે તડફડ કરી તેવણને પોતાનાં દુશમન બનાવ્યાં હતા જ્યારે તેજ સાસુની, "મારા જેવા બુઢ્ઢાં માણસોનો શીખામણ બી ઘણીક વેળાએ ફાયદાકારક નીવડેચ, ખોરશેદબાઇ, ને માહરી તમુને સલ્લાહ છે કે તમે જેવી રીતે માહરી સાથે વર્તયાંચ તેવી રીતે કોઈબી બીજાં સાથે વર્તો તેની અગાઉ એ તમારી હુલડઈનુ શું પરીણામ આવશે તેનો વિચાર કરવા જરા થોબજો." એવી શીખામણ તેણીએ આજે ધ્યાન રાખી હોતે તો આય બીજો મુદઈ ઉભો કરવા પહેલાં તેણી ખુબ વિચાર કરતે.

આવી રીતની તડફડ સમજી કનવારખોરાં મીસીસ મેહેતાએ પોતાનો પંખો હોઠો નજદીક ધર્યો અને પછી ખડખડાત હસી પડયાં.

મેડમ ડ્યુબાએ પોતાની સુંદર તિક્ષણ આંખ્યો લેડી જેહાંગીર પર દમામથી ઉંચકી.

"તમારાં વરે, લેડી જેહાગીર? એ તે કેવો સવાલ? નહિજી. તેવણે મને કંઇ એ આપ્યોજ નથી."

હજુર બી તેણી ચુપ રહી નહિ.

"નહિ તમે ભુલોચ, મેડમ; એ માહરા વર તરફનીજ ભેટ છે. મે ગઇ કાલેજ એ હાર માહરા વરની દરેસીંગ ટેબલનાં ખાનામા જોયલો."

ખોરશેદ બાનુએ ઇધાણી નીશાની સાથે મડમની આબરૂ કાઢી.

"અહીંયાં તો એક ફારસ થાયચ!" મીસીસ મેહેતાને એમાં ઘણી મજાહ પડવા લાગી. "ચાલો હવે સર જેહાંગીરને આપણે શોધી કહાડીને એનો ખુલાસો માંગ્યે."

પરાઈ પંચાતીથી પોતાનુ પેટ ભરનાર આય કપતી ને ઝેરી બૈરીએ ત્યાંથી જેહાંગીરની શોધમાં ચાલતી પકડી.

કમનસીબે જેહાંગીર પોતે, નજદીકમાંજ, એક વગવાલા યુરોપ્યન ફ્રેન્ડ સાથ વાત કરતા ઉભા હતા ને પોતાની મોહોડદારનાં મુખમાંથી પડેલા છેલ્લા શબ્દો અછડતા તેવણને કાને આવતાજ તેવણ હવે તેઓ તરફ સીધ્ધા ચાલી આવ્યા.

તે મેડમની આંખ્યોમાંથી જાણે ગુસ્સાનાંજ આતશ ખરી પડતા હતા

"સર જેહાંગીર મોદી!" તેણીએ તે બેરોનેટ તરફ ગુસ્સાથી આંખ્યો ચમકાવી. "અહિયાં એક મોટી ભુલ થયલી લાગેચ લેડી જેહાંગીર મને હમના માહરા અવાજ માટે મુબારકબાદી આપવા આવ્યાં ને તેવણ ધારેચ કે આય માહરા ગલાં પરનો નેકલેશ તમે મને ભેટ કીધોચ. ખચ્ચીત એ એક એવો મને એવો સવાલ કરેચ કે જે એક લેડીનાં મુખમાંથી કદી બી બાહાર પડવો જોઇએ. નહિ."

"અલબત, એમાં કંઇબી ભુલ થયલી લાગેચ, મેડમ" તેવણે બચાવ કીધો.

ગુસ્સાથી કાલા ઠણુક મારી ગયલા ચેહેરા સાથે તેવણ પોતાની મોહોરદાર તરફ ફર્યા.

"એવો સવાલ કરવાનું તમુને શું કારણ મલ્યું!" તેવણે ગગડાત કીધો.

"જો મેં ભુલ કીધી હોય તો તે માટે હું દલગીર છેવ્. મેં કંઇ રૂડ થવા પારેલુ નહિ. વિચાર કર્યા વગરજ હું બોલી પડી." તેણીએ અંદરથી ધ્રુજી જતા જીવે કહ્યું.

"હું તુંને તેને માટે પકી મવાદ ચખાડસ." તેવણ તેણીનાં કાનપર પડી ખગ- ડયા. "તુંને એમ બોલવાનું કારણજ શું મલ્યું?"

તેણીએ ધારતીથી તેવણનાં ચેહેરામાં જોયું.

"કારણ! મને લાગું તે હું બોલી. મે એવોજ હાર ગઇ કાલે તમારાં ડ્રેસીંગ ટેબલના ખાનામાં જોયલો"

"તું માહરા ડ્રેસીંગ—રૂમમાં શું કરતી'તી?"

"હું માહરા દાયમદ લીંકસ શોધવા તે ઓરડામાં ગયલી."

"ત્યારે તું માહરા ઓરડામા જાસુસપણું ચલાવવા ગયલી કેની?"

તેણીએ મગરૂરીથી પોતાની ડોક ઉંચી ને તંગ કીધી. ગુસ્સાથી તેણીનાં ભવાંનો ચીન્લો ચઢી ગીયો. આય નીચ ગાનારી અને બીજાના દેખતાં તે વર તેણી જેવી એક લેડીને અપમાન કરવાની કેમ શેખી કરતો હતો!

"હું કેહેવુંચ તેજ ખરૂં છે!" તેણીએ બી હવે મીઝાઝ કીધો "ગઈ કાલે હું તમારા રૂમમાં માહરાં સ્લીવ લીંકસજ શોધવા ગયલી ને મેં આય હાર ત્યાં એક ખાનામાં જોયલો. એ મને ઘણોજ પસદ પડેલો હોવાથી મેં એને ઘણીજ બારીકીથી તપાસેલો ને ત્યારે એજ હાર આજે મેડમ ડ્યુગાની ગરદન પર જોઇ હું એટલી અજબ થઇ કે મેં વગર વિચારવે એવનને પુછી લીધું."

"ને ધાર, કે મેં એ એવનને ભેટ બી કીધો તો તુને પુછવાની જંરૂરજ શું હતી?"

"તે તો કંઇ બી નહિ, સિવાય કે ખાલી જીગ્નાસા."

"તો બી મને કેહેવા દેવો બાઇ સાહેબ કે તમે તમારે મનથી ઘણુજ હુશ્યાર- રમાં ખપ્યાંચ છતાં આય વેળાએ તો તમે મજબુત છેતરાયાંચ."

ખોરશેદ સુંગીજ ઉભી.

"હું આશા રાખુંચ, સાહેબ," તેણી ખુલ્લા મોટા અવાજે બોલી "કે લેડી જેહાંગીર જરૂરજ જાહેરમાં માહરી માફ માગી પોતાની ભુલ કબુલશે."

"મોસ્ટ સરટનલી, મેડમ." જેહાંગીરે ખાત્રી આપી.

"હું કંઇબી એવું કરવાનીજે નથી." લેડી જેહાંગીરે ગુસ્સાથી માથું ફફડાવી મેલ્યું. "એ માહરૂં કામ નથી. જેહાંગીર. તમે કોઇને બી કંઇ બી આપવા લેવા મુખત્યાર છેઓ ત્યારે મને વગમાં પડવાની શું જરૂર છે!"

"પણ હું તુંને કેહુંચની ખોરશેદ કે એ હાર મેં નથી આપ્યો !"

તુચ્છકારથી તેણીનો ચેહેરો વધતો લાલ બન્યો.

"તમે હવે મુગા રેહેસો તેજ બહેતર થશે." તેણી બોલી.

"પણ તુંને કંઇ બી કરી મેડમ ડયુબાની માફી તો માંગવીજ પડશે," તેવણે જીદ લીધી.

"કદી બી નહિ, એજ હાર; મેં ગઈ કાલે તમારાં ખાનામાં જોયલો હું ભુલ કરતીજ નથી. કારણ મે પોતે એ હાર માહરાં ગળાંમાં પેહેરી જોયલો."

મેડમનો જીવ ખુશ થઇ ગીયો આય સુંદર સર્વની માનીતી લેડી જેહાંગીરે તે હાર માટે કેવી આતુરતા દેખાડી હોશે !

"જેને હું ખરૂ ધારૂં તેને ખોટું છે કહી માફ માંગવાનું ઘણુંજ એબઅર્ડ કેહેવાય. એ મે ગઇ કાલેજ જોયલાં પરવાલા છે ને તે તમે મેડમને ભેટ આપ્યાં તો મને તેથી શા માટે માફ માંગવી જોઇએ ?"

"આય પારસન બી કોઇ જબરી હિમ્મતવાલી છે!" મેડમે મનથી વમાસ્યું ને હવે તેવણે ત્યાથી ભાગમાં ખરતી માપવામાંજ ડહાપણ જોયું.

"આવો સીન થવા માટે હુ ઘણીજ દલગીર છેવું, સાહેબ, મને હવે જવાની રજા આપસો! હું હવે માહરૂં ઍનગેજમેંટ પુરૂ કરવા રહી શકતી નથી અને જ્યાં સુધી લેડી જેહાંગીર માહરી માફ માગશે નહિ ત્યાં સુધી તમારા ઘેરની સીડી હું ચઢી શકશ નહિ"

"ત્યારે તો મેડમ હું કેહેવાને ઘણીજ દલગીર છેવું કે સદા તમુને માહરા ઘેરની બાહારજ રેહેવું પડશે." લેડી જેહાંગીરે તોરમાંજ જવાબ કર્યો.

શાંત રેહેવાની મજબુત કોશેશ કરી મેડમે પોતાનાં લાલ હોઠો મજબુત પીસ્યા.

"હું તમને ત્યારે છેલ્લી સલામ ઇચ્છુ ચ, સાહેબ, જ્યાંસુધી મને લેડી જેહાંગીર તરફથી માફી પત્ર મળશે નહિ ત્યાસુધી હું તમારી સાથે વાત કરી શકશ નહિ."

અને તેણી સડસડાટ હોલ વતાવી સીડી આગળ આવી ૮ભી જેહાંગીરબી તેણી પાછળ ધડકતે જીગરે ધમડાયા.

"તુ માહરી સાથે ગુસ્સે થઇને શું કરેચ, મરાયા !" તેવણ આય મડમરી આગળ કગળી પડયા.

"માહરા સાહેબ" તેણી ગુસ્સાથી ચમકતી આંખ્યો સાથે તેની તરફ ફરી "તમુને ઘણીજ સંભાળ રાખવી હતી ! એ નેકલેસ તમે ઉઘાડા ખાનામાં રખડતો નાખ્યો ત્યારેજ તમારી બૈરીએ પારખ્યુ કેની! સાભળી લેવો ! જ્યાંસુધી હું તમારી બૈરી તરફથી લખેલી માફી મેળવશ નહિ ત્યંસુધી હું તમારી સાથ એકબી બોલ વાત કરવાની નથી."

(ચાલુ છે.)

# હિન્દ સરજમીનની બગર અનજુમનનો ખોરશેદ.

## મરહુમ મહાત્માની કીર્તિવંત જીંદગીનો અહેવાલ.

નવસારીથી એક ખબરપત્રી જણાવે છે કે દેશાઈજી શ્રી ખુરશેદજી તેહેમુરજીની રીવાજી ગણત્રી મુજબ એકમો તેનાવીમની બાજ તારીખ ૧૯ મી જાનેવારી ૧૯૨૧ રોજ મોહર માહે આમરદાદ સને ૧૯૨૦ ને દીને હોવાથી દોઢ સદીથી ચાલતા આવેલા રીવાજ મુજબ બગર અનજુમન માહેમાહે ઉઘરાણું કરી તથા પાક આતશબહેરામ સાહેબની ઉપજમાંથી દર ચારો એકઠાં કરેલા નાણામાંથી એક દીવસ આગમજ મરહુમની "ખુરશેદ વાડીમા" સહુવારના તથા બપોરના જમણ વડા દસ્તુરજીની આગેવાની હેઠળ કરી એ નામવરના તમામ નાના મોટા નવી-રાઓને ખાણાં ઉપર નોતર્યા હતા. અને મરહુમ તરફના ભક્તીભાવ તથા જાનફેશાની બતાવી હતી. અને બાજને દહાડે એ દેશાઈજીની ઉપજીજ "ખુરશેદ વાડીમા" એ નામદારના ત્રસ્ટમાં કાહાડેલી જાગીરીની ઉપજમાથી વડા દેશાઈજીની આગેવાની હેઠળ સહુવારના બગર અનજુમન તથા મીનોચેર હોમજીની ચારે સાથવાલા મોબેદ અનજુમનનું જશન કરવામાં આવ્યા ઉપરાંત બગર અનજુમનનું જમણ કરવામાં આવ્યુ હતું.

આ વેળાએ મી૦ મેરવાનજી આરજી દેશાઈએ નીચે મુજબ ભાષણ આપ્યુ હતુ:—

આ દેશાઈજી સાહેબનો બખતાવર જનમ રોજ અરસીસવાગ માહે આમપનદાદ સને ૧૦૬૭ ઇ. સ ૧૨૯૮ માં થયો હતો. એમનાં માતાજીનું નામ બાઇમાએ અને પુજ્ય પીતા-જીનૂ નામ તેહેમુલજી રૂસ્તમજી દેશાઈ હતું એમના મહાન પીતાજીએ ઇ. સ. ૧૭૦૦ માં મોગલ શેહેનશાહત તરફથી નવસારીની દેશાઈગીરી મેળવન કરવાથી એઓ સાહેબની મુળ અટક "સીરવઈ" હતી તે બદલી "દેશાઈ" એલકાબ ધારણ કર્યો હતો, અને એ નામવર દેશા-ઇજીએ બગર અનજુમનની અગ્યારી તથા વડા દેશાઈની ગાદી સ્થાપી હતી, અને પ્રથમ બગર મોબેદો તથા ફકર મોબેદો નદી કીનારે બરશનુમ લેવા જતા હતા તેમની અડચણ અને મુશકેલી દુર કરવા માટે પોતાની માલીકીની વેરાવલ ગામની જમીનમાં "બરશનુમગાહ" માટે અલાહેદી જમીન કાહાડી આપી હતી

એ અશો દેશાઈજીએ નવસારીની રૈયતને મુસલમાન હાકમોના જુલમમાથી બચાવવા માટે શ્રીમંત ગાયકવાડ સરકારના વકીલ પીલાજીરાવ ગાયકવાડ જેવણ "મોનગઢના" કીલ્લામાં હતા

તેમને સગ્ગની તથા બનની મદદ આપી નવસારીમાં પગપેસારો કરાવી મુસલમાન નવાબોને મારી હાંકાઓ હતો. ત્યારથી ગાયકવાડ સરકાર એ દેશાઇજીના મોટા મીત્ર અને મદદગાર થયા હતા. અને તે મીત્રની મદદ પાછળથી 'બગર અનજુમનના' હકો સ્થાપીત કરવામાં ઘણીજ કીંમતી થઇ પડી હતી. એ દેશાઇજીએ આઠ દીવસ આગમજથી પોતાના મોતની આગાહી ખરશેદજી સાહેબને કીધી હતી જે વીશેનું વીવેચન મહાત્મા, ખુરશેદ દેશાઇ પોતાના મુબારક દસ્તખતે લખેલી બાયોગ્રાફીમાં બહુજ અસરકારક અને દીલ ઉશ્કેરનારી, ઇબારતમાં કરે છે. ગુજરતા પહેલા ખાસ ખેપીઆ મારફતે એક કાગજ સોનગઢ ગાયકવાડ સરકાર ઉપર મોકલ્યુ હતુ. અને એક કાગજ હાથોહાથ પોહોચાડવા ખુરશેદજી સાહેબને આપ્યું હતું અને પુર દમામ અને ઇજ્જતથી રાજ પ્રજાના સંતોષ વચ્ચે હાકમી ભોગવી ઇ. સ ૧૭૨૮ માં બેહસ્તનશીન થવાથી દેશાઇજી સાહેબ ખુરશેદજી તેહેમુરજી એકત્રીસ વરસની ઉંમરે ગાદી ઉપર આવ્યા હતા. અને જો કે તે ગાદી ગુલાબ અને મોઘરાના ફુલોથી 'મધેતી મખમલની ગાદી પોતાના પવીત્ર પીતાજી તરફથી મલવા છતા થોડાં વરસ સુધી 'બગર અનજુમનને' ખાતર તેઓ સાહેબને તે કાંટા સમાન થઇ પડી હતી. કેમકે તે વખતે આ અનજુમન ચોતરફથી આફત અને હાડમારીના વાદલથી ઘેરાઇ ગયેલી હતી. ખુરશેદજી સાહેબના જનમ અગાઉ બાસો વરસથી સંખ્યાબંધ હાંદેશા અને દુખો તથા હાડમારીઓ બગરીઆઓને ખમવી પડી હતી. તેઓના હકો લુંટાવા ઉપરાંત ખોટા તોહમતોના ભોગ થઇ કેદખાના વગેરે ભોગવવા પડયા હતા. અને પરવરદેગાર સીવાય એ ભલી અનજુમનનો કોઇ બચાવનાર ન હતો. પણ આખરે "ખોરશેદ દેશાઇ" પેદા પડયો અને બગરનો બાહેધર થયો અને ત્યારથી તે આજની ઘડી સુધી તો "ખરશેદજી બાપા"ના લડકા નામથી ઓળખાવા લાગ્યો અને દીંદમાં વરતો એકેએક બગરીઓ સાચા અંતકરણથી રોજ તેનુ નામ સેંકડો વખત ભણતરોમાં યાદ કરે છે.

બગર અંજુમન પ્રથમ એક તરફથી.

૧. સંજાણાઓની સરકશીથી આફતમાં દુબવા ઉપરાંત બીજી બાજુથી મીનોચેહર હોમજી સાથની મનફેરીમા મહાત થએલું હતું. ત્રીજી તરફથી બેહદીનો સાથની એદીલી ચાલુજ હતી તેવામાં ચોથી તરફથી અરકારની સતાવણી વીરૂધમાં આવી ઉભી હતી. તે એવી રીતે કે ઇરાનથી નાશી આવ્યા પછી મોબેદોએ સાતસો વરસ ઉપર પોતપોતાના પંથકની જજમાનવરતીની હદો મુકકર કીધી હતી અને તે મુજબ અમલ થતો હતો. પણ ચારસો વરસ ઉપર નવસારીના પ્રખ્યાત બેહેદીન મોટા અકાબર અને દેશાઇ ચાગાસાંમાંગાસાએ ઇરાનશાહના આતશબેહેરામ સાહેબ જે હાલ ઉદવાડે છે તે પ્રથમ જુદાં જુદાં મથકે રાખ્યા પછી છેવટ વાંસદા ગામમાં આવ્યા હતા. જ્યાં શેજદો કરવા ઉપલા ધરમી દેશાઇ આદર મહીનામાં જતા હતા પણ તે વખતે ચોમાસાની મોસમ હોવાથી ઘણીજ તકલીફ પડતી હતી. સબબ સંજાણવાલા ગોબેદોને સમજુત કીધી કે તમો નવસારી આવો તો સારૂં. તે લોકે કબુલ કીધું. પણ નવસારીના અનજુમનની મંજુની લેવા કદયું તે વખતે "બાગર તથા કકર" એકજ પંથકના હતા. અને જજમાનવરતી સાથેજ મળી ખાતા હતા નવસારી અનજુમને આતશબેહેરામ લાવવા કબુલત આપી પણ તે એ શરતથી કે આગલાં લખાયુ મુજબ હમારા પંથકને સંજાણવાલા મોબેદો દસ્તક કરે નહી. આ વાત તે મોબેદોએ કબુલ કરવાથી આતશબેહેરામ સાહેબ નવસારી લાવ્યા. થોડો વખત સમાધાનીથી ચાલ્યું પણ પછી તેઓએ બાગરના હક ઉપર તાપ મારી અને લાગો

ક મેળવવા પામયા જે ઉપરથી હરખમા આવી જઈ તેઓ નીચે મુજબ દોઆના શબદો બોલ્યા જે ફારસીમા છે પણ તેના ગુજરાતી તરજુમો નીચે મુજબ છે. ઓ જગતના કીરતારક મનસનીના દેશાઈ ખુરશેદજીના આશ્રાથી ભગર સાથનો ટોલો ફતેહ મેળવી આરામ પામયો છે અને ઇજતદાર દસ્તુરોના જાહોજલાલીમા વધારો થયો છે માટે હમે અંતઃકરણથી તારી પવીત્ર જનાબમા દોઆ ચાહીએ છઇએ કે તે સરદારને હમેશા તેના ખાનદાન સાથ અને જાહેજલાલી સાથ ખુશ રાખ કેમકે તેની નેક કરદારીથી નવસારીગાનો ફેસાદ દફે થઈ એ કસ્બાએ ગુલજાર બાગનુ રૂપ પકડયુ છે તેમજ બેહેદીન સાહેબો પણ ખુશ થાય છે. કેમકે સઘલો ટટો ખુરશેદ દેશાઇની કારકીરદીથી નાબુદ થઈ પુરતી સમાધાની થઈ છે. કે જે ખોરશેદ નેક નઇયત અને પાક ખસલતનો છે જેની નેક કરદારીની તારીફ દરેક ઠેકાણે "ખોરશેદ" ના નુરની માફક પ્રકાશે છે. ખોદાતાલાએ તેને જાતી અકલ બક્ષી છે, તે પોતાની રોશન અકલથી સઘળાં નેક કામો બજાવી ફતેહ મેલવે છે. માટે એ પરવરદેગાર તેને હમેશાં ખુશ અને ઇજતમંદ રાખ. કેમકે ઓ ખોદાને દાનાવ બનાવ પણ ગરીબ મોબેદોનાં ટોલામા એક એવું તો મોતી પેદા કરયું છે કે તેના ચમકારાથી ભગરીઆ મોબેદોના ટોલાંને હમેશની ઇજત, રોણક અને દોલત મલી છે.

આવી રીતે ભગરીઆઓને સંજાણ તથા બેહેદીનો પાસે હક અપાવવા છતા ખુરશેદજી સાહેબના મત મુજબ ભગર માટે હજુ એક કામ કરવાનું બાકી હતું કેમકે તેવણ સાહેબને લાગયુ કે સંજાણાવાલા મોબેદો આપના પંથકમાં આવી વસ્યા છે માટે તેમની મરણ જીવણની કીયા ભગરીઆઓએજ કરવી જોઇએ. અને તેટલા માટે તેવણે અનજુમન બોલાવી પોતાનો વીચાર જાહેર કરયો અને સંજાણા મોબેદોને બોલાવી કહયું કે હમારા વડીલો સાથના લખાણ મુજબ તમારા મરણ જીવણના કામ હમારી અનજુમનેજ કરવાના છે. આ નવી તકરાર ઉપરથી તેઓએ અસલ દસ્તાવેજ જોવા માગયા જે દેખાડવાથી તેઓ ભગરીઆઓને પુરા તાબે થયા અને એમ કેટલીક મુદત સુધી ચાલ્યુ પણ પછી લોક કેટલાકોના ભમાવવાથી સોનગઢ વામાજીરાવ ગાયકવાડ પાસે દેશાઇની વીરુધ ફરીઆદ લેઈ ગયા. જે વીશેની ખબર દેશાઇશ્રીને પડવાથી પોતે સોનગઢ ગયા. દરબારમાં હાજર થયા. સરકારે સંજાણવાલાઓની તકરાર સાંભળીને ખુરશેદજી સાહેબ પાસે ખુલાશો માગયો. જે ઉપરથી સેંકડો વરસ આગમજ પંથકની બાબદ જે જે લખાણો સંજાણા ભગરીઆ ગોદાવરા ભરૂચા અને ખંબાતા મોબેદો વચ્ચે જજમાનવરતી માટે થએલાં, તે બતાવયાં, અને સરકારને દરેક વીગતો બારીકાઇથી સમજાવી, અને કહયું કે ફરીઆદ લાવનારા ખરેખરા ખોટી સતાવણી કરનારા તથા ભુલથાપ આપનારા છે. આ ઉપરથી દેશાઇજી વીરૂધ શું પુરાવા છે તે સામી પક્ષ પાસે સરકારે માંગ્યા. સંજાણાઓ ખુરશેદ દેશાઇના ખરા ખુલાસાથી લાઇલાજ થઈ ગયા અને નાઉમેદ થઈ અરજ કીધી કે "સાહેબ હમોને રજા આપો તો હમારા આતશને લેઈ અસલ વતન જઇએ" સંજાણાઓની આ અરજ સાંભળી ગાયકવાડે ખોરશેદ દેશાઈ તરફ નજર કીધી જે ઉપરથી તેવણે જણાવયું કે "હમારા નયાગાનોના લેખી રીવાજ મુજબ સંજાણા સાહેબો નવસારીમાં વસે તો હમોને હરકત નથી" પણ સંજાણાઓએ ફરીને અરજ કીધી કે "હમોને પરવાનો કરી આપો તો હમો હમારે વતન જઇએ" તે મુજબ પરવાનો કરી આપયો. જે તારીખ ૬ સપતેંબર સને ૧૭૪૦ નો છે.

આ વખતે હુશીઆરમાં હુશીઆર બશો મોબેદો પ્રથમ ચુટી કાહાડવામાં આવ્યા હતા, અને તેમાથીબી શો મોમેઃ સાહેબો ચુંટી કાહાડી, આતશ બહેરામ સાહેબની દીવાના શરૂઆત રોજ ૧ માહે તીર અને ૧૧૩૪ તાનીખ ૫૬૨ જાનેવારી સને ૧૭૬૪ ને દીને અસલ કેતાબ મુજબ ચાર કરવામાં આવી હતી.

આ વખતે સ જાણુવાલાઓએ સુરત મોદીર્જી આગલ ફરીઆદ કીધી કે દોઢશી ગાઉના અંતરમા એક આતશબેહેરામ છતાં બીજા બંધાય નહી.

બોરરોદ દેશાઇએ આતશબેહરામનું કામ શરૂ કરતાંજ પોતના બખ્તાવર અને મુબારક મોતીના જેવા દસ્તખતથી પોતાના રોજમેળમાં નીચે મુજબ લખયું છે.

**'ઘેર ખાતે શ્રી આતશબેહરામ નવા પરથ્યા તેના ખરચ માટે કાહડો.'**

આવી રીતે રૂપીઆ ૫૦૦-૧૫૦-૧૦૦ વીગેરે રકમો લખેલી છે: છેવટે જ્યારે બવા આતશ તૈયાર થઇ રહયા ત્યારે લખે છે કે **'ઘર ખાતે શ્રી આતશ એક પાતરામા એકઠા કરી તે વાર ભાગ—૧૦ સુખડ મણ એક ૧ લુબાન.'** . .

જે વખતે આતશબેહરામ સાહેબ તખ્તનશીન થયા ત્યારે સુરત ભરૂચ વીગેરેના શેઠીઆઓ તથા લોકો આવેલા તેમને ચાર દીવસ સુધી પોતે પોતાના પદરના પૈસાથી ખોરાકી પુરી પાડવા ઉપરાત તેમને હજારો રૂપીઆના શાલ દોશાલા અર્પણ કરવા ઉપરાત તે નામચીન શેઠીઆઓએ તેમજ જુદા જુદા શેહેરો કસ્બા તથા નાનામા નાના ગામની અનજુમને પોત પોતાની શકતી પ્રમાણે કીમતી શાલો અમરસીઓ તથા રૂપાનાણાની ભેટો ખુરશેદ દેશાઇને કીધી હતી જેની વીગતવાર તપસીલ પોતાના હાથ દસ્તકથી પોતાના ચોપડામાં લખેલી છે, તેમજ બગરીઆ મીનોચેરહોમજી સાથ સંજાણા ગોદાવરા ભરૂચા અનજુમનને આશીર્વાદ આપી છે અને આતશબેહરામ સાહેબના કાઠી લાકડ તથા સુના ધોળાપણ તથા જશન અને સુખડની ગાચી તથા વડી દરેમેહેરમાં લાઇટ તથા પરબ ગાહાંબાર વીગેરેના ચાલીસ ઉપર જશનો માટે પોતાના મોટા વજીફા નામે આતશની કીઆરી, રાંડેલવાળો વજીફો, હાડવો વજીફો, કરંજીઓ વજીફો તથા ખુરશેદવાડીની ઉપજ અલાહેદી ત્રસ્ટમાં કહાડેલી છે, જેમાથી આજની ઘડી સુધી એ તમામ ખરચો મરહુમના ગાદી વારસ તરફથી કરવામાં આવે છે અને જે તમામ વજીફા શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાની 'કલમબંધી'મા દાખલ કરી તેની સલામતીને માટે બુલદ બ્રીટીશ સરકારે વંશપરંપરાની જામીનગીરી આપેલી છે. મહાન ખુરશેદ દેશાઇના આવા પરોપકારી કામ માટે બગર અનજુમને તેમને સરદાર સરવરે અનજુમન 'તથા ખુરશેદજી બાપા'નો ગાનવંત એલકાબ આપેલો છે જે બખ્તાવર નામ આજની ઘડી સુધી દેશપરદેશમાં વરતા એકેએક બગરીઆ માન અને પ્યારની લાગણીથી યાદ કરે છે.

એટલુંજ નહી પણ હાલના તથા આગળના દાનાવ અને દુરઅંદેશ બગરીઆ તો એમ કહે છે અને કહેતા હતા કે હમારા દીલ ઉપર રૂવાં છે તેથી ખુરશેદજી દેશાઇના છે. બગર અનજુમન ગીરદેશીમાં સપડાએલી હતી તેનું સર આશમાનએ એ પવિત્ર નરે લગાડી કમાણીના સાધનો કરી આપેલા હોવાથી તે સાહેબો એમ બોલતા કેઃ—'બગરીઆ કથીર'ના હતા તેને ખુરશેદજી બાપાએ 'કંચન'ના બનાવ્યા છે.

# આખાં હીંદમાંની સર્વેથી સરસ બરસનુમગાહ.

એ દેસાઈજીએ બાગર આનજુમનના મોબેદોને બરસનુમ લેવા માટે પોતાની 'ખુરશેદ વાડી'માંથી મોટા વીસ્તારની 'બરસનુમગાહ' માટે જમીન કહાડી આપેલી છે જેમાં પહાડ તથા ખીણના દેખાવ છે અને ધરમ પુસ્તકમાં લખવા મુજબ તેની લંબાઈ પહોળાઈ છે એમ દસ્ટર સાહેબે તે નજરે જોઈ અભીપ્રાય આપેલો છે અને આખા હીંદુસ્તાનમાં એવું 'બરસનુમ ગાહ' નથી એમ કહેવામાં આવે છે. એ બરસનુમગાહ તરફ જવાના રસ્તાની આસપાસ સુવાસ મોગરાના ઝાડો વાવેલા છે. એજ 'આનીમ એકરની' 'ખુરશેદ વાડી'માંથી મદ્રેસાના રસ્તાનો જવા માટે મોટી જમીન તથા નામદાર સરકાર, સર જમશેદજી જીજીભાઈને તેમજ મરહુમ શેઠ રતનજી દાદાભાઈ વાતાને જરથોસ્તીઓને વાપરવા માટે બંગલા બાંધવા જમીન આપેલી છે તથા પોતે પોતાના વખતમાં ત્યાં બે બંગલા સરઅવસરે જરથોસ્તીઓને વાપરવા બાંધી આપવા ઉપરાંત દેશપરદેશના હુન્નરી વેપારીઓને તેમના માલના ગાડા છોડવા તથા આરામ લેવા મોટા વીસ્તારની જગા કહાડી આપવા ઉપરાંત એજ વાડીમાં મીઠા પાણીના કુવા ખોદાવી આપવા ઉપરાંત નવસારીમાં તેમજ આસપાસના ગામોમાં સંખ્યાબંધ કુવા બંધાવી આપ્યા છે.

એ નામવર નરે પોતાની બાગરને જે જે હકો અપાવેલા તેમાં કમીનાસની પાછળથી કરેલા મુંબઈ તથા સુરતના મોટા લક્ષાપતી શેઠીઆ જે એમના મોટા મીત્ર અને વેપારમાં ભાગીયા હતા તેમની લાગવગ ઘણી થઈ હતી પણ મરહુમ પોતાના ટોળાના હકને માટે ચીવટાઈથી વળગી રહી તેમની માગણીને મચક આપતા ન હતા.

વળી બાગર આનજુમનની સર્વોપરી સત્તા ગરાણાર બેસાડવાથી મુંબઈમાંના ઘણા માલદાર શેઠીઆઓએ વારંવાર નવો વરસીઓ વીગેરે મુંબઈમાં કરવા દેવાની મીનતજની કીધી હતી પણ તેમ કરવા ચોકસ દલીલો બતાવી સાફ ના પાડી હતી. મરહુમ લખોપતી તથા હજારો એકર જમીનના માલીક છતાં ઘણાજ સાદાઈથી રહેતા હતા. અને દરબારમાં પણ જ સદા પોશાકમાં જતા હતા અને રઈએતની ગરીબાઈ જણાથી જ્યારે જ્યારે સરકાર મેહસુલ વધારવા ઠરાવ કરે કે તુરત પોતે તેનો અટકાવ કરતા હતા. આવી રીતે રઈએતની પેસ્ટ વજીદી કરતા હતા.

એમના વખતમાં જરથોસ્તીઓ ગરીબાઈને લીધે મોટી ઉમરની થવા છતાં નવજોત તથા લગન કરતા નહતા કેમકે નવજોત જરૂર પ્રસંગે અઠોરનાનો વટીક રૂપાનાણું વહેંચતા હતા જેથી ઘણી વખત કરજ કરવાનો વખત આવતો હોવાથી પોતે તે રીવાજ સદંતર બંધ કીધો અને નવજોતમાં ખાણીપીણી કે વેહેંચાણ નહી કરવા તથા લગન પ્રસંગે ગૌકમ રૂપીઆજ વેહેંચાણને આપવા ઠરાવો કર્યા હતા જે લાંબા કાળ સુધી અમલમાં આવ્યા હતા અને આજેબી દાનાવ લોક તે ઠરાવને યાદ કરે છે. નવજોત પ્રસંગે રૂપાનાણું નહી વહેંચતાં નાળીએર તથા ખાજુના કટકા વહેંચવા બંદોબસ્ત કર્યો હતો જે આજેબી તેમ ચાલે છે.

મશહુર વાત એ છે કે એમના મામાજી રતનજી આંગીઆ જેમને ત્યાંજ એઓ સાહેબ નાનપણમાં ઉછર્યા હતા અને તેની કદરદાનીમાં મોટી કીમતનો આલીમ એકરનો વાડો ખરીદી તેને મામાજીનું 'રતનવાડી' નામ આપી ભેટ આપેલો આજે બી મોજુદ છે. તેઓએ ચીનની સફર કરી આવી પાછળથી પોતાના ફરજંદની નવજોત કીધી. પાછું મોટા

પાયા ઉપર કીધુ અને ધીરજનાથા સાથે મોહોરદારને નવી ગાડી પહેરાવી ગામમાં ફેરવ્યા જેમ કરવાનો અસલ રીવાજ હતો. આ વાતની દેશાઇજીને ખબર પડવાથી બહુજ ગુસ્સે થયા અને પોતાના પારસી નોકરોને મોકલાવી એકદમ સરઘસ અટકાવી વાલીઓને કાહાડી મુકયા અને મામીજીને જુની સાડી પહેરાવી જ્યાં જ્યાં નવી સાડી પહેરી ફરેલા ત્યાં પાછા ફેરવી ઘેર મોકલાવ્યા અને ખાણું ગરીબ ગુરબાં તથા આધળાં પાગળાંને ખવારવા હોકમ કીધો અને ચોકસ રૂપીયા દંડ કીધો. મામાજીનો મીજાજ હદ બાહેર ગયો અને બાહુજ આપુ આગળ લાલપીલા થઇને આવ્યા. પોતે ધીરજથી જવાબ આપ્યો કે તમે મારા મુરબ્બી છેવ છતા તમો કાયદો અમલમાં નહી, લાવો, તો પછી લોકો મારો કાયદો કેમ માન્ય રાખે? મામાજી ઠંડા પડયા. અને ઘેર ગયા.

## દેશાઇનું લશ્કર.

મરહુમ તેમજ તેમના લાંગી પહેડીના નબીરાઓના તાબામાં પારસી પુષ્કળ નોકર હતા. જેઓના હાથમાં લાંગી મજબુત લાકડી હોવાથી "લાકડીઆ"ને નામે ઓલખાતા હતા. તેમજ સંખ્યાબધ કોલી દુબરા તથા ઢેડા નોકર હતા જે "દેશાઇના લશકરને" નામે આજે બી ઓળખાએ છે. અને નોરતાના ગરબા તથા દીવાલીપર ઘેરીઆ રમતી વખતે લશકર કોણુ રે કહેવાએ લશકર દેશાઇનું કહેવાએ એ માનીતું ગીત ગાએ છે. એ બધા નોકરોને વંશપરપરા વાવવાની જમીન બક્ષીસ આપવા ઉપરાત પરજાતના નોકરોને વાવવાં તથા રહેવાનાં ઘરો, આપેલા છે.

મરહુમ તથા તેમના વારશો આજેબી "દેસાઇની સરકાર"ને નામે ઓલખાય છે. અને મરહુમના માનવંત પીતાજીએ તથા પોતે ગાયકવાડ સરકારનો નવસારી તથા વડોદરામાં પગ પેસારો પ્રથમ કરાવેલો હોવાથી તેમજ મરહુમના એક પુરા ગાદી વારસ મીનોચેરજી સાહેબે તથા નબીરા જમશેદજી સાહેબે જુદી જુદી વખતે જુદા જુદા ગાયકવાડોને ગાદી આપવામા મદદ કીધેલી હોવાથી આધારણું રીતે "રાજા બનાવનાર"ને નામે એ સાહેબો ઓળખાય છે.

મરહુમે નવસારીમા જેટલા વાહાણો આવે તેના ઉપર તથા પીઠાઓ ઉપર તથા ચોકશ ધંધાદારીઓ ઉપર વંશપરંપરાના હક્કો તથા કરો લાગુ પાડેલા છે. જેની સલામતી માટે નામદાર બ્રીટીશ સરકારે જામીનગીરી આપેલી છે. અને તે તમામ હક્કો ઇ૦ સ૦ ૧૯૦૪-૫ માં નવેસરથી મુસ્તકીમ કરી આપેલા છે. અને મરહુમને તથા તેમના પેહડી દર પેહેડી ગાદી વારસને નામદાર ગાયેકવાડ સરકારની ગાદી પાસે અડોઅડ બેસવાનો હક આપવામાં આવેલો છે. તે ઉપરાંત ગાયેકવાડ સરકાર તરફથી મોટી ઉપજનુ "કોલાસણાં" નામનું ઇનામી ગામ, પાયકીમાં બેગી ફરવાના હક બદલ રૂપીઆ બારશો, મીઆના મવાલ માટે રૂપીઆ સાડા સાતસો, ગારી મવાલ માટે રૂપીઆ ત્રણસો, તથા મોટા વીરનારની કીમની જાગીર બક્ષીસ આપવા ઉપરાંત નામદાર બ્રીટીશ સરકારને કીમતી મદદ કરવા બદલ ચોવીસસો રૂપીઆનું વારસીક પેનસન કરી આપેલુ જે મરહુમના નબીરાઓ વંશપરંપરા સર્વે હક્કો લવાજમો ભોગવે છે.

આ દેશાઇજી બુતપરીસ્તીની સખત વીરૂધ હતા અને દેવ દેહેરાની, તથા બીજી વહેમી માનતો કેનાર જરથોસ્તીઓને ગધેડે બેસાડી શીક્ષા કરતા હતા.

## કુતરૂં મરણ પામવાથી રીમન થયલાં લાકડાં.

પોતે રીનસર સુધારાના હીમાએતી હતા. એક વખત એક જરથોસ્તીએ પોતાનું નવીન ઘેર બાંધવા મોંઘી કીંમતનું લાકડકામ મંગાવેલુ હતું. કમનસીબે તેમાં કુતરૂ મરણ પામવાથી તે બીચારાના ધરમાં રડાપીટ થઇ રહી કે લાકડાં રીમન થયા. એટલે હવે કામ આવવાના નહી. આ વાતની ખબર દેશાઇને પડવાથી પોતે પધાર્યા. દુરથી કુતરૂં જોઇ ત્યાંજ જઇ લાકડી ઠોકવા લાગા કે બધા પોકાર કરી ઉઠયા કે સાહેબ ખસી જાવ. અહીં આંજ કુતરૂ છે. પેલો પારસી તો બીચારો ગાફેલ થઇ ગયેલો પછી પોતે ગોઉમુત મંગાવી તે જગાપર છંટાવી ઘેરવાલાને મસ્લાહ આપી કે તમે લાકડાં ઉપયોગમાં લેવ એમાં કાંઇ ધરમનો બાધ નથી આવતો. પેલો બાપડો પગે લાગી હજારો દોઆ કીધી અને ઘેર બાંધી વાપરવા લાગો. પોતે નાવર થયા હતા અને ઈજીશનેના હા પચીસ પહડયા હતા. ધરમની તથા ફારસીની તાલીમ પ્રખ્યાત દસ્તુરજી દારાબ પાલણના હાથ નીચે લીધી હતી અને એ વીદ્વાન દસ્તુરજીના વારસો દર સાલ લીલા ફરાખના ઝુમખા મરહુમના ગાદી વારસ માટે ભેટ મોકલતા હતા. એવી ઉકમાઇ અને મગરૂરી સેઠને કે ખુરશેદજી દેસાઇ હમારા વડીલને ત્યા શીખતા હતા ત્યારે આ બખતાવર ઝાડ રોપેલું તેના ફળ હમે તથા તમે સાથે ખાઇએ. એઓ સાહેબે પોતાના ઉસ્તાદના નબીરા બરજોરજીને અનજુમનની બીજી ખુરશીના દસ્તુરની બેઠક મુકરર કરી આપી કે જે પ્રથમ ત્રીજી ખુરશીની હતી અને પોતે આતશબહેરામ સાહેબ બાંધી તખતનશીન કીધા ત્યારે આ નવાજેશ કીધી હતી. જે આજ સુધી કાયમ છે. અને જામાસપઆશા દસ્તુર સાહેબને ત્રીજી ખુરશી દસ્તુરજી મુકરર કર્યા હતા જે મીસાલ પ્રથમ તેમની ગીજી હતી. એ નામવરે પોતાની બાયોગરાફી લખેલી છે અને ખોરદેહ અવસ્તાનો તરજુમો કરવા ઉપરાત ફરામરોજ નામ અને મફરૂલ કલુબ નામની કેતાબો ફારેનામા પોતે લખેલી છે. મરહુમે ફારસી મરાઠી તથા અવસ્તાનો ઉંડો અભ્યાસ કર્યો હતો.

મરહુમ એક હાકેમ જેવો દરજ્જો ધરાવતા હતા. અને ફોજદારી દીવાની મુલકી આબકારી પોલીસ રેહસ્ત્રી દરેક સત્તા ધરાવતા હતા. અને "દેશાઈ દરવાજ"માંથી દરેક હુકમનામાં થતાં હતાં. આવા મોટા છતાં પોતાના નામ આગળ હમેશાં "અંધીઆરૂ" બોલ લખતા હતા. અને અનજુમનનો તાબેદાર એમ લખતા હતા.

મરહુમનો મોટો "કમીટ્રાને ઝરરેરા તુકરદી ખોરશીદ" હતો. એટલે સુરજના કીરણની એક રજકણ હુ છું તેને પરવરદેગાર તેં ખોરશેદ બનાવ્યો છે.

આ દેશાઇજીએ અનજુમનની મીજલશમા બેઠક ગોઠવી આપેલી છે જે પ્રમાણે આજ સુધી અમલ થતો હોવાથી દસ્તુરો તથા અકાબરોમાં ચાલવાની તથા બેસવાની બાબદમા ના પસંદ દેખાવ થતા નથી.

આ નામવર સાહેબે પોતાના બનેવી આશા દસ્તુર સાહેબ શોરાબજી રૂસ્તમજીને દસ્તુરપદ આપ્યું હતુ અને દસ્તુરની ગાદી આજ સુધી એમના વંશમાજ ચાલતી આવે છે અને દસ્તુરજીની નેમણુક કરતી વખતે વડા દેશાઇજી નવા દસ્તુરજીને મરનાર દસ્તુરજીના ઉઠીઆમણાની મીજલસોમા હાથ પકડી લઈ જઈ નીઆએસ ભણવા કહે છે અને દસ્તુરની ઓખાની ખાસ

એનાએત કરે છે પણ એ કીર્તી અપુર્ણ છે. ચેહારમને દાહાડે નવા દસ્તુરજીને વડી દરેમેહરમા વડા દેશાઇજી પાંખડી પકડી લેઈ જાએ છે અને ત્યાં હાજર રહેલા મોબેદો સનમુખ પીછોડી અર્પણ કરે છે અને તેથીજ નવસારીના વડા દસ્તુરજીઓ જાહેર મીજલશોમાં ખાધ ઉપર પીછોડી નાંખી હાજર થાએ છે. આ ક્રીયામાં ઉંડો ભેદ સમાએલો છે અને અમલ ઇરાનના પાદશાહો તખ્તપર બેસ્તી વખતે વડા દસ્તુરને આતસ કેદહોમા લેઇ જઇ પીછોડી આપતા હતા તે રીવાજ ખુરશેદ દેશાઇના વખતથી તે આજ સુધી જાએજ રહેલો છે. હવે મેરાબજી દસ્તુર સાહેબને આવી રીતે દસ્તુરપદ આપવાથી તે ગાદીના અસલ હકદાર વારમને ચોથી ખુરસી ।। દસ્તુર નીમવામાં આવેલા છે.

એજ દસ્તુર સાહેબે ખુરશેદ દેશાઇએ પોતાના પદરના પૈસાથી પરડેલા પાક આતશ બહેરામ સાહેબની બોએ પેહેલવેહેલી દીધી હતી અને આદર મહીનાની બોએની મોટી ઉપજનો વાગે એ દસ્તુરજીને આપવા ફરમાવ્યુ હતું. જે આજ સુધી મરહુમના વારસો ભોગવે છે. આવી રીતે ખુરશેદ દેશાઇએ પોતાની સન્તાની રૂએ દસ્તુરોની મીશલમા ફેરફાર કર્યો હતો અને જામાસ્પ આશા દસ્તુર સાહેબની બીજી ખુરસીની બેઠક દારામ પાલણને આતશ બેહેરામ સાહેબ પરથીઆને દાહાડે અર્પણ કરવાથી જમશેદજી દસ્તુર સાહેબ જશનના મીજલશમાં હાજર થયા ન હતા પણ ખુરશેદ સાહેબને શાલો પેહેરામણી વગેરે થવા બાદ મોટા શેઠીઆઓના તથા દેશાઇજીના આગ્રહથી પાછલથી આવી આતશ ઉપર વાએજ કીધી હતી.

## આતશનું ગીત.

આ નવા આતશબેહેરામ સાહેબના સંબંધમાં તુબો તુવીલ અહેવાલ તે વખત ક્રીયા કરનાર વીદ્વાન દસ્તુર સાહેબ શાપુરદાર સંજાણાએ ફારસી બેતોમાં લખેલો છે તથા તેની સંપુર્ણ હકીકતનું વર્ણન આપી લાંબુ ગીત જે આતશના ગીતને નામે ઓલખાએ છે જેમાં ખોરશેદ દેશાઇના ધરમી તથા સખી કામોની તારીફ કરવામાં આવેલી છે તે ગીત તે વખતે જોડવામાં આવેલું તે પારસી ગાયનો જરથોસ્તીઓ સર અવસરે ગવાડે છે.

વળી કેટલાક ભલા ખુજરાગ મોબેદો આજેબી આતશની નયાએશ કરેની વખતે ખુરશેદજી બાપાના આતસબહેરામ આદરફરા એમ ભણે છે.

આ કેબલાના પરથવાના જશનમાં મીનોચેહેરહોમજીવારા મોબેદ સાહેબને ઓગણચાલીમ રૂપીયા છ આના તથા સંજાણા મોબેદોને આશોદાદ આપવામાં આવી છે અને મીનોચેર હોમજીના સાથવાલા નવસારીના તથા રૂસ્તમ પુરાના મોબેદોની અનજુમને જુદા જુદા રૂપીઆ માવના આપેલા છે.

બેશક ખુરશેદ દેશાઇએ બગર અનજુમનને પચામ હાથે ઉંચકી રાખી હતી પણ તેજ વખતે મીનોચેરહોમજીવાના સાહેબો સાથેબી ભલાઇ કરેલી છે. તે એવી રીતે કે પ્રથમ જે જમીન બરશનુમ લેવા માટે બગરને પુજ્ય તેહેમુરજી દેશાઇજીએ આપી હતી તે જમીન ફરને પાછળથી ખુરશેદજી દેશાઇજીએ આપી હતી જે કકરીઆ વારીને નામે ઓળખાતી હતી પણ પાછળથી કેટલાક પારસીઓએ હમદવી એ મોબેદોને પથ્થર મારી સતાવવાથી લગભગ સૌ વરસ સુધી તે વાપર્યા પછી આખરે તેઓ કંટાળી ગયા ત્યારે એ મોબેદ સાહેબોની સગવડને

ખાતર મરહુમ ખુરશેદજી દેશાઇની માનેકી લી જમી ગામથી તેમ તે વખતના ગાદીનશીન નવમા વડા દેસાઇજી જરસેટજી બાઇ માટેમે સ. મ. ૧૮૯૫ મા બત્રીસ ગજ લાંબી અને છ ગજ પોહોળી જમીન બક્ષીસ આપવાથી મુંબઇની મીનોચેર હોમજીની ચાર આયની અનજુમને જાહેર સભા ભરી પોતાના આગેવાન વસી શેઠ બેજનજી મનચેરજી મીનોચેરહોમજીના પ્રમુખપણા હેઠળ ઉપકાર માન્યો હતો.

આ દેસાઇજીની સરકારે આપેલી મોટા અધીકાર તરીકેની સત્તા હોવાથી તમામ શેહેરના શેઠીઆઓએ તથા આગેવાનોએ સ્વીકારી હતી.

એઓ સાહેબે પોતાની સત્તા અને નામના વડોદરે દરબારમા તથા બ્રીટીશ સરકારમા બહુજ વધારી લીધો હતો આ રીતે પગભર થવાથી એઓ સાહેબે નવસારી ગણદેવી ઉપ્રાંત સુપા, પારચોલ, વગેરે ચીખલી, બલસાર વીગેરે પરગણાઓની હુકુમત મેળવી હતી અને સુરતના તે વખતના નામાંકીત શેઠીઆઓ સાથ હીરા મોતી વીગેરેનો લાખો રૂપીઆનો વેપાર કર્યો હતો અને જે વખતે આતશબેહેરામ સાહેબની સ્થાપના કીધી તે વખતે એમના ચોપડામા ચાલીશ લાખ રૂપીઆ જમા પડેલા છે.

મોટા મોટા ગવરનરો તથા પોલીટીકલ એજંટો તથા મોગલો મરાઠા ગાએકવાડ સરકારના અમલદારો સાથે મરહુમને મોટી મીત્રતા હતી.

સરકાર દરબારના સ્થાપીત વંશપરંપરાના હકો ઉપ્રાંત માનવંત ભગર અનજુમને અર્પણ કરેલા હકો આજ સુધી કાએમ છે જેવી કે નાવરની તથા નીરંગદીનની રજા અને ગમ્બનગાહ ચોમાસા પછી પાછુ ખુલ્લુ મુકતી વખતે વડી દરેમેહેરમા દર સાલના ફરવરદીન મહીનો અને બેહેરામ રોજે જશન કરી વડા દેશાઇજીની તનદોરસ્તી ભણી તે બાબદ વડા દસ્તુરજી તરફથી રીતસર કેહેણ મોકલવામા આવતા ઉપ્રાંત ધરમ સંબંધી પરવાનગી મેળવવા વીગેરે બાબત પોતે આતશબેહેરામ સ્થાપ્યા ત્યારથી આજ સુધી દરરોજ પાચે ગાહેમા ગાદીનશીન વડા દેશાઇજીની મોબેદ સાહેબ આતશની ક્રીઆ પુરી કરતા બાદ પહેલી તનદોરસ્તી ભણે છે તથા દર નવા વરસને દાહાડે અને તખતનશીન થવાના વારસીક દીવસે તથા આદર મહીનાના આદર રોજે પોતા તરફથી જાહેર જશન કરવા ઉપરાંત પહેલી સુખડની માચી એમના ગાદી વારસ તરફથી ચઢે છે.

મરહુમ ભગર અનજુમન ઉપર ઘણા આશક હતા. તેની સત્તા પ્રતીષ્ટા અને હકો જાળવવા બદલ તન મન અને ધનનો ભોગ આપવા ઉપ્રાંત ભગરના હકોનું ઉલંઘન કરનારાઓની વીરૂદ્ધ ચસમપોશી કે મરજાના લાગવગની શરમ કર્યા વગર સખતમાં સખત ઇલાજ લેતા હતા અને ભગરનું તન-મન અને ધનના ભોગે ભલુ કરવા પોતાના ફરજંદને સખત નશીએત કરેલી હોવાથી સેકડો વરસથી તે આજ સુધી શું બુઝરોગ કે જુવાન ભગર અનજુમન માટે કાંઇ અજાએબ લાગણી ધરાવતા આવેલા છે. આ લાગણી સાથેજ દરેક દેશાઇજાદો જાણે જનમ લે છે.

પણ વળી તેજ વખતે પ્રસંગોપાત મીનોચેરહોમજીની અનજુમનનેબી ચોક્સ પ્રમાણે મદદ કરતા હતા. તે ઉપર જણાવ્યા મુજબ ધરમશાળા માટે જમીન આપવા ઉપ્રાંત પોતાના આતશબેહેરામ સાહેબની સામેની મીનોચેરહોમજીવાળા મોબેદ સાહેબોની અગીઆરીમા ચોક્સ

જમીન પોતે આપેલી છે જે વીશે લંબાણ કાગજ સુરતના પ્રખ્યાત શેઠ મનચેરજી ખુરશેદજી ઉપર સવત ૧૮૨૫ ના શ્રાવણ સુદ ૧૧ ને દીને લખેલા કાગજમાં ખુલ્લો ઇસારો કરેલો છે. આની રીતે મીર્ઝાચેહરહોમજીવાળા સાહેબો આયની ભલાઇ કરવાથી તેની અનજુમનના બુજરોગ મોબેદ સાહેબો નવાં વરસને દાહાડે સહવારના પોહોરમાં જામા પીછોડીના પોશાક પેહેરી વડા દેશાઇજીને હમાજોર કરી છેવટ સુધી આશીર્વાદ આપી ભાઇબંધીમાં વધારો કરતા હતા.

## કુવો ખોદાવતી વખતે દેવાતું નામ અને આફ્ત દુર કરવા લેવાની બાધા.

આ મહાન દેશાઇજી પોતાના પરમારથી કામો માટે તથા જાતપરજાતના કામો કરી આપવાથી પોતાના વખતમાં પેગંબરી માન મેળવવા ઉપરાંત આજેગી જરથોસ્તીઓ અથોરનાન કે બેહેદીન તેમજ પરજાત તેમના તરફ પુજ્ય ભક્તીભાવ દેખાડવા ઉપરાંત પોતાના ઉપર આવેલી આફ્ત વખતે તથા દરેક સારાં કામ આરંભની વખતે તથા કુવા ખોદાવતી વખતે એ માહાત્માનુ નામ દેઇ ઘણા કેશોમાં શરૂ કરે છે અને આફ્ત દુર થયે બાજ કરવા આજેગી લોકો બાધા લે છે. એટલુજ નહીં પણ પોતાને ત્યાં છોકરાનાં ફરજંદ ન થનારા ઘણા માણસો એમનું નામ રાખવા બાધા લે છે, અને આજે ઘણાં કુટુંબોમા પોતાનાં દીકરાનાં નામ એમના ઉપરથી રાખવામાં આવેલા છે. કેટનાક ધર્મી માણસો રોજ એ નામવરનું નામ યાદ કરી ધંધેરોજગારે જાય છે. મરહુમે બેરગામ કેસ વખતે તથા બીજી કુટુંબી આફત વખતે સ્વપ્નામાં આગાહી કીધી હતી. એ સાહેબની પવીત્ર બાજના દીવશે નવસારીમાં તેમજ બીજાં શહેરોમાં ઘણાં ઘેરોમાં મરહુમના માનમાં બાજ કરવામાં આવે છે અને મુંબઇમાં મોટા પાયા ઉપર શીનું ખાવાનું રાતના કરવામાં આવે છે જેમાં સંખ્યાબંધ અથોરનાનો મોબેદો બેહેદીનો પુર ખુશીનથી ભાગ લે છે. પોતે આતશબેહેરામ બંધાવવા ઉપરાંત નવસારીની વડી દરેમેહરમાં તથા સુરતની રૂસ્તમપુરાની દરેમેહરમાં ઘટતા ફેરફાર કરાવી ઇંધોરા મુકાવ્યા હતા. અને જે વખતે આતશબેહેરામ સાહેબ તખ્તનશીન કર્યા ત્યારે બગર અનજુમને નીચલી દુઆ કીધી હતી. જે ફારસી બેતમાં તે કીધા કામમાં ભાગ લેનાર બાહોશ દસ્તુર સાહેબ શાપુરજી સંજાણા નીચે મુજબ લખે છે.

"હમે મરદુમ દોઆ કરદ બ ખોરશેદ<br>
કે અએ સરદાર બમી તા તો જાવેદ.<br>
નીશાનીદ આતશેબેહેરામ માનો<br>
ખોદાયા મરવટા વારી તુ નીકો."

અરથ-બધા લોકોએ ખોરશેદ દેશાઇ ઉપર દોઆ કીધી કે અએ સરદાર તુ લાંબો વખત સુધી જીવતો રહેજે; તેં પાક આતશબેહેરામ સાહેબ સ્થાપ્યા છૈ અને પરવરદેગાર તુંને તારા કુટુંબ સાથે સુખી રાખે.

મરહુમે પોતાની સત્તાના રૂએ કસાઇઓએ બમન મહીનાના ચાર હમકારા ઉપર બીલકુલ ગોશ નહીં વેચવા લેખ કરાવી લીધા છે.

ઇ૦ સ૦ ૧૭૮૦ માં દેસાઇ ખુરશેદજી જ્યારે મોનગઢ બગર તથા સંજાણાવાળાઓની તકરાર માટે ઉપર જણાવ્યા પ્રમાણે પધાર્યા હતા અને તકરારનો સંતોષકારક નીવેડો આણ્યા

પછી પોતાની સાથે લેઇ ગએલા વીદ્વાન અને કાબેલ દસ્તુર સાહેબ જામાસ્પ આશા, પાસે. સંસ્કૃત શ્લોક ગવાડયા ત્યારે સરકાર તથા દીવાનજી બહુજ ખુશ થયા અને દસ્તુર સાહેબને સરપાવ આપ્યો અને દેશાઇજીને બલામણ કીધી કે–"તમે આવા વગીલાવારા મોટા જમીનદાર અકાબર સરદાર છો. આવા વીદ્વાન દસ્તુર સાહેબ સાથે છે. છતાં સોનાગઢ વધારા તરફ કેટલાક પારસીઓ દુબરા જેવી હાલતમાં છે તેઓને સદરા કસ્તી કેમ નહીં પહેરાવતા."

આ બલામણને અનુસરીને તથા વાજબી ડાહાપણ અને દુરઅંદેશી, વાપરીને મહાત્મા દેસાઇજીએ ઇ૦ સ૦ ૧૭૮૦ મા મલેસરની બેહેદીન અનજુમનના વડા અકાબર રાગજી સાગર કે જેમનું ચલણ બહુજ હતું. અને જેઓ સાહેબ મેહેતા ખાનદાનના વડવાતા અને "દુમકા નિશાન રાખતા હતા જે ઉપરથી આજેબી મલેસરમાં "દામકા મોહોલા" ખરી રીતે દુમકા મોહોલા" છે ત્યાં રહેતા હતા તેમને રાણુવાડમાં મોકલી હીંદુ જેવી હાલતમાં ગામડાઓમાં વસતા ઘણાક બેહેદીનોને બાઇજતથી બોલાવીને નવસારીમાં જેમને સુદરેહ આપવાના તેમને અપાવ્યા અને કસ્તી વીગેરે જેમની પાસે ન હતુ તે આપી પારસીપણાંમાં લીધા હતા.

આવી રીતે જરથોસ્તી અનજુમનોની કીમતી સેવા બજાવવા ઉપરાંત આગળ જણાવ્યું છે, તેમ નારાયણરાવ પેશવાના ખુન બદલ ગોપીનાઇએ નવસારીની તમામ રઇએત ઉપર જે પાત્રીસ હજારના ગંજાવર કર નાખ્યો હતો તે ખુરશેદજી દેસાઇએ ગરીબ રઇએત પાસે ન લેતાં પોતે આપ્યો હતો, વળી જૈની કોમની લાગણી સાચવીને તેમના મોટા તેહેવારો, (પચુસણ) ઉપર બકરાં ન કાપવા કસાઇઓ પાસે લેખ લખાવી લીધા ઉપરાંત હીંદ, પારસી ને મુસલમાન માટે નવસારીમાં તેમજ જુદે જુદે ગામે કુવા ખોદાવી આપવા ઉપરાંત ઢોરોને પાણી પીવા માટે હવાડા બરાવવાના પુણ્યના કામ કર્યાં હતાં.

આ અશો પુણ્યવાન બાગ્યવાન હાકેમ માટે સંખ્યાબંધ તવારીખનવેશોએ તારીફના લખાણો કરેલાં છે. પણ આજના વખતમા આગળના તમામ જરથોસ્તીઓની લાગણીનો જે બહુજ અસરકારક અને દીલ ઉસકરનારું અને મરહુમ દેશાઇજી તરફ જાનદેસાણી દેખાડનારૂં નીચલું લખાણુ જે તારીખ ૧૮ માહે એપરીલ ૧૯૦૯ તથા તારીખ ૨ તથા ૩૦ માહે મે સને ૧૯૦૯ ના નવસારી પ્રકાશમાં જાણીતા એરવદ સોરાબજી માણેકજી દસ્તુર મેહેરજીરાણાએ નીચે મુજબ લખાણુ કરેલુ છે જે તેમના બોલબાજ ઉતારીએ છઇએ.

"ઓ મારા મહાન ખુરશેદજી દેશાઈ તારા પાકજુદ ઉપર સદહજાર દરૂદ ને સલામ હોજો કેમકે તારા જેવો બાગ્યશાલી પુણ્યશાલી સાચ્ચો, સાહાસીક, નીતીવાન, ચોખો–પ્રમાણીક, માહાતમા દીલનો, પાક, અશોની રૂપે ખોદાને હાજર નાજર જાણી લખું છું કે કોઇ નવશારીમાં પેદા થયો નથી. ને થતાંને જમાનો જોઇશે. આફ્રીન તુંને દુધ પાયું તે જણેતા ઉપર, આફ્રીન તારાં લખાણોનાં લેખ્ખા ઉપર. આફ્રીન તારી નીતી ઇમાન ઉપર. ટુંકમાં ઓ ખોરશેદ દેશાઈ તું તો ખાંડી આદમ હતો. તો પણ તારી આખી જીંદગીનો આફ્રીન બોલ એજ સરવાલો છે મરહુમ દેશાઇજી સાહેબ ખુરશેદજીનો એક સહારીક વેપારી દાખલ તમારા ગયા અંકમાં લાખોના લેખાથી વેપાર લખ્યો. છે તે માટે કોઈ વાંચનાર અજબ થશે તથા કોઇ શકનું ડોકુ ધુણાવશે કેમકે તે દોઢ સદીની વાતપરની નવશારીની તેમજ વેપારની હાલત કોઇ ચીજ જેવી ન હતી ના રેલવે કે ના તાર કે ના સ્ટીમર કે ના બંદર. વળી વેપારની સલામતી કયાં હતી ? ? પણ આવી મુશ્કેલી વચ્ચે જે ઘણી એક વરસમાં બાવીસ-લાખનો વેપાર કરે તે કેવા વેપારી હોવા જોઇએ.

ભાઈઓ આપણી ભગર અનજુમનનું જે બધારણ થયું તે આગમજ એટલે આતશબેહેરામના સ્થાપનાની આગમજની હાલત અગર ઉદવાડા આતશબેહેરામ હતા તે વખતની હાલત અનોશેહેરવાન મીનોચેર હોમજીથી છુટા પડ્યા ત્યારની હાલત ટુંકમા આજ ૧૫૦) દોઢસો વરસની આગમજની આપણી હાલતપર તમો નજર કરો. તેની તવારીખ ફરીથી વાચો. તેના ચીતર તમો હજુર રજુ કરો અને પછી ૫૮ વરસહાલે હાજર નાજર જાણીને કહો કે આજની ફતેહદીરીજી ભરેની હાલત કોણુને આભારી છે? કોણે આપણુને તન દીધા છે? કોણે આપણી હાલત સુધારી છે? કયા આગેવાન હાથે અનજુમનને તેરી છે? આ છુગપણાના જમાનામાં બુલંદ બ્રીટીશ રાજની અને ઇનસાફની કોરટોમા તમો મોહોંડા મરૂખરૂ રાખી ઘેર આવવા તે કયા પ્રતાપી નરના રસ્તાબેજ સુધી ચાલે એના વેખોના પ્રતાપ છે।

પાક કેળવાના ૧૪૪) એકસો ચુમાલીસ વરસ થયાની લાખોની આંકનો વછેરો (આતશબેહેરામ. કોણે સોંપ્યો છે? અને હજી આપણા એનાદ લાખો રૂપીઆ ખાશે એ કયા નામીચા નરની મેહેનત છે?

સંજાણા મોબેદો જે નવસારીમા એક મયાનમાં બે તરવાર જેવા હતા. તેઓને ખમેડી બાતીમ વરસે આપણો પણ કેમસો પરસાયો તથા સુધી તનતોડીને મન પીગલાવીને આપણું નમુનેદાર બધારણ કયા રાજનકર્ણીએ બાવયુ છે?

સાહેબો હું કહું છું અને મારી કામદીન જરથોસ્ત ફરેદુન હોગની ઓલાદનો ગો એક ભગરીઓ કહેશે કે તે "માહા પ્રતાપી પુરૂષ તે ખોરશેદ દેસાઇ" એકથો અને એકલો તેજ નર હતો. વધુ કાન અનકારમા લખુ તો એક ભગરીઓ પોતાને તથા છોકરા આવે તેને વ્હીલના લેખમા લખે છે કે 'ખુરશેદજી બાપાની અગીઆરીમા નાવર થજે, ખુરશેદજી બાપાની રેમહેરમા મરાતબ થજે, ખુરશેદજી બાપાના આતશબેહેરામમા બોઈ દેજે, આતશના વારાનો ભાગ ખાજે ત્યાથી રૂપીઆ લાવે તેના તારા છોકરાના વારા કરાવજે તેલણની હમકારી સાથમા સામેલ થજે."

એમ એક ભગરીઓ પોતાના દીકરાને વસીયતનામુ જેવું લખાવી આશીરવાદ આપે છે તે પોતના મકમાનના પગમાથી દર માને ખુરશેદજી બાપની બાજ ઉજવવા માટે નાણા એકઠા કરે છે તે તમો સાહેબોને રોશન છે!!"

એરવદ દસ્તુરજીએ ઇ૦ સ૦ ૧૯૨૦ મા "નવસારી પત્રીકામા" લખેલુ છે કે "ઓ હમારી ભગર અનજુમનના "ખોરશેદ' બાપ તુતો તારા ગેરોથમાન બેહેસ્તમાંથીબી તારો સાયો અને આશીર્વાદ તારી ભગર અનજુમન ઉપર રાખે છે"

આ અશો નામવર દેશાઇજીએ પોતાની બાબદમા નીચલી બે જાણીતી કેહેવત ખરી પાડી છે.

"જનીતા જણે તો જણજે, કાં દાતા કે શુર;
કા તો રેજે વાંઝણી, મત ગમાના નુર"

જબ તુ જગમે આએ, સબ હસે તુ રોએ,
એસી કરણી કર ચલો, કે પીછે રૂએ હસ્દોએ"

આ દેશાઇજી સાહેબ રોજ મોહોર માહે અમરદાદ સને ૧૧૪૮ તારીખ ૨૨ ફેબ્રુઆરી સને ૧૭૭૯ ને દીને એંશીઆશી વરસની ઉમરે પુરતી જાહેરજલાલી તથા જશવંતી લાગી સુખી જીંદગી સાથે ત્રણ પેહેડીના બળવંત અને રાજદરબારી બાબતમા કુશલ નબીરાઓ અને એક નુરા બાહેશ સાટી વરસને સુધી એકાવન વરસ સાટી ભોગવી બેહેસ્તનશીન થયા છે."

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. જુન, ૧૯૨૧ અંક ૧૦ મો.

# બાપના શ્રાપ.

## (યુરોપ્યન સંસારની એક વાર્તા.)

### પ્રકરણ ૨૮.

"લીઓ," માડામ લ કોર્ટિસે પોતાના પુત્રને કહયું, "આપણા વચેની તહકુબીની મુદત ખતમ થઇ છે, અને હવે એ બાબત આપણે છેવટ સુધી લડીશુ"

તે સમજી તે જવાન કાઉન્ટ નફરતથી હસ્યો. તે સમજીજ નહી શકયો કે છેવટ સુધી લડવાનુ અંદર હતુજ શું? તેણે અત્યાર સુધીમા પોતાની માતાની દરેક મરજી સાચવી હતી, તે તેણીને ચાહતો હતો, તેથી, તેનુ દીલ દુખવા નારાજ હતો, તે તેણીથી બીહીતો હતો એટલે તેણીને ગુસ્સે કરવા ચાહતો ન હતો

છેવટ સુધી લડવું ન પડગે, મમા ડીયર" તેણે કહયુ, "આપણા વચ્ચે કડવાશ કદી બી થશેજ નહી"

"હું તો મારે ખાત્રીપુર્વક નથી," માડામે શંકાથી ડોકુ હલાવી કહયુ, "મે માહરા વિચાર ઉપર પુખ્ત ગૌર કર્યો છે, અને તે સાચો સિદ્ધ થયો છે માહરી બાજી આપણા દેશના ચોક્ક્સ કાયદાઓની બારીકીથી મજબુત બનેલી છે, અને તે હવે હુ અજમાવવા માગુ છુ."

લીઓ પોતાની માતાના શબ્દો સાંભળી ગુચવાયો 'કાયદાની બારીકીઓની મજબુતી વીશે તેની માતા શુ કહેવા ઇચ્છતી હશે?

"લીઓ, તે ફ્રાન્સમા ઝાઝા વરસો કાઢયા નથી એટલે તને અમેના કેટલાક કાયદાઓની માહીતી, બેશક, નજ હશે." માડામે જારી રાખ્યુ.

"એ માથા દુખણને હુ હમેશ દુરજ રાખુ છું" લીઓએ કહયું, "મને એ વીશે કંઇબી ખબર નથી"

"ત્યારે તું જાણતો નથી લાગતો કે લગ્નને લગતા અંગ્રેજી અને ફ્રેન્ચ કાયદાઓ વચ્ચે મોટા તફાવત છે"

"નહી. હું જાણતો નથી મે તે વીસે કદી ધ્યાને લીધો નથી" લીઓએ કહયુ.

"પણ હવે તાહરે તે બાબત ગંભીરાઇથી વિચાર કરવોજ પડશે," તેની માતાએ કેહયું, "કેમકે તેને તું ધારી શકે તે કરતાં તાહરી સાથ ગાઢ સંબંધ છે. ખરેખર તો, તે તાહરે કાજે મોત અને જીવન જેવી ગંભીર બાબત છે."

"હું તો એવું કંઈ ગંભીર જોઇ, કે વિચારી શકતો નથી," લીઓંએ જરા તડખાઇને પુછયું.

"તે કેમ છે તે હું તને સમજાઉં," માડામે કહ્યું, "પછી તું તે ઉપર આ દેશના તમામ ધારાશાસ્ત્રીઓના મત જોઇએ તો લઇ જો ને ખાત્રી કર કે હું કહું છું તે વાત અક્ષરસ સત્યજ છે કે નહીં."

લીઓંએ અચરતીભર્યા ગભરાતથી પોતાની માતા ગમ જોયું. તેણી શું કહેવા ધારતી હતી તે તે સમજી કે કલ્પી શકયો નહીં.

"ઇંગ્લાંડમાં તું એક ચોકકસ ક્રીયામાંથી પસાર થયો છે કે જેને તું લગ્ન કહે છે," તેણીએ કહયું.

"હા. માહરા લગ્ન થયા છે."

"પણ તું એ કયાં જાણે છે કે જ્યાં સુધી તું ઇંગ્લાંડમા વસે ત્યાં સુધીનીજ તે તાહરી પરણેતર છે; પણ જે પળે તુ તાહરો પગ આ દેશની ભુમી ઉપર મુકે છે કે તે તાહરી પરણેતર ગણાતી બંધ થાય છે."

"હું એ માની શકતો નથી," લીઓંએ ગર્ભગલીત થઈ જતાં કહયું.

"એ તદન ખરૂં છે. કાયદો એમજ કહે છે. તે ઇંગ્લાંડમાં તાહરી ધણીઆણી છે, ફ્રાન્સમાં નહી! ફ્રેન્ચ કાયદા પ્રમાણે તાહરાં લગ્ન નારવા અને કાયદાની વિરૂધ છે. આ પળે તું તમામ છુટો છે, એક કુવારા જેટલો મુકત છે."

"પણ માયજી," લીઓં પુકાર્યો, "એ કેમ બને? એ કેમ મનાય?"

"હું કહું છું તે તમામ સાચું છે." તેણીએ ઠંડાઇથી કહયું.

તે થોડી ક્ષણ ચુપ બેઠો.

"તમે કંઈ ગભીર ભુલ કરો છો. એવો કાયદો એક જબરદસ્ત નામોશીજ આપણા સુંદર દેશ માટે કહેવાય," લીઓં ગુસ્સાથી ઉશ્કેરાઈ બખાલ્યો.

"તે હું ના પાડતી નથી," માડામે કબુલ્યું, "એવા બીજા બી ઘણાં બેજાલતભર્યા કાયદાઓ ધારાપોથી ઉપર અસ્તિત્વ ધરાવે છે."

"પણ એ છેજ કેમ?" તે બોલ્યો, "મમા, તમે મને કહો છો એ કેમ હોય? એનો પુરાવા શું છે? એની મતલબ શુ છે? એવો બેહુદો, બેશરમીભર્યો કાયદો હસ્તીમાં આવ્યોજ કેમ?"

"તાહરે જાણવું જોઇએ કે તું હજી ઉમરમાં આવ્યો નથી. અગર તું ઉમરમાં હોતે તો આ કાયદો તાહરી ઉપર ગાલેબ આવી શકતે નહીં. તું હજી એકવીસ વર્ષનો પુરો થયો નથી, એટલે ઉમરમાં નથી. તું સમજ્યો, લીઓં?"

"હા. મમા, તમે એ બાબત મહું બારીકાઈથી અભીપ્રાય કરી બેઠેલો દીસે છે."

"તું ઉમરમાં ન્હાનો છે," માડામે પાછું કહ્યું "અને ફ્રેન્ચ કાયદા મુજબ તાહરાથી તાહરાં માબાપ કે વાલીઓની રજા વગર કાઇ સાથ પણ લગ્નના ગાંઠથી જોડાવાય નહી અગર તું માબાપ કે વાલીઓની રજા વગર પરણે તો તાહરૂં લગ્ન કાયદાપુરઃસર નથી."

"માહરી અક્કલજ નથી કબુલ કરતી કે એવો કાયદો હસ્તીમાં હોય!"

"તે હસ્તી ધરાવે છે, અને વળી અમલમાં ઝટ મુકી શકાય છે," માડામે સ્નેહથી કહ્યું, "તુંને તે હવે માલમ પડી જશે.

"તમે શું એમ કહેવા માગો છો, માયજી, કે જો કોઇ જવાન આસરે ઓગણીસ વીસ વરસનો પોતાના માબાપ કે વાલીઓની પરવાનગી વગર પરણે તો લગ્ન ગેરકાયદેસરનાં ગણાય"

"હા." માડામે ભાર મુખીને કહ્યું, "એ કાયદો ઇન્સાફી કે ગેરઇન્સાફી જે હોય તે પણ એમજ છે."

"એ બનવાકાળ નથી," લીઓ પુકાર્યો

"ઘણો ભાગ ન બનવાજોગજ ખરૂં હોય છે." માડામે ધીમેથી કહ્યું, "ઉમરમાં આવ્યા પછી એવી કોઇ બાધા નડતી નથી પછી ભલે તેના વાલી કે માબાપ તે માટે મન્જુરી ન આપે. પણ ઉમરમાં ન આવેલું કોઇ માબાપ કે વાલીની રજા વીના પરણે તો ફ્રેન્ચ કાયદા મુજબ લગ્ન વાજબી ન ગણાય"

તે જવાન આ બાબતી અજાયબીથી આભોજ બની ગયો.

"એવો કાયદો હસ્તીમાં આવ્યોજ કા હશે?" તેણે સવાલ કર્યો.

"હું ધારૂં છું કે તાહરા જેવા બેઅદબ અને બેમુનાદ જવાનોના બ્યાજબી અટકાવ માટેજ." માડામે તાણો માર્યો.

"તે ક્યારનો હસ્તીમાં છે?"

"તે મને ખબર નથી," તેની માએ કહ્યું, "અને તેની સાથ આપણને કાંઇ નીસબત નથી. હાલ-આજે એ કાયદો હસ્તીમાં છે એનેજ માહરી સાથ નીસબત છે. તું ઉમરમાં નથી એટલે પરણવા અગાઉ તાહરે મને મળવું કે પુછાવવું હતું, માહરી મરજી જાણવી કે મેળવવી હતી. માહરી મરજી ને રજા વિનાના લગ્ન કાયદેસરના નથી."

"એવો કોઇજ કાયદો ઈંગ્લાંડમાં નથી." લીઓએ તકરાર કીધી

"તે હું જાણું છું. તેથીજ, તો હું તને કહું છું, કે તેણી જેવી ફ્રેન્ચ ભુમી ઉપર પગ મેલશે કે તાહરી પરણેતર તરીકે ન ગણાશે. સમજ, તુ અહીંઆ તાહરી બાયડીને અત્રે લાવવા માગે તો ડોવર કે ફોકસ્ટનના બારા સુધી તે તાહરી બેહેરદાર છે, પણ જુવો કે કેલેના બંદર ઉપર ઉતરશે કે તેમ તે ઓળખશે નહી. તેણીને તે હક રહેશે નહી કેમકે તું માહરી રજામંદી વગર પરણેલો છે."

"મમા, હું તમને પ્રતીજ્ઞાપુર્વક કહું છુ કે એ હું જાણતો ન હતો." લીઓએ પુરા દીલથી ખાત્રી આપી

"તે હું માનું છું," માડામે કહયું. "જો તું જાણતો હતે તો જરૂર માહરી રજા મંગાવતે, કે જે હું કદી આપતે તો નહીજ."

"એ કેટલુ ભયંકર છે. સમસ્ત દુન્યાને એ નહેસ્ત કાયદા સામે પોકાર ઉઠાવવો ઘટે છે."

"હું કબુલ કરૂ છુ કે એ કાયદાના ગેરફાયદાઓ વીશેષ છે," માડામે કહયું, "પણ કોઇ વેળા મગજના ફાટેલા જવાન્યાઓ એટલી તો શુધ્ધી ખોહી બેસે છે કે તેઓને એવા કોઇ સખ્ત આંકોશની ખાસ જરૂર પડે છે. તે ઘટનામાં એ આશીરવાદરૂપ છે."

"પણ ફાયદા કરતાં નુકશાન એમાં બેઅંદાઝ છે," લીઓંએ તકરાર કીધી.

"મને તો નુકશાન કરતાં ફાયદા વધારે દેખાય છે," માડામે ટકોર કરી.

"પણ, મમા, એ કાયદો શુ યુરોપના દરેક દેશને લાગુ પડે છે. એમ સમજો કે કોઇ ફ્રેન્ચ જવાન પોતાના માબાપ કે વલીની રજા વિના ઇટલી કે સ્પેનમા પરણે તો તે લગ્ન ગેર કાયદેસરના ગણાય ?"

"હા. તેણે ફ્રાન્સમાં આવી પોતાના માબાપ, કે વાલીની, રજા મેળવી પાછું પરણવુંજ જાઇએ."

"એ એક ઘણોજ નઓજો કાયદો છે. માણસને આબરૂદારમાથી લુચ્ચો કરી મેલે એવો એ એક ઠગારો કાયદો છે," લીઓ બબડ્યો.

"ના. માહરાં મત મુજબ તો બેઅદબ અને મુર્ખ લગ્નોનો અટકાવ, કરવા કાજે એ કાયદો ઘણો ફાયદાકારક છે."

"તમે પાછું અને પાછું કહો છો છતા હું, માનીજ નથી શકતો કે એવો કાયદો હસ્તીમાં હોઇ શકે ?"

"ફ્રાન્સનો એક મજુર પણ એ કાયદો જાણે છે; અને તાહરા જેવો, શીખેલો ઉમરાવ એ કાયદાની હસ્તીથી નાવાકેફ હોય એ અતિ દીલગીરીભર્યું છે. લીઓ, તેં વર્ષો ઇંગ્લાંડમાં કાઢેલા હોવાથી અને ફ્રેન્ચ કેળવણી તને ન મળેલી હોવાથી તને એની પકકી પતીજ નથી."

"એવી ફ્રેન્ચ કેળવણી મેં નથી લીધી તેથી હું ખુશી છું." લીઓં કટાક્ષ કરીને બોલ્યો.

"ઈંગ્લાડમા પણ લગ્નને લગતા એવાજ કડોડા કાયદાઓ છે," માડામે પોતાના દેશના કાયદાના બચાવ અર્થે કહયું.

"પણ તે બધા હવે નીકલી ગયા છે," લીઓંએ તુરત તે નવી તકરારનો અંત આણ્યો.

"ફ્રાન્સ પણ વખતના વહેવા સાથ તે દુર કરશે," માડામે ફેરવી નાખ્યું. તે ચુપ બેસે એવી તો કાચીપોચી નજ હતી, "હાલમા તો એ કાયદો હસ્તીમાં છે અને તેને માન આપવાની આ દેશના વતનીઓની પવિત્ર ફરજ છે.

"મેં એ કાયદા વિષે કંઇજ સમજ્યું નથી હુ તેથી તમામ અજ્ઞાન છું," લીઓ સંતાપથી બોલ્યો.

"હવે એ કાયદાનો ઉપયોગ હું, તાહરા લાભમાં કરવા તઇયાર છું," માડામે પોતાની મતલબ ઉપર આવતા કહયું

માડામ લ, કોરમે તે શબ્દો બોલી પોતાના બેટા ભણી નજર કરી. પોતાના વિચારોની મોટી અન્તવણીમાં લીઓાં તે શબ્દનું ખરૂ રહસ્ય સમજી શક્યો ન હતો.

"એમાં તો કંઈ શકજ નથી કે મોડે વહેલે બંને દેશના કારોબારીઓનું એ કાયદાના બેહુદાપણા ઉપર ધ્યાન ખેંચાશે, અને તેમાં થવો જોઇતો યોગ્ય સુધારો થશે પણ, આજે લીઓાં, તે કાયદો હસ્તીમાં છે, અને તેની હસ્તી બીજા દેશની કન્યાઓને માટે શ્રાપ સમાન છે, અને જ્યારે તેની હસ્તીજ છે, તો હું તેનો ઉપયોગ માહરા ને તાહરા લાભમા પુરો કરવા ઇચ્છું છું."

તેણીના શબ્દોમાં ધમકી અને ઠપકાના સ્પષ્ટ ચિન્હો મોજુદ હતાં. તેણીનો ચહેરો ફીકકો પણ કરડો હતો. લીઓાંએ અન્તવણીથી તેણી ભણી જોયું.

"મમા, હું નહી સમજી કે જોઇ શકતો કે એ કાયદાને તમારી કે માહરી સાથ શો સંબંધ છે?" તેણે પુછયું.

માડામ હસ્યાં.

"મને એની સાથ ઘણું કામ લેવાનું છે." તેણીએ કહયુ. "હુ તેનો તાહરી વિરૂધ્ધ ઉપયોગ કરવા માંગું છું."

લીઓાં હસ્યો. તે બોલ્યો, "તમે માહરી વિરૂધ કે મને નુકશાન થાય એવું કંઈ કરો એ હું માનતોજ નથી. મને તમારામા પુર્ણ વિશ્વાસ છે."

"તે તુને કોઇ પણ પ્રકારે નુકશાન કરનાર તો નથીજ." માડામે કહયુ, "જો તું એક બચ્ચાંને કંઇ ઝેરી મીઠાઇ ખાતાં જોય તો તુ તેને તેનો ઉપયોગ કરવાથી ઝટ અટકાવે ખરો કેની, લીઓાં?"

"બેશકજ, મમા," તેમ તુરત તેણે કબુલ્યુ.

"તે બચ્ચું તેથી જરા છેડાસે, રડશે, પણ તેં તો તે કાર્ય તેના અંગત ભલા કાજેજ કીધેલું ગણાશે, અને નહીં કે તેનાં બુરાં વાસ્તે. તેમજ તાહરે માટે છે. હું તાહરા હાથમાંથી એક ઝેરી મીઠાઇ છીનવી લેનાર છુ. તું તેથી તને દુઃખ થાય છે કરી છેડાશે, પણ પાછળથી ખુશીજ થશે, અને કબુલ કરશે કે મેં ભરેલું પગનું વાજબીજ હતું. માહરા બોલવાનું તાતપર્ય તુ હવે સમજી જઇ શક્યો હશે, લીઓાં?"

"જરા બી નહી," તે બોલ્યો. તેણે પોતાની ચશમો અન્તવણીથી તેણીના ચહેરા ઉપર ચોંટાડેલી હતી. અને તેમાં ભયના ચિન્હો દ્રષ્ટિગોચર થતાં હતાં. તે અજબ થયો કે તેની મા જે કહેવાનું હોય તે ઝટ કહી કાં ન દેતી હતી? તે એમ તો વિચારી શક્યોજ નહીં કે તે કંઇ પણ નમોજ્યું કહેવા ચાહતી હતી, કે જેથી તે કહેતાં તે ખંચાતી હતી.

"લીઓાં, તુ એટલું તો સ્વેચ્છાથી કબુલ કરે છે કે એ તાહરાં અંગ્રેજી લગ્ન એક ઘણીજ કઢંગી ભુલ છે."

"હા. તે હું કબુલ છું. મેં તમારી મરજી પુછાવી હતે તો બહેતર થતે. પણ હું આ ચંડાળ કાયદાની હસ્તી વીશે કશુ જાણતો ન હતો, મને એનો સ્વપ્નેયે ન હોતો."

એસનવાટરના કીનારા ઉપર તેના આવવાની ધીરજથી રાહ જોતી તેની પ્યારેથી પરણેતરને તે છેકજ એવફા થવા ચાહતો ન હતો. તેની અને તેની પરણેતર વચ્ચે જે મોઘી મોહબત હતી તેનો તે નાશ થવા દેવા ન માંગતો હતો.

"જો તેં મને એક હઝાર વાર પણ લખ્યું હતે તો પણ હું માહરી મંજુરીઆત નજ આપતે ને હું રજા ન આપતે તો તું શું કરતે?"

"ને વિના પરણતે!" તેણે ઝટ ઉતર દીધો.

"તો લગ્ન ગેરકાયદેસરના ઠરતે કે જેમ તે હમણા છે. એવા લગનથી ઉત્પન્ન થયલા બચ્ચાં તાહરી ઓલાદના તરીકે ન સ્વિકારાતે, તાહરા ખેતાબ ને મીલકતના વારસ થઇ ન શકતે તું જોય છે કે, તેથી, એવાં લગન કેવા કફોડાં ને કઢંગા પુરવાર થાય છે"

તે સમજી તે જવાંન કાઉન્ટે એક ધીમો નિશ્વાસ નાખ્યો.

"પણ મમા, હવે એ લગન કફોડાં ને કઢંગા છે એ બધી તકરારોની અગનજ શી છે? લગન થઇ ચુકાં છે એ વાત ખરી છે. એક પુરવાર બીના છે, પછી તેની સામેના વાંધાઓ ફોકટ છે."

"તેમાંજ તુ ભુલે છે," તે માએ મતલબ ઉપર આવતાં કહયું, "લગનની પુરવારીઓ એવી ઘટનામાં ટકે છેજ કયાં?"

"પણ મમા, લીમા માહરી ધણીઆણી છે," લીઓં પુકાર્યો, તેનો અવાઝ સહેજ ઉશકેરાયલો હતો.

"ઇંગ્લાંડમાં. ફ્રાન્સમાં તે તાહરી પરણેતર નથી," માડામે ધીમેથી કહયું. "જો તું ઇંગ્લાંડમાં એક હકદાર પરણેતર રાખવા માગતો હોય કે જે ફ્રાન્સમાં કદી હકદાર કહેવાવાની નથી, તો તે તાહરાં ખાન્દાનના માનવંત નામને એક મોટો કલંક લગાડયો છે એમ અત્રે ઠરશે."

એક વિચાર સુઝતા લીઓં પોતાની ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો.

"પણ માયજી," તે અતિ આતુરતાથી પુકાર્યો. "એ બધાંનો અંત આણવાનો એક સરસ ઇલાજ છે. હું લીમાને અત્રે ફ્રાન્સમાં લઇ આવું, અને તમે અમારા લગનની રજા આપો."

માડામની ફતેહની તે ઘડી હતી.

"અને તે રજા મોતને કાંઠેથી પણ હું આપનાર નથી," માડામે જવાબ દીધો

લીઓં ભયભીત ચહેરે માડામને જોતો ઉભો.

"મમા, એ તમે શું બોલો છો!" તે પુકાર્યો, "શું તમે એમ ખરેખર કહેવા માગો છો કે લીમાને માહરી ફ્રેન્ચ કાયદા મુજબની પરણેતર બનાવવા માંગતા નથી."

"હા. હું એમજ કહેવા માગું છું." તેણીએ ઉત્તર કર્યો, અને તેમ કરવાનો મેં દ્રઢ નિશ્ચય કર્યો છે.

"તમારા હાથમાં એવી સતા કોઇ કાયદો આપતો હોય એવી મને ખાત્રી નથી."

"ફ્રેન્ચ કાયદો એવી મના મને આપે છે."

"ત્યારે માહરે માહરી ધણીઆણી સાથે ઇગ્લાંડમાંજ રહેવું પડશે."

"તો બી ફ્રેન્ચ કાયદાની નજરે તું કાંઇ પરણેલો પુરૂષ ન ગણાશે." માડામે કુતેહથી કહ્યું, 'તમારા બચ્ચાઓને સોલડાનાના કીર્તિવંત નામ ઉપર કે તેની મીલકત ઉપર કોઇજ હક ન રહેશે."

દુઃખની એક સરક હાય તે સમજી લીઓંના મુખમાંથી નીકળી પડી.

"તાહરી ફરજ શું છે તે હું તને બતાવવા માગુ છું, લીઓં," તેણીએ કરડા અવાજે જારી રાખ્યું. "સમજ, ઉતાવળથી નીર્ણય ઉપર આવી જવાની કોઈ ખામ જરૂર નથી. તું તે ઉપર પુખ્ત વિચાર કરવા માટે જોઇતો વખત લે. તાહરાં લગ્ન એક ભુલનું પરીણામ છે, એક ઘણીજ ભયંકર, કમનસીબ ભુલ."

"હું તેમ કબુલતો નથી," લીઓંએ કહ્યું, "એક માણસ જો પોતાની પરણેતર તરફ વફાદાર ન રહે તો પછી તે માણસજ કેમ કહેવાય? હું તે ભુલ તરીકે સ્વિકારતો નથી."

"એ તાહરી એક બચ્ચાં સડી જીદ્દ છે," માડામે પાછું કહ્યું. "તાહરાં લગ્ન એક ગંભીર ભુલજ છે. તેને દુર કર. તે ગેરકાયદેસરના હોવાથી તેમાં તને ખરાબ લાગવા જેવું કંઇજ નથી."

"તમે મને બેઇન્સાફ અને દગો કરવા માંગો છો. ખુદ ખુદાની પણ નજરમાં અમારાં લગ્ન પવિત્ર અને કાયદેસરના છે. તે હું કેમ વીસરૂં?"

"તેમ હશે. પણ કાયદાની નજરે-આપણા દેશના કાયદાની નજરે તેમ નથી."

"માહરી જીંદગી બચાવવા કાજે બી એવું અધર્મી કામ હું કરનાર નથી," લીઓંએ જુસ્સાથી કહ્યું.

"તાહરી જીંદગી કરતાં વધારે કીમતી એક ચીજ બચાવવા ને જાળવવા ખાતર તાહરે તેમ કરવુંજ જોઇશે," માડામે ભાર નાખીને કહ્યું, "તાહરાં કુટુંબના કીર્તિવંત નામ અને ઇઝ્ઝત તાહરે બચાવવાંજ જોઇએ."

"જેહાનમમા જાય એ બધું," તે બબાગી ઉઠયો, "મમા, તમે એક ઓરત થઇ મને એવી નબેઇજી સલ્લાહ આપો છો. હું તે સમજીને થરથરી ગયો છું. હું જાણે માનીજ શકતો નથી. હું જે પવિત્ર લગનના ગાંઠથી ખુદ ખુદા અને ખલકતની નજરમાં માહરાં જાન અને ઇમાનથી બંધાયલો છુ તેમાંથી એક નહી જણાયલા અમાનુષી કાયદાને ખાતર છળકપટથી છુટી જવા કહો છો. કુદરતના પાક કાયદાની આગળ આપણા કાયદાઓ શું વીસાતમાં છે?"

"એ કાયદો ખાસ કરીને તું ઘણો બળવાલો નીહાલશે," માડામે શાંતીથી કહ્યું, "જો તું ધીરજથી સમજશે તો સમજી શકશે કે જે હુ કહુ છું તે અક્ષરશ સત્ય છે, અને જો તુ માહરી નસીહત અનુસાર ચાલ્યો તો, તેથી, તુને લાભ થશે. તેં અજ્ઞાનપણે કરેલી ગંભીર ભુલના પ્રાયશ્ચિતમાંથી ખુશાલ મુક્ત થશે. આ લગન કાયદાની નજરે વાજબી નથી, તાહરે તે માન્ય રાખવાં ઘટતાં નથી. હું તને સલ્લાહ દેઉં છું તેવી નીખાલેસ દીલની સલ્લાહ આખા ફ્રાન્સ દેશ માહેની કોઇ પણ માતા એવા સંજોગોમાં, પોતાના પુત્રને દેશે."

"હુ માનતો નથી," લીઓં પુકાર્યો, "અને જો એ ખરૂં હોય તો એવી ફ્રેન્ચ માનીતરો પર ધીક્કાર હોજો."

તેનો ખુબસુરત ચહેરો કોપથી રાતો થઈ આવ્યો. આ જગ્યે જો તેની માતા બદલ બીજું કોઇ હોતે તો તે ઘડીએજ તે તે બોલેનો સ્વાદ ચખાડતે એવો તેનો ઉશ્કેરાત હતો

"હું ધારતી'તીજ કે એ પહેલે સમજીને તુ બહુ ગુસ્સે થશે. ખરેખર, હું જેટલો ધારતીતી તેટલો તું ગુસ્સે થયો નથી."

"હું કોઇ દીવસ એટલો ગુસ્સે થયો નથી," લીઓએ તે સાભળી ખીજવાતથી કહ્યુ, "મને સમજી લેવ, મમા. એવું ધીક્કારવા જોગ કુકર્મ કરવા કરતા હુ માહરો જમણો હાથ કાપી કાઢવા તઇયાર છુ. એ કાર્ય અતિ નીચ, શરમભર્યું અને ધીક્કારી કાઢવા જોગ છે."

"હુ એ જવાબને માટે તઇયાર હતી," તેણીએ કહયુ, "વખતના વહેવા સાથ તું જુદુંજ વિચારશે. એ ઉપર તુ પુખ્ત વિચાર કર કે ઇગ્લાડમાં થયલા લગ્ન આપણા દેશના કાયદાને બધન કરતા ચોકકસ સંજોગોમા નથી, કે જે સજોગોને તુ પુરેપુરો આધીન છે, અને તુ હેલન ડ મયશનને પરણવા છુટો છે."

"મમા, હું પરણેલો છુ," લીઓએ ગુસ્સાથી બાંગ મારી.

"હવે પોતાનો વધ્યો જતો ગુસ્સો અટકાવવા પોતાના ચાવણ્યા તેણે પીસી મુકયા, અને હાથોની મુઠી વાળી સખ્ત શબ્દોનો ધોધ પોતાના મુખમાંથી નીકળી જતો તેણે અટકાવ્યો.

"હુ તેણીને પરણેલો છુ. અગાઉ તેણીનુ નામ મીસ ડરવન્ટ હતું હવે તેણી માહરી મોહરદાર છે, કૉંટેસ ડ સયશન છે."

"એક દળણું દળનારની દીકરી, નહીં?" તે માએ તીરસ્કારથી પુછ્યું.

અફસોસ! લીઓંના મનમા હવે અફસોસ થયો, સખ્ત અફસોસ! થયો કે જોન ડરવન્ટે જ્યારે તેને તુચ્છકારી કાઢયો હતો ત્યારેજ તે કાય એવનવોટર છોડી ન ગયો હતો કે, આજનો દીલ્ગુજારીનો દીન તે જોવા ન પામતે. તેણે ડામ્સલી નજરથી નજરમ અણાઅની મુખમુદ્રામા જોયું.

"હા તેણી એક દળણું દળનારની દીકરી છે." તેણે કહયું.

"સમ ત્યારે તો એ સવાલનો છેડો આવી ગયો." તેની મા ઠેડાવથી બોલી, તે એક મોટી ભુલ કરી છે કે જે તાહરે સુધારવીજ જોઇએ. તવારીખમા કોઇ પણ "સોવડાના દળણું દળનારની દીકરીને વર્યો છે એમ નોંધાયુ નથી અને નોંધાવવું જોઇએ પણ નહીં. તું શું એમ ધારે છે કે એ છોકરી બેલ ડ બોરની શેઠાણી થવાને લાયક છે?"

"નહીં, તે તમામ લાયક હાલમાં નથી, પણ તમારી કેળવણી હેઠળ તે ઝટ લાયક થઇ જશે,"

"લીઓ, તું પટપટ ના કર. એ વીચાર માહરી સાથ વધુ કરવો ફજુલ છે. મના માહરા તાબામાં છે, તાહરા નથી. તુ ઉમરમા આવે ત્યા સુધી તાહરી ઉપર માહરો કાબુ છે, અને હુ મને મળેલી સત્તાનો ઉપયોગ કરનાર સાથુ છુ. દુશમનાવત કરના કરતા દોસ્ત થા, ઝઘડો કરવા બદલ સુલેહ કર"

તેણે પોતાની મા ગમ અજાયબીથી જોયું,

"મમા, તમે એક ઓરત છો, તમે શીખેલાં છો, વીદુષી છો, તમારાંમાં એક સ્ત્રીનું નરમ હૃદય છે, તેમ છતાં શું તમે મને પહેલાંથી એવી સલ્લાહ દીઓ છો. કોઈ બીજાની જીંદગીનો નાશ કરવાની, તેનું પવિત્ર નામ કલંકીત કરવાની, તેણીનું જુવાન જીગર તોડી નાખવાની?"

"હા, હું તને સલ્લાહ આપું છું. અને હું તેમ કરાવવાજ બેઠી છું," માડામ ડ સોલડાનાએ કહયું.

"અને તેમાં તમને અધર્મ કે નીચપણું જણાતું નથી?"

"નહીં. તાહરે તાહરા કુટુંબનો ખ્યાલ સર્વેથી પહેલો કરવાનો છે. એ જવાન બાઇનું નામ તું કહે છે તેમ લીમાં છે નહી. તો ઠીક લીમાં માટે આપણે ભરણપોષણની ગોઠવણ કરીશું. પણ તાહરી ફરજ તેં કરેલી ભુલ સુધારવાની છે, અને હેલન ડ સયરાન સાથ પરણી તાહરી કુટુંબી કીર્તિને જાળવવા ને વધારવાની છે."

( ચાલણુ છે )

---

# બલસારા ટ્યુશન્ કલાસો.

# કાળઝડાંમાં છુપું છુપું કૈં ખુંચે

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને—એ રાગ )

(૧)

કાળઝડાંમાં છુપું છુપું કૈં ખુંચે,
એજ વિચારે બેસી રહું દિન રાત જો!
બહુ બહુ મન્થન દુઃખીયાં દિલનું મેં કર્યું,
નિદ્રા છોડી ભુખ તરસ ભુલાય જો!
કાળઝડાંમાં છુપું છુપું કૈં ખુંચે.

(૨)

દેખું નહી મુજ સુખમાં કૈં એ ન્યુનતા,
સ્નેહી સત્પુરૂષોનો રૂડો સંગ જો!
ખાનપાનનાં સાધનમાં રમતી પ્રિયા,
સુન્દર પ્હેરે પટકુળ સોલે અંગ જો!
કાળઝડાંમાં છુપું છુપું કૈં ખુંચે.

(૩)

વ્હાલા વ્હાલા કહી મન વશ કરતી સદા,
બોલે મીઠું મુખથી વારંવાર જો!
કિન્તુ, ના ચાહે એ અંતરથી મ્હને,
એ મુજ દિલને શલ્ય સમું ભોંકાય જો!
કાળઝડાંમાં છુપું છુપું એ ખુંચે.

"નલિનીકાન્ત."

# સદગુણી સ્ત્રી વિરૂદ્ધ કુલટા.

લખનારઃ—કેરમઅલી રહીમભાઇ નાનજીઆણી, બી. એ.

દોહરા.

રાખે મન નિત શાંતિમાં, ન કરે ક્લેશ લગાર,
મુખ હસતું રાખી વદે, ચમન કરે પરિવાર.
ખાવિંદને એવું કહે, ઉરે ધરી અભિલાષ,
ઉત્કંઠા છે એજ કે, રહું સદા તમ પાસ.
રહીમની રહેમત વડે, તમ સંગ થયો મિલાપ,
જુદાઇની જગ્યા નથી, કરૂં સ્નેહની જાપ.
મારૂં તમારૂં ભિન્નતા, ત્યાગ કરૂં હું તમામ,
મરજી માફક આપને, સદા કરી દઉં કામ.
આપનણા દર્શન થકી, હૈયું બહુ હરખાય,
નેણુ તણા તારા તમે, સુખ સીડી સમજાય.
સાફ ઘર રાખુ સદા, ઉચરૂં ન કઠણ વચન,
વ્હાણે વે'લી ઉઠીને, વ્યવસ્થ રાખુ સદન.
પતિ પ્રતિ જે પાપિણી, ઉચરે ભુંડી વાણુ,
કુલટા તેને જાણવી, ન રહી તે નિર્વાણ.
કુલટા કેરા કલેશનો, છે નહીં કાઇજ પાર,
સદગુણીના સંસ્કારથી, સુખી રહે ઘરબાર.

પતિ વાચ—

પ્રીત વિનય વાણી સુણી, હૈયું મુજ હરખાય,
પણ ભારે એક ભુલ છે, તુજહને નહિ દેખાય
દાસી તુલ્ય ખુદને ગણે, એ નહિ પ્રીતની રીત,
અમૃત સમ અર્ધાંગના, સમજુ એવું ચિત.
ભાગ્યશાળી મુજહને ગણુ, પામ્યો ભાર્યા નેક,
સદગુણ હીરા ખાણુ તે, અર્પે રત્ન અનેક.

---

## નવરંગના ગ્રાહકો માટે ઇનામી સવાલ.

(૨૫) પચીસમાંથી (૨૫) પચીસ બાદ કરતાં બાકી સતાવીસ શી રીતે રહે?
મુદત—અંક મ્હોચ્યાં પછી આઠવાડીઆની અંદર ઉત્તર લેખકને પહોંચવો જોઇએ.

ઇનામી પુસ્તક નાણંધ કુરમાળા ભાગ ૩ જો (શોભિતું પુઠું) કીં રૂ ૨) | કેરમઅલી રહીમભાઈ નાનજીઆણી બી. એ.
બહુ ગાંગલો, કચ્છ કેરા.

રત્નમુદ્રિકા લઇ વેત્રવતી ચાલી ગઇ કે તરતજ ભોળો ભીમદેવ પોતાના સુવર્ણ આસન પર અવ્યવસ્થિત રીતે બેઠો. આજે તેનું ચિત્ત અસ્વસ્થ હોય એમ જણાતું હતું. કોઇ ઉંડો વિચાર તેના મગજમાં ગુંચવાયા કરતો હતો. વળી તે વિચારમગ્ન સ્થિતિમાં આસન પરથી ઉઠયો અને શયનગૃહના દરવાજા સુધી જઇ આવ્યો. અમરસિંહ આવ્યો છે કે નહિ તે તેણે નીરખીને જોયું પણ હજી તે આવ્યો ન હતો. વળી તે દીર્ઘ નિશ્વાસ છોડી પોતાના આસન પર પડયો. ભીમદેવનો નિત્યનો નિયમ વિલાસ મંદીરમાં નાના પ્રકારના વિલાસો ભોગવવાનો હતો પણ આજે તેમાનું કંઇ તેને ગમતું ન હતું.

કેટલોક સમય પસાર થયા પછી એક મધ્યમ વયનો પુરૂષ શયનગૃહના દરવાજામાં થઇને અંદર આવ્યો આ મનુષ્યના મુખપૃષ્ટ ઉપર વિદ્વતાનું અસામાન્ય તેજ ઝળકી રહયું હતું. તેની રીતભાતો પણ એવી હતી કે જોનારના મનમા તેના માટે માન ઉપજે. અંદર પ્રવેશતાંજ રાજાને તે નમ્યો, રાજાએ પણ તેના નમસ્કારનો આદરપુર્વક સ્વીકાર કરી તેને પોતાની બાજુના આસનપર બેસવાનુ કહયુ. અમરસિંહ આસન પર બેઠા પછી એક બે રાજ્યવહીવટની વાતો થયા બાદ રાજાએ એકદમ વિષય બદલ્યો અને તેણે બેચેનીભર્યા અવાજે અમરસિંહને કહ્યું.

"પંડીતજી, આજે મેં તમને એક અતિ નાજુક કામ માટે બોલાવ્યા છે!"

"જેવી આજ્ઞા. હું પણ તે કામ એટલી નાજુકાઇથીજ પુરૂં કરીશ."

"ચાલુકય વંશીય ભીમદેવના આ વિલાસ મંદીરમાં સર્વ ઉપભોગ્ય વસ્તુઓ સંપુર્ણ હોવા છતા હજી એક વસ્તુની ખામી રહી ગઇ છે!"

"મહારાજ, એવી કયી વસ્તુ રહી ગઇ છે કે જેને લીધે આ વીલાસમંદિરની રમણીયતા કમી ગણાય?"

ભીમદેવે એક દીર્ઘ નિશ્વાસ છોડી કહ્યું "પરમાર રાજકુમારી પ્રચ્છિની! પંડીતજી, અમાસની કાળરાત્રિના સમયે મારી ઇચ્છા તૃપ્ત કરવા આપની જે મંત્રસિધ્ધિ વડે આપે પુર્ણ ચંદ્રોદય કર્યો, તે મંત્રસિદ્ધિ કુમારી ઇચ્છિનીને ગુજરાતની રાણી કરી શકશે નહિ શું?"

'રાજન! મને લાગે છે કે આપની એ ઇચ્છા પરિપુર્ણ થશે નહિ."

અમરસિંહજીના ઉપલા શબ્દો સાંભળી ભીમદેવ કંઇક કોપવશ થયો તેનો ગઉરવર્ણ વિશાળ ભાવપ્રદેશ આકુંચિત થયો. આવી સ્થિતિમાં કંઇક ગર્વથી પોતાના બાહુ તરફ દ્રષ્ટિપાત કરી તેણે અમરસિંહને કહયુ, "ગુજરાતનાં નરેશની ઇચ્છા પરિપુર્ણ થશે નહિ શું? પંડીતજી, એ મારી ઇચ્છાને પુર્ણ કરવા અદ્યાપિ મારા બાહુ સમર્થ છે, જાઓ, તમે કાલે સૂર્યોદય થતાં વેત આબુ જવા ઉપડી જજો, હા તમારી પુઠેજ મારા દશ હજાર રાજપુત સૈનિકોને આબુની સરહદ પર મોકલી દઇશ એ ખચિત સમજજો. ખરું જોતાં પ્રમાણે મારી માગણીનો આનંદથી સ્વીકાર કરવો જોઇએ પરંતુ જો તેમ ન બને તો મારા સૈનિકોને હું આબુના પ્રદેશમા કુચ કરાવીને તે આખા દેશને ઉજ્જડ કરાવી નાખીશ, ભારત વર્ષમાંથી આબુના રાજ્યનો નાશ કરી દઇશ."

ભોળા ભીમનું આવું ખુબ આવેશભર્યું બોલવું શરૂ થયું ત્યારથીજ અમરસિંહ તેના ચહેરા તરફ ટગમગ જોયા કરતો હતો. તેને લાગ્યુ કે રાજાના આ દર્પયુકત શબ્દોનો સંપુર્ણ

નિષેધ કરવો; પણ બીજી ઘડીએ તેમ ન ઠરવું એમ તેને લાગ્યું. ત્યારે શું, અહીંથી એકદમ આખુનો રસ્તો પકડવો ? છટ્, તેથી પણ કંઇ વળે તેમ નથી. આજ સુધી જે હાથે પોતાને અન્નવસ્ત્ર મળતા રહ્યા છે તેજ હાથે થનારા હજારોના સંહારની વાત સાંભળી અમરસિંહનું હૃદય ઉભરાઇ આવ્યું અને તેની આંખોમાં અશ્રુ ઉભરાઇ આવ્યાં. તે તદન મુગા થઇ ગયા. બોલવાનો પ્રયત્ન કર્યો પણ તેનાથી બોલાઇ શકાયુંજ નહિ. તેની આવી સ્થિતિ જોઇ રાજા વળી બોલ્યો, "અમરસિંહજી, તમે આમ મુગા કેમ થઇ ગયા છો ? હું જે કંઇ કહું છું તે તમને અસહ્ય લાગે છે શું ? ઠીક છે. કાલેજ તમારા મનના ગુંચવાડાનો ઉકેલ થઇ જશે, હમણાં તો તમે ઉપડી જાઓ. પરબારનો મારો ઉદ્દેશ બરાબર સમજાવે એવો તમારા સિવાય બીજો કોઇ પુરૂષ આપણી રાજસભામાં નથી. માટે આ કામ માટે મે તમનેજ પસંદ કર્યા છે."

પંડીતજી રાજાનો સંદેશો લઇ ધીરા પગલે ત્યાંથી બહાર ચાલ્યા. જતા જતા તે બબડ્યા, "રાજા, ઇશ્વર તને સદ્‌બુદ્ધિ આપો !"

અમરસિંહ ગયા પછી ભીમદેવ વળી પોતાના આસન પર આડો પડ્યો. હમણાં તેના દીલ પરનો ઘણોખરો બોજો કમતી થઇ ગયો હતો. રાજાની સેવા કરતી દાસીઓ ક્યારનીએ નિદ્રાવશ થઇ ગઇ હતી પણ રાજા ભીમદેવની રાણી ચંદ્રકળાને હજી ઉંઘ આવી ન હતી. બાજુના ખંડમાં રહીને તેણે રાજા અને અમરસિંહ વચ્ચેનો વાર્તાલાપ સાંભળ્યો હતો.

મધુર નુપુરઝંકાર થવાથી રાજા એકદમ જાગી ઉઠ્યો. તેણે આંખો ખોલી જોયું તો દરવાજા ઉપર રાણી ચંદ્રકળાને ઉભેલી જોઇ. તેને જોઇ રાજાએ એકદમ પોતાના ચહેરાનો રંગ ફેરવ્યો. તે હસતા ચહેરે પલંગપરથી ઉઠી તેની પાસે ગયો અને તેનો હાથ પોતાના હાથમાં લઈ તે બોલ્યો, "કેમ, આજે ચહેરો ઉદાસી દેખાય છે કંઇ ? હું કોઇ ગુપ્ત રાજકારણમાં ગુંથાયલો હોવાથી મને જરા મોડું થયું, આટલા સારૂ આ ઉદાસીનતા તો નથી ને ? પતિની સાથે તલવારની ધારપર માથું ટેકવી સતારી રાજપૂત રમણીને આવી નાજુકાઇ શોભે ખરી ? પણ આમ તદન મુગાપણું શા માટે ?"

રાણી ચંદ્રકળાનો કંઠ ભરાઇ આવ્યો. તેના મોમાંથી એક શબ્દ સુદ્ધાં નીકળી શકતો ન હતો. માત્ર નેત્રોમાંથી અશ્રુઓ દડદડ પડ્યે જતાં હતાં. આવી દયાજનક સ્થિતિમાં તે રાજાના પ્રશ્નનો શો જવાબ વાળે ? રાજાએ પણ તેની આવી સ્થિતિનું કારણ ઓળખી કાઢ્યું પણ કાર્યસાધુ વિષયાંધ પુરૂષો ધૂર્ત હોય છે ! તેઓને સત્યાસત્યનો બીલકુલ ખ્યાલ રહેતો નથી. વિષયાંધ ભીમદેવ આવા પુરૂષોમાંનો એક હતો. તેણે તરતજ રાણીને પોતાની બાજુમાં લઈ કહ્યું, "ગાંડીરે ગાંડી, કુમારી ઇચ્છિનીની માંગણી કરવા મેં અમરસિંહને આબુ મોકલ્યો એવા નજીવા કારણસર ચૌલુક્ય વંશીય નરેશની રાણીને શું અશ્રુપાત કરવો ઘટે ? વળી ઇચ્છિનીને ટક્કર મારે એવી સ્ત્રીઓ આપણા વિલાસ મંદિરમાં ક્યાં નથી ?"

"તો પછી ઇચ્છિની માટે માગું શા માટે ?"

"એ એક મુત્સદ્દીપણાનો દાવ છે. મારી માંગણીનો અસ્વીકાર થશે એમાં કંઇજ શંકા નથી પણ તેથી આબુના રાજા તથા તેના મિત્ર પૃથ્વીરાજ ચૌહાણ સાથે રણસંગ્રામ કરવાનો મારો હેતુ સફળ થશે. આવું યુદ્ધ જગાડવાની આ એક મારી બાજી છે."

"પણ એનું પરિણામ શું આવશે તેનો વીચાર કર્યો ખરો?"

"પરિણામ? ભારતવર્ષમાં એક છત્ર હેઠળના સામ્રાજ્યના સમ્રાટની પત્ની ચંદ્રકલા સમ્રાજ્ઞી બનશે. કેમ ખરૂ ને?"

આમ કહી ભીમદેવે રાણીના કપાલપર એક ચુંબન કર્યું.

ચંદ્રકલાએ મંદ સ્મિત કર્યું પણ તેના નેત્રમાંના અશ્રુ હજી સુકાયા ન હતા.

* * *

(૨)

"આવો. અમરસિંહજી, આવો. આપના જેવા વિદ્વાન નરનો ભેટો થયો એ અમે મોટા ભાગ્યની વાત સમજીએ છીએ." એક ભવ્ય દિવાનખાનામાં એક વૃધ્ધ ગૃહસ્થ બીજા મધ્યમ વયના ગ્રહસ્થનું સ્વાગત કરતો આમ બોલ્યો.

"પરમારોના પરાક્રમોને છાજે એવું આપનું સૌજન્ય છે. આપના જેવા રાજા જે પ્રજાને મળે તે પ્રજા ખરેખર ભાગ્યશાળી કહેવાય! મહારાજ, બધું ક્ષેમકુશળ છે ને?" અમરસિંહે શિષ્ટાચાર બતાવ્યો.

"ભગવાન એકલિંગજીની કૃપાથી આ ક્ષણે તો બધું બરાબર છે. પંડીતજી, હવે પછી શું થશે તે જાણવું માનવી માટે અશક્ય છે."

પરમાર રાજાનું આવું બોલવું સાંભળી અમરસિંહને પોતાના કામ સંબંધી થોડીક નિરાશા ઉપજી. પણ તેવો ભાવ છુપાવીને પંડીતજીએ હસીને કહ્યું.

"રાજન, આપને લાગે છે તેટલી માનવબુદ્ધિ કમતાકાત નથી, માનવબુદ્ધિ સાથે પ્રયત્ન જોડાતાંજ દેવોને સુદ્ધાં અસાધ્ય એવા કાર્યો મનુષ્યોના હાથે પાર પડતા નથી શું?"

"હા પાર પડયા છે ખરા, એ વાત ખરી છે પણ હવે વૃદ્ધાવસ્થામાં અગાધ્ય કાર્ય સાધવું એ મારા હાથે થનાર નથી એ પણ એટલુંજ ખરૂં છે, કુમાર સલખ હજી તો છોકરૂં છે. આ રાજ્યશકટ ચલાવવા જેવડી તેની ઉંમર મોટી થાય ત્યાં સુધી આ રાજ્ય કારભાર મારે સંભાળવોજ જોઇએ. પ્રપંચજાળમાથી મન મુકત કરી આપના જેવા સત્પુરૂષના સહવાસમાં કાળ વ્યતિત કરવા યોગ્યની મારી ઉંમર છે પણ શું કરૂં; કંઇ ઈલાજ નથી."

"રાજન, ઇશ્વરી સંકેતાનુસાર બધું થયા કરે છે. જે માણસ પોતાનું કર્તવ્ય યોગ્ય રીતીએ બજાવે છે તેનીજ ગણના સત્પુરૂષોમાં થાય છે. તેને આપણા જેવાઓના સહવાસની જરૂર પડતી નથી. પણ હું અને શા સારૂ આવ્યો છુ તે તો આપને દિવાન ક્ષેમનપ્રસાદે જણાવ્યું હશે, ત્યારે પરમાર રાજાનો શો સંદેશો હું રાજા ભીમદેવને પહોંચાડું? મને લાગે છે કે બેઉ રાજવંશો વચ્ચેના વૈમનસ્યનો નાશ કરવા કુમારી ઇચ્છિનીને ગુજરાતની પટરાણી બનાવવાની આપ સંમતિ આપો તો ઠીક. બળશાળી ભીમદેવ આપને યોગ્ય એવાજ જમાઇ છે."

પંડીત અમરસિંહનું આવું બોલવું સાંભળીને રાણા પરમારના શાંત ચહેરાપર એકદમ રોષનો વિકાર વ્યાપી રહયો. તેનો વિસ્તીર્ણ ભાલપ્રદેશ આકુંચિત થયો અને નેત્રો પણ કંઇક

રક્ત થઇ ગયા. પંડીતજીના મનમાં પણ ભારે બેચેની વ્યાપી હતી છતાં પણ તે શાંતી ધારી બેઠા હતા. અને પોતાની દ્રષ્ટિ બારીમાંથી નજરે પડતાં બહારના કુદરતી દેખાવપર તેણે ફેરવી હતી છતાં તેના કાનો તો પરમાર શું કહે છે તે સાંભળવાજ તલપી રહયા હતા.

આ પ્રમાણે થોડીક શાતી જળવાઇ રહયા પછી તે શાંતીનો ભંગ કરતા રાણા પરમારે કહયું, "પંડિતજી, પરમાર રાજકુમારીને ભીમદેવની દાસી બનાવવી એ અમારાથી સાંખી શકાય તેમ નથી. આબુના રાજપુતોએ હજી ચુડી પહેરી નથી. ગમે તે સમયે અમે રક્ત આપવા તૈયારજ છીએ"

આ સાંભળી દયાશીલ અમરસિંહનું હૃદય ભરાઇ આવ્યું અને નેત્રો અશ્રુપુર્ણ થઇ ગયા. વળી પરમાર રાજા બોલવા લાગ્યા, "સ્વામીજી, વધું શું કહું ?, મારો પ્રત્યેક સૈનિક આબુનો રાજા છે. આ વાતની ના પાડવાથી ભવિષ્યમા સળગી ઉઠનાર યુદ્ધમાં મારા હજારો સૈનિકોના પ્રાણ જશે એ હું જાણું છું છતાં હુ ભીમદેવની માગણીનો સાફ ઇનકાર કરૂં છું. કોણ છે બહાર ?"

"જી હુજુર" એક અનુચર આગળ આવી વિનીતભાવે બોલ્યો.

"જા, અને એક સુંદર જરદોજી પોશાક લઈ આવ." રાણાએ આજ્ઞા કરી.

થોડી વારમા પોશાક આવ્યો અને તે આબુના રાજકુલભૂષણ પરમારે પોતાના હાથે અમરસિંહને આપ્યો. તેનો સ્વીકાર કરી, રાણાને નમસ્કાર કરી અમરસિંહ ત્યાંથી ચાલતો થયો.

(૩)

ભગવાન સહસ્રકર પોતાના હજારો કીરણ પરિવાર સહ હમણાજ ઉદયાચલ પર આવ્યા હતા, એવે સમયે આબુના ડુંગરી પ્રદેશમાથી એક પ્રવાસી ધીરે ધીરે પોતાના માર્ગનું આક્રમણ કરી રહયો હતો. તે વારંવાર દીર્ઘ નિશ્વાસ છોડતો હતો અને કોઈ વિચારતંદ્રામાં પડી જતો હતો.

એવામાં મેઘગર્જના જેવો કંઇ આવાજ થયો. પેલો પ્રવાસી આ સાંભળી ચોકયો! વિચારતંદ્રામાં પડેલું તેનું ચિત્ત એકદમ શુધ્ધિમાં આવ્યુ. જરા નિરખીને જોતાં તેને માલુમ પડયું કે તે રસ્તો ચુકી એક વાઘની ગુફા આગળ આવી પહોંચ્યો હતો. તેણે વાઘને તેનાપર હુમલો કરવાની તઇયારીમાંજ ઉભેલો જોયો.

આ પણે પ્રવાસી ભયભીત થઇ ગયો. તેના આખા શરીર પર પસીનો છુટયો. વેદાંતના તત્વોનું પ્રતિપાદન કરનાર અમરસિંહ વાઘને—ખુદ મોતને પોતાની નજર આગળ જોઇને તદન આભોજ બની ગયો. એવામાં પાસેની ઝાડીમાંથી ઉપરાઉપરી બે તીરો છુટયા અને વ્યાઘ્ર જમીન પર નિર્જીવ થઇને પડયો.

આ દ્રશ્ય અમરસિંહ તો આમતેમ જોવા લાગ્યા. સંકટ આવ્યું અને પળવારમાં તો તેનું નિવારણ પણ થઈ ગયુ એ બધું કેમ બન્યુ ? ઇશ્વરકૃપા! એવા વિચારો પંડીતજીના મગજમા ઉદભવી રહયા હતા. એવામા એકાએક તેની દ્રષ્ટિ પેલા વ્યાઘ્રના શબ ઉપર પડી અને તેને મારે તેના હૃદયમાં ભારે અકંપા જન્મી. પરંતુ આ બાણ આવ્યા કયાથી ? પંડીતજીએ ઘણુંયે આમતેમ નિરખીને જોયું પણ કોઈ નજરે પડયું નહિ. એવામાં સામેથી આવતું એક અસ્ફુટ

હાસ્ય તેને સંભળાયું. થોડીવારમાં તો એક મેળ અશ્વની ગાડી એક નાના છોકરાને આગળીએ લઇને પોતાની તરફ આવતી હતી એવું પડીતજીએ જોયું

અહાહા ! શું તે બાળાનું સૌંદર્ય ! થોડીજવારમાં એ સુંદરી, પેલો બાળક તથા તેઓની સાથના અનુચરો પડીતજીની સમક્ષ આવી પહોંચ્યા ત્તરતજ ત્યાં પડેલા વાઘના શબને જોતાંજ પેલો બાળક તેની પાસે દોડી ગયો અને એક નીરે તરફ આગળી કરીને બોલ્યો, "બહેન, જો આ રહયું મારૂ બાણ મારું આવું પહેલું આવ્યું છે કહે હવે, કોણે શિકાર કર્યો ?"

પોતાના ભાઇનું અભિમાનભર્યું બોલવું સાંભળી તે બાલિકાનો નેત્રો આનંદાશ્રુથી ભરાઇ ગયા. તરતજ તેણે બાળકનો હાથ પકડી કહયું, "ભાઇ, વાઘને વિંધી નાખનારા બને બાણો તારાજ છે. પણ આ સાધુ મહારાજને વંદન કરવી સારૂંજ આપણે અહીં આવતા છીએ, એ ભુલી ગયો કે ?"

"હા બહેન, આપણે ભુલ કરી !" ભાન આવ્યું હોય તેમ કુમાર બોલ્યો "મહારાજ, પરમાર કુમારી રુક્મિણી તથા કુમાર સલખ આપને વંદન કરે છે"

"શતાયુર્જીવ"

"મહારાજ, આપ રસ્તો તો ભુલ્યા નથીને ? આ વાઘની ગુફા આગળ આપ ક્યાંથી રીતે આવી પડયા ? મારી નજર જો એજ વેળા આ તરફ ન પડી હોત તો મહારાજ, આજે મોટો અનર્થ થઇ જાત"

"રાજકન્યા, તું કહે છે તે સત્ય છે હું ગુજરાતની રાજધાનીના માર્ગે જતા આમ આડે રસ્તે નીકળી પડયો પણ તું કહે તેવો અનર્થ ઇશ્વરભક્તિ સિવાય કયાંથી બને ? તેની કૃપાથીજ તારી નજર મારા ઉપર પડી અને મારો જીવ બચ્યો પણ તેથી ફાયદો શો થયો ? એક જીવને બચાવવા ખાતર બીજા જીવને હણવો પડયો."

"મહારાજ, આપે કહયું તે ખરૂં પણ પૂર્વ જન્મના કર્મોના ફળ ભોગવ્યાં વિના કંઇ છુટકો છે ખરો ?"

"રાજકુમારી, તારા પિતા જેવીજ તું યોગ્ય કન્યા રત્ન છે! પણ તારા આ કુસુમ જેવા શરીર પર આ શસ્ત્રાસ્ત્ર શા ! શું એ ઉચિત નથી ?

રુક્મિણી હસીને બોલી, "મહારાજ, પુરૂષોની વિષયાસક્તિ સ્ત્રી જાતિના સુખની જેટલી કારણભુત છે તેટલાજ પ્રમાણમાં તે દુ:ખનું મૂળ છે આવા વિષયી પુરૂષોથી મારા પતિવ્રતનું સરક્ષણ કરવા ખાતર હું આ શસ્ત્રોના ભારનું વહન કરી રહી છું'

'બાળે, તે કહયું તે બરાબર છે પણ શસ્ત્રોની તીક્ષ્ણ ધાર કરતા પ્રેમ, સુખમાં વધારે વૃદ્ધિ કરનારો હોઇ ગુજરાતના ભોળા ભીમની સાથે તને પરણાવવાની મે તારા પિતા આગળ માગણી કરી પણ તેમણે તેની સાફ ના પાડી હશે હવે તારા આ ખાદિમગાર અનુચરને મારી સાથે મોકલીને મને રસ્તે ચડાવે એટલે બસ"

કુમારી રુક્મિણીએ તરતજ પોતાના ચંદદામ નામના સેવકને પડીતજીને ગુજરાતની સરહદ સુધી પહોંચાડી આવવાની આજ્ઞા કરી

તરતજ ચાગગિહ તથા ચદનદાસ ગુજરાત જવાના માર્ગે પડયા, અને ઇચ્છિની તથા તેનુ ગિરારગઢ નગર ભસ્મી વશ્યુ.

(૪)

બીજે દિવસે હજી તો લોકોની નિદ્રાયે ઉડી ન હતી એવે સમયે ગુજરાત નરેંદ્ર ભોળો ભીમ તથા આબુનો પરમાર પોતપોતાના સૈન્યો સાથે લડાઇના મેદાનમા ઉતરી પડયા. ક્રોધમન્થી ઉન્મત્ત થઇને આગમાર વિચાર શૂન્ય થયેના, એ રાજપૂતોએ ભયંકર ખુનરેજી ચલાવીને નદીનુ પવિત્ર જળ રૂધિરમય કરી નાખ્યુ ભીમદેવે પોતાના શૌર્યની પરાકાષ્ઠા કરી પણ આબુના પરમારને દિલ્લી નરેશ પૃથ્વીરાજની સહાય્ય હોવાથી ભીમદેવનુ કઇ વળ્યુ નહિ. આખરે રણદેવતાનો તે બલી થયો. ભારતસમ્રાટ થવાની ઇચ્છા ધરાવનાર, ભોળો ભીમ સંગ્રામના મેદાનના ક્યાંઇ ધુળ ચાટતો થઇ ગયો!

દિલ્હીનરેશ પૃથ્વીરાજ ચહુઆણની સહાયતે લીધે આબુના પરમારનો યુદ્ધમાં જય થયો અને પૃથ્વીરાજના ઉપકારનો બદલો વાળી આપવાને તેણે પોતાની કન્યા ઇચ્છિનીને પૃથ્વીરાજ સાથે પરણાવી

આ પ્રમાણે તેના શાહુકારોએ ભોળા ભીમનો નાશ આણ્યો તથા અન્હિલપુર પણ પડયુ.

---



---

# વિવિધ-વિષય.

લખનાર—B. D Vajifdar

### સબમરીન.

સબમરીન બોટના નામથી અને ત્રાસદાયક કામથી આજે કોણ અજાણ્યુ છે! કારણ છેલ્લાં જરમનીનાં મહા યુદ્ધમાં, આ સબમરીન બોટોએ ઘણો આગેવાની ભરેલો ભાગ ભજવ્યો છે, અને ઘણીજ ત્રાસદાયક રીતે જાનમાલની ખાનાખરાબી કીધી છે. લડાઈની સરૂઆતમા ૧૯૧૪ ના સાલમાં ,"એમડને", ફેલાવેલો તરખાટ અને તેથી ગંભીર રીતે થએલી વેપાર અસર, હજુર આપણાં મન પર તાજી છે, આ સબમરીન બોટો, ફતેહમંદ રીતે વ્યવહારમાં લાવવાનું માન ફ્રાન્સને ઘટે છે. આ સબમરીન બોટો વીજળીના બળથી ચલાવવામાં આવે છે.

### તલવાર.

તલવારો કે જે ૨૦ થી ૩૦ ઈંચ લાંબી હોય છે, તે અસલ રોમનોએ પહેલવહેલાં ઉપયોગ કીધો હતો. ડમાસ્કસના પોલાદની તલવારો અસલ પ્રખ્યાત હતી.

### સુએઝ કેનાલ.

સુએઝ કેનાલ, કે જે રાતા સમુદ્ર અને પેલુશીયમના ઉપસાગરને જોડે છે, તે ૧૮૫૨ માં મોંશીયર ફરડીનાન્ડ દ લેસેપસ નામના એક ફ્રેન્ચ ઇજનેરે યોજના ઘડી હતી, અને આ યોજનાને, ઈજીપત, ટરકી, રશીયા, ફ્રાન્સ અને ઓસ્ત્રીયાની સરકારોની સંમતી મેલવી હતી. એંસી (૮૦) લાખ પાઉંડની મોટી થાપણવાળી લીમીટેડ કંપની ઉભી કરવામાં આવી. અને એ કંપનીના શેરોનો મોટો ભાગ, ફ્રાન્સમાંજ ખપી ગયો. ૧૮૬૯ માં સુએઝ કેનાલનો વ્યવહાર ચાલુ થયો. આ કેનાલની લંબાઈ ૧૦૦ માઇલ જેટલી છે. આ સુએઝ કેનાલની શોધથી, મુંબઈ અને લંડન વચ્ચેના મુસાફરીના માર્ગમાં ચોવીસ (૨૪) દીવસનો ફેરક પડી ગયો છે. આ કેનાલના સરૂઆતના કામનો ખરચ ૧૨૦૦૦૦૦૦ એક કરોડ અને વીશ લાખ પાઉંડ થયો હતો.

ખેડીવને ૨૫ લાખ પાઉંડનાં શેરો આપવામાં આવ્યા હતા. ૧૮૭૫ માં ખેડીવ પાસેથી અંગ્રેજ સરકારે એ શેરો ૪૦૮૦૦૦૦, પાઉંડની કીમતે, વેચાતા લીધા હતા, અને એ શેરોનું એટલું રાક્ષસી વ્યાજ ગ્રેટ બ્રીટનને મળ્યું કે, એ દેશનો વેપાર આબાદીમાં ખીલી નીકળ્યો

બ્રીટનમાં દર વરસે એ શેરો ધરાવનારાઓને કુલ્લે ૧૦ લાખ પાઉંડ ડીવીડંડ મળે છે. યુગ પુંજાવી આવેલા ભાગ્યશાળી શેર હોલ્ડરો!

ધન્ય છે મોંસીયર લેસેપસ તારી અદભુત મગજ શકિતને કે જેના પ્રતાપથી દુનિયાને આટલો બધો ફાયદો થયો!

હીરા (Diamonds)

હીરામાં કારબનનો ભાગ છે, અને તે કિંમતી ઝવાહીરોમાં અગ્ર સ્થાન ભોગવે છે. પ્રાચીન કાળમાં હિંદુસ્તાન હીરા ઉત્પન કરનાર દેશ તરીકે પ્રખ્યાત હતો હાલ દક્ષિણ આફ્રિકાની હીરાની ખાણોમાંથી મોટા પ્રમાણમાં હીરા નીકળે છે. બ્રેઝીલ અને ઓસ્ટ્રેલીયામાં હીરાની ઘણી કિંમતી ખાણો છે. હીરા સખત હોય છે અને ઝલકાટ આપનારા છે. મોટામાં મોટી સાઇઝનો હીરો, કુલીનન ડાયમંડ (Cullinan Diamond) છે, કે જે ૧૯૦૫ ના જાનેવારીમાં દક્ષિણ આફ્રિકાના પ્રીટોરીયા શહેર નજદીકની ખાણમાથી મલી આવ્યો હતો અને ૧૯૦૭ માં "ટ્રાન્સવાલને સ્વરાજ્ય બક્ષ્યું, તેની યાદગારીમાં મરહુમ શહેનશાહ સાતમા એડવર્ડને ભેટ કરવામાં આવ્યો હતો. આ હીરાનું વજન ૩૦૩૦ કેરેટ છે, અને તેની કિંમત ૧૫) કરોડ રૂપીઆ છે અને હાલ આપણા પ્રતાપી શહેનશાહ નામદાર પંચમ જ્યોર્જના મુગટમાં બીરાજે છે. બીજા જાણીતા હીરાઓની વીગત નીચે મુજબ છેઃ—

| હીરાનું નામ. | જ્યાંથી મળ્યા, તે જગાનું નામ. | વજન કેરેટમાં. |
|---|---|---|
| એક્સલસીયર | દક્ષીણ આફ્રિકા. | (૯૭૧) કેરેટ વજન, કાપી ઘરાબર પોલીશ કર્યા વગરનું. |
| ગ્રેટ મોગલ | હિંદુસ્તાન. | ૨૮૦ કેરેટ વજન, બરાબર કાપી પોલીશ કીધા પછી. |
| રીજન્ટ | " | ૧૩૬ " " " " " " " |
| ઓરલોફ | " | ૯૦૦ " " નવી પોલીશ કીધા વગરનું વજન |
| કોહીનુર. | " | ૧૦૩ " " બરાબર કાપી પોલીશ કીધા પછીનું વજન. |

આમાં "કોહીનુર" હીરો એ હિંદુસ્તાનનું જાણીતું કિંમતી નંગ છે, કે જે હાલના રાજમાતા એલેકઝાન્દ્રાને મરહુમ મહારાણી વીકટોરીયાએ ભેટ આપ્યો હતો. આ હીરાનું કાપ્યા વગરનું વજન ૯૦૦ કેરેટ હતું પણ આ હીરો કપાઇ જવાથી, તેનું વજન કાપ્યા બાદ ૧૦૩ કેરેટ રહયું હતું.

# પ્યારનું બલીદાન.

## એક ટુંકી વાર્તા.

લખનાર—Queen Airis.

ઘણાં વરસોની વાત ઉપર શીન નદીને કિનારે એક નાનું સુખદાયક ઝુપડું હતું, કે જેમાં રોજર ડી. બરનેસ નામે એક બુઝર્ગ શખ્શ, પોતાની અતી રૂપાળી બેટી, નામે ઇવાન સાથ રહેતો હતો જો કે તેઓ હાલમાં ગરીબ સ્થિતીએ રહેતાં હતાં, તોપણ તેઓ જન્મે તો ઉમદાજ લોહી ધરાવતાં હતાં.

જેઓના ઝુપડાંથી અર્ધો માઇલ દુર એક નાનો મીનારો હતો, કે જેમાં ફક્ત એક હોડીવાળો વસ્વાત કરી રહયો હતો તે બીંપ બેગ્રીનો તેજ એક નજીકનો પાડોશી અને મીત્ર હતો, કે જે તેઓને દરેક રીતે મદદ લાગતો હતો. તે જવાન્યાનું નામ ગેસ્ટન હતું, તેના મા બાપે તેના નાનપણથીજ પેલી દુન્યાનો વાંસો સોદયો હતો, તેથી તે હમેશ એકલવાઇ પણ ઉદયોગી જીંદગી ગુજારતો હતો.

તેની સામે પારથી જેવું કોઈ મુસાફર આ પાર આવવા માટે ઈધાણીનું ઘુગળુ વગડતું તેવોજ તે પછી રાત હોય કે દિવસ હોય; તો પણ ખંતથી પોતાની નાની હોડીમાં કુદી પડી સામે પાર જવા માટે છુપલાવ્યા વગર રહેતો નહી. તેને પોતાના જીવની દરકાર હતીજ નહી. કયાંથીજ હોય? કારણ, ન બાપ, ન મા કે ન કોઇ ભાઇ બહેન તેની કદર કરનારૂં હતું જેથી તેને મનસે બધુંજ સરખું હતું.

પણ નહિ. હમણાં હમણા તે પોતા માટે કાંઇક થોડું દરકાર કરવી શીખ્યો હતો. કારણ તે આગેના ઝુપડાંમાંની રૂપાળી છોડી ઇવાનને ચાહતાં શીખ્યો હતો. તેને એક ઘડી પણ તે સુંદર મુખ કમળ નીરખ્યા વગર જાણે ચાલતુંજ ન હતું.

એક દિવસ તે બુઢા રોજરે પોતાની બેટીને પોતા પાસે તેડી ગોદમાં બેસાડી કહયું, "મારી અતી વહાલી ઇવાન, જો કે મેં એક ઘણીજ લાંબી જીંદગી ગુજારી છે, કે જે માટે હું તે પાક કીરતારનો અતી ઘણો ઉપકારી છું, કારણ જેથી કરીને આત્યાર સુધી હું તારી વ્હાલભરી સંભાળ લઇ શકયો છું, પણ હવે હું જોઉં છું, કે મેં જેટલાં વરસો કાઢયાં છે તેટલા દિવસ પણ ભાગ્યેજ કાઢી શકીશ, માટે હું હવે તને પરણાવા માંગુ છું. જેથી કરી હું મરણ પામું, ત્યારે મારો આત્મા શાંતીમાં રહે, એવા ખ્યાલથી કે તું વ્હાલી એક બીજી પ્યાર ભરી સંભાળમાં સુખથી રહે છે."

"અરે નહિ નહિ! વ્હાલા બાપ!" તેણી તેમના મોતના ખ્યાલથીજ ડરીને દચકાં ખાતાં બોલી. "હું તો હમેશ તમારી સાથેજ રહીશ. મેં કદીપણ લગ્નનો વિચાર કર્યો નથી"

"અરે મારા નાદાન બચ્ચાં, તને શું એટલો પણ વિચાર નથી, કે હું સો હવે તમામ બુઢો થયો છું, કે જ્યારે તુ તો હજી એક ખીલતી કળીજ છે? પણ તેં શું અત્યાર સુધી જોયું નથી, કે ગેસ્ટન કેવો રૂપાળો અને હીંમતવાન જવાન છે?'

"હા. વ્હાલા બાપ, લોકો કહે છે. કે તે ઘણો ભલો, ને માયાળુ છે" તેણીએ નીર્દોષતાથી કહયું.

"આહ! શું તને તેની બાયડી થવા નહિ ગમશે. વ્હાલી બેટી?" તેને કાંઈક આશાવંત બની પુછયું.

"જો તમારી એજ ઇચ્છા છે, વ્હાલા બાપ, તો મારી પણ તેજ સમજવી." તેણી શરમથી લાલ થતા ચહેરાએ બોલી

તે દિવસે થોડા કલાક પછી બુઢા રોજરે તે મીનાર તરફ હેયું કીધું, એવું વિચારતા કે પોતાની બેટીની ભવિષ્યની ગોઠવણ તે જવાન સાથ કરે, પણ ગેસ્ટન ઘરમાં હુતો નહીં. તે પેલે પારથી ભુંગળું સાંભળતાંજ, કોઇ મુસાફરને લેવા ગયો હતો. તે તરફ હવે આપણી નજર હોડાવ્યે.

તે મુસાફર કોઇ ગરીબ દેખાવનો આસામી હતો. "પેલે પાર જવા માટે તારૂં શું ભાડું છે, ભાઇ?" તે અજાણ્યાએ ગેસ્ટનને પૂછ્યુ.

"એક પેની." ગેસ્ટને જવાબ વાળ્યો.

"આહ! મારા પગ બહુ સુઝી આવ્યાચ, અને હું ઘણો થાકી ગયો છુ," તે જવાન કંટાળાથી બોલ્યો. "તારૂં ભાડું જો કે બહુંજ નજીવું છે, તોપણ હું એટલું બી ફાજલ પાડી શકતો નથી, કારણ મારી પાસે કાંઈજ નથી." તે પોતાની કોથળી ઉંધી કરી દેખાડતાં બોલ્યો.

"ત્યારે તો તમે એક ખુદાનો બંદો તેના જેવા ઇન્સાનને દુખની વખતે મદદ કરે, તેમ હું કરીશ. ચાલ, મારે તારી પાસે કાંઇ લેવું નથી ભાઈ, હોડીમાં બેસી જા." ગેસ્ટને ઉદારતાથી કહયું.

તે અજાણ્યો થાકથી બેજાર થયેલો તેના એકે બોલે તે હોડીમાં કુદી પડયો. તે એક ઉંચો કદાવર અને દમામદાર દેખાવનો જવાન હતો. "મારા ભલા મીત્ર," જેવા તેઓ જમીનપર ઉતર્યાં, કે તે અજાણ્યો બોલ્યો, "હાલમાં તો હું એક પેની વગરનો મુસાફર છું, પણ મારો બાપ ઘણો ધનવાન છે, જેથી તેના મરણ બાદ હું ઘણો પગભર થઇ શકીશ."

"જો જરા રતી મેં કાંઇ તારે માટે કર્યું છે, તે મેં ખુશીથી કર્યું છે ભાઇ," ગેસ્ટને કહયું. "જો મારી ગરીબ ઝુંપડીમાં બે માણસની જગા હતે તો હું જરૂર

તને મારો પરોણો બનાવતે, પણ હું નાચાર છું. પણ હાલમાં તો તું મારી આ કેલી લે, તે કદાચ તને કામ લાગશે, કારણ મારી પાસે તો પુરતું છે."

અરે! હું તારાં જેવા ગરીબ પણ જીગરે અમીર જેવા એક પાસથી ભીખ લેવાને ઘણો શરમીંદો છું, ભાઈ પણ તેમ કર્યા વગર મારો છુટકો નથી." તે દીલગીરીથી બોલ્યો. "પણ હયાં કોઈ એવું ઠેકાણું નથી, કે જ્યાં હું આજની રાત ઉતારો લઈ શકું?"

"હા છે ખરૂં." ત્યાં એકાંત દુર ઈનની બારીમાંની લાઈટ તરફ નજર કરતા ગેસ્ટન બોલ્યો "રોજર-ડી-બરનેસનો દરવાજો ઠોકેલો કદીપણ ફોકટ જતો નથી." અને તેની આપેલી ઇંધાણી પ્રેમાણે તે અજાણ્યો તેની નજર આગળથી દુર થયો.

ગેસ્ટન પોતાના ઘર તરફ વિચારવત કદમે પાછો ફર્યો, કે જ્યાં બુઢો રોજર તેની રાહ જોતો બેઠો હતો.

"માગ બેટા," તે બુઢો થોડીક અરસપરસની ખેરઆફયત પછી બોલ્યો, "હું જાણુંચ. કે તું એક ઉદયોગી, પ્રમાણીક અને ખુદામાં માનવાવાળો એક જવાન છે, કારણ મેં તુંને વરસોથી પીછાણેલો છે. માટે જો તુ ચાહતો હોય, તો તું મારી બેટીનો ભરથાર થઇ શકશે. હું હવે મુદલ બુઢો થઇ ગયો છું. જેથી હું એ મારો વ્હાલો હવાલો કોઇ નેક હાથોમાં સોંપી જવા માગુ છું, મારી તને એ વાત પસંદ છે બેટા?"

"પણ મેડમોઝાઈ ઇવાનનો શું વિચાર છે સાહેબ?" તેને અનહદ ખુશાલીથી ધડકતે જીગરે તોપણ ચીંતાતુર સવાલ કર્યો.

"તેણી પણ તને વરવા ખુશી છે, બેટા!" તેને માયાથી જવાબ વાળ્યો. "કારણ તેણી સમજે છે કે હું હવે કઈબી ઘડીએ આ ફાની દુન્યા ત્યાગ કરૂં તેનો ભરૂસો નથી, અને તેથી તેણી તારા જેવો એક ભલો ભરથાર મેળવવા તૈયાર છે. તારી 'હા' થીજ હું શાંતીમાં મરીશ." તેને ઓજરખ્વાઇથી કહયુ.

અને ગેસ્ટનને પણ તેજ જોઈતું હતું. કેટલા વખતોથી તેના જીગરમાં તેણીનીજ છબી કોતરાઈ રહી હતી, અને જ્યારે તે બાપજ તેને ઘર બેઠાં પુછવા આવ્યો હતો, ત્યારે તે ના શું કામ કહે? અને હયાં તે ભવિષ્યના મગર જમાઇ ખુશાળ જીગરે છુટા પડયા

ગેસ્ટન બીજે દિવસે પેલા અજાણ્યાને મળ્યો, કે જે તેનાજ આપેલા પૈસાથી ખરીદેલા કપડાથી હાલમાં બનીઠની રહયો હતો. "કેમ સાહેબ?" ગેસ્ટને પુછયું, "હું ધારૂંચ તેમ તમારી ગત બુઢા રોજરને ત્યા સારીજ રીતે પસાર થઈ હશે!" હાલમાં પણ ત્યાંજ, છો કે?"

"હા. હવડાં તો મારો વિચાર થોડા દિવસ હયાંજ તોડી પાડવાનો છે." તેને કાંઈક બિગાડવત ધપે કહયું અને બીજી ત્રીજી વાતગીત કરી તેઓ છુટા પરયા.

સરસી દાબી રાખી, રેવલે જે પાટયાંને વળગી તરતો હતો, તે તરફ ગયો. આ જોઇ રેવલ પુકારવા લાગ્યો, "અરે! કયાં ના આવતો, કયાં ન આવતો! આ પાટયું ત્રણેનો ભાર કદીબી ઝીલશે નહીં."

પણ ગેસ્ટને તેના બોલવાની દરકાર કરી નહિ, અને મહા મુશીબતે રેવલને તે પાટયાં પરથી ખસેડવા લાગ્યો રેવલ જાણતો હતો કે ગેસ્ટનત્રા જોર આગળ તેનું કાંઈ વળવાનું ન હતું. જેથી પોતાનો બચાવ કરવાને બદલે મગરૂરીથી એકજ વાકય બરબડતો હતો. "કે તણી મનેજ ચાહેછ."

એકાએક ગેસ્ટન ઝનુનથી પુકાર્યો. "ઇવાન, શું આ કંગાલનું કહેવું ખરૂ છે? શું તું તેને ચાહે છે?"

"હા," તેણી દચકાં ખાતી બોલી.

થોડીક પલો સુધી તેઓ વચ્ચે ગંભીર ચુપકીદી ફેલાઇ. આખરે ગેસ્ટન અતીયંત દુખી જીગરે તો પણ બહાદુરીથી બોલ્યો, "લોર્ડ રેવલ! હું તેણીને તને સોંપુચ, હંમેશ તેણીને સુખી રાખજે! પણ જો તારી મોટાઇને જોરે ભવિષ્યમાં તેણીને જરાકબી તરછોડીચ કે દુખી કીધીચ, તો હું, બેહસ્તમાંથી પણ તારાપર ભયંકર શ્રાપ ઉતારીશ!" અને આ બોલો સાથ તેને ઇવાનને પોતાથી છુટી કરી રેવલના પાટયાં તરફ ધકેલી અને પોતે ચુપચુપ તે ઉછળતાં પાણીમાં કાંઇ પણ આસરા વગર હોવાથી ગુમ થઇ ગયો.

"ઓ! ગેસ્ટન! ગેસ્ટન!" ઇવાન આ જોઇ પસ્તાવાથી ભરપુર અવાજે પુકારી ઉઠી. પણ ફોકટ તેણીના જવાબમાં તે જોસબંધ ફુંકતો પવન તે વ્હાલા જવાન તરફથી ફકત એક આખરી સલામ લાવ્યો, કે ત્યાર પછી તે ઉમદા જીગરના નેક જવાન માટે કાંઇ પણ સંભળાયું નહિ.

---

१ ઉત્તમ સ્મરણ શકિત
२ શ્રેષ્ઠ શરીર સંપત્તિ
३ દીર્ઘ જીવિત સુખ
४ અખુટ ઉત્સાહ વૃત્તિ

## ચાર અલભ્ય લાભ

અને

## એક અત્યુત્તમ સાધન.

# આંતકનિગ્રહ ગોળીઓ.

જો તમો વિધ્યાની પ્રાપ્તિ માટે ઉત્તમ સ્મરણ શકિત ચાહતા હો, જો તમો ઉદ્યોગમા આગળ વધવાને શ્રેષ્ઠ શરીર સંપત્તિને ઇચ્છતા હો, જો તમો ધર્મ વગેરેના સાધન માટે દીર્ઘ જીવિત સુખની આકાંક્ષા રાખતા હો, અને જો તમો દુનિયામા પંકાવા માટે અખુટ ઉત્સાહ વૃત્તિ મેળવવા ધારતા હો તો આતંકનિગ્રહ ગોળીઓનું સેવન કરો

આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી દરેક જાતની નબળાઇ દુર થાય છે. રૂધિર તથા વીર્યની અશુદ્ધિ અને ખામી મટે છે માથાનો તથા છાતીનો દુખાવો, કેડની અને પગની કળતર, થોડી મહેનતે પણ લાગી જતો થાક, સ્ત્રીઓના ગર્ભાશયના દોષ, સ્ત્રીઓની દુર બેસવાની કોઇપણ જાતની ફરિયાદ તથા દસ્તની અટકાયત અને પાચન શકિતની અવ્યવસ્થા એ સઘળું આંતકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી અજાયબ રીતે દુર થાય છે.

**કિંમત–ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.**

સામટી ચાર રૂપિયાની ખરીદનારને એક ડબી ભેટ એટલે કુલ પાંચ ડબી આપવામા આવે છે. ભેટ વીગેરેની વધારે વિગત જાણવા માટે પ્રાઇસ લિસ્ટ મંગાવો

બ્રાંચ ઓફીસ.
કાલબાદેવી રોડ, મુંબાઇ

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
આંતકનિગ્રહ ઔષધાલય
જામનગર—કાઠિયાવાડ

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વાર્તા.)

લખનાર—મીસ સુના કાવસશાહ ઇરાની.

### પ્રકરણ ૪૨ મું.

#### એક ધડાકો.

તે એજ દિવસની સહવાર હતી કે જ્યારે ખોરશેદ બે વરસે પોતાની સાસુને એમ અંચીતા આવીને ઘેરીતાં આરીતા થઇ ગયલાં જોઇને અજબ થઇ ગઇ. તેણીએ નક્કી માન્યું કે તેણીને પજવવા સારૂજ જેહાગીરે તેવણને ખાસ કલકત્તે વેરથી બોલાવી મંગાવેલા હોવા જોઇએ.

તે ત્રણેએ ચુપચુપ પોતાનો નાસ્તો પુરો કીધો

"આજે તમે કેથે બહાર જવાના છેઓ કે?" સાસુજીએ નાસ્તો જમી લીધા પછી વહુને અચણુશ સવાલ કીધો.

"હા" ખોરશેદે જવાબ આપ્યો. "બેગમ મેહેરૂંનીસા મને લેવા અંહિ આવશે, ને હુમે બાહાર જવાનાં છૈયે"

"ત્યારે જો તમે કોઇ તે બેગમ સાથે એનગેજમેંટ રાખવાનાં હોવો તો હમનાજ મારી સાથે પેલી વાત કરવા આવો—મારા દીકરાને અને મને કંઇ તમુને ઘણુંજ અગતનું કેહેવાનું છે."

"પણ તે સમજવાની મારી મરજી નથી" ખોરશેદે બેદરકાર જવાબ કર્યો

"કદાચ નહિણી હોય તો બી તમારી મરજીની સાથે આય બાબદમાં હમુને કઇજ લાગતું વળગતું નથી તમુને હમારી વાત સમજવીજ પડશે મેહેરબાની કરી તમે લાઇબ્રેરીમાં ચાલો."

"નહિ ત્યાં હું પગ મુકસ નહિ માગ પરખ્યા સસારના ઘણા કમનસીબ બનાવો ત્યા, તે લાઇબ્રેરીમાં, બનેલા છે તેથી મને તે રૂમ ઘણોજ નાપશદ છે."

"તમારા ધણીના ઘેરનાં દરેક ઓરડાઓને તમુને ચાહાવા જોઇએ." આવાંબાઇએ ગંભીરાઇથી કહયુ.

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વાર્તા.)

લખનાર—મીસ સુના કાવસશાહ ઇરાની.

### પ્રકરણ ૪૨ મું.

એક ધડાકો.

તે એજ દિવસની મહવાર હતી કે જ્યારે ખોરશેદ બે વરસે પોતાની માસુને એમ અંચીલા આવીને ઘેરીતાં બારીતાં થઇ ગયલાં જોઇને અજાગ થઇ ગઇ. તેણીએ નક્કી માન્યું કે તેણીને પજવવા માટેજ જેહાગીરે તેવણુને ખાસ કલકતે વેરથી બોલાવી મગાવેલા હોવા જોઇએ.

તે ત્રણેએ ,ચુપચુપ પોતાનો નાસ્તો પુરો કીધો

"આજે તમે કેથે બહાર જવાના છેઓ કે?" સાસુજીએ નાસ્તો જમી લીધા પછી વહુને અચણુચ સવાલ કીધો.

"હા" ખોરશેદે.જવાબ આપ્યો. "બેગમ મેહેરૂંનીસા મને લેવા અંહિ આવશે, ને હમે બાહાર જવાનાં છૈયે."

"ત્યારે જો તમે કોઇ તે બેગમ સાથે એનગેજમેંટ ગણવાના હોવો તો હમણાંજ મારી સાથે પેલી વાત કરવા આવો-મારા દીકરાને અને મને કંઇ તમુને ઘણુંજ અગતનું કેહેવાનું છે"

"પણ તે સમજવાની મારી મરજી નથી" ખોરશેદે બેદરકાર જવાબ કીધો

"કદાચ નહિણી હોય તો બી તમારી મરજીની સાથે આય બાબદમાં હમુને કઇજ લાગતું વળગતું નથી. તમુને હમારી વાત સમજવીજ પડશે મહેરબાની કરી તમે લાઇબ્રેરીમાં ચાલો."

"નહિ ત્યાં હું પગ મુકસ નહિ મારા પરણ્યા સંસારના ઘણા કમનસીબ બનાવો ત્યાં, તે લાઇબ્રેરીમાં, બનેલા છે તેથી મને તે રૂમ ઘણોજ નાપસંદ છે."

"તમારા ધણીનાં ઘેરનાં દરેક ઓરડાઓને તમુને ચાહાવા જોઇએ" આવાંબાઇએ ગભીરાઇથી કહયું.

તેવન સાથ તેણી જેમ જેમ વાતમાં ઉતરતી તેમ ખોરશેદનું લોહી ઉકળી આવતું પણ તેણીએ પોતાનાં ગુસ્સા પર જેમ તેમ કાબુ રાખ્યો. ગમે તે પણ તેવન તેણી કરતાં ઉમરનાં વડાં હતાં આય ખારીલાં બૈરાં સાથે એમ જગક જરાકમાં બીઝાન ખોહોવામાં કંઈજ વલવાનું નહિ હતું. તે તેણી બરાબર સમજતી હતી.

"ત્યારે ડ્રોઈંગ રૂમમા વાત કરવા આવો." જેહાંગીર હવે વચ્ચે પુછાયા.

"હા. ત્યાંજ મને વધતું ઠીક પડશે. કારણ બેગમને બી હું ત્યાંજ મલી શકશ."

તે દાવજરે પોતાનાં સુનેરી આઈ ગ્લાસમાંથી ખોરશેદને ધારી ધારીને જોઈ.

"તમે ઘણુાંજ ઈનડીપેનડંટ છેઓ. ખોરશેદ."

ખોરશેદ જવાબમાં તુચ્છકારતું હસી, અને કંઈબી જવાબ આપ્યા વિનાં તે ઓરડો છોડી ગઈ.

તે છોકરીનું જીગર અંદરથી બીહીકથી તમામ ધડક ધડક થતું હતું. વરી એ નવો ધડાકો શું હોગેના વિચારમાં તે ગરીબ બાળા હેબત ખાઈ ગઈ તોબી તેણીએ બાહારથી તો ઘણોજ ટેક બાલવ્યો. તદન શાંતીથી, મગરૂબીથી તરીને ખરી રાખેલી ટાક સાથે તેણી પુરતા ટેક સાથ તે ડ્રોઈંગ રૂમમાં દાખલ થઇને ને આવા ટેકથી. આવા રોબથી આવાં ગઈ વટીક અજબ ગ્હુયાં.

"એ લોકને તો હું જગક થઇને જાણવાં દેવાની નથી કે હું એ લોકથી બીહુંચ." તે ઠરાવથી બબડી. "મારા દુશમનો સામ્બે તો હું એવાં ઠંડા દેખાવ રાખમ." અને એવા બાહાદુરી ભર્યા ઠરાવ સાથે તેણીએ માય દીકરાની, તે મીયાં માહાદેવની જોડી ગમ ખુલ્લું, જગકબી બીહીવા વગર જોયું.

તેણીએ રખે હાથ ધુજે ને તેઓ જોય કરીને તેની મજબુત મુઠી વાળી તેણીનાં બાપે બી તેણીને આશરો આપવા ના કહયું તો શું થયુ! મોત તો છેજ કેની! જો તે લોક તેણી પર કંઈ બી જુલમ પાડશે તો તેણી જરૂરજ આપઘાત કરી તે દુઃખી જીવનો છેડો લાવવાનો તેણીએ વિચાર કીધો તેઓનાં વિકાલ પંજામાંથી છટકવાનો એજ એક ઉપાયથી તેણીએ ઘણોજ સંતોષ માની લીધો.

"તમે મારી સાથે વાત કરવા માંગીની?" તેણીએ દાખલ થતાંજ ખુલ્લે અવાજે જરાક બી બીહીયા વગર તેવનને પુછ્યું.

"હા." અને આવાંબાઈએ સંભાલથી ડ્રોઈંગ રૂમનો દરવાજો અંદરથી બંધ કીધો ને તેવન ખોરશેદ સામે આવી બેઠાં.

"તમારા વર તરફથી જાણીને હું ઘણીજ અજબ થાઉંચ કે તમે તેની મરજીને નામે થતાં નથી, ખોરશેદ"

ખોરશેદ તોરમાં ચુપજ ઉભી રહી.

"અલબત," આવાંબાઈના અવાજમાં જરાક બી દયાનો અંશ હતો નહિ તે અવાજ વટીક તેવનના ચેહેરા જેરલો કરડો ને રાખ્ખત હતો. "અલબત, તમારી

કેલવણી માટે હું કંઇજ બોલી શકતી નથી. કારણ કે તમારાં માય આજે જો મગજની સારી સ્થીતીમાં હોતે તો તમુને વરની કેમ તાબેદારી કરવીનું શીક્ષણ જરૂરજ આપતે. જો તમુને માય અગાઉ એવું શીક્ષણ નથી મલ્યું તો હું તમુને, શીખવશ, ખોરશેદબાનુ કે તમુને વરને તાબે થવુંજ જોઇએ નો બોલ તમે સમજ્યાં કે? ખુદાનાં બાંધી આપેલા કાયદાને તમુને માન આપવુજ જોઇએ"

ખોરશેદે કમો બી જવાબ દીધો નહિ અને જેહાંગીરે તેણીનો શાંત મગરૂબ ચેહેરો અજાયબીમાં તીકયો.

"બૈરાંઓની મારામારીથી" તે ઘાટકી માણસે આય દેખાવ જોતાં મનમાં મજાહ લીધી. "ખુદા પનાહ રાખે. એ બેમાથી કોણ જાણે કોણની ચઢની થશે હું આમા ગભુચ કે માયની પણ, મને ફીકર છે કે ખોરશેદજ અંતે જીતશે"

"તમે પરણીને આવ્યાંચ ત્યારથી તમારી ચાલચલન ખોરશેદ" તેવનનો અવાજ વધતો ગંભીર થયો "ઘણીજ અનગમતી ને જરાકબી લેડીલાઇક નથી. જાહેરમાં તમે તમારા પરણયા ધણીનું અપમાન કરવા જેવા ઓછી અકકલના પુરવાર થયાચ ને બધાંએ તે જાન્યુચ."

"ને મારા વર મને તમાચો મારી ભોંયપર નાખી દઈ મદદ આપ્યા વિના ચાલી ગીયા તેબી બધા જાનેચ કેજી?'

અવાબાઇએ અજાયબીમાં ભવા ચઢાવી દીકરાના ચેહેરા સામુ જોયુ

"શું એ ખરૂં છે જેહાંગીર?"

જેહાગીરની ડોક ખેજાલતથી ખભાંપર ઝુકી પડી

"હા માય, મારદીથી હાથ ઉચકઈ ગયો ખરો, પણ તેમ કરવા મને ખોરશેદે ઘણોજ ઉશકેરી મુકયો.'

"એ કંઈ તાહરો બચાવ નથી" માયજીએ દીકરા પર મીઝાસ ફેરવી નાખ્યો "તે એ ઘણુજ ખરાબ કીધું. આપણા દરજ્જાને નહિ શોભે તેવી રીતે તુ વર્તયો. તમારા એ જણ જેવા બેન્ત ફાટેલ ધણીધણીઆણી મે બીજાં કોઇજ જોયાં કે સાંભળેલાં નથી. જેહાંગીર તાહરી ચાલથી ખરેજ હુ ઘણીજ શરમીંદી છેઉ!"

જેહાંગીર નમાવેલી ડોકે ચુપજ ઉભા. એક વખત માય છેડાયાં તો પછી સમજાવવા બહુજ મુશ્કેલ હતું.

"હું પોતે તેમ થોડો પસ્તાતો નથી, માતાજી" તેવણે ગરીબાઇથી નમી જતા જવાબ દીધો. "મે તેમ ખોરશેદની માફ વટીક માગેલી છે એવણને તમે પુછી જોવો"

"ત્યારે તો ઠીક અલબત, તે બાબદસર મારે હવે ઘણું બોલવાનું નથી. ખોરશેદ, તમારા વરે તમારી પાસે તે માટે પસ્તાવો કરીને માફ માગીચ. તો તમેબી એવણનું માગેલુ આપવા ના નહી પાડશો."

"એવણને શુ જોઇએચ?" ખોરશેદે અજાણી થઇ સવાલ કીધો.

આવાંબાઈ આ સીધ્ધા સવાલથી જરાક ખોટુ ઠાસ્યાં તેવણે ધારેલું કે આય નાની છોકરી જેરૂર તેવણુને તાબે થઈ જશે પણ તેને બદલે તો તેણીને આમ ટટાર ઠસ્સામાંજ ઉભી રેહી સવાલ કરતી જોઈને તેવણ ઘણાંજ હેરત રહ્યા.

"વાત એમ છે કે તમારાંજ છાપરા હેઠળ તમારા ધણીની અને પરોણાઓની હાજરીમાં તમારે ત્યાં બોલાવેલા એક જીવને તમે મોટું અપમાન કીધું."

"હું કબુલ કરૂંચ કે મને મેડમને તે હાર માટે બધાંની સામું પુછવું નહી જોઈતું હતું પણ તેમાં એમ છેકજ અપમાન લેવા જેવું છેજ શું?"

"તમે એક નાલ્લાં બુચીજ છેવો." તેવન ગુસ્સે થયા "તમુને પરણવા અગાઉ મારા દીકરાએ પોતાની બૈરી સોધવા કોઈ બચ્ચાંઓની નરસરીમાંજ જવું હતું."

"ઓ હું કેવું ઇચ્છુચ કે તમારા દીકરોએ તેમજ કીધું હોતે, આવાંબાઇ!" તેણીએં ખરે મનથી દલગીરી બતાવી "કારણ હુમારાં લગન ઘણાજ કમનસીબ નીવડયાંચ."

"મારા દીકરાને વરે તો વધતાં કમનસીબ, ખોરશેદબાઇ, હું તમારી સાધારણ અકકલ તમુને વાપરવા અરજ કરૂંચ, તમારો વર જે કરવા કહેચ તે તમે કરો એ જો કે ઘણુંજ નજીવું છે પણ લોક જાણેચ ને તેથી એને ઘણું જ ખરાબ લાગેચ મારા દીકરાના સુખ અને મનને ખાતર તમે એટલું કહયુ કરો."

"હું કંઈબી અકકલમાં બેસતું તમારા દીકરાનાં સુખ અને મનને ખાતર કરવા રાજી છેવું." તેણીએ જવાબ દીધો "પણ આવાંબાઈ, તમે તમારાં ગમે તેવાં કઠણ હૈયાં અને મારી તરફનાં અનગમા છતાં ઇનસાફી છેવો ત્યારે તમે જાનોચ કે, તમે મને તમારા દીકરાની મરજીને તાબે થવા ફરમાવીને મારી પાસે શું કરાવા માંગોચ?"

આંવાબાઈએ જવાબમાં ના નું ડોકયું ધુણાવ્યું અને ખોરશેદે આગલ ચલાવ્યુ

"પેલા તમારા દીકરાનેજ પુછો, એને પુછો કે મેડમ દયુગા સાથે એને શું સંબંધ છે. ને જો એવન ખરૂં બોલસે તો તમે, તમે કે જેવન મને બાલેબાલ ધિક્કારોચ તેવનબી મારી પાસે માફ મંગાવા કબુલ થશો નહિ."

"એ બધું જુઠું છે, માય." જેહાંગીર ઉશકેરઇને વચ્ચે પડયા "એનો એક બોલ બી સાચ્ચો ના માનતાં."

"તે હું કેહુંચ કે હું સાચ્ચુંજ બોલુંચ" ખોરશેદે જીદ લીધી.

આવાંબાઇ તે બંધેને તીડતાં બે પલ દીગમુઢ ચુપ ઉભાં આ બે જણની તકરારથી તેવનને મનમાં ગુસ્સાનો બહુજ ઉપજતો હતો છતાં તેનો નીવેડો કેમ લાવવો!

"ઓ માયરે તમે બે જણામાં લડવાનું કેટલુ બધું જોર છે!" અને તેવણ પોતે ઓછાં હોય તેમ, કાને હાથ દઈ બોલ્યા. "આય વાત ખરી છે કે જેહાંગીર?"

"નહી માય એ ખરી નથી," જવાબ મળ્યો.

"તમે ખુદાને હાજર નાજર જાણી બોલો આ બાબે મેં તમુને કહયુચ તે તદન ખરૂ છે. જે હાર મેં પેલી ગાનારીના ગળામાં જોયલો તેજ મે એક દિવસ આગમજ જેહાંગીરની ડ્રેસીંગ તેબલના ખાણામાં જોયલો. એવણ ગમે તો ફરી જાય પણ હું તો જે બોલુંચ તે સાચ્ચુંજ છે"

## પ્રકરણ ૪૩ મું.

### એક ભયકર ચેતવણી.

ફરીની દાવેજર લેડી જેહાગીરે દીકરા ગમ તીરસ્કાર ભરી એક નજર ફેકી.

"એ ખરૂ છે જેહાગીર?"

"એ તદન ખોટુ છે, માય" ફરીથી એકજ જવાબ મલ્યો ને ત્યારે આવાબાઇ ખોરશેદ ગમ ફર્યા

"તમારાં બોલ કરતા હુ મારા દીકરાનો બોલજ સાચ્ચો માનુંચ, ખોરશેદ, તમે કદાચ અદેખઇના માર્યાએ એમ ધારી લીધુ હોય પણ મારો દીકરો મને તો કદી જુઠુ સમજાવેજ નહિ"

"કદાચ એવનને જુઠુ બોલવાની નાનપણથીજ કેલવણી મલી હોસે, આવાબાઇ" ખોરશેદે કડવાસથી કહ્યુ "તમારી મરજી મને જુઠુ માનવાની છે તો ખેર મને તેની દરકાર નથી પણ એટલુ તો યાદ રાખજો કે તમારા દીકરાએજ પેલો હાર મેડમને આપેલો છે ને દુન્યા એવણના તે મડમ સાથનાં નઠોંમ સબધ માટે ઘણુજ બુરૂં બોલેચ ને સાથે એટલુ બી ધ્યાન રાખજો કે મરતા બી હુ મેડમ ડયુગા પાસે માફ માંગવાની નથી. એ મારો છેલ્લોજ જવાબ છે"

"ત્યારે તો મને બી તમે સમજી લેવો," આવાબાઇ બી હવે ઠમ્સામાંજ તેણી તરફ જોયુ. "જો તમે, હમારી હમારી મરજીને તાબે નહિ થશો તો તમુને ઘણુજ વેઠવુ પડશે તમુને શુ શીક્ષા કરવામા આવશે તે હું હાલ તમુને કહી શકતી નથી પણ અગાઉથી તમુને હુ વિચાર કરવા માટે વખત આપુચ,"

"મારો વિચાર કદીબી ફરશે નહિ તમે માફ ગમે તે બી કરશો તેની મને થોડીજ દરકાર છે તમે માફ કરી કરીને શુ કરશો?"

"તમે મંભાળીને ચાલજો એટલુજ મારૂ કહેવ તો કેહેવાનુ છે." ને તેવન ત્યાથી જવા ફરે તે અગાઉ નોકરે આવી બેગમ સાહેબની આગમન પુકારી

"બેગમ બી આવી લાગી ને આપરી વાતનું તો કાંઇ ઠર ઠેકાણુ મલે નહિ માય."

"ઠેકાણું હવે પછી આવસે તું બેફીકર રહે." ને તેઓ બેગમ સાહેબ સાથે વાતચીત કરી તે બે સહીઓને એખલાં છોડી તે ઓરડામાંથી બાહાર પડયાં,

"જો હજુરણી તારી ખોરશેદને ઠેકાણે લાવવાની મરજીજ હોય તો માહરા કેહેવા પ્રમાણે વર્ત, આય શેહેર તું એની સાથે છોડી જા. ઇંગ્લંડ જવાનોજ વિચાર રાખ કે હું તાહરી પછવાડે બધી ગોઠવણ કરીને આવુંચ."

"તમારી મરજી પડે તેમ માય."

માયજીએ દીકરાના ખભાં ઉપર પ્યારથી હાથ મુકયો. અને તેની આંખ્યોમા સીધ્ધું જોયું.

"જાંગુ" તેવન ઘણીજ ગંભીરાઇથી બોલ્યાં. "હું કંઇબી પગલાં લેવું તે આગમજ મને સાચ્ચુંજ કેહે કે ખોરશેદને જુદી પાડી તું મને છેતરતો તો નથાની?"

અતિ ઘણા પ્યારથી જેહાંગીરે માયનાં કપાળપર કીસ લીધી.

"માય, ખોરશેદ, તદ્દન જુઠું બોલેચ." અને ત્યાંરે હવે તેઓએ અરધોએક કલાક તે નીરદોશ છોકરીને કેવી રીતે ઠેકાણે લાબ્વીની ગોઠવણ કરી છુત્તાં પડયાં.

ઓ ખુદા? તેણીને બચાવનાર ત્યાં કોઇજ હતું નહિ. દુઃખીની વેલાએ તે બાપડીને બાપે બી તેનેથી છુટી થવામાં મદદ આપવા ના પાડી, ને ત્યારે તો બાપની સીડી કદી પણ ગમે તે દુઃખ પડતાંબી નહિજ ચઢવાના ઠરાવથી તેણી મજબુત રહી. બાપ દીકરી વચ્ચે એક જાતનો જુદઈનો અનદીઠ પરદો જાને ફરી વલ્યો.

દીનબાઇ પુઈ બી બે ત્રણ વખત તેણીને મલવા આવી ગીયાં પણ તેવનનેબી તેણીએ કઈજ જાનવા દીધું નહિ અને ત્યારે કોઈનાબી આસરા વગર તે ગરીબ છોકરી એકલી પડી.

"બધાં મારાં અગતનાં વ્હાલાંઓ મારા દુઃખ વખતે ખીસી ગીયાં. તો ખુદા તું મને મદદ થજે" તેણીએ દુવા ગુજારી.

તેઓમાં ફકત એકજ ખરો દોસ્ત હતો. બેડી તેણીનો સાચ્ચો ને હેતવંતો દોસ્ત હતો. જેણીનું જીગર તેને બધુ દુઃખ જણાવવામાં તલપી રહયું ઓ! તેજ વ્હાલા જીવને તેણી આજે પરણી હોતે તો કેટલી સુખી હોતે! ફકત તેની ગરીબાઈની સુગને ખાતરજ તેણીએ તેના સાચ્ચા પ્યારને ઠોકડે માર્યો ને આજે તેણી કેવો નતીજો મેલવતી હતી?

બેડી હવે તેણીને વારંવાર મલવા આવતો હતો નહિ. તે આવેજ કેમ? તે વર વહુ સુખી ને સંપેથી રેહેતાં હોતે તો વાત જુદીજ હતી. પણ આવી પંચાતી ને વર વહુની ધુરકાધુરકીમાં તે તેણીને મલવા જઇ શકયો નહિ. કોઇ કોઇ વેલા બીજી જાહેર જગ્યાઓપર તેઓ એકમેકને જોતાં હતા ખરાં; છતાં તે દુરથીજ તેણીને નમીને ચાલતી પકડતો, ખુદ તો તે છોકરીને જોતાંજ તેનો પીતો ઉઝી આવતો

તે વ્હાલા જીવને મારનાર તરફનો ગુસ્સો જેમનો તેમજ તેના દીલમાં જંગ મચાવનો હતો અને ઘણીક વખત એકાંતમાં તેણીના દુ:ખ માટે ગમના આંસુઓ ખેરવતો હતો, પેલા કસાઇના હાથમાંથી તે છોકરીનો છુટકો કરી તેણીને પોતાનાં પ્યારમાં સુગી કરવાની ઇચ્છાને તે જેમ તેમ છાતીમાં કચડી નાંખતે હતો કારણ, તે એક ખરોજ લાયક ગ્રહસ્થ હતો.

એક સડવારે તેણી કંઇ ખરીદીએ એક મોટી દુકાને ગઈ ને ત્યાં દુરથી એડીને ચાલી આવતો જોતાં તેણી તુરત ત્યાંથી ઉતરી પડી ગાડીમાં બેસી ગઈ અને હાથની એક ઇસારતથી તેને પોતાની બાજુમાં બોલાવ્યો.

"તમે ઘણાજ સીક દેખાવોચ ખોરશેદબાનું" તેને આવતાંને વારજ ખોરશેદનાં લેવઈ ગયલો અવતાર જોઇ માયાથી કહયુ.

"હા મારી તબયત હવે તદન લથરી ગઇચ," તેણીએ ધીમે ખોખરે અવાજે જવાબ કર્યો. "જહાંગીર માયના હમારે ત્યા રેહેવા આવ્યાંચ તે તમે જાણોચ કે એડી?"

"નહિ તમારા બાવા અને મને એટલુ કામ છે, કે હમુને બાહારની ખબર સાભળવાનો વટીક વખત મલતો નથી"

"એવન વરી મને કંટાળો આપવાં આયાંચ એડી." તેણી દલગીરીથી બોલી પડી. આય વ્હાલા જવાન આગલ ખુદરતીજ તેણી પોતાનું બધું દુ:ખ રડી દેતી હતી. "ઓ એડી! હું ઇચ્છુંચ કે હું પક્ષી હોતે તો કેવી ઉડી જતે! એક ફુલ હતે તો કેવી કરમાઇ જતે? તમુને યાદ છે! તમે મને માહરાં લગનની એક દિવસ અગાઉજ હમેશાં માહરા સાચ્ચા દોસ્ત થઈ રહેવાનુ પ્રોમીશ કીધેલું તે તમુંને યાદ છે એડી! જ્યારથી મેં આવાંબઇનો કરડો ચેહેરો પાછો માહરા ઘેરમાં અન્જુજ જોયોચ, ત્યારથી મને બસ કંઇ ખુદરતીજ અધાઇ થાયચ. હું જે હવા દમમાં લેવુંચ તે વટીક આફતથી ભરેલી છે. જો એડી એ લોક મને નુકસાન કરે તો તમે મને બચાવવા આવશો કેની?"

તેનો જીવ આ છોકરી માટે દયાથી દાઝી ગયો

"તુને કંઇબી થશે તો હું તારી મદદે પેહેલ્લો આવસ જો કદી હું મોતને બીછાને બી હોવસ તો ત્યાંથી બી આવવાને ચુકસ નહિ." આય તે હિમત આપનારા શબ્દોથી તેણીનો જીવ હલકો પડયો.

કંઇબી જાનવાજોગ બનાવ બન્યા વિના દિવસો વેહેતા ગીયા. દાદાભાઈ દુબાશ ને એડી સાથે એકાએક કઇ અગતનો કામ માટે બાહારગામ જવાનુ થયું ને તેવન ત્યારે દીકરી જમાઇને મલવા આવ્યા

"માહરી ખોરશેદની તબીઅત ઠીક નથી દેખાતી, જેહાંગીર, એને શું થયુ છે!" સમરાજીએ જમાઈ સાથે ઓખલા પડતા દીકરી માટે કાળજી બનાવી.

"બ્હીવા જેવું કંઇબી નથી પણ હમો એને ચેન્જ પર લઇ જવાનો વિચાર ગરયેગ."

"હું જાવુચ બતી દીકરા, તુને કઈ કહેવુંચ?" તેવણે હેતથી દીકરીના માથા પર હાથ ફેરવ્યો.

"કઇજ નહી પપા"

"ત્યારે તો સાહેબજી, સંભાળીને રહેજે ને પુઈ આગળ જ્યા કરજે." ને તેવણ હેતથી તે વ્હાલી દીકરીનાં કપાળ પર કીસ લઇ ચાલતી પકડી.

તે બનેને થોડીજ ખબર હતી કે પાછાં મળવા અગાઉ શુંબી ભયકર બનાવો બનનાર હતા.

"ખોરશેદ" એક દીવસ સહવારે જેહાંગીર નાસતા પછી ઓચીંતા ખોરશેદના ઓરડામાં આવી ઉભા. બે દીવસનાજ આવાંબાઈ કલકતા ઉપડી ગયાં હતાં. તે બે વરસેયર ફરી પાછા એખલા પડયાં. "ખોરશેદ, મારો વિચાર તુંને લઈને વેલાત જવાનો છે. માટે તું બધી તાહરાં કપડાની તઈયારીઓ કર તાહરી તબીઅતનેબી દરીયાની મફરથી ઘણોજ ફાયદો થશે."

ખોરશેદ બાપડી બે પલ ચકીત થઇ ગઈ. વેલાત? ધકેલા ખાતાં દર્યા ઓળંગી ત્યાં જઈને શું તે કરવાનો હતો!

આય તેની પતામણી રીતભાતમાં સદા કંઇબી મતલબ સચવાયલી રહેતી હતી ને ત્યારે તેણી આય નવો ધડાકો સમજીને અદરથી બીહી ગયાં છતાં બહારથી તો તેણીએ શાંતીથીજ જવાબ દીધો

"વારૂ હું તૈયારીઓ કરાવશ." ગરીબ તે બાપડીને લાગ્યુ કે આ ખબીસ માટીદા સાથે બોહોશ કરવામાં કંઇજ વલવાનું હતું નહી.

તેણીને ઠેકાણે લાવવા માટે આય જે છટકું મડાયું હતું તેના એકબી શકના ઓળા વગર તે ગરીબ છોકરીએ વેલાત જવાની બધી તૈયારીઓ કરવામાં ગુંઠઈ ગઈ.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### એક બહાદુરી-ફરી પાછો એક ઉમદા ભોગ.

સર અને લેડી જેહાંગીરની વીદાયગીરી ઘણાકોએ અજાયબીમાં સમજી.

દીનબાઇ પુઈ ને જર ખોરશેદને મળ્યાં ખરાં પણ દુબાશ શેઠ અને એડીને તેઓની આ અચબુચ વીદાયગીરીની કઇજ ખબર પડી નહી.

"લખવાની ઉતાવળ શું છે જરાં!" દીનબાઇ જરને કહેતાં હતાં "દાદી મુબઈ આવશે ને આપણે જણાવશું" અને એમજ દાદાસાઇ અને એડી તો બેખબરજ રહ્યા.

વાંચનાર, તાહરી નજર હવે અમદાવાદવાળા દોસાભાઇ કાગાના નાના કોટેજ તરફ ફેરવ.

બાગની એક લોખંડી બેઠક પર માથે હાથ દઈ, એક તુરતના આવેલા કાગળને દલગીરીથી ટીકતી બેઠેલી આપણી સુંદર મહેર કાંગાને તું જો! કંઇ તે કાગળ પચેક વખત પાછુને પાછું વાંચ્યા છતાં તેણીએ ફરીથી તે છઠ્ઠી વખત વાંચવાનું શરૂ કીધું. તે કાગળ તેણીનાં વ્હાલા કઝીન એડી તરફનું હતું. હમેશની માફક આજેબી તે કાગળમાં, પ્યારમાં નાસીપાસ થયલો એડી તે મીઠ્ઠી કઝીન પર પોતાની વ્હાલી ખોરશેદ માટે બળાપાનું પીંજણ પરનાં પર ભરી લખતો હતો.

"માહરી મીઠ્ઠી બહેન" તે હેંતવતો જવાન લખનો હતો, "ઘણે લાંબે વખતે લખવા માટે તું મને માફ કરજે, પણ મને હમણા મુદલજ ફુરસદ નથી, ને વળી માહરો જીવબી બેચેન હોવાથી મને કશા પરબી ધ્યાન આપવા ગમતું નથી. તું જાણેચ તેમ માહરી ખોરશેદનો પગરુયો સંસાર એવો તો દુઃખી નીવડયોચ, કે તેણીને દુઃખી જોતાં હું પોતે કંઇ થોડો દુઃખી થતો નથી. ઓ! મહેર! તું બસ એ છોકરીને જોય તો ચહાયા વગર રહેજ નહી એવી તે સુંદર ભલી ને નીરદોશ છે મહેરાં માર્‌ખી દાદાભાઇ શેઠ સાથ બહારગામ જવાનુ થયુચ. ને ત્યારે આય વ્હાલી છોકરીને તેણીના દુઃખમાં એખલી છોડતાં મારો જીવજ નીકળી જાયચ કંઇ નહી તો એ છોકરીને દુરથી જોઈ દીલાસો આપવાથીબી માહરા જીવને ઘણીજ રાહત મળતી હતી પણ આય તો મને બહારગામ કોણ જાણે કેટલા મહીના માટે જવું પડેગ ને ત્યારે હવે એનો ઘાટકી વર ને સાસુ એ છોકરી પર કેઈબી જાસ્તી દુઃખ પાડની ધાસ્તીમાં માર્‌ મગજ જાણે ફરીજ જાયચ. ઓ મહેર, વહાલી બહેન હું કેવું ખરે ઇચ્છુંચ કે તું જેવી મીઠ્ઠી ને ભલી છોકરી ખોરશેદનું દુઃખ ભુલાવા ખોરશેદની બાજુમાં હોય! હવે તો મને એની કંઇજ ખબર મલશે નહી તેથી માહરો જીવ ઘણોજ ઉદાશ છે."

અને, એવું એવુ તો પરનાં પર ભરીને તે કાગળમાં લખાયલું હતુ.

યા અલ્લાહ! આય સુંદર ખોરશેદ, તેણીની પ્યારની હકીકતા દુઃખ માટે તે દયાળુ છોકરીનુ જીગર દયાથી દાઝીજ ગયું. એડી તરફનુ આય તેણીના દુઃખનુ કાગળ વાંચતાં મહેર કાંગાની બ્લુ આંખોમાંથી દયાના આંસુઓ ગબડી પડયાં. કોઇ બી માણ્માં માણસની નાનામાં નાની દલગીરી બી તે છોકરી જોઇ શકની હતી નહિ. તો તેણીનાં જીવ કરતાં બી આજે આય વ્હાલા જવાનની ઉંડી ગમખ્વારી ભલી મેહેર તે કેમ ખમી શકે?

પણ તેણી કરે તે બી શું? એ છોકરીની નજદીક તેણી કેવી રીતે જઇ શકે?

એક લાંબી હાય ખેંચી તેણીએ પોતાનુ રોનકદાર માથુ બધે હાથોમા ધાંકી દીધુ.

કેવી રીતે તે વ્હાલાંઓનું દુઃખ ઓછું કરવાનાં વિચારે તે બાપડીએ પોતાનું મગજ ઘસીપીસી નાંખ્યુ.

પાએક કલાક વિચારમાં ગાળ્યો હશે કે તે કૉટેજનો નાનો લોખડનો દરવાજો ખુલવાનો ચીચવાટ કાને પડતાંજ કોણ આવતું હતું તે જોવા તેણીએ પોતાની ગોરી ડોક ઉચી કીધી,

પગમા ઉચી એડીની લાલ મખમલની સપાટને સફેદ સાડી સાથે સફેદ ઓઢણીમાં આએ કોઈ એસ્કી ફરગન આયાને બેધડક અંદર ચાલી આવતી જોઇને મેહેર અજબ થઇ

"તમેજ કાંગોના મેહેરબાઇ કે બાઇજી?" તે આયાએ મેહેર ગમ ચાલી આવતા ઘણીજ સભ્યતાથી પુછ્યુ

"હા કાંય તું કયાથી આવી?" મેહેરે અજબ થઇને સામો સવાલ કીધો,

"મને પાસેનાં બંગલામાંના શીરીનબાઇએ મોકલીચજી કે તમારે ત્યાં મારે લાયકની ચાકરી ખાલી છેજી."

"તુંને શીરીનબાઇએ મોકલી આપી? ત્યારે તો તું જલ્દીજ આવી તે સારૂં થયુ મને એક આયાની ઘણીજ જરૂર છે"

"તે આયાને આય સુન્નેરી બાલ ને બલુ આંખવાલી મડમ જેવી નાની પારસન બાઇ જોતાં સાથેજ ઘણી ગમી ગઇ. આય નાની પારસન બાઇના અવાજમાં તો શું પણ ચળકતી બ્લુ આખ્યોમા વધીક માયા વંચાતી હતી. ને તેણી ખુશીથીજ ત્યાં નોકરી રહી.

આમ દિવસો પછી દિવસો વેહેતા ગયા ને તે આયાએ પોતાનાં પ્રમાણીકપણાએ અને હુશયારીથી તે કાગા કોટેજની નાની બાઇનું જીગર જીતી લીધું.

તે આયાનાં કેળવાયલા ઉચા ટેસ્ટ, અને અજબ જેવી સભ્યતાથી મેહેર મનમાં હેરત ગ્હેતી હતી. સાડીઓ ઉપર સોભતીજ કોરો રંગ સાથે રંગ મેળવી મુકવાનો આય આયાનો ઉચો ટેસ્ટ જોઇને મેહેર ઘણીક વખત મનમાં આફરીન કરતી હતી

એક દિવસ બપોરે તે આયા કામથી પરવારીને મેહેરનાં ઓરડામાં ઉચું નીચું કરવા આવી.

"તું અગાઉ કયાં નોકરી ઉતી આયા?" તે આયા કીયા પારસી કુટુંબમાં આટલી હદ સુધીની કેળવાઇ હતી તે જાણી લેવાની મકસદે મેહેરે સાધારણ સવાલ કીધો.

"હું પેહેલ્લાં તો મુંબઇનાં દાદાભાઈ દુબાશ શેઠને ત્યાં નાલ્લી ખોરશેદબાઈની ચાકરી કરવા રહેલી બાઇ" તે આયાએ જવાબ દીધો.

"દાદાભાઇ દુબાશ!" તેણી કંઇ અજબ ઉલટથી સોફા પર અઢેલાયલી ઉઠીને તરી બેઠી.

"હા બાઇજી, તમે તેવણુને ઓળખોચ કે?" આયાએ શેઠાણીની ઉલટમાં ભાગ લેતાં પુછ્યુ.

"ઘણું નહિ, પણ તુ ત્યારે આવે સરસ ઘેરની નોકરી કાંય છોડી આવી હોંસે?" તેણીએ આયાની મારફતે ખોરશેદનાં ઘેરનો રાહાધાત જાણી લેવાની મકસદે વાત વધારી.

"હું નોકરી છોડીજ નથી આવી બાઇજી" તેણીએ કંઇક ઉદાશીથી જવાબ કર્યો. "મારાં નાલ્દાં ખોરશેદબઇ, મોટે ઘેરે ત્રણ વરસની વાત ઉપર પરણ્યાં ત્યારે હું ઘણુંજ જુની ને નાલ્લી બાઇની માનીતી હોવાથી મોટા બાઇ દીનબઇએ મને બી

નાહ્લી બાઈની નોકરીમાં તેવણને ઘેરે મોકલી.’ ને તે નાની શેઠાણીની જુદાઈની યાદમાં આયાનો ચેહરો કંઈક કુમલઈ ગીયો.

“પછી તું ત્યારે ત્યાંથી કાંય નીકલી પડી!” મેહેરે ઉચે દમે પુછયું તે કમ નસીબ છોકરી માટે કંઇ બી નવું જુન્વુ જાણી લઇ એડીપર લખનાના ઇરાદાથી મેહેરે આતુરતા દેખાડી.,

“બાઇજી, હું કંઇબી તમુને કેહેવું તો તમે ‘આગીપર ગુસ્સે ના થતા. મારા ખોરશેદબાઈને એવનના વર સાથે ઘણુ સારૂ નથી, એક વખત તો—”ને તે આયા આગલ બોલતાં અચકી ગઇ પણ, મેહેરમાં તેણીને પુરતો વિશ્વાસ હોવાથી તેણીએ પાછું આગલ ચલાવ્યું “મારી બાઈને, મારા શેઠે તમાચો બી મારેલો.”

“ખોરશેદને મારી!’ મેહેર જાણે આયાનુ બોલવું માનીજ નહિ શકી.

“હાજી ને તે દહાડા પછી તો તે વર બૈરી વચ્ચે મારામારીજ થયા કરતીતી એવી કે પછી શેઠે બાહાર ગામથી પોતાનાં માયને બી બોલાવી મગાવ્યાં ને કંઇ ખોરશેદબાઇની હરૂસે ગોઠવણ કરીને ચાલી ગીયાં ને શેઠ ખોરશેદબાઇને લઇને આજે પદર દહાડા થયા વેલાત ગીયાચ”

“વેલાત ગીયા?” મેહેરે પાછું ને પાછું અન્તરાયણીમાં પુછયું ત્યારે એડીને તો તે વિષેની કંઇબી ખબર પડેલી હોવીજ નહિ જોઇએ.

“હા બાઇ, મારા શેઠ બાઇને લઇને વેલાત ગીયાચ ને મોટા બનલરે મને કહેલું કે તે લોકની પછવાડે મોટાંબાઇ, શેઠનાં માય, વેલાત જવાના છે.”

યા ખુદા! તેણી આય શું સમજતી હતી! ખોરશેદપર જુલમ પાડવા માટે તે માય દીકરા તેણીને પરાયા શેહેરમા લઇ ગયલા હોવાં જોઇએઃ એમ તેણીને મજણુન થઇ ગીયો. અલબત, એડીએ મેડમ દયુબા સાથની ખોરશેદની પંચાતી અને માફ નહિજ માંગવાની તેણીની હઠ વિશે તો મેહેરપર વીસ્તારી લખ્યું હતુંજ એટલે તેણીની આંખ આગલ આયાની વાતનો ભરમ ખુલ્લો થયો.

“મારી બાઇ વગર અને ગમ્મુબી નહિ ને મુંબઇમા મારી તબયત બરાબર નહિ ચાલતીતી તેથી મારી બેહેન જે પાસેની શીરીનબાઇને ત્યા નોકરી છે તેને હયાં મારે ત્યા બોલાવીને તમારે ત્યા નોકરી અપાવી.”

પણ આયાનુ આય છેલ્લુ બીજણ તેણીએ સમજયુંજ નહિ. ખોરશેદને વેલાત લઈ જવાનો આય અચબુચ ધડાકો સમજી તેણી ચકીત થઇ ગઈ મુંબઇ મધેની તેઓની રવાનગી, કઇક નજરચુકથી તેણીના વાચવામાં આવી હતી નહિ.

રખે ખોરશેદપર તે ઘાટકી મા દીકરા કંઇ જુલમ ગુજારેની ચીતાએ મેહેર બાપડીનો જીવ ઉડીજ ગીયો. તે વ્હાલા જવનને ખાતર ખોરશેદને બચાવવીજ જોઇએ. શું આવી સરમ સુદર નાહ્લી છોકરીને પરાયા શેહેરમાં તેણી મરવા દે! કદી નહિ! પણ વરી તેણી કેવી રીતે ખોરશેદને બચાવી શકે?

એ ત્રણ વિસો તેણીએ દોમાભાઈ કાંગાની ઘણીજ અન્તરાયણી વચ્ચે વિચારમાં તદન ગુમ અંતરજ પસાર કીધા. તે નાનકડી છોકરીએ ખોરશેદને બચાવવાના વિચારમાં પોતાનું મગજ ઘમી પીમી નાખ્યુ પણ નહિ! કંઇબી રસ્તો તેણીને સુજ પડયોજ નહિ.

એક સહવારે તેણીએ એના એજ વિચારમાં બેધ્યાન પણે એક ઈંગ્રેજી પત્ર હાથમા ધર્યું ને તે પેપરના પાના વિચારમાંજ ' ઉઠલાવા માંડયા 'તેણીની નજર અચાનુચ એક કોલમપર પડી ને તે વાંચતા તેણીનાં દીલમાં ખુશાલીની એક ધીમી ધ્રુજની ફરી વલી.

હાવેજર લેડી જહાંગીર બરજોરજીને એક જુવાન તન્દરોસ્ત આબરૂદાર યુરોપ્યન, કમપેન્યન, સાંથે વેલાત લઈ જવા માટે જોઈએ છે. ખાહેશ રાખનારને આ પત્રની કેરમાં લખી જણાવવું "

આય એક અચ્છી તક હતી. ખોરશેદપર નીધાહ રાખી તેણીને બચાવ્વા મેહેર કંઇબી ભોગે તૈયાર તો હતીજ પણ તેટલાંમા આ અચાનુચ તક તેણીને મલ્યાથી તેણીને વિચાર મકકમ બન્યો. જયાં સુધી તે માય મુંબઈમાં હતી ત્યાં સુધી ખોરશેદ વેલાતમાં તદન સલામત હતી. ખુશાલીની એક ઝીની ઝઝની તેણીનાં આખાં આંગમાંથી પસાર થઈ ગઇ

તેણીએ પોતાના સોલીસીટરને પોતાની થોડા વખત માટે એક કમપેન્યન કે છુપેથી વેલાત જવાની પોતાની ઇચ્છા જણાવી તેની મદદ માંગી. એક ભલા-પત્ર મેળવી દીધુ.

તે સોલીસીટરને તેણીએ પોતાની હીલચાલ પોતાના કાકા વટીકથી છુપીજ વાની મખ્ખત તાકીદ કીધી. અને ઘણીજ ઝડપથી તેણી ' ગુપચુપ નાહાસી ની બધી ગોઠવનો કરી રાખી. એક બપોરે તેણીએ એકાંતમાં પોતાના કાકાજી એક કાગળ લખી નાખ્યુ.

"માહરા અતિ વહાલા કાકાજી, મને અચાનુચ એક કામે જવું પડેચ તમો સુરંબીને એમ એખલા મુકી જવા જો કે માહરા જીવ ઉપરજ આવેશ્ર છતાં, કાકાજી, આય એક એવી બીના છે કે જેમાં આપણા એડીનું સુખ સમાયલું છે. હુ નહિ જવસ તો એક એવો બનાવ બનશે કે આપરા વ્હાલા એડીનું જીગર ખચીત તુટી જશે તેથીજ મને એમ અચાનુજ જવું પડેચ. તમે કંઇ બી ફીકર ના કરતા ને મારીપર ગુસ્સેબી ના થતાં. હું જાણુચ કે તમારો માહરી પર મોટો વીશ્વાસ છે. તેમે મભાલીને રહેજો ખુદા કરશે તો હું જલદીજ પાછી ફરસ ને બધો ખુલાસો કરસ.

ખુદા 'તમુને તન્દરોસ્તી ભર્યા ને સુખી રાખે,
એવી દુઆ કરતી તમારી વ્હાલી દીકરી મેહેર.

તેજ દિવસે તેણીને હાવેજર લેડી જેહાંગીર બરજોરજીના સોલીસીટરો તરફથી મનમાનતો જવાબ ફરી વળ્યો અને તેણી ત્યારે પેલું કાકાજી પર લખાયલું કાગળ તેવણુના હાથમાં જાય તેમ તેણીએ પોતાના ઓરડામાં ખુલ્લું મુકયું ને તે રાતેજ ગુપચુપ પોતાનાં કપડાનો નાનો બેગ લઈ તેણીએ તે બંગલામાંથી એક બહાદુરી ભર્યું કામ બજાવવા ચાલતી પકડી

(સાંધણુ છે.)

# "આતમ રંગ ઓળખો."

(ધોળ.)

મન મલીન ભજન સ્નેમાં છને,
સત્સંગ વડે કરો શુદ્ધ – આતમ રંગ ઓળખો
શુદ્ધ મનડું થતાં શાન્તિ સાંપડે,
બહુ ધરે બગડી ગઈ બુદ્ધ, આતમ રંગ ઓળખો ૧
મન મર્કટ સરખાને મારીને,
ઠીક યત્ને કરી લઈ સ્થિર, આતમ રંગ ઓળખો
પ્રભુપદ પલક માંહી પામવા,
શુરાતન વડે આપીને શિર આતમ રામ ઓળખો ૨
દગાખોર વસી રહ્યા દેહમાં,
વિષ સરખા વિષય વિકાર આતમ રામ ઓળખો
મદ રૂપી મ્હોટા *માતંગને,
શાન્તિ રૂપિ સિંહ કરશે શિકાર, આતમ રામ ઓળખો ૩
ક્રોધ કામ પૂરી રાખો કેદમાં,
ચોકીમાંહિ પૂરો ચિત ચોર, આતમ રામ ઓળખો ૪
મિળ-સંતોષથી મુક્તિ સાંપડે,
[1]દિનકરનો ભવાની થશે દોર આતમ રામ ઓળખો ૫

સ્વ. ભવાનીશંકર નરસિંહરામ કવિ.

---

* માતંગ—હાથી (૧) દીનકર—સૂર્ય

# "મૌહતનો કેહેર"

## શું મોહત ખરેખર ભયંકર છે?

લખનારઃ-Mr. J. M. Hormusji.

## સારાંશ.

### શું મોહત ખરેખર ભયંકર છે?

"Between two worlds, life hovers like a star
'Twixt night and morn, upon the horizon's verge.
How little do we know that which we are!
How less what we may be! The eternal surge
Of time and tide rolls on, and bears afar
Our bubbles; as the old burst, new emerge,
Lashed from the foam of ages, while the graves
Of empires heave but like some passing waves!"

—Byron.

ત્યારે પ્રશ્ન ઉદ્‌ભવે છે કેઃ શું મોહત ખરેખરજ હેપતનાક છે? આપણે વિગતવાર વિવેચનથી સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે કે મૃત્યુ જે સાર્વજનિક રીતે ભયભિત કહેવાય છે તે કિંચિત માત્ર પણ ધાસ્તીભર્યું નથી. કારણ કે (૧) શું રાય કે શું રંક, શું મહર્ષિ કે શું પંડિત, એ સઘળાંની ઉપર સમાન રીતે મોહત પોતાની તેજ સુગાંસ મારે છે. તે કોઇને પણ ચુકતું નથી. ન્યાયી પરમાત્માનો કાયદો નિરંતર નિષ્પક્ષપાતપણે કાર્ય કરે છે. અગર જો ઇશ્વરની કૃતિ એવી હતે કે અમૂક મનુષ્યોએ મરણાધિન થવું અને અમૂક તેના પસંદ કરેલાઓએ અમરી ભોગવવી તો, જેઓ મરણને શરણ થનાર હોય તેઓ ત્રાસ પામી જાય, જ્યારે પ્રતિકૂળ રીતે જેઓ અમર રહેનારા હોય, તેઓ અહંતા મમતામાં ઉન્મત્ત થઇ જાય! આથી આપણે જોઇ શકીએ છીએ કે જગત્કર્તાનો વિનાશનો લગનો—ઉત્પત્તિ પ્રગતિકરણનો સંબંધનો—સમાન

નિયમ કેટલો અચુક, કેટલો નિશ્ચલ, કેટલો દિર્ઘદ્રષ્ટિમય છે. વળી જો મોહત સાર્વજનિક ન, હોત તો જગતનાં કાર્યક્રમમા. તેના મૂળ બંધારણમા, કેટલા બધાં હાનીકારક રૂપાન્તરો થયા હોત,—ના, એટલુંજ નહી પરંતુ તેનો કયારનોએ જડમૂળથી ઉચ્છેદ થઇ ગયો હોત, એમ કહેવુ સહેજ પણ અતિશયોકિત ના કહેવાય. વળી મનુષ્યોનું આ પણ કેવું કનિષ્ટ, કેવું ધિક્કાર યુક્ત, સ્વાર્થીપણુ કે જ્યારે ખુદાની મહેરબાનીથી તેઓ માયાવિ વૈભવવિલાસમાં નિમગ્ન થઇ જાય ત્યારે તે માટે તે આપનારની ઘડી યાદ કરવાની પણ ફુરસદ કે અવકાશ ફાળવ પાડી ન શકે, ને જ્યારે તે કિર્ત્તાર તેઓ ઉપર કસોટીરૂપી વિટંબણા અને વિઘ્નો નાખે ત્યારે તેથી આકુળ વ્યાકુળ થઇ તે માવાળુ પેદા કરનારનોજ દોષ કાઢે! આ ઉપરથી ઇસપની નીતિકથાઓમાના પેલા ડોસાની વાર્તા યાદ આવે છે. એક વૃદ્ધ પુરૂષ એકવાર માથે લાંકડાનો ભારો નાખી ઘર તરફ જતો હતો. માર્ગમા ભાર સહન નહી થઇ શકવાથી તેણે ભારો નાખી દીધો અને ઇશ્વરને વિજ્ઞપ્તિ કીધી કે હવે તો મોહત આપ! તત્ક્ષણ યમરાજા તેની સમક્ષ હાજર થયો, પેલા ડોસાએ પૂછયું તું કોણ છે, ભાઇ? પેલાએ ઉત્તર દીધો: તેં મને બોલાવ્યો તેથી હું તને લઇ જવા આવ્યો છુ! આથી કંપી ઉઠી ડોસાએ ગત લગાવી ફેરવી તોળ્યું કે: ભાઇ. મે તો તને માત્ર આ ભારો મારે માથે ચઢાવવાને માટેજ તેડયો હતો! તુ એટલુ કામ કરીને તારે રસ્તે પડ!! આ હસ્યયુકત કથાથી આપણ એટલો તો બોધ લઇ શકયે છીએ કે મોહત કોઇને વ્હાલુ તો હોઇ શકતુંજ નથી, અને તેનુ કારણ લોકોના મોહતના ભિત્તરવિષેના અજ્ઞાપણાં સિવાય બીજું શું હોઇ શકે? એવી રીતે મોહતનો સર્વેપર યકસાન દસ્ત એ ખુદાતાઆના અદલ ઇન્સાફ અને મહેરબાનગીની એક સાબેતીજ છે.

બસા પાદશાહાને સુલ્તાન નેશાન,
બસા પહેલવાનાને ગરદન કશાન;
બસા તુન્દ ગોર્દાને લશ્કર શેકન,
બસા શીરમર્દાને શમ્શીર ઝન;
બસા માહરૂયાને શમ્શાદ કદ,
બસા મુશ્ક બુયાને ખોરશીદ ખદ,
બસા નાઝનીનાને નવ-ખાસ્તેહ,
બસા નવ-અરૂસાને આરાસ્તેહ,
કે કર્દન્દ પયરાહને ઓમ્ર ચાક,
કશીદન્દ સર દર ગરીમાને ખાક!

સાદી પોતાના "પંદનામા"મા કહે છે: સુલ્તાની નેશાન ધરાવનારા અનેક પાદશાહો, તેમજ ગરદનના ઉઠાવનારા અસખ્ય પિરલાઓ, લશ્કરના મારનારા અગણિત બહાદુરો તેમજ શમશીરના ફેરવનારા સંખ્યાબધ શેરનરો, સર્વનાં જેવાં સિદ્ધા કદની બેશુમાર ચંદ્રમુખીઓ તેમજ ખુરશીદના જેવા ચ્હેરાવાળી અનંત ખુશબુઇ ભરેલી બાનુઓ, તરતની અદરાયવી બીસ્યાર નાઝનીનો તેમજ શણગારાયલી અને તરતની પરણેલી પુષ્કળ ઔરતો—એઓ સઘળાઓએ ઝીંદગીનું પહેરન ચાક કરી ખાકની હેઠળ પોતાનું સર છુપાવ્યું છે! જે જન્મ્યું

તે મરવા માટેજ, એમ જ્યારે આપણે જાણીએ છીએ તો પછી મોહતથી ડરવાનું શું છે? મોહત સાર્વજનિક હોવાથી તેના ભય ગેકડે ૯૯ ટકા જોરથી દુર થાય છે।

> થીર કરીને,—હા હારે—થીર કરીને કોઇ આ ઠામ રે નથી રહેવાનું!
> કરી લો કંઇ રૂડું કામ, રહેશે કહેવાનું........... થીર કરીને૦
> મોટા મોટા વીર ગયા, ને ભૂપ ગયો તજી મોજ રે,
> જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ!.......રે નથી૦
> કંઇ ગુર્જરતા ગયા રાજવંશી, સગસ ગયા સરદાર રે!
> રાજા રાણા કોઇ રહ્યા નહી, કરી આમલ કરનાર!......રે, નથી૦

(૨) વળી જ્યારે આપણે જાણીએ છીએ કે મોહતને એક ત્રાસદાયક વ્યક્તિ રૂપે બિલકુલ અયોગ્ય રીતે ચિતારવામાં આવે છે ત્યારે પણ મરણ વિષેની આપણી ધાસ્તી ઘણે દરજ્જે કમી થઇ જાય છે. જેવી રીતે એક વિસ્તિર્ણ મહાસાગર ઉપર ગ્રીષ્મઋતુમાં અતિ તપ્ત થયેલા વૃક્ષોને પણ પોતાની અસહ્ય ઉષ્ણતાથી દગ્ધ કરી નાખે. એવા—સૂર્ય નારાયણનો ગરમ તડકો પડતાં તેમાના ક્ષાર યુકત જળનું બાષ્પિકરણ થઇ તે વાયુરૂપે ગગનમંડળ તરફ અણદિઠ રીતે પોતાનો રસ્તો લે છે, તેવીજ રીતે આપણો ઇશ્વરી પ્રાણ દેહાદિક સંયોગની સાંકળ તોડી જ્યારે પોતાના મહાનામી પિતાનાં સ્થાન તરફ અદ્રષ્ટ રીતે હિંડવા માંડે છે, ત્યારે તે બનાવને આપણે મોહતનાં અતિ હૃદયદ્રાવક નામથી ઓળખીએ છીએ। પરંતુ જ્યારે આપણે તેમાં સમાયલું વાસ્તવિક રહસ્ય સમજીએ છીએ ત્યારેજ આપણે જોઇ શકીએ છીએ કે આપણે અજ્ઞાનપણા અને કુવ્હેમોના અગાધ સમુદ્રમાં કેવાં ગોથાં ખાતા હતા! એવી રીતે જ્ઞાનેન્દ્રિયો ઉત્તેજીત થતા મૃત્યુનો ભય માન્સિક ચક્ષુઓ સંમિપથી તત્કાળ નષ્ટ થઇ જાય છે. આથી આપોઆપ સિદ્ધ થાય છે કે "અજાલનો કાસદ," "મોહતનો કેહેર," "યમરાજની યાતનાઓ," "મૃત્યુના પડછાયાની ખીણ,"* "ક્રુર કાળ," આદિ અવકૃત્ત નામો માત્ર ખાલી કલ્પનાઓજ છે! હવે જ્યારે દેહ અને આત્મા ભિન્ન છે, અને જ્યારે આત્મા મૃત્યરહિત છે, ત્યારે આ મૃત્તિકારૂપી સ્થુળ શરીરના અવિચ્છિન્ન થવાને લીધે બાપડાં "મોહત"ને શા માટે શ્રાપ દઇ બદનામ કરવું જોઇએ?

> घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा।
> देहद्रष्टा तथा देहो नाहमित्यवधारयत्॥

શ્રી શંકરાચાર્યે "વાક્યવૃત્તિ" નામક ગ્રંથમાં કહ્યું છે "જેમ દ્રષ્ટા ઘટનો ઘટથી ભિન્ન છે અને તે કોઈ પણ પ્રકારે ઘટરૂપ ન થાય, તેમજ દેહનો દ્રષ્ટા જે આત્મા તે કદાપિ પણ શારીરિક નથી એવો નિશ્ચય કરવો," એક બાજુથી મોહતને કવિશ્વરો અને પંડિતજનો ગમે

* બન્યન પોતાની "Pilgrim's Progress"માં "Valley of the shadow of Death"ને માટે કહે છે કે બહેસ્તમાં જતા પહેલાં ક્રિશ્ચીયનોને આ જગાએથી પસાર થવું પડે છે. બાઈબલમાં એને માટે કહે છે "It is a wilderness, a land of deserts and of pits, a land of drought and of the shadow of death." (Jeremiah II. 6) વળી બીજી જગાએ કહે છે "Though I walk through the valley of the shadow of death" &c, (Psalm XXIII. 4) એક અંધારી ભયંકર જગા.

એટલું ગાત્ર શિથિળ થઇ જાય તેનુ વર્ણવે છતાં પણ જેઓ નિડર અને આત્મિક રીતે બળવાન છે તેઓ તેથી જરા પણ ડર રાખતા નથી. થર્મોપિલિની વિશ્વવિખ્યાત યાદગારપળોમાં ઇરાનનો ચક્રવર્તિ ઝર્કસિસ મહસ્ત્રોનું જુથ લઇ માત્ર ત્રણસો ગ્રીકો સામે આવ્યો. લડાઇના પ્રારંભ પહેલાંનું ગ્રીક લશ્કરનુ આત્મબળ નિશ્ચિતપણે પ્રશંસાપાત્ર છે, તેઓની શુ હિમ્મત કે રખેને વિગ્રહ પછી, તેઓનાં મડદાંઓની દુર્દશા થાય અને તેઓની છેલ્લી મરણ ક્રિયા કરવાની રહી જાય એવા ભયથી જીવતાં જીવત તેઓએ પોતાની ઉત્તરક્રિયાઓ કરી લીધી હતી! તેઓનો સિપેહસાલાર શૂરવિર લીઓનીડાસ હતો. તે પોતે જહાન જોધ હરક્યુલીસનો વંશજ હતો તેની સાથે હરક્યુલીસનીજ તોખમના બે સગાઓ પણ હતા જેઓને બચાવવા માટે તેણે તેઓને અમુક કાગળો આપી ગ્રીસ મોકલવા કીધા. "હું અહીં લડવા આવ્યો છું—કંઇ હલકારાનુ કામ કરવા નથી આવ્યો!" એકે બહાદુરીથી કહયું, જ્યારે બીજાએ તિવ ચતુરાઇથી પ્રત્યુત્તર દીધો "જેમી કંઇ કહેવાનું હશે તે મારા મોહત પછી મારી કાર્નિથીજ ગ્રીસનાં લોકો જાણી જશે!" વળી તેઓમા ડાયનિસિસ નામનો એક સ્પાર્ટન પણ હતો "શત્રુઓના તિરંદાઝો એવા ચાળ છે કે તેઓના બાણથી સૂર્ય પણ ઢંકાઇ જાય છે!" એવુ તેને કોઇએ કહેતા તેણે હાસ્ય જનાબીથીકહ્યુ 'તે તો અવસરની માર, કે આપણે છાવડામા લડી શકીશુ!" જ્યારે લડાઇના દિવસનુ પરોઢયુ થયુ ત્યારે લીઓનીડાસે પોતાના લશ્કરને છેવટનુ ખાણુ લઇ લેવાનો હુકમ આપી કહ્યુ "ભાઇઓ! આજની રાત્રે તો આપણ પ્લુટોની સાથે ખાણુ લઇશુ!" કેવી અડગ હિમ્મત! એવા એવા તો મૃત્યુ વિષેની નિસ્પૃહતાના અનેક દ્રષ્ટાંતો આપણ ઇતિહાસમાથી મેળવી શકશે

"De poena possumus equidem dicere id, quod res habet in luctu atque miseriis mortem aerumnarum requiem, non cruciatum esse, eam cuncta mortalium mala dissolvere, ultra neque curae neque gaudii locum esse."

સૅલસ્ટીઅસ કહે છે કે: શિક્ષાની બાબતમા કઇ પણ સંજોગ જોઇને જ આપણ ખાત્રીથી કહી શકયે, દુઃખ અને કંગાળપતમા મોહત એ જીંદગીના હાયસોમારામાથી એક છુટકારોજ છે,—નહી કે શિક્ષા! માણમના સઘળા દુખદર્દોનો તે છેડો લાવે છે. અને કબરની પેલી બાજૂએ દુઃખ કે ખુશાલી માટે કંઇપણ કારણ નથી! આ પ્રમાણે જોતા "અજલનો રસ્તા"થી મિથ્યા ધાસ્તી રાખવી એ મૂર્ખાઇજ છે.

માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પોઢા,
અવગત અપરપાર, ઘણા હસ્તિ ને ઘોડા,
સેવક સાથે શૂર, પરિપૂર્ણ પ્રતાપે,
બળવંતા, બહુ બાહુ, છત્ર છાયે છત છાપે,
અધિકાર અયુત લખ, ઇંદ્રનો, કોડવાર શુ કહુ કથી,
પણ મોત થકી મુકાવવા, શામળ, કોઇ સમર્થ નથી!

(૩) મોહતનો ડર વ્યર્થ છે એ સિદ્ધ કરનારુ ત્રીજુ કારણ "વિનાશકાળે વિપરીત બુદ્ધિ"નું સૂત્ર છે જો એકબારગી આપણે એમ ધાર્યે કે આ સૂત્ર સત્ય છે, તો પણ મે

મતિનાં ખામીપુર્ણ માનવીઓ કદાપી મશ્કરી અને દંભિપણું વાપરે, પણ ખુદાના કાયદાઓ જ એવા સખત છે કે તેમાં કંઈ પણ ઔદાર્ય કે હાસ્ય હરૂા હોઇ શકેજ નહી. માટે જો આપણને પણ એવી આગાહી થાય તો આપણે દુનિયાંને લગતી વસ્તુઓની ઘટિત વ્યવસ્થા કરી અલ્લાના કાસદનાં આમંત્રણ માટે તૈયાર થઇ રહેવું. અને મૃત્યુ માટે અંતરમાં જો કંઇ પણ ડર લાગતો હોય તો તે રદ્દિન ત્યજી ઇશ્વરની આજ્ઞાને પરાયણ થઇ રહેવું.

અગ જગ જિય ચિચયણેનો, બ્રંડગોદિને ખાય;
કિનો તુંડ કછુ હાથ કન, ગિરિહરિજન ગિરિગયાં

કવિંદ્ર દયારામનું કહન છે કે: અગ જે સ્થાવર અને જગ જે જંગમના જીવ તે રૂપ નો ચીચ કહેતાં જે કાળ, તેનું ચવેણું છે. અને બ્રંડ કહેતાં જે બ્રહ્માંડ તે રૂપી ગોદી કહેતાં તેને ખોળો છે, તેમાંથી લઇ લઇને પેલું ચવેણું ખાય છે; તે કેટલુંએક તો તુંડ કહેતાં તેનાં મોઢાંમાં છે, અને કેટલુંએક હાથમાં છે: તેમાંથી ગીરી કહેતા ઝીણાઝીણા દાણારૂપ હરિજન, તે તો આંગળીનાં છેદાંમાંથી ગરી પડે છે અર્થાત્ અભિમાન રહિત દિનતાવાળા હરિજન જે ઝીણા તે મૃત્યુના ખપ્પરમાં આવતા નથી! (૫) મૃત્યુ ભયયુકત નથી તે દર્શાવનારૂં પાંચમું કારણ તે કહેવાતી અભર્ગીનો મિથ્યાધારા છે. આપણે જોયું તેમ ખુદા કંઇ બે ત્રાજવાંએ ઇન્સાફ તોળતો નથી; તેને મનથી તેણે પેદા કરેલા સઘળા સરખાજ છે, તો સૃષ્ટિના ઉપ્પરાયે તે થોડાઓને અમરપણું બક્ષી બીજાઓને તષ્ટતામાં ગર્ક જવા દે એવો તે ગેરઇન્સાફી તો નથીજઃ તેને મનથી દેવતાઓ, પયંગંબરો, મનુષ્યો-પછી તે રાય હોય કે રંક,-પશુપક્ષિઓ, તેમજ નિર્જીવ વસ્તુઓ સમદૃષ્ટિને લાયક છે, માટે કયાંએ પણ અમર્ગીનો દાખલો આગળ ધરવામાં આવે તો નક્કી માનવું કે તે કલ્પના શકિતનો ભુરકો હોય યા તો અલંકૃત એબારતમાં કંઇક ખ્યાલી વૃત્તાંત આપવામાં આવ્યું હોય! સિકન્દરને માટે એવું કહેવાય છે કે તેણે અમર થવાની અભિલાષા રાખી હતી. આ ન છિપાય-એવી મહત્વાકાંક્ષાની તૃપ્તિને અર્થે તે ખીઝર નામક એક વૃધ્ધ શખ્સની સાથે અમૃતના ચશ્મા આગળ જવા તત્પર થયો. કોરાનમાં જણાવ્યા પ્રમાણે જ્યાં સુર્ય અસ્ત પામે છે તે સ્થળે આ ઝરો આવેલો છે. એવી લોકમાન્ય છે કે ચશ્મો એક અત્યંત અંધારી જગામાં છે, અને તે તરફ જવા માટે માત્ર એકજ રસ્તો છે. એલેકઝાંડર ઝુલકરનીન (લકબે ઇસ્કંદરે રૂમી) ખીઝરની રાહબરી તળે આ જગાએ આવી લાગ્યો, પરંતુ અંધારામાં એક ઠેકાણે બે રસ્તા આવતાં સિકંદર ખીઝરથી છુટો પડી ગયો, અને તે એવી રીતે અમૃત પીવાનો રહી ગયો, જ્યારે ખીઝર સિધ્ધે માર્ગે જતાં અમૃત પી મરણ રહિત થયો! મુસલમાનો એવું માને છે કે આ ખીઝર તંગીમાં આવેલાંઓને એક વયોવૃધ્ધ મર્દનાં સ્વરૂપે આવી વિપત્તિમાંથી મુકિત બક્ષે છે! 'ખીઝર'નો અર્થ અરેબીકમાં 'લીલો' થાય છે, અને તે ઉપરથી આ ડોસાને "લીલો ડોસો" એવે નામે ઓળખવામાં આવે છે! શાયદ એમ પણ હોય કે તે હંમેશનો લીલો યાને તાજો અને અમર હોવાથીજ તેને ખીઝર કહેવામાં આવતો હોય! કેટલાકો એવું ધારે છે કે તે જે જગાએથી ચાલી ગયો હતો તે સ્થાન લિલોત્રી અને હરિયાળીથી ભરપુર થઇ ગયું હતું. તેથી તેને "લીલો ડોસો" કહેવામાં આવે છે! ખીઝર અને સિકંદરનાં સંબંધમાં શેખ શાદીએ પણ કંઈ ઇશારો કર્યો છે કે:

શની દેઇ કે સેકંદર બેરફ્ત તા ઝુલ્મત,
બચંદ મહેનત-વખાન્ક નખોર્દ આબે હૈયાત?

યાને—ઘણીક રંજ ખેંચી સિકંદર અગર્ગીનાં ચશ્માવાળી અંધારી જગાએ ગયો, છતાં પણ આબે હેયાત પીતાં તે એનબીન રહી ગયો એ બીના તે સાંભળી છે? આ ઉપરથી પુર વાર થાય છે કે આગમીં જેવું કંઇજ નથી. અને જો કોઈજ ચિરંજીવિ નથી તો પછી મરણ ગમે ત્યારે, પણ આવે તે માટે ફીકર શા માટ રાખવી?

તાજ ઉસ્કે દેખનેકા ન લાયે ચલે ગયે!
કેયા કયા પરીજવાન થે આગે ચલે ગયે!

દારા રહા ન જમ ન મેકંદરસા બાદશાહ,
તખ્તે ઝમીંપે સેંકડો આયે ચલે ગયે!

આદમ રહા નકોઇ—પયમ્બર રહા નહીં,
વોહભી સરે ઝમીંમે મમાયે ચલે ગયે!

આલમ થે રહે ઝુગીખાસ ગુસફ્કે ચાહમે,
રૂકએ હઝાર બે આદકે આયે ચલે ગયે!

દેખા "નઝીર" મર્દને ચમનમેં જો આપ,
મેહદી બાદ જો હાથ દેખાયે ચલે ગયે!

(૬) એવી રીતે આપણ જોઇ શકયે છીએ કે જ્યારે "મોહન ઘંટ" વાગે છે ત્યારે ખરેખર બીહવા જેવું કંઇજ નથી. દરેક ચીજને આરંભ તેમજ સમાપ્તિ, સ્થિતિ, અને લય દુનિયાની સકળ વસ્તુઓપર પોતાનું કર્તવ્ય કર્યાં જાય છે, તો પછી માનુષિક જીવતરનો પણ અંત આવે તો તેમાં શું મોટો અલૌકિક બનાવ બની જાય છે કે જ્ઞાન રહિત જનસમૂહ તે માટે અવર્ણનિય આક્રંદ કરી ચિટિનો કુંજર કરે છે? ફ્રાંસના કવિ ટ્યુકનનો નિર્દય નીરોએ યુવાનાવસ્થામાં શિરચ્છેદ કરાવ્યો તો તેથી આપણે લ્યુકન કમોતને માર્યો ગયો એમ કહયે તો આપણે પરમેશ્વરના દોષિત્ થઇએ છીએ, લ્યુકનના ઐહિક જીવનની પૂર્ણાહુતિ થયલી હોવાથીજ તેને અંત લાવવાનું કુદરતને કંઇ બહાણું જોઇતું હતું, અને ક્રૂર નિરોએ શસ્ત્રરૂપ થઇ તે પૂર્ણ કરી આપ્યું! ઝુટફનની લડાઇમાં સર ફિલિપ સિડની માત્ર ૩૦ વર્ષની જવાન વયે મર્યો, તો તેને માટે એમ કહેવું કે પાણી જો પેલા લશકરીને ન આપતાં પોતે પીતે તો દિર્ઘાયુ ભોગવતે તો તે મર્યાંમ હેમાકત કહેવાય! તેની જીંદગી એટલીજ હતી અને તે ગયો. પોતાની કાવ્ય શક્તિને સુયશ ન મળવાથી ચૅતરટન માત્ર ૧૬ વર્ષની ઉમરે આત્મશ્લાઘા કરી મરણ લાગ્યો તો તેમાં દૈવ વિચિત્રો છે. આત્મહત્યા કરવાથી માણસ કંઇ સુખી થતો નથી, પણ બીજી જીંદગીમાં તેને વધારે સખ્ત કસોટીઓનાથી પસાર થવું પડે છે. કીટ્સ જેણે કવી સૌંદર્ય માટે સર્વોત્કૃષ્ટ વર્ણન કર્યું છે તે પોતે પણ ખુબસુરતીનો ઘણોજ થોડો લ્હાવો લઇ માત્ર ૨૭ વર્ષની ઉમરે વૈકુંઠવાગી થયો હતો! ઇટલીના કિનારા આગળ કવિ શૅલી ભરજવાન વયે ડુબી, સ્વર્ગે સિધાર્યો, તે માટે આપણ મોહતને કે ખુદાને કેમ દોષ દઈ શકયે? એવી રીતે વધન આનનો આપણુ સઘળાનેજ અહીંથી અચ્માન ઉડાની જવો છે!

ગેઝીન્દ દરગાનગાન હસ્તે ફીત,
કે દર નિઝમ નદીન્દ દારએ મૌત!

મતિનાં ખામીપુર્ણ માનવીઓ કદાપી મશ્કરી અને દંભિપણું વાપરે, પણ કુદરતના કાયદાઓજ એવા સખત છે કે તેમાં કંઇ પણ ઓઠાર કે હાસ્ય કદી હોઇ શકેજ નહી. માટે જો આપણને પણ એવી આગાહી થાય તો આપણે દુનિયાની લગતી વસ્તુઓની ઘટિત વ્યવસ્થા કરી અજલના કાસદના આમંત્રણ માટે તૈયાર થઇ રહેવું અને મૃત્યુ માટે અંતરમાં જો કંઇ પણ ડર લાગતો હોય તો તે ત્વરિત ત્યજી ઇશ્વરની આજ્ઞાને પરાયણ થઇ રહેવું.

અગ જગ જિય ચિચયચેનો, અંડગોડિને ખાય,
ફિતો મુડ કછુ હાથ મન, ગિહિ હરિજન ગિરિજાય!

કવિંદ્ર દયારામનુ કહેવુ છે કે: અગ જે સ્થાવર અને જગ જે જંગમના જીવ તે રૂપ તો ચીચ કહેતાં જે કાળ, તેનુ ચવેણું છે. અને અંડ કહેતાં જે બ્રહ્માંડ તે રૂપી ગોટી કહેતાં તેને ખોળો છે, તેમાંથી લઇ લઇને પેલુ ચવેણું ખાય છે, તે કેટલુએક તો મુડ કહેતાં તેનાં મોઢાંમાં છે, અને કેટલુએક હાથમા છે. તેમાથી ગીડી કહેતા ઝીણાઝીણા દાણારૂપ હરિજન, તે તો આંગળીનાં છેટામાથી ગરી પડે છે અર્થાત્ અભિમાન રહિત દિનતાવાળા હરિજન જે ઝીણા તે મૃત્યુના પંજામાં આવતા નથી! (૫) મૃત્યુ ભયયુક્ત નથી તે દર્શાવનારૂં પાચમુ કારણ તે કહેવાતી અમરગીનો મિથ્યાભ્યાસ છે. આપણે જોયુ તેમ ખુદા કંઇ એ ત્રાજવાંએ ઇન્સાફ તોળતો નથી, તેને મનથી તેણે પેદા કીધેલા સઘળા સરખાજ છે, તો સહિના ઉપરાંત તે થોડાઓને અમરપણું બક્ષી બીજાઓને તષ્ટતામા ગર્ક જવા દે એવો તે ગેરઇન્સાફી તો નથીજ. તેને મનથી દેવતાઓ, પયગંબરો, મનુષ્યો-પછી તે રાય હોય કે રંક,-પશુપક્ષિઓ તેમજ નિર્જીવ વસ્તુઓ સમદૃષ્ટિને લાયક છે, માટે ક્યાએ પણ અમરગીનો દાખલો આગળ ધરવામાં આવે તો નક્કી માનવું કે તે કલ્પના શક્તિનો ભુસ્કો હોય યા તો અલંકૃત એબારતમા કંઇક ખ્યાલી વૃત્તાંત આપવામાં આવ્યુ હોય! સિકન્દરને માટે એવું કહેવાય છે કે તેણે અમર થવાની અભિલાષા રાખી હતી. આ ન છિમાય-એવી મહત્વાકાંક્ષાની તૃપ્તિને અર્થે તે ખીઝર નામક એક વૃધ્ધ શખ્સની સાથે અમૃતના ચશ્મા આગળ જવા તત્પર થયો. કોરાનમાં જણાવ્યા પ્રમાણે જ્યા સુર્ય અસ્ત પામે છે તે સ્થળે આ ઝરો આવેલો છે. એવી લોકમાન્ય છે કે ચશ્મો એક અત્યંત અંધારી જગામા છે, અને તે તરફ જવા માટે માત્ર એકજ રસ્તો છે. એલેકઝાંડર ઝુલ્કરનીન (લકબે ઇસ્કંદરે રૂમી) ખીઝરની રાહબરી તળે આ જગાએ આવી લાગ્યો, પરંતુ અંધારામાં એક ઠેકાણે બે રસ્તા આવતાં સિકંદર ખીઝરથી છુટો પડી ગયો, અને તે એવી રીતે અમૃત પીવાનો રહી ગયો, જ્યારે ખીઝર બિધ્ધે માર્ગે જતા અમૃત પી મરણ રહિત થયો! મુસલમાનો એવું માને છે કે આ ખીઝર તંગીમાં આવેલાંઓને એક વગોદ્ધ'ધ મર્દના સ્વરૂપે આવી વિપત્તિમાથી મુક્તિ અપે છે! 'ખીઝર'નો અર્થ અરેબીકમા 'લીલો' થાય છે, અને તે ઉપરથી આ ડોસાને "લીલો ડોસો" એવે નામે ઓળખવામાં આવે છે! શાયદ એમ પણ હોય કે તે હમેશનો લીલો યાને તાઝો અને અમર હોવાથીજ તેને ખીઝર કહેવામા આવતો હોય! કેટલાકો એવું ધારે છે કે તે જે જગાએથી ચાલી ગયો હતો તે સ્થાન વિતોત્રી અને હરિયાળીથી ભરપુર થઇ ગયુ હતુ તેથી તેને 'લીલો ડોસો" કહેવામાં આવે છે! ખીઝર અને સિકંદરનાં સંબંધમા શેખ શાદીએ પણ કંઇ ઇશારો કર્યો છે કે:

શની દેહ કે સેકંદર બેરફત તા ઝુલ્મત,
બચંદ મેહેનત-વઆન્કે નખોર્દ આબે હેયાત?

યાને—ઘણીક રંજ એવી મિકંદર અગર્ગીનાં ચમ્માવાળી અંધારી જગાએ ગયો, છતાં પણ આબે હૈયાત પીતા ને બેનગીબ રહી ગયો એ બીના તે સાભળી છે? આ ઉપરથી પુરવાર થાય છે કે અમર્ગી જેવુ કંઇજ નથી. અને જો કોઇજ ચિરંજીવિ નથી તો પછી મરણ ગમે ત્યારે પણ આવે તે માટે હયગત શા માટ રાખવી?

તાબ ઉમ્રકે દેખનેકી ન લાયે ચલે ગયે!
કેયા કયા પરીજાવાન થે આયે ચલે ગયે!

દારા રહા ન જમ ન સેકંદરસા બાદશાહ,
તખ્તે ઝમીંપે સેકડો આયે ચલે ગયે!

આદમ રહા નકોઇ—પયગમ્બર રહા નહીં,
વોહભી મરે ઝમીંમે સમાયે ચલે ગયે!

આલમ થાં રહે ઝુલીખાકા યુસફકે આહમે,
રૂકએ હઝાર બે આદકે આયે ચલે ગયે!

દેખા "નઝીર" ગયેને ચમનમે જો આપ,
મેહદી ભરે જો હાથ દેખાયે ચલે ગયે!

(૬) એવી રીતે આપણ જોઇ શકયે છીએ કે જ્યારે "મોહત ઘટ" વાગે છે ત્યારે ખરેખરૂ બીહવા જેવું કંઇજ નથી. દરેક ચીઝને આરભ તેમજ સમાપ્તિ, સ્થિતિ, અને લય દુનિયાની સકળ વસ્તુઓપર પોતાનું કર્તવ્ય કર્યાં જાય છે, તો પછી માનુષિક જીવતરનો પણ અંત આવે તો તેમાં શું મોટો અલૌકિક બનાવ બની જાય છે કે જ્ઞાન રહિત જનસમૂહ તે માટે અવર્ણનિય આક્રંદ કરી ચિઠ્ઠિનો કુંજર કરે છે? ફ્રાંસ્લાના કવિ લ્યુકનનો નિન્ય-નીરોએ યુવાનાવસ્થામાં શિરચ્છેદ કરાવ્યો તો તેથી આપણે લ્યુકન કમોહતે માર્યો ગયો એમ કહયે તો આપણે પરમેશ્વરના દોષિત થઇએ છીએ, લ્યુકનનાં ઐહિક જીવતની પર્ણાહુતિ થયલી હોવાથીજ તેનો અંત લાવવાનું કુદરતને કંઇ બહાણું જોઇતુ હતુ. અને ક્રૂર નિરોએ શસ્ત્રરૂપ થઇ તે પૂરુ કરી આપ્યું! ઝુટફનની લડાઇમા સર ફિલિપ સિડની માત્ર ૩૦ વર્ષની જવાન વયે મૂઓ, તો તેને માટે એમ કહેવું કે પાણી જો પેલા લશકરીને ન આપના પોતે પીતે તો દિર્ધાયુ ભોગવતે તો તે મર્યામ હેમાકત કહેવાય! તેની ઝીંદગી એટલીજ હતી અને તે ગયો. પોતાની કાવ્ય શકિતને સુયશ ન મળવાથી ચેતરટન માત્ર ૧૯ વર્ષની ઉમરે આત્મશ્લાઘા કરી મારે લાગ્યો તો તેમા દેષ વિધિનો છે. આત્મહત્યા કરવાથી માણસ કંઇ સુખી થતો નથી, પણ બીજી ઝીંદગીમાં તેને વધારે સખ્ત કસોટીઓમાથી પસાર થવું પડે છે. કીત્સ જેણે સ્ત્રી સૌન્દર્ય માટે સર્વોત્કૃષ્ટ વર્ણન કર્યું છે તે પોતે પણ ખુબસુરતીનો વધારે થોડો લ્હાવો લઇ માત્ર ૨૭ વર્ષની ઉમરે વૈકુંઠવાસી થયો હતો! ઇટલીના કિનારા આગળ કવ શેલી બરજવાન વયે ડુબી સ્વર્ગે સિધાર્યો, તે માટે આપણ મોહતને કે ખુદાને કેમ દોષ દઇ શકયે? એવી રીતે વખત આવતા આપણ સઘળાનેજ અહીંથી અસ્માબ ઉઠાવી જવો છે!

ગંઝીહન્દ દરઆનગાન દસ્તે દીત,
કે દર નિઝ્મ નદીહન્દ મારએ મૌત!

જેઓ આકેલ અને ફાઝેલ હતા તેઓએ પણ નિરાશીથી દાંતમાં હાથ લીધો છે, કારણુ કે વૈદક શાસ્ત્રમાં તેઓ મોહત માટેની કંઈ પણ દવા શોધી કાઢી શકયા નથી! ઓસ્ટ્રેલીઆમાં આવેલાં ગોલીસેડ શહેરનાં "રજીસ્ટર" નામક એક પત્રમાં એકવાર એવી ખબર આવી હતી કે કીંગ વિલીયમ સ્ટ્રીટમાં આવેલી ગવર્નમેંટ ઑફીસો આગળ તકેદારી રાખવા એક મૌસમ બારની મધરાતે કૉન્સ્ટેબલ જે. ટી. એચ. વિલ્યમ્સ ઉભો હતો, તેવામાં તેનાં મનમાં કંઈક અકુદતી રીતે એવી ફીકર આવી! આવી ચિંતાગ્રસ્ત સ્થિતિમાં તે ચાલતો મોહલ્લાને બીજે નાકે જઇ ઉભો, તેટલામાં તે પ્રથમ જ્યાં ઉભો હતો ત્યાં એકાએક એક બીલ્ડીંગ તુટી પડી! કૉન્સ્ટેબલ પોતાના આવા અજાયબી બચાવ માટે ખુદાનો પાડ માન્યા સિવાય રહી શકયો નહી, આ ઉપરથી આપણ એટલું તો જોઇ શકયે છીએ કે ખુદા આપણુને ઘણીક વાર વિલક્ષણ સંજોગોથી બચાવી લે છે, અને તેથી તે મોહત બક્ષે તે આપણા કંઇ પણ ફાયદાને માટેજ હોતું જોઇએ એમ આપણે સમજીયે તો મોહતનો ડર રહેજ કયાથી? અત્રે પેશદાદીઆન શાહ ફરીદુનના પરમપ્રિય બેટા એરચ—જેને તેના દયાહિણુ ભાઇઓએ વિશ્વાસઘાટથી જવાનીમાંજ ઝબેહ કીધો હતો—તેની એક પંદ યાદ આવે છે. તે કહી ગયો છે કેઃ "મરવું તે જીવવાના કરતા સારૂં છે, કારણુ ખરા ભકિત કરનાર અને પરહીઝકાર આગળ શરીર એક કેદખાના જેવું છે, તેમજ બુરાં કર્તુકવાળાઓને બી મરવામાં વધારે નફો છે, કારણુ જો તેઓ વધુ જીવે છે તો તેઓના ગુનાહમાં વધારો થયા કરે છે!" બાઇબલ ઉપરથી તો સાફ સાફ માલુમ પડે છે કે આયંદેહ તો મોહત જેવું કંઇ છેજ નહી—ઔર અમર્ગીજ છે!

"When this corruptible shall have put on incorruption, and this mortal shall have put on immortality, then shall be brought to pass the saying that is written, Death is swallowed up in victory!

"O Death! where is thy sting? O grave! where is thy victory?"

I. Corinthians, XVI, 54-55.

થીઓસૉફિસ્ટોનું એવું કહેવું છે કે મૃત્યુની અંતની ઘડીએ મનુષ્યોના આંતરિક ચક્ષુઓ સમીપથી જેવી રીતે એક સિનેમેટોગ્રાફની ફિલ્મ આપણાં બાહ્ય ચક્ષુઓ આગળથી પસાર થઈ જાય છે તેમ તેઓ ઠેઠ બાલ્યાવસ્થાથી તે જીંદગીની છેવટની પળ સુધી કરેલાં સઘળાં કર્મો પસાર થઇ જાય છે. અને આ કહેણુને ગોયા સ્વિડનબર્ગ પણ ટેકો આપી કહે છે કે આપણુ જે પણ વિચારે છીએ, વદે છીએ, કે કરે છીએ તે સઘળાંનો શાશ્વત છાપ ભેજાં ઉપર અચુક પડે છે, અને તે સઘળું દાદારજીની દરબારમાં એક પોથારૂપે નિરંતર લખાઇ રહે છે! આ રીતે મોહતથી એક ફાયદો એ થાય છે કે તે મરતાં માણસને પશ્ચાતાપ કરાવે છે, અને મરનાર જો ઘણોજ પાપી હોય છે તો તે પોતાનાં કૃત્યોનું સ્મરણ થતાં પોતાનાં પાપો કબુલ કરી દે છે, અને એવી રીતે અનેક નિર્દોષોને બચાવે છે. વળી મોહતથી બીજો ફાયદો એ છે કે તેની ધાસ્તીથીજ આપણુ સૌ કોઇ ખુદાની યાદમાં મશગુલ રહી શકયે છીએ. ફિલસુફ સૅનેકા કહે છે કેઃ "In vota miseros ultimus cogit timor," અર્થાત્ મોહતની બીક કંગાલ શખ્સોને બંદગી કરાવે છે! એવા એવા તો મરણુના અપરંપાર ફાયદાઓ છે જેનો શુમાર કરતાં કદાપિ પણ પાર ન આવે!

अहन्यहनि भूतानि गच्छन्ति हि यमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

ભાવાર્થ: રોજ રોજ લોકો જમને મંદિરે જાય છે એ સૌ જોય છે; તો પણ લોકો ન મરવાની ઇચ્છા રાખે છે! હવે એથી તે બીજું શું અજબ જેવું છે? ફારસી, શાયરનો કોલ છે:

સેકંદર જેહાનરા ગીરફ્ત વ નખોર્દ,
ફરીદુન જરી અઝ ગમાલેક નબોર્દ!

સેકન્દરે તમામ સૃષ્ટિને પોતાની સત્તા નીચે આણી, પરંતુ તેનો તે લાંબો વખ્ત સુધી ઉપભોગ કરી શકયો નહી! શાહ ફરીદુન અનેક અનેક દેશોનો છત્રપતિ હતો છતાં પણ તે એક અણુ પણ પોતાની સાથે લઇ જવા પામ્યો નથી! એ પ્રમાણે જોતાં જણાય છે કે દુન્યવિ જાહોજલાલી મોહત પછી કંઇ પણ કામ આવતી નથી.

(૭) મોહત પછી માણસની પેલી દુનિયામાં કેવી ગતિ થાય છે તે વિષેનું વર્ણન સઘળા ધર્મોમાં લગભગ એક સરખુંજ મલે છે એમ આપણ જોઇ ગયા, લેકીન એટલું યાદ રાખવું કે ધર્મશાસ્ત્રો અલંકૃત ભાષામાં લખાએલાં હોય છે, અને તેથી આત્માને તેનાં કૃત્યો માટે આવી ઝનુન સઝા ભોગવવી પડતી હોય એ કંઇ એકદમ માની શકાય નહી. ખુદા જાણે છે કે તેણે મનુષ્યને ખામી પુર ઉત્પન્ન કર્યા છે, એટલે તેઓથી જાણાજાણ ભુલો થાયજ, અને પ્રભુ કંઇ એટલો ક્રુર નથી કે તે આવી અકલ્પ્ય અને અસહ્ય શિક્ષા પોતાનાજ બંદાઓને કરવાનું વાજબી વિચારે, આપણે સમજવું જોઇએ કે "ગરૂડ પુરાણ," "અર્દાવિરાફનામું," આદિ પુસ્તકો રચવાનો ઉદ્દેશ એવો હોવો જોઇએ કે તેમાં સમાવેલાં દ્રષ્ટાંતોથી ભયભિત થઇ મનુષ્યો પાપકર્મો કરતાં અટકે, વળી ઝરતોસ્તી મઝહબ પ્રમાણે મરણ પછી માણસનાં બાહ્ય શરીરના અમુક ભાગો અમુક ફરેસ્તાઓને સંભાળ માટે સોંપવામાં આવે છે, અને તેઓએ તે સઘળું રોઝે આખેરને દિને પાછું ખુદાને પહોંચાડવાનું છે, કે જેથી તેજ વસ્તુઓ તેનાજ ધરાવનારને સપુર્દ થઈ શકે, એમ જો સ્થુળ શરીર છિન્નભિન્ન થઇ ગયું હોય તો પછી તે પેલી દુનિયામાં શિક્ષા શા માટે ખમે?—એમજ કહેવાની કે ત્યાં આત્મા પોતાનું ખાકી ખોળ્યું પાછું મેળવી પણ કેમ શકે? આવી રીતે વિવાદ કરતાં સ્પષ્ટ થાય છે કે મિનોઇ આલમમાં મનુષ્યોને કંઇ ખરેખરો શારીરીક અઝાબ કે માન્સિક ઉદ્વેગ સહન કરવો પડતોજ નથી, પરંતુ આગલા ભવના અત્યાચારો માટે તેઓને બીજા જન્મમાં ભોગવવું પડે છે એ નિસ્સંદેહ છે, માટે ખુદાની રેહમત અને શેફકતપર આધાર રાખી આપણે આ જન્મે નેકી કાર્યોમાં તત્પર થવું, સબબ:

જે પ્રભુએ દયા કરી દેહ માનવીનો દીધો,
અદ્ભુત જુક્તિ રચી નેટ જે નિભાવે છે;
એનો એજ પ્રભુ પાછો ઇચ્છા વિપરીત કરી,
દેહકેરો છેદ કરે, જ્યારે એને ફાવે છે!

આપણો ઉપાય નથી; કારણ કળાતુ નથી,
અતરમાં શાને શોક ઘુણી તું ખિખાવે છે ?
આદેશ જ્યાં પ્રભુવરનો, માનવી ! ચઢાવ માથે,
શોકાતુર અંતરમાં શાતા તે મિચાવે છે !

હવે સ્પીરીચ્યુઆલીઝમની બાબતપર આવતાં આપણને કહ્યા વગર ચાલતું નથી કે સુધરેલા દેશોના વિદ્વાનો હજી પણ એ વિષય ઉપર સંદેહ લાવે છે. જો કે પોણો ભાગ વિદ્વાન વર્ગ એમાં માનવા લાગ્યો છે છતાં પણ સર રે લૅંકેસ્ટર, મી૦ એચ. જી. વેલ્સ, મી૦ જ્યોર્જ આર. સીમ્સ વગેરે હજી પણ આ નવિન વિદ્યા પ્રત્યે શંકાની નજરથી જોય છે. જ્યારે એ વિદ્યા ગઇ સદીમાં પહેલવહેલી પ્રચાર પામી ત્યારે પ્રથમ વીસ શખ્સોને દેહાન્ત દંડની શિક્ષા કરવામાં આવી હતી જેમાં જાઇલ્સ કોરી નામનો ૮૦ વર્ષનો વૃદ્ધ વિદ્વાન પણ હતો ! મિનોઇ આત્માઓએ જ્યારે અમેરીકામાં જીવતાંઓ તરફ સંદેશા મોકલવાની પહેલવહેલી કોશેશ કીધી ત્યારે તેઓને કંઇ જીત જેવી ફતેહ મળી નહી. તેઓ 'ટક ટક !' એવા અવાઝથી પોતાની આમદ જાહેર કરતાં, પરતુ ઉમરે પુગેલાં લોકો ધારતી ખાતાં. રોચેસ્ટરમાં આવેલાં એક ચોક્કસ ઘરમાં પણ આત્માઓ આવોજ અવાઝ કરતા, જે શું છે તે જોવાનો એક ન્હાની છોરીએ ઠરાવ કીધો, "હુ જેમ કરૂં છું તેમ કરો !" એટલું બોલી તેણીએ પોતાનાં આંગળાં ત્રણવાર અફાળ્યાં, અને પ્રત્યુ-તરમાં તેણીએ ત્રણ ઠોકા સમજ્યા. "હવે પાંચ વખત !" કહી તેણીએ પાંચવાર તેમ કરતા તેઓએ પણ તેટલીજ વાર અવાઝ આપ્યો. આ ઉપરથી આપણ એટલું તો જોઇ શકયે છીએ કે મિનોઇ આત્માઓમાં એક-બે આદિ આંકડા ગણવાની પણ બુદ્ધિ છે ! ઝરતોસ્તી ધર્મ ભણતરોમાં જ્યારે રવાનનું નામ દેવામાં આવે છે ત્યારે નિશંક તે રવાન વાતાવરણમાં હાજેર થાય છે; એવી લોકકથા છે કે અસલના વખ્તમાં તો તેઓ મોબેદો અને બેહેદીનોની નઝરે વઢીક પડતાં હતાં. જ્યારે આપણ જાણયે છીએ કે આપણાં ભલાઇમાં તેઓ ખુશી છે તો આપણે તેવાં ફરોહરોની આરાધના શા માટે ન કરવી જોઇએ ?

"સ્તાઇશ્ન્ ઇ યઝદાન રામિશ્ન ઈ ઝક મૂન્ બીશે મીન આખર લેવિત્.
વ સ્નાઇશ્ન ઈ યઝદાન રામિશ્ન્ વ ગદ્મન ઇ તન ઇ શપીરાન."

પહેલી 'દિનકર્દ'માં સાક્ષાત્ કહેવામાં આવે છે કેઃ ભલી મિનોઇ શકિતઓની ખુશનુદી તે શખ્સની ખુશાળી છે કે જેને માટે છેવટે પેલી જેહાનમાં કશી હાનિ નથી. અને ભલી મિનોઈ શકિતઓની ખુશનુદી ભલા શખ્સોની પોતાની ખુશાળી અને કીર્તિ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અશો ફરોહરોની આરાધના એ સર્વથી શ્રેષ્ટ પ્રકારની બંદગી છે, પરંતુ તેમ કરતાં નાહકના ખોટા ખર્ચોમાં તણાવાની કશી પણ જરૂર નથી.

કહા કરીએ કહા જોરીએ, થોરે જીવન કાજ;
છોડ છોડ સબ જાત હૈ, દેહ ગેહ ધન રાજ !

ગત આત્માઓની સાથે આશ્નાઇ કરવાને લીધે ખુદાએ ઑશીઅસ કિંવા બેલનો વિજળી નાખી પ્રાણ લીધો એમ ડાયોડરસ સિકયુલસનાં લખાણ પરથી માલુમ પડે છે. બેકકસ અને ઓસાઇરીસનો પણ એવીજ રીતે નાશ કરવામાં આવ્યો હતો. ઇસ્કયુલૅપ્યસ (Æsculapius)

પણ વિન્જળી પડતાંજ મરણને શરણ થયો હતો. એવીજ રીતે ખાલ્ડીઆ, ઝોરોઆસ્ટર, ફીથન (Phaethon) કિંવા નીમરૉડ, તેમજ રાક્ષસી સૅન્ટૉરસનું પણ મૃત્યુ નિપજ્યું હતું. નીમરૉડ દુનિયાને અગ્નિની જ્વાળાથી ભસ્મ કરવાનો ફાંકો રાખતો હતો, જ્યારે મારી સાથે કોઇ પણ પ્રાણી હરિફાઇમાં ઉતરી શકે નહી એવી આપવડાઇ હાંકનાર અહંગ શિકારી આરીઅન માત્ર એક વિંછીનાં ડંખથી શુદ્ધ બુદ્ધ ખોઇ માર્ગે લાગી ગયો હતો! (૮) જ્યારે આપણાં તારીક મગજમાં આત્મ જ્ઞાનનો પ્રકાશ પડે છે ત્યારેજ આપણુ આપણી પોતાની—શરીરની, આત્માની, જગતની અને ઇશ્વરની—વસ્તુ સ્થિતિ સમજી શકવા સામર્થવાન થઇ શકયે છીએ, અને એકવાર અંતરસ્વાત્માનું ગુહ્ય રહસ્ય પિછાણનાં શિખ્યા કે આપણુ મણનો મર્મ ગ્રહી શકયે છીએ, અને તેમ થતા કુદરતીજ આપણુ "મોહત પહેલાં મરણ પામવા" શક્તિવાન થઇ શકયે છીએ. નરસિંહ મ્હેતો, મિરાંબાઇ, નાનક, ભર્તૃહરી, ગનુ, ચિંત્તામણિ મલુકદાસાદિ ભક્તજનો હિંદમાં; જરતોસ્ત, ખાકાની, નેઝામી, મહમદ, રૂડકી, આદિ ઇરાનમાં; ક્રાઇસ્ટ, સેંટ પોલ, જોન ઓફ્ આર્ક, ટોલ્સ્ટોય, ઇત્યાદિ યુરોપમાં એવા આત્મજ્ઞાની થઇ ગયાં છે કે તેઓ "अहं ब्रह्मास्मि!।" "तत्त्वमास!।" "અનલ હક્ક!" (યાને "હું ખુદા છું!"), "યાદ્ વ યા મનડુ!" (યાને "તે છે, અને તે હું છું!"), ""I and my Father are one!" "I am the Lord!" આદિ વાકયો ઓચરવાની શકિત અને ભકિત ધરાવી શકયાં હતાં!

મુએતેં મોક્ષ કહે સબ પંડિત, મુએતેં મોક્ષ કહે પુનિ જેના;
મુએતેં મોક્ષ કહે ઋષિ તાપસ, મુએતેં મોક્ષ કહે શિવ સૈના;
મુએતેં મોક્ષ મલેચ્છ કહે પુનિ, ધોખેહિ ધોખે બખાનત વૈના;
'સુંદર' આતમકો અનુભૌ મોઇ, જીવન મોક્ષ સદા સુખ ચૈના!

પંડિત સોક્રેટિસ કહે છે કેઃ "ખાસયતનું મલતાપણું હોવાથી આત્મા પરમાત્માનો અંશ છે!" પ્લેટો એવું ધારતો કે "આ જગત માત્ર મૃગજળ રૂપ છેઃ તે કંઇ ખરેખરી હસ્તી નથી, અને દૈવી જ્ઞાનના અટકાવ રૂપે છે!" સિસરોનું કહેણુ છેઃ "હું સોગંદ ખાઇને કહીશ કે આત્મા ઇશ્વરી છે!" વિદ્વાન ઓટોનિનસ કહી ગયો છે કે "જીવાત્મા એજ સર્વબુદ્ધિ છે, અને તે ઇશ્વરનો અંશ છે!" "આત્મા ઇશ્વરી છે!" એમ ફીલોનું કથન છે. પોલકસનું માનવું હતું કેઃ "તમારામાં જે ઐશ્વર્ય છે તેને ઓળખો કે જેથી તમો જાણી શકો કે અંતરાત્મા ઇશ્વરી રોશનીનું એક કિરણ છે!" આવી રીતની સ્વાત્માની ગહન ગતિ છે. ખાજા અલી રામતીનીને પૂછવામાં આવ્યું કે ઇમાન શું ચીઝ છે? "તોડવું અને જોડવું!" તેણે માર્મિક જવાબ આપ્યો એ ઉપર કાવ્યમાં શરેહ કરતાં "બહારિસ્તાન" નો લેખક જામી કહે છેઃ

હરકે ઇમાન તુરા કન્દન વ પયવસ્તન ગોફ્ત.
બાયદ આન કૌલે પસંદીદેહ બજુ બેપસન્દી;
હાએયે બાઅનીએ આન કન્દનો પયવસ્તન ચીસ્ત?
યઅને અઝ ખલ્ક કની દેલ બ ખુદા પયવન્દી!

મતલબ કેઃ જેણે તને કહ્યું કે-ઇમાન તે તોડવું અને જોડવું છે, તેનું આ ઉત્તમ કહેણુ તારે પસંદ કરવું જોઇએ. લેકીન આ 'તોડવું અને જોડવું" એ સુખનો ખુલાસો શું? એજ

કે દુનિયામાથી તુ તારુ દીન તોડી નાખી યાને ઉઠાવી લઇ ખુદામા જોડા અને આપણે જોયુ છે કે તેમ યતાજ મોહતનો ડર બીલ્કુલ દુર થઇ જાય છે!

ઔષધ મીને ન મિયકો, જાતે મરે ન કોય
મ્રી ઔષધ ઇક ધર્મકો, જમા અગર તુ હોય।

(૮) હવે આપણે પુનર્જન્મના સિધ્ધાતપર આવ્યે જો આપણે આ સિધ્ધાતમા માન્યતા રાખ્યે તો આપણી એટલી તો પ્રતિતિ થશે કે મૃત્યુ બાદ આપણુ સર્વથા નષ્ટ તો નજ થઇશુ કદાચિત અમુક સમય સુધી આપણને બીજા ભુવનોમાં નિવાસ કરવો પડશે, પરતુ આયદેહ તો આપણે બાઇ કયા? તો જ્યાના ત્યા।' એ રીતિ અનસાર પાછા અહીંજ આવશુ એવી રીતે જો ફરીથી નવો જન્મજ ધારણુ કરવાનો હોય તો મૃત્યુ માટે ભય રાખવો એ શોચનિય છે આત્માના પ્રગટિકરણાર્થે આપણુ કોણ જાણે કેટલીક વાર અહી હૈયાતી ભોગવી ગયા હોઇશુ અને અગણિત વાર મરણાધિન થયા હોઇશુ, છતા પણુ આપણે આટલી સામાન્ય વસ્તુ મૃત્યુથી ધાસ્તી રાખવી એ કેવળ અસ્વાભાવિક છે આપણેજ કઇ એકના મરણુ માટે સર્જાત્ નથી પરતુ બધાએ છે નવમારીના એક ખાનદાનની બે બ્હેનોમા અત્યત પ્યાર હતો એટલે સુધી કે બનેને એકબીજા વગર ચાલેજ નહી કાળે કરી એકનુ અવસાન થયુ ત્યારે બીજી બ્હેન અત્યત શોકમા ડુબી ગઇ. વખ્ત જતા પણુ તેણીના ભાતમની ન્યૂનતા ન થતા એક વાર પેલી મૃત બ્હેને તેણીને સ્વપ્નામા આવી દિલાસો દીધો કે 'બ્હેન! હુ અહી ઘણીજ સુખી છુ તુ મારે માટે જરાપણુ વિલાપ નહી કર!' આ એકલ્ખરો બનેલો બનાવ છે અને તે એક પારસી ખાન્દાનમાજ બન્યો છે એવા એ તેહકો ઉપરથી આપણે ધડો લેવો જોઇએ અને મિથ્યા શોકથી આપણુા આરોગ્યનો નાશ કરી અન્યને દુખી કરવા ન જોઇએ એ ઉપર શાયરનો કૌલ છે કે આ રગીન બાગરૂપી દુનિયાની અદર એવુ કોઈ પણ ઝાડરૂપી મનુષ્ય પેદા થયુ નથી કે જે મોહતરૂપી કઠયારાના ફટકાથી બચી જવા પામ્યુ હોય! માટે તુ આ જીવનરુ ગુમ્મઝની ઉપર કદિપણુ દીલ ના બાધતો સર્બબ કે એમા તુ એક પણુ માણસને એવુ નહી જોશે કે જેનુ દીન નિત્ય ખુશી હોય।

દરીન બાગે રગીન દરખ્તી નરસ્ત,
કે માન્દ અઝ કઠાએ તબરઝન દરસ્ત।
મનેહ દેન બરીન ગુમ્મદે બાનસેતાન,
કે, દરવય ન બીની દેલી શાદમાન।

* * * * * *

ઉપસંહારમાં હવે કહેવાનુ થોડુજ રહ્યુ છે આત્માની અમર્ગા માટે 'દસાતીર' માં કહેવામાં આવે છે, કે 'બીજા પ્રાણીઓમાથી ખુદાએ માણસને આત્મા માટે ચૂટી કાઢ્યો કે જે આત્મા સ્વતત્ર, સાદો નાખાકી છુટો, અને સુધા રહિત છે, અને જે વૃદ્ધિ પામતો એક ફરેસ્તો થઇ શકે છે, ખુદાએ પોતાના સર્વદર્શીપણુા તેમજ સર્વજ્ઞાનથી નોખાળી આત્માને ખાકી શરીર સાથે જોડ્યો દરેક માણસ પોતાના ડહાપણુ અને પવિત્રાતથી બ્હેસ્તના

ડાળાઓમા ધરતી જગા લેશે, અને ત્યાં તે હમેશગી સુખી રહેશે!" ચીનમાં વડવાઓના આત્માની પૂજા કરવાનો રિવાજ ઘણો પ્રાચીન છે, અને તે ઉપરથી માલુમ પડે છે કે મોત પછીની જીંદગીમાં તેઓ માને છે, "શુ-કીંગ" નામની એક કેતાબ જે લગભગ ૪૨૦૦ વર્ષની પુરાણી છે તેમા કહે છે કે વડવાઓના આત્મા પોતાના વંશજોની તેમજ આખાં રાજ્યની તકેદારી કરે છે। નૌશિરવાને આદેલની દરબારમા એકવાર એક યુનાની ફિલસુફ, એક હિંદી ધન્વન્તરી, અને બાહોશ વઝીર બુઝરચે મેહર વચ્ચે સૌથી આસહ્ય દુખ કયું? એ વિષય પર બહસાબહસી થતી હતી. ગ્રીક પંડિતે કહ્યું, "વૃદ્ધાવસ્થા, નબળાઇ અને નિર્ધનતા એ સર્વથી મહાન્ દુખો છે!" હિંદી વૈદરાજે મત આપ્યું કે "અત્યંત વેદના અને ચારે વિપત્તિ!" જ્યારે બુઝરચે મેહરે જણાવ્યું "પાપી કૃત્યો અને મોહતની નઝદીકી!" અંતે તેનુંજ કહેવું નૌશિરવાને રાસ્ત ઠેરવ્યું. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અધીર દુરાચારો કરનારાઓને મોહતના ડર વધારે પ્રમાણમા રહે છે।

> દગ કેસેં ચડવા જ્યું, ચાખતહિ મિઠા હોત,
> ઐસેહિ સસાર ભોગ, પીછે પછતાયો હૈ।
>
> ખાજકો ખજોલી જૈસેં, મૂર્ખહી માને મોદ,
> ઐસે નહિં જાને દુખ સોગુનો ઉપાયો હૈ!
>
> કસાઇકો બકરા જ્યું, બકરીસુ પ્રીત કરે—
> પ્રાત ગયો કાતનકુ કંઠમે ચઢાયો હૈ।
>
> તાતે હરિદાસ કહે કાનકો પર્યો હૈ જીવ,
> કહા ભયો હો દિના જો આછો ધાગ ખાયો હૈ!

લગભગ દરેક દેશમા અને હરેક પ્રજામા અનેક પ્રકારના વહેમો જારી છે. હિંદુઓમા વશીકરણ, શુકન, અપશુકનાદિ વહેમો છે ઇગ્રેજ ખલાસીઓમા વહેમો જેવા જડબાતી એકુ છે તેવા તો વળી કોઇમાજ હશે, જો તેઓ દરીઆમાં એકાદ જમીનના પક્ષિને એકાએક ઓરી લાગેલું જોય છે તો તેને તેઓ અપશુકન લેખે છે। એકવાર એક વહાણપર જ્યારે તે ભરેલું હતું ત્યારે એક ચકલી આવીને મરી ગઇ જેથી નાવિકોએ વહાણની દિશા બદલી। સ્કોટલંડના ખેડુત વર્ગમા એવો વહેમ છે કે જ્યારે કાનમાં એકાએક ઘંટડી બોલતી લાગે છે ત્યારે તેઓ કોઇનું મરણ નઝદીક છે એવો ભય રાખે છે। ઇરાનમા 'કરઝરહ" નામનું એક ફુલ ઉગે છે, ત્યાના લોકોમા એવી માન્યતાએ મુળ ઘાલ્યું છે કે જુન કે જુલાઇમા તેવા ફુલો ઉપરથી પસાર થઇ ગયલો પવન કોઇના શ્વાસમા જાય છે તો તે તત્કાળ મરણ પામે છે। જેમ આપણામા ઘુવડ વિષે વહેમ છે તેમ યુરોપમા પણ છે. ખરૂ જોતાં આપણે એવા વહેમોની ઉપર ગીરો મદાર બાંધવોજ નહી, આપણો "વહેમ" શબ્દ ફારસી "વહમ" યાને કલ્પના પરથી નીકળ્યો અને સઘળા પુર્વ કે પશ્ચિમ તરફના વહેમોનું મુળ જોશો તો મનુષ્યની ભ્રામક તર્ક સિવાય બીજું કંઇજ નથી. હોમા પક્ષિ Phoenix ને માટે એવું કહેવાયું છે કે જેના માથા પરથી તે ઉડતું તેને નેહાલ કરી નાખતું। આ પક્ષિ ૫૦૦ વરસ સુધી જીવતું અને પછી ભઠ્ઠી સળગાવી ખુશખુશાળ તેમા બળી ભસ્મ થતું। એ તે ખરેખરી મરણ ટાકણેની

હીમન કહેવાય! ઇછપશીઅન લોકોમાં એવો ચાલ હતો કે ઉજાણી સમયે એક હાડપીંજરને સર્વની દ્રષ્ટિ સમક્ષ રાખતા જેથી સૌ કોઈને જીંદગીનાં અસ્થિરતાની યાદ તાજી રહેતી. એ વખતે તેઓ મોજશોખમાં મશગુલ થતાં એટલુંજ બોલતા કે: "આજ તો આપણે ખાઇ પી લઇએ! કાલે મોહત આવીને ઉભું રહેશે.તેની કોણને ખબર છે?" બાને નૈતીક શુરીરતા કહેવી કે શું? ભોજને બાલ્યાવસ્થામાં તેના કાકા મુંજે જ્યારે મારાઓ પાસે મરાવી નાખવાનો ફંદ કીધો હતો ત્યારે ભોજે તે સમજી જઇ મોહતથી નહી ડરતાં મુંજને એટલુંજ કહાવ્યું કે: "યુધિષ્ઠિર માન્ધાતા, કે રામચંદ્ર કોઇ પણ પૃથ્વિને સાથે લઇ ગયું નથી તો શું તમો એને સાથે લઇ જવા ઇચ્છો છો?" આથી મુંજે પસ્તાવો કરી ભોજને રાજગાદી સુપ્રદ કીધી. એવા એવા મૃત્યુ સમયની દેલેરીના અનેક દાખલા મળી શકે છે, 'વૈરાગ્ય શતક"માં ભતૃહરીએ કહ્યું છે:

यत्रानेकः क्वचिदपि गृहे तत्र तिष्ठत्यथैको
यत्राप्येकस्तदनु बहवस्तत्र चान्ते न चैकः।
इत्थं चेमौ रजनिदिवसौ दोलयन्द्वाविवाक्षौ
कालः काल्या सह बहुकलः क्रीडति प्राणिशारैः ॥

અર્થાત જે ઘરમાં અનેક હતા તે ઘરમાં એકજ માણસ રહે છે. એક હોય તેનાં બહુ થાય છે અને અને વળી એકકે રહેતું નથી. આ પ્રમાણે રાત દિવસ રૂપી પાસાવડે અનેક રચના કરનારો કાળ, કાલિકાની સાથે પ્રાણીરૂપ સોગટીઓથી રમત રમ્યા કરે છે! ગીતામાં તો ઇશ્વર પોતેજ કાળરૂપ હોવાનું કહે છે. यम सयमतामहम કિંવા 'નિયમમાં રાખનારાઓમા હુ યમરાજા છું!" અર્થાત વિનાશની સાહયતાથી હું સષ્ટિને નિયમમાં રાખી શકું છું! તેવીજ રીતે અન્ય સ્થળે કહે છે: मृत्यु सर्वहरश्चाहम्! યાને "સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું! ઇત્યાદિ. એ ઉપરથી ખુલ્લું પ્રદર્શિત થાય છે કે સરવે ચીઝો ફના થનાર છે, જ્યારે ખુદા એકલોજ અવિનાશી છે. અરેબીક હદીસ છે કે: **"લાએલાહી ઇલ્લલ્લાહો વહદહુ લાશરીક લહુ, વ ઇન્ન અકરમ કુમ ઇન્દલ્લાહે અતકાકુમ," યાને અલ્લાહ સિવાય કોઈ અમર નથી,** તે એકજ છે: તેનો કોઈ ભાગ્યો નથી, અને અલ્લાહની પાસે તમારામાંનો વધારે માનવંત શખ્સ તે છે કે જે વધારે પરહેઝગાર હોય! એવું જો છે તો મોહતનો કહેરનો કેહેર ખરેખર જોતાં તો ખાલી ચિંતના ભ્રમ અને ભ્રાંતિજ છે!

ચલના હોગા જરૂર-એકદિન ચલના હોગા જરૂર!—ટેક૦
લક્ષમણ રામ અમર જો હોતે રહેતે કબરસે દુર!
સોહી જંગમે રેહેન ન પાયે સમજ દેખ નર કુર!—ચલના૦
રાવણ કુંભકરણ બડે જોધે કહેત હતે હમ શુર,
કદીન મોતસે વોહી ન બચે મીલ ગયે માટી ધુર!—ચલના૦
જમશેદ, ફરેદુન, મહમદ, ઇના ઓર રાજવર્મ કે સુર,
ગયે જગત કે મહેમાં હો કે દેવી દેવતા દુર!......ચલના૦

અરજાન્‌ગ, મગ ક્ષત્રિ નહીં જગમે - કરણુ દાન ભરપુર,
પાંચો પાંડવ ધિર પ્રતાપી હો ગયે ચકના ચૂર !......ચલના૦
પીર મરે પયગમ્બર મર ગયે મરે ચાંદ આર સુર,
કહે કબીર ભક્તિ કમ કરના?–થોડા કાળ હજુર!......ચલના૦

જ્યાં સુધી માણુસમાં "આ તો મારો મ્હેલ છે!" "આ તો મારો પૂત્ર!" "મારેજ માટે ઇશ્વરે આવી સુંદર સ્ત્રી સરજી છે!" એવું એવું મારા–તારાપણું (Meum et Tuvm) રહેશે ત્યાં સુધી તે મોહતનો ભેદ કદિ પણ સમજવાનો નથી, અને મીથ્યા માયામાં ઉન્મત્ત થઇ નાહકનો લપેટાયા કરશે.

આપણુ કોઇ વ્હાલું વૈકુંઠવાસી થાય છે ત્યારે આપણુને શોક લાગે છે, પણુ તે નકામો શોક છે. આ બેવફા દુનિયામાં કોઇ કોઇનું થતુ નથી. સુખ કે સંગ હય સ્વાર્થી, દુઃખમે રહે સબ દુર; કહે કબીર પરમાર્થી સુખ દુઃખ સદા હજુર! વખત આવતે સુંદર સ્ત્રી, માબાપ, ભાઇ બહેન સૌ અળગાં થઇ જાય છે, પરંતુ ખરેખરો પરમાર્થી તો ખુદાજ છે, કે જે સંકટમાં કે સંપત્તમાં હંમેશ મદદગાર થાય છે. એવી રીતે જો અધમ સ્વાર્થને લઇને નઝદીકનાં સગાં સ્નેહીઓ પણુ દુર ન્હાસે છે તો તેઓનાં મૃત્યુ સમયે વૃથા આતમપોપી કરવી એમાં કંઇ પણુ માલ નથી. "દુનિયા" શબ્દનું મુળ જોશો તો ફારસી "દુની" યાને નીચ, અને "આ" ("આમદન"–આવવું, નો આજ્ઞાર્થ) કિંવા પૈદા થયલી: અર્થાત કનિષ્ટ પેદા થયલી! એ ઉપરથી તબલાને ઠેકો આપતાં શાયર કહે છે કેઃ "દુનિયા દુનસ્ત, દુનસ્ત, દુનસ્ત, દુન, દુન, દુન!" યાને દુન્યા અત્યંત નીચ છે, અને આવી અધમ "સરાએ સેપંજ", યાને ત્રણુ પાંચ દહાડાના મુસાફરખાના જેવી દુનિયા ઉપર એતેબાર–તે કેવો રાખવો? અનેક શલ્યોથી ભરપુર એવાં આ સ્થાનેથી મરણુ રૂપી ફરેસ્તો છુટકારો કરે તો તેમાં શોક કરવો જોઇએ કે ઉત્સવ? એનાં કરતાં તો મોહતરૂપી નવો જન્મ ધારણુ કર્યે તો ઓરણી બહેતર! આંગ્લ કવિ કાર્લાઇલનાં સુંદર શબ્દો છે કેઃ "What is death?–A Phoenix-like fire death a birth into the greator and the nobler!" માટે જ્યારે મોહતની ધાસ્તી લાગે ત્યારે વદીદાદનાં માંથ ભણુવાં કેઃ

"દરદેમ થ્વાંમ પઇતિ સંધહામિ! મદર્કેમ થ્વાંમ પઇપિ સંધહામિ! દાઝુ થ્વાંમ પઇતિ સંધહામિ! તફનું થ્વાંમ પઇતિ સંધહામિ! સારનહે થ્વામ પઇતિ સંધહામિ! સારસ્તૈયેહે થ્વાંમ પઇતિ સંધહામિ! અઝનહે થ્વામ પઇતિ સંધહામિ! અઝહ્વહે થ્વાંમ પઇતિ સંધહામિ! કુરૂઘહે થ્વાંમ પઇતિ સંધહામિ! આઝીકહે થ્વામ પઇતિ સંધહામિ! દુરૂકહે થ્વાંમ પઇતિ સંધહામિ! અસ્તઇહે થ્વાંમ પઇતિ સંધહામિ! અઘ્યને થ્વાંમ પઇતિ સંધહામિ!"–ફરગર્દ ૨૦ મી, ફકરો ૭ મો.

યાને અય દર્દ! અય ક વખ્તનાં મોહત! અય ઝહામ! અય તાવ! હે માથાંના દુખારા! અય ટાઢયા તાવ! અય અઝન નામનાં દર્દ! હે અઝહવ! અય કુરૂઘ! અય અઝીવાક! અય દુરૂક! અય અસ્તૈર્ય! અય અય અઘપી! અય સઘળા વ્યાધિઓ! હું તમને શ્રાપ દઉં છું (કે જેથી તમો સર્વે દફે થઇ જાય)! ત્યારે મોહત ખુદાનો કેહેર નથી પણુ તેની મેહેર છે, માટે તેનો ભય-ટાળવા અહોનિશ ઇશ્વર ભક્તિમાં લીન થવું.

# નવરંગ.

પુસ્તક ૬ ઠું. જુલાઈ, ૧૯૭૧. અંક ૧૧ મો.

('બાપના શ્રાપ'ની વારતાનો હપ્તો આ વેળા ન રજુ કરી શકયા તે વાસ્તે અમો દીલગીર છીએ. અ. ન)

## વિધવા.

વસન્ત તિલકા

ઊભાં હતા ધુમસમાં ગિરિશૃંગ દુર,
જાણે ખડું વ્યુહરચી દળકેર પૂર,
પાસે જતી પ્રવહતી સરિતા સુહાય,
એ દ્રશ્ય દેખી જનનાં મન મગ્ન થાય. ૧.

કંઈ સમાધિ લઈને વિધવિધ ઝાડી,
ઉભી રહી સલિલમા પ્રતિબિમ્બ પાડી;
એ રમ્ય સ્થાનમહિં શોકની છાપ દેતુ,
ગમ્ગીન ત્યહાં નજીકમાહિં સ્મશાન સુતુ. ૨.

રાજા પ્રજા ધનિક કે દમડી વિનાના,
કાળા, પીળા રૂધિર, કે દૂધવર્ણવાળા,
સૈ નો સમાન ગણીને ચિરશાન્તિ આપે,
ત્હોયે બિચારૂ મનુનાં કટુ વેણુ માંપે. ૩.

અનુષ્ટુપ

એક દી સ્હાઝને છેડે, શોકના વસ્ત્રને સજી,
એજ સ્મશાનની પાસ, યુવતી આવે ચાલતી, ૪.

ધીરેધીરે ડગલા ભરતી, સુંદરી ખૂબ બ્હીતી,
વારેવારે સજળ નજરે, આમને તેમ જોતી,
ચાલે, દોડે, ઘડીક ઉભી ર્હે, વૃક્ષ ઓથે સપાઈ,
અંધારામાં કદી ઝમકતી, ને કદી ડુબી જાય, ૫.

વ્હે છે એના નયન કૂપમાં અશ્રુબિંદુની ધારા,
'શે દુઃખે એ તરુણી રડી, શોકથી ગ્રસ્ત બાળા?
શોધે છે શું ફરીફરી બધે, આટલે દૂર આવી?
કે ઉન્માદે ભ્રમિત થઇને, સ્થાનને છોડી આવી? ૬.

દોહરા:

સ્મશાનની ભૂમિ વિષે, પ્રવેશતાની સાથ,
બોલી એ તરુણી તદી, નાખીને નિશ્વાસ. ૬ અ.

સોરઠા:

'જગ કેરા પ્રતિપાળ, શું તું સાચો જગપતિ?
રે રે દીન દયાળ, ના ના હું માનું નહિં. ૭.
'અનાથનો આધાર, લોકો શીદ કહે ત્હને,
કઠણ હૃદયના કાળ, ભૂડા કઠોર શે થયો? ૮.
"મ્હારો તો આધાર, વણવાંકે લેઇ લીધો,
અધવચ રાખ્યું નાવ, કઠોર દિલના દેવ તેં." ૯.

વસંત તિલકા:

ના ના નથી ભ્રમિત, એ નકી કોઇ નારી
વૈધવ્યના દુઃખ મહિં, પડી છે બિચારી,
સંસારના અટપટા વમળે ફસેલી,
દે દોષ દેવ શીર તું શીદઆઇ ભોળી? ૧૦

અનુષ્ટુપ:

સાંભળો સાંભળો કાંઇ, યુવતિ એ વદે વળી,
"અહો નાથ! અહો નાથ!" કહીને શે રડી પડી? ૧૧

શિખરીણી:

વળી ધીમું ધીમું લગીર કઇ એ તો ગણગણે,
અરે ત્હોયે આ શું નયન મહિંથી અશ્રુ નીગળે,
અહો કેવી કાન્તિ મુખકમળ કેરી બની ગઇ,
અને કેવી ઝાંખી દુઃખતણી છબિ ત્ય્હાં પડી રહી? ૧૨

અનુષ્ટુપ:

રડી લે તું, રડી લે તું, બાઇ આજ ધરાઇને,
અશ્રુની અંજલિ માંહિ, શાંતિ ને શમતા વસે. ૧૩

ઉપજાતિ:

હા, હા, જુઓ ત્યહાં જઇ એ કરે શું?
નીચે નમીને વળી તેમ લે શું?

ધારે લનારે અતિ માનથી શું ?
દેંડે અતિ વ્હાલથી આપતી શું ? ૧૪

અનુષ્ટુપ

"ભસ્મ એ મુજ સ્વામિની, તુ તો એક વિરામ છે,
શાંતિ સ્થાન હવે ફક્ત મુજ માટે સ્મશાન છે ૧૫

દોહરો

ભસ્મ લઇ પતિ દેવની, ધરી માન વિશેષ,
ચાખી હૃદયે વ્હાલથી, ધારે ભાન પ્રદેશ ૧૬

ભુજંગી•

વળી એવી બાઈ જુઓ એ બિચારી,
પડી જ્યહા પતિ દેવની ભસ્મ રાશિ,
વિનાપો કરીને અરે હા! રડે છે,
અહો દૈવ તુ ન્યાય કેવો કરે છે ? ૧૭

લલિત

'અરર નાથજી આપ તો ગયા,
પ્રભુપદે જઇ સુખિયા થયા
તમ વિના અહિ મ્હોરી તો સ્થિતિ,
થઇ રહી અતિ નાથજી! દુખી ૧૮

"સ્વજન વર્ગ જે આપ જીવતા,
અતિ વ્હાલથી માન આપતા,
નવ મ્હને ઉંચે સાદ બોલતા,
કરકશા કરી આજ નિંદતા ૧૯

'પુનિત સાસુજી, દીકરી ગણી,
સતત રાખતા પ્રીત જે ઘણી,
'અરર આજ તો ખાઇ ગૈ પતિ!"
કહી કહી મ્હને પીડતા અતિ ૨૦

'નણદ જે મ્હને બ્હેન ધારતા,
દિયર જે અતિ પ્રેમ રાખતા,
સહુ ગયા ફરી આપના જતા,
સકળ વાતમા ઉનગ થતા" ૨૧

અનુષ્ટુપ

"અહો નાથ! અહો નાથ" કહેતાજ રડી પડી,
બિચારી વિધવા એનો, આ વેળા હુકવો મુકી ૨૨

ઉપેન્દ્રવજ્રા:

સમાવી દૈનેય ચડેલ ક્રુમો,
અને ઘડીનો લઇને વિસામો;
વિલાપ પાછો કરતી ફરીથી,
બિચારી બાળા વદતી મુખેથી. ૨૩

ઉપજાતિ:

"કો છે મ્હને કો, કમભાગ્ય નારી,
કો છે મ્હને કો,' બળી દેહ ત્હારી;
તો કોઇ કે'છે, નીચ દ્રષ્ટિવાળી
કેવી હશે હા ! સ્થિતિ નાથ ! મ્હારી ૨૪

"કો છે મ્હને કો, દુઃખકારી દારા,
તો કાળ મુખીય 'વદે ઘણેરા;
'તું આવવાથી સુત મૃત્યુ પામ્યો,'-
એવું કહી દે સસરાજી ગાળો ૨૫

"આ જાય પેલી, પતિ ભક્ષનારી,
'ખરેખરી , છે ? હતકર્મ નારી;
કહી કહી ડાંભ બળ્યા પરે ,, દે,
હા ! દુર્દશા મ્હારીજ આખરે છે ! ૨૬

"તે દિ કરી વાત ત્હમે હતી જે,
વૈધવ્ય પામેલી ત્રિયા તણી તેઃ
હા હા ! ખરી આજ અનુભવું છુ,
અને ત્હમારા સ્મરણાં સ્મરૂં છું." ૨૭

અનુષ્ટુપ:

નિશ્વાસ દીર્ઘ નાખીને, થોભી અહિંઆ તે અને-
ઉગતા ચંદ્રની સ્હામે, જોઇને પછીથી વદેઃ ૨૮

વસંતતિલકા

"ઓ ચંદ્ર ! દેવભુમિના નિતના પ્રવાસી,
ઓ લગ્નના દિવસના સુરહુત શાક્ષી !
કેલિ વળી અમતણી, વીર તું નિહાળી;
નિત્યે ખુશી અતિ થતો અય ભાગ્યશાળી ! ૨૯

"જય્હારે પતિ સહ રહી તુજ ચંદ્રિકામાંઃ
ઉત્સંગમાં ભુવનના ખિલતી મઝામાં;
ને , ગાઇ ગાન પતિને કરતી પ્રસન્ન,
તું ખેલતો રજની સંગ થઇજ મગ્ન. ૩૦

રેખતો

"સ્ત્રીને યાદ તે ખધુ,
સ્મરી મમથો નદુ,
વિનતી ઉર ધર મ્હારી,
ગણીને બ્હેન તો ત્હારી ૩૧

'કથની મુજ લક્ષમા લેજે,
જઇ પતિદેવને કેજે,
પ્રભુ સેના મહિ રે' છે
જહા વીર વાસ ત્હારો છે ૩૨

'ખીચરી પત્ની તો ત્હારી,
જગે રિબાય છે ભારી,
તને જે પ્રાણથી વ્હાલી,
નથી હ ત્હેનુ કો વાલી ૩૩

'રિબે છે હા, મરે છે હા!
ઝુરે છે આથડે છે હા!
દયા આણી હવે ત્હેને,
ખુનાની સ્વર્ગમા લેને" ૩૪

અનુષ્ટુપ

ન રે છે આટની વાત, આશા કાઇ ધરી ઉરે,
રચેના દિનને એ શુ સંદેશો અધુરો રહે ૩૫
દુખિના દિલની આશા, અધુરીય રહી ગઇ
શ્યામ એ મેધનો ખડ ચદ્રનેજ ગયો ગળી ૩૬

દ્રુતવિલમ્બિત

'અરર દુ મમ મોણુ હશે જગે?
ધડિના સુખ છાજી શકે હવે
દુખિણીનુ દુખ આમળના જતા,
શશીતણી થઇ હા! અવળી દશા ૩૭

"નકી નકી નથ, કાપજ ઇશનો,
જરૂર છે કઇ દોષજ ભાગ્યનો,
જીવન છે મમ ઘોર હવે થયુ,
જગતમા લવ નામ ન કૈ રહ્યુ ૩૮

"મરણુ છે મમ, કાજ હવે મીઠુ,
દુખ હાનત માહિ થશી છુટુ,

અરિતના જળમા જઈને પડુ,
ત્વરિત હા! પતિને જઈને મળુ" ૩૯

અનુષ્ટુપ

વદી એ વિરવા એવુ, ઉગ્ર મુખ બની ગયુ,
જેમથી ડગના માડે, દેહ ભાન નવી રહયુ ૪૦

ઝઝાપાત ભમે વાયુ, ફુકે વૃક્ષ ધ્રુજાવતો,
ને ઉડી ખીણુ તીમીરે, ખરી પડતા તાર કો ૪૧

નિશાએ કપના લાગી ચિત્કારો ચીમરી કરે,
દેવિ કો બળ પામેલી, પ્રુવૃતિ પણ ના ડરે. ૪૨

માલિની

પરમ દુખ દુમેવી વિધવા એ બિચારી,
મરણ શરણ થાવા, હોશથી જાય ચાલી
મ ળ જગતમા જે, વ્હાલથી સૌ ચહે છે,
જીવન અરર એવું તુચ્છ તો એ ગણે છે, ૪૩

જીવન પરમ પ્યારૂ, ! સુખની માહિ લાગે
પરમ દુઃખ દશામા ઝેરની પેર ભાસે,
અહહ દુખ દશા શુ હિદુ નરીની એવી ?
જીવન અતિ અકારૂ, થઇ પડે આમ હેતી ? ૪૪

મંદાક્રાન્તા

ચાલી ચાલી અડગ ડગને તે નદી તીર આવી,
'શાતિ આજે જરૂર મળશે' આશ એવીજ ધારી
જાવે છે જ્યહા સરિત હૃદયે, દેહને સ્થાન દેવા,
શુ વિમાસી ઉભીરહીઅને શુ વળી લાગી કે'વા ? ૪૫

અનુષ્ટુપ

"અરે આ શુ ? અરે આ શુ ? કરૂ છુ હુ અભાગિણી
પતિના પ્રેમની મૂર્તિ હાય! શુ હણુતી હતી ? ૪૬

'પ્રસાદી એ પતિ કેરી, વ્યર્થ આમ ગુમાવીને
સહુ છુ કપટ તો આવુ, શુ પામીશ બીજે ભવે ? ૪૭

દ્રુતવિલમ્બિત

જરૂર હુ જગમા જીવતી રહી
હૃદય છો અતિશે દુખડા સહી
રિબીશ તોપણુ ના પરવા હવે
કરીશ રક્ષણુ ગર્ભતણુ હવે ૪૮

"પતિ સમો ગુણવાન કરીશ હું
જગતને ચરણે જે ધરીશ હું
પરમ કર્મજ જે વનિતા તણું,
અધિ પુત્ર પતિથી ગણીને હું" ૪૯

અનુષ્ટુપ

વિચારી ઉરમાં એવું, યુવતિ થાય શાંત એ,
અને બેઠી નદી તીરે, પ્રાર્થના પ્રભુની કરે ૫૦

વસંતતિલકા

ત્યાં ચંદ્ર મેઘ મહિંથી નીકળી બહાર
પાડી પ્રકાશ સઘળે કરતો ઉજાશ
ને શાન્ત થાય બળથી વહતો સમીર,
ને શાન્ત થાય, વિધવા નિથે સવીર ૫૧

અનુષ્ટુપ

ઉઠીને ચાલવા માંડી વિધવા ગ્રહની ભણી
જોઇ સ્મશાનને પાછું, જતા જતા વદી વળી ૫૨

વસંતતિલકા

"એના હતી સ્વજનની તમને વ્હાલી,
એવા હતી સ્વભુમિની અતિ પ્રાણ પ્યારી
સેના મહિં જીવન ગાળીશ નાથ! મ્હારૂં
ને એ રહું ગણીશ તર્પણ હું તમારૂં' ૫૩
ઉભા હતા હિમસમા ગિરીશૃંગ દૂર,
જાણે ખડું બ્યુહરચી દળફેરૂ પુર,
પાસે જતી પ્રવહતી સરિતા સુહાય,
એ દૃશ્ય જોઈ યુવતિ મન મગ્ન થાય— ૫૪
કાંઠે સમાધિ લઇને વિધવિધ ઝાડી,
ઉભી રહી સલિલમાં પ્રતિબિંબ પાડી,
ત્યાંના સ્મશાન ભુમિ શોક વતી જણાતી,
ચંદા મહિં નવલ રૂપ ધરી સુહાતી

(સીતારામ જે શર્મા

# જરા ધ્યાન દઈ વાંચશોજી.

ધમધમ કરતું એક વધુ વરસ પસાર થઈ ગયું છે. આ વરસ પણ છેલ્લાં કેટલાંક વરસો મીસાલ અતિસ્ય કઠિણભર્યું નીવડયું છે. છાપાખાનાને લગતી સામગ્રીઓ કાગળ, શાહી, ટાઈપ, મશીન અને રહી સહી મજુરી સર્વે ભયંકર હદે મોંઘા થઇ ગયાં છે અને તેમાં ઘટાડો થવાના કશા ચિન્હો હાલમાં નજરે આવતાં નથી એ ખેદજનક છે. અમારા ભાઈબંધ પત્રકારો અને ચોપાનીયાંવાળાઓએ પોતાના લવાજમો વધાર્યાં છે—કોઈએ તો લગભગ બેવડાં ને ત્રેવડાં કર્યાં છે, અને તે વાજબીજ છે. 'નવરંગ' પોતાના ધણીયાતા મોટાં છાપખાનામાં છપાય છે છતાં તે અમને પોસાતું નથી તો પારકાં છાપાખાનાઓ માહે છપાવી લેતા અમારા અન્ય ભાઈબંધોને તો કયાંથીજ પોસાય? તેઓએ લવાજમો વધાર્યા છે તે ઉપરાંત મેટરોના ફાર્મો પણ કમી કર્યા છે, અને તે ન છુટકેજ છે.

એ સર્વ છતાં બી આ અદના માસિકે પોતાના ધણીયાતા છાપાખાનાના મોટા ટેકાને લીધે સર્વથી વધુ વાંચન પૂરું પાડવાનો પોતાનો નીયમ આજ સુધી જાલવી રાખ્યો છે. પણ હવે તેની હદ બી આવી રહી છે, એટલાજ સફાઓનું વાંચન વધુવાર પુરું પાડવા વાસ્તે હવે અમોને પણ ન છુટકે લવાજમમાં વધારો કરવાની દુઃખભરી ફરજ પડે છે. દુઃખભરી એટલાજ વાસ્તે કે આવા સર્વત્ર મોંઘવારીના અઈયામમાં અમારા મેહેરબાન દીલસોજ ગ્રાહકો પાસથી અમો ગમે એવો નજીવો વધારો લેવા પણ સરઅસર નારાજ છીએ. કીંતુ અમને ઉમીદ છે કે 'નવરંગ'ના વાચનના સફાઓ ઉપર કાપ મુકવા બદલ લવાજમનો નજીવો વધારો તુરત કબુલ રાખવાં જેટલાં અમારા કદરદાન ને સંગીન વાંચનના ખરાં શોખીન ગ્રાહકો કબુલ થશે. આ નવો નજીવો વધારો આવતા માસ સપ્ટેમ્બરથી શુરૂ થતાં નવાં સાલથી શુરૂ કરવા અમો ઇચ્છીએ છીએ અને તે માત્ર વારસીક **આના આઠનો** છે. નવરંગનું લવાજમ નવાં સાલથી વાર્ષીક પોષ્ટેજ સાથે રૂ. ચાર આ દેશ માટે અને રૂ. પાંચ પ્રદેશ માટે અમોએ નક્કી કર્યું છે અને અમને પૂર્ણ વીશ્વાશ છે કે તે અમારા એકેએક ગ્રાહકો ખુશીથી કબુલ કરશે.

એ તો હવે લવાજમ સંબંધી અમારૂં થયું, હવે બે બોલ નવરંગમાં નવાં સાલથી આવનારી બાબતો કાજે બી બોલવા તેટલાજ જરૂરી અમો ધાર્યે છીએ. એક સાર્વજનીક માસિક તરીકે નવરંગે જે ઉંચી પ્રતીષ્ઠા મેળવી છે તે ઉપલાં સાલ દરમ્યાન જાળવી રાખી તેની વૃધ્ધી કરવાના દરેક પ્રયાસો લેવામાં આવશે એવી ખાત્રીની અમારા દીલસોજ વાંચક વર્ગને કશીજ જરૂર હોય એમ અમો ધારતા નથી. છેલ્લા ૭ વરસો દરમ્યાનનુ 'નવરંગ' તેનો પ્રત્યક્ષ પુરાવો પુરો પાડે છે

'નવરંગ'ની ચાલુ સીરીયલો માહેલી એક આવતા ઑગસ્ટ માસના અંકમાં એક મોટા દીલકશ હકતા સાથ સમાપ્ત થશે. બે વરસ તક લંબાયલી એ મોટી પારસી સંસારી વારતા 'પૈસા પર પ્યાર'એ પહેલેથી છેવટ તક વાંચક વર્ગને આકર્શી રાખ્યા છે, એ એ વારતાની નવી લખનાર બાનુ માટે માન તેમજ મગરૂરી ભર્યું છે. એ બહેનની બીજે ઠેકાણે છપાયલી

વાર્તાઓની સરખામણીમાં આ વાર્તા પહેલે દરજ્જેની પૂરવાર થયલી જાણી અમને ખુશી ઉપજી છે. 'નવરંગ'ને એ મોટી વારતાથી સહાય થવા વાસ્તે એ બહેનનો અમો આભાર માનીએ છીએ.

અમારી મોટી જોગવર ચાલુ વારતા 'આપના આપ' હજી બીજા ચારથી છ માસ તક આવવાની વકરી છે. તેનો અની જોરાવર ને રમૂજીક ભાગ હવે પછી આવે છે, અને બીગાની હૃદયદ્રાવક કહાણીનો કરૂણારસીક કીસસો આપના આંસુઓ માથજ વધારો એવો છે.

માસ સપટેમ્બરથી એક નવી મોટી વારતા ચાલુ કરવાનું નકી કર્યું છે. વારતાઓ માટે આ અદના માસિકની વિખ્યાતી કોઇની પણ ઇર્ષા ઉપજાવે એવી છે, અને તેની એ નામનાને છાજતીજ એ નવી વારતા પૂરવાર થાય તે માટેની દરેક બારીક કાળજી અમોએ લીધી છે, તે એક નવા ઉગી નીકલેલા, પણ મરમ વાર્તાઓ લખવા માટે ટુંક મુદતમાજ નામ કાઢી ચુકેલા એક લેખક લખનાર છે. એ વીશેની વધુ વીગતો; અમારા થોડાજ દીનમા બહાર પડનારા માસ ઑગષ્ટના અંકમાં આપવામા આવશે.

વળી એકની ચોપડી પણ છપાવી શરૂ થઈ છે; અને તે માસ ઑગસ્ટની આખેરીએ અમારા મહેરબાન ગ્રહાકોના હસ્તમા વી. પી. પીથી મોકલી આપી અમારૂ નવાં વરસનું લવા જમ અમારા શીરસ્તા મુજબ વસુલ કરી લેવામા આવશે. આ ચોપડી પારસીઓમા પોતાની અનેક ન્હાની મોટી વાર્તાઓથી વીખ્યાત થઇ ચુકેલા અતિ જાણીતા લેખક મી૦ રફીકને હાથે લખા યલી છે, અને તે એક ઘણી દીલચસ્પ જોરાવર વાર્તા છે.

'નવરંગ'નો પતેતી અંક હર વરસના મામુલ મુજબનોજ દલદાર તેમજ વાંચવાજોગ વિષયોથી ભરપુર નીકળશે. તે માટે વિદ્વાન લેખકોને આમંત્રણ અત્યાર આગમચના કરી દેવામાં આવ્યા છે; અને તમામ બાઇબલોના પતેતી અંકોની હરોળમાં પ્રથમ બીરાજી શકે એવા નમુનેદાર સંગીન વાચનનો અંક અમારા મહેરબાન ગ્રહાકોના હાથમા મુકવાની અમને દરેક ઉમીદ છે.

નવરંગની અનીયમીતતા માટે ફર્યાદ ચાલુ થાય છે. તે વાસ્તે અમો કોઇ પણ કરતાં જાસ્તી દીલગીર છીયે. તે દુર કરવા અમો મથ્યા છીએ, અને અમને ઉમીદ છે કે ચાલુ નવા થતા સાલમાં અમો વધતા ઓછા નીયમીત થઇ જઇશું, અને મહેરબાન વાંચકોની એ મોટી ને એકલી ફરયાદને દુર કરી શકીશુ.

છેવટે એક વીનતી કરવાની છે જે મેહેરબાન ગ્રહાકોને અમારૂ નવું વધારેલુ લવાજમ મંજુર ન હોય, યા જેઓ 'નવરંગ'ના ગ્રહાકો તરીકે નવા સાલમાં ન રહેવા માગતા હોય તેઓએ મેહેરબાની કરી એક કાર્ડ તે મતલબનો આ વાચતાની સાથ અમો ઉપર લખી નાખી અમને આભારી કરવા. પાછલથી વી. પી પાછુ ફેરવી અમને ખોટા ખર્ચમાં ને ખોટમાં ઉતારવામાં આવતાં નાહક કડવાસ ઉપજ થાય છે જે ઇચ્છવા જોગ નથીજ.

છેવટમા અમો આશા રાખીએ છીએ કે અમને ન છુટકે કરવો પડતો વધારો અમારા સઘળા કદરદાન ગ્રહાકો એકથી અપવાદ વીના કબુલ રાખશે, અને ગુર્જર સાહિત્યની સેવા કરવાના એકલાજ હેતુથી પ્રગટ થતાં આ સાર્વજનીક માસિકની કીમત અને કદર કરશે.

# લેખક સુબોધ વચનો.

લખનારઃ--મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.

હે મનુષ્ય! જો તુ તારા બાપનો વારસો તથા તેની મેળવેલી દોલત લેવા ચાહતો હોય તો તારા બાપના જે કાંઇ સારા હુન્નરો તથા નેક એલમ હોય, તે શીખી લે. કારણ કે બાપનો માલ તથા પૈસો તું દશ દહાડામા ખર્ચી નાખશે, જ્યારે તેં એલમ હુન્નર સંપાદન કર્યો હશે તો જાવેદાન સુધી નીભશે અને તને સુખી કરશે.

સખ્તી તથા વિપતીના વખતમા નાઉમેદ થવું જોઈતુ નથી. કેમકે જ્યારે વરસાદ વરસવાનો હોય છે, ત્યારે વાદળા ઘેરાઇને કાળા થઇ જાય છે, પછી તે કાળાં વાદળાંમાથી સફેદ પાણી વરસે છે માટે દુખ પછી સુખ આવશેજ.

ખરો સુખી માણસ એજ છે કે જે આ તકલીફી દુન્યાગમાં ખુશી તથા ગમી એ બંન્નેને પોતાના દીલમા ઘણો વાર સુધી નહિ રાખે બનેલા બનાવને માટે ગમ ગુજરી કરે, અને જે બને છે તે ઉપર સંતોષ રાખે, અને ભવીષ્યની બાબદોનો અગાઉથી વિચાર કરી ચિંતા ન કરે

આ દુન્યાના દુખ દરદથી દલગીર નહી રહેવું, અને તેમાં કશી ખુશાલી તથા સુખ મળે તેથી ખુશીમી નહિ થવું, કારણ કે આ જમાનાના બાગનો બ્હાર કોઇ વાર કાચ છે, અને કોઇવાર કાઇજ છે

તે શખસના હાલ ઉપર અફસોસ કરવો જોઇએ કે જે ઓગણીસ કમાવ, અને વીશ ખર્ચી નાખે. આવક મુજબ ખર્ચ રાખવો એના જેવુ ડહાપણુ બીજુ એકે નથી.

સંતોષ જેવી અમુલ્ય ચીજ બીજી દુન્યામા એકે નથી. તમારી પાસે પુરતુ સુખ હોવા છતા જો તમો કોઇ એકાદ ચીજને માટે બળાપો કરી અસંતોષી બનો તો, તમે ખરેજ દુખી છો. જ્યારે દાનાવ લોકોએ નાલાયકોને નશીબવાળા જોયા, ત્યારે તેઓએ સબુરી અખ્ત્યાર કરી.

જો તુ દાનાવ આદમીઓ આગળ બેસશે તો બાતેનમા તારો મરતબો ખુદાતાળાની નજદીક સર્વથી ઊંચો થશે, પણુ અગર જો તુને ડાહ્યા માનવીઓની સોહબત નહી મળે અને તારો મીત્ર નાદાન તથા દુર્ગુણી હોય તો પછી તુ પોતે એકલોજ બેસી રહે તો ઠીક.

બળતો તથા ધકધકતો આતશ જેટનો જલ્દીથી ગુગલીને બાળી નથી શકતો તેટલો જલ્દીથી પેલા દુઃખી થએલા લોકો જે દુઃખ ખેચ્યાથી હાય મારે છે, તે હાયનો ખારી ધુમાડો તે હરેક દુખના દેનારાઓને બાળીને ભસ્મ કરેછે.

# લગ્ન કે વધન ?

### (એક ટુંકી વાર્તા.)

લખનારઃ—"નોશાકરો .ડેકી."

એક નામીચા કુટુંબનો એક પુરોજ હૈનાત, વારમ, ડેકાઉનો જવાન ઉમરાવ પોતાનાં અતલગની ખેશીમાંજ વેલફ્ડ હાઉઝની ઉમરાવજાદી સાથે મોટી રીત સાથ પરણનાર હતો. ક્રિસ્ટમસનાં તહેવારનાં ટાંકણા ઉપર શાદીની ક્રિયા કરવા માટે ભારે તૈયારીઓ થઇ રહી હતી. આસપાસનાં ગામડાંનાં સઘળાં અહસ્થો અને બાનુઓને શાદીની મિજલશ માટે ઇજનો થયા હતા અને સઘળા સરદારો તથા ફરમાનબરદારોને નવા પોશાકો ભેટ આપવામાં આવ્યા હતા.

સઘળી જાતની તૈયારીઓ થઇ રહ્યા પછી વરરાજાએ શાદીનો કિંમતી પોશાક પહેરીને સ્વાર થયલા સરદારોનાં મોટાં સરઘસ સાથે પોતાની મહોરદારને એમ્નેકબાલ જવા પહાડ ઉપરના પોતાના પુરાતન કિલ્લામાંથી નિકળીને ખીણ તરફ રસ્તો લીધો. તેની સાથનું સરઘસ ધીમે ધીમે ચાલતું હતું. જે તેની જવાનીની ઉમર અને ઉતાવળને ના પસંદ પડવાથી આએ જવાન ઉમરાવ પોતાના અસીલ ઘોડાને એડી મારી થોડા વારમા જંગલમા એટલો તો આગળ નિકળી ગયો કે તેની સાથનાં સરઘસને તેના ઘોડાનાં પગલાના અવાજો પણ સંભળાતા નહિ હતા. તે હજુ તો ઘણો દુર ગયો નહિ તેટલામાં લુટારૂઓએ એકાએક તેની ઉપર હુમલો કીધો અને તે બહાદુરીથી-પણ ફોકટમાં-સામો થયા પછી ઘાયલ તથા હથિયાર વિનાનો થયો હતો. પોતાનો જીવ બચાવવા માટે પોતાની પાસેની દરેક કિમતી ચીજો તેણે પેલા લુટારૂઓને આપવા કહી પણ તેની સઘળી આજીજી અને મીનતજારી પેલા લુટારૂઓનાં ક્રૂર દિલપર બીલકુલ અસર થઇ નહિ અને તે ચંડાળોએ તેનું ખુન રેડી પોતાના પાપમાં બીજો ગુનો ઉમેરો કીધો, તેમજ તેનાં શરીર ઉપરથી કિંમતી જવાહીર તથા ઉમદા પોશાક ઉતારી લીધો. તેની આંગળી ઉપરની એક હીરાની વિંટી જે તેણે પોતાની ધણીઆણી પાસેથી અફરાતી વખતે મેળવી હતી તે પેલા લુટારૂઓથી ઝડપથી નિકળી નહિ શકી તેથી તે જંગલીઓએ તેનો હાથ કાપી લીધો અને પછી તેનાં મુડદાં ઉપર થોડુંક ભટોડું નાંખીને તે અભાગ્ય નસીબના ઉમરાવનો ઘોડો લઇ તેઓએ ચાલતી પકડી.

એટલા વારમાં તેની ધણીયાણી પોતાની સાથે પોતાના બે ભાઇઓ અને પછવાડે એક ભપકાબંધ રસાલા સાથે બીજે રસ્તેથી ડેકાઉના ઉમરાવના પુરાતન કિલ્લા આગળ આવી પહોંચી કે જ્યા શાદીની એક મોટી મીજલસ ભરાવલી હતી. તેઓનાં મેળાપનાં આએ શુભ ટાંકણાંપર તેઓએ મુબારકબાદીઓ આપી. એકલી વરરાજાની માયજ પોતાના દીકરાને ન જોઇ દિલગીર અને બેચેન દીસ્તી તથા તેણી દરેક મિનીટ પોતાના દીકરાને આવી પહોંચવાની અધીરાઇથી વાટ જોતી હતી તેણીએ સરદારો તથા નોકર ચાકરોને પોતાના છોકરાની શોધમાં મોકલ્યા અને તેઓ ગયા પછી મોટા હોલમાં ખાણાની તેબલો બીછાવવામાં આવી.

સઘળા ગ્રહસ્થો અને બાનુંઓ ખાણાં ઉપર બેઠાં; પણ ખુશાલી અને આનંદીને બદલે દરેકની છાતીમાંની ખરાબ આગાહી તેઓની ચુપકીદીથી જણાઇ આવતી.

*   *   *

છેલ્લે એક રણશીંગડાના અવાજથી તેમની ગંભીર ચુપકીદીમાં ખલલ પડી. કિલ્લામાં દાખલ થવાના પુલને, નિચે ઉતારવામાં આવ્યો અને પેલા શોધમાં નિકળેલા નોકર નફરો જાણે ભુત જીનોથી નહાસી આવતા હોય તેમ ધમાધમ કિલ્લામાં દાખલ થયા. એક શોકકારક ચીચીયારીથી સઘળાઓનું ધ્યાન બારણાં તરફ ખેંચાયું, જ્યારે પેલો વરરાજાનો અતી વ્હાલો કુતરો પોતાના શેઠની માય આગળ દોડી ગયો અને તેણીના પગ આગળ પોતાનાં મોમાથી કાંઇ લોહીલુહાણ થયલુ નાખ્યુ, અફસોસ! આ તો વરરાજાનોજ હાથ હતો, જે પેલા ખુનીઓએ કાપી નાખ્યો હતો અને નહાસી જતી વખતે તેમની ઉતાવળમાં પડી ગયો હતો, પેલી સાસુ તથા વહુએ આંગળી પરની હીરાની વિંટી જોઇ કે તરતજ બેશુધ થઇ બંને જણાં લાંબા ટાટ થઇ જમીન પર પડયા.

આવો કમકમાટ ભરેલો દેખાવ જોઇને સઘળા ગ્રહસ્થોએ પોતાનાં હથિયારો લીધાં અને પેલા કુતરાની પછવાડે જંગલમા જઇને બધેબંધ તપાસી વળ્યા. પેલો નીમકહલાલ કુતરો પોતાના ખુન થયલા ધણીનાં પગલા શોધતો પેલા લોકોની આગળ દોડવા લાગ્યો. એક કલાક સુધી ભટકયા પછી પેલો કુતરો મટોડાનો એક ઢગલા આગળ ઉભો રહીને પગે પગે મટોડુ તાણવા લાગ્યો. સઘળા ગ્રહસ્થો અને નોકરો પેલા ઢગલા તરફ દોડી ગયા અને પોતાની તલવારથી મટોડું ખંખેરવા લાગ્યા. ત્યાં તેઓને વરરાજાનું ઉઘાડું અને ઘાયલ થયલુ શરીર હાથ લાગ્યુ. પેલા સરદારોએ તુરતજ પોતાના ઝભા કહાડી પેલાં શરીરને તેમાં લપેટયુ અને તેઓમાના એકના ઘોડા ઉપર તે મુકયુ. તેઓએ પોતાની ટોપી ઉપરનાં પીછાંઓ કહાડી નાખ્યાં તથા બીજાઓએ પોતાનાં કપડા ઉપરની ફીટા તથા બીજી શાદીની નિશાનીઓ કહાડી નાંખીને ગમગીન ચ્હેરે કિલ્લા તરફનો રસ્તો લીધો. એક શબ્દ પણ કોઇનાં મોંમાથી નિકળતો ન હતો અને આએ શોક ભરી પાયદસ્ત ઘણીજ ચુપચાપ હતી. જે લોકોએ પહેલા પેલા વરરાજાને સરઘસ સાથે પોતાની ધણીયાણીને એસ્તેકબાલ જતાં જોયો હતો, તેઓએ હવે કિલ્લાના ઉંચા મિનારા ઉપરથી માહેતમની પાયદસ્ત આવતી જોઇ. પાદરીઓ પોતાના શેઠનાં મુડદાંને ઘટતી ગંભીરાઇથી લેવાને પહાડ ઉપરથી છેક નિચે ઉતરી ગયા અને દેવળના ચોકમા જ્યાં પેલા ઉમરાવના વડવાઓ હંમેશના આરામમાં પડયા હતા ત્યાં તેને લઈ ગયા. આએ ઉમરાવના ખુનથી ડેકાઉના કુટુંબનો અંત આવ્યો.

પેલાં સાસુ વહુનાં શરીરપર ગમીનો પોષાક હતો અને જેઓ દેવળનાં બારણાં આગળ લાંબા થઇને પડયા હતાં, તેઓએ દુનિયાદારી છોડી દેવાના ગંભીર સોગંદ લીધા અને પોતાની સઘળી અસકયામત એક મઠ બાંધવાને માટે આપી દીધી.

*   *   *

આખરે બે માસ પછી પેલા સઘળા ખુનીઓ પકડાયા અને તેઓને સજા તરીકે ફાંસીએ લટકાવવામા આવ્યા અને બેટીરીઆનો ઉમરાવ કે જેને સઘળો તાલુકો મળ્યો હતો તેણે જે જગ્યા ઉપર પેલું ખુન થયુ હતુ ત્યાં એક દેવળ બંધાવ્યુ.

# પ્રાયશ્ચિત.



વિવાહિતા શારદા આજ બહુ દિવસોથી બીમાર છે. શરીરે સુકાઇને કૃશ બની ગઇ છે. માતા પોતાની પ્યારી પુત્રીની–વિધિયત્ન પોષિતા એક માત્ર કન્યાની–દુઃખથી જર્જર દારૂણ દશા ઉપર દિવસમાં એકવાર તે ન જાણે તેમ રડી લે છે. અને વિચાર કરે છે–હા! અભાગિની શારદા! શું તારી આવી દશા થવી જોઇતી હતી?

શારદા ખાટલા ઉપર શાંત ચિત્તથી સુતેલી છે. તેણે ધીમેથી પડખું બદલી ક્ષીણસ્વરે કહ્યું. 'હાય'.

યશોદા પોતાની પુત્રીના કોમળ સ્વરને સાંભળી શકી કે નહિ તે અમે નથી જાણતા, પરંતુ તેણે કેટલીવાર પછી તે 'હાય' શબ્દ મોઢામાંથી કાઢ્યો.

શારદાએ પણ માતાના નિશ્વાસને સાંભળ્યો તેણે કહ્યું–'માતા! ક્ષમા કર. માગ માટે બહુ દુઃખ સહન કરે છે.''

"પુત્રી, તું સુઇ જા. શાંત ચિત્તથી સુઇ જા શારદા! મનોભાવનામાં પવિત્રતા રાખ પવિત્રતામાજ ઇશ્વરનો નિવાસ છે. પુત્રી, તારી માતા સદા તારી પાસે છે.' પરંતુ માતાના એ વચનોથી શું શારદાને શાંતિ મળી ગઇ?

શારદાએ સજળ નેત્રોથી કહ્યું–'માતા, શું તારા જેવી પવિત્ર જનની, પરપુરૂષના સંગથી પુત્ર પેદા કરનારી શારદાને પોતાના ખોળામાં લેશે? મને તો વિશ્વાસ નથી!'

માતાએ કહ્યું–'પુત્રી! શું માતાના સિન્ધુસમાન અનંત અને સુધા સમાન વિશેષ સ્નેહ ઉપર સંદેહ કરે છે? પોતાના સંતાનની વૃદ્ધિ ઉપર માતાને કેટલું સુખ થાય છે, તે તું ક્યાંથી જાણી શકે અભાગિની શારદા?"

શારદા ચુપ થઇ ગઇ. તેના હૃદયમાં પૂર્વ સ્મૃતિ ચમકી ઉઠી. તેના ભગ્ન હૃદયમાં પૂર્વ પ્રેમનું ચિત્ર ઉદય થવા લાગ્યું. સુપ્ત પવન અકસ્માત શારદાના હૃદય–શૈલ શિખર ઉપર શાંતિ પૂર્ણ સુગંધ પ્રસરાવવા લાગ્યો.

(૨)

નૂતન પધ્ધતિથી ઉછરેલી સરલા શારદાએ આ ક્ષણિક સુખનો સાર શીઘ્ર સમજી લીધો. તેણે પોતાની સખીને કહ્યું–'માગ પાપકર્મોનું ફળ મને સંપૂર્ણ મળશે. પરમેશ્વર પરમ પ્રતાપી તથા પ્રકૃતિના પોષક છે. કુદરતથી વિરૂદ્ધ માર્ગપર કદી પગ ન ધરવો જોઇએ, તારા!"

તારાએ કહ્યું–'શારદા! તું હમેશા એજ વાતનો વિચાર કર્યા કરે છે. ચિંતા કરવાથી શું વળશે? તેથી તો દુઃખ વિશેષ વધી જાય છે."

'આશીર્વાદ દે માતા,' હું હમેશને માટે સુખેથી 'સુઈ જાઉં. સંસારનાં સર્વ સુખોથી અધિક સ્વર્ગીય સુખ-મૃત્યુની ઉપાસના કરૂં. માતા! મને સુખેથી આશીર્વાદ આપ.'

માતાએ મ્લાનચિત્તથી કહ્યું-'પુત્રી! તને સારૂં થઈ જશે. વ્યર્થ ચિંતા ન કર.' માતા વિચાર કરવા લાગી-શારદા! ફુલના જેવી બાલીકા 'શારદા! તું મારા પ્રાણથી પણ અધીક વહાલી છે. પ્રભુ તને મારી પાસેથી ન છીનવી લે, હે ઇશ્વર! સંતાનનો સ્નેહ તમારાથી અજાણ્યો નથી.

શારદા વિચાર કરવા લાગી-"સાંભળ્યું હતું કે સુખમય વસ્તુ સહેલાઇથી તત્કાળ હાથમાં આવતી નથી. તમે સુખનું સ્થાન છો. સર્વ ચિંતાઓથી મુક્ત કરનાર છે. તમારી મીત્રતા બહુ મુશ્કિલે થાય છે. ઓ મૃત્યુદેવ! હવે અધિક ન સતાવો. હાય, પ્રતાપ!"

'પ્રતાપ' શબ્દ શારદાના હૃદયમાં ગુંજી ઉઠ્યો, પણ આજ તેમાં પહેલાંના જેવું સુખમય ગુંજન નહોતું. તે વિજનવનમાં સિંહની ભયંકર ગર્જના સમાન હતું. પ્રતાપ પાપી છે, એ વાતનો હવે શારદાને બિલકુલ સંદેહ રહ્યો નહિ. 'અરે, મૃત્યુ! અધિક ન લલચાવ. તું પણ ચન્દ્રમિલનની પેઠે દુર્લભ છે, એ હું પહેલાં નહોતી જાણતી'.

શારદા પ્રયાસ કરવા છતાં પણ મૃત્યુની ગોદમાં ન જઇ શકી. તેણે કહ્યું-'હું પાપિની છું અને પ્રતાપ પણ પાપી છે કે જે મને આ મારગ ઉપર ઘસડી લાવ્યો છે. હાય, હૈમન્ત! તારામાં આવાં આવાં ભયંકર પાપ ભર્યા છે, તેનું મને સ્વપ્નમાં પણ ધ્યાન નહોતું. હાય!'

મૃત્યુના પહેલાં જો જીવન-ઉદ્દેશ્ય ઉપર પશ્ચાત્તાપ ન થાય તો તે મૃત્યુ સ્વર્ગીય સુખમય, અને સ્વર્ગ-પ્રદાતા મૃત્યુ છે. શારદા હવે આ સંસારની થોડી મુદત માટેની મુસાફીર છે. ને થોડી ક્ષણો પછી શૂન્ય અને અજ્ઞાન સ્થાન તરફ પ્રસ્થાન કરશે.

(૪)

માતા મ્લાનચિત્ત છે. શારદા કાંઇ બોલી શકતી નથી, અને બોલે છે તો બહુ કષ્ટથી. છતાં માતાને હજુ તેના જીવનની આશા છે. સંતાન ઉપર માતાનો સ્નેહ સમુદ્ર સમાન અનંત છે, તેનો કદી વિનાશ નથી થતો. સંતાનના મૃત્યુ પાછળ તે સ્નેહ અધિક વધી જાય છે. સ્ત્રી જાતિ! તું ખરેખર સંસારમાં સ્વર્ગીય સૃષ્ટિ છે!!'

શારદા વિચાર કરી રહી છે-'પ્રેમ! પ્રતાપ! હાય, પ્રથમ કોને બોલાવું? તમે બન્ને મારા માટે એકસરખા છો.' પ્રેમ! તું ખરેખર સુખનું સ્થાન છે. કુદરતનો પોષક છે. હું તારો માર્ગ નથી જાણતી. પ્રેમને જાણવાથી પૃથ્વીમાં ખ્યાતિ પ્રાપ્ત થાય છે. મેં પ્રેમના માર્ગને કદી નથી જાણ્યો. અને પ્રતાપ! તારો પણ કાંઇ દોષ નથી! પ્રતાપ! પુરૂષ જાતિ! તને પણ મેં ન ઓળખી! પ્રતાપ! જો અગ્નિમાં પતંગ પ્રેમ પુર્વક સ્વયં કૂદી પડે તો તેમાં પ્રકાશનો કાંઇ દોષ નથી. હાય! છેવટની ઘડીએ એ પણ ન જાણી શકી કે પુરૂષ છે કેવું જીવ?!'

ઓરડાની કીવાડના શબ્દોએ શારદાને, મૃત્યુ-સ્વપ્નથી હઠાવી દીધી તેણે જોયું કે પ્રતાપ સામે ઉભેલો છે.

શારદાના માતાપિતા પ્રતાપને અકસ્માત જોઈ ચમકી ઉઠ્યા શારદાની માતાએ ઘણા દુઃખથી કહ્યું–'પ્રતાપ! શારદાની દશા જુઓ છો?'

પ્રતાપની આંખમાં આંસુ આવ્યા

શારદા બોલી–'પ્રતાપ રડશો નહિ સાંભળો, જાણો છો હું ક્યાં જાઉં છું?'

'હા, મૃત્યુના મોઢામાં જાય છે'

'શા માટે?'

'મારા પાપના પ્રાયશ્ચિત્તમાં'

'ના પ્રેમને મે નથી ઓળખ્યો પ્રતાપને મે નથી ઓળખ્યો ન પુરૂષ જાતિને ઓળખી કે ન પૃથ્વીને ઓળખી પરમેશ્વરને પણ મે ન ઓળખ્યા!'

શારદાએ આંખો ફેરવી લીધી રડતી માતાએ શારદાને પોતાની ગોદમાં ઉપાડી લીધી અને ઉંચે જોઈ કહ્યું–ભગવાન! આટલા દિવસો સુધી શારદાના જીવનની ભિક્ષા માગતી હતી, હવે એના સંતપ્ત આત્માને શાંતિ મળે એવું ઇચ્છું છું બસ, એજ એક પ્રાર્થના છે દાનેશ્વરી છો–મહા દયાળુ દાનેશ્વરી છો દુઃખિની ઉપર દયા કરી એટલું દાન આપો

ધીરજ.

---

# "ગુસ્સો!"

## એક નાશકારક ગુસ્સો.

### એક નિબંધ

લખનાર—"દીલખુશ."

"The pain is in my head,' tis in my heart,
Tis every where, it rages like a madness,
And I most wonder, how my reason holds."

*"Otway."*

વાચનાર, જે પ્રમાણે વરોળીઓ ઝાડપાન ઉખેડી નાખે છે તેમજ એક ગુસ્સાબાજ માણસનો ક્રોધ પોતાની આસપાસ ખરાબી ઉપજાવે છે જેનું મુળ આકળાપણું છે કે જેથી ગુસ્સો બરપા થાય છે. ગુસ્સે થવું એ એક જાતની મગજની નબળાઇ છે કે જે વેળાએ, માણસ પોતાનું ભાન ભુલી જાય છે, અને તેની આંખોમાંથી જાણે અંગારાજ વરસે છે એ કમનસીબ ગુસ્સો જ્યારે આપણા ઉપર ગાલેબ થાય છે ત્યારે આપણને એમ થાય છે કે સામા માણસને કાચા ખાઇએ અગર શ્રાપથી બાળીને ભસમ કરી નાખીએ, પણ તેમ આપણાથી બની શકતું નથી. ગુસ્સો આવે ત્યારે સુપારી ચાવવાથી તરત દીલ તમને શાબાશી આપશે. એ ગુસ્સોજ અનેક કજીયા કંકાસનું મુળ છે કે જેનાથી ઘણા કુટુંબો વીખુટાં પડી જાય છે. તે વેળા એક ચાલાક પુરૂષ પોતાનું ભાન હોશ અને અક્કલ ખોહે છે એક મુર્ખ માણસ કોઇ ક્રોધીના કુવેણ સાંભળી ખડા થાય છે જ્યારે એક ડાહ્યો પુરૂષ તો તેની દરકાર પણ કરતો નથી. યાદ રાખજો કે આપણા જીગરમાં ખોટ વધવાથી આપણું મગજ બીગડી આપણી ધારણા બરબાદ જશે. દરેક દુઃખનું વેર લેવાને બદલે સદા ક્ષમા કરવા તૈયાર રહેજો. એક નરમ જવાબથી ક્રોધી માણસની આગ તુરત બુઝાય છે. નજીવી બાબતમાં મીજાજ ખોહવો એ મુર્ખાઇનું લક્ષણ છે અને ગુસ્સે થનારને આખરે પસ્તાવો થયા વિના રહેતોજ નથી. ગુસ્સાને તજ્યા વિના માણસ કદી સુખી થઇ શકતુંજ નથી. એ નાશ તરફ દોરવનાર ગુસ્સા ઉપર જે કાબુ

મેળવે છે તેજ મનની સંપુર્ણું શાંતી ભોગવી શકે છે, અને તેને કંઇ પણ ફીકર ચીંતા કે બળાપો રહેતોજ નથી. ક્રોધથી આપણી મુશકેલીઓ સામી વધી આફત સમાન થઇ પડે છે અને જીંદગીને દુઃખી કરી ટુંકી બનાવે છે, સરખો શાંત અને ખુશ મીઝાજ રાખવાથી તમારી જીંદગી સુખી ને ઉપયોગી બનાવી શકશો. એક શાંત મગજ ગમે તેવી મુશકેલીઓનો તોડ કાઢી શકે છે જ્યારે, એક આકરું મગજ તે મુશકેલીઓને વધુ બનાવે છે, જે ગુસ્સાનો ગુલામ છે તે પોતાના આત્માનો ખુની છે. અને તે ચાલુ ચીંતામાં બળે છે. અંદરના અગ્નીથી તેનું કાળજું બળે છે અને કીનાની તરસ ઉત્પન કરે છે, ધાસ્તી તેની આસપાસ રાજ કર છે અને સહેજ પણ બાહણું તેને કજીયા માટે ઉશકેરી મુકે છે. બેકન કહે છે કે નજીવી બાબદમા ગુસ્સે થવું એ નીચું અને બચ્ચાં સદી છે જ્યારે હેલી બરટન કહે છે કે જ્યારે એક માણસ ખોટો પડે છે ત્યારે પોતાની ભુલ કબુલ ન કરતાં જરૂર ખફા થાય છે. વળી, કબીરજી સાતમાં જંત્રમા કહે છે કેઃ—

"ખાઇએ કયા?—તો કહે ગમ.

"ગમ મમાન ભોજન નહીં—જો કોઈ ગમકો ખાય.

અમરીખ ગર ખાઇયાં—દુરવામા વીર લાય." યાને કે દુરવાસા મુનીએ અંબરીષ રાજાપર ગુસ્સે થઇ તેને મારી નાખવા વિચાર કર્યો પણ અંબરીષ ગમ ખાઈ ગયો જેથી અંતે તો મુનીનેજ ખમવું પડયું અને તે ઘણો પસ્તાયો.

વળી સંત કબીરજી ગાઇ ગયા છે કેઃ—

"તામસ પી શીતળ ભયા—ફીર કછુ ન રહી પ્યાસ,
ભૃગ મુની મારી લાતસે—પ્રભુપદ ગૃહયોં જ્યું દાસ.

જો કોઇ ગમે એવું અપમાન છતાં ગળી જાય અને મનની શાંતી જાળવી રાખે તેને બીજાં કશાંની તરસ રેહતીજ નથી—ભૃગુ મુની કરીને મોટા તપેશ્રી બાવા હતા જેમને ઇંદ્રાસન મેલવ્યું હતું. તેને પોતાને માટે એવો ગર્વ ચઢી ગયો હતો કે એક વાર તે વિષ્ણુજીની દરબારમાં ગયો જ્યાં સર્વેએ ઉઠી તેને માન આપ્યું પણ વિષ્ણુજી બેસી રેહવાથી ખોફે ભરાઇ તેમની છાતીમાં લાત મારી જેથી ખફા ન થતાં તેવણે તેનો પગ લઇ ચાંપી. "ઓ મહારાજ—તમારા પગમાં વાગ્યું હશે." કરી કહયું. જેથી મુનીને બાહુ પસતાવો થયો ને વિષ્ણુજીની મારી ચાહી. જો સેહજ પણ લાગેલી ચીડ તમો મુગે મોહડે ખમી જશો તો તમે ડાહપણ કરેલું કેહવાશે પણ જો ખફા થઇ તુફાણ કરશો તો તેમાંથી કજીયો વધી આખરે તમારૂં ઘર તારાજ થશે, ટુંકમાં એક તકસીરની વાત ગુસ્સાથી લંબાવ્યા કરતાં તેને ચુપચુપ પસાર થઈ જવા દેવામાંજ ડાહપણ છે. કોઈ ચીડ ઉપજાવનારી બાબદમાં એક આકલા મીઝાજનું આદમ ચુપકીદી પકડે તો તે ખરી ધીરજ કહેવાય, હંમેશાં માફીનો સદગુણ ગ્રહણ કરજો, કે જેથી મોટું દીલ દેખાડેલું કેહવાશે. ગભરાત અકળાત વેળાએ દરેક બાબદનો ખોટો અર્થ ઉઠાવવામાં આવે છે.માટે બરાબર સાંભળીને વાજબી તકરાર નરમાસથી કરવી. ઇટાલીયન કેહવત છે એક તોચ્છડા સવાલનો નરમાસથી જવાબ આપવામાં કંઇ કીમત બેસ્તી નથી પણ તેથી ફાયદો મોટો થાય છે. એક પાણીથી ભરેલી બાલડી કરતાં એક નરમ જવાબ તપી ગયલાં મગજને જલદીથી શાંત પાડે છે.

શહેનશાહ હોશંગ કહે છે કેઃ—"બાદશાહોને ઘટે છે કે ગુસ્સાની વખતે શીક્ષા ન કરવી એ મોટી ભારી અક્કલ બગેરસ છે,"

જ્યારે નોશીરવાન આદેલ કહી ગયા છે કેઃ—"ગુસ્સાની વખતે ધીરજ ધરવી એ ઉત્તમ સદ્‌ગુણ છે.

શહેનશાહ આરદેશર બાબેકાને નીચનાં ત્રણ વાકયો ત્રણ કાગળોપર લખાવીને એક વઝીરને સોંપી કહી રાખ્યું કે જ્યારે ઇન્સાફની દરબારમાં મારા ચેહરા ઉપર ગુસ્સો જુવો ત્યારે મને પહેલું કાગળ બતાવજો છતાં જો ગુસ્સો નહીં ઉતરેતો બીજું કાગળ બતાવ જોઃ છતા જો તેથી પણ હું થડો નહીંજ પડું તો ત્રીજું કાગલ દેખાડજો. તે કાગળો નીચે મુજબ લખેલાં હતાંઃ—

પેહલુ કાગલ.—"ધીરજ ધર અને ભલા સ્વભાવને બુરી ઇચ્છાના ફાંદામાં ના નાખ કે તું પેદા થયલો તથા નજીવો છે અને પેદાનો કરનાર મહાનામી બાપ ભારે શકિતમાન છે.

બીજું કાગલ—વિચાર કર કે તારા હાથ નીચેનાને ખુદાએ તારી પાસે ગીરવી મુકેલા છે જેમને સાચવી રાખવા જોઇએ માટે તેમના કામમાં ઉતાવળ ના કર અને જેઓ પર તુ ફાવ્યો છે તેઓ પર દયા લાવ જેથી તારા પર ફાવેલો તુંજ પર દયા કરે."

ત્રીજું કાગલ.—"જો કંઇ તું ઇન્સાફ કરવા ચાહે છે તેમા ધર્મી ધારા મુજબ ઇન્સાફ કર" અને વાજબી રસ્તાથી કદી પણ બહાર ન જા."

છેવને આપણી બાબદ માટે કવિ 'નાઝુક' ના નીચલાં વચનો ટાંકી આપનો આ વિષય ખતમ કરશું—

"ધર્મ કહે છે મારો કે ગુસ્સો ના કર
ખરાબી ના રસ્તાપર કદમ ના ધર.
ગુસ્સો છે દેવોની ખસલત બુરી,
ને તે શખ્સ નથી જેમા અકલ પુરી,
થાય છે તે ગુસ્સાને જલદી શરણ;
ગુજારેછ તે હેવાનનું જંગમાં જીવન;
કરે છે જે ગુસ્સામાં ઉછાંછળાં કામ,
પસ્તાએ છે પછી તે ઝીંદગી તમામ;
ગુસ્સો પવન પેરે જાય છે, વહી.
નતીજો સંતાપેછ—પાછળ રહી!

———:o:———

# થોડુંક જાણવા જોગ.

## લેખક સુબોધ વચનો.

લખનાર—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ

વગર ખપની ખરીદી કરવી જોઇએ નથી. આબાદાનીને હાથે સાવચેતીની આંખોને ફોડી દેવી જોઇતી નથી. ખુશામતપણાની છુરીથી કરકસરના હાથો કાપવા જોઇતા નથી. જે શખ્સ જીંદગીની ફાનતુ ચીજો મેળવવાને જેમ ગમે તેમ ખર્ચ કરે છે, તેને અગતની ચીજોની ગરજ માટે અફસોસ કરવો પડે છે. સવાયામા હાથથી મળતો હોય તો તે નકામો, પણ રૂપીઆનું ગેર ખાણી મળ્યુ તે કામનુ. પહેલાને ખવાડતાં મરો, ને બીજાને ગટાવતા બચો. બનતા સુધી વગર ખપની ખરીદી નહિ કરવી. દુકાને છે તે ઘરમાજ છે, અને ઘરમા છે તે દુકાનેજ છે

ગુજરાન ઉપરાંત ખરચ શા માટે કરવો જોઇએ કારણ ગજા નહી હોય તે છતા ખરચ કરી કરજ કરનાર ધણી વીશ્વાસઘાતના મોટા ગુનાહને લાયકનો છે. કારણ સરકારથી પણ પોતાની તીજોરીમા નાણા હોય તે ઉપરાંતની લોન કે નોટ કાઢી શકતી નથી, તો પછી રઇયતને શુ અધીકાર, કે પોતાની તીજોરીમા શીનક નથી, ને હુંડી છોડવી? એવું શુ રળીએ કે દીવો લઇ દગીએ

સદાચરણી મનુષ્યોએ નીર્માણ કરેલે માર્ગે તારા વડીલો વર્ત્યા, તેનુ તુ આચરણ કર. જેવી રીતે વિષયમાથી અમૃત, બાળક પાસેથી મધુરતા, દુશ્મન પાસેથી સુવર્ણગુણ અને પવિત્ર પદાર્થમાથી કચન ગ્રહણ કરીએ છીએ, તેમ સઘળા પાસેથી સુવર્ણગુણ ગ્રહણ કર.

જેમ એક ઘર ઘણુજ સંપુર્ણ હોય, જેમા કશી મના નહિ હોય, પણ જો તેના રહીશોના જાનમાલના બચાવ અર્થે બારણા નહિ હોય, તો તે જેટલું નકામુ છે તેજ પ્રમાણે જીગરના બચાવ અર્થે જો ધર્મ નહિ હોય, તો તે માણસને માટે તેનુ સુશોભિત તન બદન નકામુ છે એકડા વગરના મીંડા પણ નકામા છે.

આ દુન્યા માત્ર એક ચાલુ દેખાવ છે, જે માણસની આંખ આગળ ઠગાઈ જેવા છે આ દુન્યાની મોજથી ઉત્પન્ન થતી ખુશાળી અને દુઃખથી થતો ખેદ, એ સઘળા ઠગાઇભર્યાં દેખાવો છે ખુદાની દરગાહ સિવાય બીજી ખરી જગા કેડે નથી, કલ્પનાથી સુખ દુઃખનુ વધવુ ઘટવુ છે ભવિષ્યના વહેમો અને શકોથી દુઃખની ઉત્પતી છે, અને સબુરીથી સુખની પેદાયશ છે.

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વાર્તા.)

લખનાર—મીસ મુના કાવસશાહ ઇરાની.

## પ્રકરણ ૪૫ મું.

### મીસ હેનડરસન.

તે એક રળીઆમણી સહવાર હતી

તદન સાદા પણ ટેટેસ્ત કટના પ્રકર્ત બ્લાઉઝના ઇંગલીશ દેસમાં એક સુનેરી બાલ ને બ્લુ આંખવાળી એક ઇંગ્રેજ છોકરીને હાથમા ચામડાની પર્સ ને તડકાંની સફેદ રેશમી બંધ કીધેલી છત્રી સાથે કલકતાના મોટી કાસ્તલને ખુશનુમા બાગ વટાવી લહેકે લહેકે તે દમામદાર કાસ્તલની સફેદ મારબલની સીડીઓ ચઢી જતી જોતાં વાંચનાર તમે બી તેણીને ઇંગ્રેજ જાતની ધારવામાં ભુલ કરતા ના.

તે છોકરી, મુહેર કાંગા મપોસપ સીડી ચઢી જઇ તે વરંદાપર આવી ઉભી.

બે એક સેકન્ડ તે છોકરીએ આ ગજાવર મહાલની ગ્રાંડ બાંધણી મખાણુની નજરથી નીહાળી કે તે ડ્રોઇંગ રૂમનો કાચનો અલગો બંધ કીધેલા દરવાજા ખુલ્યા ને લેસનો પરદો હઠાવી એક અધોર ઉમ્મરની આયાએ તેણીને અંદર લીધી.

"તમે કોણને પુછોચ મેમ," તે આયાએ આય કોઇ સુંદર જવાન ઇંગ્રેજ છોકરીને ટીકી ટીકીને જોઇ હિંદુસ્તાનીમા પુછ્યું.

તે છોકરીએ ધીરથી પોતાની પર્સ ખોલી ને મીસ મારગ્રેટ હેન્ડરસનને નામનો એક નાહલો કાર્ડ કહાડી આયાના હાથમાં મુકયો.

"એ તું તારાં બાઇને લઈ જઈને આપ, આયા" તેણીએ બી હિંદુસ્તાનીમાંજ વળતો જવાબ કર્યો.

મોટાંબાઈને આય નાની ઇંગ્રેજ છોકરી સાથે શું કામ પડયું હોશેનો વિચાર કરતી તે આયા ગઇ—તે, આયા ગઈ ને તેણી તે ગજાવર હોલમાં એખલી પડતાં અજાયબીમા આસપાસ નજર દોડાવી,

યા અલ્લાહ! મોટી કાસ્તલની આ એકજ ઓરડાની મોહોતાઇ જોતાં તેણી દંગ થઈ ગઇ. ત્યાંનુ કીમતી ફરનીચર, સોડમદાર ફુલોથી શોભી રહેલા ગગઝગ

થતાં ચાંદીના, અને ચીનાઇ કોરીના કીમતી વાઝીસો, દીવાલપર ઓગ્વેલાં સુંદર મોંઘાદાત, પીકચરો અને ઉત્તમ કારીગીરીવાળાં સંખ્યાબંધ પુતળાંઓ સાથે ત્યાં એવી એવી તો કચકંઇ કીમતી ચીજો નીહાલતાં મહેર ચકીત થઇ ગઇ. આય ગંજાવર મહેલ અને રાચરચીલાંની ખોરશેદ એખલી ભવિષ્યની શેઠાણી હતી. પણ રે? તેણી આજે આટલું છતાં કયાં સુખી હતી! તેણીનાં દુ:ખનાં ખ્યાલે મહેરના મુખમાંથી એક નીસાસો નીકળી પડયો.

પાંચેક મીનીટ તેણી આમ ઉચે દમે તે હોલની રચના જોતી એખલી ઉભી હશે તેટલાં હોલને બીજે નાકેના દરવાજા પરનાં સુન્નેરી કડીઓથી લટકી રહેલી એક ઉમદા કારીગીરીના પરડાને ધીરેથી ખસેડી, કાળી સાડી ને રેશમી કાલાંજ બદયાનમા સજ થયલાં એક ટેકદાર બૈરાં સડસડાટ હોલ વટાવી મારગ્રેટ હેન્ડરસન સામે આવી ઉભા.

"તમેજ મીસ હેન્ડરસન છેઓ!" તે બૈરાંએ ઠરસાણાજ ખુલ્લે અવાજે ઇગ્રેજીજ ભાષામાં સવાલ કીધો.

આવાંબાઇ પોતાની જવાની મા વર સાથે ઘણીક વેળા યુરોપની મુસાફરીએ ગયલા હોવાથી ઇંગ્રેજી ભાષા સ્પષ્ટ બોલી જાણતાં હતાં.

"હાજી, મારૂં નામ માર્ગ્રેટ હેન્ડરસન છેજી, ને મને તમારા સોલીસીટરોએ આય કાગળ તમુને આપવાની ફરમાસ કીધેલી છેજી." મેહેરે આવાંબાઇને ડોકાંના લહેકાથી નમીને શુદ્ધ ગુજરાતીમાંજ બોલતાં તે કાગળ પર્સમાથી કહાડી તેવણને આપ્યુ.

તેવણે તે કાગળ દમામથી ખોલી ઉપર ટપકેથી જોઇ લઇ પામેની ટીપાઇ પર મુકયું. આય બલુ બલુ દોળા ને સુન્નેરી બાલવાળી દેખાતી ઇંગ્રેજ છોકરીને એમ ગુજરાતીમાં એક પારસનનીજ કાની વાત કરતી સમજીને આવાંબાઇની ઠંડી મગરૂબ આંખ્યો અજાયબીમા પોરપરાક ઉઘડી ગઇ.

"તમે ગુજરાતી ઘણુજ મજેનું બોલોચ, મીસ હેન્ડરસન!" તેવણે જરાક હસ્તું મોઢું રાખીને વાત ચલાવી, "આય ખુરસીપર બેસો આપણે વાત કરીએ" ને તેવનેણી હવે તે છોકરીની સામેજ બેઠક લીધી.

"મારી તરફની જાહેર ખબરના જવાબમાં ઘણીજ ઇગ્રેજ બાઇઓએ ઉમેદવારી કીધી હતી, એમ મારા સોલીસીટર લખી જણાવેચ, મીસ હેન્ડરસન, પણ તે બધાંઓમાં તમારૂં ભલામણપત્ર ધ્યાન પુગાડવા જોગ લાગવાથી તમુનેજ મારાં કમ્પેન્યન નેમવાની તેવણ મને અરજ કરેચ"તેણી સામે બેઠક લીધા પછી આવાંબાઇએ ખુલાસો કીધો.

મેહેર બાપડી ધડકતી છાતીએ ચુપજ બેઠી. તેણી શું જવાબ દે? તેવણનાં જવાબમાં ખોરશેદના અચોક્કસ ભવિષ્યનો બધો આધાર સમાયલો હતો.

આવાંબાઇએ ફરી પાછો મેહેરનો ગોરો ઘટમારો મુખડો સુન્નેરી આઇગ્લાસ માથી બે પળ ધારી ધારીને જોયો આવાંબાઇએ જમક હુમીને વાત કરવાની રીત, ને નરમ અવાજથી મેહેરનાં જીગરમં આશાના કીરણો પ્રકાશતા થયાં.

"તમારાં માય બાવા કોઇ છે કે!' તેવણે પુછ્યુ.

"નહીંજી મારાંમાય બાવા મને નાહની મુકીને ગુજર પામ્યા હતા. આજ સુધી હું મારા એક દુરના બાઇ બેશી સાથે રહેતી હતીજી પણ તેવણુની થોડો વખત થયોજ મરણ પામ્યાથી હુ એકલી પડી ગઇછઉ ને જો તમારી મરજી હોય તો તમો બાનુ સાથે ઇંગ્લંડ જવાની મારી ઘણીજ ખાહેશ છે જી."

ફરી પાછુ આવાંબાઇએ પોતાના આઇ ગ્લાસમાથી તે છોકરીની સરવે લીધી.

"તમારો તન્દરોસ્ત બાંધો ને સભ્યતા મને પસંદ છે મીસ હેન્ડરસન ને તમુનેજ મારી સાથે લઇ જવાનો મારો વિચાર છે"

"ઓ થેન્કયુ મારાં લેડી!" તે ઈંગ્રેજ છોકરીના ગોરા ગોરા ગાલોપર ખુશાલીનો ગુલાલ ફરી વળ્યો.

"ત્યારે તો તમે આવતી કાલે સહુવારથી તમારો બધો સર સામાન લઇને મારે ત્યાજ આવીને રહેજો. આવતા મેલમાં તો આપુને ઉપડી જવાનું છે" અને ત્યારે મેહેરે ખુશીથી ઉછળતાં જીગર સાથે પોતાની ફતેહપર મલકાતા તે કાસ્ટલ છોડી ગઇ.

બીજી સહુવારે દસ વાગેને ટકોરાબંધ તેણી કાસ્ટલમા આવી ઉભી ને એક આયા તેણી માટે તઇયાર કરેલા ઓરડામાં લઇ ગઇ.

"મેમ, તમુને હુ એક કલાક પછી મારા મોટાબાઇના ઓરડામા લઇ જવા આવસ તેટલા તમે આરામ કરો," અને મેહેર ત્યારે પોતાના કુસાદે ઓરડામા વિચારમા એકલી પડી.

આવાબાઇ એક લેડીને જેબ આપે તેવાજ ટેકાવદાર ને દમામદાર હતાં પણ તેવણુનો સખ્ખત ઠંડો ચેહેરો ને મગરૂબ આંખ્યો જોતા સાથેજ નહિ ગમે તેવી હતી ઓરશેદના કમભાગ્ય માટે મેહેરના દીલમાથી એક હાય નીકળી પડી કોણ જાણે તે બૈરી વેલાત જઇને શુ બી ઘાટ ઘડનાર હની પણ કાંઇબી ભોગે, બને તો પોતાના જીવનાબી જોખમે, એડીને ખાતર તે છોકરીને બચાવવા તેણીએ સોગદ લીધા. પણ ' જ્યાં ખુદા રાખનાર છે ત્યાં મારનાર જખ મારેચ ' મેહેરાનો ખુદા પર પુરતો વિશ્વાસ હતો

એક કલાક પછી તેણીને આયા આવાંબાઇના ઓરડામાં મુકી ગઇ

"અહિંયા બેસો, મીસ હેન્ડરસન', આવાંબાઇએ તેણીને જોતાંજ ડોકનો લહેકો કરી ખુરશી બતાવી

"ને હું તમુને કેહુંચ તે તમે સાંભળી લેઓ. આપુને આવતા મેહ્નામાં વેલાત જવાનું છે.' ત્યાંજ માહરો દીકરો ને વ્રહુ બી ગયલાં છે.' ,માહરી વહુ કેની" અને આવાંબાઇ હયાં એક ખખાર મારી તરાં થઇ બેઠાં. "માહરી વહુની તબ્યત ઠીક ચાલતી નથી. એવણનાં મગજની સ્થીતી માટે હમુને જરાક વેહેમ પડયોચ. ને તેથી તેવણને વેલાતનાં મોટા દોકટરોને દેખાડીને લાંબો વખત ત્યાંજ રાખવાની હમારી મરજી છે. તમે સમજ્યાંની!"

મેહેર બાપડી તો આ નવો ધડાકો સમજી ઠંભજ થઇ ગઈ. ત્યારે તે માય દીકરા તો તે છોકરીને મારી કુટીને ગેલીજ ઠેરવવા માંગતાં હતાં. આય નવી ખબર સમજતાં જો કે તેણીનું દયાળુ જીગર ધડકી ગીયું છતાં તેણીએ હિમત રાખીને જવાબ દીધો

"હું બરાબર સમજી મેડમ, લેડી જહાંગીરનાં મગજની નબળી સ્થીતી વિષે સમજીને હુ ઘણીજ દલગીર છેવું. એવણુની સુંદરતા વિશે મે ઘણી વખાણ સમજેલી છે."

"હં હા! ખુબસુરત તો ઘણીજ છે. પણ મગજ પાધરૂં નહિ હોય ત્યારે કર્યે શુ?" પરઈ પરજાત છોકરીને મોઢેથી નીકલેલી વહુની વખાણ તેવણને ઝાઝી ગલે ઉતરી તો નહિ.

"તમુને ત્યાં ગીયા પછી એ માહરી વહુપર દેખરેખ રાખવાની છે મીસ હેન્ડરસન. ને હમે જ્યાં બી જઇએ, જે બી રસ્તો લઇએ, તેમાં તમુને જરાક બી વચ્ચે પડવું નહિ. મને અને માહરા દીકરાને તે જરાક થયને ગમશે નહિ હમારાં પારસીનાં બૈરાં ઘણાંજ કનવારખોરા આવેચ. ને તેથીજ મેં એક ઇંગ્રેજ કમપેન્યન પસદ કીધી."

મેહેરથી મુછમાં હસઈ જવાયું. તેણીનાં ઈંગલીશ ડ્રેસની નીચેના સદરો કસ્તી અને ત્રંકમાની ખોરદેહ અવસ્તા આવાંબાઈ જોય તો?

"વારૂજી. તમો મેડમનાં કોઇ બી કામની વચ્ચે હું પડશ નહિજી જે તમે અને સર જેહાંગીર મને ફરમાવસો તે હુ તાબેદારીથી બજાવસ."

"તેજ આપરે બધે માટે ઠીક થશે." આવાંબાઈએ એક છુટકારાનો દમ ખેંચી કહ્યુ. "ને મેહેરબાની કરી, આય લીસ્ટ મુજબની ચીજો વાઈટવેને ત્યાથી વસાવી લાબ્વાની તસ્દી લેશો! ઠેકસ! માહરી મોટર તમારે માટે સાહાંજે પાચ વાગે તૈયાર રેહેશે."

## પ્રકરણ ૪૬ મું.

### ગલેનકેર કાસ્તલ.

ખોરશેદની મોટી ધાસ્તી વચ્ચે આજે ત્રણ દિવસ થયા આવાંબાઇ પોતાની સુંદર કમ્પેન્યનને લઇ દીકરાનાં પાર્ક લેનના લંડન ખાતેના મકાનમાં આવી પુગ્યા હતા.

જોતાં સાથે ગમી જાય તેવા સુંદર ને દયાળુ ચેહેરાની આંય કોઈ ઇંગ્રેજ કમ્પેન્યનને જોઇ ખોરશેદ ઘણીજ ધીરજ પામી અને મેહેર તો ખોરશેદની હદ વી નાની સુંદરતા જોતાં જાણે ગેહીજ પડી—આવી જીગર જખમાવી નાખનારી ખુબસુરતીપર જીવજાન કુરબાન કરવા માટે તેણીએ એડીનો કંઇજ વાંક જોયો નહીં.

વાંચનાર તમારી નજર તે કુશાદે મોટા મેનશનનાં એક એકાંત ભાગ તરફ આવેલા એક ઓરડામાં ફેરવો.

પાસે પાસે ખુરશી ખેંચી કલાકેક થયો કઇ છુપી ગુસ ગુસ કરતા તે માય દીકરાની જોડી ઘણીજ ગંભીર દેખાતી હતી,

"તું એકદમ જઇને એ સર તેમપલને મળી જેહાંગીર ને પેલાજ સ્કોટલંડના કાસ્તલમાં રહેવા જવાની રજા માંગ, એ તુંને જરૂરજ મોટી ખુશીથી પરવાનગી આપશે."

"તે વિષે તો મને મુદલ શક નથી માય," તે દીકરાએ ખાત્રી આપી "પણ એમ ચાલ્યા ચાટયા એવા એકાંતમાં રહેવા જવાનુ કારણ પુછશે તો!"

"તો વરી શુ?" તેવણે જરાક ચીરડઇને ભીઆઝ ખોહી દીધો "એમ કહેજેની કે તારી બૈરીના મગજની સ્થીતી સારી નથી ને તેથી ડોકટરોએ એકાંતમાં રાખવાની ભલામણ કીધેલી છે ને વરી કહેતો બી આવજે કે મુંબાઇનાં એનાં સગાં વહાલાઓને જોઇને એ ઉશકેરાયચ તેથી હમે અહિં વેર એને દોસ્ત આસનાવોથી દુર કરવાની અને વળી છુપુ રાખવાની મકસદે લઈ આયા ને એ દરયાઇ કાસ્તલનાં એકાંતથીજ એને ઘણો ફાયદો થવાની ખાત્રી છે."

"વેલ માય, ત્યારે તો હું એ પરવાનગી આજેજ લઇ આવુચ ને કાલે તો આપરે અહિંથી ઉઠાંગરી કરીશુ" ને તેવણ ગયાં.

ખોરશેદ બાપડી હેબત ખાઇ ગઇ. એ વરી આય માય દીકરા તેણીને કયા ઘમડતા હતા! ઓ ગરીબ બીચારી તે છોકરી! કઈબી પુછવાની તેણી હીમત કરી શકતીજ હતીજ નહી

ચુપચુપ જયાંબી લઇ જાય ત્યાં જવા માટે તેણીએ તુટેલાં જીગરે તઇયારીઓ કરી. આ કોઇ દીલસોજ આંખ્યોવાલી ઇંગ્રેજ કમ્પેન્યનના સહેવાસથીજ તેણીનું મગજ જરાકબી વેરાતું હતું.

તેઓ બધા સર સામન સાથે રેલવે સ્ટેશનપર આવી પુગ્યાં, ઓ તે અભાગણી છોકરી! તોબી તેઓ તેણીને કયાં કેદ કરવા લઈ જતાં હતાં તેનો એક ઝાંખો ખ્યાલ વટીક થયો નહી.

* * * *

તે સ્કોચ એક્ષપ્રેસ ઉપડવાનો ઠટોકટ વખત હતો ને સપટેમ્બર માસની તે એક ચળકતી ગરમ બપોર હતી.

યુસ્તન સ્કવેર મધેના તે રેલવે સ્ટેશન.પર ધારા કરતાંબી આજે જાસ્તી ધમાલ હતી. માણસોનાં ઘોંઘાટ ગડબડથી સ્ટેસન આજે ગાજીવાજી રહયું હતું.પેસેનજરો અને સામાનને સ્ટેશનપર ઉતારી ગાડીઓ પાછળ ગાડીઓ ત્યાંથી હંકરાઇ જતી હતી. ઘંટના મોટા ઘોંઘાટભર્યા અવાજો, પુરૂષો અને પોર્ટરોની દોડધામને ધમચક્રીજ જાણે જોનારને બે ઘડી ગુંચવાવી નાખતી હતી.

લંડનથી એબરડીન જવાની એક્ષપ્રેસ માટે બરાબર ફક્ત પદરજ મીનીટ બાકી હતી.

તે એક્ષપ્રેસમાંજ ઉપડવા માટે ત્યાં કોઈ ઝાઝાં પેસેનજરો દેખાતાં હતાં નહી. એક ખુણામાં ખબરીવખરી ગયલા બાપ સાથ મા વિંનાના પાંચ બચ્ચાંઓ શોકના પોશાકમાં ઉભેલાં દેખાતાં હતાં. તો એક ખુશાલ જુવાન જોડાંને તે શહેર છોડી જતા મુકવા આવેલા દોસ્ત આસનાવોની હસાહસ ત્યાં ઘણાકોનું ધ્યાન ખેંચતી હતી તો કેટલાક ટુરીસ્ટો સ્કેચ બુક સાથે ને કેટલાક મુસાફરો આગળ પાછળ જોયા વગર પોત`.પોતાના સરસામાન પર ધ્યાન આપતાં અહિંથી તહિં દોડતા હતા. આય સ્કોચ એક્ષપ્રેસમાં ઉપડવા માટે ઉપલા ઉતારૂઓ સાથે બે, દેખાઇતા ઉંચ કુલના કોઈ પારસી જવાનો બી પોતાના ઓવરકોટનાં ગજવામાં-હાથ નાખી એકમેક સાથે ધીમેથી વાત કરતા અને આસપાસની ધમાલ ચુચી આંખે તપાસતા ત્યાં પ્લેટફોર્મ પર ફેરા ફરતા નજરે આવતા હતા.

"આપણે સ્મોકીંગ-કેરેજમાં બેસીએ કે ફરહુન?", કેપટન બનાજીએ પોતાના દોસત ફરહુન કામાને પુછ્યું, "માહરી પાસે ઘણાંજ ઉચા માહેલી સીગાર્સ છે જો દીકરા!"

"સ્મોકીંગ—કેરેજમાં કંઇ ઘણી મજાહ નથી પડતી દોસ્ત!" તે કોઈ ફરહુન કામાએ બેદરકાર જવાબ દીધો.

"મને તો કંઈ એડવેનચર જેવું હોય તો ગમે! અરે મેક દીકરા, મને તો કોઈ બીટી ફેસીસની સાથેજ ત્રેવલ કરવા ગેમે."

"અરે તે કહાં વરી નવી પીડામાં પડયે!"

દેખાઇતુંજ હતું કે આય કોઇ કેપટન બનાજીને ગોરી ગોરી મડમરીઓની સંગતમાં ઝાઝી મજાહ લાગતી હતી નહી. "એ વંત્રીઓથી છુટા ગગડયે તેજ બહેતર થશે. આપણી ત્રેન તો બધી ચીકાર થવાની હું ફીલ! પણ જોની, શું સરસ આય, કોઇની પ્રાઇવેટ કેરેજ છે. કોણુની હશે?'

તેઓએ તે કેરેજને ઘોડા કોણુના હતાના પુછેલા સવાલના જવાબમાં જયારે સ્કોટલંડ જતા એક પારસી બેરોનેટ, સર જેહાંગીરનું નામ સાંભળ્યું ત્યારે અજાયબીમાં એક પળ તેઓ તે ત્રેનમાં જતી ગાડી ઘોડા કંઇ દમ બાંધીને સામાનનાં ઢગલા ને એક પુટમેનને જોતાં બે પળ ત્યાંજ થંભ થઇ ઉભા.

"મેં એ બેરોનેટની ઝાહોઝલાલી વિષે ઘણુંજ સમજેલુ છે પણ મે એને નજરથી નથી જોયો!" કેપટન બનાજીએ ફરદુન કામા સાથે ફરી પાછા પ્લેટફોરમ પર ફેરા ફરતાં ચલાવ્યું.

"એ અહિંયા દેખાયચ કે ફરદુન?"

"એવા મોટા મોટા નામ ને ખેતાબવાળાઓને તો ગળાંમાં લેબલ ચોરવાવીનેજ ટ્રેવલ કરાવા જોઇએ," ફરદુન કામાએ મશકેરી કીધી.

"મને તો હયાં આપરી જાતનું કોઇજ દેખાતું નથી પણ જોની! આય ઘોડા કેવા સરસ છે! હુ ઇચ્છુંચ કે એ માગ પોતાનાં હોતે!"

હજુર તો ફરદુન કામા પોતાનું બોલવું પુરૂ કરે તેટલા તો એક ભપકાદાર મોટર ઘરરર કરતી તે સ્ટેશનના એન્ત્રાન્સમા આવીને થોભી.

તે મોટરમાંથી એક ગૃહસ્થ બહાર નીકળ્યા હીગના, જોતાં સાથેજ કચવાટ ઉપજે એવા સખત ચહેરા સાથનાં દમામદાર ગ્રહસ્થને, ઘઉં વરણુની ચામડી સાથની તેની ઢપછપથી તેઓએ તુરત એક પારસી દાખલ ઓળખીને તે બે દોસ્તો ફેરા ફરતા અટકી ઉભા.

"ચાલો ખોરશેદ તમે ઉતરોચ કે!", એક બાનુ જે કોઇ અંદર અઢેલઇને બેહેલી નજરે આવતી હતી તેણી ગમ હાથ લાંબો કરતા તેને દમાસથી કેહ્યું.

પણ પેલી અંદર બેઠેલી જુવાન છોકરી જેમની તેમ બેસીજ રહી.

"માયજી, તમે પહેલા ઉતરો," ને તેવણે એક ઉંચા દમામદાર અઘોર બૈરાંને હાથ આપીને નીચે ઉતાર્યાં ને ત્યાર પછી એક બીજી ઇંગ્રેજ છોકરીને તેવણે ઉતારવામાં મદદ આપી.

"હવે ખોરશેદ તમે અહિંબી તમારો ફારસ કરવા આયાચ કે? મુગા મુંગા નીચે ઉતરો નહીં તો તમુને જોર જુલમથી ઉતારવામાં આવશે," પેલાં અઘોર મેરાએ ઉતરતાં સાથેજ તકાજો કીધો.

"હું ઉતરૂચ," એક ધીમો મીઠો અવાજ અંદરથી સંભળાયો. અને એક જુવાન ફીક્કા પણ અતિ ઘણાં સુંદર ચહેરાવાલી છોકરીનો નાજુક ઉંચો આકાર બહાર નીકળ્યો

"તમે મને કાહાં તેડી લઇ જાવોચ!" તેણીએ ઉતરતા સાથેજ ગુસ્સાથી સવાલ કીધો

"તમુને હમે જ્યાં લઇ જઇએ ત્યાં મુગું મુગુ આવવું પડશે ખોરશેદ!" ફરી પાછો તેણીને મીઝાઝમાંજ જવાબ મળ્યો "ને હવે માય, હું ટીકીટ કરાવા જાવું તેટલાં તમે ને મીસ હેન્ડરસન, એનેં લઇને એક બાજુમાં ઉભા રહેજો."

તેઓ સ્ટેશનના પ્લેટફોરમપર આવી ઉભા ને શેઠાણીઓને જોતાંજ એક કુટમેન નમીને તેઓ નજદીક આવી ઉભો.

"બધો સામન બરાબર છે કે ચેમ્બર્સ!" મોટાં બાઇએ નોકરને સવાલ કીધો.

"બધું બરાબર છે માહરાં લેડી!" તે નોકરે પાછો નમીને જવાબ દીધો.

"ત્યારે તું તારે પાછો ઘેર જા! તુંને સાથે આવવાની કશી જરૂર નથી."

તે નોકરને દીલમાં અજાયબીનો ખતરો તો ઘણોજ પડયો પણ તે ફરમાવેલો બંદો હતો. તુરતજ તે ફરી પાછો નમીને સ્ટેશન છોડી ગયો.

"ને તમેબી હવે મીસ હેન્ડરસન, આય પાસેનાં કંપાર્ટમેંટમાં તમારી જગ્યા લેવો દરેક સ્ટેશન પર સર જેહાંગીર તમારી ખબર લેશે" આય છોકરી સામે ખોરશેદ કંઇબી ફસ કરે તે ખ્યાલ આવાંબાઇને જરાક થઇને ગમ્યો નહિં ને તેથીજ તેમણે મેહેર માટે જુદી બેઠકની ગોઠવણ કીધી હતી.

મેહેરે એક કંપાર્ટમેંટમાં જગ્યા લીધા પછી તે બે પારસી બાનુઓ હવે તે પોતાનાં ફરસ્ત કલાસ કંપાર્ટમેંટ તરફ જવા ફરી.

તેઓની થોડેક દુર ઉભેલા ફરદુન કામા ને કેપટન બનાજી આગળથી પસાર થઇ ગયાં કેપટન બનાજીએ ફરદુન કામાની બાજુ અજાયબીમાં પકડી.

"તું મેતી ફેસીસ જોવા આતુર હનોની ફીલ ?" તેણે તે ફ્રેન્ડના કાનપર પડી આસ્તેથી કહયું "જો, આય પારસી બાનુનાં ચહેરાને વીશે તું શું ધારેચ ?"

ફરદુન કામાએ પોતાની બાજુમાંથી પસાર થતા પેલા જુવાન છોકરીનાં ચહેરામાં તીકીને જોયુ.

"ઓ ખચ્ચીત! શું સરસ એનો મોડલ છે! કેવી ગમગીન એની આંખો છે! એ લેડી કોણ હશે ?" તેને ઉંચે દમે જવાબ દીધો. થોડી મીનીટ તેઓ વિચારમા તે બે પારસી બૈરાંઓનાં જતા આકારને જોતાં ચુપ ઉભા.

તેટલાંતો નજદીકમાંથીજ આવતા કંઇ ધીમી ચીચ્યારીનાં અવાજથી તેઓએ પોતાનાં કાન ઉંચા કીધા ને ધ્યાનથી સમજવાની કોશીશ કીધી. પણ નહીં તે મોટા સ્ટીમ એનજીનના ભુંગલાંમાંથી નીકળતી ચીચ્યારીઓ એને

"ટેક યોર સીટ્સ જેન્તલમેન" પુકારતા પોરતરોનાં અવાજેમાં તેઓને મુદલ સમજાયું નહિં.

ખચ્ચીત તેઓએ સમજવામાં ભુલજ કીધેલી હોવી જાઇએ છતાં ફરદુન બનાજીનો પ્રમાણીક ચહેરો જરાક ફીકાસ મારી ગયો ને તે ઘભરાતમાં પોતાના દોસ્ત તરફ ફર્યો.

"મે કોઈની દુઃખભરી ચીચ્યારી સમજી માણેક !" તેણે ફીકરથી કહયું.

"મેંબી કઇ સમજી ખરી," તેને બી ફીકરમંદ જવાબ દીધો "પણ કદાચ એ આપણો ધખારો હોશે."

પણ ફરી પાછી પેલીજ ગુંગળાયલી તીણી ચીચ્યારી તેઓને કાને પડી.

હવે તો ખરે મને તેઓ ચોંકયા.

"કમ બી કઈ બુરૂં થયુચ, ફીલ!" કેપટન બનાજીએ ચીંતાથી ભવાં ચઢાવ્યાં, "એ શું હોશે!"

તેજ પળે પેલા ગ્રહસ્થ કે જેવણ બાનુઓને ઉતારવામાં મદદ આપી ટીકીટ ખરીદવા ગીયા હતા, તેવણ ઝડપથી તેઓની બાજુમાથી પસાર થઈ તે બાનુએ આગળ જઇ ઉભા. તે અધીર બૈરાએ પેલી જુવાન સુંદર છોકરીની બાજુ પોતાના હાથમાં મજબુત પકડેલી હતી.

"તુ આવ્યો તો સારૂં થયું, જેહાંગીર" તેવણે પોતાનાં દીકરાને જોતાંજ છુટકારાનો એક લાંબો દમ ખેચ્યો. "આય છોકરી, નહાસી જવાના કયારનાં ફાંફાં મારેચ, ને હુ એને ધરતા બેજાર થઈ ગઈચ."

હવે તે સુંદર છોકરીએ પોતાનું ડોકયું પેલા ગૃહસ્થ તરફ ફેરવ્યુ.

"તમે મને કયા લઈ જાવોચ!" તેણીએ તકાજો કીધો, "આય સ્કોચ એક્ષપ્રેસ છે ને તમે મને સ્કોટલંડ લઇ જાવોચ! હું તેવી અજાણી જગ્યાએ તમારી સાથે નથી આવવાની."

તેણીની અરજનો એકબી જવાબ આપ્યા વીના સર જેહાંગીર બારજોરજીએ પેલી છોકરીને કમ્મરમાંથી ઉચકીને તે કમ્પાર્ટમેંટમા ધકેલી દીધી.

"જો તું હવે એકબી બોલ વધારે બોલશે કે ચીચયારી પાડશે તો તાહરી ઉપર હમે જબરદસ્તી ગુજારશું ને તુ જાણેચ કે પછી હમે તુને કયાં લઈ જઇશું! તાહરા જોખમેજ હવે તું બુમ પાડજે!"

જો કે તેણી સર જેહાંગીર કરતા ઉંચી હતી છતાં તેની બાજુમાં તેણી ઘણી નાની નાજુક દીસતી હતી.

એજ પળ તેણીનાં ગાલો ઉપર ગુસ્સાની ગુલાબી રતાશ ધાઈ આવ્યો ને આંખોમા ધિક્કારની ચીંગારીઓ પ્રસરી રહી.

"ટેક યોર સીટ્સ જેનટલમેન!" ફરી પાછી પોરટરની બાંગ સમજાઇ ને સ્ટેશન પરનો મોટા ઘંટો ઠોકાયો.

"હુ તમારી સાથે જવા ના પાડુચ," તેણીએ પાછી દુખથી બુમ પાડી, "તમે લોક મને મારી નાખવા લઇ જાવોચ, તે તેથી હું તમારી સાથે જવા ના પાડુચ."

એકજ પલ એંદ બહીધરાવનારો ફેરફાર તે બેરોનેટનાં ચહેરાપર ફરી વળ્યો અને તેના મુખમાંથી નહિં સમજવા લાયક શબ્દો નીકળી પડયા.

"હુ તુંને શું કરશ," તેવણે ગુસ્સાથી દાંત કચકચાવ્યા.

"તમે મને મારી નાખવા માગોચ, તમે મને માહરાં સગાં વહાલાં દોસ્ત આશનાવોથી દુર લઈ આવ્યા, ને હવે મને એકાંતમાં લઇ જઇને મારી નાખવા માગોચ," તેણીએ પાછી બુમ પાડી.

"તું તાહરે એને બકવા દે, ને જવાબ ના આપ, જેહાંગીર," માયે દીકરાને સુગો રાખ્યો, "એને તો ત્યા લઈ જઈનેજ આપણે બરાબર સવાદ ચખાડશું પણ ચાલ હવે તો ટ્રેન ઉપડશે."

પણ તેવણ નચીંત બેસવામાં છેતરાયાં. તે છોકરીએ ઉશકેરઈને પોતાના હાથની બે મુઠ્ઠીઓ એવી તો કકડાવીને તે કંપાર્ટમેંટની બંધ રાખેલી કાચની બારીઓપર મારી કે ધરરર કરતાં અવાજ સમેત તે બારીના કાચ ચુરેચુરા થઈ ગયા.

'હેલ્પ! હેલ્પ!" તે છોકરીએ ઈંગ્રેજીમાંજ હવે બુમ પાડી, "એ લોક મને મારી નાખવા લઈ જાયચ હેલ્પ! હેલ્પ!"

આ બધો દેખાવ દુરથી ધ્યાનથી જોતાં પેલા બે દોસ્તો ગભરાતમાં હવે તે કંપાર્ટમેંટ આગળ દોડી આવ્યા.

"હમે કોઈની મદદ માંગવાનો અવાજ સમજ્યો, મેડમ!" કેપટન બનાજીએ આવતાં સાથેજ ગુજરાતીમા બોલવાનું શરૂ કીધું. અલબત્ત આવાંબાઈએ કાળી સાડી પર એક ગરમ કીમતી કોટ ઓરજ્યો હતો જ્યારે માંથાપર ઉમદા વનતની ગરમ શાલ વીંટાળેલી હોવા છતાં તેવણ પારસી દાખલ તુરત ઓલખાઈ આવતાં હતા પણ પેલી જુવાન છોકરી તો ટ્રેવલીંગ કલોક ને ઉનની ગરમ ઈંગલીશ કાળાં ગુલફાંપર ફીટ બેઠેલી કેપમા તદન ઈંગ્લીશ બ્યુટીનોજ ખ્યાલ આપતી હતી

તે અધીર બૈરાં શું જવાબ આપવાના વિચારમાં એક પળ ગુંચવઈ ગીયાં.

"જેહાંગીર," તેવણે હવે કંપાર્ટમેંટની બીજે છેડે બેઠેલા પોતાનાં દીકરાને સાહાદ માર્યો કે તેવણ ઉઠીને તેઓ નજદીક આવ્યા.

"હમે કોઈની મદદ માંગતી બુમ સમજી" કેપટન બનાજીએ આગળ વધી પાછુ કહયુ.

"એ તો મારાં મોહોરદારની બુમનો અવાજ હતો," તેવણે જવાબ દીધો. "એનનની તબ્યત ઠીક નથી. મેહેરબાની કરી તેથી તમે તેની કંઈબી નોટીસ ના લેઓ." અને તેવણે પોતાનાં કપાલપર આંગળી મુકી, તેણીનું ભેજું ઠેકાણે નથીની મુંગી ઈસારત તેઓને બતાવી.

"નહિજી, એવણ બોલેચ તે બધું જુઠું છે!" તે છોકરીની કાળી તીક્ષણ આંખ્યોએ તે ઈસારત છટેકી ગઈ નહિ અને તેણીએ કરગરતે મીઠા અવાજે તેઓને કહયુ, "હું કંઈ ઘેલી નથીજી પણ એ લોક મને ઘેલી ઠેરવવા માંગેચ, ઓ હેલ્પ મી! ફોર હેવનસ સેક હેલ્પ મી! ફોર ગોડસ સેક હેલ્પ મી! એ લોક મને મારી નાંખવા લઈ જાયચ."

અને તે સુંદર મીઠી ગમગીન આંખ્યો કાલાવાલા કરતી હમે તેઓ તરફ ઉંચકઈ.

"બધુ ઠીકજ છે ગ્રહસ્થો. તમુને ઈનતરફીયર થવાની જરાકબી જરૂર નથી હું સર જેહાંગીર બન્નોરજી છેઉ આય એવણુ મારાં ગાય હાવેજર લેડી જેહાંગીર બનરજીરજી છે. ને એવન માહરા કમનસીબ ધણીયાણી થાય."

ખોરશેદ નહિ મમને તેમ તેવણે બારીની બાહાર ડોકાવીને તે ગ્રહસ્થોને કઈ કહી સમજાવ્યુ કે જે ઈનજીનનાં ફુફારાનાં અવાજમા બરાબર સમજી શકાયુ નહિ. તો બી કઇ, હેરીદીતેરી, ઘણીજ કમનસીબીની વાત છે, છુપાવવાની અગત છે, એવા એવા અછડતા શબ્દો ખોરશેદને કાને પડતાંજ તેણીએ પાછી મદદ માંગી.

"ઓ! તમે મને મદદ કરો! હું કઇ ઘેલી નથી એ લોક મને મારી નાખવા લઇ જાયચ."

હવે આવાંબાઇ તે ગ્રહસ્થો તરફ ફર્યા

"તમે સઘે ઘણાજ માયાળુ છેવો, ગ્રહસ્થો." તેવણ બોલ્યાં "મદદની બુમથી અલબત કોઈનું બી ધ્યાન ખેંચાવુંજ જોઇએ આવી જાતની કમનસીબી હમેશાં છુપાવવાની અગત છે. મારાં વહુ લેડી જેહાંગીર જોકે સર્વાંમ ઘેલાં નથી, છતાં એવણનાં મગજની સ્થીતી નબળી છે. ને ડાકટરોની એવણને એકાંતમાં રાખવાની સલાહથી હમે એવણને સ્કોટલંડ લઇ જઇએચ. હમારે ઘેરથી નીકલતી વખતે હવે એવણને કાંહાં લઈ જઇએ છીએની ખબર નહિ આપેલી હોવાથી આય સ્કોચ એક્ષપ્રેસને જોઇને ખુદરતીજ એવણ ઉશકેરાય તેમાં નવાઇ નથી પણ જલદીજ એવણ શાંત થશે."

આવાં ટેકવાલાં ને દમામદાર બૈરાંને મોઢેથી નીકળેલો ખુલાસો અલબત ખરો હોવોજ જોઇએ અને ત્યારે કેપટન બનાજીએ ફરહુન કામા તરફ ને ફરહુન કામાએ કેપટન બનાજી તરફ "હવે આપુને ઈનતરફીયર નહિ થવું જોઇએની" એકમેક પર મુંગી નજર ફેંકી. તેઓ હવે ત્રેનમાં પોતાની જગ્યા લેવા ઝડપથી ફર્યા કે તેજ કરગરતા અવાજે તેઓ પાછા અટકી પડયા.

"ઓને તમે લોક મને ના છોડી જતા! એવણુ જે બી બોલ્યાંચ તે તમે ના માનતા! એ લોક માહરાં દુશમન છે! એ લોક મહને મારી નાખવા માંગેચ! ખોદાયને ખાતર મને એ લોક સાથ એખલી ના છોડો! જોવો, હું કઇ ઘેલી નથી ને મારા મગજની સ્થીતી બી નબલી નથી. પણ એ લોક એમ કરીને મને એકાંતમાં મારી નાંખવા લઇ જાયચ!"

"રીયલી મારાં—" પણ કેપટન બનાજી બોલતો અટકી પડયો.

જેહાંગીર હયાં વચમાં હસી પડયા.

"એ તો ઘેલાપણામાં એક જાતનો ધબારો તો હોયજ" તેવણે તે લોકને સમજાવ્યુ "પણ હું એક સાધારણુ અકકલથી તમુને પુછવાની રજા લેવુંચ જેનટલ મેન, કે જો મારા મોહોરદારને નુકશાન પોહોચાડવાનીજ મારી મકસદ હોય તો હું હયાં ભર રેલવે સ્ટેશનપર લાવુંબી કે? એ આઇડયાજ પ્રીપોસટરસ છે."

તેવણને વધારે બોલવાનો વખતજ રહયો નહિ ગાર્ડની વીઠીસ્લનો અવાજ આવ્યો ને તે ત્રેન હવે ધીમેથી ચાલવા લાગી. તે બે વ્રદ્ધસ્થેઓએ હવે ઘણીજ ઝડપથી પાસેનાંજ કપાર્ટમેંટમાં કુદકો માર્યો અને ધમધમ કરતી કે તે સ્કોચ એક્ષપ્રેસ સ્ટેશનની બહાર પડી.

હવે જેહાંગીર ઘણાજ ગુસ્સાથી પોતાની મોહરદાર તરફ ફર્યો

"હવે બીજી વખત તું બુમપાડ ને હુ તારી બરાબરાવલે કરશ"

"હું બુમ તો પાડવાનીજ" તેણીએબી વલતા ગુસ્સાથી જવાબ દીધો, "જેની ત્રેન દરેક સ્ટેશનપર થોભશે કે હુ મદદની બુમ પાડશ ને જરૂર કોઈ ત્યારે મારી મદદે આવશેજ."

"એને એક કલોરોફોર્મનો દોઝજ કાંય નહિ આપ્યો જેહાંગીર! એ તો આપરી ફજેતી કરવાજ બેઠીચ!" હવે આવાંબઈની બી ગુસ્માની સ્ટીમ ચઠી ગઇ.

તેણીનાં પરવાલાંસમ હોઠો ઉપરી એક નહિ સમજવા ગમે તેવું કઠોર હસ્યુ બાહાર પડયુ.

"હા કાંય નહિ આપી દીધો?' તેણી તીરસ્કારેથી બોલી પડી "તમારાં સુફ્યાનાં સ્કોટલંડ લઈ જવાની મેહેનતથી કેવી બચી જતે! હજુર તેનાં કરતાં તો તમે મને મારા લગનનેજ દિવસે કંઈ ખવારીને સુવારી દેવી હતી! તોજ બેહેતર થતે!"

"આય તમે સમજોચ કે માય?" દીકરાએ માયનુ ધ્યાન ખેચ્યું.

"હા. હુ બધું સમજુંચ" તેવણે ધીક્કાર બતાવ્યો

"એ છોકરીમા મુદ્દલ શરમ જેવી ચીજજ નથી."

"હીસ્તન તુ બી ખોરશેદ," જેહાંગીર બોલ્યા. "હું તુને મારા પુરાણા ખાનદાનનાં કસમથી કેહુચ"—

તેણીનાં ફરી પાછાં એક તુચ્છકારભર્યાં હસ્વાંથી તેવણ આગલ બોલતા ચુપ થઈ ગીયા.

"તમારાં ખાનદાનના કસમ?' તેણી ધીક્કારથી નેણ જમાવી બોલી, "એ તમારા કસમ તમારી પાસેજ રેહેવા દેશો ને તમારામાં અને તમારા માયમા વારૂં ખાનદાની લોહી કે લાગણી હોતે તો તમે મારા આવા હાલ કરતે નહિ એક નિરદોશ છોકરીનો પ્યાર ને હક મેલવવા હજાર, જુદા જુદા ફરેબ બીછાવેલા તે માણસના બોલપર વિશ્વાસ કેવો મુકવાનો! ઓ! તમે એવા જુઠા કસમ ખાતાં જરા શરમાવો!"

તેવણે પોતાનાં હાથની મુકકી તેણી તરફ ધુણાવી. ખોરશેદનાં તાણાથી તેવણનો જીવ જાણે નીકળીજ ગીયો.

"ઓ! તમારા ખાનદાનના કસમથી, જેહાંગીર જરૂર તમે મને મારો," તેણીએ પાછી તેની મજાક કીધી "એક વખત તો તમે મને હાથ ઉંચકી મારી ત્યારે

બીજી ખબત મારતાં તમે શું કરવા અટકોચ? આય સામને તમારાં માય બેઠાંચ તેની તમે શરમ રાખોચ કે?"

"તું સર્વોમ ઘેલી છે છોકરી! હમારાં ખાનદાનની મશકેરી કરતાં તું જરાકબી શરમાતી નથી." આવાંબઇ છેડાંયા.

"લીસ્તન ખોરશેદ, તારૂં આય બધું નાનસન્સ કઇ હમારી આગલ ચાલશે નહિ. હું કસમથી તુને કેહુંચ કે જો તું જરાક બી બુમ પાડશે તો તુને હું આય ગાડીમાથી ઉતારીને સીધ્ધી એક લ્યુનેટીક એસાયલમમાંજ લઇ જઇને નાખસ. સમજી!"

ખોરશેદ ચુપજ બેઠી રહી.

"હું જરૂરજ લઇ જવશ. મારીજ ફેવરમાં વધું જશે તારી માય વટીક હમનાં તેમાંજ સબડેચ" તેવણે ભાર મુકી બોલવા માંડયુ.

"મારાં ગરીબ માય!" તે બાપડી દુઃખથી પુકારી અને ગરીબ તે બિચારી ધાસ્તીથી પોતાની બેઠકમાં નીમોસ અઢેલઈ પડી.

"હું બસ એમજ કોઇને કહેવું કે તાહરૂં મેડનેસ ઓથે ઉતરેલું છે, તો કોઇબી ખરૂ માનશે. હુ તાહરી બધી જુઠી વિચિત્ર બોહોસો જાહેરમાં લાવી પુરવાર કરશ કે તાહરૂં મગજ પાધરૂ નથી. હમણાજ તે મોટી મોટી ચીસોથી સ્ટેશન ગજાવ્યું તેજ શુ પુરવાર નહિ કરશે? તુને ઘેલી ઠેરવવામાં મને કઇજ મુશકેલી પડવાની નથી જો તે ફરીથી એવો સીન કીધોચ તો તુને લ્યુનેટીક એસાયલમમાં જરૂર પુરશ હું કસમથી કહુંચ."

ગરીબ તે બાપડી! તેણીનુ જીગર આય હેવાન્યતથી ઠકુગાર થઇ ગયુ અને તેણીએ પોતાનો સુદર ચ્હેરો બે હાથો વચ્ચે ઢાંકી દીધો કે જ્યારે તે ત્રણે પોત પોતાના વિચારમા ચુપ બેઠાં.

* * * *

"આય ઘણીજ અજાયબીની વાત છે, ફીલ," હવે પાસેનાજ કપાર્ટમેંટમાં પેલા બે દોસ્તો બેબલા પડતાંજ કેપટન બનાજીએ કહયુ, "જો બેજ મીનીટ આપણે ત્યાં થોભ્યા હોતે તો બધું લોક લોક થઈ જતે પણ સારૂંજ થયું કે ત્રેન જલદીજ ઉપડી ગઇ મને કંઈ એ છોકરી મેડ દેખાતી નથી"

"મનેબી એમજ લાગેચ વોટ એ પીટી! હુ તે છોકરીનો ગમગીન ને લવલી ફેસ કદીબી ભુલશ નહિ. તેણીનો મીઠો અવાજ વટીક માહરા કાન આગળ સદા ગણગણ્યા કરશે તું શુ ધારેચ મેક, એ લોકની મકસદ એ બ્યુટીફુલ ગર્લને હેરાન કરવાની તો નહિ હોય?"

"માય ડીયર બોય, જુલમ પાડવાના અગાઉના દિવસો ભુલી જા. આય ટ્વેંટી-અથ સેનચરીમા કોઇ પોતાની બૈરીઓને નુકસાન કરી શકતું નથી. એમ તે કઇ

હોય? જો તેઓની મકસદ બુરીજ હોય તો આવા ભર રેલવે સ્ટેશન પર તેઓ એને લાવવાની હિમત કરે નહિ. તું જ જોની કે એ લોક તે છોકરીની ચીચ્યારીથી જરાકબી બ્હીધેલા જણાયા નહિ. તેજ શું દેખાડેચ?"

"મને એ બેરોનેટનો ચ્હેરો જરાક થઇને ગમતો નથી ને વળી એની માયબી કેટલી મગરૂર જણાતીતી!"

"ખરેખર અજબ જેવીજ એ વાત છે." તોબી કેપટન બનાજીના દીલમાંનો વસવસો ગયો નહિ. "આપણી ટ્રેન સ્ટેફર્ડ પર થોડી મીનીટ થોભશે તેટલાં આપણે એ લોકનાં કમ્પાર્ટમેંટ આગળ ખબર પુછવાને એક ફેરો મારી આવશું ને અંદર શું રાહાધાત છે તે જોઇશું."

અને તેઓએ તે ટ્રેન થોભતાં તેમજ કીધુ. જેહાંગીરે તેઓની તસ્દી માટે હસી હસીને ઉપકાર માન્યો.

"એવણ હમણા તો ઠીક છે, ગૃહસ્થો," તેવણે જવાબ દીધો. "માહરાં માય ખરાંજ પડયાં. એ તો હમે એવણને કાહા લઇ જનાર છીએ તે પહેલેથીજ નહિ જણાવેલું હોવાથી એવણ એટલી હદ સુધીના ઉશકેરાઇ ગયલા."

તે બે દોસ્તોએ બાડી આંખ્યોએ તે કલાસની અંદર નજર કીધી. તે ફીકકો સુંદર મુખડો બીજી બાજુએ ફેરવાયલો હતો ને તેણીની ગમગીન આંખ્યો નીસોસ પડેલી હમણા બંધ હતી. તેઓએ થોડીક મીનીટ થોભી પાછી પોતાનાં કલાસમાં બેઠક લીધી.

'માહરી તો બા હવે પુરી ખાત્રી થઇચ કે પેલી બ્યુટીફુલ છોકરી ઘેલી છેજ નહિ," ફ્રદુન કામાને મજબુત વહેમ ગયો.

"હું જેવો પાછો લંડન ફેરશ તેવોજ આય મોદી ફેમીલીની ખબર કહાડશ ને જો મને કઇબી એમા ઠગાઇ માલમ પડીચ તો હું એ લોકને એમ એ ગરીબ છોકરીને હેરાન કરવા માટે હું જરૂર સ્વાદ ચખાડશ."

તે ટ્રેન ધમધોકાર આગળ વધતીજ ગઇ અને હવે ગરમ ચળકતી બપોર સાંહાજનાં ઝઝકલામાં બદલાતી ગઇ. તોબી તે ત્રણ જણે પોતાનાં વિચારમાં ચુપજ બેસી રહયાં. ખોરશેદ બેઠક પર અઢેલાઇને બહારનો દેખાવ નીહાળતી હતી. લીલાં કંજર ખેતરો, સડસડાટ વહેતાં નાના નાના ઝરાઓ પર બધાયલ નાજુક પુલો, આઇલના ફુલોથી ઢંકાયલા ટાવરવાળાં જુનાં દેવળો, નાના કોટેજીસોથી સરાયલાં ખેતરોવાળાં રોનકદાર ગામડાંઓ એ બધું તેણીની આંખ્યો સામેથી ઝડપથી પસાર થતું જોતી ખોરશેદ ઉદાશ બેઠી હતી. સાહાંજનાં ઝઝકલાંથી બદલાતું વાદલ, ઝાંખા પડતાં તડકાંનો ઉજાસ બી તેણીએ ધ્યાનથી તપાસ્યો. એકબી શબ્દ આટલા કલાકોમાં તેણીનાં મુખમાંથી બાહાર પડયો નહિ. તેણી જેમની તેમ આટલા કલાકોવેર સ્થીર આય બધો દેખાવ તપાસતી અઢેલઇને બેસીજ રહી રાત વધતી જતી જોઇને આવાંબાઇએ તેણીને વિચારમાંથી જગાડી.

તે ટ્રેન આગલ વધતીજ ગઇ ને બીજા એક કલાકમાં તો તે એબરડીન જઇ થોભી. ત્યાંથી તેઓ બદલી કરીને કીલરેમ્સ પુગ્યાં તે કીલરેમસ સ્ટેશનપર તેઓ થોડો વખત થોભ્યા કે જ્યાંથી તેઓને ગલેનકેર હંકારી લઇ જવા એક સ્કોચ નોકર હાજર થયો.

તેઓને ગલેનકેર પુગવા માટે ગાડીમાં કલાકોનાં કલાકો વેર મુસાફરી કરવી પડી. ત્યાંના રસ્તાઓ વસ્વાટ વગરનાં ઉજ્જડ, એકાંત ને ખરબચડા હતા. માર્ગમા તેઓની નજરે એકબી ઘેર, એકબી દેવલ કે એકબી આદમ પડયું નહિ. ઉંચા ખરબચડા ખડકો, વાદલાંઓમાં ઢંકઇ ગયલા મથાલાંઓ સાથના મસમોટા પહાડો, જબરદસ્ત ડુંગરો, અને એ બધાંની ઉપર છવાયલું વાદલ કે જ્યાં ગરૂડ પક્ષીઓ ત્યાંની શાંત હવામાં ઉપર અને ઉપર ઉડતા નજરે આવતાં હતાં.

ખચીત તે સ્કોટલંડ માહેલો, સર્વથી ઉજ્જડ, ખરબચડો ને દરામણો સીન હતો. અને દરેક દગલે તે ગાડી તેઓને સુધરેલી દુન્યામાંથી દુર ને દુર એકાંતગાંજ-ઘસડી લઇ જતી હતી તે મોટા પહાડો ને ખડકો જાણે બધા ધુમમ્સથી વીંટલઇ ગયલા હુતા.

ખોરશેદ અને મેહેરનાં આંગમાંથી તે આ દેહેસ્ત ઉતપન કરે તેવા દેખાવો જોતાં કમકમાતની ધ્રુજરીઓ પસાર થતી ગઇ હવે શું થશેના ધાસ્તીભર્યા વિચારમાં તે બાપડીયે પોતાનો ત્રાવલીંગ કોટ ધાસ્તીથી પોતાની આસપાસ મજબુત વિંટાલ્યો. એકબી ફર્યાદનો સખુન, એકબી અવાજ, તેણીના ધાસ્તીથી ચીપતઇ ગયલાં ગળાંમાંથી જાણે નીકલી શકયોજ નહિ.

"આલો પેલું રહયું ગલેનકેર!" આવાંબાઇએ એક ગંજાવર કાસ્ટલ તરફ આંગળી બતાવી સર્વનું ધ્યાન ખેંચ્યું. "ત્રીસ વરસ ઉપર જેહાંગીર, હું તારા બાપ ને તે બુઢા બેરોનેટ સાથ થોડા દિવસ એજ કાસ્ટલમાં ગુજારવા તુંને નાહ્લો લઇને આવેલી."

મેહેર ને ખોરશેદ બાપડાંઓ આ ખુલાસો સાંભળતાં દઘઇજ ગીયાં. આવાંબાઇ, જમાંને ખાધેલ, ને ઘણું ફરેલાં ઉસ્તાદ બૈરાં હતાં તેમાં શું શક?

ગલેનકેર કંઇ ભાંગેલું ખડીયર હતું નહિ. પણ તોબી આય એકાંતમાં, મોટા ખડકપર બંધાયલા જબરદસ્ત ત્રે કાસ્ટલ કરતાં તો એક ખડીએર સારૂં કેહેવાય. જાણે ગલેનકેર કાસ્તલનો ઇતિહાસ તે સ્કોટલંડનોજ ઇતિહાસ કેહેવાતો હતો. એજ ગંજાવર કાસ્ટલમાં રાજવંશીઓ અને ઉમરાવોએ ઉતારો લેવા સાથ એજ કાસ્તલનાં માલેકોની કન્યાઓ સાથ સ્કોચ રાજાઓ લગનના ગાંઠથી જોડાયલા કેહેવાતા હતા. તે કાસ્ટલની જબરદસ્ત મજબુત દીવાલોએ ઘણાક ઘેરાઓ સામે ટક્કર જીલેલી કેહે-વાતી હતી અને હજુરબી તે દીવાલ તેનું રક્ષણ કરવા માટે એસ્તેવાર ઉભેલી જણાતી હતી.

તે કાસ્ટલનો આગલો ભાગ ખડકની કોરે કોરપરજ પુરો થતો હતો અને નીચે એક ગંજાવર દરયો અરડાઇ પડેલો જણાતો હતો. જબરદસ્ત મોજાંઓ, તે ખરબચડા

ખડકને અથડી પાછા હઠતા હતા અને તેમ કઈ સેંકડો વરસો વેર અડડયા છતાં જાણે તે ખડક જેવો ને તેવો મુસ્તકીમ ખડો ઉભેલો હતો.

ગલેનકેર કાસ્ટલમા પાછલા ભાગ ઉપરથી દાખલ થવાતું હતું ત્યાં સડસડાત ચઢવા માટે તે ખડક ને કોતરીને સપાટ રસ્તાઓ બનાવેલા હતા. હાલનાં વખતમાં તે કાસ્ટલ કવચીતજ વપરાસમા લેવામાં આવતો હતો. અગાઉ તે કાસ્ટલ ચેસ્ટર લે ના લોર્ડ સોની મતા કેહેવાતી હતી પણ, કંઈક સબબોસર તેઓએ આ કાસ્ટલ પચાસ વરસની વાત ઉપર એક બીજા ઉમરાવને વેચ્યો હતો. ને હાલ તે સર વીલ્યમ તેમપલની મતા હતી તે બેરાનેટની ફેમોલી આ ઉજ્જડ સ્કોતીશ રેહેઠાણની થોડીજ દરકાર ધરાવતી હતી. બરાબર ત્રીસ વરસની વાત ઉપર બુઢા સર વીલ્યમ તેમપલે પોતાનાં કરોડપતી પારસી દોસ્ત ને તેની મોહોરદાર અને બચ્ચાં સાથે આય કાસ્ટલમાં થોડા દિવસ ઉતારો લીધો હતો. પણ તેઓને આ ઉજ્જડ કીલ્લામા કર નહિ પડયાથી તેઓ જલદીજ પાછા લંડન ફર્યા હતાં. ત્યાર પછી તે બુઢા બેરોનેટ અને તેન જવાન કિરાઓએ તે જગ્યાને ઝાંખીને બી જોઇ હતી નહિ તો શું પણ યાદ વટીક કરતા હતા નહિ ત્રીસ વરસ પછી એજ કાસ્તલમાં લેડી જેહ-ગીરે પોતાના વહુ દીકરા સાથે એકાતમા રહેવા જવાની ખાહેશ દેખાડી ત્યારે તે બુઢો ઘણોજ અજબ તેમજ ખુશી થયો. તેને તો તે પુરાણા દોસ્તનાં બૈરી છોકરાને જુદાં જુદાં ગામડાઓમાં આવેલા પોતાના અસબાબ બગલાઓમાંના કોઈને બી પસંદ કરી વપરાસમા લેવાની ઓહોંશ કીધી પણ નહિ ડાવેજર લેડી જેહાંગીરની તે સ્કોતીશ કાસટલમાજ રેહેવા જવાની ખાહેશ જાણી તેને મોટી ખુશીથી ગમે ત્યાં વેર તે વપરાસમાં લેવાની પરવાનગી આપી.

તે મોટી ગજાવર જગ્યાની સભાલ અર્થે ત્રણજ જણનું નાનકડુ કુટુબ ત્યાં વસતું હતુ અને તે ત્રણ જણનું કુટુબ, વડો સ્ટુઅર્ટ આંદરૂ લેકલેન, તે માહોરદાર એલ્મસી અને તેઓની ભત્રીજી એલીસમાં સમાઇ જતું હતુ.

ઉજાસ માટે ત્યાના મોટા ચોગાનમાં સંખ્યાબંધ મસાલો બલતી કીધી હતી સુંબઇનો કુશાદે જહાગીર હોલ, કલકતાનો જાણીતો મોટો કાસ્તલ અને લંડનનો મોટો મેનશન જેવા મોગ મોટા મેહલોની ઝાહોઝલાલી અને એશઆરામ પર આય જાતનો એકાંતવાસ જીવને ધાસ્તીથી ઠડો કરવાને બસ હતો. પત્થરના મો પસાર થવાનાં માર્ગમા તેલની બતીઓ ખતકે ખતકે સલગાવી મુકી હતી. તે બધા વચ્ચેથી તે ચાર જણાઓએ રજીદા જીવે રસ્તો કાઢયો.

બુઢો આદરૂ હવે નમતો જેહાગીર નજીક આવી ઉભો ને તે ત્યારે ચાર જણાને રસ્તો બતાવતો આગલ આગલ ચાલ્યો.

દાદરપર ચઢવાનો રસ્તો માલમ પડતાજ આવાબાઇએ તેને જવાનો હુકમ કીધો અને તેવણે, તે ત્રણ જણને પોતાની પાછલ દાદર ચઢવાની ઇસારત કરી પેહેલ પોતે ચઢવા માડ્યુ, તેઓ દાદર ચઢી થોડાક નાના નાના ઓરડાઓની હાર આગ આવી ઉભાં.

આવાંબાઈએ તે સખ્યાબંધ ઓરડાઓ માહેલો એકનો દરવાજો પોરપરાક ખુલી નાખ્યો.

તે ઓરડાની અંદર એક નાની સઘડીમાં ઓરડાને ગરમ રાખવા માટે આતશ બલતા હતા. અને અજવાલા અર્થે ઓરડામા એક નાની તેલની બતી સલગાવેલી એક તેબલપર મુકેલી જણાતી હતી. આ બે નીરદોશ નાની છોકરીઓ, આટલો બધો વખત હવે શુ થશેના ગમગીન વિચારમાં ડઘઈને ચુપચુપ બધું જોયા કરતી હતી.

હવે આવાંબાઈ, દઘઈને ફીકકી થઈ ગયલી ખોરશેદ તરફ ફર્યા

"આય તમારૂં હવે પછીનુ ઘેર છે." તેવણે ખોરશેદનુ પાંખરૂં ખેચી તે ઓરડા ગમ આંગળી બતાવી. "આય નાનો ચોરસ ઓરડો તમારા સુવાના વપરાસ સારૂ છે અને જ્યાંસુધી તમે તમારા વરની મરજીને તાબે થશો નાહ ત્યાં સુધી આ બે ત્રણ ઓરડામાથી તમે બહાર નીકલી શકશો નહિ. સમજો લેડી ખોરશેદ બરજોરજી કે બીજાં પચાસ વરસથી તમે તમારી ઓહોંસ ચાલુ રાખશો તો બીજા પચાસ વરસથી તમુને હયાં કેદ રાખતાં હમે તમારી ઉપર જરાબી દયા બતાવશું નહિ"

"સરતનલી!" હવે જેહાંગીર વચમા પડયા

તે ગરીબ હારેલી, નાસીપાસ થયલી, મગરૂર, કમનસીબ છોકરી એક તીરસ્કારનું હસવું હસી પડી.

"હું તમારી બે જણની સરતો હજુર બી તુચ્છકારી કાહુચ. તમે બે ઘાટકી, અદેખાં ને હલકત માય દીકરાની, મને એક ટચાકરીભાર બી દરકાર નથી. હું તમારા પુરાણાં નામીચાં ખાનદાનના કસમથી કહુચ કે મને તમો બનેની જરાકબી પરવાહ નથી."

આય જાતના તે છોકરીનાં હિમતભર્યા બોલવાનો કશોબી ઉત્તર નહિ દેતા આવાંબાઈએ ખોરશેદને તે ઓરડામા ધકેલી બહારથી દરવાજો બંધ કીધો.

---

"તમારા ઓરડાઓ માહરી બાજુમાંજ આવેલા છે, મીસ હેનડરસન. તમેબી જઈને હવે આરામ કરો," અને એક લાંબા દિવસની હાકવી નાખનારો મુસાફરો પછી સૌ સૌ પોતપોતાના ઓરડામાં આરામ લેવા ગયાં.

## પ્રકરણ ૪૭ મું.

### કેદખાનું.

બીજી સહવારે સક્કારેથી ઉઠીને પોતાનાં નાનકડાં ઓરડાની તેવીજ નાહ્ની બારીએથી તડકાથી ચળકતાં દર્યાના પાણી જોવા ખોરશેદે બાહાર દોકાવ્યુ. અરડઈ પડેલા, પોખાલ દર્યાના ઉછળતા મોજા જોઈને તેણીએ, કકલાત અને ધાસ્તી સાથે પોતાનું ડોકયુ તુરત અંદર ખેંચી લીધું તેણીએ પોતાની તીક્ષણ આંખ્યો ઓરડાની ચોબાજુ ફેરવી. આય કેદખાનામાંથી છુટવાની કંઇબી આશા કંઇબી રસ્તા હતો કે? ઓ નહિ!

દર્યો ઘણોજ નીચાણમા આવેલો હતો. તોફાનને વખતે કાનનાં બેહેર ફાડી નાખતા, ખડકને અથડતા મોજાઓના અવાજો એક ઇનસાનને ઘભરાવી નાંખવા બસ હતા.

તેણીએ ફરી પાછી બીહીતાં બીહીતાં જરાક નીચે નજર કીધી. દર્યાઇ પક્ષીઓ હમણાં બધા ઉડી ઉડી ને ખટકે ખટકે ખડકો પર ગોઠવાઇ બેઠેલા હતા. ઓ દયાલુ ખુદા! આય હમેશા ઉડ ઉડ થતાં પાણી ને આખો દિવસ ને રાત ઉછલતો દર્યો કોણથી જોવાય? એક દુ ખની ધીમી ચીચયારી પાડી તે ગરીબ છોકરીએ ખુદાની મદદ માગતી ઢપે પોતાના હાથ ઉચા કીધા. ઓ ખુદા! આય ઉજ્જડ જગ્યામાં કોઇ બી તેણીની મદદે આવશે કે? શું આખી જીંદગી તેણીને આય દર્યો જોવામાંજ પસાર કરવી પડશે? ઉછળતા પાણીનો ચાલુ અવાજ અને આય બે ઓરડાની ઘમ-ઘોર ચુપકીદી અચ્ચીત તેણીને મેદ કરી નાખવા બસ હતી.

"ઓ પરવરદેગાર! તું મારી મદદે કોઇને બી મોકલજે!" ને ખોરશેદે દુઆ માંગતાં પોતાની આખ્યો આસમાન ગમ ઉંચકી.

તેણીની જુવાનીની આશા, સુખ, પ્યાર, મોજમજાહોનો અતે આવો અત આવ્યો? આય એકાંત દર્યાઇ કાસ્તલના નાના ચોખદા ઓરડામાં, જનમવેર કેદ પડી રહેવાનાં વિચારથી તે કમનસીબ છોકરીનાં દીલમાંથી એક ઉડી હાય નીકળી પડી ને તેણી તે બારીની બેરપર માથું પટકી જીગરતોડ દચકાં ખાવા લાગી.

હયાંથી બચવાની કઇ બી આશા તેણીને દેખાઇ નહિ સીવાય કે તેઓની મર-જીને તાબે થવુ ને તેઓની મરજીને તો મરતાં બી તેણી તાબે થાય નહિ. આવા દુ.ખમાં લાવી નાખનાર પાસ પેલી ખુબસુરત બલાની માફક માફ તો તેણી કદ ીબી માંગે નહિ

દરીઆની ઠંડી ફુંકથી તેણીનાં કાળાં ઝુલફાં ફર ફર ઉડતાં હતાં. તેણીના આંગમાં ઠંડીનું ઝીણુ લખલખું ભરાઈ આવ્યું છતાં તેણી ત્યાં રડતીજ, ડચકાં ખાતી ઉભીજ રહી.

ધીમેથી બારણું ખોલી મહેર, અંદર દાખલ થઇ. તેણીએ સંભાળથી પોતા પોતા પાછળ તે બારણું અલગું બંધ કીધું તેનો, બી તે રડતી છોકરીને સંસારો સંભળાયો નહિ. મેહેરે, ધીમેથી તે ઓરડો વટાવી બારી નજદીક ઉભી રહી, દચકાં ખાતી ખોરશેદનાં બરડા પર પ્યારથી હાથ ફેરવ્યો.

તે કમનસીબ છોકરીની આય કેવી હાલત જોઇને દયાળુ દીલની મહેરને ઘણું લાગ્યું. તેણીની બ્લુ આંખ્યોમાંથી ખોરશેદને રડતાં જોઇ આંસુઓ ટપકી પડયાં.

"ખોરશેદ બાનુ, તમે શું કામ એટલા બધા રડોચ?" મેહેરે ધીમેથી પુછયું.

તેણી હવે રડતાં અટકી પડી. આય દયાળુ છોકરીનો ચ્હેરો તેણીએ બે પળ અજાયબીમાં ઉંચે જોઇ ટીકયો.

"ઓ મેગી! ખોરશેદ તે ભલી છોકરીને પોતા પાસે ઉભેલી જોઈ પાછી રડી પડી. "ઓ મેગી! આપણુને એ લોક હયાં શું કામ લઇ આવ્યાં?"

મહેર બાપડી શું જવાબ આપે? તેણી ચુપજ ઉભી. "ગુપચુપ મને મારી નાખવાજ એ લોક હયાં લાયા કેની!" મહેરાંને ચુપ ઉભેલી જોઈ તેણીએ પાછું બોલવા માંડયું. "પણુ કંઇ નહિ, એ લોક મને રીબાવી રીબાવીને મારસે તો બી હું એ લોકને તો મારી નબલઇ બતાવાનીજ નથી."

આય મગરૂબ ખોરશેદને આવાં દુ:ખની વખતે બી હિંમત રાખવા માટે મેહેરે મનમાં આફ્રીન કીધી. તેણી હજુરબી કંઈબી જવાબ આપ્યા વિનાં દર્યાના ઉછલતાં પાણીને જોતી ને ચુપજ ઉભી.

"ઓ મેગી!" ખોરશેદ પાછી કગલી પડી "આય જગ્યા તો જો! આવી એકાંત આવી બીહામની જગ્યા મે કોઈબી દિવસ જોયલી નહિ. આય ખડક પરનાં ગજા વર દર્યાઇ કારતલમાં હુ કેમ જનમ કહાડશ?. ઓ મેગી! મારૂં શું થશે?" અને ફરી પાછી તે છોકરી દચકું ખેંચવા લાગી.

"ખોરશેદ બાનુ આપુને ધીરજથી નાહાસવાનો રસ્તો શોધવો જોઇએ. હું બી આય ઉછલતા દર્યાને ચાલુ જોયા કરેશ તો જરૂર ઘેલી થઇ જવશ."

આય બે સુંદર છોકરીઓ વચ્ચે કાંઇબી અતર હવે રહયો હતો નહિ, જો કે મેહેર ખોરશેદથી પોતે કોણ હતી ને શું મકસદથી તેણી એક કમપેનયન તરીકે હયાં આવવા પામી હતી તે છુપાવ્યું હતું છતાં જોતાં સાથે ગમી ગયલી આ સુંદર છોકરીપર લંડન આવતાં સાથેજ.ખોરશેદે બેધડક વિશ્વાસ મુકી પોતાનું બધું દુ:ખ રડી દીધું હતું. મેહેર બિચારી પોતેબી હાલતે આય કિલ્લામાં કેદ પડી હતી. તેણી એખલી ને અંજાણ હયાંથી જઇજ કેમ શકે? અને કોઈપર બી છુપેથી

કાગલ મારફતેબી બે સખુન જણાવી દેવા તેણી કાહાં છુટી હતી? દરેક દગલુ તેણીને આવાંબાઇને પુછીનેજ ભરવું પડતું હતું. આય છોકરીને તેણી તરફની આટલી બધી કાલજી માટે ખોરશેદનું હઈયું ભરાઇ આવ્યું અને તેણી મેહેરના ખભાંપર માથુ નાખી ફરી પાછી દચકાં ખાવા લાગી.

મેહેરે ખોરશેદનાં સફેદ કપાલપર ઘણીજ માયાની એક મીઠી કીસ લીધી.

"જો મેગી ડીયર, તું મને આચ્ચુંજ કેહે કે એ લોક મને હયાં મગજથી એમ ગજ બનાવવા તો નથી લાયાં?' અને ખોરશેદે કાકલુદીથી મેહેરની આંખોમાં જોયુ.

"હું કેમ કહી શકુ, ખોરશેદ!" મેહેર તેણીનું માથું પસવારતાં બોલી. "શું ધારવું તે મને પોતાનેજ નથી સમજ પડતી. તમે તમારા ઘરને બહુજ ઉશ્કેરી મુકયાચ."

"હા" અને એક ઉંડો નીસાસો ખોરશેદે નાંખ્યો.. "એની આય ઉઘાડી બારી તું જો! જો કદી એ મને એ બારી પર ઉંચકી દર્યામાં હોમાવી દેવાની બી ધમકી આપે તો બી હું એની મરજીને તાબે થવશ નહિ."

મેહેર શુ બોલે? આવી જાતની હઠીલઈ અને મગરૂબી પર તેણીએ ઉંડો દમ ખેચ્યો.

"જોવ ખોરશેદ," મેહેરે ધીમેથી તેણીનાં કાન આગળ બોલવા માંડયું, "આપુંને નકામી વાતમાં વખત નહિ ગુમાવવો જોઇએ પણ હયાથી નાહાસવાનો કોઇબી રસતો આપુને ધીરજથીજ શોધી કહાડવો જોઇએ."

ખોરશેદે શકથી પોતાનુ માથુ ધુણાવ્યુ અને મેહેરે પાછું આગળ બોલવા માંડયું.

"જો કે આપણે, આપણી ઘોરમાંથી જીવતાં નીકળવાની કોશેષ કર્યે તો તેમાં ફાવ્યે પણ આય કાસટલમાંથી તો નહિજ. તુંજ જો કે આય કાસટલમાં આવવા જવાનો એકજ રસ્તો છે. ને તેની પર બી વરી બુઢા આદુની રાત દીનની ચોકી છે ને દરવાજાની કુચી બી પોતાની પાસેજ રાખેચ ને જેને બી બાહાર જવું આવવું હોયચ તેને પોતે દરવાજો ઉઘાડી ઘાંકી આપેચ. તમારા ઓરડાને બી આવાંબાઈ તાળુ મારેચ ને તેથી અહીંથી નાહાસવાનું જો કે નહિ બની શકે તેવું છે ખરૂં છતાં આપુને કંઇ બી કોશેશ તો કરવીજ પડશે."

"ત્યારે તો એ લોક મને ઘેલાજ કરવા અહીં લાવ્યાંચ કેની, તુ મને સભાલજે. માહરાં માયજી બી બીચ્ચારાં એમજ ઘેલાં થઈ ગયલાં હતાં. મેગી વ્હાલી તું મારી પર ધ્યાન આપજે. ને કંઈબી ફેરફાર તું મારામા જોય તો મને ચેતાવજે" અને તે વહાલી છોકરીનુ માથુ નાસીપાસીમા ઝુમી પડયુ.

"માહરી ખોરશેદ," મહેરે પ્યારથી તે ઝુમી પડેલું માથું પોતાના હાથો વચ્ચે પકડી ઉચું ધર્યું "ખોરશેદ મને તાહરી સાથે બધોજ વખત કઇ આવાંબાઇ રહેવા દેવાના નથી. એવને આજે સહવારેજ મને કઇ તાહરે માટે કહેવા બોલાવેલી," અને મહેર બોલતી અટકી ગઇ.

ખોરશેદે અચરતીથી મહેર સામું જોયુ "શું કહેવા બોલાવેલી?" મહેરના બને હાથો પોતાના ધ્રુજતાં હાથોમાં પકડી તેણીએ મહેરની આંખોમાં સીધું જોયું. "જો મેજી, મને તુ સાચુંજ કહી દે કે તુંને શું કામ આવાંબાઈએ બોલાવેલી?"

"હું બધું કહેવશ ખોરશેદ મને તાહરી કદર કરવાની છે. તેઓની નહી. તુને બચાવવાની માહરી ફરજ સમજુંચ."

આવાંબાઈએ આજે સહવારે મને પોતાનાં ઓરડામાં બોલાની. એવણનાં ઓરડાઓ કંઈ તાહરાની માફક ખાલી ને દર્યા બાજુએ નથી આવ્યા, બધી સગવડોથી ભરપુર તે એ માય દીકરાના ઓરડાઓ છે. હું ગઇ તેવીજ એવણે તો માહરી ચુંપ-કીદી તાબેદારીની વખાણ કરી માહરા હાથમા ૨૦ પાઉડની એક નોટ સેરવવા આયાં પણ મેં તે લેવા ઉપકાર સાથે ના પાડી. પછી એવણે તાહરે સારૂ બોલવા માંડયું."

ખોરશેદનો મીઠો ફીકકો ચહેરો ધ્યાનથી સમજવા ઉંચકાયલો હતો.

"પહેલાં તો એવણે બધી તાહરી વખાણ કરવા માંડી. એ લોક ઘણાજ હુશ્યાર છે, ખોરશેદ ને તેથી એ લોકો જાણે તાહરી કેવીએક દયા ખાતાં હોય તેમ, તાહરી ખુબસુરતીની, તાહરી દીલછત સ્વભાવની વખાણ કીધી ને પછી તે લોકે તાહરાં મગજની નબળી સ્થીતી પર ઘણાજ અફસોસ કીધો ને મને કહયું ખોરશેદ, કે તાહરા પપા, પોતેબી તાહરી એ હાલત વિષે માહીતગાર છે ને અફસોસ કરેચ."

નાસીપાસીની એક ધીમી બુમ ખોરશેદના મુખમાંથી નીકળી પડી.

"ખોરશેદ, તું એમ ઘભરા ના!" મેહેરે ધીમેથી આગલ ચલાવ્યું. "પણ, એ લોક તુને ઘેલી બતાવવામાં મારી મદદ માંગેચ એમ હું તુરત સમજી ગઈ ને મેં તેથી ખુસે ખુસ્તી તે લોકની તરફેણ એચી, ફકત તુને બચાવવા સારૂંજ ખુરશેદ!"

"ખુદા, મને મદદ કરે!", તે કમનસીબ છોકરીએ દુઆ માંગી.

"મેં તેથી, એ લોકની બધી વાત સાચ્ચી માનવાનોજ દેખાવ કીધો. તારામાં કંઈબી ઘેલાપણાનાં ચીન્હો દેખાતાં હતાં યાં નહિ તે માટે મને આવાંબાઈએ ખતી ખતીને પુછયું ને મેં નાજ પાડી-ત્યારે તેવણે મને તારા જાસલી સમાગમમાં આવવાની રજા આપી. તારીપર બારીક નજર રાખવાની સખ્ખત તાકીદ આપીચ ને જેવો કંઇબી તારામાં ફેરફાર જણાય તો તેવણને તુરત જણાવવાની મને અરજ કીધીચ. ખોરશેદ દાર્લીંગ, એ રીતે તારી આગલ, બધો નહિ તો થોડો થોડો વખતબી આવજાવ કરવાની તક મે મેલવી લીધી."

## પ્રકરણ ૪૮ મું.

**હી! હી! હી! હી!.........હું તમો માય દીકરાંથી જરાક બી બીહીતી નથી.**

કેટલીક મીનીટ વેર ખોરશેદ મેહેરને સમજતી ચુપજ બેસી રહી.

"એ લોકો ત્યારે મારૂં શું કરશે, મેગી?" ખોરશેદના હોઠો તમામ મફેદ થયલા ધારતીથી ફડફડ ઉડતા હતા.

"એ લોક તુને ત્યાર પછી જાહેરમાં ઘેલી પુરવાર કરવા માંગેચ" મેહેરે ધીમેથી સાચ્ચુ કહી દીધું.

"તેમ કરવું ઘણુંજ મેહેલ છે કારણ હું બી આખુ એકનો એક વિચાર કરતાં આય એકાંતવાસથી જરૂર ઘેલી થઈ જવશ"

મેહેરે તેણીની આખ્યોમાં સીધ્ધું જોયું.

"નહિ ખોરશેદ, તુને એમ હિમ્મત હારી નહિ જવી જોઈએ. હું તુને મદદ કરશ. જો આય ઉછળતા દર્યાનો ઠાકવી નાંખનારો દેખાવ આપણે સ પથી ખમશું, આપણે તેની પર નજર કરશુજ નહિ. જેટલો વખત આપરે બધે કઇ વાંચશું ને બીજી વાત કરશું તો એ લોકનુ કંઈજ તારી આગળ ચાલવાનું નથી."

"તુ ઘણીજ ભલી છે, મેગી." મેહેરનાં હિમ્મતભર્યા ઠરાવથી ખોરશેદને બી થોડી ઘણી હિમ્મત આવી અને તેણીએ ઉદાશીત જવાબ કર્યો "બીજું તુંને કઇ એ લોકે કહયુ કે મેગી!"

"હા, કે-તેઓએ લંડન છોડતી વેળા તમારે માટે મોટા મોટા યુરોપ્યન દાક્ટરોને કનસલત કીધું અને તેઓએ તારા મગજની નબળી હાલત જણાવી એકાંતમાં રાખવા ફરમાવ્યુચ."

"મેગી," ખોરશેદે તેણીનો હાથ લાગણીથી દાબ્યો "મેગી, જો મને કોઇબી, આય દુ:ખમાંથી બચાવવાની હિમ્મત કરે તો તે એકજ વ્હાલો જીવ છે તેને આય મારી કેદી હાલતની જો ખબર પડે તો તે એખલો આય કારટલ સામે લડીને મને છુટી કરે એવું તેનામાં જોર છે; પણુ તે હજારો કોશ દુર છે. તેની ને મારી વચ્ચે એક ગજાવર દર્યો અરડાઇ પડેલો છે. તો બીચારો મારી હાલત વિષે જાણીજ કેમ શકે?" મેહેર સમજી ગઇ કે તેણી એદીને માટેજ આટલા પ્યારથી ઇસારો કરતી હતી.

હજુર તો તેણી ખોરશેદને કંઇબી વધતો જવાબ કરી શકે તે અગાઉ પેસેજ માં કોઇનાં તે ઓરડા તરફ ચાલી આવવાના પગલાં સમજી તેણી ખોરશેદને એક હિમત આપનારો ઇસારો કરી ત્યાંથી પોતા પાછલ ઓરડાનુ બારણુ બધ કરી ચાલી ગઈ

આવાંબાઈ તે તુરતનોજ બંધ થયલો દરવાજો ખોલી ઓરડાની વચમાં આવી ઉભાં. તેવણનાં સખ્ખત ચેહેરાપર ધિક્કારનું હસ્વું પંઠરઈ રહેલું હતું.

"હમે હમારાં મસ્તાન પક્ષીને કેવું પીંજરાંમાં કેદ કીધું ખોરશેદબાઇ?" તેવણ આવતાં સાથે ખોરશેદ તરફ જોઇ બોલ્યા.

પાંચ સેકન્ડ અગાઉનો ખોરશેદનો બીહીધેલો ચેહેરો હમણાં આવાંબાઈને જોતાંજ શાંત થઈ ગીયો. આય ઘાટકી બૈરાં આગળ, ગમે તેવી થના પોતાની નબલાઈ નહિજ દેખાડવાનો તેણીએ મક્કમ ઠરાવ કીધો. તેણીએ પોતાની આંખ્યો તેવણ પર જરાક બી બીહીયા વગર હિમતથી ઉંચકી.

"તમારાં જેવાં બોહોંસીલા બૈરાંઓને તો એમજ કેદ કરીને ઠેકાણે લાવવાં જોઈએ. ખરશેદબાઇ" ફરી પાછું ખોરશેદને ચુપ જોઇને આવાંબઈએ બોલવા માંડયું. અને તેવણ હવે ખોરશેદની લગોલગ આવી કમ્મરે બે હાથ દઇ ઉભાં.

"તારી સાથ ફકત મને થોડીજ વાત કરવાની છે" તેવણે શરૂ કીધું "તમે તમારા વરની મરજીનો તુચ્છકાર કીધો, તેવણે તમુને પતાવ્યાં, સમજાવ્યાં છતા, તમારાં મગજ્માં તે ઉતર્યું નહિ. અવણના દરજ્જા, પદવી, ને માન મરતબાને એ તમારી બોહોંસથી ઘણુંજ હીનું લાગેચ ,ને દુન્યાની નજરમાં એ બીચારો મારો દીકરો હલકો પડેચ."

"એવણ પોતાની ચાલથી હલકા પડતા હોય તેમાં હું શું કરી શકુ?" ખોરશેદે નેણ જમાવી પુછયુ.

પણ આવાબાઈએ ખોરશેદનું કઇ બી સમજ્યા વીના આગળ ચલાવ્યુ.

"પેલી મડમ પાસે માફી તો તમુને કઇજી કરી માંગવીજ પડશે. ખોરશેદ બાઇ તમે જ્યાંસુધી માફ નહિ માગશો ત્યાંસુધી તમુને તમારી ખોટી હઠથી દસ વીસ, કે બીજાં ચાળીસ વરસ બી હર્યા રહેવું પડે તો તમે હમુને ના બદલામ કરતા."

"ત્યારે તો હું હયાંજ મરવાનુ પસંદ કરશ આવાંબાઇ. કારણ હુ પેલી મડમરીની માફ તો,કદી બી માગવાની નથી," તેણીએ ઠરાવથી કહયું.

"મેં લડન છોડયું ત્યારે તમારા મગજ માટે ઘણાક વીદ્વાન ડૉકટરોનું મત મેળવેલું, મે તમારી ખોટી બોહોંશ, તમારા વીચીત્ર સ્વભાવની બધી વાત આહોશ ડાકટરો એનસ્ટ્રુટર અને પેલાબેલ આગળ કીધેલી ને તેઓએ એકે મતે તમારાં મગજની સ્થીતી નબળી જણાવીચ માટે જો તમુને તમારી હવે પછીની જીદગી શાંતીમા અને છુટાપણામાં ગુજારવી હોય, તમુને ઘેલા નહિ પણ, સાબુત મગજની સ્થીતીમાં દુન્યામાં જાહેર પડવું હોય તો આય હમારૂં નજીવી કહયુ કરો ને એપોલોજી માંગી લ્યો."

"કદીબી નહિ? હયાંજ હુ સતોષથી મરવા રાજી છઉ," ખોરશેદે હિમતથી જવાબ કર્યો.

આવાંબાઈના ચ્હેરાપર આવી રીતની હઠીલઈથી ગુસ્સાનો રતાશ ધાઇ આવ્યો,

"તમે એમ ધારોચ, આવાંબાઇ કે દાદાભાઇ દુર્બાશ, જેવા જાણીતા આદમીની દીકરીનું તમે ગમે તે કરશો તે જાહેરમાં આવશેજ નહિ?"

"મેં અને માહરા દીકરાએ તમારી ગેરહાજરીમાંથી કંઇજ ખોટી અફવા બહાર નહિ આવે તેની પુરતી સંભાળ રાખેલી છે." ઠંડો જવાબ મળ્યો.

"માહરા ઘેલાપણાની જે જુઠી અફવાઓ ઉડારશો તે શું તમો એમ ધારોચ કે લોક એકબી પલ તે માનશે આવાંબાઇ!" ફરી પાછો ખોરશેદે સવાલ કીધો.

"હા, હું એમજ ધારૂંચ."

"ત્યારે હું તમારાં કરતાં જો કે ઘણી નાની ઉમ્મરની છેઉં છતાં ખાત્રીથી માનુંચ કે તમે, દુન્યા આગલ જુઠાં પડશો, એ બધું, તમારૂં ખોટારૂં થોડોજ વખત નીભશે. મારા પપા એક જાણીતા ગ્રહસ્થ છે. થોડો વખત તો તેવણ તમારૂં માનસે પણ પછી તેવણ જરૂર મને જોવાની ને મલવાની ઓહોંસ લેસે. મારી બેહેન બી એક વગવાલા બેરીસ્તરને પરણેલી છે ને તે બી મને એમ મારી કંઇબી ખબર લીધા વિના તમુને જંપીને બેસવા દેશે નહિ ને આહાહા! એક બીજો બી મારો સાચ્ચો દોસ્ત હૈયાત છે. આવાંબાઇ, તે કદીબી મને એમ મરવા દેશે નહિ તે જરૂર મને સોધી કહાડશે ને તમારીપર મારૂં વેર લેશે. તમે એમ નાં મનમાં ખાન ખાતાં કે આય ચોખદા નાના ઓરડાથી હું બીહીને તમારી મરજીને તાબે થવસ."

આવાંબઈ આ વહુની બોતી આસાઓપર હસ્યાં ખરાં પણ ખોરશેદે જોયું કે તેવણનાં હોઠ ધ્રુજતા હતા. તેણી હવે બેડકપરથી ઉભી થઇને બારી નજદીક ગઇ.

"આવાંબાઇ, ખરૂં છે કે અંહિથી મને પાર્ટીફાર્ટી નાટક કે મેલાવડાઓમાં જવાનું મલશે નહિ. એ બી એક રીતે તમે મને અંહિ લાયાંચ તે ફાયદાકારકજ છે કારણ મને એકાંતવાસને ચેનજની ઘણીજ જરૂર હતી. એમં કઇ આય વીસમી સદીમાં પારસી બેરોનેટની બધીજ મોહોરદારોનાં નસીબમાં, આવા ઇંગ્રેજ લોર્ડસોનાં દર્યાઇ કાસ્તલમાં કેદ પડવાનું લખાયલું નથી. ને હું મુબઇ પાછી ફરસ ત્યારે આય તરફનો મારો હેવાલ સમજી લોક મારી હિમત માટે બધું આફરીન આફરીન કરશે." અને તેણીએ કડવાશનુ ખડખડ હસી આવાંબઇનું વધતું પાકવ્યું.

આય જાતની વહુની હિમતભરી તોચ્છડી તડફડ સમજતાં આવાંબઇનું લોહી ઠંડુ મારી ગીયુ છતા તેવણે તેણી તેણીને પોતાની પડતી જાણવો દીધી નહિ અને મક્કમતાથી બોલ્યાં.

"પણ તમે પાછા ફરો ત્યારની વાત કેની બાઇ સાહેબ?" તેવણે ચેસ્તા કીધી એ મુંબઇ પાછાં ફરવાનો ધખારો, તો તમારા મનમાંથી કાઢીજ નાખજો." તેવણ તેણી નજદીક જઇ તેણી પર વાંકા વળ્યા અને એક નાગ મીસાલ હીસ હીસ કીધું, "આવી રીતની એકાંત જીંદગીથી તમે તમારે શહેર ઘેર પાછાં ફરશો તે અગાઉ ઘેલાં થઇ જશો તે નક્કી માનજો."

ગમે તેટલી બી હિંમત રાખવાની કોશેશ છતાં ખોરશેદનુ જીગર આય ધારકી ખબર સમજતાં ઠકુગાર મારી ગયુ, છતાં તેણીએ પોતાની દુશમન સામે શાંત રહેવાની મજબુત કોશેશ કીધી.

"અહિંઆ તો મજેનો ફારમ થાયચ, આવાંબાઇ," તેણી હિંમતથી હંસીને બોલી, "કેવી દલગીરીની વાત છે કે હું તમારી મરજી પ્રમાણે એકદમ ઘેલી થઇ જઇ તમારો છુટકો કરતી નથી. અરે હા ખરા! આય સુસ્કયાના સ્કોટીશ ઘેર મયેના મારા વસવાટ દરમ્યાન હું માહુરા માનાત વરને જોઇ શકશ કેની?"

આવી રીતની મસ્તકથી આવાંબાઇનો ચ્હેરો કાળો ઠણુક મારી ગયો

"હું તુને એનો બરાબર સવાદ ચખાડશ સમજીની!" તેવણે દાંત કચકચાવ્યા.

"હી! હી! હી! હી! તમારી હિંમત હોય તો ચખાડજોની!" કરી પાછી તે બહાદુર છોકરી તેવણના મોંઠાપર બેધડક હસી પડી 'એક બી પળ તમે તમારાં મનમાં ખાંડ ના ખાતાં કે હું આય ખડકપરના સુશોભીત કાસ્ટલથી કંટાગી જવશ. દર્યાવ કીનારેના 'હુમારા જેહાગીર હોલની' બારીએથી દેખાવ જોઇ જેટલી મજાહ મેં ભોગવેલી નહિ તેથી મસ્સ મજાહ મને આય બારી બહારનો દર્યાનો દેખાવ જોઇને લાગેચ. હયાં તો મને જરાક બી દમ ખાવાનો વખત મલેગ, બાકી ત્યા તો ઓ માય રે! લોકોની આવજાવથી ખુદા પનાહ રાખે! ને હવે જો પેલી તમારી થોડી વાત પુરી થઇ હોય તો મેહેરબાની કરી મને એખલી છોડશો!"

"તારી આગળ થોભવાની દરકારજ કોણુ કરેચ!" આવાંબાઇએ તીચકુ ચઢાવી મીઝાઝ કીધો. "પણુ યાદ રાખજે છોકરી કે જ્યારે બી તું આય જાતની જીંદગીથી કંટાળી જાય ને તારી પેલી એપોલોજી લખવાની મરજી થાય તો લખજે ને તુ ત્યારેજ છુટ્ટી થશે સમજી!"

"આય દર્યાવનાં મોજાં કદી આસમાન સાથે જઇ મલે પણુ તમારી મરજીને તાબે થવું એ કદી બને નહિ"

અને તેઓ ત્યારે છુટ્ટાં પડયાં અને તે ગરીબ બાપડી એખલી પડી. એકજ સહવારમાં તેણી આવી જાતના ઘમઘોર એકાંતવાસથી કંટાળીને ધુજવા લાગી, કોઇબી માણુસ જાતની વસ્તીજ નહિ! બસ આખો વખત ઉગમણા પવનની ધીમી ધીમી ચીસોથી તેણીનાં કાનો બેહેર મારવા લાગ્યા.

તેણીએ ફરી પાછું છુટકારા માટે આસપાસ ઓરડામાં જોયુ ત્રણુ ઓરડા તેણીના વપરાસ માટે હતા. એક ઓરડામાંથી બીજા ઓરડામાં માણુસોને બોલાવા માટે ઘંટી તાણુવાની દોરી હતી. અને તેણીએ હવે એખલી પડતાંજ તે દોરી તાણી ખરી પણુ તેનો અવાજ તેણીને કાને પડયો નહિ. છતાં ગુલાબી મુખડા સાથની એક સ્કોચ છોકરી એલીસ લેકલન, તે ઓરડાનો બહારથી બંધ કીધેલો દરવાજો ખોલી ખુરશેદ સામે આવી ઉભી તેણીનો મીઠો ચેહેરો 'ને નરમાસવાલી આંખ્યો ખોરશેદને ઘણીજ ગમી.

રાત પડી અને તેવણ ત્યારે ગુસ્સાથી ખરી પડતા આતશ માથની આંખ્યોએ તેણીને ઘુરકતા તેવણ ઓરડાની વચ્ચોવચ્ચમાં આવી ઉભા

તેણી બતીના ધીમાં ઉજાસમાં એક નોવેલ વાંચતી બેઠી હતી. તે ચોપડીમાંના વ્હાલાંઓના પ્યારનો હેવાલ વાંચતાં તે કમનસીબ છોકરીનું જીગર પોતાનાં નાસી પાસ થયલા પ્યારની યાદ માટે રંજીદા થયુ. એકજ પલ તેણીની આંખ્યો સામે, વ્હાલા એડીનો દમામદાર ખુબસુરત આકાર ખડો થયો, કે જેને તેણી હજુર બી દિવસની દરેક પલે, તમામ સાચ્ચા પ્યારથી યાદ કરતી હતી. એડીની યાદે તેણીનું માથું તે ઉઘાડી ચોપડીનાં પાનાપર ગમખ્વારીથી ઝુમી પડયુ ને તેણીનાં ચુખ માથી બેઅટકાવ દચકાં નીકલી પડયાં.

તેજ પલે કંઇ સસારો થતાં માથુ ઉચકી જોતાં જેહાંગીરને ઓરડાની વચ્ચો વચમાં ઘુરકતી આંખ્યો સાથે ઉભેલા જોઇ તેણી ફીકકી મારી ગઇ.

"હવે તમુને રડવું આવેચ કે?" તેવણે તેણીને રડતી જોતાં દમામથી પુછ્યું, "કદાચ તમે તમારાં કેદખાનાથી થાકી ગીયાં હોશો."

"નહિ" ખોરશેદે ઉદાશીત જવાબ કર્યો, "હું કઇ મારી કેદી હાલતનો બરાપો ી નથી પણ, માહરા વ્હાલા ઘેરના વિચારે રડતી હતી."

"હું જે કેહેવુંચ તે કરો ખોરશેદ" તેવણે થોડાંક પગલા આગળ વધતાં નમ્ર ાજે સમજાવ્યું, "ને હું કાલે તુંને હયાથી ઘેર લઈ જવા સારૂં લઇ જાવું. તુ માફીપત્ર લખ"

તેણી ચુપજ બેઠી.

"હું તારી પાસે પેલુ માફીપત્ર જુલમથી મેલવ્વા આયોચ, ખોરશેદ" તેવણ છેડાયા "નરમાસથી તું ઠેકાણે નહિ આવશે તો જબરદસ્તીથી હું તે તારી પાસથી મેલવસ. તું આજુબાજુ શું જોયચ? તું ગમે તેટલી બી બુમ પાડશે પણ તારૂં કંઇજ વલવાતુ નથી."

તેણીની આંખ્યો ગુસ્સાથી ચમક ચમક થતી હતી. "તમે સર્યામ હીચકારા છેઓ" તેણીએ જોશથી કહયું "તમે એમ ધારોચ કે હું બુમ પાડશ! કદી નહિ! લેવ મને અત્તરઘડી મારી નાખો" ને ખોરશેદ તેવણની લગોલગ આવી ઉભી.

અરેરેરે! તેણીની આય જાનની હિમત ફકત ઉપરનીજ હતી. રે ખુદા! તેની ઝનુની આંખ્યો સામે જોતાં તેણીનું જીગર અંદરથી ઠરકર કાંપતું હતું તે કાત્તલમાજ મરવાની આખરે તેણીની સરજત હતી ફ્રાન્સની બાહાદુર રાણી મારી એનતોઇનેતના તેમપલ માહેલા અને સ્કોટલડની મેરી સ્તુઅર્ટના સ્કોચ કાસ્તલ માહેલા કેદખાનાની યાદ તેણીને આય પલે થઈ. તે બધે બાહાદુર ખુબસુરત પણ કમનસીબ રાણીઓ, એક બી અવાજ વગર, બાહાદુરીથીજ પોતાનાં એ કમતાલેને આધીન થઇ મુઈ હતી તો તેણી બી તેમજ મરશે.

"હુ તૈયાર છેવું," તેણીએ એક ફીકકા હસ્વાથી તેના મોહો, ગમ જોયું.

"શાને વરે તૈયાર છે!"

"તમે મને મારી નાખવા માંગોચની! હું બી મારાં મોતનીજ વાર જોવુંચ."

તેવણે બે પલ અન્તયબીથી તેણીની આંખ્યોમાં જોયું. આય છોકરીની હિંમત પર તેવણે મનમાં આફરીન કીધી.

"જહાંગીર તમુને આપણાં લગનનો દહાડો યાદ છે!" તેણીએ પુછયું.

"હા મને યાદ છે!"

'ને પેલા મોટા દસ્તુરજીના આસીરવાદબી યાદ છે કે? સદા માટે તમુને છુટા પાડે ત્યાં સુધી તમારી મોહોરદારની તમે પ્યારથી જાળવણી કરજો એકમેક સાથે સપીને રહેજો. નજીવી બાબદને મોટું રૂપ આપી તમો બને વચ્ચે કઝયો કકાસ ઉભો થવા દેતા ના; કારણ, તેથી તમારો સગાર સુખને બદલ, દુ:ખમા ગબડતો જશે!" એ બોલ તમુને યાદ છે કે! ઓ જેહાગીર, ત્યારે આપણુને બનેને થોડીજ ખબર હતી કે ત્રણ વરસમાં તો તમે પોતે તમારી બૈરીનુ ખુન કરવા તઇયાર થશો. આપણા પરણ્યા સસારનો છેડો ઘણોજ ખરાબીમા આયો, જેહાગીર."

તેવણનુ જીગર, ગમે તેવું બી ઘાટકી હોવા છતા આય જાતના દયા ઉપજે તેવા તેણીના શબ્દોથી તેવણનું દીલ નરમ બની ગયુ. ગમગીન આંખ્યો સાથનો તે નાની મહોરદારનો ઉદાશ ને મીઠો ચહેરો, તેણીનો મધુર અવાજ, એ બધાંથી તેવણના દીલમાં લાગી આવ્યુ. મેડમ દયુબાની મહોકાણેજ તેવણ આટલી હદ સુધીનાં તેણીપર ઘાટકી બનતા હતા.

"અહીં આવ!" તેવણે ધ્રુજતા હોઠે ગગડાટ કીધો ને તેણી તેવણના હુકમને તાબે થઇ તેવણની બાજુમાં જઈ ઉભી.

જેહાંગીરે તે બારી આખી પોરપરાક ઉઘાડી નાખી અને ખડક સાથે અડકતાં મોજાના અવાજ પરગરાં તેઓને કાને આવ્યા.

"બહાર જો!" તેવણે પાછો હુકમ કીધો ને તેણીએ ત્યારે બહાર ડોકાવ્યુ.

આકાશ ઘેરાયલું હતું અને તેના ઝાંખા ઉજાશમાં સંખ્યાબધ તારાઓ ચક ચકતા હતા. દરીઓ પુર જોશમાં ઉછળતો હતો. ત્યાંનો સામટો દેખાવ ગમે તેવા બી હીમતવાળા જીવને પાણી પાણી કરવાને બસ હતો.

"સમજ," તેવણે જુસ્સાથી કહયુ. "આય અવાજ તાહરા નજદીક આવતા મોતના વીલાપનો છે."

રે ઇનસાન! કોઈના બી બુરાં ભવીષ્ય માટે હેંકારીથી અધાઈ કરતો ના! કાણને ખબર છે કે જે બુરી ઇચ્છા તું બીજા માટે દરશાવેચ તેવુજ, બુરૂ તાહરા નંસીબ નિરમાન કીધેલું નહિ હોય! મગરૂબી અને હેંકારીનો બદલો સદા ખાકમા છે તે યાદ રાખજે!

ગરીબ બાપડી ખોરશેદ, તેવણના મુખમાંથી નીકળેલા શબ્દોએ તેણી તમામ દંગ થઈ ગંઇ.

"હાસતો ? તું હિંમત રાખશે તો જરૂર આવસે" મેહેરે તેણીને હિંમત આપતાં સમજાવ્યું "લીસ્સન તુ મી, માંઇ ડીયર, હું કંઇ તુને આય ખાલી હિંમત આપવાનુંજ કેહેતી નથી પણ મને ખાત્રી છે કે જે દિવસ જાયચ તેમાં કંઇબી આપુને નહસાડવા સારૂં મદદ આવી પુગશે."

"શું તું ખરેખર કેહેચ મેગી !" અને ગરીબ તે છોકરીનું જીગર લાંબે વખતે ખુશીથી આવી આશાથી ધડકવા લાગ્યું.

"હા જરૂરજ જે વખત જાયચ તેમાં આપરી મદદે કોઈબી આવશે ! મારો બોલ યાદ કરજે !" અને આય તેણી ખાત્રીથીજ બોલતી હતી. એડી એક ઘણુંજ ચાલાક મગજ ધરાવતો હતો. જો તે અત્યાર સુધીમાં દાદાભાઈ દુબાશ સાથે મુંબઇ આયોજ હોસે તો જરૂરજ મેહેરનાં ગુમ થવાની ખબર તેને અમદાવાદથી મલી હોશે ને પેલુ તેણીનું કાગલ તેના હાથમાં ગીયુંજ હોશે તો પછી-અલબત તે બાહોશ ભેજું ધરાવતો વ્હાલો એડી જરૂર બધું શોધી કહાડી તેઓની મદદે આવ્યા વીના રેહે નહી. તેજ આશાએ મેહેરનું જીગર આય કેદી હાલતમાં હિમતથી તકી રહયું હતું. તેણી પોતા માટે ફીકરમંદ તો મુદલજ નહિ હતી. પણ તે વ્હાલી ખોરશેદ માટે તેણીનું દયાલુ જીગર દુખથી દાજી જતું હતું, કંઇબી કરીને મદદ આવે ત્યાં લગીન ખોરશેદની હિમત તકાવી તો રાખવીજ જોઇએનો એક વિચાર થતાંજ તેણીએ ખોરશેદને કહયું.

"ખોરશેદ, તું એક કામ કર," તેણીએ ખોરશેદનું મગજ રોકવા માટે એક સેહેલ્લો ઉપાય સુચવ્યો. "તું એક અત્રેની બધી વિગતવારનું કાગલ તારા પપા પર લખી નાખ. હું તે કંઇબી કરીને પોસ્ત કરાવી દેવસ."

"પપાને લખીને શું કરૂં ?" ખોરશેદે નાસીપાસીમાં દોકયું ધુણાવ્યું "એક વખત એવણને ઘેર મારાં દુઃખમાં એવણનો આસરો માંગતી ગયેલી ત્યારે મને મારા ઘર સાથ તુરતજ ધકેલી દીધી, તો પછી આંય કાગલથી તે એવનપર શું અસર થવાની હતી ?"

"ત્યારે તું હયાંથી છુટશે ત્યારે કયાં જશે !" તેણીનું મન રોકવા મેહેર તેણીને આશાનું પુછતી હતી.

"ખુદા મને ત્યારે મંદદ કરશે! મેગી, હું છતે ઘેરબારે છતે મુરબીએ નાવારેસ જેવી છેઉં. હું મારા ધણી યાતો મારા બાવાનાં કોઇબી ઘેરનો આસરો લેવશ નહિ. હું એબલીજ કેહેબી આરૂં શોઢી લેવસ. ઓ ! હું જો એક વખત છુત્તી થઈ કની તો પછી હું તુરતજ કોર્ટનો આસરો લેવસ. જો આય દુન્યામાં કોઇ પરબી મદદ માટે આશા રખાય તો તે મારા પપાનો પ્રાઇવેટ સેક્રેટરી એડી કાંગા પરજ છે." વ્હાલા એડીની યાદે ખોરશેદના ફીકકા મુખડાપર રતાશ ધાઇ આવ્યો.

"હું જરૂર તેનીપર એક વિગતવાર કાગલ લખી નાખસ. મેગી, ને તું કંઇબી કરીને મોકલશે તો ખરીની !" ખોરશેદની આય ઉલતપર મેહેર ખુશી થઇ ગઇ.

કઈબી ફરી થોડા વખત બી તેઓનું મગજ રોકેલું ગણવાની મેહેરની ચુકતી પાર પડી

"હા બસ તું તારે એક મજેનું લાંબુ કાગલ તે અહસ્થપર લખી નાખ, ને જરૂર હું તે મોડ કે વેહેલ્લે પોરટ કરાવશ" તેવું કોઈ કાગલ કારટલમાંથી કહી બી આવાબઈની જાન વીના જવા પામેજ નહી તેની મેહેરને પુરી ખાત્રી હતી છતાં તે નાસીપાસ થયલાં જીગરને તેણી બીજી કઈ રીતે ઉલતમદ કરી શકે। એડીપર કાગલ લખવાના ખ્યાલે ખોરશેદ ઉલટમદ થઇ.

---

## પ્રકરણ ૫૧ મું.

---

### શોધ.

વાંચનાર, ફરી પાછી તારી નજર અમદાવાદના દોસાભાઈ કાંગાના કોટેજના નાનકડા સ્ટોઈંગ રૂમમા ફેરવ

ગાલે ગલેફો દઇ ઉંડા વિચારમાં બેઠેલો એડી ઘણોજ ઉદાસ લાગતો હતો, તેના એક હાથમા, મેહેરનું, ઘર છોડતી વેલાનું કાગલ પકડાયલું હતું ને તે વ્હાલી કઝીનને ઘેર છોડવાનું શું કારણ મલ્યુ હોશેના વિચારમાં તેને પોતાનુ મગજ ઘસી પીસી નાખ્યું.

તે પહેલા સમજી શકયો નહિ. દુગાશ શેઠ સાથ મુંબઈ આવતાં સાથેજ સર અને લેડી જેહાંગીરની યુરોપની મેહેલઘાહ વિષે સમજતાં તે તમામ દંગ થઇ ગીયો તે વ્હાલા જીવને કંઇબી નુકશાન પોહોંચાડવાની મકસદેજ જેહાંગીર તેણીને ઇંગલંડ લઈ ગયલા હોવા જોઈએ ને તેવો વિચાર આવતાંજ તે બાપડાનું જીગર ધાસ્તીથી ધપકારા લેતું થયું હજુર તો તે મુંબઈમાં પગ મુકે તેટલાંજ બીજાબી સનાનના સમાચારે તેને હલાવી મેલ્યો, "મેહેર આપરૂં ઘેર છોડીને ચાલી ગઇચ ને એક ભેદભરયું કાગલ પોતા પાછલ મુકતી ગઇચ માટે તુ મને જલદી આવીને મલ" ના દોસાભાઈ કાંગાના કાગલે તેનો જીવ વધનો બેકરાર થઇ ગીયો. રે ખુદા! એ બીજી આફત શી હતી? તે તેજ દિવસનાં અમદાવાદ જતાં મેલમાં ચડી બેઠો ને કેટલા કલાકોની થાકવી નાખનારી મુસાફરી પછી ઘેર પુગ્યો. પેલું મેહેરનું ભેદ ભરયું કાગલ વાંચવા તેનો જીવ તલપી રહ્યો હતો અલબત, તેને એક પલબી, પવિત્ર મેહેરની ચાલચલનપર શક ગીયોજ નહિ. મેહેર તો એક ફરેસ્તીજ હતી ત્યારે તેને કાકાજીને મુકીને છુપાછુપ નાહાસી જવાનું શું કારણ મલ્યું હોશે? દોસાભાઇએ પોતાનાં દીકરનાં હાથમાં રડતી ચશમોએ તે કાગલ

મુકયું ને ત્યાં વાચનાર, તું જોયચ તેમ તે કાગલ હાથમાં પકડી રાખી હમણાં એડી, તે ભેદ શું હોશેનાં વિચારમાં ઉદાસ બેઠેલો છે.

"શેઠજી, તમારી ચાહે હું હયાં લઇ આવી!" એક ફરંગન આયાના જાનીતા અવાજથી તે ચોંકયો! ને તે ફરંગન આયાબી અરદેશર કાગાને પોતાનાં નાના શેઠ દાખલ ઓલખીને બે પગલાં પાછલ હટી.

'અરદેશર શેઠ!" તે આયાથી બોલઇ જવાયું.

"લીસબર્ન! તું હયાં કાંય આવી! તેં તારા ખોરશેદબાઇની ચાકરી છોડી કાંય દીધી!" તેણે હવે અજાયબીમાં ઉભો થતાં તે આયાને પુછયુ.

"મોટા શેઠે મને બાઇ સાથ જવા નહિ દીધી, ને તેથી હું હયા ચાકરી રહીશ મે મેહેરબાઇ આગલ બધો ખુલાસો કીધેલો છે."

બે પલ એડીએ આય ખોરશેદની માનીતી આયાનો ચેહેરો અજાયબીમાં જોયો. એકજ પલમાં તેને બધો ભેદ સમજ પડી ગીયો. તેંનાં દીલમાંથી મેહેરની બાહાદુરી માટે આફરીનની એક આહા નીકલી પડી.

"ગુડ ગોડ! હવે મને બધી સમજ પડી ગઇ!" તે હવે આયાને ત્યાંજ અજાયબીમાં મુકીને લાંબી લાંબી ફલગે મેહેરનાં ઓરડામાં ગયો. કઇબી, છુપો ખુલાસો તેણી તેને માટે પોતા પાછલ મેલી ગયલી હોવીજ જોઇએ

અલબત, તેણે હવે ખાત્રીથી માન્યુ કે મેહેર તેને પોતાને ખાતર ખોરશેદપર નજર રાખવા ખોરશેદની પુઠે ગયલી હોવીજ જોઇએ! પણ ઓ ખુદા! એક પૈસા વાલા જોડાની તેઓ જયાંમી જાય ત્યાં પુઠ પકડવાનું કંઇ આય ગરીબ છોકરી માટે ખાવાનુ કામ નહિ હતું. તેને મેહેરનો ઓરડો ઉશકેરાયલી હાલતમાં કઇ કાગલ પતર મેલવ્વા માટે ઉપરતલે કરી મેલ્યો. પાંચેક મીનીટ વેર તેને એમ ખોરબાર કીધી હશે કે છેલ્લે તેના હાથમાં મેહેરની એક નેતરની વર્ક બાસ્કેટ આવતાં તેને તે ખોલી જોઇ. એક ઈંગલીશ પેપર તેમાં સંભાલથી ઘડીવાલી મુકાયલું જોઇ, તેની જીજ્ઞાસા ઉશકેરઇ, તેને તે પેપરનાં પાનાંઓ ફેરવ્વા માંડયાં અને લાલ પેનસીલે માર્ક કીધેલા એક ફકરાપર નજર પડતાંજ તેને બે પલ જાને દમ વટીક લેવાનું મોકુફ કીધું. દાવેજર લેડી જેહાંગીરને એક કમ્પેન્યન જોઇએ છે ની જાહેર ખબર વાંચતાં તેણે મેહેર કયાં ગઇ હોશેની સમજ પડી ખરી પણ તે એક ઇગ્રેજ છોકરીનો પાર્ટ બજાવવાની તેણીની હિમત પર તે ખરે મને દંગ થઇ ગયો. હવે ત્યારે કરવું કેમ?

કોઇબી જોખમે તેને, તે બે વ્હાલી છોકરીએની ખબર કહાડી તેઓની મદદે જવાનો પકકો ઠરાવ કીધો. તેઓની પુઠે તેને યુરોપ જવુંજ જોઇએ. એડી હવે થોભ્યો નહિ. દોસાભાઇની રજા લઇ તુરત તે મુંબઇ આવ્યો ને તેને દુબાશ શેઠ

પાસે પોતાના કંઇ અગત્યના કામ સર ઈંગલંડ જવાની રજા માગી. તેવણ ઘણાજ અજબ થઈ ગયા કે એ પોર્યો વેલાત જઇ શું ધોરવાનો હશે.

"દીકરા, એ શું તારા મગજમા ધખારો આવ્યો!" તેમને તેને હસીને પુછ્યું.

"મને ત્યાં ઘણુંજ અગતનું કામ છે જે હું હાલ તમુને સમજાવી શકતો નથી. મને જવાની તમો રજા આપો તો હું બીજા મેલમાં બેરીસ્તર દાવર સાથેજ ઉપડી જાઉ." દુબાશ શેઠનો વડો જમાઇબી કામસર વેલાત જનાર હતો.

"વેલ તું જવા માગેચ તો જા દીકરા પણ જેમ બને તેમ જલદીજ પાછો ફરજે. હું થોડો વખત તારા વગર ચલાવી લઇ શકશ" તેવણે અણગમતી રજા આપી.

"હું મારૂં બનતું કરસ સાહેબ, પણ એક સવાલ પુંછું તો તમે ગુસ્સે તો નહિ થસો!" તેને અચકી અચકીને પુછ્યું.

"નહિ બોલ! તે શું છે!"

"બાનુ ખોરશીદનું તમારી પર કંઇ કાગળ આવેચ કે!" તેણે હિમતથી પુછ્યું.

"નહિ ખોરશેદનું તો કંઇજ કાગળ મને અત્યાર સુધીમાં મલ્યુંનથી પણ જેહાંગીર અને આવાબાઇ તરફથી મને અવર નવર ખબર અંતરના કાગળ મલેચ ખરાં! તું જાનેચની બેડી કે ખોરશેદ મારી સાથે રૂસાયલી છે" અને તેવણ આય નાની લાડકી દીકરીના ફાંતાપર રમુજેતું ખડખડાત હસી પડયા.

"હુમણા તો ખોરશેદની તબયત ઠીક ચાલતી નથી તેથી ડાકટરોએ એને એકાંતમાં રાખવાની સલ્લાહ આપીચ એમ જેહાંગીરનાં છેલ્લાં કાગળમાં લખાઈ આવેલું હતું" દુબાશ શેઠે બેડીન વિચારમાં ઉભેલો જોઇ ખબર આપવાનું ચાલું રાખ્યું.

"ને તેઓ બાનુ ખોરશેદને, કઇ એકાંત જગ્યામાં લઇ ગીયાચ?" તેણે ધડકતાં જીવે પુછ્યું.

"તે તો કંઈ હજુર સુધી એ લોકે જણાવ્યું નથી!" બાચ્ચીત ત્યારે તેઓની મકસદ એમ કરીને ખોરશેદ પર જુલમ ગુજારવાનીજ હતી.

બીજા મેલમાં તો અરદેશર કાંગા અને બેરીસ્તર દાવર વેલાત જવા માટે મુંબઇથી ઉપડી બી ગયા.

(સાંધણ છે.)

# નવરંગ.

પુસ્તક ૬ હું. ઓગસ્ટ, ૧૯૨૧. અંક ૧૨ મો.

('બાપના શ્રાપ'ની વાર્તા આ વેળા પણ, પૈસા પર પ્યારની વાર્તાએ પુશકળ જગ્યા રોકેલી હોવાથી, અમો રજુ કરી શકવા નથી તે માટે દીલગીર છીએ. અ. ન.)

# મૃત્યુની મઝા.

પદ

મરજીવા ! મરવું જાણો રે;
શીદ શોક અંતરે આણો રે—ટેક.

જીવતા જીવ પર કામ ક્રોધની, ઉમટે કંઇક ઉપાધી;
તન તજનારાને નહિ તેવી, વિનાશકારી વ્યાધિ રે—મર૦
નવ નાડીને બ્હોતેર કોઠે, અહિં ચિંત્યા અફળાતી;
સ્વર્ગપથે સંચરનારાની, છચોક નીડર છાતીરે—મર૦
સડી મરે સ્વારથમાં અહિંયા, જુવતીના કંઈ જાયા;
*મહાજ્યોતિમાં મળનારાની, કંચનવર્ણી કાયારે*—મર૦
રાગ દ્વેષમાં રગડાયેલા, અહિના સરવ ઈલાજી;
જાન ગયાપર જરી ન ચાલે, પામરની પતરાજીરે—મર૦
સુઠી રાખની અહિં મરમાળી, તરે લોહીને ટપકે,
તજે ન કેડા તેથી, ડરીને, ચુસાવ શોને ચપકેરે—મર૦
આજ કાલ યા માસ છ માસે, કે સો શરદે અવધી;
ચતુર પણ ના શકે ચુકાવી, પળ એની પાવરધીર—મર૦
આવ્યા તવ આનંદ થયો તો, જતાં જીવ શીદ બાળો;
કરામતો કચરાળી છોડી, "ભાઈશંકર" ગમ ભાળોરે—મર૦

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

# જરૂરજોગો વધુ ખુલાસો.

"નવરંગ"ના આ અંક સાથ તેનું છઠ્ઠુ વર્ષ પુર્ણ થાય છે. આવતા અંક સાથ તે પોતાની સાતમી નવી સાલગીરેહ ઉજ્વનાર છે. અને તે સાલગીરેહ ઘણા ઉમગ અને ઉત્માહ સાથ ઉજવવાનું અમોએ નક્કી ર્ક્યું છે. અમારા એ ઉમંગની વ્હારે, અમને જણાવતાં બેહદ આનંદ થાય જે કે અમારા સંખ્યાબંધ નામીચા લેખકો એકે' બોલે ધાયાં છે, અને ભાત ભાતના લેખોથી એ અંકને દીપાવવા માટે ગોયા પોતપોતામાં સંગીન હરીફાઇ કરી મેલી છે. ગુર્જર સહિત્યનાં નામ કાઢી ચુકેલા લેખક બહેનો અને બધુંઓએ એ અંક માટે પોતાની અમુલ્ય પ્રસાદીઓ મોકલી આપી છે, એટલે પરીણામમાં એ અંક ખાસ કરી વાચનની બાબતમાં તો કોઇથી બીજે નંબરે ન આવે એવો બહાર પડશે એવી અમારી ઉમીદ છે.

વળી ભેટના ચોપડી પણ આ વેળા કકડધસ ર્થઇ છે. દરજનબંધ 'ન્હાની મોટી વાર્તાઓ લખી પંકાઇ ચુકેલા આગેવાન લેખક દરીકની કસાયલી કલમથી લખાયલી એ વાર્તા 'બાડો સાપ' એક અતિ જોરાવર પ્લોટની દીલછ્છ વારતા છે. ને છપાઇને તઇયાર થઇ ચુકી છે; અને તે વખેતસર વ્હાલા વાંચકોના હાથમાં સોપવા સારૂ અમારા છાપાખાનામાં કામનો દરોરો બહુ ભયંકર હોવાથી અમોએ તે ખાસ એક જુદાજ છાપાખાનામાં, મોટો ખર્ચ ખાઇને છપાવી છે. તે હમેશની સાઇઝનુ પણ કદમાં લગભગ દોઢું મોટું—૩૨૦ સફાઓ માત્ર વાર્તાનાથીજ ભરેલુ દલદાર પુસ્તક થયું છે. એ દલદાર પુસ્તકની બાઇનડીંગ વળી ચાલુ થઇ ચુકી છે અને તે તઇયાર થતાજ રૂ. ૪–૪ ના વી. પી. થી તે અમારા કદરદાન ગ્રાહકો ઉપર તાબડતોબ રવાના કરવામાં આવશે.

અમને ઉમીદ છે કે અમારા દરેક ગ્રહાક મેહેરબાનોએ અમોએ લવાજમમાં કરેલા નવા નજીવા વધારા સબંધીની નોધ ચોકસાઇથી લીધી હશે, અને ભેટનું પુસ્તક વી. પી. થી આવતાં તે સત્વર સ્વિકારી લઈ અમને આભારી કરશે.

'પૈમાપર પ્યાર'ની વાર્તા આ અંકમાં ખતમ થયલી મહેરબાન વાંચકોને માલમ પડશે. એ વાર્તાએ જો કે તે એક તમામ નવી લેખક બહેન તરફથી લખાયલી હોવા છતાં પોતાનું આકરશણ આટલો લાબો સમય સુધી જેવું ને તેવુંજ ચાલુ રાખ્યું છે એ તેની લેખક બહેન માટે મગરૂરી લેવા જેવું છે. 'નવરંગ' માટે તે ખાસ વધુ મગરૂરી લેવા જોગ એ છે કે એ બહેન સુના દારાનીની વાર્તા સર્વેથી પહેલી વાંચકવર્ગ હજુર રજુ કરવની હામ ભીડનાર 'નવરંગ'જ હતું અને તેજ 'નવરંગ'ના પ્રતાપથી એ બહેન આજે અનેક ઠેકાણે લખતા થઇ ગયાં છે, ના એટલુંજ નહી પણ અમારી જાણ મુજબ તો અનેક ઠેકાણેથી લખવાની માંગણીઓ તેમને ઘેર બેઠા કરવામાં આવે છે. જે માટે એ બહેન તેમજ 'નવરંગ' બન્નેને મગરૂર બનવાના બેશક સબળ સબબો છે.

આવતા અંકથી 'નવરંગ'મા એક નવી મોટી પારસી સંસારી વાર્તા ચાલુ થનાર છે જે પણ એક નવાજ નીકળેલા પણ હવે તો વાચક આલમ વચ્ચે સારી રીતે જાણીતા થઇ ચુકેલા જવાન લેખક મી૦ દારાં ડાકટર લખનાર છે. આ વાર્તા પ્રથમથીજ વાંચના જવાની ભલામણ અમોં ખાસ કર્યે છીએ.

એક વાર ફરી ભારપુર્વક અર્જ કરવાની રજા લઇએ છીએ કે જેઓને પોતાનું નામ ગ્રાહક તરીકે આવતા સાલ દરમ્યાન કોઇપણ સંજોગો સર, ચાલુ ન રાખવું હોય તેઓએ મહેરબાની કરી એક કાર્ડ તે મતલબનો અમો ઉપર તુરતાતુરત લખી નાખવો, કે જેથી ભેટની બુક વી. પી. કરવાની જંજાલ અને ખર્ચમાંથી અમો બચ્યે, અને વધતો કશો બી કડવાશ ન ઉત્પન્ન થવા પામે.

# થોડુંક જાણવા જોગ.

લખનારઃ—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.

૧ વધારે સારાં નશીબનો તેનેજ ગણવો કે જે કોઇ પોતાની વિધા પ્રમાણે હુન્નર ધરાવતો હોય.

૨ અધર્મી તેનેજ ગણવો કે જે કોઇ કંઇ બી બાબદમાં અજાણપણે તકરાર કરે, અને પોતાનીજ મતલબને વળગી રહે; પણ તેવાં માણસ કરતાં વધારે અધર્મી તેનેજ ગણવો કે જે કોઇ ડાહયાં માણસની સાથે ટંટો કરે.

૩ પક્ષીઓને દાનાથી અને માણસોને આભારથી તાબે કરી શકાય છે.

૪ કંજુસાઇથી એક માણસના તમામ હુનરો છુપાય છે જ્યારે સખાવતથી સઘળી ખાંમીઓ ઢંકાય છે.

૫ ત્રણ ચીજનો કંઇ ઇલાજ હોતો નથીઃ—એક તો આળસાઇ સાથની ગરીબાઇ, બીજું તો અદેખાઇ સાથની દુશ્મનાઇ, અને ત્રીજુ તો ઘડપણમાં દુઃખ.

૬ દુન્યાના કામોમાં ખુશી અને દીલગીરી બેઉ ભેરાયલી હોય છે, માટે ખુશીની વેળ તેની પુઠે કેવી દીલગીરી આવશે તેનો વિચાર કરવો, અને ઘણી દલગીરીની વેળા પુઠે ખુશી મેળવવાની ઉમેદ રાખવી.

૭ જે કાંઇ સર્વ ભુડા કામોને તજે, ખુદાની ખરી ભક્તિ કરે, પોતાને સર્વથી હલકો, તથા નજીવો ગણે, અને પોતાની જીંદગી રાસ્તીમાંજ આહવા ગુજારે તો દુન્યામાં તેજ માણસ સૌથી સરસ બની પોતે બેઉ દુન્યામાં જે ઉત્તમ મતલબ ધરાવતો હોય; તેને પાર પાડનાર થાય છે.

૮ કેટલાએક ગુણેથી દોસ્તની દોસ્ની જાહેર થાય છે. દોસ્તની એબ લોક આગળ છુપાવવી અને તેની પાસે રજુ કરવી, તેનો ભેદ લોકો આગળ જાહેર કરવો નહિ, પણ પોતાનો ભેદ તે દોસ્ત આગળ જાહેર કરવો; પોતાનો માલ તેને આપવો, પણ તેનો માલ આંગવો નહિ.

# લુક હાયર પ્લીઝ!

આજે દેખાવના પઈસા છે. તમારા દેખાવમાં પગની શોભા સઉથી જરૂરી છે; અને પગ દીપા રહે એવાં ફાકડાં અપ-ટુ-ડેટ સ્ટાઈલના બુટ યા શુઝની એક જોડી તે કામ બજાવશે. પણ એવાં મનપતીજ બુટ યા શુઝ ખરીદવા કયાં જશો?



ધી બોમ્બે ગુડ લક બુટ એંડ શુ માર્ટ,

દુકાન નં૦ ૭. લાલસીંગ બીલ્ડીંગ,

લુહારચાલ મારકીટ, મુંબાઈ.

મનપસંદ ઇંગલીશ, અમેરીકન વિગેરે બુટ, શુઝ, સ્લીપર્સોનું એક મોટુ સંગ્રહસ્થાન અમારી દુકાને ખુલ્યું છે. જોઈ જઈ ખાત્રી કરો.

માલેક:—હકીમભાઈ દાઉદજી એંડ સન્સ.

ટેલીગ્રામ એડ્રેસ "Boot Bombay."

---

# ELECTRLC POCKET LAMPS.

# વીજળીના દીવા.




(૧) એક નના ગજવામા પણ રાખી શકાય છે

(૨) અગ્નિની બીલકુલ ધાસ્તી નથી

(૩) તેલ દીપેટ કે દીવાસળીની જરૂર પડતીજ નથી.

(૪) ફકત ચાપ નીચે ખસેડતાજ રોશની થાય છે.

(૫) રાત્રીને વખત ઓશીકા તળે રાખી જરૂર પ્રસગે કામમા લેવાથી સાંજથી સવાર શુધી બીજા દીવા બળતા રાખવાનો નકામો ખર્ચ અટકે છે.

(૬) ખાસ કરીને ડીસ્ટ્રીકટ ફરતા ઓફીસરો, જાત્રાળુ તેમજ મુસાફર લોકો વાસ્તે ઘણાજ ઉપયોગી છે કીંમત

રૂ ૨ાા, ૩, ૩ાા, ૪, ૫, ૬. પોસ્ટેજ ૮ આના.

સ્પેર બેટરી રૂ ૧) પોસ્ટેજ ૬ આના.

મળવાનુ (ઠેકાણું. ચાળુ પ્રાઇસ લીસ્ટ) મફત

સી૦ ગોવીંદ એન્ડ કો૦ (ડી. એ.) અમદાવાદ

C GOVIND & Co. (N. R.

Ahmedabad.

# પૈસા પર પ્યાર.

## (પારસી સંસારની એક મોટી વાર્તા.)

લખનારઃ—મીસ સુના કાવસશાહ ઇરાની.

## પ્રકરણ પર મું.

### આશાનું કીરણ.

તે બે દોસ્તો કેપટન બનાજી અને ફરદુન કામા પાછા લંડન ફર્યા હતા. અને હાલ તેઓ સર અને લેડી જહાંગીર બાટેનાંજ ફીકરમંદ વિચારમાં પોતાનું ભેજું ચેરવી નાંખતા હતા.

"હું ખાત્રીથી માનુંચ" કેપટન બનાજીએ પાસેની ટેબલપર હાથ અફાળી બોલવા માંડ્યું "હું ખાત્રીથી માનુંચ કે તું એમાં ભુલ કરેચ ડીઅર દીકરા જો એ લોકની મકસદ બુરી હોય તો યુસ્ટન સ્કવેર જેવા ભર રેલ્વે સ્ટેશનપર એ લોક પોતાની ફજેતી થવા દે નહિં."

"તે તો હું બધું કબુલ કરૂંચ માનેક" ફરદુન કામાએ શકમંદ ડોકું ધુણાવ્યું. "પણ મારો તો એટલોજ સવાલ છે કે લેડી જહાંગીરની મગજની સ્થીતી ખરેખર નબળી છે યા નહિ. હોય તો કંઇબી કંઇ એમાં ભેદ હોવોજ જોઇએ ને જો હોય નો પછી તો વેલ, આપુને તેની સાથે કામ નથી. બસ, આ પેહેલાં તો તે છોકરી ઘેલી છે યા નહિ તે સોધી કહાડવાનું છે વધારે નહિ."

"યસ યુ આર રાઇટ ધેર!" માણેક બનાજી એક મત થયો. "અને ડીઅર આપુને એ વાત છુપીજ રાખવાની છે. નહી નો એ બિચારી છોકરીને ઘણુંજ ખોટું લાગસે. તું સમજ્યોની દીકરા!"

"સરતનલી. આપરે પેહેલાં લેડી જહાંગીર વિશે ખબર કહાડશે અને તેણીના માંને જો ઘેલાં કેહેવાયચ તેની ખબર મેલવ્યે ને જો તેમાં બધું ખોટુંજ માલમ પડે તો પછી આપણે લેડી જહાંગીરના લાગતાં વળગતાંઓને બધી વાત કહી દઇએ! માણેક દોસ્ત, હું એ છોકરીની ગમગીન આંખ! ને મીઠો ને સોહામણો ચેહેરો ભુલી જઇ શકતોજ નથી."

ને ત્યારે તે બે ભલા દોસ્તો સર જહાંગીરના લંડન ખાતેના મકાનના નોકરો મારફતે ખબર મેલવવા પાર્ક લેનના મોટી મેનશનમાં જઇ ઉભા.

"જુવાન લેડી જહાંગીરની તબ્યત ઠીક નહિ ચાલતી હોવાથી તેવણ સર અને ડાકટર લેડી જહાંગીર સાથ સ્કોટલંડ હવા ફેરફાર માટે ગીયાંચ," નોકરે તેઓનાં

ખબર આપી ત્યારે તેઓની સર જહાંગીર સાચ્ચુંજ બોલ્યા હતીની અર્ધી અર્ધી ખાત્રી તો ત્યાંજ થઇ. તોબી કેપતન બનાજી જાણે સર જહાંગીરનો કેવો એક દોસ્ત હોય તેમ તેને ગંભીર દાચું કરીને લેડી જહાંગીર કઈ જાતની બીમારીથી પીડાતાં હતાંની પરપુછ કીધી.

"તે તો હું જાણુનો નથી સાહેબ, પણ નાના શેઠાણી નહિ સમજ પડે એવી રીતની બીમારી ભોગવેચ"

તે બે દોસ્તો અજાયબીમાં એકમેકનું કોહું જોવા લાગ્યા.

હવે તેઓની સચ્ચાઇ માટે શકજ શું રહયો! નોકરો વરીક ભરગમાં ઘસારો કરતા હતા. તેઓએ હવે ત્યાંથી તુરત ચાલતી પકડી.

હવે તેઓએ સર જહાગીર કોણનાં જમાઇ થના હના તે માટે ખબર કહાડવા માડી.

લંડનમાં ઘણો ખરો વખત વસવાટ કરી રહેલા પારસીઓ તરફથી તે લક્ષપતિ શેઠયાનાં કુટુંબ વિષે ખબર મેલવતાં વાર કેટલી?

"સર જેહાંગીર મોદી, મુંબઇના જાણીતા શેઠ દાદાભાઈ દુબાશની નાની બેટી સાથ પરણેલા છે કે જેણીની ખુબસુરતી ઘણીજ વખણાયચ." એક પારસીએ ખબર આપી કે કેપટન બનાજી ચોંકયો.

"દુબાશ!" કેપટન બનાજીએ અજાયબીમાં બુમ પાડી. "કોઇ દાદાભાઇ દુબાશનો પ્રાઇવેટ સેક્રેટરી તો આપણી કલબનો નવો મેમ્બર થયોચ! તે કોઇ અરદેશર કાંગાને નામે ઓલખાયચ!"

"અરદેસર કાંગો," ફરદુને તે નામ ધ્યાનથી યાદ કીધું. "તેતો મને કોઇ ધ્યાનમાં નથી આવતો!"

"વોટ અ કવેશચન ફીલ! થોડા દીવસની વાત પર આપણે તેની સાથ કલબમાં ઈનટ્રોડયુસ થયલા તે તું ભુલી ગીયો કે!"

"હા! હા! હવે મને યાદ આવી." ફરદુન યાદ થતાંજ બોલી પડયો, "પેલો ઉચો, હેનડસમ ને ઉદાસ આંખ્યોવાલો પારસી જેન્તલમેન કેની?"

"હા તેજ તેજ." હવે કેપટન બનાજીએ છુટકારાનો દમ ખેંચ્યો. "આપુને હવેજ એ લેડી જેહાંગીરની બધી વાત ખબર પડશે આજેજ રાતે આપણે કલબમાં એ કાંઈ મી૦ કાંગા મારફતે બધી ખબર મેળવશું, તું આવશે કેની?"

"ઓ યસ!" અને તે બધે એડી કાંગાને તેજ રાત્રે કલબમાં મલ્યા.

કેપટન બનાજીએ, એડી કાંગાને ઘણીજ ખાનગી વાત માટે તેઓ સાથે પાર્કમાં આવવા માગી લીધું.

એડીએ તે બે પારસી જવાનો ગમ અજાયબીથી જોયું. તેઓ કેહેવા તે શું માંગતા હતા! તોબી તે ખુશીથી તે બે દેખાવડા શહરયો સાથે જવા તઇયાર થયો.

"તમે શું કેહેવા માંગોચ?" એડીએ ચાલતાં ચાલતાં કેપટન બનાજીને સવાલ કીધો. "હું ધારૂંચ તેમ તમુને મને તો ઘણુંજ અગત્યનું કહેવાનું છે, કેમ ખરની!"

"યુ આર રાઈટ! તે હમુને કહેતુંજ જોઇશે!' ફરદુન કામાએ જવાબ દીધો "મી૦ દુબા-શનાંજ ઘેરમાં જ્યારે તમે મુંબઇમાં રહેવોચ ત્યારે એવનના છોકરી લેડી જહાંગીરને તમે ઓળખતાંજ હોવાંજ જોઇએ."

એડીએ પોતાની લાગણીઓપર કાબુ રાખવા પોતાનો હોઠ મજબુત કરડયો. તેણીનાં વ્હાલા નામની યાદગી તેનું હૈયું જોરથી ધડકવા લાગ્યું.

"હું તેવણને બરાબર ઓલખુચ," તેણે વળતો જવાબ કર્યો.

"ત્યારે એવન-એવનની મગજની સ્થીતી જરાકબી નબલી તમુને લાગેચ!" માણેક બનાજીએ અચકી અચકીને પુછયું.

એડી ખડખડાત હસી પડયો. તેઓ પોતે તો નહિ જરાક ઘેલા હોય?

"એટલે એમ કે લેડી જહાંગીર ઘેલા છે?" એડીએ તુચ્છકારથી પુછયું. "નહિ એવનનું મગજ તમારા અને મારાજ જેટલું સાબુત છે."

"જોયું કેની!" ફરદુન કામાનો ચેહેરો હવે ખુશાલીમાં ખુલી ગયો, "મેં તુંને શું કહેલું માણેક! મી૦ કાંગાના બોલ કરતાં તો મેં તે બ્યુતીફુલ છોકરીની આંખ પરજ ભરસો મુકેલો"

એડીએ ફરી પાછા અજાયગીમાં તે બે પારસીઓના ચેહેરા જોયા. આ બે જણે ત્યારે શું ખોરશેદને જોઇ હોસે! ભારે ઉશ્કેરાતમાં તેને ફરદુન કામાની બાજુ મજબુત પકડી.

"એ તમે શું બોલોચ?" તેણે ઉંચે દમે પુછયું, "મને કંઇબી સમજ પડતી નથી. મેહેરબાની કરી કંઇ ખુલાસો કરસો?"

અને ત્યારે તેઓએ એડીને પેહેલેથી છેલ્લે વેર તે સ્ટેશન પરનો દેખાવ વિસ્તારીને કહયો, કે જ્યારે તેને તેઓનું બોલવું ઉચપાતી છાતીએજ સાંભલ્યું.

"ત્યારે તો બાનુ ખોરશેદ સામે એક કાવનુ ખચ્ચીતજ રચાયલું છે. તમે બે ખરેખરા-સદગ્રસ્થો છેવો તો જેબી તમે તે દિવસે સ્ટેશન પર જોયું અને સાંભલ્યુંચ, ને જેબી કંઇ ખુલાસો તમે હમણાં મારે મોઢેથી સાંભળશો તેનો એક હરફબી કોઇને નહિ જણાવવાનું મને પ્રોમીસ કરસો!'

"ગોડી ખુશી સાથે," તેઓ બંધે બોલી પડયા, "તમે હમારી પર વિસવાસ રાખો, મી૦ કાંગા."

ને ત્યારે એડીએ તે બે ધણીધણીયાણીનાં વચ્ચેના કજ્યાની વાત તેઓને કહી સંભળાવી.

"ને હવે દોસ્તો, આપુને તે કમનસીબ છોકરીને કંઇબી કરી બચાવવીજ જોઇએ."

તે બે ભલા જવાનો તેણીને કંઇબી ભોગે બચાવવામાં મદદ આપવા એકદમ ઉભા થયા.

"જો અત્યારે તેણીને બચાવવા જઇએ તો કોઇએબી તે પછીથીબી જાણવું જોઇએ નહિં કે લેડી જહાંગીરને કાસલમાંથી નહસાડી જનાર આપણે હતા. નહિ તો એ ગરીબ છોકરીનું નામ વધતું ખરાબ થશે."

"ગ્લેનકેર," કેપટન બનાજીએ સુચવયું, "તે જગ્યા તો મને બરાબર માલમ છે, દોસ્ત. સ્કોટલંડના ઉત્તર તરફનાં કીનારા પર એ કાસલ બંધાયલો છે. ઘણીજ સરદવાલી ને બયાબાની જગ્યા છે. હમે ગયે વરસેજ——"

એડીએ તુરત કેપટન બનાજીનો હાથ પકડી વધુ બોલતાં અટકાવ્યો.

"તમે ગયે વરસે ત્યાં ફરી આવેના? જો તેમ હોય તો આય વરસેજી એક ફેરો મારી આવનામા અડચણ શુ છે?"

કેપટન બનાજી એડીની એટલી બધી આતુરતા પર મુછમા ભરમનું હસ્યો.

"કઇબી નહિ. જો તે કમનસીબ બાનુને તેમ કીધાથી બચાવી લઇ શકાની હોય તો હું આય પળે જવા તઇયાર છેઉં. મારી પોતાની એક ઘણીજ સરસ નોરધન વેલ નાગની યાટ છે ને તેમાં જો તમે કહો તો હુ બધી તઇયારીઓ કરાવુ."

છુટકારાનો એક લામો દમ એડીએ એચ્યો.

"હેવન બ્લેમ યુ!" તેને હેસાનથી કેપટન બનાજીનો હાથ દાબ્યો, "ખુદા તમુને સુખી રાખે, દોસ્તો! તમારો ઉપકાર હુ મરતા તુધીક ભુલીસ નહીં!"

અને ત્યારે તે યાટમા કાસ્તલ નજદીક જવાની ગોઠવણ કરી તેઓ બે દિવસમા તો ત્યાં જવા તઇયાર થયા.

નોર્થન વેલ તે ત્રણે દોસ્તોને લઇને કમનસીબ ખુરશેદને બચાવા સડસડાત દર્યો કાપતી થઇ. તે એક ઘણીજ સુદર નાની રમકડા જેવી યાટ હતી

દુરથી ગલેનેડેર કાસ્તલપર પહેલી નજર પડતાજ એડીની છાની ધાસ્તીથી ઉચકમેચ થવા લાગી. દર્યાઇ પક્ષીઓ તે કાસ્તલની આસપાસ ઉડાઉડ કરતા હતાં તો જોરાવર મોજાઓ પત્થરને અફડી અફડીને એકનો એક નહીં સમજવા ગમે તેવો અવાજ કરતા હતા. એડીને લાગ્યું કે આય કાસ્તલના જેવી એકાંત ભયાનક બીજી કોઇજ જગ્યા હોએ નહિં. ને ત્યારે યા અલ્લાહ? વાડી બગવે, નોકર ચાકરોની ફોજ વચ્ચે રહેવી પેલી સુંદર છોકરી આવા એકાંતમા મહીનાઓ થયા કેમ રહી હશેનો વિચાર આવતા તે બાહાદુર જવાન પોતે ધાસ્તી ખાઇ ગીયો. રખે તેણી સીક હોય? રખે તેણી મેહેર વગર એખલી હોય?

ગ્લેનડર કાસ્તલ નજદીકના દર્યામાં કાઇ વારંવાર યાટ દેખાવ દેતી હતી નહિ. કોઇ કદાચજ તે તરફ કોઇજ શોખીન મહેલઘાહે નીકલી પડતુ હતુ. ઘણાક કલાકોની તે યાટ ખોરશેદના ઓરડાની સામેજ કોઇનુબી ધ્યાન ખેચ્યા વિના થોભેલી હતી.

ગરીબ ખોરશેદ! તેણી આજે કેટલા કેટલા દિવસો થયા બિછાનાપર તાવે સસરતી હતી. દિવસની ભુખ અને રાતની ઉઘ વિના તે કમનસીબ છોકરી જાતે હતી તેનો એવો ફકટ બની ગઈ હતી. અને મેહેર તેણીને ઉગાડવા, પાછી તન્દરોસ્ત બનાવવા જીવતોડ પછાડા મારતી હતી. થોડાજ દિવસ વધુ અને જો કંઇબી મદદ નહિજ આવે તો ખોરશેદનુ મોત નકકીજ હતું. મેહેર તેણીને હવે એક મીનીટબી એખલી છોડતી હતી નહિ. તેણીને કંઇ કંઇ વાતો કરી રીઝવવાની તેણી દરેક કોશેશ કરતી હતી.

આજેબી મેહેર, ખોરશેદને બીછાનાપર તકયાઓને અઢેલાવીને બેસાડી ને કંઇ કંઇ વાત કરાવીને મન રીઝવતી હતી.

"ખોરશેદ, આપણે ઘેર જઇએ ત્યારે જરૂર તું મને પેલો તારો કીંમતી હીરાનો સ્ટાર બતાડજે હં કે! તુ એટલી વખાણ કરેચ તે હું બી તો જોવુ કે તે કેવોએક સરસ છે?"

ખોરશેદના દીલમાંથી એક ઉંડી હાય નીકળી પડી અને ઘણીજ ગમગીનીમાં તેણીએ પોતાનું સર ધુણાવ્યું.

"ઘેર !" તે છોકરીનાં અવાજ વરીકમાં જબરો ફેર પડયો હતો અગાઉનો તે રૂપેરી ઘટ જેનો મધુર અવાજ ક્યાં અને હમણાનો ખોખરો નીરાશાભર્યો સાહાદ ક્યાં ?

"ઘેર ! ઓ મેગી ! ઘેર જવા હું છવતી રેહેવમ ત્યારે કેની !"

"હાસ્તો વરી !" મેહેરે પ્યારથી તેણીના કપાળ પરના ઝુંફા ઉંચા કરતા કહ્યું "આપરે કંઈ અગાઉના જગની જમાનામા નથી પેદા પડયાં કે જે વખતે લોક જેમ ગમે તેમ ચેર લેતા અને ખુન કરતાં હતાં. જો જેની ! જે દિવસ જાયચ તેમા તારા પપા, તારી ખોળ કહાડના હયાં જરૂર તુને મળવા આવી પુગશે ' એવણ તુને જોવાની હઠજ કરશે તો આવાબાઇ ને તારા વરથી ના કહેવાનાનું નથી. એક વખત એવણ તુને મલ્યા ને ખુવાબો થયો કે પછી તુ છુતીજ થશે !"

"તે લોક આવી પુગશે તે અગાઉ હુ મરી જવમ યા તો મારા મગજપરનો કાબુ ખોઈ દેવમ." હજુરખી તે બાળા શંકાથી નાનુંજ ડોકયું ધુણાવતી હતી

"નહીં મરી શાનું જાય ? એ બધા વાહીયાત વિચાર તારા મગજમાંથી હાંકી કહાડ. તુ જરા શીખી ને પટલી દેખાયચ ખરી પણ, તોબી તુ ઘણીજ મજબુત બાંધો ધરાવેચ. ખોરશેદ આજે જરા તારી તાન ઉતરેલી છે તેરલાં બીછાનાપરથી ઉઠીને બીજા ઓરડામા ચાલ, આજે એક નવીન નોવેલ મને આવાબાઇના ઓરડામાથી મળી આવેલી છે તે આપણે વાચ્યે. આય દર્યાપર તડકું એવુ પ્રકાશેચ કે બે ઘડી તેનો ચળકાત જોતા આપણો છવ ખુશ ખુશ થઈ જાયચ. ચાલ ઉઠ" મેહેરે તેણીને પોતાનાં ખભાનો ટેકો આપી બીછાનાપરથી ઉઠાડી ઠીકઠાક કરવા માંડી

દિવસે દિવસ, આય ભલી છોકરીના વધતા સમાગમમાં આવતા ખોરશેદ તેણીને પોતાની બેહેન ભીમાલજ ચાહાતા શીખી હતી. મેહેરની મીઠી જબાન સમજતાંજ ખોરશેદનાં મંદ પડી ગયલાં જીગરમા ઉમંતનું કંઇ અજબ જોર આવતુ હતુ. મેહેરની કાળજીથીજ ખોરશેદ એટલીબી તરી રહી હતી. મેહેરની ડહાપણ ભરી વાતો, નરમાસ, ખીઠાસ અને હુસ્યારીથી ખોરશેદ છકક થઇ જતી હતી.

ખોરશેદનાં પટલા, વેવઇ ગયલા આકારને તેડો આપી ચવાવતા મેહેરના જીગરમાથી ઉદાશીની હાય નીકળી પડી ઓ ! પરવર ! દિવસે દિવસ ખોરશેદ તવાતીજ જતી હતી. તેણીનાં કાલા બાલ વટીક ઝળકાત ખોઈ બેઠા હતા. કાળી આંખ્યોનો પ્રકાશ હાલ તરત ઝાંખો મારી ગયો હતો. હમેશનો ગુલાબી મુખડો હાલ તમામ ફીકકો અને કાહેલી થયલો નજરે આવતો હતો.

"ક્યાંઇબી જલદી અત્રે આવી પુગે તો સારૂં. બાકી જો જાસ્તી દિવસ લાગશે તો જરૂર એ બિચારીનો અંતજ આવી રેહેશે" મેહેરે મનમાં વમાસ્યું

તેણીના વાલ હોરી કેમ ઠીકઠાક કરી મેહેર તેણીને બીજા ઓરડામાં લઇ જઇ બારી ન જીક ની ખુરશીમા બેસાડી.

"ચાલ હવે આય નોવેલ વાચવાની શરૂ કર, ખોરશેદ" અને મેહેરે તેણીનાં હાથમાં એક નોવેલ મુકી

ગરીબ તે છોકરી! ચાવી આપેલા એક પુતલાંની માફક તેણી મેહેરનું દરેક કહયું કરતી હતી ખરી પણ તે ભલી છોકરીને ખુશી રાખવા ખાતરજ હતું. વગર મને તેણીએ તે નોવેલ વાંચવાની શરૂ કીધી ખરી પણ નહિ. ને નોવેલના ઝીના ટાઇપ તેણીની આંખો સામે નાચ કુદ કરતા હોય તેમ દેખાવા લાગ્યા અને એક ઓલબી તેણી વાંચી શકી નહિ અને ત્યારે આંખમાં આંસુઓ સાથે તેણીએ તે ચોપડી બંધ કરી બાજુએ મુકી.

"મેગી વ્હાલી, તું મારી પર ગુસ્સે ના થતી." ખોરશેદ કગલી પડી, "પણ મારામાં એ ચોપડી વાંચવા જેટલી તાકાત હવે રહી નથી."

"ત્યારે તો હુંજ એ તારી આગળ વાંચી સંભળાવશ. કંઈબી કરી તારૂં મગજ તો રોકવુંજ જોઇએ." ને મેહેરે તે ચોપડી ઉપાડી વાંચવાનું શરૂ કર્યું.

તેણી આગલ અને આગલ ધીમે ધીમે મધુર અવાજે વાંચતીજ ગઇ. ખોરશેદ સમજતી હતી કે નહિ તે માટે વારંવાર તેણી ચોપડીમાંથી ઉપર જોતી હતી. ખોરશેદ દર્યા તરફ દુર દુર જોતી વિચારવંત બેઠી હતી.

એકાએક ખોરશેદનાં મુખમાંથી ધભરાતની ધીમી ચીસ નીકલી પડી અને કંઇક લાગણીથી કરકર ધ્રુજતા હાથોએ તેણીએ મેહેરની બાજુ મજબુત પકડી.

મેહેરના હાથમાંથીબી ધભરાતને મારે ચોપડી સરી પડી. અને તેણીએ ખોરશેદનો ઉજરો ફપ ચેહેરો ને પોરપરાક ઉઘડી ગયલી આંખો અચરતીથી જોઇ.

"શું છે? શું છે? ખોરશેદ!" મેહેરે હવે ઉભા થતાં ખોરશેદને પોતાના બાથમાં ખેંચી, 'તું એટલી બધી ધ્રુજેચ કાંય, વ્હાલી?"

ગરીબ મેહેર! તેણીનાં પોતાનાં હાથ પગબી ધભરાતને મારે ધ્રુજતા હતા. આય કમનસીબ છોકરી અચપુજ ઘેલી તો નહિ થઇ ગઇ હોય?

"મને દેખાયચ? ઓ મને દેખાયચ? ઓ દયાલુ ખોદા! મેગી; હું ઘેલી તો નથી થઇ ગઇ કે મને દેખાયચ તે ખરુજ છે! સ્વપનામાં જોયલી પેલી બોટની વાત મેં તુંને કહેલી તે તુને ધ્યાન છે? જો! જો! પેલી રહી તે બોટ! ઓ મેગી! મને કેહેની કે હું સ્વપનું જોવુંચ કે જાગતી છેવું! જો તુને પોતાને પેલી દુર દુર ઘોબેલી બોટ દેખાયચ કે?" અને તે ઉશકેરાયલી છોકરીએ પોતાનાં હાથની પટલી આંગલી તે તરફ તાંકી. તે આંગલી તાંકેલો હાથ કરકર ધ્રુજતો હતો.

મેહેરે હવે તે તરફ નજર ફેરવી જોયું. દર્યા પર પડતા તડકાંના પ્રકાશમાં તો પેહેલાં તેણી કંઇબી જોઇ શકી નહી પણ પછી તેણીની નજરેબી તે બોટ પડી.

"હા હવે મને દેખાયચ" અને મેહેરનો અવાજબી ખુશાલીથી ધ્રુજતો હતો.

તે બધેએ પાંચેક સેકન્ડ ચુપચુપ તે બોટની હીલચાલ ઉંચે દમે તપાસી.

"ખોરશેદ, હું ખાત્રીથી માનુંચ કે આય બોટ આપુનેજ બચાવવા બહાર પડેલી છે," અને આસાને મારે મેહેરની બન્નુ આંખો ચમકવા લાગી.

"એ આપણેજ વીબે છે, ખોરશેદ," ખોરશેદને ચુપ તે બોટને ટીકટી ઉભેલી જોઇ મહેરે પાછું કહયું "એમા મીઠ કાંગા હોવાજ જોઇએ. મારી પુરી ખાત્રી છે."

અલબત મેહેરને એડી પર પુરતો વિશ્વાસ હતો. જો પેલું કાગળ તેના હાથમાં ગયુંજ હોય તો તે તેઓની પુઠે પડેયો હોવોજ જોઇએ,

કલાકો વેર તે બે છોકરીઓ ઉંચે દમે ને ધડકતે જીવે તગર તગર તે બોટને તપાસ્ની બેસીજ રહીજ.

સાંજનું ઝઝકળું થયું પણ તે બે છોકરીઓ તે બોટની હીલચાલ જોતાં થાકી નહિ અને અંતે તે અંધારામાં જણાતી બંધ થઇ ત્યારેજ તેઓએ તે તરફથી પોતાની થાકેલી આંખ્યો ફેરવી.

તેઓએ પાછી તે તરફ પોતાની આંખ્યો તાકી જોયું તો તે બોટ ઉપરથી એક નાની બોટ ઉતારવામાં આવી અને તેમાં બે મર્દો કુદી પડયા.

"જોયું કે ખોરશેદ ?" મેહેરે ખુશાલીથી ઉછળતાં જીગરે ખોરશેદને તાંકી બતાવ્યું, "એ લોક એ નાહ્લી બોટમાં આપણા કાસ્તલ નજદીક અંધારાંમાં આવીને આપણા છુટકારાના રસ્તાઓ શોધસે !"

ધણે મહીને ખોરશેદના ફીક્કા ચેહેરાપર ખુશાલીનો રતાશ ફરી વળેયો મેહેરે હરખાયલાં જીગરે જોયો.

"ઓ એમા એડી કાંગાજ આવેયો હોવો જોઇએ."

"ખોરશેદ દીકરા, હવે તું જમીને પાછી અલોટી જા," રખે તેણીને ઉશ્કેરાતથી તાવ ચઢે તેની બહીકે મેહેરે જબરદસ્તીથી તેણીને ત્યથી ઉઠાડી કોચપર સુવાડી દીધી.

"જો તુ જરાબી ઉશ્કેરાશે તો સીક થઇ જશે તો પછી આપણાથી નહાસવાની ગોઠવણ થશેજ કેમ ?"

## પ્રકરણ ૫૩ મું.

### મુલાકાત.

બીજો એક આખો દીવસ તે બે છોકરીઓએ પેલી દુર ઓહામાં ઉભેલી બોટ તપાસવામાં પસાર કીધો. રાત પડતાં મેહેર, તે કાસ્તલમાંથી છુપેથી બાહાર જઇ તે બોટ કોણની હતી ને કોણ માટે ત્યાં આવી હતીની ખબર મેલવનાર હતી.

આય ભલી બાહાદુર છોકરીની તેણીને બચાવવાની કાલજી માટે ખોરશેદની આંખ્યોમાંથી ઉપકારનાં આસુઓ ખરી પડયાં.

"મારી મેગી, મારી ભલી બેહેન !" ખોરશેદ તેણીને જતી વખત કીસ કરતાં બબડી. "ખુદા તુંને તારી ભલાઇનો બદલો આપશે ! તું બાહાર નીકલસેજ કેમ, મેગી ! તુને ખાત્રી છે કે તું પકડાઇ નહી જશે !"

"તે તો હું ગમે તેમ તલાવતથી મારૂં કામ કહાડી લેવશ. તું બેફીકર રેહેજે ખોરશેદ. મારી પર કંઇ હવાં ઘણો જાપ્તો નથી રખાતો; બુઢો આંદરૂ કાસ્તલનો ગેટ બંધ કરશે તેટલાં હું એક ત્રીકથી બાહાર નીકળી જવશ પણ તું કંઈ હવે મારી વાટ જોતા જાગતી ના બેસતી. કારણ મને તો હવે આખી રાત બહારજ રેહેવું પડશે. સવારે આંદરૂ બારણું ઉઘાડશે ત્યારેજ મારીથી તો અંદર અવાસે."

"મારી ગરીબ મેગી! આખી રાત તું ઠંડીથી ઠઠરી જશે! લે આય મારો ગરમ કોટ દીલપર હેરી લે!"

"અરે ગાંડી રે! એમ કરૂં તો પછી કાલનો દુકાલ આજે પડે! ને તુને બચાવા હું ઠંડીથી બંધાઇ જાવું તેની મને થોડીજ દરકાર છે. તું જરાબી ફીકર ના કર. હું મોટો દરવાજો બંધ થાય તેની અગાઉ બાહાર પડશ ને પછી ખડક પરથી નીચે જવશ. દર્યા તરફ જવાનો રસ્તો કંઇ એ લોકથી થોડો બંધ થયોચ! એટલે મને ઝાઝી ફીકર નથી ડાર્લીંગ ને ચાલ હવે વખત થના આયોચ તુ જરાકબી મારી ફીકર ના કરતી. હું તુંને કંઇબી કરી બચાવશ. તારો ઓરડો બાહારથી બંધ કરીને હસ્તો મને ઓરડાની ચાવી લઇ જઇને આવાંગાઇને આપવાની છે.

તે બે ફ્રેન્ડસો, એકમેકને કેટલીક સેકંડો વેર વલગીને ઉભાં, પછી કીસીસ આપ લે કરી બો છુટા પડયાં.

હંમેશની માફક બુઢો આંદરૂ બારણાં બંધ હતા યા નહી તેની તપાસ માટે ખોરશેદનાં ઓરડા આગલથી ફરી ગયો. ત્યારપછી મેહેર ઓરડાની ચાવી લઇ આવાંગાઇનાં ઓરડામા દાખલ થઇ.

"આજે ખોરશેદ, કેમ છે મેગી?" આવાંગાઇએ તેણીને દાખલ થતાંજ વહુની ખબર પુછી.

"બાનું, ખોરશેદની તબીયત હંમેશની માફક બગડેલીજ છે અને સાથે સાથે એવણનો સ્વભાવબી તેવોજ બરખેલાફ છે." મેહેરનો જવાબ સમજી આવાંગાઇ ખુશી થયલાં દેખાયાં

"હવે જલદીજ છુટકો થશે," તેવણ મન સાથ બબડયા. તેવણે મેહેરને ગુડ નાઇટ કહેકી મોકલી દીધી.

આવાંગાઇના ઓરડામાંથી જલદીથી છુટકો થવા માટે મેહેર ખુશી થતી સડસડાટ દાદર ઉતરી નીચલા પત્થરનાં ચોગાનમાં એક ખુણામાં આંદરૂની વાટ જોતી ઉભી. તે બુઢે મીયાંને છેતરવાનું ઘણુંજ સેહેલ્લુ હતું. ઘડપણને સબબે તે બુઢાની આંખ્યો ઝાંખી પડેલી હતી. અને તેનામાં જુવાનની સામે થવાનું કૌવતબી કયાં હતું? તે બુઢો ધીમે ધીમે દાદર ઉતરી નીચે આવ્યો, ને તે મોટો દરવાજો ખોલી, હંમેશની માફક કોઈ ત્યાં આસે પાસે મુવું જીવતુ હતુ યા નહીંની તપાસ અર્થે તેને ચોગમ પોતાની ઝાંખી પડેલી આંખ્યો દોડાવી. બાહાર ખુલ્લા રસ્તાપર જવા માટે ખડકમાંથી કોતરેલા સપાટ સાંકડી ગલી ગમ તેને પોતાની નજર બે પલ ઠેરવી રાખી. બધું શાંત અને હરીહાક દેખી તેને પાછા તે દરવાજા બંધ કરવા પોતાના હાથો લંબાવ્યા કે મેહેરે લાગ જોઇ તે દરવાજાપર એક મોટો પત્થરો તાકીને ફેંકયો. બુઢો આંદરૂ ચોકીને એ બાહાર કોણ હતું તે જોવા જેવો દરવાજો મુકી તે બાહાર પડયો કે એકજ મીનીટમા તો મેહેર અંધારામાં તે દરવાજામાંથી બાહર સરકી એક ઓઠામાં જઇ ઉભી,

"એ શાનો અવાજ થયો !" તે બુઢ્ઢાની બૈરી એલ્સલી પોતાના ઓરડાનું બારણું ખોલી બાહાર નીકળી આવી. "હું કેટલી બીહીથી ! જાણે એક કોફીન દરવાજાને અફડયું હોય તેવો અવાજ થયો !"

"ખુદા આપુને બચાવે !" તે બુઢ્ઢાજીનો જીવ સુગઇ ઉઠયો. "એ રાત પડી એવું અપશુકન ભર્યું શું બોલેચ જે એલસ્લી !"

"વેલ !" તે ધણીયાણીએ તણકો કીધો.

"મેં તો સમજેલું છે કે એ અવાજ આગમચેતીનો છે ! કોઇબી આય કાસ્તલમાં વસ્વાત કરતું મરવાનું હોયચ ત્યારે એમ હમેશ અવાજ થાયચ સમજ્યા !"

"અમથી ના બકબક કર, વાઇફ !" તે બુઢ્ઢાજીએ હવે બાજુમાં મુકાયલા ફાનસનો કાકડો ઉતારી બતી નાની કરતાં છેડઇને જવાબ કર્યો, "એ તો કંઇ ભીંત પરથી પડયું હોશે !"

"તમેજ પછી જોજો !" ધણીયાણીએ બોહોંસજ લીધી, "હું કોઇબી દહાડો જુઠ્ઠી પડીચ ! એ અવાજ બુરૂં બનવાની આગમચેતી માટે થયોચ બીજું કઇ નહિ !"

"ચાલ હોશે ! માથુ ના ખા, વાઇફ !" તે ધણીજીએ ફફડીને દરવાજાને અંદરથી બરાબર બંધ કરી તાળુ માર્યું.

તે બુઢ્ઢાની બૈરીના મુખમાંથી પડેલા અપશુકનભર્યા શબ્દો મેહેરને જરાક થઇને ગમ્યા નહિં. તે કંઇ વેહેમી હતી નહિ, છતા તેણીનાં આખા આંગમાંથી ખુદરતીજ કમકમાટની ધીમી ઝઝણી પસાર થઇ ગઇ.

તે બાપડી, આવી રાતની વખતે વાહેજાન આય ગંજાવર ખડક પર એખલી પડી.

તે જગ્યાજ એવી બીહીક લાગે તેવી એકાંત હતી. અંધારાંમા મોટા મોટા ખડકોના ઓળાબી ઘણાજ દીલમા દેહેસ્ત ઉત્પન્ન કરનારા હતા. જ્યારે પવનનો સુસવાટ અને દર્યાના મોજાનો ખડક સાથે અફડવાનો અવાજ વધીક કમકમાટ ઉપજાવનારો હતો.

"એમ ગાવી ભયાનક જગ્યામાં હું મારી પોતાની જીંદગી બચાવવાબી જોખમ ખેડું નહિ પણ"–તેણી કયાંથી નીચે ઉતરવાનો રસ્તો લેવાના વિચારમાં થોડીક પળ અંધારામાં આમ તેમ આંખ ખેંચવા લાગી.

"હવે કયાંથી હું રસ્તો શોધું ! એક બી ખોટું પગલું ભરશ તો આય ખડક પરથી આફડી આફડી ને નીચે પડતાં તો તુકડે તુકડા થઇ જવશ ને બિચારી ખોરશેદ મારી વાતજ જોતી બેશી રહેગે." ને તેણી મનથી જરાક હસી.

ખુદાની મહેરે'ી થોડીક પળમાં તો તારા ચમકવા લાગ્યા અને ત્યારે તારાંઓના ઝાંખા ઉજાસથી તેણીને નીચે ઉતરવાનો થોડો ઘણોબી સલામત રસ્તો જણાયો. ધણીજ સંભાળથી એક સ્કર્તનો છેડો ઉંચો પકડયો બીજે હાથે ખડકનો ટેકો લેની તેણી નીચે ઉતરી. થોડાક પગલાં વધુ અને તેણી કીનારે આવી ઉભી. નજદીક આવીને પાછા હઠતા મોજાઓથી ભીનાતા બુટનીબી તેણીએ દરકાર કરી નહી'.

હવે મેહેરે તે બોટને સોધવા પોતાની નજર આસપાસ ફેરવી.

ઘણીજ ખુશાલી વચ્ચે તેણીએ એક નાનકડી બોટને થોડેક દૂર ઉભેલી જોઈ. રખે કોઇને રાતની ચુપકીદીમાં અવાજ જાય તેની બીહીકે તેણી તે બોટ માહેલા માણસોનું ધ્યાન ખેંચવા સાહાદ વટીક મારી શકી નહિ. હવે શું કરવુંનો તેણી હજુર તો વિચાર કરે તેટલાં તો તે બોટ ધીરે ધીરે તેણી તરફ હંકરાવા લાગી. બીજી પળે તો તે થોડે દૂર આવી ઉભી અને તે માહેથી એક ઉંચો કદાવર જાણીતો આકાર એકજ કુદકે બાહાર પડયો. તે વહાલા જવાનના સોહામણા આકારને ઓળખતાં બહાદુર મેહેરનું જીગર ખુશાલીથી ઉડ઼ઉડ થવા લાગ્યું. ઓ વહાલો એડી! આખરેણી તે તેઓની મદદે આવ્યો ખરો! તેણી તેને બેના અંધારામાં થોડાક પગના આગલ વધી. તારાઓના ઘણાંજ ઝાંખા ઉજાસનાં તેણીએ ને વ્હાલો જાણીતો ફીક્કો મુખડો તુરત ઓળખ્યો.

"એડી!" ખુશાલીને મારે તેણીના મુખમાંથી તેનું વ્હાલું નામ સરી પડ્યું.

અંધારામાં કોઇનો જાણીતો અવાજ સમજતાં એડીની લાંબ આબાણીમાં થંભ થઇ ઉભો. કોઇબી ઓરત આવી બયાનક જગ્યામાં ઉતરવામાં હિમ્મત કરે તેના એ માનવામાં આવ્યું નહિ ને તેથી તેને આખ ઠેરીને તે અવાજ આવ્યો હતો તે બાજુએ જોયું નહિ તેની શુધ્ધ હતી એક લાબાં સકતંમાં તે કોઇ ઇઅેજ ઓરતનોજ આકાર હતો. તે આકાર તેની વધતો નજદીક આવ્યો ને તેના બે હાથો પોતાના હાથમાં પ્યારથી પકડયા.

· "મારો એડી! તું આખરે આવ્યો ખરો!" તે છોકરીનો મધુર અવાજ તેણે તુરત મેહેરનાજ તરીકે પારખી કહાડયો.

"મેહેર! તેં આય રાતે આવી બયાનક જગ્યામાં ઉતરવાની હિંમતજ કેમ કીધી!" એડીએ મેહેરની વધુ નજદીક આવતાં અજાયબીમાં પુછ્યું અને તેણીના નાનકડા આકારને તેને પોતાનાં પાસામાં ખેંચ્યો.

"આસ્તે બોલ એડી!" મેહેરે પોતાના સફેદ આંગલા તેનાં હોઠ પર દાબ્યા, "હમે તારી બોટને જોઇ ને હું તેની ખબર કહાડવા બરાતી સતાની અહિં ઉતરી આવી. એડી, સારૂં થયું તું એટલો જલદી આવ્યો તો! કારણ, કારણ, ખોરશેદની તબીયત દિવસે દિવસે તદ્દન બગડતી જાય છે."

તેના હોઠો એટલું સમજતાં કંઇક ધ્રુજતા તેણીએ બરાબર જોયા. એડીએ પોતાપર કાબુ રાખવાની એક મજબુત કોશેશ કીધી.

"આવ આપણે પેલા પત્થરપર બેસીને વાત કરીએ" અને તેઓએ નજદીકના એક લીસા પત્થર પર બેઠક લીધી.

મેહેરે પહેલેથી છેલ્લે સુધીની બધી વાત તે જવાનનાં કાનમાં રેડી ગઈ.

"પણ હવે તો એની જીંદગી બચી શકશેની, મેહેરાં!" તેણે આતુરતાથી સવાલ કીધો.

"હા હવે તો કંઇ ધાસ્તી નથી. આપ એકાંતવાસ ને આપ દર્પીને જોતાં એની તબી યતપર બધી અસર થઇ. પણ એ અહીંથી જશે તેબીજ ટટાર થશે."

"ઓ મેહેર! આપણે એને કેમ બચાવીએ! એને અહીંથી કેમ નહસાડી લઇ જઇએ!" તે મુંઝવણ ભરેલો જણાયો.

"એને જો નહસાડી બી શકશે તો મારૂં નામ તો જાહેરમાં આવવું જોઇએજ નહિ' તેથી તો એ જોખમમા આવશી એને હું મારી સાથે આવેલા બે પારસીઓ સાથે લંડન મોકલી દેવસ ને ત્યાંથી તે લોક એનો બંધેરી જે હાવ લંડનજ છે, તેના હાથમાં સોપશે ને હું ત્યાંથી દર્યાને નહિ પણ બીજેજ રસ્તેથી છુટો પડી લંડન જઇશ ને તું મારી સાથ આવશેકેની મેહેરૂં!'

કેવી રીતે ખોરશેદને ત્યાંથી નહસાડી લઈ જવાનો વિચારમાં કલાકો કેમ પસાર થયા તે બધેને સાવસ પડયું નહિં.

"બોલની મેહેર! આપરે કેમ ખોરશેદને બહાર લાવ્યે!" તેણે તે વ્હાલી કઝીનનો હાથ સાયાથી પસવારતાં પુછ્યું. મેહેરની ઉંડી સમજ શકતી માટે તેનું ઉંચુ મત હતું.
તેણી જવાબ આપ્યા વિના કેટલીક પલો વેર ચુપ બેઠી.

## પ્રકરણ ૫૪ મું.

### છટકવાનો ઉપાવ.

"મેં એક ત્રીક સોહધી કહાડી, એડી!' મેહેર થોડીક પલો પછી ખુશાલીથી બોલી ઉઠી. "જો તેમ કરસું તો ખોરશેદ સાથ કીનારા પર કાલે તુને મલશે"

"તે શું છે! મને કહે!" તેણે ભારે આતુરતાથી પુછ્યુ.

"જો સમજ એડી," તેણીએ ધીમેથી પોતાનો પ્લાન કહેવાનો શરૂ કીધો, "આવતી કાલે આખો દિવસ હુ મારી દાઢ ઘણીજ દુખેચતુ બાહાનું કાહાડી મારા મોઢાપર આખો વખત મારી શોલ વિંટાયેલી રાખસ અને રાતે હું ને ખોરશેદ એકમેકનો પોશાક અદલબદલ કરશુ જેવો આંનર ખોરશેદનાં ઓરડામાં સુવા જતી વખતે બારણું બંધ કરવા આવસે કે હુ ખોરશેદના ડ્રેસમા એનાં બીછાનાપર એક નોવેલ વાંચવાના ઢોંગ કરતી ડોર વારીને અચેતપ રેહેવસ ને ખોરશેદ મારી માફક મીનબત્તી લઇ ઓરડામાથી બહાર પડશે, ત્યાં વેર તો ઠીક છે પણ હવે પછી એને ડિમન રાખવાની છે." અને તેણી ત્યાં દમ ખાવા થોભી.

"તે શાંમા?" તેને પુછ્યુ.

"દરરોજ રાતે હું ખોરશેદનાં ઓરડાની ચાવી બુઢ્ઢા આદર પાસેથી લઇને બાવાંસાઇના ઓરડામા એવનના બીછાના નજદીક જાવુંચ ને જો તેમ ખોરશેદ ચાવી મુકવા જાય ને બાવાં-બાઇ વાત કરાવે તોજ મોહોકાણ વજે. બાકી બીજી બધી ચીજમા તો એ ફાવી શકશે. એનું ને મારૂં કદ ઉચાઇમાં સરખુંજ છે ને એ મોઢાંપર મારે બદલે સોલ વીંટાળશે એટલે બાવાં બાઇને કંઇબી દગો હોવાનો ખ્યાલ થશેજ નહિં. આંદરની આખે તો ઝાઝું આવતુંજ નથી એટલે એની ફીકર આપુને રાખવાની નથી."

"ઓ મેહેર વ્હાલી, તું ખરેજ એક ફરેસ્તો છે. તારી બહાદુરી અને બચાઇ માટે હું કેવી રીતે તારો ઉપકાર માનુ" અને એમ બોલતાંજ તેની હમેશની કોરડી આખ્ખોમાથી ઉપકારનાં આંસુઓ ખરી પડયાં.

મેહેરે એક ઉંડો નિસાસો એચ્યો, ઓ! તેણી આય વ્હાલ જવાનને કેવાં ઉંડા વ્હાલથી ચાહતી હતી તેનો તે બાપડાને કયાંથીજ ખ્યાલ થઇ શકે! તેનાં સુખને ખાતર તેના જીવને ખુશી રાખવા ખાતર તે આય પણે પોતાને જાન વટીક કુરબાન કરવા તેણી તૈયાર હતી તો આટલી સરખી મહેનત માટે તેણીને થોડીક દરકાર હતી.

"મારા એડી, મારા વ્હાલા ભઇ, ખોરશેદ તરફની તારી લાગણીને ખાતરજ મેં આટલી બધી હિમત ને જોખમ ખેડેલો છે. એ છોકરીની એકજ ભુલ, 'પૈસાનાં પ્યારને ખાતર, તારા ભવનો નાશ શું નથી થયો! મારા ભઇ, હુ જાણુંચ કે તું હજુર ખરાજ પ્યારથી તેણીને ચાહેચ ને તારૂં બધું સુખ તેણીના સુખમાં સમાયલું છે. એના જીવને કંઇબી હાની પહોંચે તો તારો હાલબી કેવો થાય તેની મને ખબર છે. ત્યારે તું મારા એકના એક વ્હાલા ભઇના સુખને ખાતર હું જેબી કંઇ ભલુ કરૂં તે થોડુંજ કેહેવાય!" અને પછી મેહેરે તેનાં હાથપર પ્યારથી એક કીસ લીધી

"કાલે રાતે તું ખોરશેદ માટે થોભજે એડી. તમે લોક મારી કંઇબી ફીકર ના કરતાં હુ બધુ ત્યાર પછીનું સંભાળી લેવસ. અલબત મારીથી તો અવાસેજ નહી. મારો છુટકો તો આવાંબાઇ સાથેજ થશે?"

સહવારનું ઝઝકલું પડયા અગાઉ તેઓ છુટાં પડયાં. ઉજાસમાં કોઇનુંબી ધ્યાન તેઓની ઉપર પડે તો મોહોકાણજ વળે.

તેઓ છુટાં પડયા. મેહેર ધીમેથી ઉપર ચઢીને ને દરવાજો ખુલવાની વાટ જોતી દરવાજા નજીક એક ખુણામાં દબાઇ ને ઉભીજ રહી. સહવાર પડતાં તે દરવાજો મોટા ચીંચવાટ સાથ ખુલ્યો અને બુઢા આંદરૂને ઝાડુ સાથે ફાંફાં મારતાં જોઇને તેની નજર ચુકાવી તેણી અંદર ટકી ગઈ. ઝડપથી તેણીએ પોતાના ઓરડામાં જતાંજ બારણું બંધ કરીને આખી રાતના ...ા થઇ ગયલા કપડાં બદલી નાંખી બીજો ડ્રેસ પેહેર્યો અને લગભગ મોઢુ ઢંકઇ જાય તેમ તેણીએ મોઢાં આસપાસ સોલ મજબુત વિંટાલી.

"મેડમ, તમારો દાંત શું એટલો બધો પેન થાયચ?" નાની એલસ્બીએ ચાહે નાસ્તાની ત્રે તેબલપર મુકતાં દયાથી પુછ્યું.

"હા મારો દાંત ઘણોજ દુખેછ. આજે મારીથી લેડી જહાંગીર આગલ વંચાશેબી નહિ."

ગરમ ગરમ ચાહ પી લઇ તેણી હવે ખોરશેદનાં ઓરડામાં આવી ઉભી.

ગરીબ ખોરશેદ! આખી રાતના કરેલા ઉજાગરાથી તેણીની આંખ્યો લાલ થઇ આવી હતી. દેખીતુંજ હતું કે તે છોકરીએ એક પલબી પોતાની આંખ્યો બંધ કીધેલી હતી નહિ.

મેહેરને ત્યા હસ્તી તતાર ઉભેલી જોતાં તેણી એક તડાકે ખુરસી પરથી ઉઠી ઉભી થઈ મેહેરનાં બંધે હાથો પોતાના હાથમાં લીધા. ઉશકેરણીથી આખા અંગમાં ધ્રુજતી હતી.

"ઓ મેગી! મને કેહે! તુને કોણ મલ્યું? આપુને બચાવાજ પેની બોટ આવેલી છે કેની!"

"ધીરે! ધીરે! ખોરશેદ!" મેગીએ તેણીને લાવી ખુરસીપર બેસાડી ઠંડી પાડી "બધી, બધીજ સારીજ ખબર છે પણ જ્યાં સુધી તું આય નાસ્તો ખાસે નહિ ત્યાં સુધી હું એકબી બોલ બોલશ નહિ."

તેણી તુરત તાબે થઇ. ઘણીજ થોડી મીનીટમાં તો તેણીએ ઝડપથી નાસ્તો પુરો કરી લઇ મેહેર નજદીક બારી આગળ આવી ઉભી.

"મારી ગરીબ મેગી!" ખોરશેદ મેહેરનો ચેહેરો પ્યારથી પસવારતાં બબડી, "આખી રાત ઠંડકમાં રેહેતાં તું બધી અકડીબી ગઇ હોશે."

"મને ઠંડી લાગી ખરી પણ હું તેથી સીક નથી થઇ," મેહેરે તેણીને જવાબ કર્યો.

"જો તું સીક નથી થઇ તો તે તારો આખો ચેહેરો શાલમાં કાય લપેતી રાખ્યોય! બોલની મેગી તુને શું છે!" ખોરશેદે ઇંતેજારીથી તેણીને પુછ્યુ.

"તેનુ એક કારણ છે ખોરશેદ! આજે રાતે તુ હયાંથી સદા માટે છુટી થઇ શ શે સમજી!'

ઘણે વખતે આજે ખોરશેદના મુખડાપર ગુલાબી રતાશ ધાઇ આવ્યો.

"ઓ મેગી!" તેણી હરખથી પુકારી, "શું એ ખરૂં છે? કેમ તે મને બધુ કહે!'

'તે હમના નહિ કહેવાય ખોરશે," મહેરે તેણીને પનાલી પાછી ખુરશી પર બેસાડી "આજનો આખો દિવસ તુને જરાબી ઉશકેરાયા વિના સુઇ રેહેવું પડશે. રાતે હુ તુને બધુ સમજાવસ ને ત્યારે તુને મારા કહવા મુજબ હિમત રાખીને કામ લેવું જોઇએ."

ગરીબ બીચારી ખોરશેદ! મેહેરને કહી દેવા તેણીએ સમજાવી તેણીનું કંઇજ વલ્યુ નથી ત્યારે તેણી ચુપચુપ બીછાના પર આરામએસ લેવા અંતે ગઇ.

મેહેરે હવે ખોરશેદને છોડી આયાબાઇના ઓરડામાં, તેણીને ખસુસ કરી આજે દેખાવ દેવા દાખલ થઇ. મોહું લપેતી સુપેતેલી મેગીને જોતાંજ આયાબાઇએ કંઇક દયાથી તેણીની ખબર પુછી.

"મારી દાઢ ઘણીજ દુખેચ મેડમ" તેણીએ તેવનનો ઉપકાર માનતા જવાબ કર્યો.

તેવણે તેણીને સેક કરવાની અને પછી આરામએસ લેવાની સલાહ આપી જલદીથી પોતા આગળથી મોકલી દીધી.

સાહાંજ પડતાં તેણી બધી ગોઠવણ કરી પાછી ખોરશેદના ઓરડામાં આવી ઉભી.

"જો ખોરશેદ" તેણીએ હલવેથી ખોરશેદને પોતાનો પ્લાન કહેવાનો શરુ કીધો, "હવે તું મને જરા ધ્યાનથી સમજ. મેં જેટલુ કરવાનું હતું તે બધુ તારે ખાતર કીધુંચ. મીઠ કાંગાથી જેટલું બન્યુંચ તેટલું તેવણેબી બજાવ્યુંચ હવે બાકીનું જે રહેલું છે તે તારા હાથમાં છે. ને તુ હિમત રાખી બજાવસે?"

"તું જેમ કહેસે તેમ કરસ, મેગી."

"ત્યારે સમજ, તું જરાકબી બીહીતી નાં. જો આપરી ગોઠવણ પકડાઇ આવશે તો તેમાં નાસીપાશ થવાનુંબી કંઇજ કારણ નથી. તેમ થતાં હું કંઇબી ત્રીકથી મીઠ કાંગાને ખબર ચકસ ને ત્યારે તેવન કંઇ બીજીજ ગોઠવણ કરશે કંઇબી કરી તુને હમે હયાંથી બચાવશુ તો ખરાંજ"

અને મેહેરે હયાં હવે પછી ખોરશેદને કેમ કામ લેવું તે બધું સમજાવ્યું. ઓરડાઓની બધી બારીક સમજ આપી.

"હું બધું બરાબર બજાવશ" બધુ ઉચે દમે મમછી લીધા પછી તેણીએ કહયું, 'બસા મને બીહીક ફકત આવાંમાઇની છે. જો એવણ મને બોલવાની ફરજ પાડશે તો જરૂર મારે અવાજ પકડાઇ આવવાનો ને મારા હાથ પગ ધ્રુજીને ત્યાંજ હું તો અરધી મરવા પડશ, મેગી એવણનો ફરી પાછો ઘટ અવાજ આવા સંજોગમાં સમજતાં મને ધ્રુજરી છુટશે."

"નહિ તુને જરાકબી બીહીવાનું કામ નથી ખોરશેદ" મેગીએ હીંમત આપવાની ચાલુ રાખી, "મારી તબીયત ઠીક નથી. ને જલદી સુવાનું બહાનું કહાડી મેં તારા ઓરડાની ચાવી અર્ધા કલાક જલ્દીજ એવણને મપુરદ કરવાની પરવાનગી મેળવેલી છે, ખોરશેદ, એટલે એવણ તુંને કંઇજ સવાલ કરસે નહિ"

"અંધાર, તોફાની દર્યો, ઉંચો ખડક, ને સાંકડો રસ્તો એ કસાંથી હું બીહવશ નહિ પણ જો જરાબી એવણે મને બોલાવાની તેત્રણ કીધી તો મારૂં નખ્ખોદજ વળશે"

## પ્રકરણ ૫૫ મું.

### છુટ સતોસત.

મેગીના સાદા ઇંગ્રીશ પોશાકમાં ખોરશેદે તૈયાર થઇ મોહા આસપાસ મેગીની ગોલ લપેટી લીધી. ગરીબ તે છોકરીનું જીગર હવે શું થશેના ફીકરમંદ ખ્યાલથી ઉડ ઉડ થતું હતું. પણ એદીને જલ્દીજ મળવાની ઉમેદમાં તેણીએ પોતાની દેહશત તકાવી રાખી.

મેહેર તેણીને તૈયાર કરતા હીમત આપતીજ ગઈ. આવામાઇના અવાજની બ્હીક તેણીએ હનીજ કહાડી

"ઓ ખોરશેદ, નરી જાને પકડી મડમરીજ તું તો બની ગઇ!" તેણીને, આખી તૈયાર થયલી ઉપરથી નીચે વેર તપાસતાં મેહેર બબડી.

અને મેહેર પોતેજી ખોરશેદનાં રેશમી ઉમદા પોશાકમાં જોવાજોગ સુંદર લાગતી હતી. એક સરખી સાઇઝની આવ બે છોકરીઓ આબાદ જોડ બેહેનનોજ ખ્યાલ કરાવતી હતી.

"જોની ખોરશેદ, તું એક બોલબી અંદર સાથ વાત ના કરતી. એ બાહારથી ઓરડાનું તાળું મારે ત્યારે તુ એને અજવાળું આપવા મીનબતી પકડી ઉભી રેહેજે ને પછી તું કુચી લેવા તારો હાથ લાંબો કરજે."

તેણી દમ ખાવા એક મીનીટ ચુપ ઉભી.

"પછી પેલી કુચી લઇને આવાંમાઇના ઓરડામાં જજે" અને ત્યાર પછી મેહેરે ફરી પાછી તેણીને આવાંમાઇના ઓરડા તરફનો રસ્તો અને પછી દાદર પેરથી ઉતરવાની બધી સમજણ આપી "હવે તુને યાદ રહયું કેની! તેણીએ પુછયું."

"હા હું હવે શોધી કહાડી શકશ" ખોરશેદે ખાત્રી આપી.

"પછી તું એવણના ઓરડા આગલ જઇને બાહારથી બારણાંને નાક કરજે–તુ જરાકબી બીહીતી ના. એવણનો અવાજ સમજી હિંમત હારી ના જતી. તું તારે હિંમતથી અંદર જજે ને એવણ ગમ જોતીજ નાં. હું હમેશાં તારા ઓરડાની ચાવી એવણના બીછાનાં નજદીકની એક નાની ટીપાઈ પર મુકુંચ તેમ તુબી મુકજે. તું સીધ્ધી તે તીપઇ પર કુચી મુકી બાહાર નીકળી પડજે"

"પણ એવણ મને બોલવાની ફરજ પાડશે ને તો હું શું કરશ!" ખોરશેદ બાપડીની ધાસ્તી હજુર ગઇ નહિ.

"તો તું તે ધાટકી અવાજ છેલ્લોજ સમજેચ તે વિચાર કરી હિંમત પકડી મનમાં હસજે તું તેથી કંઇ નરવસ થઇને નાહાસવાની કોશેશ કરતીના. તો તો એવણને નહિ આવતો બી શક પેદા થશે. હવે એ નદતર ખલાસ થવા પછી બીજી બુહા આખરની બાંકી રહીય. હવે તું ધ્યાનથી સમજ ખોરશેદ કે મોટા કોરીદારની બારી જે હમેશાં અલગી બંધ રેહેચ તેમાંથી તું બાહાર ચોગાનમાં જઇ શકશે. આં'રૂં તુને ત્યાં મલસે. એ રોજ ચોગાનનો મોટો દરવાજો બંધ કરતી વખતે થોડું આગલ વધીને કોઇ મુવાં જીવતાની તપાસ લેયને પછીજ દરવાજો બંધ કરવા જાય કે તું આગળીમાં કોઇબી અવાજ કરજે કે નહિ તો એક પત્થર લઇને તાંકીને દરવાજાપર જોરથી ફેંકજે. એ તુરતજ દરવાજો બંધ કરવાનો પડતો મુકીને ધભરાતમાં જરા બહાર નજર ફેંકવા આગલ વધે કે તું તુરતજ એની નજર ચુકાવી સંતાતી સંતાતી દરવાજા માંથી બહાર પડજે. તુને જરાક ઝડપ ને ચાલાકી વાપરવી પડશે ને જો તું ચુકી તો જરૂર અંતની ઘડીએ બધી મેહેનત ધુલ જશે."

ખોરશેદે એક નીસાસો નાખ્યો. આય બધી મેહેનત પાર પડશે કે તે માટે તેણીને મોટો શક હતો.

"તું જરાકબી નરવસ ના બનતી દીયર!" આય કંઇ અઢારમી વખત મેહેરે તેણીને પાછી ને પાછી હિંમત આપી "આય આગમજ તું કોઇબી વખત એમ રાતની વખતે દર્યા કીનારે યા ખડકપર એખલી પડેલી કે!"

"નહિરે! કોઇ વખત બી નહિ!"

"વારૂ ત્યારે તું એ ઉચો ખડક ઉતરે ત્યારે સંભાલ રાખજે. એ ઉતરાણનો રસ્તો ઘણો સાંકડો ને ખરબચડો છે. તું બસ નીચે સહી સલામત ઉતરી કે પછી તારી બધી મુસીબતોનો છેડો આવેલો સમજજે. નીચેજ તુને મી૦ કાંગા એ પારસી જેનટલમેન સાથે તારે માટે ખોતી થતા બોટ ઉપર થોભેલા મલશે ને તે લોક પછી તુને ધરપર હંકારી લઇ જશે."

ખોરશેદ લાગણીથી ધ્રુજતાં છગરપર પોતાનાં બધે હાથો દાબ્યા.

"ઓ ઓડી! ઓડી!" મેહેરે તેણીને તે વ્હાલું નામ બબદતો સમજી.

"જો મેગી, મને કહે કે શું હું ખરેખર આવની સહવારનું ઝઝકનું પડશે તે–આગમજ આગ કેદમાંથી છુટી થવશ."

ગરીબ બિચારાં આવાબાઇ, તેવણ્ પ્યચીનજ ઘણા ફીક્કાં થઇ ગયનાં ને ળીહીવેલાં જણાના હતા. આમ આવા એકાંનમાં વહુપર જુલમ કરતા તો તેવણનું પોતાનું મગજ નબલું પડતું જનુ તેવનને લગતુ હતું

"હવે તમે બીજી વખત ભર સંભાલથી કંઇબી પકડજો" તેવને તરારો કીધો, "કંઇ નહી હમનાં મને તમારો દાત નથી જોવો. હમનાં તો જાવો! સહવારે ઉજરડાંમાં જોવસ"

છુટકારાનો એક મસ મોટો દમ ખેંચી ખોરશેદ ને ઓરડામાંથી ઝડપી પગલે બહાર પડી. એમ સહેલાઇથી આવાંબાઇના તીક્ષણ નજરમાંથી છટકી જતાં તેણીએ મનમાં ખુદાનો મોટો ઉપકાર માન્યો. સપાસપ દાદર ઉતરી તેણી નીચે આવી ઉભી પણ તેટલાં તો પાછો આવાંબાઇનો તેણીને હાંક મારતો અવાજ સમજતાં તેણીનું લોહી ધાસ્તીથી જાણે બંધાઇજ ગીયું.

"મારગ્રેટ! જરા ઉપર આવો! હું તમુને કંઇ કેહેતાં ભુલી ગઇ!" તેવણે ઉપરથી સાહાડ માર્યો.

ખોરશેદ ધ્રુજતી કસોબી વળતો જવાબ આપ્યા વીના ચુપજ ઉભી. આવાંબાઇ હવે શું કરશેનાં ખ્યાલથી તેણીને ફરી પાછાં તમ્મર આવવા લાગ્યાં. પણ બે એક મીનીટ પછી ત્યાં પાછી ચુપકીદી પંદરાઇ. સાહાડ મોરતાં થાકીને આવાંબાઇ પાછાં પોતાનાં ઓરડામાં ચાલી ગીયાં અને ખોરશેદ હવે મેહરની ઇચ્છાણી મુજબ નીચલા કોરીડોરમાં એક અળગી બારી ઉઘાડી બાહાર ચોગાનમાં ઉતરવા દાખલ થઇ.

તે આખા કાસ્તલમાં મોત જેવી ચુપકીદી વ્યાપી રહી હતી. તેણીએ ધીમેથી કંઇબી અવાજ કર્યા વીના તે અળગી બંધ કીધેલી બારી ખુલી નાખી અને નીચે ચોગાનમાં કુદાવ્યું. અહી સુધી તો તેણીને ફ્તેહ મળી હતી પણ આંદ્રે સાથ કેમ ફાવશેનાં વિચારમાં હજુબી તેણીનું જીગર ધાસ્તીથી ધ્રુજતું હતું એક ખુણામાં તેણી દબાઇને આંદ્રેની વાર જોતી ઉભી બાહાર ઠંડક ઘણીજ હતી છતાં તે પવનના જબરા સુસવાતાની તેણીને થોડાજ દરકાર હતી! થોડીક હાકવી નાખનારી પલો પછી આંદ્રે તે દરવાજો બંધ કરવા નીચે ઉતર્યો તેને તે દરવાજો ખોલ્યો ને પછી ધારા મુજબ બે પગલાં આગળ વધીને કોઇ સુવાં જીવતાંની તપાસ લીધી. હજુરતો તે દરવાજો અર્ધોજ બંધ નહિ થયો હશે કે એક ભારી પથ્થરો તે દરવાજા પર આવી પડયો ને તે ફરી પાછો કોણ હતુ તે જોવા દરવાજો ખુલ્લો મુકી આગળ વધ્યો કે ખોરશેદ ઘણાજ નરમ પગલે કોરે કોરે ભરાતી સંભાળથી અંધકારમાંથી બાહાર પડી.

આંદ્રેની મોહોરદાર એલેસીયાનો બકબકારો ખોરશેદ મુદ્દલ સમજી શકી નહિ. તેણી તો હવે બહાર પડયા પછી તુરતુજ તે ઉભો ખડક સંભાળથી ઉતરવા પડી. પવનનાં સુસવાતમાં તેણીએ જેમ તેમ ઉતરવાનો રસ્તો શોધતી નીચે આવી ઉભી.

ઓ ખુદા! કેટલા કેટલા માસના કેદખાના પછી તે અંધારી રાતના સુસવાતા તેણીના કાનમાં આજે કેટલા મધુર લાગતા હતા! કારણ તેણી હવે છુટી થઇ ગઇ હતી, થોડીજ મીનીટમાં તો તેણી તે ભયાનક કાસ્ટતલને છેલ્લી સૈલામ કરનાર હતી.

જેવી તેણી હાંફતી હાંફતી નીચે આવી ઉભી. કે એક ઉચો કદાવર આકાર તેણીની નજદીક આવી ઊભો. આટલા માસની જુદાઇ પછી કંઇબી ખુશાલીની ચીસ વગર, આવકારનાં

એકબી મીઠા શબ્દ વગર તે ઘોર જેવી ચુપકીદી વચ્ચે તેઓ એકમેકને ટીકતાં ઉભાં પણ બીજીજ પળે ખોરશેદે પોતાના બન્ને હાથો લાંબા કીધા. દેખઇતાજ તે હાથો ઠરઠર ધ્રુજતા હતા.

"એડી," તેણીનાં મુખમાંથી ધીમો કગળતો અવાજ નીકળ્યો, "તે પરવરદેગારની મેહેરબાનીથીજ આજે હું તારી સામે જીવતી ઉભી રહેવા પામીચ."

આમ તે બે વહાલાંઓ કેટલીક સેકંડો વેર એકમેક પર આંખ્યો ઠેરવી જોતાં ઉભાં. તેઓનાં પગ આગલ ઘસડઈ આવતા પાણીના રેલાઓ અને પવનથી કાનના બેહેર ફાડી નાખતા સુસવાતાઓ વચ્ચે લાંબે વખતે મળેલાં તે બે વ્હાલા જીવો ઉછલાતે જીગરે એકમેકને જોતાં ઉભા. એ ચુપકીદીમાંજ—તેઓની આંખ્યોમાજ એકમેક માટેનું ઉંડું વ્હાલ અને દીલસોજી વંચાતાં હતાં. તે વ્હાલી સુંદર છોકરીને પોતાના પાસામાં ખેંચી હૈયાંસે દાબવાની એડીને એક પળ એક જોરાવર ઇચ્છા થઈ પણ નહિ તેને પોતાની લાગણીને ફાવવા દીધી નહિ. તે છોકરી કોઇ બીજાનીજ મોહોરદાર હતીના ખ્યાલથી તે એક દગલુ પાછળ હટયો. આવી એકાંત પળનો લાભ લે તેવો હીચકારો તે હતો નહિ. તેને ઘણાંજ માનથી તેની પોતા ગમ લંબાવેલા તે સફેદ નાજુક હાથો પોતાના હાથમા લીધા અને તેણીનાં લેવઇ ગયલા ચેહેરામાં અને ઝાંખી પડેલી આંખ્યોમાં તીકીને જોયું.

ઓ તે કમનસીબ છોકરી! ઘણે લાંબે વખતે તે વ્હાલા જીવને સલામત પોતાની આંખ્યો સામે ખડો જોતાં ખુશાલીને મારે તેણીની આંખ્યોમાંથી આંસુઓ સરી પડયાં

"ઓ એડી!" તેણી માહા મુશકેલીથી દચકાંઓ વચ્ચેથી બોલી શકી, "ઓ એડી! તેજ મને બચાવી! તારો ઉપકાર માનવાનીબી મારામા શકતી નથી."

"તેની કરીજ જરૂર નથી ખોરશેદ" ઘણે લાબે વખતે તેનો મીઠો મરદાનગીભર્યો અવાજ સમજતાં તેણીનાં આખાં આંગમાથી ખુશાલીની ધીમી ધ્રુજણી પસાર થઈ ગઈ. "તમે એટલાં ધ્રુજો ના. તમારી બધી મુસીબતોનું હવે છેવટ આવ્યુચ. તમે કદીબી હવે આવું દુ:ખ ખમવા તેઓ આગલ જઇ શકશો નહિ."

તેના બે હાથો મજબુત પકડી દચકાં ખાતી છોકરી ગમ તેણે દયાથી જોયું.

"ઓ એડી! મને બસ એમજ લાગેચ કે હુ મુવેલી જીવતી થઇચ. જાણે દોજખનાં દરવાજાવેર ગયલી મને કોઇ બેહેસ્તમાં ઘરડી લાવ્યું હોય તેવી લાગણી થાયચ. ઓ એડી! તું મને હયાંથી જલદી લઈ જા!"

"તમે હવે જરાકબી બીહીતાં નાં. તમુને પેલી દુર ઉભેલી યાટપર લઇ જવા મારી બોટ હયાંજ પડેલી છે."

પણ નહિ, તે છોકરી ઘણીબી હિંમત આપ્યા છતાં આખા આંગમાં ધ્રુજતી હતી. તેણીને ટેકો આપવા સારૂં એડીએ તેણીની બાજુ મજબુત પકડી.

"ખોરશેદ બાનુ" તેને ગંભીર પણ માયાલું અવાજે તેણીને હિંમત આપવા માંડી "જરાક વધારે હિંમત રાખવાની તમુને જરૂર છે, મને તમારી સાથ બધી ગોઠવણ કરી લેવાની છે.

દર્યો જરાક નોક્ની મ નમ પડેચ તેથી આપરીથી એ ટમાં વાત થગે નહિ તમે જરાક હિમત રાખો ને હવે પછી તમે તમારુ શુ કરવા ધારોથ ને મને ધીરજથી કેહો."

આદરણાના ઘણાજ ઝાખા ઉજાસમા નદીક તેણીનો ચેહેરો જાગ્તી શીકકો મારી જતો તેને બરાબર જોયો.

"તમો મારી સાથે નહી આવગો!" તેણી દુ ખથી પટપપી. "તમે મને ત્યારે એપલાજ છોડી જશો એડી!"

"નહી તમારી સાથે મારાથી અવાય તેમ નથી, ખોરશેદ" તેણે માયાથી સમજાવ્યુ. 'જેવ ખોરશેદ, કોઇબી વખત આય કારતન માહેલા છુટકારાની વાત બાહાર પડે તેમા મારુ નામ સડોવાવુ નહી જોઇએ. તેથી તો તમારૂં વધતુ બુરૂ થગે કારણ ઘણીકો મારી તરફની લાગણી ચેતી ગયલા છે."

તે રોનકદાર માથુ દુ ખથી ઝુની પડયુ.

"એ ઘણુજ બુરૂં છે એ એડી! મારી મુર્ખઇથી મે કેવું બગ્મુય તેનો ખ્યાલ કોઇને બી ક્યાથીજ થઇ શકે! ત્યાના એકાત ઓરડામા મને પસ્તાવો કરવાનો પુરતો વખત મ'યોય. ખરા જીગરથી મને ચાહાતા માણસના સાચ્ચા હેતને તેની ગરીબાઇ ખાતર ઠોકડે મારવા જેવી હુ મુર્ખ આથવી, અને ઘેલી પુરવાર થઇય."

ખોરશેદના પસ્તાવાનો ખ્યાલ તે બાપડાને કયાથીજ થઇ શકે. તો જો કે તે તેણીને હજુરબી ખરાજ પરથી ચહાતો હતો. તેણીને ખાતરજ તેને આખી જીંદગીભર કુંવારો રહેવાનો ઠરાવ કર્યો હતો. છતા તે ખુરશેદનો મોડો પસ્તાવો સમજવા મુદલ રાજી હતો નહિ.

"હવે એ વહી ગયના વખતપર વિલાપ કરવો ફોકકટ છે!" તેને માયાથી કહયુ, છતા તેના પહોળા કપાલપર કચવાટની કરચલીઓ ખુલ્લી જણાતી હતી, 'તમે લગનના મજબુત ગાથથી જનમ સુધી તેની સાથ બધાયના છેઓ તે યાદ રાખો."

તેણીએ પોતાની નજર તેની પર ઠેડની. તે ઝાંખી પડી ગયલી કાલી આખ્ખોમા દુ ખજ વચાતુ હતુ.

"તમે મારી સાથ ગુસ્સે છેઓ, એડી!" બધા મને ધિક્કારે તેની મને દરકાર નથી પણ તમે-તમે-!"

"નહિ જરાકબી નહિ. તમારી સાથે ગુસ્સે થવામા હવે સારજ શુ? તે દુ ખી ગઇ ગુજરીને યાદ કરવામા તમુને અને મને બધેને ફાયદોજ શુ? એ પસ્તાવો હવે ફોકકતનો છે ખોરશેદ! પણ મને કહેસો કે તમે હવે શુ રસ્તો લેનાર છેઓ! મારી સાથે મારા એ વફાદાર દોસ્તો આવેલા છે જેઓ તમુને હવે પછી દરેક બાબદમા ખુશીથી મદદ કરશે. તે લોક તમુને તમારા બધેની હાલ લડનમાજ છે ત્યા લઇ જશે અને તેવણુ તમુને બીજા મેલમા મુબઇ તમારે ઘેરે લઇ જશે."

હયા તે દમ લેતો થોડુક થોભ્યો અને પાછું આગળ ચલાવ્યુ

"ખોરશેદ, હવે આપુને ઘા જાસ્તી થોભવુ નહિ જોઇએ. દરેક આદમીને દુ ખની કસોતીમાથી પસાર થવુજ પડેછ ને ત્યારે હિમ્મત અને ધીરજથીજ આપણે તે સામે લડવાની ફરજ છે"

"મારૂં ઘેર નથી એડી" તેણી મુશકેલીજ દચકાં અટકાવતી બબડી. "જ્યારે જહાગીરે મારી પર હાથ ઉચો કીધો ને હું પપાને ઘેર ગઈ ત્યારે તેવણે મને પોતાને ત્યાં આસરો આપવા ના પાડયો ને મારી હાલની હાલતમા તો પપા મને એમ ધણીનું ઘેર તજી આવેલી જોવા કરતા મુએલી જોવાનું વધતું પસંદ કરસે. ત્યારે ફક્ત હું જરનેજ ઘેર જઈ શકશ. ઓ ખુદા મને મદદ કરજે ! આય દુન્યામા મારી દરકાર કરવાવાનું કોઇજ નથી."

'તમે જરૂર ત્યાંનુનેજ ત્યા રેહેમો તો વધતું સારૂ" તેને ફુબતાં દીને સલાહ આપી. "અને તમે આય કામતલમાથી કેવી રીતે નાહાસી જઇ શકયાય તેનો એક બોલ પી તમારા મુખમાથી બાહાર આવસે જોઇએ નહિ.—હું તમારો પોતાનો ભાઇ હોતે તો જ્યાસુધી મર જહાગીર સાથના તમારા છુટમારાનું મેનટ આવતે ત્યાસુધી તમુને ગાનું જરનેજ આમરે રેહેવાની સલ્લાહ આપતે. ફરી તમુને ફરી તમારા ધણીને આમરે જવુ બી પડે તો તે અગાઉ, તમારી જીંદગી, તમારા સગાઓ અને દોસ્ત આસનાઓને કટલી કીમતી છે તે તેવણને શીખવવું પડશે.

"પણ એડી તમુને હું ફરી કયા મળી શકશ !" તેણીએ ગુંગળાતે દમે પુંછ્યું.

"હુ ને જાણતો નથી—પણ આપરે જલદી તો નહિજ મળી શકશું. પણ હવે ચાલો આપરે ઘાટપર જઇએ. તમુને મારી પર ભરૂસો તો છેની ?"

તેણીએ દુન્યા ભરના વિશ્વાસ ભરેલી આંખ્યોએ તેના બણી જોયું. ઓ ! તે એવું બી ભોલીજ કેમ શકયો ! તે, કે તેણી જેવી એક મુર્ખ બેવકુફને ખાતર દર્યા દોહોવતો, આબરૂની બી પરવાહ વિના તેણીને બચાવા કયા વેર આવયો હતો તેની પર, તે અવિસવાસની નજરે જોવા જેવી કમસમજ ને નગુણી, કેમ પુરવાર થાય.

તેના હાથનો ટેકો લઇ તેણી તે બોટમા બેઠી અને તેઓ જલદીજ ત્યારે તે ઘાટ બણી હંકારી ગયા

## પ્રકરણ ૫૭ મું.

### ગંભીર માંદગી.

તે બોટ ઘાટ નજદીક પોહોચતા તેણીએ ઘણીજ આકળુદી ભરી નજરે એડી ગમ જોયુ.

"તમુને મને ત્યારે છોડી જવુંજ પડશે !" તેણીએ ઉદાસીન ચેહેરે પુંછયુ.

"હા, એજ બોટમાં હું પાછો ફરસ અને પછી ઓલ્વંગી કોઈ નજદીકના ગામડામાં જવસ".

બેરગેટે રડતી ચશમોએ તે કાસ્તલ માહેલા જુલમાતની બધી વાત એડીને વીસ્તારીને કહી.

તે બધું સમજતા તેના ચેહેરો ગુસ્સાથી કાલો લાલ ભારી ગયો અને તેની મોટી ભુરી આંખ્યો મા એક જાતની ઝનુની જુસ્સો પ્રગતી નીકળ્યો. તે કહેવાતી ઇગ્રેજ છોકરી તેની પોતાનીજ

કઝીનની, ખોરશેદને સોહોવાદ્યા અને જીવાડવાની જીગરતોડ મહેનત વિષે સમજી તેણી રગેરગમા તેણી માટેની વખાણ અને દીનસોજીની લાગણી ફરી વની અને ત્યારે હવે ખોરશેદને તેણીના જાત અને સગાઈ વિષે અજાણુ પશે નહિ રાખવા ઠરાવ કીધો.

"તું જાણેચ તે મીસ હેન્ડરસન કોણ છે!" તેને પુછ્યુ

"એક ખજરી ભલી ઇંગ્રેજ છોકરી કે જેણીએ પોતાના જાતની બી નહિ પરવાહ કરતા મને જીવતી રાખીચ"

"નહી તેણી જાતે ઇંગ્રેજ નથી. તેણી મારીજ પોતાની કાકાની દીકરી મેહેર કાગા છે" અને તયારે તેને મેહેર કાગા વિષે થોડાજ શબ્દોમાં તેણીને સમજ આપી અને બધુ સમજતા ખોરશેદે તેણીની એ બધી હુશીયારી પર આફરીન કરી તેણીને સદા સુધી એક ખરી બેનનાજ હેતથી યાદ કરી ચાહાવાનો ઠેરાવ કીધો.

તે બોટ હવે તે ઘાટની લગોલગ આવી થોભી અને તયારે તેણીના કાળી આખોમાંથી બેડીથી છુતી પડતા બેવડા જોમથી આસુઓ ખરી પડયા.

"સાહેબજી બેરી, ખુદા તમુને સુખી રાખે!" તે છોકરી એટલાજ શબ્દો મુશકેલીથી બોલી શકી.

કેપતન બનાજી અને ફરદુન કામાએ તેણીને ઘણીજ ધીરજ આપી અને લેડી જહાગીર। બરજોરજી દાવરના સલામત હાથોમા સોફ્યાની ફરી ફરીથી બેડીને પ્રોમીસ આપી તેઓ ઘણા ગમખ્વાર દીલે છુતા પડયા.

તેણીને માટે બધી સગવડોથી તઇયાર રાખેલી કેબીનમા લઈ જઇ તેણીને સુવાડવામા આવી ગરીબ બીચારી! હાક અને આ અચચુચ છુટકારાથી તેણી તમામ આજેજ બની ગઇ હતી એ! આપઘાટ કરી છુટકારો મેલાવાનો તેણીને વિચાર થયો સુખ હવે તેણી માટે રહયુજ શુ હતુ. જરને આસરે જઇને બી ઓસિયાળે અવતારેજ જીદગી ભોગવવાની કેની! તેણી કે જે આટલી મગરૂર સદા જગની શાખામણો નેતુચ્છકારી કાઢનારી હવે તે બેહેનને પોતાની શુ સીકલ દેખાડે! કાસ્તલના ઓરડામા તેણી રોજ છુટવા દુવા ગુજરતી હતી! પણ હવે છુટકારો મેલવ્યા પછી તેણીની જીદગી શુ કામ આવનાર હતી. ગરીબ તે બાળા! કેબીનના સોફાપર ઉંધે મસ્તક પડી તેણી પોતાની ફકીરી સ્થીતી ઉપર જીગરતોડ દચકા ખેચવા લાગી—સફર દરમ્યાન નહિ તેણીએ પુરી ભુખે ખાધુ યા તો નહી તેણી નચીત ઉઘઇ શકી અને તે બે ભલા જવાનો લેડી જહાગીરની તબ્યત માટે ઘણાજ ફીકરમદ બન્યા

તેઓ આખરે ઠેરવેલે ઠેકાણે સહીસલામત આવી પુગ્યા અને ખોરશેદને જ્યા બરજોર દાવરે ઉતારો લીધો હતો ત્યા લઇ ગયા. તેણીને દરવાજા ઉપરજ મુકી જવાની ગોઠવણ મુજબ તેઓ હવે તેણીની રજા લેવા થોભ્યા.

ખોરશેદે પોતાના બરફ જેવા સફેદ ને ઠંડા હાથો તેઓના માયાનુ હાથોમા મુકયા.

"ઓ! હુ તમારો કેવી રીતે ઉપકાર વાળી શકુ!" તે બાઇ જેવા માયાનુ જવાનોની ભલાઇ માટે તેણીની આખોમાથી ઉપકારના આસુઓ સરી પડયા, "તમારી ભલાઇ મારી જીદગીના છેડા વેર મને યાદ રહશે. ખુદા તમુને સુખી રાખે!"

ધણીના જવાબમાં એક મેડે બારણુ ખોલતા તેણી બરજોરે બાડે રામેના ઓરડાઓમાં ગઈ. બરજોર હજુર ઘર આવ્યો હતો નહિ માટે તેની વાર જોવા તેણી ડ્રોઇંગ રૂમની એક આરામ લેવાની ખુરશી ઉપર અઢેલાઇ પડી. દીલને ઠંડુ કરનારી કાસ્તલની ઠંડી દીવાલો અને ઉછળ ઊછળ થતા દર્યાના મોજાઓના કંટાલો ઉપજાવનારા એકનો એક અવાજ મહિનાઓના મહિનાઓ વેર સમજ્યા પછી આમ સુદર દીલને કરાર બક્ષની ડ્રોઇગ રૂમની શાંત ચુંપકીદીથી તેણીને ઘણી રાહાત મળી. ગરીબ તે બાળા! ઘણે વખતે તેણીના દોળા કરારથા વીચાયા અને તેણી તે ખુરશી ઉપર બેફામ ઉંઘમા પડી

કલાકો વેરની એમજ બેફામ હાલત પછી તેણીએ પોતાની આખ્યો ખોલી ત્યારે બરજોર દાવરને ઘમરાત અને આતુરતાની નજરે તેણીપર તીકનો ઉભેલો જોયો. તે ભના જવાનની આખ્યોમા ખોરશેદના ફેરવાયલા અવતાર માટે દયા અને દીલસોજી ખુ'લી વચાતી હતી

"ખોરશેદ," તેને ઘણીજ માયાથી તેણીને સજાગરત થતા જોઇ પેહેલો સવાલ કર્યો. "તુંને શું છે! હવા તું એખલી કેમ કાય અને ક્યાથી આવી શકી."

ગરીબ તે છોકરીના ફીકકા ગાલો ઉપર એક સેકન્ડ ગુલાબી રતાશ ધાઇ આવ્યો તેણી જવાબ દઇ શકી નહિ

"ખોરશેદ" તેને થોડું થોભી, પાછું બોલવા માડયું, "તુ એટલી બધી બદલઇ કેમ ગઈ! તુંને શું થયુંચ? જો પેલા ઘાટકી માણુસે જરાકબી તારી સાથ આડી ચાલ ચલાવી હશે તો હુ તેને બરાબર સ્વાદ ચખાડઉશ" અને હવા તેણે ગુસ્સાથી પોતાના દાતો કચકચાવ્યા.

તેની કાલજી માટે તેણીની કાલી આખ્યોમાં ઉપકારના આસુઓ ધાઇ આવ્યા અને તેણીએ પોતાનાં ધ્રુજતા ઠંડા હાથો તેના ગરમ હાથોમા મુકયા.

"બરજોર ભાઇ." તેણીનો અવાજ વઢીક લાગણીથી ધ્રુજતો હતો, "હવે કદીબી મારા ધણીને આસરે રેહેવાનો ફારસ મારીથી થઇ શકશે નહિ. લોક ગમે તેમ બોલે પણ ફરીથી મારી જીદગી તેને ત્યાં જઇ હું જોખમમા નાખનાર નથી. જો તમે ને જરા મને તમારે આસરે રાખવા ખુશી હોવો તો હું તમો બધે વ્હાલાઓ સાથ હવે પછીની જીદગી ગુજારવા ખુશી થવસ. પણ જો તમેબી મને નાજ પાડશો તો મારા નસીબ! હું એખલી એકાતમા રેહેબી મારા બાકીના દિવસ પુરા કરસ."

"અલબત ખોરશેદ, હમાર ઘેર તે તું તારૂ પોતાનુજ સદા સમજજે. પણ શું તું તારૂં દુખ પપાને નહિ જણાવસે!"

"નહિ એક વખત મને મારા પપાએ પોતાને ત્યાં આસરો આપવા સારૂ ના પાડયુ હતું. હવે હુ કદીબી તેવણની સીડી ચઢી શકું નહિ"

"ત્યારે તો તું હમારાજ ઘેરમા સુખથી રહી શકશે, ખોરશેદ, તું મને મારી પોતાની બેહેન જેટલીજ વ્હાલી છે."

તેણીએ તેના હાથોપર ઉપકારની એક કીસ લીધી. બરજોર દાવર તેણીના ફેરવાયલા અવતાર ઉપર ઘણોજ હેરત રહયો. તેણીનો હમેશનો ગુલાબી મુખડો હમણા ફીકકો અને સોહઇ ગયલો નજરે આવતો હતો જ્યારે તેણીની આખ્યો આસપાસનાં કાલા ચકરડાંઓએ તેણી એવડી

દુઃખી અને કાહેલી જણાતી હતી. એક વેળાની તે રીસા આંખોનાં મસ્તીખોર ચળકાટને બદલે હાલ તેમાં ઉંડી ગમખ્વારી વંચાતી હતી–એક વેળાની એકકે મોઢે વખણાયલી ખુબસુરત ખોરશેદ દુબાશનો હાલનો અવતાર જોતાં બરજોર દાવરના મુખમાંથી દુઃખના નીસાસા નીકળી પડયા. રે ખુદા! રખે તેણી મરની જતી હોય!

તેણીએ બરજોરના પુછવાથી સાસુ અને ધણીનાં જુલમાતની બધી વાત વીસ્તારીને કહી.

"મારા મોબીસીતર મારફતે હું એની ઉપર મજબુત કામ લેવસ, બરજોર" તેણી તેનો જુલમાત યાદ આવતાં પુકારી. "એ જો મને સાથે રાખવાની જબરદસ્તીજ કરશે તો પછી હું છુટા છેડા મેલવશ. ઓ બરજોર! હું એટલી મારી જીંદગીથી કંટાળી ગઇચ!" અને તેણી ખુરશી ઉપર નીમાણો નાખી અઢેલાઇ પડી.

બરજોરે તેણીને પત દીને તેણી માટે તઇયાર કરાવેલા ઓરડામાં આરામ લેવા એક મેડ સાથ મોકલી દીધી.

બીજે દિવસે નો તે બાપડી જાસ્તી બીમાર પડી અને બીછાના પરથી ઉઠી વીક શકી નહિ. તુરતજ બરજોરે ડાકટરોને બોલાવી મંગાવ્યા જ્યારે એક દિવસમાં તાવ નહિ ઉતરે તો બિમારી ગંભીર રૂપ લેવાની ચેતવણી આપી તેઓએ બાપડા બરજોર દાવરને ધસરાવી મેલ્યો.

ગરીબ બિચારો બરજોર! હવે કેમ કામ લેવું તે તે બાપડો મુદલ સમજી શકયો નહિ. ખોરશેદ તેણી કોણની મદદથી અને કેવી રીતે સ્કોતલંડથી છટકી આવી હતી તે વિષે બરજોરને જણાવેલું નહિ હોવાથી તે ગુચવાઇ ગયો. તેણે મુંબઇ જરપર ખોરશેદ ઘણી બીમાર હોવાનો એક તાર મુકયો અને ખુદાપર આધાર મેલી તે જર અને દાદાભાઇ દુબાશના આવવાની રાહ જોતો ખડે પગે ખોરશેદની મેનીજ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૫૮ મું.

---

### ખોડે તેજ પડે.

સ્કોતલંડનાં ગ્લેનકેર કાસ્તલમાં ખોરશેદની સલામતી માટે ભલી બાહાદુર મડેરનો જીવ ધાસ્તીથી ઉડી ઊડી જતો હતો. તેણી ખરેજ બહાદુરીનો નમુનો હતી–ઘણીજ કસેવસેથી તેણીએ બે ત્રણ દિવસો વેર બધાં સાથે કામ લીધું–અને તેણીના બચાવ માટે જુઠ્ઠું બોલી. ખોરશેદને નાહાસ્વાનો વખત તો આપવોજ જોઇએ. અને ત્યારે ખોરશેદની તબીયત માટે જ્યારેબી તે મા દીકરાં સવાલ કરતાં તો તેણી કંઇ અને કંઇ બાહાના કહાડી. તેઓને તેણી નજદીક જતી અટકાવતી હતી.

રોજ તેણી પોતાના વખતસર ખોરશેદનાં ખાસી ઓરડાઓમાં નાસ્તો તેમજ ખાવા પીવાની દરેક ચીજ હંમેશનીજ માફક લેઇ જતી અને થોડું ઘણું દર્યામાં હોમાવી દઇ તેણીએ ખોરશેદની ગેરહાજરી કોઇને જાણવા દીધી નહિ.

ખોરશેદે કારસ્તંગ છોડ્યો. તેની બીજી સવારે જલદીથી તઈયાર થઈ તેણીએ પેહેલી આવાંબાઈના ઓરડામાં જઈ ખોરશેદની વધતી જતી નાદુરસ્ત તબીયતની ખબર તેવણને આપી.

"તમે તો આજે તદન સારી કાંતી દીસોચ, મીસ હેનડરસન," તેવને મેહેરનો તંદરોસ્ત ચેહેરો જોઈને જરાક અજબ થઈને પુછ્યું "ગઈ કાલે તમે ઘણાજ બેદરકાર બનેલા."

"હું તદન સારી પેઠે છેઉંજી" તેણીએ નરમાસથી જવાબ કર્યો જ્યારે ગરીબ તે બાપડી તેણીની બેદરકારી માટેનો તેવનનો છેલ્લો ઇસારો મુદલ સમજી શકી નહિ.

"અને આજે વરી ખોરશેદને શું છે!" તેવણે બવાં ચડાવી તકોરથી પુછ્યું "વરી એવ-ણુનો મીજાજ-બરખલેલ થયો હશે."

"કદાચ એમજ હશેજી, હું કંઈ કહી શકતી નથી. પણ એવણ આજે બીછાનાં ઊપરથી ઉઠતાંજ નથી. અને કોઈનેબી મળવા સાફ નાજ પાડેચ."

"ઘણુંજ સારૂં" તકોરનું હસતાં તેવને તુચ્છકાર કીધો, "હમે કયાં એવણુને મળ્યાં વગર બેસી રહવાય. એને કંઈબી જોઈએ તે આપજો મીસ હેન્ડરસન. રખે કંઈ ડાક્ટરની ગરજ પડે! પણ ચાલો જરા હું તો આવીને જોઉં કે એવનને છે શું!" અને તેવણ એટલું બોલતાં સહુ-મતની ખબર લેવા જવા માટેબી જાણે શું એક મેહેનત પડતી હોય તેમ કચવાતથી ઉઠી ને ઉભાં થયાં.

"નહિજી મુજ ગરીબની સલ્લાહ માની તેમ તો તમે કરતાંજ ના," મેહેરનો જીવ હવે ફીકરથી હેઠો મારી ગયો છતાં તેણીએ પોતાની ફીતુર જરાકબી આવાંબાઈને મોહોંપરથી તો જણાવા દીધીજ નહિ, "કદાચ તમે એવણ ઘણો વખત થયો એખલાં છોડવાંગ માટે તમુને એવણુ એમ તાસ કરી પજવવા માંગતાં હોય. કેમ કેહેવાય!"

હવે પછી આવાંબાઈ કઈ વલણ લેશે તેની ઇંતેજારીમાં તેણીએ એક પલ દમ પકડી લેવાનું મોકુફ કર્યો.

"આહા! હું સમજી ખરેખર એમજ હશે. મને એમ ચેતવવા માટે તમે ઘણાજ ડાહ્યાં ખપોચ મીસ હેનડરસન, કંઈ નહિ બસ હું એને મળવા નથીજ જવાની એને એમ આપોઆપ એખલી પડતાં દહાડું તેજ એ ઠેકાણે આવશે," અને એટલું પુરૂં કરતાં પોતાની ફત્તેહ માટે તેવણ મગરૂરીનું હસ્યાં જ્યારે તેવણુની જરાએબી ખબર નહિ હતી કે તે છોકરી તો તેવણના ખૂંખાર પંજાઓમાંથી છટકી અત્યારે સલામત હાથોમાં હતી. ખુદા રાખનાર છે તો મારનાર ખાચીત જખ મારેચ!

બીજા બે વધુ દિવસ મેહેરે ખોરશેદની નાદુરસ્ત તબીયતનું બાહાનું કહાડી કોઈનેબી તેણીના ઓરડામાં તાલતલાવતથી જવા દીધાંજ નહિ—ત્રીજે દીવસે સવારે સર જહાંગીરે મેહેરાને બોલાવી મંગાવી—હારથી બેહેક બેહેક થતો તેવણનો લાલ સુર્ખ થાવેલો મુખડો જોતાંજ મેહેરનાં દીલમાંથી કચવાટની ઝઝણી પસાર થઇ.

"બાનુ ખોરશેદને શું છે!" તેવણે મેહેરને જોતાં સાથે ભારેલા અવાજે પુછ્યું.

"એવણ ઘણાજ નાતવાન અને અસુખી દેખાયચ સાહેબ" તેણીએ હિંમતથી જવાબ કર્યો.

"નાતવાન! ત્યારે આય જગ્યામાં શું કરવા બેહોશ કરી રેહેચ! અસુખી! ત્યારે સુખી થવા મારી મરજીને તાબે કેમ નથી થતાં!"

મેહેર હોઠ મજબુત બીડી જવાબ આપ્યા વિના ચુપજ ઉભી.

"લુક હીયર મીસ હેનડરસન!" તેવણ હવે પોતાની બેઠકમાં તંગ થઇ કંઇ તેરકટથી બોલ્યા. "એવણને જઇને તમે સમજાવો. મને એવણ પાસે એક ચીજ જોઇએચ એક-નાલ્લું જેવું લખાણ. તમે એની પાસે તે સમજાવીને મેળવો, જો તમે તે મેળવશો તો હું વેલ, તમુને તેજ ઘડીએ ૫૦ પાઉંડ તમે મમજ્યાની મીસ હેન્ડરસન એ કંઇ નાલ્લી રકમ કેહેવાય નહિ કેમ!"

"નહિજ તો સાહેબ!" તેણી નરમાસથી એકમત થઇ.

"હું એની નજદીક જઇ શકતો નથી-" તેવણે એક મોટી જેરી અવાજી ખાતાં આગળ ચલાવ્યુ, "એનો ફીકકો ચેહેરો ને ઝાંખી પડી ગયલી આખ્ખો જોતાંજ મને કંઇ થઇ આવેચ. પણ તમે મારે નામે એને કેહેજો કે મને જે જોઇએચ તે મલવુંજ જોઇએ નહિ તો આય ઠંડા એકાંત કાસ્તલમા બીજા ૧૦૦ ખી વરસ ગુજરશે તો હું દયા લાવનાર નથી. શું સમજ્યા!"

"કદાચ એ પેગામની ધાસ્તીથી એવનનો અંત આવી જાય." મેહેરે બોલવાની હિંમત કીધી.

"મો મચ ધી બેતર. ત્યારે તો હું જલ્દીજ પેરી સાથ—" પણ આય ઇંગ્રેજ છોકરી આગલ શું કાસ્યું કપાયુ તેની યાદ થતાંજ તેવણે પોતાની જીભ મજબુત બાંધી—"તમે એને મેં જે કહયુચ તે કેહેજો તો ખરાં ને પછી એવણપર શું અસર થાયચ તેની મને આવીને ખબર કરજો."

ગરીબ મેહેર! તેણીનો જીવ આય ખુનીની ધાટકી ચાલથી બલો ઉકલી આવ્યો છતાં તેણી દાંત મજબુત ભીડી તે ઓરડામાંથી હવે બાહાર નીકળવા ફરી.

"ને જોવો મીસ હેન્ડરસન," તેવને તેણીને જતા અટકાવી, "સાંહાંજે આવીને મને બધી ખબર આપજો ને હમનાંજ તમે એવન આગલ જાવો."

"હાજી હું ત્યાંજ જાઉંચ." ને તેણી તે ઓરડો ઘણા ધિક્કારથી છોડી ગઇ.

તેણી હવે બોરશેદનાં ખાલી ઓરડામાં એકલી પડી. રાત પડતાં કેમ કામ લેવું તેના વિચારમાં કલાકો પાછલ કલાકો પસાર થવા તેનીબી તેણીને સુધ્ધી રહી નહિ.

રાતે તેણી સર જહાંગીરને સોધતી ડાઇનીંગ રૂમમાં ગઇ ત્યાં તે બાય દીકરા બન્ને બેઠેલાં નજરે પડયાં. એકજ નજરમાં તેણી જોઇ શકી કે સહવાર કરતાંબી હાલ તેવન જાસ્તી ઘીચેલા હતા.

"કેમ મીસ હેન્ડરસન, શું ખબર લાયા!" તેણીને જોતાંજ તેવણે પુછ્યું.

આવાંબાઇએ અજાયબીથી પોતાનાં દીકરાંનું મોહું તીકયું. વરી તે આય મડમની ચોરી ને શું કેહેવા માંગતો હતો! "શું વલ્યું તે મને કેહેવો!" અને તેવણે ખેન્ડીની દીકેન્તર પોતા તરફ ખેચી

આવાંબાઇએ તે દીકેનતર પર પોતાનો હાથ મુકયો "જહાંગીર, સોહોંજ પછી-નો તેં કેટલો બધો લીધો. હવે બસ કર!" તેવણે કચવાતથી-ભવાં ચઢાવી-કહ્યું.

દીકરાંએ તે દીકેનતર-પરથી-માયનો હાથ આછાતી મુકયો.

"તમે એમ ધારોચ માય!" જહાંગીરે ઘણાજ તુચ્છકારથી આવાંબાઈ ગમ જોયું, "કે બૈરીને તાબામાં રાખી ને માયનો ગોલામ થવશ! એમ એમ કંઇ ચાલશે નહિ! એક દમ-બાટલી-છોડી દેવો!"

"નોકર નફરોનાં દેખતાં તું કેટલો બેઅદબ થાયચ!" આવાંબાઇ ગુસ્સાથી એટલું બોલી શકયાં. દીકરાંના તાણા જાણી બર્યા શબ્દોથી તેવણને ઘણોજ ચરકો લાગ્યો.

"ત્યારે તમે મને પીતાં અટકાવોચ શું કામ! જો પીતું નહિ તો પછી-મારો વખત કેમ જાય! મને લાગેચ કે પેલીને બદલે મારૂંજ બેગ્નું હું ખોદુતો જાઉંચ! અહીંયાં આવી જગ્યામાં લીધ' વગર કરારજ કેમ થાય! તમે મને અહીં ઘસડી લાયા તેની અગત્ર તમુને એ બધાંનો વિચાર કરવો હતો, માય!"

"તારાં ભલાંને ખાતર મેં જે પગલું લીધું તે માટે તું મનેજ બદનામ કરેચ, જાંનુ," તેવણનાં હોઠ દીકરાના અપમાનનાં ગુસ્સાથી ફડ ફડ ઉડતા હતા.

પણ-તેની તે સપરપુરા દીકરાને કયાં દરકાર હતી! તેવણે તો માતાની નામરજી ને ઘણા બી ગુસ્સા છતાં તે દીકેનતર પોના નજદીક ખેંચી એક અરધું ગલાસ દારૂ રેડી એકે ગોતે ઘતાવી ગયા અને પછી મેહેર ગમ ફર્યા.

"ચાલો બોલો હવે! તમે શું નવી ખબર લાવ્યાંચ!"

"લેડી જહાંગીરે કેહેવાડયુંચ, સાહેબ, કે તેવણ તમુને તાબે થવા કરતાં આપઘાત કરી મરવાનું વધુ પસંદ કરસે" મેહેરે ધીરેથી કહી સંભળાવ્યું.

આવાંબાઇએ મેહેરનાં ચેહેરામા કંઇક ધાસ્તીથી જોયું જ્યારે નહિ સમજવા લાયક શબ્દો સર જહાંગીરના હોઠ બહાર નીકળી પડયા.

"એ આપઘાત કરે બી તેમાં શક શું!" આવાંબાઇએ મેહેરની ખબરને ટેકો આપ્યો.

પણ સર જહાંગીરના ચેહેરાપર નાખુશીનો છાપ પ્રગટી નીકળ્યો.

"અરે નહિ! માય! એમ નહિજ થવું જોઇએ! તે મને નહિ ગમસે!"

"તે મારો વાંક કેહેવાસે નહિ!" હવે આવાંબાઇ ખરે મને છેડાયાં, "હું થોડી કંઇ એને મારી નાખુંચ! જો એ મરવાનુજ પસંદ કરતી હોય તો તેમાં આપરે શું કરી શકયે! કદાચ તું હવે હીચકારો થઇ એની જીત કરવા માંગતો હશે. જો તેમ હોય તો જા! હયાં રેહેતાં મારોબી જીવ બધો અકલઇ ઘભરઇ આવ્યોચ."

હવે કેમ કામ લેવું તે તે શેઠયો સમજી શકયો નહિ. કોણની ચઢની કરવી માયની કે બાઇડીની! ગુસ્સાથી તેવણે તેબલ ધધરાવી મેલી.

"બસ! એટલુંજ એને તમારી પાસે કેહેવાડયુંચ કે!" તેવણે મેહેરાં ગમ ફરી સવાલ કીધો.

"હા એટલુંજ સાહેબ!" અને મેહેર હવે તેઓને પોતપોતાના વિચારમાં ચુપ બેઠેલાં જોઈ ત્યાંથી સટકી ગઇ.

રફતે રફતે રાતનો ઓજપ વધતો ગયો અને તે દર્યામાં ગયુ અધારૂ પથરાઇ રહયું. ઠંડા પવનના સુસવાતા અને ખડકને મોજાઓનાં અફડાવાનાં અવાજ ખુલ્લા ત્યાં સંભળાતા હતા. દેખીતીજ તે રાત તુફાની, ઠંડી, અને અંધારી હતી

"ખુદા તારો કેટલો ઉપકાર!" આવી તુફાની રાત જોતાં મેહેર મનમાં ખુશી થઇ. "કે મારી ખોરશેદ હવે પુર સલામત પુગી હોસે! એને પુરતો વખત ગયેલો છે. હવે મને જે બાકી રહેલું છે તે બજાવવુ જોઇએ નહી તો જેમ વખત જશે તેમ અમથી મપકાઇ જવસ. જરાક વધારે અંધારૂ થાય ત્યા વેર લેઉં ને પછીજ."———

તે રાતે શુ બી બનસેની બેખબરી વચ્ચે મેહેર એક ઓરડાની બારીથી જાસ્તી અંધારૂ થવાની વાર જોતી વિચારમા ઉભી—તેણી જાણતી હતી કે કોઇનેબી આપ ત્રણ દિવસની ખોરશેદની ગેરહાજરીનો જરાકબી સંસારો ગયો હતો નહિ એટલે તેણી પોતે બી સલામત હતી. હવે ત્યારે બાકીનો ભાગ બજાવવામાં બીહીવાનુ શુ?

દર્યાપર પુરો અંધકાર-ફેલાતા તેણી હવે બાકીનુ બજાવવા તૈયાર થઇ. ગભરાત અને ઉશકેરાતનો દેખાવ કરતાં તેણી ઘણાજ ઝડપથી ચાલી ને તે લાંબી ચોક વટાવી એકદમ ડાઇનીંગ રૂમનાં દરવાજા ખુલી નાખ્યા હજુરબી તેજ ઓરડામા તે માય દીકરા વિચારમા બેઠેલા હતા.

"ઓ સાહેબ!" તેણી હાફતાં હાફતાં પુકારી "જલદીથી આવો! બાનુ ખોરશેદ જતાં રહયાંચ!"

જાણે એક મોટા તોપનો ગોળો પગ આગલ આવી ફુતો હોય તેમ તે બધે મા દીકરા પોતાની બેઠક ઉપરથી ચમકી ઉઠ્યા.

"જતી રહી! ક્યાં!"

'હુ હમણાજ એવનના બેડ રૂમમાં દાખલ થઇ તો તે તદન ખાલી જણાયો. બારી ઉઘાડી છે ને બાનું ખોરશેદ ત્યા મલે નહી"

"જતી રહી!" હજુરબી આવાંગાઇ જાણે માનીજ નહી શકયાં, "બધા દરવાજાઓ તો બધ છેની!"

"નહીજી. જેવા બાનુ ખોરશેદ નહી જણાયા કે મેં મારે માટે આદરને ઘંટ વગાડી દરવાજા ખુલ્લા મુકવાનો હુકમ કીધો."

"મારા ખુદા!" હવે સર જહાગીર રીકકા ફ્રચ પોતાની બેઠકમાંથી એક કુદકે ઉઠી ઉભા થયા "એને બારીએથી તો નહી નખાડી દીધું હોય!"

હવે તે બે માય દીકરા મેહેરની પાછળ ખોરશેદના ઓરડામા જવા ઝડપી પગથે ચાલ્યાં. બુઢો આદર વટીક ખોરશેદના ઓરડાની બાહાર ગભરાતમાં ધ્રુજતો ઉભેલો હતો.

"ઓ એ ભરઇને મને છેતરતી તો નહી હોય!" પરસેવાના મોટાં મોટાં ટીપાં આટલી

કંડી છતાં મર જહાંગીરના કપાળપર ફુટી નીકળ્યાં અને તેમને આમ તેમ ઓરડા આસપાસ ખોરશેદની શોધમાં નજર દોડાવી.

"ખ્રીસ્ચીન એ કેડે ભગવીજ હોવી જોઇએ! મારી વાઇફ! મારી પુવર લીતલ વાઇફ! એમ એ મરીજ નહી ગઇ હોય. એ ખ્રીસ્ચીન મને છેતરવા અને બીહીવડાવવા કેડે ભરાયલી છે. ચાલ ખોરશેદ, બહાર આવ!"

તેવણનો તીણો ને ખોખરો અવાજ આખા તાવરમાં ગનગની રહ્યો તેવણ આવે સાંધામાં ધ્રુજતા હતા. તેવણના ચહેરા મોત જેવો ફીકકો મારી ગયો જ્યારે તેવણના હોઠો ઉડી ઉડી જતા હતા.

"ખોરશેદ!" તેણે ફરી મોટેથી, બુમ પાડી. "ખોરશેદ! મારી મતલબ કાંઇ આવો અંત આવેલો જાનાની નહી હતી."

"હવે એને બોલાવવી ફોકટ છે" આવાંબાઇ હવે ધ્રુજતાં વચ્ચે પડયા "હાથે કરી એને મોતને તેડું દીધું. છેલ્લી ઘડી વેર એને પોતાનોજ બોલ પાલ્યો. કમબખત છે કરી!"

"એ કયા ગઈ! એ કયા ગઇ!" કરી તેવણને ફરી એક જંગલી જેવી બરાડ મારી તે આખો ઓરડો ધ્રુજાવી મેલ્યો. રે ખુદા તેવણનો પોતાનો અંત નજદીક હતો તેની તે બિચારાને કયાંથીજ ખબર હોય! તે અંધાર ને પવનના સુસવાટ વગીક જાણે તેવણનો અંત જાણી ને તેવણની મશકેરી કરતા હોય તેમ જોરથી કુદવા લાગ્યા "મારી ખોરશેદ કયાં ગઈ, માય!" હવે તેવન ધ્રુજતા લથડતા પોતાના માય ગમ ફર્યા.

તે દીકરાની આંખ્યો માહેલા જંગલી ને ઝનુની પ્રકાશથી તે માતા બીહી ગઇ. તેવણે પોતાનો એક હાથ તે ઉઘાડી બારી તરફ તાકયો. રે! અલ્લાહ! એમ કરી તેવને પોતાનાં દીકરાનાજ મોતનો રસ્તો બતાવ્યો.

"એ ત્યાંથીજ બહાર જઇ શકીય દીકરા!" તેવણ ગંભીરાઇથી બોલ્યા. "અને કોઇબી એ છોકરીને હવે જીવતી જોઇ શકશે નહી!"

એક જંગલી જેવી બરાડ પાડી તેવણ તે ઉઘાડી બારી ગમ ધસ્યા કે જે બારી બાહાર તેવણની કમનસીબ મોહોરદારે ઘણાક દુખી કલાકો તે દર્યો તીકવામાં પસાર કર્યા હતા. ત્યાંથી રોજ અંધારામા દર્યો ઉછલ ઉછલ થતો હતો ત્યાં નીચેજ અણીવાલા ખડકો અરડાઇ પડેલા દેખાતા હતા ને ઓ પરવરદેગાર! તેણી બી ત્યાં આઓજ ઘડી હોય તો!

"ખોરશેદ મારી દાર્લીંગ!" તેવને પાછી બુમ પાડી જ્યારે તેવણનો અવાજ પવનનાં સુસવાટા અને મોજાના અવાજમાં ભેલાઇ ગયો, "ખોરશેદ!" તેવને બહાર દોડાવતા પાછી હાંક મારી

આવાબાઇ ધભરાઇ તેવણની નજીક દોડી આવ્યા.

"સંભાલ જહાંગીર" તેવને ચેતવની આપી, "ઓટલો બધો બારીથી તીંગા ના આંચકો આવશે! હવે કંઇ તું તેને બચાવી શકવાનો છે દીકરા!"

ખરેજ અભાગ્યો તે દીકરો! દીલમાં કંપારી ઉઠે તેવું એક તીણું કસ્પું હસ્તુ તે હસી પડયો અને તેને પોતાનો હાથ તે દર્યા ગમ તાંકીયો.

"એ ત્યાં છે માય!" તેવન ફરી તેવુંજ હસ્તાં બોલ્યા, "પેનાં મોજાઓ ઉપર છે. જુવો! અરે જુવો! એનો એક નાસ્લો મદદ હાથ તમુને દેખાવચ કે! ઓ! એ મને બોલાવેચ! મને ખચ્ચીતજ બોલાવેચ! જુવો માય! એનો ચેહરો જુઓ! કેવો બનો ફીકકો ગોરી ગીપોચ! હું આવુચ તું ઘોબ હું આવુંચ ખની મારા જાન!"

રે ખુદા! કદી તો તેવણુને દારૂની ખુમારીમાં હોય યા તો તેવને તે પળે પોતાનો બેજા ઉપરનો કાબુ સર્વોમ ખોહી દીધો હોય યા તો તેવન બારી ઉપરથી જારની વાકા વલ્યા હોય યા કેમ તે કદીબી તે પછી કોઇ જાણી શકયું નહી. બીજીજ પળે આવાંમાઇની એક દીલ ધ્રુજાવનારી તીણી ચીચયારીથી તે ઓરડો ધમધમી રહ્યો અને તેજ પલે તે અભાગ્યો દીકરો તે બારી વાલેથી અને પછી ખડક ઉપરથી ગબડી તે દર્યામાં ગરક થઇ ગયો.

---

## પ્રકરણ ૫૯ મું.

---

### માતાનો વિલાપ.

તે બંધે જણ મેહેર ને આવાંબાઇ તેને પડી જતા જોઇ અવાચક થઇ ગયાં કદીગી નહિ હતાય તેવી એક દીલ ધ્રુજાવનારી તીણી ફીકયારી જહાંગીરના નીચે પડતા સાથેજ સંભળાઇ અને બીજીજ પલે તો સઘલું હમેશની માફક ચુપચાપ! એકજ પલ તેવણુના ભારી આંગનો કમા સાથે અફડાવાનો અવાજ થયો. અને બીજીજ પલે તો જાણે કંઈ બન્યુજ નહી હોય તેમ સઘલુ શાંત!

'ઓ મારા ખુદા!" શું બની ગયું તેની સુધ્ધી આવતાંજ આવાંબાઇની જબાં ખુલી. "એ મરી ગીયો! દોડ મારગ્રેટ, દોડ ને મદદ લાવ! ઓ! પેલી ગફનસીબ દુકતી! એને પોતાનો તો જીવ લીધો પણ સાથે મારા હીરા મોતીનાં દીકરાનોબી લીધો!"

ઓ! તે અભાગની કમનસીબ માય! તેણીનો વિલાપ હઇડુ ફાડી નાખે તેવો હતો. તેવન મગરર ઘાટકી, હકરાવી નાખે તેવાં રોબવાલાં હતાં છતા તેવન પોતાના દીકરાને પોતાનાં જીવ કરતા આલેજ ગણતાં હતાં. બમ તેવનના દીકરા તરફનો સાચ્ચો પ્યાર એજ એક તેવણુના ઘાટકી ઠંડા જીગરમાની નરમ જગ્યા હતી. તેવણુ તે એક પુરાં બચ્ચાને સાચ્ચાં પ્યારથી ચાહી, લાડ લડાવી બગાડી, તેને જીંદગીથી ઉખેડી નાખ્યો અને હવે તેવણુની આખોની કીકી તેવણુની જીંદગીની જોત તે એક પુરો દીકરો, એકજ પલકારામાં પોતાનાજ હાથેએ વહુ માટે ખોડેલી ખાહીમા સદાનો જઇ સુતો.

તેવણુની કીમતી ગરમ શાલ માથા ઉપરથી સરી પડી, તેવણુના સફેદ બાલ ખુલ્લા થઇ પવનમા ઉડ ઉડ થવા લાગ્યા. તેવણુનાં હાથ એકમેક સાથે મજબુત જોડેલા હતા, તેવણુના

ચેહરો મોત કરતાંબી વધુ ફીકો દેખાતો હતો જ્યારે તેવણુની મોટી ભુરી આંખો દુઃખથી ઓય જાણે નીકળી પડતી હોય તેમ તક તક બારી બહાર ટાંકેલી સ્થીર જણાતી હતી. તે એક પુરો દીકરો પાણી માથે કપાળી ધમદઇ ગયો હોય! તેવણને ત્યારેજ તે પસે લાગ્યું, કે તેવણ હાલ પોતાનાં પાપનીજ સજા અનુભવતાં હતાં.

બીજી ગોડીક મીનીટમાં તો તે ગંજાવર કાસ્તલ ઉદલપાદલ થઇ રહયો. આવાંબાઇ હવે તે ઓરડામાંથી બહાર પડયા અને દાદર ઉતરી તેવણ પોતાનાં ફરઝંદને સલામત જોવાની ઉમેદી કરતાં બાહાર ખાડક ઉપર આવી ઉભાં. ઠંડા દીલને અકડાવી નાખતા પવનનીબી તેવણને હાલ દરકાર હતી નહી. પોતાનાં એક પુરાં વ્હાલાં ફરઝંદના કમનસીબ ફેજનોજ વિચાર હાલ દીલને ઠંડો કરી મેલવાને પુરતો હતો.

"મારી પઠવાડે આવો! આંદર ને બધા!" તેણે પોતાનાં નોકરોને હુકમ કીધો. "બધાજ તમે આવો! મસાલો સલગાવો! તાવરમાંથી બધી બતીઓ લાવો ને તેને શોધી કહાડો! ઓ મારાં બચ્ચાં! મારાં બચ્ચાં!"

તેવણે જે આકારા પરથી તાનાઓ ખેંચી લાવવાનો માણસોને હુકમ આપ્યો હતે તો તઓ અજાબ થતે નકી એવાં તેવણ ઉશકેરાઇ ગયલાં હતાં. આવા પવનનાં સુસવાતામાં કંઇ મસાલો બળે! તેવણ સપોસપ કમાનીબી દરકાર ન કરતા તે ખરબચડો ખડક ઉતરી નીચે આવ્યા જ્યારે મેહેર અને બીજા નોકરોએ તેવણની પઠવાડે દુઃખી દીલે ઉતરવા માંડયું.

પણ તે બધું હવે કાંગ તુંજ શું! જે બારીપેથી તેવણે નખાવી દીધું હતું તેની નીચેજ તેઓ કીનારે આવી ઉભાં. મોજાંઓ આફડી પાછા હઠતા હતા જ્યારે તે અભાગણી માતા પોતાનાં બચ્ચાંની લાશને વટીક જોવાને ઓરતે હતી.

"બાઇ માહેબ," હવે બુઢો આંદર તેવણ નજદીક આવ્યો. "એ બધુ ફોકટ છે. જો તેવણ આય ઉપરની બારીથી પડયા હોય તો એવણુની લાશ અત્યારે તો કયાંની કયાં ઘસડઇ ગઇ હશે. હયાં થોભવામાં હવે સારજ શું છે?"

'ઘસડઇ જાય!" તે માતા દુઃખથી પુકારી, જ્યારે દુઃખી ખોખરો અવાજ તે બુઢો આદર કદીબી ભુલી જઇ શકયો નહિ. "ઘસડઇ જાય!" તેવણે ફરીથી બુમ પાડી, "તું જાનેચ કે તું મારા દીકરાને માટે અય બોલેચ! ઓ આસમાન ને જમીન! ઓ ખુદા! ઓ મારા દીકરા!" અને તેવણ કીનારાપર આમથી તેમ ઘેલા માફક ફેરા ફરવા લાગ્યા, "મારા દીકરા!" તેવણે ઘડીકમાં તે ઉંચા ખડકને તો ઘડીકમાં ધસી આવતા મોજાંઓને તો બીજીજ પળે ઉપર આકાશ ઉપર જાણે દીકરાને ત્યાં જોવાની આશા રાખતાં હોય તેમ નજર દોડાવતાં પુકાર્યાં, "ઓ મારા ખુદા! મારાં બચ્ચાંને તુ મને એકજ વખત જીવતો મેલવી આપ!"

પણ અરેરે! મોજાંઓ ખડક સાથ અફડીને જાણે તેવણની મશકેરી કરતા હોય તેમ અવાજ કરવા લાગ્યા. તે પાણીનાં મોજાંઓને તેવણના એક પુરા દીકરાની શું દરકાર હોય! તેઓને માટે તો તે બોગ એક મીનીટની રમત હતી. તેઓએ તો કયારનો તેને ઉંડા પાણીમાં પોહોંચાડી બી દીધો હતો! તેવણનો દીકરો! એક માતાના ફરઝંદ સાથ તેઓને ને મોજાંઓને શું લાગે વળગે?

તેવણ હજુર બી મગરૂબ ડરાવી નાખનારા દેખાવ સાથે તે ગંજાવર ક્યાં સામે તાકતે ખડાં ઉભેલાં હતાં, તે પાણી આવતા દરેક મોજાંઓ સામે પોતાનાં એક પુરા બચ્ચા માટે તકરાર જીલવા. તેવણનામાં હજુર બી મગરૂરી હતી. તેવણ ત્યાંજ કેટલીક પલો વેર પોતાનાં બચ્ચાંને પાછું વાળી આપવાની હાથ ઉંચા કરી ખુદા પાસ અરજ કરતા ઉભાં રહયાં જ્યારે ઘણીજ નરમાસ અને દયાથી મેહેરે તેવણનાં ખભાં પર પોતાનો હાથ મુકયો.

સર જહાંગીરનાં કમનસીબ અંજામ માટે મેહેર ખરે મને દુઃખી હતી.

"બાનુ આવાબાઇ!" તેણી ધીમેથી તેવણનાં કાનમાં બોલી "હવે એ બધું ફોકટ છે," તમે ગીક થઇ જશો–ઘેરે આવો. તે કમનસીબ માના મેહેરાં ગમ ફરી જ્યારે તેણીના ભુરી આંખોમાં દુન્યા વરણનું દુઃખ વંચાતુ હતું.

"એ! મારો એકપુરો દીકરો હતો, માઓર" તેવણ બોખરે અવાજે બોલી શકયા હું એક વીધવા છેઉં એ સારો નથી નીકળ્યો કરી એને માટે ઘણીક વખત મેં લોકને બોલતાં સાંભલેલા છે ને તેમ હોયબી. હું કહી શકતી નથી પણ એ નો મારી તમામ દુનયાજ હતો. મારૂં એક પુરૂં ફરઝંદ!" અને તેવનનાં મુખમાંથી પહેલવહેલી વખત દુઃખના દય કાંઓ બેબટકાવ નીકળી પડયા.

ઘણી સમજાવન પછી તેવણને તે ખડક પરથી ઉપર લઇ જવામાં આવ્યા જ્યારે તેવન l કાસ્તલનાં દરવાજા પર આવી ઘોભ્યાં ત્યારે તેવને ઘણાંજ ઝનુનથી પોતાના બધે હાથો આકાશ તરફ ઉંચા કરી કદુવા દીધી.

"પેલી જૈીએ જે દિવસે આય કાસ્તલમાં પગ મુકયો તે દિવસને હું ખરાં અંતકરણથી દુવા દેઉંચ, હું તેને કદુવા દેઉચ કારણ તેણીએ મારાં એક પુરાં ફરઝંદનો નાશ કીધોચ."

આય તેવણની ગુજરાતીમાં દેવાયલી બદદુઆ મેહેર સિવાય કોઇ સમજી શકયું નહિ અને ત્યારે તે ભલી છોકરીનાં આંગમાંથી કમકમાતની એક ધ્રુજારી પસાર થઇ આવાંઆંઇ હાંફતાં અનાયક જેના ઉભેલા બુદ્દા આંધરૂં તરફ ફર્યા.

"શું હવે કઇજ ઉપાય બાકી નથી!"

"નહી મારાં લેડી!" તેને જવાબ કર્યો, "પણ જો તમારી મરજી હોય તો હું ગામમાં જઇ થોડાક માછીમારોને લઇ આવું પણ આપરે તેવણને જીવતા બચાવવા કંઇજ કરી શકશું નહિ."

"મારાં બચ્ચાં સાથ દર્યાના મોજાઓ રમત કરી તેને મારીથી દુર ધસ્ડી લઇ જાય. મારૂં બચ્ચું દુબી મરે ને હું તેની માય તેને બચાવા કંઇબી હલ જ વિના લાઇલાજે બેસી રેહેવું ઓ ખુદા! ગમે તો મારી જીંદગી લે. એક હજાર વખતબી મારી જીંદગી મારાં બચ્ચાં ઉપરથી ઓવારી નાખું તો ને થોડી કેહેવાય."

"ઘણું મોડું થાયચ મારા લેડી" હવે બુદ્દા આંધરની મોહોરદાર બુઢી એલસની વચ્ચે પડી "આખી દુન્યાની બંદગી બી તેવણને જીવતા લાવી શકશે નહી. હું જાણુંનીજ મારાં લેડી કે કંઇબી ખરાબી થશેજ"

"તમે લોક મારા દીકરાને નહિ મેંધી કહાડી શકતાં." તેઓને જોતંજ આવાંબાઇએ તરારો કીધો "જીવતો કે મુવેલો તમે લોક તેને નહિ લાવી શકયા! મારી સામે એમ તેને લીધા વિના આવવાની તમે હિંમતજ કેમ કરી શકયા."

દુ:ખથી અર્ધઘેલા બનેલાં આવાંબાઈ સાથ તકરાર કરવીજ ફોકકટ હતી. તેવણના એક પુરા ફરઝંદનાં મોતનું દુ:ખ સર્વે સમજી શકતા હતાં.

"તમે લોક સમજતા કે!" તેવણ તે લોકને ચુપ ઉભેલા જોઇ પાછું બોલ્યાં. "તે મારો એક પુરો દીકરો હતો અને જીવતો કે મુવેલો તે મારેજ જોઇએ. છેલ્લી વખત તેનો વ્હાલો ચેહેરો મને જોવોજ જોઇએ."

બીજી એક લાંબી રાત એમજ પસાર થઇ જ્યારે આવાંબાઇએ એક પલની નીરાંત વિના તે માણસોની રાહા જોવામાજ પસાર કીધી. ખોરાકનો તો તેવણને એક પલ બી વિચાર થયો નહિં, કયાંથી થાય? તેવણનું દુ:ખ એટલું મોટું હતું. તેવણનાં બચ્ચાંનાં કમોતે તેવણને ભાન ભુલા બનાવી દીધાં હતાં. આખી રાત તેવણ આકાશ ને દર્યાને જોતા બેસીજ રહયાં જયારે એકેક પળે તેવણનાં જીગરમાંથી તે બચ્ચાનો ચેહેરો છેલ્લીવાર જોવાની તક માટેની દુઆ બાહાર પડતી.

સહવારનું ઝળકું થતા જાણે તેવણના દુ:ખી જીગરની મુંગી અરજ ખુદાએ સાંભળી હોય તેમ દર્યામાં ભરતી થવા માંડી, જાણે તે દુ:ખી માતાની એકલવઇ હાલતપર તે દર્યાના મોજાઓ દયા લાવતા હોય તેમ તેઓ પોતાની પીઠ ઉપર કંઇ ધસડી લાવ્યા. તે મોજાઓ જાણે તે માતાની મશકેરી કરતા હોય તેમ તેવણના પગ આગળ ગેલ કરી જયારે તેઓ હઠી ગયા તયારે રેતીના સાકડા કીનારા ઉપર તે બેગેનેટની લાશ પોતા પાછળ મુકતા ગયા. આવાંબાઇએ તે લાશને પહેલી જોઇ અને તેવણ હવે ઉઠીને પોતાના નોકરો સામે આવી ઉભા.

"મારા છોકરાની લાશ કીનારે ધસડઇ આવી છે. જાવો, તેને મારી આગળ ઉચકી લાવો!"

તેઓ ગયા. જયારે તેઓના સાદા પ્રમાણીક જીગરો તે માતાની ખોટ માટે દુખથી દાઝી ગયા. તેઓએ તુરતજ ઝાડઝાપલાંની ડોલી બનાવી તે મરનારની લાશ તે પર મુકી માનથી ઘેર લાવ્યાં. તે વ્હાલા દીકરાની લાશ જોતા ન તો તેવણ બેસુધ થયા યા તોફાન કીધું પણ તેવણ તેની નજીક ગુડણ ભંડયે પડયા અને તેનો ચેહેરો ઘણાંજ હેત અને દુ:ખથી જોવા પડયા.

"હું જાણતીતીજ મારા દીકરા કે છેલ્લી વખત હું તારો સેઝદો કરસજ પછી મુવેલો કે જીવતો"

તેવણે તયાર પછી તે લાશને પોતાના ઓરડામાં ઉચકાવી બીછાનાપર મુકાવી. તે ગરીબ નોકરોએ તેવણને દીલાસો આપવા તયાંજ થોભવા ઘણુંજ ચાહયું પણ નહીં તેવને તે મેલ્યું નહી.

"જાવો" તેવને તેઓને હુકમ આપ્યો, "ને મને મારા બેહેરત પામેલા બચ્ચાં સાથ એકલી પડવા દેવો."

એક બીજો આખો દિવસ તેવણ તે લાશની સાથે ઓરડામાં ગોંધાઇ રહ્યા. તે માય દીકરા વચ્ચે તયારે શું બી બનયું તે કોણ કહી શકે! તે કલાકો દરમ્યાન કદાચ તેવણનું કઠણ હઈયું પીગળ્યું બી હોય અને તે વખત કે જયારે તે નાનો ઘણોજ નાનો તેવણનાં પાસામાં ગેલ કરતો અને તયાર પછી મોટો થતાં વારસ દાખલ તેવણ તેનામાં જે મગરૂરી લેતાં હતા તે વખતને જરૂરજ તેવને યાદ કરી પીસ્તાપ કીધો હોય. તયારેજ અરે! તયારેજ તેવને તેને નેક વિચારવું, નેક બોલવું અને નેક કામ કરવાનાં સબક શીખાડયા હોતે તો તેવણનો દીકરો કમોતે મરતે નહિ.

જ્યારે તેવને ઘંટ વગાડી મેડને બોલાવી ત્યારે સહાંજ પડી ચુકી હતી. નજદીકનાંજ રેલવે સ્ટેશન પરથી દાદી દુબાશ, ફ્રેમીલી સોલીસીટર અને હવે પછીનાં વારસ શેરિઆર બમબોઇ એ ત્રણે જણને તાર મારફતે સર જહાંગીરનાં મોત વિષે વાકેફ કરવાનો ઓરડર તેવણે આપ્યો. લંડન ખાતે પણ કેટલાક ઓળખાણવાળાં પારસીઓપર સર જહાંગીરની લાશ લંડન ખાતે લઇ જઇ દાટવા માટે મદદે આવવાનાં તારો છોડવામાં આવ્યા અને આવા હુકમો ઘણીજ શાનીથી આપ્યા પછી તે ડુટેલ ઉગરની માતા તે લોકના આવવાની રાહ જોતી પાછી તે લાશ સાથ એકલી પડી.

ખોરશેદ કે જેણીને તેવણ મુવેલીજ વારતાં હતાં તેણી માટે તેવણનાં ઉગરમાં દયાનો એકાદ કતરો દાખલ થયો નહી. પોતાના માથેતાજ઼ર વેવાઇ દાદી દુબાશને હવે તેવણ શું જવાબ દેશેની એક જરાક જેટલી બી ચીંત તેવણને થઇ નહી. ફક્ત ખોરશેદની યાદ થતાં તેવણનાં હોઠમાંથી ત્રાસ ઉપજાવે તેવા શ્રાપ બાહેર પડતા. મુંડાની જ્યદયો જયો અહિંજ આ દુન્યામાંજ જોવાનો છે. તેવણ વહુની ખુવારી કરવા તેણીને મુંબઇથી અહિં વેર ઘસડી લાવ્યા તેણીને નાશ કરવા દીકરાને ઉશકેર્યો પણ અંતે ધર્મો જયજ થયો અને તેવણની પોતાની રચેલી યોજનાનો ભોગ તેવણનોજ પોતાનો દીકરો થઇ પડયો. તેવણેજ ખોરશેદને સ્કોટલંડનાં કાસ્તલમાં કેદ કરવાની તેને સલ્લાહ આપી. તેવણેજ તેને તેણી તરફ વધતો ઘાટકી ખુનનાં શોખથી ઉશકેરી મુકયો અને પરીણામમાં તેવણે ત્યારે શું સુખ જોયું? બોલ બોલતામાં તેવણની હુંકારી અને જુલમાતનાં બદલામાં તેવણનાંજ બચ્ચાંનો જીવ ગયો.

## પ્રકરણ ૬૦.

### છુટ્ટી થઇ!

સર જહાંગીરના દુખી મરવાના કમનસીબ હોનારતની ખબર બીજે દિવસે સહવારે લંડનના દરેક પેપરોમાં વાંચવામાં આવી. જેના સ્કોટલંડથી તારો મુકાયા કે બધે હોહા થઇ રહી અને ત્યારે બીજી સહવારે

"સર જહાંગીર બરજોરજીને નડેલો પ્રાણઘાતક અકસ્માત. સ્કોટલંડ ખાતેના ગલેનકેર્ન કાસ્તલની બારીએથી તેવનમું અકસ્માતીક દર્યામાં પડી જવું. બે દિવસે તેવનની લાશ હાથ આવી."

મોટા મોટા અક્ષરોનું ઉપનું મથાળું દરેક વાંચનારનું ધ્યાન ખેંચતું હતું

તેઓ કોઇજ ખરી અટકલ કરી શકયા નહિ. કોઇ ઉપલા મથાળામાં ભેદ માની તે કમનસીબ બેરોનેટને કીનારે ફરતા દર્યામાં ધસડઇ ગયેલો માનતાં તો કોઇ વળી દર્યામાં નાહાતાં ડુબી ગયા હતાની ખાત્રી આપતું.

તેજ મદવારે બરજોર દાવરે નાસ્તો લીધા પછી એક ગેઝેટ જાણીતું પત્ર ઉપરનપકેની ખબર વાચવા હાથમાં ધર્યું.

તે હાલ ઘણીજ ચીંતામાં હતો કારણ દિવસે દિવસ ખોરશેદની બગડતી જતી હાલત તેને ચોંકાવતી હતી. દર દિવસ તે મેલની રાહા જાતો ચીંતામાંજ ગુજારતો હતો! જેઓ દિવસ જતા હતા તેમાં દાદાભાઇ દુબાશ ને તેની મોહોગ્દાર જરની આવવાની વકી રાખતો હતો અને ત્યારે તેને આજે કંઇ કંતાલેલા છતે તે ન્યુસપેપર હાથમાં ધરી પાના ફેરવવા માંડયાં.

અચણુજ તેની નજર તે પત્રના મથાલેનાં મોટા મોટા તાઇપ પર પડતાં તે ફીકકો થઇ ગીયો અને તે ખબર એક બે ને ત્રણ વખત પાછી ને પાછી વાચી પણ તે જાણે માનીજ શકયો નહિ.

"જહાંગીર ગુજરી ગયા!" તે મનથી પાછું ને પાછું પતપતયો.

તે પેપર તેના હાથમાથી સરી પડયુ અને તે ઉંડા વિચારમાં પડયો. તે કેમ મરી ગીયો! તે કંઇબી સમજી શકયો નહિ. એટલો જલદી તે ઘાતકી માણસનો અંત આવસે એવો તેને સ્વપનેબી ખ્યાલ હતો નહી. તેવણનાં કમનસીબ અંત માટે તેના મુખમાથી અફસોસની એક આહા નીકળી પડી!

હવે તે દાદી દુબાશની હાજરી માટે બેવડો અધીરો થઇ ગયો. તેઓ આવે ત્યાંવેર ખુરશેદને કઇજ નહી જણાવવાનો ઠરાવ કરી તે તેઓની લંડન આવી પુગવાની રાહા જોતો ચુપ બેઠો. લેડી જહાંગીર વિષે કોઇને કંઇજ ખબર હતી નહી અને આવાંમાહબી તેણી દુબીજ ગયલી જાણી દાદી દુબાશને આવતાને વાર તેની ખબર કરવાનો વિચાર રાખતાં હતાં.

ઘણાજ માન સાથ સર જહાંગીર બરજોરજીને પારસીઓ માટેની આરામઘાહમાં દાતવામાં આવ્યા. ઇગ્રેજ પારસીઓ સાથની એક ઘણીજ ભપકાદાર મીજલસ તેઓને છેલ્લું માન આપવા એકઠી મલી હતી. સર્વ કોઇ તે શેઠયાના અકસ્માતથી નીપજેલા મરણ માટે દલગીર હતા. જ્યારે મુબઇ દાદાભાઇ શેઠ ઉપર સર જહાગીરનાં મરણનાં સમાચારનો તાર પુગે તે અગાઉ તો તેવણ બે દિવસ આગમજનાં મેલમાં જર સાથ મુબઇથી લંડન આવવા સારૂ ઉપડી ચુકયા હતા અને તેવણ પોતે તો કરોડપતી જમાઇનાં મોત વિષે તદ્દન અંજાણ હતા.

* * * *

અને વાંચનાર ત્યારે સર જહાંગીરનાં મરણના એક પખેવાડીયા પછી આપણે બરજોર દાવરનાં ઘેરમાં ડ્રોઇંગ રૂમમાં એક મોટી ખુરસીપર દાદાભાઇ દુબાશને માથે હાથ દઇ કંઇ ચીંતામાં બેઠેલા જોઇએ છીએ. તેવણનાં કપાલપર ચીંતાની કરચલીઓ ખુલ્લી જણાતી હતી. લંડન આવતાને વારજ જમઇના મોતની ખબર સાંભલતાં તેવણ હબતાઇજ ગયા હતા. ખોરશેદ તરફ જમઇની ઘાતકી ચાલ વિષે માહીતગાર થતાં તેવણ તે મરનારપર ઘણાજ ગુસ્સે

થયા છતાં એક વર્ગવાલા કરોડપતી મેરોનેટ જમશેદજીની હૈયાતીમાં તેવણુને ઘણોજ ફાયદો હતો. ખોરશેદ તે કારતસમાંથી કેવી રીતે બચી શકી તે કોઇ બરાબર સમજી શક્યું નહી અને ત્યારે તેણી સારી થતાંજ કંઇબી પુછપરછ કરશેના વિચારે સંતોષ પકડી, તેઓ હાલતો ચુપજ રહયા.

ખોરશેદની ચીંતાતુર બીમારીમાં તેવણુ કસુર કરી શકયા નહિ. આવાંબાઇને મરવા વખતે તેવણુ વચન ફાજલ પાડી શકયા નહિ. મોટા મોટા ડોકટરોની રાતદીનની મેહનત પછી આખરે તેઓના હાથને જસ મલ્યો અને ખોરશેદ મોતમાંથી બચી શકી: રફતે રફતે તેણી વહી ગએલા બનાવો યાદ કરી સમજવાની હાલતમાં આવી ને ત્યારે તેણીને હિમત આપી તેણીનાં ખાવીંદના મરણ વિષે વાકેફ કરવાની જરૂર વિચરી તેઓ સઘલાં એક દિવસ તેણીનાં રૂમમાં એકઠા મલ્યા.

"ખોરશેદ દીકરા," દાદાભાઇએ તેણીનું મથું પસવારતા વાત સરૂ કીધી, "તું હયાં આવયા પછી તે કંઇબી ખબર તારા સસુ આવાબાઇ તરફથી સમજીય!"

એક પલ તેણીના ફીકકા પડી ગએલા ગાલો પર ગુલાબી રતાશ ધાઇ આવ્યો.

"ને મને સમજવાની કંઇબી દરકાર નથી" તેણી ગુસસાથી બોલી ઉઠી.

સઘલા બે પલ એકમેકનું મોહો તીકતાં ચુપ બેઠાં. જ્યારે બરજોર તેણીના બીછાના નજીક ગયો અને માયાથી તેણીનો નાતવાન હાથ પોતાના હાથમાં પકડયો અને ધીમેથી સમજાવ્યું

"ખોરશેદ ગલેનકેરન તરફથી હમુને ઘણાજ માઠા સમાચાર મલ્યાચ" તો બી તેણી આંખ મીંચી કંઇબી જવાબ આપ્યા વિના ચુપચુપ પડીજ રહી અને દાદાભાઇએ ત્યારેજ આગલ ચલાવ્યું.

"ઘણ્ચીત ઘણુજ માઠી ખબર હમુને ગલેનકેર્ન તરફથી મલીચ દીકરી ને તેથી હું તુને પુછુંછ કે તું તે છોડી આવી ત્યારે જહાંગીર સારીકાંની હતાની!"

છતાં તેણી સમજી શકી નહી. કયાંથી સમજે? એકેક પછી બનેલા બનાવો અને સખ્ખત માંદગીથી તેણીનું મગજ તમામ ગભરાઇ ગયું હતું. જહાંગીરનું નામ સમજી તેણીએ ઘણાજ ધિકકારથી દાદાભાઇ સામું જોયું. તેણીની કાલી આખ્ખોમાં ગુસ્સાનાં ચમકારા ખુલ્લા જણાતા હતા.

"હવે ખોરતી ઢોંગ કરવા માટે ઘણુંજ મોડું થયુંચ પપા. તમે જાણોય તો ખરા કે ગલેનકેર્નમાં હું એક કેદી જેવી હતી અને મારો ધણી અને તેની માયે મારાં જેલસની ફરજ બજાવેલી છે. ને હું ત્યાંથી છટકી આવી. મારાં બદનસીબે બનાવેલા તે મારા ખાવીંદની ખબર મને કંઇજ નથી."

તેણીએ તે ત્રણે બાપ, બેહેન અને બધેનીના ચેહેરામાં ધારી ધારીને જોયું અને તે દરેક ચેહેરા પરનો દલગીરીનો છાપ જોતાં તેણીનાં જીગરમાં એક અજબ જેવો ધરકો પડયો.

"ગલેનકેર્ન તરફની કંઇ ખબર!" તેણી ધ્રુજતા હોઠોએ બોલી શકી "શું ખબર, પાપ!"

રખે ગોડી વ્હાલા ગેડીના જીવને કંઇ હાની પુગી હોયના દીલ ધ્રુજાવનારા ખ્યાલે તેણી હતી તે કરતાં બી વધતી ફીકકી થઇ ગઇ અને તે ઝાંખી પડી ગયલી આંખ્યોમાં ધાસતીના આસુઓ ધાઇ આવ્યા.

"બરજોર!" તેણી હવે હાફતા હાફતાં બીછાનાપર ઉઠી બેઠી, "મને સાચ્ચુંજ કેહેવો એ શું બનાવ બન્યોય? તેને તો કંઇ થયું નથીની"

"તારા ધણીને ગેક પ્રાણઘાટક અકસમાત નડયોય" હવે જરે તેણીની નજદીક આવી તેણીના ધ્રુજતા આંગને ટેકો આપતાં બોલી દીધું, જેની મકસદ તે ત્રણેમાથી કોઇબી સમજી શકયુ નહિ.

"હું ઘણીજ દલગીર છેઉ," તેણી ધ્રુજતે અવાજે બોલી શકી.

"સર જેહાંગીર જેવા એક માણસને અકસમાત નડે તે જાણે હું માની બી શકતી નથી."

"ગમે તે હોય પલી પણ તારો વર બેહેસ્ત પામ્યોય"

નહિ તેણીએ બુમ પાડી—નહિ તેણીએ રડી દલગીરી દેખાડી કે નહિ તેણી વધના દલગીરીના શબ્દો બોલી શકી. તદન શાંત ચુપ એક પુતલાં માફક હાલ્યા ચાલ્યા વીના ખ્યાલી નજરે તગર તગર તીકતી તેણી બેસીજ રહી,

"તેવણ દુબી જવાથી મરણ નીપજયુંચ ખોરશેદ. તું જરાક ઠીક થશે ને હમે તુને વીગતે બધુ કહીશું તેટલા આરામ લે, દીકરા".

જાણે તેણી કંઇ સ્વપનું જોતી હોય તેમ એવી તગરે તીકતી બેઠીજ રહી. તે ધાટકી જુલમગાર ધણી મરણ પામ્યો હતો. તે એકજ ખ્યાલ હજુ તેણીના મનમાં રમી રહ્યા હતો. હે! ખુદા! તે ગુજર પામ્યો હતો ને તેણી ફરી એકવાર છુટી થઇ હતી.

તેણીની આવી નહિ સમજી શકાય તેવી હાલત જોઇ તે ત્રણે ગભરાઈ ગયાં.

"ખોરશેદ" જરે તેણીને હવે હીલવી નાખી, "તું અમારી સાથ વાત કરતી, દીકરે! તુ હમુને બીહીવગવી મારેચ!"

હજુરતો ઉપલા શબ્દો જરના મુખમાંથી પુરેપુરા બાહાર પડે તે આગમજ તે ઓરડાનો બંધ દરવાજો ખુલ્યો અને બેડી કાંમા તેઓ સામે આવી ઉભો. બરજોરની ઘણીબી શોધ ને પરપુછ છતાં ખોરશેદના છુટકારા પછી ને કેડેબી જડયો હતો નહી ને ત્યારે તેને આમ અચબુજ આવી ઉભેલો જોતા તેઓ અજબ થઇ ગયા. જાણે લાંબી ઉંઘમાંથી સ્વપનો જોતાં જાગી ઉઠી હોય તેમ ખોરશેદ તેને જોતાંજ ચમકી ઉઠી. તેણી ચેહેરામાં ફીકકી થઇ ગઇ જ્યારે તેણીનાં હોઠો કંઇ બોલવા સારૂ ફડફડ ઉડતા હતા.

"બેડી! બેડી!" તેણીએ પોતાનાં બંધે હાથો હવે તેની તરફ લંબાવ્યા, "જહાંગીર ગુજરી ગીયાચ!"

અને હજુરતો બીજાઓ તેણીને પકડી શકે તે અગાઉ તેણી બીછાનામાં બેહોશ પડી ગઇ, પડી. એક પારકા જવાન માટે ખોરશેદના મુખમાંથી છુટથી બાહાર પડેલા શબ્દો પર જરે અને દાદાભાઇએ પોતાનાં હોઠો ગંજાગુન ભીડયા.

'મારૂ થયુ કે કોઇ બાહારનુ નહી હતુ, જરા, નહી તો કોન એને વરે શું ધારતે?" અને તેઓ હવે તેમીને હુશયાર કરવામાં રોકાયાં.

*   *   *   *

બબ્રોબ્યન ન્યુવેગમા આવેલા મરહુમ સર જહાંગીર બરજોરજીના બંગલામાં એકકે મોટે વખાણાયલો બબ્રોબ્યન મેનશન હાલ તમામ શોકમા ગીરફતાર હતો. તે મેનશનમા કાલા શોકના પરદા નાખવામાં આવ્યા હતા તે ત્યારે તે હતો તે જતાળી હાલ જાણી દમામદાર દીસતો હતો. તે મેનશનમા શાંત ચુપકીદી રાજ કરતી હતી. આવાબાઈ નજદીક કોઈ જાઉં જવાની હિમત નહી શકતું હતું નકી કામનાજ બાબતના ગાન શબ્દો તેવણ હજુર મોકલવામા આવતા. રખે મોટાબાઇની ચુપકીદીમા ખલન પડે કરી નોકરી નફ્રો વકીલ ઓક મેકના કાન પર,પડી વાત કરતા ઘણુક વેળાં પહાડ જેવા દુઃખો ઠરચુ હૈડાના માણસેના જીગરોગી નરમ અને માયાળુ બનાવેચ પણ આવાબાઇનુ બઝેશનુ ઠંડુ જીગર દીકરાના પહાડ જેવા મોતથી વકીલ નરમ બનયુ નહી તેવણ હતા તે કરનાળી જાણી મીજાજી અને ચીરડા બન્યા જ્યારે તે બનાવે તેવણનુ હૈયુ પત્થર જેવુ કઠણ કરી મુક્યુ

દીનમની દરેક પલ તેવણ તે બાળા દીકરાની યાદમાજ પસાર કરતા હતાં. જ્યારે ઘણીક વેળા બાધા પીધા વીના કલાકોના કલાકો વેર તેવણ તે દીકરાની તેવણના બીછાના સામેજ મુકાયલી એક મોટી ઓઇલ પેનટેડ સબી નીકતા પડી રહેતા હાલ્ણી તેવણ તે મણીને ઘણીજ ગમખવારીમા તીકના એક નરમ મખમલી સોફાપર અનતાયલા હતા. તેવણના હાથમાથી વાચવાની ચોપડી તેવણની છાતીપર સરી પડી હતી જ્યારે એક મેદ તેવણના ઓરડાનાં દરવાજા પર ટકોરા મારી તેવન સામે અંદર આવી ઉભી.

"કોઇ મી० દુગારા નામના ગ્રહસ્થ તમારી મુલાકાત લેના માગેચ, મેડમ" તે મેદે બીહીતા ધ્રુજતા ધીમેથી કહયુ, "તમે કોઇનેબી હાલ મલી શકશો નહિ એમ કેહવા છતાં તેવન તમુને મલવાની હઠ લેચ બાનુ"

"તેવણને હમાં એકદમ હાજર કરો" અને તે મેદ તેવણના હુકમથી નમીને તે ઓરડો છોડી ગઇ

તેવન હવે અસેતાયલા ઉઠીને તતાર બેઠા અને બીજીજ પલે ફરી બારણું ઉઘડયું અને તેવણના વેહેવઇ દાદાભાઇ દુબાશ તેવણ સામે આવી ઉભા.

દાવેજર લેડી આવાબાઇનો કડો કઠણ સ્વભાવ દાદાભાઇને પુરેપુરો માલમ હતો. અને તેવણ જાનતા હતા કે હાલ તેવણના પોતાના એક પુત્ર બન્યાની ખોટના દુખ વચ્ચે તેવણની સામે જઇ ઉભું રેહેવા કરતા એક જલ્લાદ સનમુખ ઉભુ રેહેવાનું વધુ સલામત હતુ.

# પ્રકરણ ૬૧ મું.

## મગરૂબીને ફટકો

તેઓ દાનેજર લેડી આના ાઇ અને દાદ નાઇ દુમાશ, નામી વેહેનાર અને ગગરૂર વેહેવાન બે પન એકમેકને તીકતા ઉના દાનાભાઇ દુમાશ કે જેરને પોતાની દીકરીનુ સુખ નહી જોતા એક અણુગમતા ધગીના પૈમા અને પદ્દી ખાતર તેણીને વેચી હતી અને તે વેહેવાન, કે જેવને વ ના સુખનો નાશ ઘણોજ ધાટળીાશે પોતાને હાથે મોકોા હતો

આનાસાહએ ઘમાગનથી દેખાડેની પ્રુરશીપર દાદાભાઇ દુમાશે મેસ્ક તીના પછી આનાસાહએ બોલવાનુ મરૂ કીધુ.

આય એક ધગીજ અશુગમ ી મુનાકાત છે દાદાભાઇ દુ ાશ, તમારી દીકરીપર મારા દીકરાની પહેલી નજર પડી તે દિવમ મારે અને મારા કુટુંબ માટે ઘણોજ અશર નીવડોાય"

"હમારા બી ધારવા મુજબ એ લગનનુ જેવન સુખી આનયુ નથી એ ખરૂ છે" તેવણે જવાબ કર્યો

નહિ એ બધુ તમની દીકરીની ખરાબ કેળવણ ને નાપસદ રીતભાતને આભારી છે તમારી દીકરીપર જેવી મારી પહેલી નજર પડી તે ઘડીથીજ એ મને અનગમની થઇ પડી હતી હજુ મી તે છોકરી મને અણગમતીજ છે અને જો બીજા પચાસ વરસબી તમારી છોકરી મારી સાથે રહેશે તો મને પમદ આવશે નહી'

દુમાશ શેટે એક ગુસ્સાનો લોહીનો ઘોર ગનો તેવણુના મોહાપરજ, તેવણની દીકરીનુ જે રીતે અપમાન થતુ હતુ તે માટે તેવણને ગુસ્સો તો ઘણેજ લાગ્યો પણ તોબી તેવણ આનાસાહની દુખી હાલતપર વિચાર કરી અખાડા કરી ગયા

'જો તમુને હુ કઇ ગીરબાબ મા મદદ લાગી ગયો હોઉ તો બાનુ હુ તે બજાવવા ઘણોજ ખુશી થવમ જો તેમ નહી હોય તો એમદ ી માફ છે, પણ મારી પોતાનીજ કમ નસીબ દીકરી માટે બોલાતા અપમાનભર્યા શબ્દો સાભળવા હુ કઈ હયાં આ યો નથી' તેવણે ઘણાજ દમામથી જવાબ દીર્ધાં

આનાસાહનો ચેહેરો ગુસ્સાથી લાલ થઇ આવ્યો અને નહી જોતા ગમે તેવુ એક બર મનુ કદરપુ હસ્વુ તેવણના પતના હોઠ ઉપર રમી રહયુ ઘણાજ ધીક્કાર અને ફતેહના ચમકાત સાથની આખો તેવણે દાદાભાઇ તરફ તાકી 'મારા એક પુરા દીકરાના મોતે મારૂ જીગર તોડી નાખ્યુચ" તેવણ બોલ્યા 'હુ એક મશહુર બેરી તરીકે ઓળખાઉં છુ પણ મારૂ જીગર તો તુટેનુજ છે એ મારી આખ આગળથી સદાને ગીયોચ એટલે મને જીવવાની મુદ્દલ દરકાર નથી પણ ખુશી છેઉ હુ એ જોઇને કે તમારી મોહોસીથી દીકરીના હાથ હેઠળ વેચાતે તે કેરથા એ તમારી દીકરી પાછલ જનદીજ સદા માટે ગીયોચ "અને તમારી દીકરીબી આજે આય મારી પડતી દાનત જોવાં જીવતી નથી"

દાદાભાઈ દુખાશ અજાયબીથી આવાબાઈનું મોહો તીકવા પડ્યા. એક પુગ દીકરાનાં મોતનાં ગમથી તે માતા દીવાની તો નહી થઈ ગઈ હોય

"મારી દીકરી તો જીવેચ." તેવણે ભવાં ચઢાવી કહ્યું, "તે મરી ગઈ એમ ધારવાનું તમુને શું કારણ મળ્યું ?"

એક પલમાં આવાબાઈના ચેહેરા ઉપર ભયાનક ફેરફાર થઈ રહ્યો

"શુંઉઉઉ!" તેવણ ઠડાક દેતા કે સોફાપરથી ઉઠી ઉભા થયા, "તમારી દીકરી ખોરશેદ જીવેચ!" તેવણે ધાડા અવાજે બુમ પાડી, "કાંય! કેમ! એ નહી માનવા જેવું તમે બોલોચ. તે જીવતી છે! નહી માની શકાય? જે બારીએથી મારો દીકરો પડી ગીયોય તેજ બારીએથી તમારી દીકરીએ નખાવી લઈ આપઘાટ કીધોય," ને તેવણ હયા હાફતા પાછા એકપર ફગડાઈ પડ્યા.

"નહિજી તેમ તેણીએ કીધુંજ નથી" તે દાદાભાઈએ શાંતીથી સમજાવ્યું "મારી દીકરી ખોરશેદ આય પલે મારી વડી દીકરી જરબાનુના લંડન ખાતેના મકાનમાં સલામત છે. તેણી હાલ મજ્બુત માંદગી ભોગવેચ. આજે કેટલા દિવસો થયાં તેણી ત્યાં તેજ હાલતમાં રહેલી છે"

"તે ત્યાં કેમ જઈ શકી! મને કહી દેવો!" તેવણ ચીચવાયાં.

"તે તમુને હું કહી શકતો નથી મારી દીકરીએ તે વિષે મારી આગલ ખુલાસો નથી કીધો. બસ હું એટલુંજ જાણી શકયોચ કે તેણી માટે તમે શોધેલા કેદખાનામાંથી તેણી મારી નાની લાડકી દીકરી મહીશલામત બચી શકીચ"

"ત્યારે," તેવણ, ગુસ્સાથી બખાળ્યા, "મારી સામે દગો રમવામાં આવ્યોચ, મર્યામ દગો રમાયોચ!" તુરતજ તેવને જોરથી ઘંટ વગાડ્યો અને હાજર થયલા નોકરને "મીસ હેનડરસનને મોકલો!" ના હુકમ મુજબ એ પળમાં તો મેહેરા કાગાં ત્યાં હાજર થઈ.

"મીસ હેનડરસન લેડી જહાંગીર કાસ્તલમાંથી કેમ છટકવા પામ્યા તે વિશે તમે કંઈ જાણોચ?" તેવને તેણીને ડોળા કકડાવી પુછ્યું.

"નહીજી હું કાંઈજ જાણતી નથીજી" તેણીએ હિંમતથી જવાબ દીધો. આટલું ખોરશેદની આબરૂના બચાવને ખાતરથી જુઠું બોલતાં તેણીનું પવિત્ર જીગર ડંખતું હતું "હું તે દીવસે રાતે મારૂં ખાણું લીધા પછી લેડી જહાગીરના ઓરડામાં રાબેતા મુજબ ગઈ તો ત્યાં તેવણ હતા નહિ અને તેવણનાં ઓરડાની બારી ઉઘાડી હતી!"

"તે બનેજ નહિ." તેવણ જાસ્તી ચીંચવાયા "સર્યામ દગો, રમવામાં આવ્યોચ. ઓ ખુદા! મારો ગરીબ દીકરો મફત માટે ગીયો ને શું તે કમબખત છોકરી જીવીને પોતાની ફતેહપર હસે! તે છોકરી કે જેને મારા બચ્ચાનો જીવ લીધો; મારા દીકરાનો નાશ કીધો તે શું જીવતી બચી શકે!"

"બસ કરો બાનુ!" દાદાભાઈ હવે છેડાઈને ઉઠી ઉભા થયા. "મારા બચ્ચાંને જીવવાનો દરેક હક છે!"

"મીસ હેનડરસન," હવે તેવને મેહેરની તરફ ફરી પતામણે અવાજે પુછ્યું, "મને સાચુ કેહો. તમે તે વિષે જાણનાં તો હોવાજ જોઈએ."

"તમુને ખુશી કરવા હુ જુઠું બોલી શકતી નથીજી" તેણીએ ટુકમાં પતાવ્યું.

"નહિ હું તે માનતી નથી મને ઠગવામાં આવીય," તેવને મથું ધુણાવી તેણીનુ માનવાને સાફ ના પાડી, "જોવો મીસ હેનડરસન તમે તમારી ફરજ બજાવી નથી અને મુબઈ જતાં વાત હુ તમુને રજા આપીસ"

"મારી દીકરી તમુને મળવા ઘણીજ ઇંતેજાર છે મીસ હેનડરસન. તમુને કસોજ વાંધો નહિ હોય તો આજેજ મારી દીકરી તમુને પોતાને ત્યા એક બેહો દાખલ આવકાર આપવા તઇયાર છે."

મેહેર દાદાભાઇ દુભાશનો ઉપકાર માની તે ઓરડામાંથી બહાર પડી.

"તમારી દીકરી હ્યાથી કેમ નહાગી જવા પામીય તે હુ સોધી કહાડશ" હવે આવાંબાઇ મેહેરાં તરફથી કંઇબી ખુલાશો નહિ મલતા વખતાં ગુસ્સે થઇ બખાલ્યા, "હુ સોધી કહાડ્ય અને હું વેર લેનસ. દાદાભાઇ દુભાશ આજથી તમે અને તમારા વ્હાલાઓ મારા ને મારા કુટુંબના કટ્ટા વેરી ગણાસો પણ તે દુશમનઇ મેહેરમાની કરી મુબઇના લોકને જાણવા દેતા ના. હવે હું જલદીજ મુબઇ ઉપડી જનાર છુ અને ત્યારે તમે લોકે લાજે થોડો વખત મારે ત્યા આવતા જતા રેહેજો. બસ એટલીજ મારી મરજી તમે રાખજોની."

"તમે જેમ કેહેસો તેમ કરવાને હું રાજી છઉ, આવાબાઇ," તેવણે નરમાસથી નાખતી કીધી, જ્યારે તેવણ પોતે બી બહારથી તો એ જાણીના કુટુંબ સાથ લોકને સારૂ દેખાડવા ઘણીજ રાજી હતા

"હવે તમે જાઓ" આવાબાઇએ ગુસ્સાથી વેહેવાઇને જવા ફરમાવ્યું, "પણ દાદાભાઇ દુભાશ મારી તરફથી તમારી તે કમબખત દીકરી મારે મારી ઉડામાં ઉડી હાય લેતા જાવો."

તેવણે ફરી પાછો એક લોહીનો ગોટ ગળી આવાબાઇને ઠંડું નમી ત્યાંથી ચાલતી પકડી. તેવણના ઘાટકી શબ્દો માંરે તેવણનું લોહી તો ઘણુ બી ઉકલી આવ્યું છતાં તેવણ કસુબી કરી શકયા નહિ. તે બાઇ સાથ મારા મારી કરવી ફોકટ હતી.

વહુપર વેર લેવાનાં ખ્યાલે તો તેવને પોતાનો એક પુરો દીકરો ખોહયો હતો છતાં હજુરગી આવાંબાઇ વેરનીજ વાત કરતાં હતાં, તેવણનું ઘાટકી જીગર હાય કદી નહિ પુરાય તેની ખોટ છતા સનોષ પામ્યું નહિ અને હજુરથી ખુદરત સામે લડવા તેવણ તઇયાર હતાં.

દાદાભાઇ દુભાશ હવે આવાંબાઇ આગલથી નીચે ઉતરી હાલમાં આવી ઉભા, જ્યાં તેવણને મેહેર સામી મળી. ખોરશેદ કેવી રીતે તે ફાસનલખાથી નહામવા પામી તે જણાવી દેવા દાદાભાઇએ મેહેરને ઘણી બી સમજાવી પણ તેણીએ નાનુજ ડોકયુ ધુણાવ્યું

"નહિ જી, તે મારાથી કેહેવાય નહિ," તેણીએ ઘણીજ નરમાસથી નાં પાડી, "કોઇબી શકતી મારી ઉપર મુકાયલો વિસવાસને ભંગ કરવાની શકતી ધરાવી શકશે નહિ. એ વાત મને પુછોજ ના"

અને ત્યારે તેરને બાપ ઇજ્રેજ છોકરી'તરફથી ખબર મેળવવાની આસા છોડી દી'ધી

× × ×

સર જહાંગીર બરજોરજીના મરણના સમાચાર જો કે તેણે ઘણી જ અતવતથી વાચયા તે મેડમ દયુમાએ તે પેપર કે જેમા તે સમાચાર છપાયલા હતા તે જમીન પર પછાડી નાખ્યું.

'એ ઘણુંજ સુરૂ થયું,' તેણી ઘણુંજ અનવનથા ગેપીનને કહેતી સમજાવી "નહિ કે તે મરી ગયો તેથી ને કાંઇજ એવો મુર્ખ કે તેનો એવોજ હાલ થવો સરજાયાર હતો પણ મે જે આશક ખોહીયોય તેથી મને ઘણું લાગેય. એવી તક તો જવનેજ મળે. હું ફેરી એને વખત જતા ફુસલાવીને પરણી જતે! પણ તેરી અક્કલજ કયા હતી?'

બસ આટલાજ તેણીના વખાણ ભાર ભરેલા તે મારેની ખબર વાચતા દલગીરીના શબ્દો હતા તે કે જેને વાયલો બની' તેણીને એક મોટી જેવી દોલતથી નવાજી હતી, તેને કે જેણે તેણી તરફની મોહોબતને ખાતર પોતાની બૈરીનો નાશ કરવા જતા પોતે મુઓ હતો તેને માટે દયાનો એક શબ્દ પણ તે બેહયા ઓરત ફાજલ પાડી શકી નહિ અને શું સર જહાંગીર પોતેબી તેના શબ્દોને લાયક હતા?

તે મેડમે ત્યાર પછી તેણી તરફથી ભેટ થયલા જવાહેરાતો બાહાર કાઢી તપાસ્યા અને તે ઝવેરાતોમા ચેના હીરાથી મઢી લીલો પરવાળાનો એક નેકલેસ પણ હતો

એ જો તો હતે તો એથી મરસ હું એકકી ચીજ એની પાસ મઢાવતે!' તેણી તે નેકલેસને ફેરવી ફેરવી વખાણની નામે તપાસતા પછી તેણીનો તે જવાન જીવ માટે બળાપો થયો નહિ પણ તેની તરફથી બંધ થયલી આવક માટે તે મનાનું જીગર બળીને ખાખ રાખ થતુ હતું

બીજા મેનમા મનેજર સેટી આના ઘઇ લંડન ખાનેના કેરગાર ફી ગોઠવણ કરી ઇગ્લંડનો કીનારો મેહેર સાથે છોડી ગયા તેવણ ઉપડતા ફી અગાઉ દાદાભાઇ દુમાશને કાગળ મારફતે મુબઇ આવતાજ મળવાની તાકીદ ફરમાવતા ગયા

---

# પ્રકરણ ૬૨ મું.

## ધર્મોજય,

વાચનાર તારી નજર પાછી મુબઇમા મહાલક્ષ્મી તરફ આવેલા એક એકાંત બંગલામા ફેરવ

તે મંગલાના મોટા દીવાનખાનામા એકલા મનેજાઓમા મનેજર સેટી આનાબાઇ, સર ફીરોઝ બરજોરજી અને ફેમીલી સોલીસીટરની બાજુમા દુમાશ શેઠ બેઠેલા નજર પડતા હતા તેઓ બાનુ ખોરશેદના પર્ઇમા મગધી ગોઠવણ કરવા ત્યા એકઠા મળ્યા હતા

તેઓ ગભીર ગુફતેગોમાં રોકાયલા હતા જ્યારે એક નોકર ત્યા એક ચુરતના પેટમા આવેલા પરબીડા મય આનાબાઇ સન્મુખ હાજર થયો. તે કોઇ ઝવેરી તરફનું બીલ હતુ.

આવાંબાઇએ તે ત્રેમાંથી ઝડપથી ઉંચકી લઇ ખોલીને વાંચ્યું. અને તેવણ એકદમ ફીકા થઇ ગયા. નહિ કે તે બીલની આકળી રકમ વાંચતાં તેવન ઘભરાયા, જરાકબી નહિ. પણ તે બીલમાં બે કીમતી હીરાથી મઢેલા પ્રીંક કોરલસના એક સરખા નેકલેસીસની વીગત વાંચતાંજ તેવન હબનાઈ ગયા. ગમે તેવાં તેવન પાછા સ્વભાવના આકલા ને ધાટકી હના છતાં દીકરાની આ નાલાયક ચાલનો પુરાવો વાંચતાજ તેવન મનમાં બહુજ ગુસ્સે થયા. ત્યારે આખરે તેવનની અનગમતી વહુજ તેને નહી તાબે થવામાં સાચ્ચી હતી-અરેરે! તેવને તેણીનું વખતસર માન્યું હતે!-તો-તો કેટલો બગાડ થતો અટકતે! પણ હવે મોડું થયું હતું.

"આય વાંચો," તેવને તે બીલ દાદાભાઇના હાથમાં મેલ્યું. તેવને તે વાંચી પાછું આવંબાઇને સ્વાધીન કીધું જ્યારે તેવનની આંખોમાં ખુશાલી ને ફ્તેહનો ચમકાત ચમકી રહયો.

"દાદાભાઇ," તેવન ધીરેથી બોલ્યાં. "આજથી હું તમારી દુશમન નથી અને તમારી દીકરીનેજ ગેરઈન્સાફ મારીથી થયોચ તે માટે હું દલગીર છેઉં. તે કોઇ મડમ ગાનારીને મારી પત્ર નહી આપવામાં તમારી છોકરી વાજબીજ હતી. મારા ગરીબ દીકરાએ મને છેતરી. જો મને અગાઉથી માલમ પડયું હતે તો હું તમારા દીકરા બદલ મારી વહુનીજ તરફેણ ખેંચને." અને તેવણે એક નીસાસો નાખ્યો.

"હું તમ.રો ઘણોજ ઉપકાર માનુંચ, આવાંબાઇ" દાદાભાઇ લાગણીથી બોલ્યા, "અને આખરે તમે મારાં બચ્ચાંને ઇન્સાફ આપ્યોચ તે જાણી હું ઘણોજ ખુશી છેઉં."

અને ત્યારે વાંચનાર અંતેની સચ્ચાઇનીજ ફતેહ હતી. દાદાભાઇએ ઘણુંજ હર્ષિત જીગરે પોતાની દીકરીઓ પર બહારગામ તે વિષેની ખબર લખી વાળી અને એડી-બી તે વિષે વાકેફ કીધી.

તેઓ બધા જર ખોરશેદ અને બરજોર લાંબી મુસાફરીએ નીકળી પડયા હતા. ખોરશેદની લથડતી જતી તબ્યતે તેઓને એટલા તો ઘભરાવી નાખ્યા કે બેહેન બધીવી દાકટરની સલ્લાહને માન આપી મુંબઇ આવતાં વાર તેણીને લઇ તુરત ઉપડી ગયા.

વાંચનાર પુછસે કે ત્યારે મેહેર કાંહાં કયાં હતી? તેણી મુંબઇ આવતાંને લારજ પોતાનાં વ્હાલાં કાકાજીને મલવા અમદાવાદ જાતે ઉડી ગઇ હતી. અને તે કાકોબી વ્હાલી ભત્રીજીને ઘણે લાંબે વખતે જોતાં ખુશી ખુશી થઇ ગયો અને ફરીથી પોતાંને કહીબી એમ કહયા વગર નહિ છોડી જવા માટે તે વારંવાર તેવણ મેહેર પાસથી વચન માંગતા હતાં.

મેહેર ઇંગ્રેજ નહી પણ એક જરથોસ્તીજ હોવાનું જ્યારે ખોરશેદથી દાદાભાઇ અને જરે જાણ્યું ત્યારે તેઓ તે છોકરીની હિમ્મત ને બહાદુરીપર આફ્રીન કેરવા લાગ્યા. તેઓ તે છોકરી પરથી બધાં ઓવરઇ પોવરઇ ગયાં. ખોરશેદનું તેણી માટેનું હદ વિનાનું હેત, અને મનની લાગણી જોતાં દાદાભાઇએ તેણીને ખોરશેદ સાથેજ મુસાફરીએ જવાની ઘણી વાર બોહોસ કીધી. પણ "અરે નહિરેજી! મારા કાકાજી મારી વારે વાર જોતા હોસે! હવે તો મારો જીવ જાન મારો ઘેરમાંજ બધો ભરાઇ રહયોચ."

વળી ભલી તે છોકરી એમ કરી તેણીએ ખોરશેદ અને એડી વચ્ચેની લાગણીનો જરાકબી સંસારો કોઇને જાણવાજ દીધોજ નહિ. તેણીનો આસય તે છોકરીને એડીને ખાતર બચાવાનીજ

મકસદથી પેસ બક્ષી આવાબાઇની નોકરીમાં રહી હતી. પણ તેણીએ તે વિષેનો એક ઝાંખો વેહેમગી કોઇના મગજમાં પેદા થવા દીધો નહિ અને તેણી ત્યારે તે બધેનાં—ખોરશેદ અને એડીનાં મન અને માનમાં ઘણીજ વધી ગઇ.

ખોરશેદે એડીને આજે કંઇ મહિનાઓ થયા જોયો હતો નહિ. દિવસે દિવસ તે પોતાની હુશયારીથી ઉંચા સરકલોમાં પંકાતો જતો હતોની પસગવત ખબરો સાંભલતાં તેણીનો છવ તેને માટે ખુશ થતો હતો છતાં હજુરબી તેણી પોતા અને તેણી વચ્ચે જબરદસ્ત ભીંત આડી ઉભેલીજ જોતી હતી.

એક વરસ વેર તેઓ જોવા જોગ શેહેરો ફરી વલ્યા જે અરસામાં જરે ખોરશેદને ખુશાલ રાખવાની ઘણીબી કોશેશ કીધી પણ ફોકકટ ? ગમે તેવી જોવા લાયક જગ્યાઓમાંગી તેણી કંઇ ઇનટેરેસ્ત લેતી હતી નહિ. તેણીની આંખોમાં છવાઇ રહેલો નાસીપાસીનો ઓલો તેઓ કેમે કરતાં કાઢી શકયા નહિ. સદા તેણી સુસ્ત મુંગી અને વિચારવંત ફર્યા કરતી હતી. કયાં તેણીનો અગાઉનો મીઝાઝી મગરૂર અને આકલો સ્વભાવ અને કયાં આજની ખોરશેદની શાંત અને નરમ રીતભાત. તેણીની મોટી આંખોમાંના અગાઉના મસ્તીના ચમકાતની જગ્યા નરમાસ અને નાસીપાસીએ લીધી હતી. જર તેણીને સોહોવડાવવા તેણીની નાસીપાસી દુર કરવા પુરે પુરૂ ઝમતી હતી છતાં તે બધું ફોકકટ જતું.

"અગાઉ જેવી ખોરશેદ થવી ઘણીજ મુશકેલ છે, બરજોર." તે વડી બેહેન બરાપો કરતી હતી, "હું ગમે તેટલુંબી એનુ મન રોકવાનું કરૂંચ પણ એની પર અસર થતીજ નથી."

"વખત બધું ભુલાવસે. જરાં તું એની મરજીનુંજ એને કરવા દે" એ બરજોરનું મત હતું.

છતાં એક વરસ અને ઉપર છ માસ ની નીકળી ગયા પણ ખોરશેદમાં કંઇજ ફેરફાર નહી થયો. અલબત્તાં તેણી અગાઉના જેટલી ચીડા ને કાહેલી તો હતીજ નહીં. ઘણીક વખત તેણી ઉંઘમાંથી ને કારતસનો જુલમાત સ્વપ્નામા જોતાં ચીસ પાડી ઉઠતી હતી—તે કારતસની યાદ તેણીને ધ્રુજાવી નાખતી હતી.

તેણી ફકત એકજ જણ સાથ જરાકબી છુટથી કાગળો લખી પોતાનું દીલનો ઉભરો ખાલી કરી શકતી હતી ને તે મેહેર હતી—મેહેર તેણીને મનથી ફરેસ્તો હતી—મેહેર સીવાય તેણી પોતાનાં ફુઇ વકીલ પર કંઇબી લખતી હતી નહીં. તેણીને મનથી તેણીનાં સુખનો સુર્ય નાશ પામ્યો હતો.

હાલ તેઓ ત્રણ માસ થયા પુના ખાતે એક બંગલો લઇ ત્યાં ઠેર પડયાં હતાં.

"પપા એ દિવસમાં તુને મળવા આવી લાગશે, બતી, દીકરા" એક દિવસે જરે તેણીને ખુશ વધામ આપી પણ તેથી તે દીકરી કંઇ ખુશી થયલી દેખાઇજ નહીં.

"ખોરશેદ, તું પપા સાથ એવણને ઘેર જવા ખુશી છે. એવણનું ઘેર તે વળી આપણુંજ છે કની દીકરા! એમાં ઓરકાવાનું શું છે!"

"નહીં" ખોરશેદે જવાબ દીધો. જ્યારે ઘણે વખતે તેણીનાં કપાળપર મીઝાજની કરચ લીઓ ચેહેલી જરે જોઇ, "કદી નહીં હું પપા ને ફુઇજી સાથે તો હવે કદીબી રેહેવાની નથી.

જર એ લોક તો ગમે તેટલાગી બહાના કહાડે પણ તું જાણેય કે એ લોકે મને મારી સઉથી મોટી કીંમત આંકનારને વેચી મારૂં જીગર, પ્યાર અને પ્રમાણીકપણું મારા પગ તળે મારી પાસે કચરાવી મુકયું. મારા કાલાવાલા મારી અરજ એ લોકે તે વખતે સાંભળી નહીં. હું જે માણસને ધીકકારતી હતી તેજ માણસ સાથે પરણવાની તે લોકે મને ફરજ પાડી. નહી. તે લોક સાથ ફરીથી હું રહી શકીશ નહીં"

જરના મુખમાંથી ઉપલું સાંભળતાં એક દુઃખનો નીસાસો નીકળી પડયો જેથી પ્રોરશેદ બોલતી હતી.તેનો બોલે બોલ તેણીએ સાચો માન્યો.

"ત્યારે તું શું કરશે ખતી !" તેણીએ પુછયું.

"મેં તેનો વીચાર નથી કીધો, જર," જવાબ મળ્યો "પેલી ઘાટકી ગઈ શુકરીએ મારૂં મન એટલું રોકયુંચ કે મને મારા બવિસ્યનો વિચાર કરવાનો વખતજ નથી મળ્યો. હું ધારૂંચ ત્યાં વેર તો મારા નામપર ઘણી મોટી દોલત મુકાયલી છે. જર. જયારેથી તું મારાથી છોડી જાય તો મને જણાવજે, હું મારે એખલી કેટેખી રેહેવસ. હું કેટેગી મારી બાકીની જીંદગી એકાંતમા પુરી કરશ !"

તેણીનું આવી જાતનું બોલવું સાંભળી તે બન્ને બેહેન અધેરીની આંખોમાં તેણી માટે દયાનાં આંસુઓ ધાઈ આવ્યાં. રે ! તેણી કે જે એક વખત સોસાયટીનો સ્ટાર ગણાતી હતી તેણી કે જેની હાજરીથીજ ઘણો ખુશાલી અને વખાણનો ગણગણાટ ફેલાતો હતો તેણી આજે આવી જવાન ઉમ્મરમાં ખુબસુરતીના બહારમાં ખીલેલી એકાંતમાં બાકીની જીંદગી ગુજારવા ઇચ્છતી હતી. કીસમત ! કીસમતેજ તેણીને આડે રસ્તે દોરવી હતી.

જર ખોરશેદ નજદીક ગઈ અને પ્યારથી તેણીના ખભાંપર હાથ મેલ્યો.

"ખતી, તું પાછી પરણી શકશે," તેણી ચીંતામણી ઢબે બોલી.

"તે બની શકે તેમ નથી !" તેણીએ ઉદાસીન જવાબ કર્યો છતાં તે સવાલે તેણીનું મગજ રોકી રાખ્યું.

તેણીને એક તડાકે તે વહાલો જવાન યાદ આવ્યો કે જેને તેણીને બચાવવા ખાતર કેટલો જોખમ કેટલી મહેનત લીધી હતી ! હજુરથી તે કેવો ડહાપણથી તેણીથી દુરજ રહ્યો હતો ! દિવસના દરેક પળે તેણી તેને યાદ કરી ચહાતી હતી. તેનાં લખાણો વખણાતા હતાં. ઉચા સરકલોમાં તેના તારીફના બોલો પુકારવા તેણી હરખથી સાંભળતી હતી. પણ હવે પછી તે તેણીનો થાય તેવો વીચાર તેણી એક મીનીટભી લાવી શકતી હતી નહીં. તેના જેવો એક પંકાએલો, હુશીઆર જવાન, કે જેને માટે ભવિષ્ય ચળકતું હતું તે તેણી સાથે પરણવાનો વીચાર લાવી શકે તે માટે તેણીને શક હતો. જો તે પરણવા તઇયાર થાય તો તેની પસંદગી પામેલી છોકરી પવિત્ર સુંદર અને એક બી દાઘ વીનાની તેને તેના પોતાવત ખાતર તેવાજ વળતા પ્યારથી ચાહી શકે તેવીજ હોવી જોઇએ. જ્યારે તેણી પોતે પોતાને તેવી જોઇ શકતી હતી નહી.

વખત જતાં એડીનાં પ્યાર તરફ નાસીપાસીનીજ નજરે તેણી જોતી ગઇ અને ત્યારે તેણીને પોતાની જીંદગી વધતી અકારી લાગી. ઓ ! તેના જેવા એક જવાંમર્દે સાચ્ચા મરદના

પ્યારને ઠોકરે મારવા માટે તેણીએ હવે ખરે મને પસ્તાવાના આસુઓ ખેરવ્યા પણ તે હવે બધુ શુ કામનુ ?

'એ !! જેનો મહાદર અને ભનો આય દુનીઆમા બીજો કોઈજ નહીં હોસે' તેણી વારવાર મનથી વીચારતી પણ એને લાયકી હુ નથી એ મારી તબીઅત, મારા બાકો, મારો એક વખતનો હદ બહારનો પતી આ પૈસાનો લોભ એ બધુ જાની ચુકો છે તો હવે તે જાણ્યા પછી એ મને પોતાનો માર્યો પ્યાર પાછો સુપરદ કરે એ મને તેનુ નથી"

તેણીએ ખાતરીથી માન્યુ કે તેણીને તે ભુતી ગયલો હોવો જ જોઈએ

દાદાબ ઈદુમાગનો આવવાનો દિવસગી ઉગી ચુક્યો હતો અને મહવારના પોહોરમા જર તૈયાર થઇ ખોરશેદ !! દીવાનખાનામા દાખલ થઇ

'ખોરશેદ, મરી દીકરી,' મોરશેદ જેણી એક ખુરસીપર અઢેલ ઇ વાંચ રહતી બેઠી હતી તેણીના નરમ કાળા ઝુલફા પસવારતી તે બેહેન બોલી 'ખોરશેદ તારા ધણીને ગુજર પામ્યાને બે વરસ વીતી ગીયાંને હવે તુ આવ સોગનુ કાળી સાડીનુ લીબાસ મને ખુશી કરવા નહીં બદલી નાખે ડાર્લીંગ ?'

"તુ જેમ કહેશે તેમ કરગ જર ! તેણીએ ત દારીથી જવાબ કર્યો

'ત્યારે તો મરી મરજી છે કે આજથીજ એ તુ કહાડી નાખ આપરા પપાને આજે આવાશે લામે વખતે મળસુ ને ત્યાં તારી તન્દુરસ્તમાળી ઘણો સારો સુધારો થવતો છે એટલે પપા તુને અગાઉ માફક રંગીન પોશાકમા જોઈ ઘણા ખુશી થશે ! મે લીસબર્ન સાથ ગોઠવણ કીધેલી છે અને તારી રંગીન સાડીઓની ત્રક બધી અહીં મગાવી રાખેલી છે તેમાથી તુ આજે તારી મરજીની સાડી પહેરસે ?

'તુનેજ ફક્કટ ખુશી રાખવા હુ કબુલી કરશ' તુનેજ મોન પર ભાર મુકી તેણી શુ કહેવા માગતી હતી તે જર સમજી ગઇ

'નહીં ડીઅર ગમે તે પણ તેવણુ આવરા પપજ કેની ખોરશે ! એવનને પોતાના ઘ ન્યાનુ નહી લાગે તો ઘણુ લાગે ! ને યાદ રાખ ખતી કે તુ તેનનની સર્વથી લાડકી ને વ્હાલી દીકરી હજુ-મી છે'

દુખનો છાપ ખોરશેદના ચહેરાપર પ્રગટી રહ્યો 'એવન મને કઇ આવ્યા હેતથી' ચાહતા નથી, જર ! બે પ્યાર વચ્ચેની સરખામણી હુ સમજુ છ. એક આપ મતલબી પ્યાર ક્યા ? અને બીજુ સાચ્ચુ નીખાલેસ હેત ક્યા ?

જર કબુજ જવાબ દઇ શકી નહી પણ તુરત તેણીએ લીસબર્નને બોલાવી મગાવી.

હવે આવ કાળા ચીથરા તુ મારી બહેનની નજરેજ ના પડવા દેતી, લીસબર્ન,' તેણી હસતે ચહેરે બોલી

લીસબર્ન ઘણીજ ખુશ થઇ ગઇ, અને તેણીએ ઘણાજ હરખથી પોતાની બાઇને તૈયાર કરવા માડી

એક સી ગ્રીન કલરની નીગેનની બારીક સાડીમા અને દીલને બધ બેસતા ઝીના તેનાજ કપડાના અપ-ટુ-ડેત બ્લાઉઝમા ખોરશેદ ઘણીજ દીપી રહી કાળી સાડી સાથનો એકનો એક

